# પુસ્તકાલય

લવાજમ :
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છૂટક નકલ રૂ. ૦-૬-૦

તંત્રીઓ :
નાનાભાઈ ચંદ્રશેખર દીક્ષિત,
મણિલાલ મહાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :
ચાંપશીભાઈ નારણભાઈ અમીન
બી. કૉમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા .....વડોદરા.





પુસ્તક ૧૬ મું | જાન્યુઆરી ૧૯૪૨ | અંક ૧ લો

# અનુક્રમણિકા


| વિષય | લેખક | પૃષ્ઠાંક |
|---|---|---|
| સોળમા સોપાન પર ... ... ... | —તંત્રીસ્થાનેથી | ૧ |
| પુસ્તકપરિચય ... ... ... | શ્રી. ના. ચં. દીવાનજી, ... ... | ૩ |
| નવીન ફાલ ... ... ... ... ... ... ... | | ૧૦ |
| માસિકો મળ્યા તારીખ ... ... ... ... ... ... | | ૧૧ |
| પુસ્તકાલય નોંધ ... ... ... ... ... ... | | ૧૨ |
| પુસ્તકાલયોનું કાયમનિધિ ભંડોળ ... | શ્રી. ઊમેદભાઇ મો. પટેલ ... | ૧૪ |
| કાયમનિધિની વિગતવાર હકીકત ... ... ... ... ... ... | | ૧૭ |
| વ. રા. પુ. મંડળની જાહેરાત નં. ૩ ... ... ... ... ... | | ૬૯ |
| જરૂર ઉજવો : પુસ્તકાલય પર્વણી ... ... ... ... ... | | ૭૧ |
| પુ. સ. સ. મંડળની જાહેરાત નં. ૩ ... ... ... ... ... | | ૭૨ |
| પત્રો શરૂ થયાની માહિતી : યાદી નં. ૨ ... ... ... ... ... | | ૭૩ |
| પુસ્તકો મોકલ્યાની માહિતી ... ... ... ... ... ... | | ૭૪ |
| પુસ્તકાલય ખાતાનો વહુકમ નં. ૩ ... ... ... ... ... | | ૭૬ |


## એક અગત્યનો ખુલાસો

" યુવક " માસિકના વ્યવસ્થાપક જણાવે છે કે—" જાન્યુઆરી ૧૯૪૧ થી ' યુવક 'ની સાઇઝ–કદ અને તેના સર્જનમાં ફેરફાર થતો હોઈ ૧૧ મા વર્ષથી તેનું લવાજમ રૂપીઆ બે ને બદલે ત્રણ કર્યું છે. પણ વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે તો મૂળ લવાજમ રૂા. ૨–૦–૦ રાખ્યું છે. એટલે વ૦ રા૦નાં પુસ્તકાલયોને રૂા. બેના લવાજમે ' યુવક ' મળશે. "


આ માસિક વડોદરામાં ' ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫–૧–૪૧



પુસ્તક ૧૬ મું જાન્યુઆરી-૧૯૪૧ અંક ૧ લો

## સોળમા સોપાન પર

—તંત્રીસ્થાનેથી

"પુસ્તકાલય" માસિક પંદર વર્ષ પૂરાં કરી પુસ્તકાલયપ્રવૃત્તિનો પેગામ પહોંચાડવા આજે સોળમા સોપાન પર પગ મૂકે છે.

વીતેલા વર્ષ દરમિયાન એણે પુસ્તકાલય પ્રવૃત્તિમાં આપેલા એના ફાળાનું કંઇક વિહંગાવલોકન કરી જઇએ.

"પુસ્તકાલય" માસિક ખાસ ઉદ્દેશપૂર્વક પ્રસિદ્ધ થાય છે. વિવિધ વિષયનું વાચન આપતાં સામયિકો આપણે ત્યાં જોઇએ તેટલાં છે એટલે એમાં સાહિત્યવિષયક વા અન્ય વિષયને લગતા લેખોની અપેક્ષા ભાગ્યે જ કોઇ રાખી શકે. એ એક વિશિષ્ટ ધ્યેયને અનુલક્ષીને પ્રકટ થતું માસિક છે. એટલે એ ઉદ્દેશને અનુરૂપ તેમજ તેના વિકાસમાં વ્યવહારૂ માર્ગદર્શન આપી શકે તેવા લેખો ગત વર્ષે આપવા પ્રયત્ન કરાયો હતો. તેમાં ચાલુ વિષયો "પુસ્તકપરિચય" "પુસ્તકાલય નોંધ" "નવીન ફાલ" "માસિકો મળ્યા તારીખ" તેમ જ પુસ્તકાલયોની પ્રચારકોએ કરેલી તપાસણીની હકીકત આપી છે. આ ઉપરાંત "શું વાંચશો ?" વાળો વિભાગ સ્થળસંકોચને કારણે કેટલીકવાર જતો કરવો પડયો છે; જ્યારે "પુસ્તકોનો પરિચય સંગ્રહ" એ વિભાગ સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સાહેબે જે ઉદ્દેશથી શરૂ કરાવેલો તેનો લાભ પૂરતા પ્રમાણમાં મંત્રી-ગ્રંથપાલ ભાઇઓ લઇ શકતા નહોતા; કારણ કે જે તે ઉલ્લેખાયેલાં પત્રો, "પુસ્તકાલય" પ્રસિદ્ધ થયા બાદ શોધવાની તકલીફમાં ભાગ્યે જ કોઇ ગ્રંથપાલ ભાઇ ઊતરતા. આથી, એ વિભાગ પરિણામે નિરૂપયોગી થઇ પડવાથી તે બંધ કર્યો છે. અને "સામયિક દોહન" વિભાગની દશા પણ અમારે કેટલીક વાર નછૂટકે "શું વાંચશો"વાળા વિભાગ જેવી કરવી પડી હતી, જે માટે વાચકવર્ગ દરગુજર કરશે. પરંતુ એ વિભાગો હવે બનતા સુધી તો દર માસે નિયમિત

આપવા ધારવ્યા છે. તેમાં પણ " સામયિક દોહન " વિભાગ તો કોઈપણ માસે ન જ રહેવા દેવો એવો અમે નિર્ણય કર્યો છે.×

આ ઉપરાંત મંત્રી ગ્રંથપાલ ભાઈઓ તરફથી પુસ્તકાલયપ્રવૃત્તિનાં કાર્યોમાં અવારનવાર પડતી મુશ્કેલીઓ વા ત્રુટિઓને લગતા જે અનુભવો તેમને મળેલા તે પૈકી જેમના અમારા તરફ લખાઈ આવ્યા અને અમને છાપવા જેવા જણાયા તે અન્ય મંત્રી–ગ્રંથપાલ ભાઈઓના માર્ગદર્શન માટે " અનુભવનિતાર " નામે ગયા વર્ષે આપવા પ્રયત્ન કર્યો હતો.

આ ઉપરાંત પુસ્તકાલય ખાતામાં અવારનવાર, પુસ્તકાલયોના સંચાલકોના માર્ગમાં મુશ્કેલ જણાયેલી મહત્ત્વની બાબતો વિષે પુછાતા પ્રશ્નોના ખાતા તરફથી જે જવાબો સર્વસામાન્ય–સર્વ પુસ્તકાલયોને ઉપયોગી થઈ પડે તેવા હતા તે–પણ ખાતાના મદદનીશ વ્યવસ્થાપકે મોકલી આપતાં તેને "પ્રશ્નોત્તરી" શીર્ષક હેઠળ છાપ્યા હતા.

પુસ્તકાલયવિષયક કાવ્યો કેટલાક ભાઈઓ તરફથી અમને અગાઉ મળતાં તેમાંનાં ભાગ્યેજ કોઈ પ્રકટ કરવા જેવાં જણાતાં તેમ જ હવે પુસ્તકાલયને લગતાં પ્રેરણાત્મક કાવ્યો લખનાર નહિ નીકળવાથી એવાં કાવ્યો લેવાનું મોકુફ રાખ્યું છે; જો કે ખાસ પસંદગીવાળાં કાવ્યોને સ્થાન આપવા અમે યથાશકય પ્રયત્નશીલ રહીએ છીએ.

આ સ્થળે અમે પુસ્તકાલય પ્રવૃત્તિમાં કામ કરતાં ભાઈબહેનો જો તેમના આ પ્રવૃત્તિવિષયક અનુભવો–નક્કર અનુભવો–તેમ જ વ્યવહારૂ માર્ગદર્શનને લગતા લેખો લખી મોકલશે તો તે અવશ્ય સ્થાન આપવાને પાત્ર નીવડશે.

આ સ્થળે અમારા વાચકવર્ગને, અમે અગાઉ પણ કરી હતી તેવી વિનંતિ ફરીવાર પણ કરીએ છીએ કે, જે પણ સામયિકમાં તમારા વાંચવામાં સારો લેખ આવ્યો હોય, તમને તે પસંદ પડયો હોય એવો " સામયિક દોહન "માં લેવા જેવો જે લેખ તમને જણાય તે અમારા તરફ જરૂર લખી મોકલો. સામયિક દોહનમાં અપાતા સારા જનહિતકારી લેખોમાં તેની પાત્રતા પ્રમાણે જરૂર સ્થાન મળશે.

વળી, દર અંકે અપાતા પુસ્તકપરિચય માટે જે તે પ્રકાશક બંધુઓએ વખતોવખત અમારા તરફ તેમનાં પ્રકાશનો મોકલતા રહી, વાચકોને–પુસ્તકાલયના સંચાલકોને–નવાં પ્રકટ થતાં પુસ્તકોનો પરિચય આપવામાં સારો સાથ આપ્યો છે. આ " પુસ્તક પરિચય " માટે કેટલાક લેખક–પ્રકાશક બંધુઓ ત્વરા સેવતા હોય છે પરંતુ અનિવાર્ય કારણે જ તે વહેલા–મોડા પ્રકટ કરવા પડે છે.

અંતે, વર્ષ દરમિયાન જે જે લેખક ભાઈએ તેમ જ વાચક–પ્રકાશક ભાઈ–બહેનોએ અમને સાથ–સહકાર આપ્યો છે તેમને યથાવત્ આગામી વર્ષમાં પણ આપતા રહેવા વિનવી પુનશ્ચ ૐ મંગલમ્ ।

× અમારા આ નિર્ણય છતાં આ અંકમાં અપાયેલી વિશેષ માહિતીના કારણે અનુભવવા પડેલા સ્થળસંકોચને લીધે તે જતો કરવો પડયો છે —તંત્રી



**૧ પરાગ**—લેખકઃ સ્વ. વ્યોમેશચન્દ્ર જનાર્દન પાઠકજી; પ્રકાશકઃ શ્રીમતી જયમનગૌરી વ્યો. પાઠકજી, ખપાટીઆ ચકલા, સુરત; ૧૯૪૦: પૃષ્ઠ ૧૫૩, સચિત્ર, ક્રાઉન ૧૬ પેજી, આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૧–૦–૦.

જીવતી જુલિયેટ, વહેમી, સંવાદો વગેરે પુસ્તકોના કર્તા સ્વ. વ્યોમેશચન્દ્ર પાઠકજી, સાહિત્યરસિકોથી અજાણ્યા નથી. વક્તા તેમજ સુરત પાઠશાળાના અધ્યાપક અને એક રમુજી વ્યક્તિ તરીકે તેઓ વિદ્યાર્થીઆલમમાં તેમજ જનતામાં લોકપ્રિય થઇ પડયા હતા. તેમનું આ 'પરાગ' તેમના અવસાન પછી તેમનાં પત્ની તરફથી પ્રસિદ્ધ થાય છે. આવા સિદ્ધહસ્ત લેખકોની કૃતિઓ આધુનિક સમયમાં જેટલી વહેલી અને વધારે પ્રસિદ્ધ થાય એટલું આપણું સાહિત્ય સમૃદ્ધ થાય છે. આ પુસ્તકમાં સ્વર્ગસ્થે આપેલાં વ્યાખ્યાનો, પુસ્તકોનાં અવલોકનો, પ્રવેશકો વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. સાહિત્યરસિકોને આમાંથી ઘણું જાણવાનું અને મનન કરવાનું મળશે. ભાષા સાક્ષરી હોવા સાથે સરળ અને શુદ્ધ છે. એમનાં લખાણો કટાક્ષમય વાકયોથી ભરપૂર હોઇને રમુજ આપે છે. લેખો બધા જ ઉચ્ચકોટીના અને બોધક છે, પરંતુ વિવેચક નાનાલાલ, યુવાનો અને સાહિત્ય, ગઇ સાહિત્ય પરિષદ, સ્વ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, શંકર જયન્તિ ઉત્સવ વગેરે ખાસ અભ્યાસ કરવા જેવા છે. અવલોકનની એમની શકિત, ઉચ્ચ કોટિની અને ઝીણવટભરી જણાય છે.

કાગળ, છપાઈ, બંધામણી, રૂપરંગ વગેરે સંતોષકારક છે. દરેક પુસ્તકાલયે આ પુસ્તક ખરીદ કરવું જોઇએ. છેક નાનાં પુસ્તકાલયો પણ એક નમૂનેદાર નિબંધપુસ્તક તરીકે ખરીદે તો ખોટું નહિ, પરંતુ ફાયદાકારક છે.

**૨. 'રાજપીપળામાં' નવી વસાહતનો વિકાસ**—લેખક તથા પ્રકાશકઃ શ્રી. મણિભાઇ દ્વિવેદી, નવસારી; ૧૯૪૦; ક્રાઉન ૧૬પેજી કદનાં; પૃષ્ઠ ૪૬; કાચું પૂઠું; મૂલ્ય લખ્યું નથી.

'પાંચ હજાર વર્ષ પૂર્વેનું ગુજરાત' 'પુરાતન દક્ષિણ ગુજરાત' વગેરેના કર્તા મણિભાઇ દ્વિવેદીને ગુજરાત એક દિલસોઝ કાર્યકર અને સંશોધક તેમજ પ્રયોજક તરીકે સારી રીતે ઓળખે છે. નવસારી પ્રાંતમાં તો એ ખાસ પરિચિત છે. કારણ કે એમનું સેવાકાર્ય મુખ્યત્વે એ તરફજ થઇ રહ્યું છે. રાનીપરજનું કાર્ય તો એમણે પોતાનુંજ કર્યું છે તેમાં આ રાજપીપળાનું વસાહતનું કાર્ય પણ એમનીજ ખંતનું પરિણામ છે. 'જંગલમાં મંગળ' ની વાતો સાંભળવામાં તો આવી હશે પરંતુ જેણે નજરે જોવી હોય તેમણે આ રાજપીપળાની વસાહત પણ જોવી જોઇએ, એવી અમારી ભલામણ છે. રાજ્યની સહાનુભૂતિ અને મદદ, સાચી દોરવણી અને દિલસોઝ દેશસેવક રાનીપરજના લોકો પાસે પણ કેવું કામ કરાવી શકે છે અને તેમને પણ શહેરીઓ અને ગામડાના લોકો જેવાં રહેતાં કેવી રીતે શીખવી શકાય છે

તેમજ સંઘશક્તિ કેળવવાથી કેવું સુંદર કાર્ય થઇ શકે છે અને છેક શ્રમજીવીઓનાં જીવનો ઉન્નત કેવી રીતે કરી શકાય છે તે આ નિવેદન દ્વારા ભાઇ મણિભાઇએ દર્શાવ્યું છે. ભાઇ મણિભાઇનો પોતાનો પણ એમાં હિસ્સો દોરવણી તેમ જ અંગત મદદ વગેરે છેજ. ગીચ, ગાઢ વસ્તીવાળા, અસુખાકારી અને અનારોગ્ય પ્રદેશમાં પડી રહેવા કરતાં આવા અણખેડેલી પણ મહેનતથી ફળદ્રૂપ બનાવી શકાય એવી જમીન વસાવાય તો જીવન સુખરૂપ રીતે અને જીવનની હાડમારીઓનો અંત આવે. શ્રી છગનલાલ હ. બક્ષી જેવા દાનવીરો મન પર લે તો આવી વસાહતો ઘણી વધી શકે અને લોકો સુખમાં પોતાની જીંદગી આરોગ્યથી વિતાવી શકે. રાજપીપળા સંસ્થાનના નકશા સાથે વસાહતનો ચોખ્ખો ખ્યાલ આપવાથી પુસ્તકની ઉપયોગિતામાં વધારો થાય છે.

આ પુસ્તકમાં જેમણે તનતોડ મહેનત અને મદદ કરી આ વસાહત વસાવી અને તેને વિકસાવી તેમનાં દર્શન કરાવ્યાં છે. આ નિવેદન માત્ર અઢાર વીસ વર્ષ પછીનું છે. ટુંકા સમયમાં ત્યાં કેવી પ્રગતિ થઇ છે તેમજ ત્યાંના વતનીઓ કેટલા પાવરધા તથા સુખી થયા છે અને તેઓ શું શું કરે છે તેમજ આ સ્થિતિ થવાનું કારણ શું તે આ પુસ્તકમાંથી સ્પષ્ટ સમજાય છે. આવી સુંદર માહિતી આપવા માટે ભાઇ મણિભાઇને અભિનન્દન ઘટે છે.

દરેક પુસ્તકાલય આ પુસ્તક વંચાવે અને ગામલોકો એ વાંચી મનન કરે અને એવી પ્રવૃત્તિ કરવા પ્રેરાય એવો પ્રયત્ન કરે, એ ઇચ્છવાયોગ્ય છે. રાજ્યનું કોઇપણ પુસ્તકાલય આ પુસ્તક વિના ચલાવી ન લે. કાગળ, છપાઇ વગેરે સુંદર છે.

**૩. શોભા**.—લેખક : શ્રી. ઇન્દ્ર વસાવડા, પ્રકાશકો : શ્રી. પુરુષોત્તમ પારેખ અને નટવરલાલ વોરા. નવચેતન સાહિત્ય મંદિર; ૨૪૫૬; ભદ્ર; અમદાવાદ; ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૩૯૨; કાચું પૂઠું, સચિત્ર; મૂલ્ય રૂ. ૨-૮-૦; પાકું પૂઠું રૂ. ૨-૧૨-૦.

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાનું આ ૨૧મું પુસ્તક પ્રથમ લેખકે હિંદી ભાષામાં લખી પ્રસિદ્ધ કર્યું હતું, પરંતુ મિત્રોના આગ્રહે એમણે પોતેજ એ પુસ્તક ગુજરાતીમાં ઉતાર્યું છે. ભાષામાં કેટલેક ઠેકાણે હિંદી શબ્દપ્રયોગો જોવામાં આવે છે. ગુજરાતી કરતાં હિંદીનો કાણુ એ ભાઇને વિશેષ હોય એમ લાગે છે. નવલકથાનું સ્થળ મધ્યપ્રાંતોમાં જબલપુર વગેરે સ્થળો છે. એટલે નામો પણ તાઉજી, તાઇજી, બૈયાજી વગેરે જોવામાં આવે છે. પુસ્તકનું વસ્તુ સામાજિક છે. મધ્યપ્રાંતોમાં સામાજિક વાતાવરણ કેવું છે એ આ પુસ્તકમાં જણાય છે.

અરૂણ અને અનિલ એ થાણુદારના પુત્રો છે. તેઓ ઘેર ભણતા નહિ હોવાથી અને પિતાશ્રી વ્યવસાયી અને કડક મગજના હોવાથી બન્ને પોતાના જબલપુર એમના કાકાને ત્યાં ભણવા જાય છે. પરંતુ કાકાનો દીકરો વિનોદ ઉડાઉ, મોજીલો અને સ્વચ્છંદી છે; શોભા નરમ તથા કામમાં દટાયલી છે. ભણવાને બદલે અનિલને રાંધવું, જમાડવું વગેરે કામ કાકી સોંપે છે. અરૂણ તો આખરે કંટાળી ચાલ્યો જાય છે અને બાપને બધી હકીકત કહે છે. તે અનિલને પાછો બોલાવે છે. શોભા અનિલની કાળજીથી તેના તરફ આકર્ષાય છે. પરંતુ અનિલ જતાં એકલી પડે છે. બાપુ બહુ ભોળા અને સાધુ વૃત્તિવાળા છે પરંતુ મા બહુ હઠીલી અને આળસુ છે. શોભાને એક દુંડમિન્નજી માંદા યુવક જોડે પરણાવી દેવામાં આવે છે; ત્યાં સંજોગવશાત્ અનિલ પણ ત્યાં ભણવા જાય છે. અને સ્વાભાવિક રીતે

ભાઇબહેન મળે છે એટલે ગિરીશબાબુ ગુસ્સે થઇ શોભાને સતાવે છે. તેમાં ઘરેણાં સંબંધી સસરા-જમાઇને તકરાર થાય છે એટલે શોભાને કષ્ટ થાય છે. અનિલ કૉલેજના સાથીઓ કરુણા, નીલા, પ્રોફેસર માથુર વગેરે જોડે આનંદ કરે છે. નીલા અનિલના પ્રેમમાં પડે છે. પરંતુ અનિલ એ કબૂલતો નથી. કરૂણા તરફ એ વધારે ખેંચાયલો રહે છે. વળી એ રાધાના પ્રેમમાં પડતો પડતો બચી ગયો પરંતુ રાધા પણ એના સાથીઓ કરતાં એના તરફ વધારે ખેંચાય છે. અનિલ ઘેર જાય છે એટલે રાધા પોતાની વીશી સમેટી ગોવિંદ મહારાજ જોડે ગંગાને કિનારે મહાદેવમાં રહેવા જાય છે. વિનોદ ઘરથી કંટાળી નાસી જાય છે તેને અનિલ સમજાવે છે. ગિરીશ બાબુનું અવસાન થતાં શોભા ઉપર જુલમ ગુજરે છે. અનિલને અચાનક જવું પડે છે. સાસુના ત્રાસથી કંટાળી શોભા નાસી જાય છે અને ગંગામાં પડે છે. રાધા નાહીને મંદિરમાં જતી હોય છે ત્યાં શોભા તણાતી આવે છે અને તેને બચાવે છે, એટલામાં એને શોધવા નીકળેલાં અનિલ અને કરૂણા હોડીમાં આવી પહોંચે છે. અનિલ બન્નેને ઓળખે છે અને અશાંત બને છે. તેને કરૂણા સાંત્વન આપે છે અને ધીરો પાડે છે.

આમાં ઘણાં પાત્રો છે. માબાપો વિશેષ સખ્તાઈથી કેવો જુલમ વર્તાવે છે તેની મા છોકરાને કાબુમાં રાખી તેને ઉશ્કેરી પુત્રવધૂ ઉપર કેવો ત્રાસ વર્તાવે છે તે વિનોદ અને શોભા તથા એની તાઇજીનાં પાત્રો બતાવે છે. મધ્ય પ્રાંતોની સાંસારિક સ્થિતિ ગુજરાત જેવી જ છે, એ પણ આ પુસ્તક પરથી બરાબર સમજાય છે. આમાં પાત્રો ઘણાં હોઇ ખાસ પાત્રોનું છેવટ અધુરૂં રહી જાય છે; તે નીચેના 'ગંગાનાં નીર' નામના પુસ્તકમાં પૂરૂં થાય છે. આ રીતે એ પ્રદેશની રહેણીકરણી તથા ત્યાંના સામાજિક જીવનમાં ઊંડો દષ્ટિપાત નાખવાનું આપણને મળે છે. છપાઇ ઠીક છે. કાગળ ઝાંખા છે. વધારે ઉજળા જોઇએ. બાંધણી પણ પાકી જોઇએ.

૪ **ગંગાનાં નીર**—કર્તા, પ્રકાશક ઉપર પ્રમાણે, ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૬+૩૩૨; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨-૮-૦.

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાનું આ ૨૭ મું પુસ્તક છે, એમાં શોભા ગંગામાં ભુસકો મારે છે અને તણાતાં રાધાના જોવામાં આવે છે અને હોડી વાટે અનિલ તથા કરૂણા આવે છે અને અનિલ બન્નેને ઓળખે છે ત્યાંથી શરૂઆત થાય છે. શોભાને કાઢી મંદિરમાં લઈ જાય છે અને ત્યાં રાધા કરૂણા તથા અનિલ એને સારવારથી સાજી કરે છે. અનિલ શોભાને આશ્વાસન આપે છે રાધા બધાને જમાડે છે. ત્યાં એક દિવસ રાધા અનિલની શોધમાં ગંગાને કિનારે ઝાડ તળે આવે છે અને ત્યાં રાધાનો પહેલાંનો પ્રેમ એકદમ ઉછળે છે અને રાધા અનિલના બાહુમાં પડે છે. એ જ અરસામાં કરૂણા ત્યાં આવી પહોંચે છે તે આ જોઈ અનિલને બૂમ પાડી ચોંકી ચાલી જાય છે. અનિલ તથા રાધા સ્તબ્ધ થઇ જાય છે. અનિલ ત્યાંથી થોડા દિવસ જતો રહે છે. રાધા, કરૂણા તથા શોભા એકમેકની હૂંફમાં દિવસ વિતાવે છે ત્યાં અરુણ આવે છે. શોભાને લઈ જવા એના પિતા આવે છે તેને અનિલ ના પાડે છે, છતાં તાઉજી માનતી નથી. શોભા ગભરાય છે. અનિલને કાકાજીની રહે પડે છે પરંતુ ગોવિંદા મહારાજ મદદે આવે છે અને તાઉજીને પાછા ચાલ્યા જવું પડે છે. શિરીષ બાબુ, શોભાના સસરા પણ ત્યાં જ હતા તે તો આ બધું

જોઇ ગૂંચવાઇ ગયા. તેમને ધીરા પાડી બધું સમજાવ્યું. શિરીષ બાબુ આખરે શોભાને પોતાને ત્યાં લઈ જાય છે. કરૂણાને તાર આવવાથી માની સારવાર કરવા જવું પડે છે. અનિલ પણ થોડા દહાડા ફરવા જાય છે. એ અરસામાં અરૂણ આવે છે અને શોભાની સારવારમાં રહેતાં શોભા એના તરફ ખેંચાય છે. મોટેરાગ મહારાજ ગોવિંદ મહારાજ અને રાધા સાથે હળી ગયા છે. ખાવું, નાહવું અને ભજન કરવું અને અરૂણની સંભાળ લેવી એ એમનું કામ. એટલામાં અનિલ આવતાં બે ચાર દિવસ રહી શોભાને લઈ તેઓ શોભાને સાસરે મૂકી આવે છે. ત્યાંથી પાછી એની અવદશા શરૂ થાય છે. શિરીષબાબુને તો પુત્રવધૂ ઉપર સ્નેહ છે પરંતુ પત્ની તેને ગણકારતી નથી અને શોભાને સંતાપે છે. અનિલ અને અરુણ પોતાને ઘેર આવી ઉંઘે છે અને શોભાને હમણાં પોતાને ગામ તેડી જવાય નહિ કારણ કે શિરીષબાબુનું જીવન એને આધારે છે તેથી અરૂણ બનારસ જવા તૈયાર થાય છે. અનિલબાબુ કલકત્તા જવા વિચાર કરે છે. અનિલના ગયા પછી રાધા પણ મંદિરમાંથી એકદમ ચાલી જાય છે. કલકત્તાના એક નાના ગામડામાં રહી અનિલ ગાડી દ્વારા કૉલેજમાં જા-આવ કરતો. ત્યાં બીજી એક કુમારિકા તરફ ખેંચાય છે. અને વિચાર કરતાં, રાધા, નીલા, કરૂણા બધાં યાદ આવે છે. રાધા નાસીને એક માળીના ખેતરમાં પેસે છે. માળી એને ઉંઘતી દેખી સવારે ચમકે છે અને તેને ઉઠાડે છે. ત્યાં એની માલણ આ દેખી જાય છે અને તે એને ધમકાવે છે. રાધા ત્યાંથી નાસી જાય છે. રાધા સુખદુઃખ વેઠતી ચાલી જાય છે અને જંગલમાં થાકથી બેભાન બને છે ત્યાં હાજીબાબા નામના મુસાફર અને તેનો મોટર હાંકનાર વિનોદબાબુ તેને બચાવે છે. હાજીબાબા ભલા હોવાથી ઘેલા જેવી રાધાને પોતાની જોડે લઈ લે છે અને ફરતા ફરતા ગંગાકિનારે આવે છે. રાધા અનિલનું રટણ કરે છે. શોભા ઉપર હવે દુઃખનો દાવાનળ ઉલટયો. સાસુએ બોતાનાં મૂકી વાળ ઉતરાવવા નક્કી કર્યું. શોભા સામી થાય છે અને રાતોરાત નાસી જાય છે. હવે કરુણાને નીલા જોડે વાત કરતાં અનિલ સાંભરે છે. કરુણા વિચાર કરી બધા સાથે ફરવા જાય છે ત્યાં અનિલ મળે છે. બન્ને પાછા નિકટમાં આવે છે. દરમ્યાન શોભા જેમ તેમ દિવસો ગાળે છે એવામાં અરૂણ તથા મોટેરામ તેડવા આવે છે. શોભા કાકાને ત્યાં આવે છે અને પ્રસંગોપાત અરૂણ જોડે પ્રેમમાં પડે છે અને પછી ચમકી નાસી જાય છે. કરૂણા અચાનક કલકત્તા પાસે અનિલને ત્યાં જાય છે. ફરતાં ફરતાં બન્ને એક દિવસ ગંગામાં સહેલ કરવા હોડીમાં નીકળે છે. ત્યાં ધબાકો સાંભળી જોતાં શોભા જ માલુમ પડી અને પછી આશ્વાસન મળતાં શોભા પોતાના પતનની કથની કહે છે. અનિલ સાંત્વન આપે છે. રાધા પણ તાજમહાલથી ગંગાતીરે જવા ઉત્સુક થઇ હોવાથી હાજીબાબા વિનોદને મોટર તે તરફ લેવડાવે છે. ત્યાં હાજીબાબાને આશ્વાસન આપી રાધા ચિરનિદ્રામાં પોઢે છે. તેની ઉત્તરક્રિયા વિનોદ પાસે કરાવી હાજીબાબા ફૂલ ચઢાવે છે. એટલામાં અનિલ, શોભા અને કરૂણા આવે છે. દરમ્યાન વર્ષ દિવસ પછી અરૂણ મળે છે અને બધાં એકઠાં થઇ આનંદ કરે છે.

હાજીબાબાનું પાત્ર પરોપકારી, ઉદારચરિત, સમભાવવાળું અને સહૃદયી છે. પત્નીની યાદમાં રાધાની પણ તેટલીજ તજવીજ રાખે છે. પરમાત્મા પર અચલ શ્રદ્ધા તેનામાં દેખાય છે. પુસ્તક લીધા પછી પૂરૂં કર્યા સિવાય છોડવું ગમે એવું નથી. પુસ્તકાલયો જરૂર ખરીદે.

કાગળ, છપાઇ, બાંધણી, રૂપરંગ વગેરે સુંદર છે.

**૫. ભાભી**—મૂળલેખક શ્રી. રવીન્દ્રનાથ ટાગોર, અનુવાદકો: શ્રી. ભોગીલાલ ગાંધી અને ધનશંકર હીરાશંકર ત્રિપાઠી, પ્રકાશક: હિંમતલાલ પી. પરિખ, વઢવાણ સીટી ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી, સચિત્ર આચ્છાદનવાળું સચિત્ર પાકું પૂઠું; પૃષ્ઠ ૨૧૫; મૂલ્ય રૂ. ૨–૮–૦. સોલ એજન્ટસ એન. એમ. ઠક્કરની કુંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ.

કવિવર શ્રી. રવીન્દ્રનાથ ટાગોરકૃત 'નષ્ટનીડ' નામક બંગાળી વાર્તાસંગ્રહમાંની આ વાર્તાઓ છે. ભોગીલાલ ગાંધીએ એનો અનુવાદ કર્યો અને 'પીંખાયલો માળો' નામ આપ્યું. પરંતુ પ્રકાશક ભાઇના આગ્રહથી 'ભાભી' નામે પ્રસિદ્ધ કર્યું. 'ભાભી' ઉપરાંત ટાગોરકૃત અન્ય ૧. કલ્યાણી, ૨ માતાની પ્રાર્થના, ૩ દાલિયા, ૪ મણિ અને જ્યોતિ, ૫ પત્નીને દમનાર પતિ, ૬ રાજમુકુટની સ્પર્ધા, ૭ વહાલું વતન, ૮ બાળવિધવા મળી કુલ નવ સામાજિક વાર્તાઓ આમાં પ્રસિદ્ધ કરી છે. ભાઈ ભોગીલાલે 'ભાભી'નો અનુવાદ કર્યો, જ્યારે ભાઇ ધનશંકર હીરાશંકર ત્રિપાઠીએ અન્ય આઠે વાર્તાઓ અનુવાદિત કરી હતી. પરંતુ હજુ હમણાં જ ભાઈ હિંમતલાલે તેના હક્ક ખરીદી લઇ બન્ને નામથી આખું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે, બધી વાર્તામાં 'ભાભી' સૌથી મોટી અને સારી હોવાથી મુખ્ય તેને ગણી છે. કવિવર ટાગોર વાર્તાઓ દ્વારા બંગાળી સમાજના સડા ઉપર પ્રહાર કર્યા જાય છે તે પ્રમાણે ભાભી, કલ્યાણી, પત્નીને દમનાર પતિ તથા બાળવિધવામાં સ્ત્રીઓની કફોડી અને હૃદયવેધક સ્થિતિનું બયાન કર્યું છે. વાંચનારને પણ આંસુ પડાવે એવું અસરકારક વર્ણન છે. એક રાજ્યની માલિકી માટેની ખટપટ આબેહૂબ વર્ણવી છે. અન્ય વાર્તાઓ પણ સમાજની કપરી સ્થિતિ વર્ણવે છે. બંગાળી સંસારનું નગ્ન સ્વરૂપ આ વાર્તાઓ દ્વારા આપણા આગળ રજૂ થયું છે. ગુજરાત અને બંગાળામાં સ્થિતિ સરખી જ છે. દુનિયામાં ઘેર ઘેર માટીના જ ચૂલા. વાર્તાઓ રસિક તેમજ બોધક છે. એ વાંચી વાચકો સમજી એને જીવનમાં ઉતારે તો કવિવર તેમજ અનુવાદકોનો શ્રમ સફળ થયો ગણાય.

કાગળ, છપાઈ, બાંધણી વગેરે સારાં છે. પુસ્તકાલયો જરૂર ખરીદે અને સમાજ-સુધારામાં પોતાનો ફાળો આપવા બનતા બધા પ્રયત્નો કરે.

**૬. સ્વાધ્યાય ભા. ૨ જો**—લેખક: શ્રી. કેશવલાલ હિંમતલાલ કામદાર; પ્રકાશક: આર. આર. શેઠની કુંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ–૨; ૧૯૪૦; ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૧૬+૪૭૦; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૩–૦–૦.

વડોદરાની પાઠશાળાના તવારીખના અધ્યાપક શ્રી. કામદાર આમાં પોતાના વિષયમાં ખાસ ઝળક્યા છે. આ પુસ્તકમાં ઐતિહાસિક બાબતો જ ચર્ચવામાં આવી છે. ચરિત્રો પણ ઐતિહાસિક પુરુષોનાં જ છે. આધુનિક સમયની છેલ્લામાં છેલ્લી ઐતિહાસિક બાબતોની સમાલોચના પણ આમાં જોવામાં આવે છે. અધ્યાપક કામદારે પોતાનાં મંતવ્યો અને નિર્ણયો છૂટથી દર્શાવ્યા છે. તેઓ ઇતિહાસસંશોધનના શોખીન છે. પ્રથમ ભાગ કરતાં પણ આ ભાગ ઉપયોગી જણાતાં આમાં અધ્યાપકશ્રી પૂર્ણ બહારમાં પ્રકાશ્યા છે. કારણ કે આ તો તેમના પોતાના સ્વીકૃત કાર્યને લગતા લેખો છે. ગુજરાતી તેમ જ અંગ્રેજી બન્ને ભાષાના લેખોનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે. અલબત્ત, આ પુસ્તક વિદ્વદ્ભોગ્ય છે. ઇતિહાસરસિકોને તેમ જ સંશોધનકારોને આમાંથી અવશ્ય ઘણું જાણવા વિચારવાનું મળશે.

પરંતુ અમને લાગે છે કે એમના અંગ્રેજી લેખો સાથે ભાષાંતર પણ એ સાથે સાથે રાખ્યું હોત તો આંગ્લભાષાથી અનભિજ્ઞ વાચકોને પણ તેનો લાભ મળી રહેત. સાક્ષરો, થોડું ગુજરાતી ભણેલા સામાન્ય વાચકથી ન સમજાય એવું પોતાના પુસ્તકમાં રાખે એ જમાનો હવે નથી. હવે તો બધું જનતા સમજી શકે એવું જોઇએ. અધ્યાપક કામદાર પોતે સારા ઉચ્ચ ગુજરાતી દ્વારા બધું સારી રીતે સમજાવી શકયા હોત. આ માત્ર એક સૂચનારૂપે છે એ અધ્યાપક કામદારની દૃષ્ટિ બહાર નહિ જાય. પુસ્તક સંબંધી વિશેષ નહિ લખતાં સાક્ષરશ્રી રમણલાલની પ્રસ્તાવનાનો જ નિર્દેશ કરવો ઉચિત છે. એમણે ટૂંકમાં સમીક્ષા કરી પુસ્તકનું ખરું રહસ્ય સમજાવી દીધું છે. અમે પણ રા રમણલાલની વિનંતિ સાથે સહમત થઇએ છીએ. ભાઇશ્રી રમણલાલની પ્રસ્તાવના ટૂંકી, સરળ અને મધુરી જણાયા વગર નહિ રહે. આધુનિક સમયમાં આ પુસ્તક ખરેખર ઘણું ઉપયોગી થઇ પડશે. અત્યારે ચર્ચાતી ઘણી મહત્ત્વની ઐતિહાસિક બાબતો સંબંધી પોતાના વિચારો અધ્યાપકશ્રીએ આમાં ચર્ચ્યા છે. ચરિત્રો, સમાલોચના, ફેડરેશન, આપણું રાજતંત્ર, રવીન્દ્રનાથ ટાગોરનું રાજકારણ, ગાંધીજીના કાર્યક્ષેત્ર ઉપર એક દૃષ્ટિપાત, ગાંધીજીની અનન્ય આગેવાની, સ્વ. શ્રીમંત મહારાજા સયાજીરાવ ત્રીજાના અમલની બૌદ્ધિક અને રાજ્યબંધારણની ભૂમિકા, વાઇસરૉયનું જાહેરનામું વગેરે લેખો તવારીખનવેશોમાં અધ્યાપક કામદારને ઉચ્ચ કોટીમાં ગણવા લાયક લેખાય એવા છે. એમાં એકંદર ૪૭ લેખો અપાયા છે. અધ્યાપક કામદાર ગુજરાતના ઇતિહાસની નવેસર રચનામાં અગત્યનો ફાળો આપે એ જ અભિલાષા. આ પુસ્તકમાં વધારો પડતું નહિ દેખાય.

કસ્બા પુસ્તકાલયો આ બન્ને ભાગો જરૂર ખરીદે. આવા સિદ્ધ લેખકોનાં પુસ્તકો વિના કોઇપણ કસ્બા પુસ્તકાલય ચલાવી ન લે.

પુસ્તક જ્ઞાન સાથે આનંદ આપે એવું છે. છપાઇ, કાગળ, બાંધણી બધું જ ઉત્તમ છે. અન્ય ભાગો જલદી પ્રસિદ્ધ કરે એવી અધ્યાપક કામદારને અમારી વિનંતિ છે.

**૭. ચાર અધ્યાય અને માલંચ**—ભાષાંતરકારઃ શ્રી. બચુભાઇ શુક્લ, પ્રકાશક ઉપર પ્રમાણે. ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૮+૨૧૨=૨૨૦. ૧૯૪૦; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧-૧૨-૦

વિરાટ ગ્રંથાવલિનું આ ૩૧ મું પુસ્તક છે. આ વાર્તાઓના મૂળલેખક તો કવિવર શ્રી રવીન્દ્રનાથ ટાગોર છે. પ્રથમ વાર્તા ' વિપ્લવવાદીઓની દુનિયાને સ્પર્શતી નાનકડી કથા છે. એમાં પ્રોફેસર ઇન્દ્રનાથના પાત્રને એમણે ન્યાય નથી કર્યો, એવું બંગાળના ઘણા લોકો માનતા હોવાથી બંગાળીઓનો રોષ એમણે વહોરી લીધો. પરંતુ ગુજરાતને એ સાથે સંબંધ નથી. મૂળ નાયિકા નાયક તો એલા અને અતીન છે. એમાં ' કરુણાન્ત ' કથની ' ટ્રેજેડી ' બારોબાર ભરી છે. બન્ને પ્રતિભાશાળી પાત્રો છે એમનો પ્રેમ પણ એટલોજ પ્રચંડ છે અને એ પ્રેમ વિપ્લવવાદના અગ્નિસ્રોતે જઇ અથડાય છે. એનું પરિણામ એકજ હોય. વિધિના લેખની નિષ્ઠુરતાથી લેખક આપણને એ પરિણામ બતાવે છે. બન્ને પાત્રો ઉચ્ચ કોટીનાં ઉદાત્ત અને બદ્ધપ્રતિજ્ઞ છે. ધ્યેયની પ્રાપ્તિ અર્થે પ્રેમને પણ હોમી દે છે. એલાનું પાત્ર ઘણું સ્થિર પ્રતિજ્ઞાવાળું, નીડર અને કૃતનિશ્ચયી તેમજ અડગ છે. શાળાના યુવકયુવતીઓની પ્રવૃત્તિ ઉપર આ વાર્તા પ્રકાશ પાડે છે. પ્રસ્તાવનામાં પૂર્વભૂમિકા સમજાવી છે

અને શરૂઆત બંડખોર ફલા બાપની રજા મેળવી નોકરી કરવા જાય છે ત્યાંથી શરૂ થાય છે. એટલે પુસ્તકની મૂળ શરૂઆત ખરી રીતે પ્રસ્તાવનાથીજ થાય છે. વિપ્લવવાદી વલણને અંતે એને પકડવા આવે છે ત્યારે નિરાંતે મરવા તૈયાર થાય છે અને સતીન ચાલ્યો જાય છે.

માલંચમાં પ્રેમભીની ગિરજા મોતને આરે ઊભી છે. પતિ પત્રકાર હોવાથી પત્ની તરફ બહુ ધ્યાન આપી શકતા નથી. પત્ની પ્રેમની ભૂખી છે. તેને બાગ ઉપર પ્રેમ કરવા પ્રેરે છે. ગિરજા કરે છે પરંતુ તેમાં સરલા આવવાથી એ ગુસ્સે થઇ જાય છે. અને દિયર તથા સરલા સાથે મળે એવી પેરવી કરે છે. પોતાના પતિ આદિત્ય સરલા તરફ ના ખેંચાય એની પેરવી કરવા પોતાના દિયર રોમેનને સરલા જોડે જલદી પરણી જવા ઉશ્કેરે છે, પરંતુ રોમેન માનતો નથી. સરલા જોડે પ્રેમમાં તો છે પરંતુ ભાઈની ખાતર અને ભાભીની ખાતર હાલ પરણવાનું મોકુફ રાખે છે. આખરે ગિરજાથી કંટાળી આદિત્ય સામો થઈ સરલાના ગાઢ સંસર્ગમાં આવે છે. રોમેન ભાભીને સમજાવી મોટા ભાઇનો પ્રેમ સરલાને અપાવવા ભાભીને વિનવે છે. પ્રથમ હા કહી છેલ્લી ઘડીએ મરતાં મરતાં પણ અદેખાઇ જિત મેળવે છે અને સરલાને ધમકાવી દૂર જતી રહેવા સૂચવે છે, અને મૃત્યુ પામે છે. બન્ને વાર્તાઓ કરૂણાંત છે. વાંચવી ગમે એવી છે. આ બાબતો હવે તો સામાન્ય થઇ ગઈ છે. આવા કિસ્સા હવે નવાઈના નથી. લોકો જરૂર વાંચશે કાગળ, બાંધણી, છપાઇ, રૂપરંગ સારાં છે. કિંમત વધારા પડતી લાગે છે.

**૮. પશ્ચિમના સમરાંગણે**— મૂળ લેખક એરિશ મેરિયા રેમાર્ક, અનુવાદકઃ હરજીવન સોમૈયા; પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, શ્રીમાળી સોસાયટી, પો બો. નં. ૭૩; અમદાવાદ; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૨+૨૧૫; મૂળલેખકના ભાવવાહી મુખારવિંદના ચિત્રવાળા આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૧-૮-૦.

ભારતી પ્રકાશનનું આ ૭૬ મું પુસ્તક, વિશ્વસાહિત્ય માળાનું ત્રીજું પુસ્તક છે. એમાં મૂળ લેખકે ગત ૧૯૧૪-૧૯૧૯ ના યુદ્ધમાંના પોતાના જાતઅનુભવનું તેમ જ કચવાતે મને યુદ્ધમાં જોડાઈ જીવતાં પાછા ફરતાં પોતાને કેવું એકલવાયું લાગ્યું તથા નસીબ નીવડ્યું તે કડવી અને દુઃખદ ભાષામાં જનતા સમક્ષ અંગ્રેજીમાં 'ઑલ ક્વાયેટ ઑન ધિ વેસ્ટર્ન ફ્રન્ટ ' નામનાં પુસ્તક દ્વારા પ્રસિદ્ધ કરેલું તેનો આ અનુવાદ છે. જ્યારે એ પુસ્તક અત્રે આવ્યું ત્યારે મધ્યવર્તી પુસ્તકાલયમાંના આપ-લે વિભાગના મારા અધ્યક્ષ તરીકેના અનુભવથી હું જોઇ શકયો કે એ માટે માગણી ઘણી હતી એટલે પુસ્તક માટે દરેકને ખૂબ રાહ જોવી પડતી હતી. એ નકલો પણ પહોંચી વળતી નહોતી, એટલું બધું એ લોકપ્રિય હતું. તેનો આ અનુવાદ ગુજરાતી વાચકોને ગમશે. એમાં લેખકે પોતાના કડવા અનુભવો, મુસ્કેલીઓ, યાતનાઓ, કુટુંબનાશ વગેરે બનાવો હૃદય હચમચાવી નાખે એવી હૃદયસ્પર્શી ભાષામાં વર્ણવ્યા છે. અધ્યાપક અનંતરાય રાવળે ટૂંકમાં ગ્રંથનો પરિચય આપ્યો છે તે વાંચવા ખાસ ભલામણ છે. એમાં પુસ્તકનો સાર આવી જાય છે. એ વાંચ્યા પછી પુસ્તક વાંચ્યાથી પુસ્તક સમજવામાં સરળતા થશે. એક પાનામાં મૂળ લેખકનો પરિચય આપવાનું પણ ભાઇ સોમૈયા ચૂકયા નથી. પુસ્તક વંચાશે જ. પુસ્તકાલયો જરૂર ખરીદે.

છપાઇ, કાગળ, બાંધણી, રૂપરંગ વગેરે સારાં છે. કિંમત પણ માફકસર છે. ભાષા પણ સરળ અને રસદાયક છે.

ના. ચં. દીવાનજી



નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ તરફનાં પુસ્તકો :

( ૧ ) **સર્વોદય**—લેખકઃ મહાત્મા ગાંધીજી, મૂલ્ય રૂ. ૦–૧–૬, ( ૨ ) **બ્રહ્મદેશનો પ્રવાસ**—લેખકઃ કાકા કાલેલકર—મૂલ્ય રૂ. ૦–૩–૦, ( ૩ ) **વાલ્મીકિનો જય**—લેખકઃ મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી, મૂલ્ય રૂ. ૦–૬–૦.

જીવનલાલ એન્ડ સન્સ, અમદાવાદ તરફનાં પુસ્તકો :

( ૪ ) **સમ્રાટ્ વિક્રમ અથવા અવંતિપતિ**—લેખકઃ શ્રી. જેઠાલાલ ના. ત્રિવેદી, મૂલ્ય રૂ. ૨–૮–૦, ( ૫ ) **ઇલા**—લેખકઃ ભગવાનદાસ સાહિત્યવિલાસી, મૂલ્ય રૂ.૧–૮–૦, ( ૬ ) **રાધારાણી**—લેખકઃ બંકિમબાબુ, મૂલ્ય રૂ. ૦–૮–૦.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ તરફનાં પુસ્તકો .

( ૭ ) **શયતાન**—લેખકઃ ટૉલ્સ્ટૉય, મૂલ્ય રૂ. ૧–૦–૦, ( ૮ ) **હેમચંદ્રાચાર્ય**—લેખકઃ ધૂમકેતુ, મૂલ્ય રૂ. ૧–૮–૦.

( ૯ ) **હિંદુસ્તાનનો રાજકારભાર**—લેખકઃ ચિમનલાલ મ. ડૉકટર, નવગુજરાત ઑફિસ, વડોદરા. મૂલ્ય રૂ. ૧–૬–૦.

( ૧૦ ) **સુબોધ બાલભાગવત ( હિંદી )**—લેખકઃ રૂપનારાયણ પાંડેય, પ્રકાશકઃ હિંદુસ્તાની બુક ડેપો, લખનૌ. મૂલ્ય રૂ. ૧–૮–૦.

( ૧૧ ) **રમતારામ**—લે. બેકાર, પ્રકાશકઃ હરિહર પુસ્તકાલય, સુરત મૂલ્ય રૂ. ૨).

( ૧૨ ) **બહેન**—લે. બંકિમબાબુ, પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ મૂલ્ય રૂ. ૩–૮–૦.

( ૧૩ ) **રાષ્ટ્રિકા**—લેખકઃ કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર; સોલ એજન્ટ્સઃ એન. એમ. ત્રિપાઠીની કું. મુંબઇ–૨, મૂલ્ય રૂ. ૨–૮–૦.

( ૧૪ ) **ગાવાની મજા**—લેખક અને પ્રકાશકઃ શ્રી. મૂળજીભાઈ ભકત, ફૂલચંદ બાલમંદિર, નડીઆદ. મૂલ્ય રૂ. ૦–૨–૦.

( ૧૫ ) **ખોવાએલો રાજકુમાર**—લેખક–પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂ. ૦–૨–૦

( ૧૬ ) **હું રાજા થયો**—લેખક–પ્રકાશક નં. ૧૪ પ્રમાણે.

( ૧૭ ) **મોઢાનો બગીચો**—લેખક અને પ્રકાશકઃ ડૉ. કેખુશરૂ દોરાબજી જીલા, નવસારી. મૂલ્ય લખ્યું નથી.

( ૧૮ ) **પ્રભુપ્રેરિત મારા સ્વરચિત ઉદ્‌ગારો–પ્રથમ અંક**—લેખક અને પ્રકાશકઃ કવિ ભગવાનદાસ કાલીદાસ, મોટી ભાટિયાવાડ, પાટણ.

( ૧૯ ) **હુન્નર ઉદ્યોગ અને વ્યાપાર**—લેખકઃ ડુંગરશી ધરમશી સંપટ; પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કું. મુંબઇ ૨. મૂલ્ય રૂ. ૧૦).

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| ઊર્મિ | ૧૦ | ૧૦ | જાન્યુઆરી | ૫-૧-૪૧ |
| કિશોર | ૫ | ૧૨ | ઑગસ્ટ | ૧૫-૯-૪૦ |
| કુમાર | ૧૭ | ૧૦ | ડિસેમ્બર | ૨૧-૧૨-૪૦ |
| ખડાયતામિત્ર | ૨૭ | ૨ | પોષ | ૧-૧-૪૧ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૨૯ | ૫ | ડિસેમ્બર | ૭-૧-૪૧ |
| ગુણસુન્દરી | ૭૫ | ૫ | જાન્યુઆરી | ૧-૧-૪૧ |
| ગ્રામજીવન | ૧૧ | ૬ | જાન્યુઆરી | ૧-૧-૪૧ |
| ઘરશાળા | ૧ | ૫ | ડિસેમ્બર | ૧૮-૧૨-૪૦ |
| ચરોતર | ૧૦ | ૧૨ | ડિસેમ્બર | ૧૬-૧૨-૪૦ |
| ચિત્રમય જગત | ૨૬ | ૧૦ | જાન્યુઆરી | ૪-૧-૪૧ |
| નવચેતન | ૩૮ | ૪ | જાન્યુઆરી | ૫-૧-૪૧ |
| નવરચના | ૫ | ૭ | ડિસેમ્બર | ૨૦-૧૨-૪૦ |
| પાટીદાર | ૧૮ | ૩ | પોષ | ૨૬-૧૨-૪૦ |
| પ્રસ્થાન | ૧૫ | ૧ | કાર્તિક | ૨૯-૧૨-૪૦ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૩ | ઑક્ટો-ડિસેમ્બર | ૨-૧૧-૪૦ |
| બાલજગત | ૩ | ૧ | જાન્યુઆરી | ૧-૧-૪૧ |
| બાલજીવન | ૨૧ | ૩ | જાન્યુઆરી | ૯-૧-૪૧ |
| બાલમિત્ર | ૨૦ | ૬ | જાન્યુઆરી | ૩-૧-૪૧ |
| બાલસખા | ૪ | ૮ | જાન્યુઆરી | ૨-૧-૪૧ |
| બાળક | ૧૯ | ૧ | જાન્યુઆરી | ૧-૧-૪૧ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૭ | ૩ | ઑક્ટો-ડિસે. | ૩૦-૧૨-૪૦ |
| યુવક | ૧૧ | ૧ | જાન્યુઆરી | ૫-૧-૪૧ |
| રેખા | ૨ | ૬ | જાન્યુઆરી | ૨૭-૧૨-૪૦ |
| વૈદ્યકલ્પતરુ | ૪૫ | ૧૨ | ડિસેમ્બર | ૧૦-૧૨-૪૦ |
| વ્યાયામ | ૨૫ | ૧૨ | ડિસેમ્બર | ૧૫-૧૨-૪૦ |
| શારદા | ૩૩ | ૯ | ડિસેમ્બર | ૧૫-૧૨-૪૦ |
| શિક્ષણ અને સાહિત્ય | ૨ | ૪ | જાન્યુઆરી | ૧-૧-૪૧ |
| સુવાસ | ૭ | ૭ | ડિસેમ્બર | ૧૧-૧૨-૪૦ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૪ | ૧ | જુન-જુલાઇ-ઑગસ્ટ | ૩-૧-૪૧ |
| સ્ત્રીબોધ | ૮૫ | ૧ | જાન્યુઆરી | ૫-૧-૪૧ |
| સ્કાઉટવીર | ૧૦ | ૧૨ | ડિસેમ્બર | ૧૫-૧૨-૪૦ |

—✲—




## વડોદરા રાજ્ય

**સા. પુ. દામનગરની શ્રીમંતે લીધેલી મુલાકાત**—શ્રીમંત મહારાજા સાહેબની દામનગરના મુલાકાત વખતે તેઓ શ્રીમંતે ત્યાંના મણિભાઇ સા. પુસ્તકાલયની મુલાકાત લીધી હતી. ત્યારે સદર પુસ્તકાલય તરફથી ફૂલહાર તથા પાનસોપારી કરવામાં આવ્યાં હતાં.

**આભાર સ્વીકાર**—વડોદરાના સ્વ. મો. ન. અમીન સ્મારક જ્યુબિલી બાગ વાચનાલયને મુંબઇના ઝવેરી શેઠ છગનલાલ નરોત્તમદાસ તરફથી રૂ. ૬૦) ની મદદ મળી છે; તે માટે પુ. સ. સ. મંડળ તેઓશ્રીનો આભાર માને છે.

## પુસ્તકાલયોને મળેલી મદદ—

**સા. પુ. વડદલા** ( તા. પલસાણા ) ને રૂ. ૨) વડદલાના દેસાઈ લલ્લુભાઈ દુલ્લભભાઇ તરફથી.

**સા. પુ. હરિપુરા** ( તા. પલસાણા )ને રૂ. ૧૦) અમદાવાદના ભટ્ટ મગનલાલ નથ્થુરામ તરફથી, રૂ. ૨-૮-૦ હરિપુરાના પટેલ નાથુભાઈ લાલભાઇ તરફથી.

## વડોદરા રાજ્ય પુ૦ મંડળ

**હજી તક છે**—શિષ્ટવાચનની ૧૯ મી પરીક્ષા માટે ઉમેદવારી નોંધાવવાની મુદત ચાલુ માસ આખર સુધી લંબાવાઇ છે. ઉમેદવારી ન નોંધાવી હોય તો હજી પણ તક છે. ઇચ્છુક ઉમેદવારો રખે ચૂકે ! જાહેરાત જોવી હોય તો જોજો ડિસેંબર અંકનું છેલ્લું પૃષ્ઠ.

**પુસ્તકાલય પર્વણીદિન**—તા. ૧ લી ફેબ્રુઆરીને શનિવારે વસંતપંચમીનો તહેવાર: અને વસંતપંચમી એટલે તો પુસ્તકાલયભક્તોનો પર્વણીદિન ! એ પર્વણીદિન ચાલુ સાલે રાજ્યના ચારે પ્રાંતોમાં ઠેર ઠેર ઉજવાય એમ ઇચ્છીએ છીએ. પુસ્તકાલયના મંત્રી બાઇઓ ને યુવાનો એને અંગે જરૂરી તૈયારી કરવા માંડી એ ઉત્સવ ઉમંગે ઊજવે અને તેના અહેવાલ પ્રસિદ્ધિ માટે જરૂર મોકલી આપે.

આ સંબંધી જાહેરાત ચાલુ અંકમાં છે તે જોવાની લાગતા વળગતાઓને ભલામણ.

**કડી મહાલ પુ. મંડળની કા. વા. સભા**—તા. ૧૫-૧૨-૪૦ ના રોજ મળી હતી. તેમાં (૧) ગામ પંચાયતના અધ્યક્ષને ત્યાં આવતાં પુસ્તકો-સામયિકો પુસ્તકાલયમાં મળવા બાબતનો, (૨) ગ્રા. વ. સોસાઇટિના આજીવન સભ્ય થવા પુસ્તકાલયો માટેના વેતનમાં ઘટાડો કરવાના ભલામણનો, (૩) શ્રીમંત છત્રપતિ કોલ્હાપુરનરેશના અવસાન

બદલ શોકનો, તથા શિષ્ટવાચનની પાંચમી પરીક્ષાનું કામકાજ પ્રમુખની સલાહથી મંત્રીએ કરવાના ઠરાવો થયા હતા.

**શિષ્ટવાચન પરીક્ષા**—સિદ્ધપુર મહાલ તરફે બાળકો માટેની શિષ્ટવાચન પરીક્ષા શ્રી. જુગતરામ દવેકૃત " ગાંધીજી " પુસ્તક મુકરર કરાયું હતું. આ પરીક્ષાનો લાભ ૫૦૩ વિદ્યાર્થીઓએ લીધો હતો, જે પૈકી ૨૯૮ ઉત્તીર્ણ થયાં છે. ઉંચા નંબરે ઉત્તીર્ણ થનારને પારિતોષિક આપવામાં આવ્યાં હતાં. તેમજ દરેક ઉત્તીર્ણ થનારને સ્થાનિક ગંગાબાઈ ગીતા પાઠશાળા તરફથી " સોપાન " નામની પુસ્તિકા આપવામાં આવી હતી. આ પરીક્ષાનો પાટણ મહાલનાં વિદ્યાર્થીઓએ પણ લાભ લીધો હતો.

**નવસારી મહાલ તરફે શિષ્ટવાચન ચોથી પરીક્ષા**—તા. ૨૮-૧-૪૧ ના રોજ રાખી છે. તે માટે ચરોતર એજ્યુકેશન સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થયેલ :કિશોર ચરિત્રમાળા ગુચ્છ ૨ જાનું પુસ્તક **"સર જમશેદજી ટાટા"** નિયત કરવામાં આવ્યું છે. પુસ્તક ૦-૨-૦ ની કિંમતે શ્રી સયાજી વૈભવ પુસ્તકાલયમાંથી મળી શકશે. પ્રશ્નપત્રો આગલે દિવસે મેળવવા માટે પરીક્ષામાં બેસનારની સંખ્યા ઈ. વિગત માટે મંત્રી, નવસારી મહાલ પુ. મંડળ તરફ લખવું.

**મહાલ પરિષદો**—( ૧ ) વડોદરા મહાલ પુ. પરિષદનું ત્રીજું અધિવેશન તા. ૨૯-૧૨-૪૦ ના રોજ આણેજ મુકામે સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇના પ્રમુખપદે મળી ગયું. તેમજ ( ૨ ) ડભોઈ મહાલ પુ. પરિષદનું પ્રથમ અધિવેશન ડભોઇ વિભાગ નાયબ સુબા શ્રી. કાનુનગો સા. ના પ્રમુખપદે મંડળા મુકામે ગઇ તા. ૫-૧-૪૧ ના રોજ મળ્યું હતું. બન્ને પરિષદોના હેવાલ સ્થળસંકોચને લીધે આવતા અંકે.

**ગણદેવી મહાલ પુસ્તકાલય બીજી પરિષદ**—બીલીમોરા મુકામે તા. ૨૬-૧-૪૧ના રોજ સરકારી કન્યાશાળાના મકાનમાં બપોરે અઢી વાગે મળનાર છે.

## રાજ્ય બહાર

**ઇનામી નિબંધ**—મુંબઇની ફાર્બસ ગુજરાતી સભા તરફથી કોલેજનાં વિદ્યાર્થીઓ માટે નિબંધલેખનની એક હરીફાઈ યોજવામાં આવી છે. આ માટે વિષય " **કાયદાની દષ્ટિએ ગુજરાતી હિન્દુ સ્ત્રીઓની સ્થિતિ** " રખાયો હોઇ ૩૦-૩૫ ફુલ્સ્કેપ પાનાનું લખાણ જોઇશે. ઈનામ રૂ. ૫૦) છે. વધુ વિગત ફાર્બસ ગુજરાતી સભાના મંત્રી, ૩૬૫, ફાર્બસ ગુજરાતી સભા મંદિર, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, કોંગ્રેસ લેન, મુંબઇ-૪ એ સરનામેથી મંગાવી લેવી.

**પુસ્તકાલય સંમેલન**—તા. ૧૨ મીના રોજ ગુજરાત પુસ્તકાલય મંડળ તરફથી અમદાવાદનાં પુસ્તકાલયોનું સંમેલન શ્રીમતી સરલાદેવી સારાભાઇના પ્રમુખપદ હેઠળ મળનાર હતું.

**પાર્વતીબાઇ હિંદુ લાયબ્રેરી**—મુંબઇ-સંસ્થા સાર્વજનિક હિંદુઓની હોઇને સૌને પત્રો તથા પુસ્તકોનો મફત લાભ આપવામાં આવે છે. પુસ્તકો ઘેર લઇ જવા માટે રૂ. ૫) ડિપોઝીટ લેવાય છે. છેલ્લાં પાંચ વર્ષમાં ૧૦૯૫૫૧ પુસ્તકો ઇસ્યુ થયાં હતાં, જ્યારે વાચક-સંખ્યા ૨૨૫૪ ની છે.

—卐—

# પુસ્તકાલયોનું કાયમનિધિનું ભંડોળ

**કાયમનિધિ અંક કાઢવાની જરૂરીઆત**

"**પુસ્તકાલયો**"નો આ અંક રાજ્યનાં રાજ્યાશ્રયથી સ્થાપિત થયેલાં અગર મદદ મેળવેલાં તમામ સાર્વજનિક પુસ્તકાલયોના કાયમનિધિના જ આંકડાઓથી ભરેલો જણાશે; ઇતર વાચનીય સાહિત્ય ઝાઝું નહિ જોવાના કારણે કદાચ વાચકને અણુગમો થાય; પરંતુ એ સાહિત્ય તો અવારનવાર દરેક માસે મળવાતું જ છે. રાજ્યનાં પુસ્તકાલયોનાં કાયમનિધિનાં ભંડોળો કયાં કેટલાં પડયાં છે તેની એકત્રિત માહિતી જાહેર જનતા સમક્ષ મૂકવાની જરૂર ઊભી થતાં તે વહેલી તકે પ્રકટ કરવાની અનિવાર્ય અગત્ય ઊભી થઇ છે. કેટલાંક ગ્રામ પુસ્તકાલયોના વ્યવસ્થાપકો પોતાના ભંડોળની સ્થિતિ શું છે તે વાસ્તવિક રીતે જાણતા નથી અને તે વધુ ચોકસાઇથી કયાં મૂકવી જોઇએ એવો ખ્યાલ તેમને ઓછો હોય છે. સદ્ધરતા માટે વધુ સુદૃઢ પ્રયાસો હજી કરે અને અવ્યવસ્થિત રીતે મુકાયેલી રકમ ઉપાડી અનામત મૂકવા માટે સરકારમાન્ય સંસ્થાઓ હોય ત્યાં જ મૂકવા પ્રેરાય એ શુભ હેતુથી આજે આપણાં પુસ્તકાલયોની કાયમી આર્થિક સદ્ધરતા શું છે તે રજૂ કરવાની તક લઉં છું.

**કાયમનિધિનો ઉદ્દેશ**

કાયમનિધિનો ઉદ્દેશ પુસ્તકાલયની આર્થિક સ્થિતિ સદ્ધર બનાવવાનો, સરકાર અને પ્રાંત પંચાયતની મદદ ભવિષ્યમાં કોઇ વખત બંધ પડે તો પણ કાયમનિધિના વ્યાજમાંથી પણ પુસ્તકાલય ચાલુ રાખી શકાય તે માટે અગાઉથી તૈયારી કરી રાખવાનો, અને પુષ્કળ નાણાંની ભીડ વા પુસ્તકાલયોના સંચાલકોના કુસંપના પ્રસંગોએ લોકમદદ ઊભી થઇ ન શકે તેવા પ્રસંગે ખાતાની પરવાનગીથી વ્યાજની રકમ ઉપાડી સરકાર તથા પંચાયતમદદ મેળવી પુસ્તકાલયો ચાલુ રાખવા માટે છે.

**કાયમનિધિમાં રકમ મૂકવાનું ધોરણ**

ઉપરનો ઉદ્દેશ પાર પાડવા માટે આ યોજનાનો પ્રથમ અમલ એ પ્રમાણે કરવામાં આવતો હતો કે પ્રત્યેક મદદ લેનાર સાર્વજનિક પુસ્તકાલય પોતે સરકાર પાસેથી જેટલી રકમ મેળવે તેનો ½ ભાગ કાયમનિધિ ખાતે રકમ મૂકે. ક્રમશઃ આ યોજનાની સફળતા માલૂમ પડતાં સને ૧૯૨૩-૨૪ માં સરકારમદદની નીમે અને છેવટે સને ૧૯૨૫-૨૬ ની સાલથી અપવાદ સિવાય સરકારમદદ જેટલી જ કાયમનિધિ ખાતે રકમ મૂકવાની ફરજ તમામ મદદ મેળવતાં સાર્વજનિક પુસ્તકાલયો અને વાચનાલયોને પાડવામાં આવી. છેવટે એમ જણાવવામાં આવ્યું કે હવે તો જે લોકમદદ ગ્રામ પુસ્તકાલય કે વાચનાલય ઊભી કરે તેની નીમે રકમ કાયમનિધિ ખાતે લઇ જવી અને બાકીની નીમે રકમ પર સવડ પ્રમાણે સરકારપંચાયતની મદદ મેળવી શકે.

**કાયમનિધિની વ્યવસ્થા**

જે ઉદ્દેશથી આ નિધિ ઊભો કરવામાં આવ્યો હતો તેનો યોગ્ય અમલ થાય તે માટે જ કાયમનિધિ વ્યવસ્થાપક મંડળના સીધા અંકુશ નીચે રહી શકે, જોઇએ ત્યારે મળી શકે, અને તેનો વ્યાજ સાથેનો વર્ષ આખરે ચોક્કસ હિસાબ મળી શકે તે માટે સદરહુ રકમો ખાનગી ગૃહસ્થોને

ત્યાં નહિ મૂકતાં અ વર્ગની સહકારી મંડળીઓમાં, વડોદરા બેંક અગર તેની શાખાઓમાં, પોસ્ટ સેવિંગ્સ બેંકમાં, મહાલની બચત પેઢીઓમાં, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. માં અગર એવી જ બીજી સરકારે માન્ય કરેલી સંસ્થાઓમાં મૂકવાની ફરજ પાડવામાં આવી છે. વાચક આ સાથે આપેલી યાદી ઉપરથી જોઇ શકશે કે સામાન્યતઃ મોટા ભાગનાં પુસ્તકાલયોની રકમો હવે વ્યવસ્થિત રીતે રોકાઇ ગઇ છે; અને લગભગ ૨૧ પુસ્તકાલયોની કેટલીક રકમો હજી ખાનગી ઇસમોને ત્યાં છે. ગામડાંની સહકારી મંડળીઓમાં ૧૫૪ પુસ્તકાલયોની રકમો છે તે પૈકી ૫૪ જેટલી સંસ્થાઓ અમારી જાણ પ્રમાણે અ વર્ગની છે. મંડળી કયા વર્ગની છે તે સહેલાઇથી કામ કરનારા જાણી શકે નહિ પણ તે માટે અમને તપાસ કરતાં માલુમ પડયું છે કે દર વર્ષે મંડળીઓની કામ કરવાની પદ્ધતિ અને સદ્ધરતા પરથી તેને વર્ગ આપવામાં આવે છે અને તેનું પ્રમાણપત્ર તેના તરફ મોકલવામાં આવે છે. આમ પ્રત્યેક પુસ્તકાલયના સંચાલકો પોતે નાણાં મૂકતા પહેલાં સ્થાનિક સરકારી અધિકારી સાહેબ મારફત ખાત્રી કરી શકે કે આ સંસ્થા કયા પ્રકારની છે. જ્યાં નાણાં क કે ड વર્ગની સહકારી મંડળીમાં હોય ત્યાંથી ઉપાડી લેવાં એ પુસ્તકાલયોની સદ્ધરતા માટે ખાતાને આવશ્યક જણાતાં સને ૧૯૨૭–૨૮ થી આ પ્રકારની સૂચનાઓ મૂકે જ જાય છે છતાં હજી એ સંસ્થાઓનાં નાણાંના પ્રશ્નોનો ઉકેલ આવી શકયો નથી. તેવી જ રીતે ખાનગી ઇસમોને ત્યાં રહેલાં નાણાં પણ પોતાની ખટપટ અગર વિષમ પરિસ્થિતિને લીધે સંસ્થાઓ નાણાં હજી મેળવી શકી નથી. આ અડચણો સવેળા દૂર થાય એ સ્તુત્ય હેતુથી આ અંક કાઢવામાં આવ્યો છે.

**અંદાજ ન થતાં પુસ્તકાલયો અને કાયમનિધિ.**

કેટલાંક ગ્રામ પુસ્તકાલયો જેમની લોકમદદ ઊભી થઇ શકતી નથી પણ તેમની રકમ જો કાયમનિધિ ખાતે હોય તો વ્યાજની રકમમાંથી પણ પોતાના પુસ્તકાલયનું અંદાજ બનાવી શકાય છે; છતાં હજી રાજ્યમાં લગભગ દર વર્ષે સો જેટલાં પુસ્તકાલયો વા વાચનાલયો મદદ લીધા સિવાય પડી રહે છે. આશા છે કે આવાં પુસ્તકાલયો પણ હવે જાગૃત થઇ પ્રતિવર્ષે પોતાના કાયમનિધિની સદ્ધરતા તપાસશે અને જરૂર પડે વ્યાજમાંથી અંદાજ બનાવવાની પણ તકેદારી રાખશે.

**કાયમનિધિની રકમ કયાંસુધી મૂકવાની છે.**

ગ્રામ પુસ્તકાલયો અને કસ્બા પુસ્તકાલયો પોતાનાં પુસ્તકાલયો માટે કાયમનિધિ ખાતે મૂકવાની રકમની ફરજમાંથી કયારે માફી મળશે એમ પૂછે છે. આ પ્રશ્ન ઘણા વખતથી ચાલે છે એ માટે પ્રશ્નોત્તરીમાં પૂ. અમીન સાહેબે કેટલીક વખત અનુકૂળ જવાબો આપ્યા પણ છે. અને કેટલેક સ્થળે આંકડા પણ દશ હજાર, પાંચ હજાર કે એક હજાર રૂપિયા થાય ત્યાં સુધી કસ્બાએ, મકાનવાળા ગ્રામપુસ્તકાલયે કે સામાન્ય પુસ્તકાલયે મૂકવા જોઇએ એમ જણાવ્યું છે. તેઓશ્રીએ બતાવેલી દૂરંદેશી ખરેખર સાચી છે જ. આપ સૌ સહમત થશો કે કાયમનિધિ એટલે કે કાયમ ખાતે રાખવાની રકમ; તેના વ્યાજ કે ઉત્પન્નનો જ ઉપભોગ કરી શકાય. જ્યારે કાયમનિધિ દર વર્ષે વધવું જ જોઇએ. મારી માન્યતા પ્રમાણે જે કોઇ સાર્વજનિક પુસ્તકાલય સરકાર પંચાયતની મદદ સિવાય પોતાની મેળે પોતાની સ્થળ હકુમતની તમામ રૈયતને મફત વાચન પૂરું પાડી શકે તેવી સદ્ધરતામાં ન આવે ત્યાંસુધી

કોઈપણ પુસ્તકાલયને કાયમનિધિમાંથી મુક્તિ મળવી ન જોઈએ. આ બાબત વધારે સ્પષ્ટ કરવાની તક લઉં છું. આપને એક ગામડાનો દાખલો આપું. ગામની વસ્તી ૫૦૦ સુધીની હોય. તેના વાચકો માટે પ્રતિવર્ષે પોતાની અસલ પરિસ્થિતિનો ખ્યાલ કરતાં તેને રૂ. ૭૫) જોઈતા હોય તો તે રૂપિયા પંચોતેર ઉત્પન્ન આવે ત્યાં સુધી કાયમનિધિ ખાતે રકમ મૂકેજ જાય. એક ગામ ૧૦૦૦ વસ્તીનું છે તેને રૂ. ૧૫૦) ખર્ચ કરવાની જરૂર છે તો તેટલું ઉત્પન્ન થાય તેટલી રકમ તેણે અનામત ખાતે લઈ જવી જોઈએ. એ પુસ્તકાલય ત્યારેજ સરકાર કે પંચાયતની મદદની માગણી ન કરતાં માત્ર પોતાનીજ રકમથી પોતાનું અંદાજ બનાવી મંજૂર કરાવી ખર્ચ કરી શકશે. આજ પ્રમાણે નાના કે મોટા તમામ પુસ્તકાલયો માટે સમજવાનું છે. આ દાખલો વધારે આગળ લંબાવતાં આપને સમજાવીશ કે, આજે સરકાર પંચાયત અને લોકમદદનો કુલ ખર્ચ નિભાવણી માટે રૂપિયા ૧,૨૫૦૦૦ અંકે એક લાખ પચીસ હજાર છે જ્યારે કાયમનિધિ ખાતે આજે જમા થએલી રકમ રૂ. ૭,૧૧,૧૮૫ નું સરાસરી ઉત્પન્ન આપણે ૨૧૦૦૦ એકવીશ હજાર જેટલુંજ ગણી શકીએ. હજી આપણે માત્ર ⅙ હદે પહોંચ્યા છીએ. અને પ્રત્યેક પુસ્તકાલયનો અભ્યાસ કરતાં માત્ર ડઝોઇ કસ્બા પુસ્તકાલયે પોતાનું ભંડોળ એટલું કર્યું છે કે જે ઉત્પન્ન દ્વારા તે પોતાના પુસ્તકાલયની નિભાવણી સરકાર પંચાયત મદદની અપેક્ષા સિવાય કરે છે. મારી વિનંતિ છે કે આપણે સૌ આપણાં પુસ્તકાલયોની સદ્ધરતા વધારીએ અને તેને વધુ વ્યાપક બનાવવા પ્રયાસો કરીએ. આજે જે ગતિથી આપણું કાયમનિધિ ભંડોળ વધે છે તે જોતાં તો ૧,૨૫૦૦૦ નો ખર્ચ કરી શકાય તેટલું ઉત્પન્ન ઊભું કરવા માટે રૂ. ૫,૦૦૦૦૦૦ નું ભંડોળ જોઈશે અને તે ઊભું કરતાં હજી આપણને બીજાં ૧૦૦ વર્ષ જોઈશે. આપને લાગે છે કે આટલી લાંબી મુદત સુધી આપણે પગભર થયા સિવાય આપણાં પુસ્તકાલયો નભાવી શકીશું ?

**નાણાંકીય ભંડોળ વધારવા વિજ્ઞપ્તિ.**

છેવટે અંતમાં આપ સૌને મારી વિનંતિ છે કે તમારા પુસ્તકાલયમાં, તમારા ગામના નજીકના પુસ્તકાલયમાં જ્યાં પુસ્તકાલયનાં કાયમનિધિનાં નાણાં ગેરરીતિએ રોકાયાં હોય તે બાબત ત્યાંના સંચાલકોનું, જે તે મહાલ મંડળોનું, પ્રાંત અને રાજ્ય મંડળોનું ધ્યાન ખેંચી વ્યવસ્થિત બનાવી યોગ્ય સ્થળે મુકાવવા પ્રયાસો કરો. અને પ્રતિવર્ષે કુલ મેળવેલી મદદની નીમે રકમ કાયમનિધિ ખાતે અવશ્ય મૂકો; ભંડોળ ઊભું કરવા માટે વિદ્યાદાનના દિવસો વસંતપંચમીએ ઊજવો.

ઊમેદભાઈ મોતીભાઈ પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# કાયમનિધિની વિગતવાર હકીકત

## વડોદરા પ્રાંત

### કરજણ મહાલ

૧. સા. પુ. અટાલી—પુ.સ.સ. મંડળમાં રૂા. ૭૦-૨-૧૧, પુ.સ.સ. મંડળના શેર નં. ૧ ના ૨૫), લેન્ડ મોર્ટગેજ બેંકના શેર નં. ૨ રૂ. ૫૧-૮-૦ કુલ રૂ. ૧૪૬-૧૦-૧૧
૨. „ અણુરતુ—પુ.સ. સ. મંડળમાં રૂ. ૫૧-૧૦-૨, અણુરતુ સહકારી મંડળીમાં રૂ. ૨૦૬-૪-૦ કુલ રૂ. ૨૫૭-૧૪-૨
૩. „ આલમપુર—રારોદ સહકારી મંડળીમાં રૂ. ૫૨૦-૩-૬, કુલ રૂ. ૫૨૦-૩-૬
૪. „ આસનેરા—અપ્સનેરા સહકારી મંડળીમાં રૂ. ૫૮-૪-૯, કુલ રૂ. ૫૮-૪-૯
૫. „ ઓઝ—રૂ. ૨૫-૦-૦ પુ. સ. સ. મંડળનો શેર નં. ૧, રૂ. ૨૪૩-૦-૦ ઓઝ સહકારી મંડળીમાં, કુલ રૂ. ૨૬૮-૦-૦
૬. „ ઓસલામ—રૂ. ૩૨૫-૮-૨ બરોડા બેન્કમાં, કુલ રૂ. ૩૨૫-૮-૨
૭. „ ઉમજ—રૂ. ૭૦-૦-૦ બરોડા બેંકમાં, કુલ રૂ. ૭૦-૦-૦
૮. „ ઉરદ—પુ. સ. સ. મંડળનો તથા લેન્ડ મોર્ટગેજ બેંકનો મળી ૨ શેરના રૂ. ૪૮-૪-૦, પુ. સ. સ. મંડળમાં રૂ. ૧૪૭-૬-૦, કુલ રૂ. ૧૯૫-૧૦-૧૦
૯. „ કરણુ—કરણુ સહકારી મંડળીમાં રૂ. ૩૩-૦-૦ કુલ રૂ. ૩૩-૦-૦
૧૦. „ કરમડી—રૂ. ૨૬૬-૫-૩ કરમડી સહકારી મંડળીમાં, કુલ રૂ. ૨૬૬-૫ ૩
૧૧. „ કલા—રૂ. ૫૦) શેર નંગ ૨, પુ. સ. મંડળમાં રૂ. ૧૩૪-૧૨-૦, કુલ રૂ. ૧૮૪-૧૨-૦
૧૨. „ કંડારી—રૂ. ૫૦૦) લેન્ડ મોર્ટગેજ બેંકના શેર નં. ૨૦, રૂ. ૩૬૯-૦-૦ પુ. સ. સ. મંડળમાં, રૂ. ૭૫૦) લેન્ડ મોર્ટગેજની વ્યાજુકી ચીઠ્ઠી, કુલ રૂ. ૧૬૧૯-૦-૦
૧૩. „ કંથારીઆ—રૂ. ૨૦૨-૧૩-૮ પુ. સ. મંડળમાં, રૂ. ૨૩૦-૩-૦ સીમળી સહકારી મંડળીમાં, કુલ રૂ. ૪૩૩-૧-૮
૧૪. „ કહોણુ—રૂ. ૬૫-૪-૧ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૬૫-૪-૧
૧૫. „ કંબોલા—રૂ. ૫૯૪-૧૨-૮ કંબોલા સહકારી મંડળીમાં, કુલ રૂ. ૫૯૪-૧૨-૮
૧૬. „ કાસમપુર—રૂ. ૭૦-૮-૦ પુ. સ. સ. મંડળમાં રૂ. ૨૪-૮-૦ કાસમપુર સહકારી મંડળીમાં, કુલ રૂ. ૯૫-૦-૦
૧૭. „ કુરાઇ—કરજણ બેંકમાં રૂ. ૩૨૮-૦-૦, કુલ રૂ. ૩૨૮-૦-૦
૧૮. „ કુરાલી—પુ. સા. સ. મં. નો રૂ. ૨૫-૦-૦ શેર નં. ૧, રૂ. ૩૩૦-૧૦-૭ કુરાલી સ. મંડળમાં, કુલ રૂ. ૩૫૫-૧૦ ૭

૧૯. સા. પું. કોઠીઆ— ૫૦-૦-૦ પુ. સ. સ. મંડળના શેર નંગ ૨, રૂ. ૧૬૧-૧૨-પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૨૧૧-૧૨-૧
૨૦. ,, કોરલ્—ખેતર નંગ ૧, સ. નં. ૪૨૨ વી. ૧૪ રૂ. ૦-૧૪-૦, રૂ. ૧૭૧-૧૨-પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૧૭૧-૧૨-૨
૨૧. ,, કોલીઆદ—રૂ. ૨૫) શેર નંગ ૧, પુ. સ. સ. મંડળનો, રૂ. ૨૭૨-૫-૦ પુ. સ સ. મંડળમાં, કુલ રૂ. ૨૯૭-૫-૦
૨૨. ,, ખાંધા—રૂ. ૩૭૮-૭-૧૦ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૩૭૮-૭-૧૦
૨૩. ,, ગણપતપુરા—રૂ. ૪૫૬-૦-૦ લેન્ડ મોર્ટગેજ બેંકના ૧૦ શેર સાથે મળી કુલ રૂ. ૪૫૬-૦-૦
૨૪. ,, ગંધારા—રૂ. ૧૯૩-૪-૭ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૧૯૩-૪-૭
૨૫. ,, ચોરંદા—રૂ. ૪૩૦-૧૨-૦ પુ. સ. સ. મંડળમાં, કુલ ૪૩૦-૧૨-૧
૨૬. ,, છંછવા—રૂ. ૨૭૪-૩-૭ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૨૭૪-૩-૭
૨૭. ,, જૂનીચીથરડી—૩૦૦) જમીનનો દસ્તાવેજ; ૧૦૦) શેર નં. ૪ પું. સ. સ. મંડળના, કુલ રૂ. ૪૦૦-૦-૦
૨૮. ,, તેગવા—રૂ. ૪૨-૧૨-૦ પુ સ. સ. મંડળમાં, કુલ રૂ. ૪૨-૧૨-૦
૨૯. ,, દેથાણ—રૂા. ૧૦૦-૦-૦ શેર નંગ. ૪ પુ. સ. સ. મંડળના, રૂા. ૭૯-૦-૦ પુ. સ. મંડળમાં, રૂા. ૧૮૦-૦-૦ ખાનગી ઇસમનું ખાતું, કુલ રૂ. ૩૫૯-૦-૦
૩૦. ,, દેરોલી—રૂ. ૫૦) શેર નંગ ૨ પુ. સ. સ. મંડળના, રૂ. ૧૦૧) ટ્રસ્ટફંડમાં પું. સા. સ. મંડળમાં, કુલ રૂ. ૧૫૧-૦-૦
૩૧. ,, દેલવાડા—રૂ. ૭૬-૧૩-૭ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂા. ૭૬-૧૩-૭
૩૨. ,, ધાવટ - રૂ. ૩૯૮-૧૦-૬ કરજણ બેંકમાં, કુલ રૂ. ૩૯૮-૧૦-૬
૩૩. ,, નવી ચીથરડી—૧૩૪-૦-૦, કુલ ૧૩૪-૦-૦
૩૪. ,, પાઠીઆપુરા—રૂ. ૭૧૭-૮-૦ પાઠીઆપુરા સહકારી મંડળીમાં, કુલ રૂ. ૬૧૭-૮-૦
૩૫. ,, પીંગળવાડા—રૂ. ૮૨-૯-૦ પુ. સ. મંડળમાં, ૮-૦-૦ કરજણ બેન્કમાં કુલ ૯૦-૯-૩
૩૬. ,, પુરા—રૂ. ૨૫-૦-૦ શેર નંગ ૧) પુ. સ. સ. મંડળનો, ૨૮૭-૧-૦ પુરા સહકારી મંડળીમાં; કુલ રૂ. ૩૧૨-૧-૦
૩૭. ,, ફત્તેપુરા—રૂ. ૫૦-૧૨-૧૦ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૫૦-૧૨-૧૦
૩૮. ,, બચાર—૨૫-૦-૦ લેન્ડમૉર્ગેજ બેંકના શેર નંગ ૧, રૂ. ૧૨૫-૦-૦ પુ. સ. સ. મંડળના શેર નં. ૫, રૂ. ૫૬૮-૯-૩ પુ. સ. સ. મંડળમાં, રૂ. ૫૦૦-૦-૦ લેન્ડ-મોર્ટગેજની વ્યાજુકી ચીઠ્ઠી, કુલ રૂ. ૧૨૧૮-૯-૩
૩૯. ,, બાણગામ—૧૯૭-૩-૦ સહકારી મંડળીમાં, કુલ ૧૯૭-૩-૦
૪૦. ,, બોડકા—રૂ. ૨૫) શેર નં. ૧) પુ. સ. સ. મંડળનો, રૂ. ૧૬૪-૯-૦ પું. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૧૮૯-૦-૦
૪૧. ,, બરથાણા—રૂ. ૨૨૧-૦-૦ શેર નંગ ૯ પુ. સ. સ. મંડળના, ૫૦-૪-૦ પુ. સ. સ. મંડળમાં કુલ રૂ. ૨૭૫-૪-૦
૪૨. ,, બરથાણા—રૂ. ૨૦૦-૦-૦ શેર નં. ૮ પુ. સ. સ. મંડળના, કુલ રૂ. ૨૦૦-૦-૦

૪૩. સા. પુ. માંગલેજ—રૂ. ૨૫-૦-૦ શેર નંગ ૧) પુ. સ. સ. મંડળનો, રૂ. ૨૧૭-૨-૦ સહકારી મંડળીમાં, કુલ રૂ. ૨૪૨-૨-૦

૪૪. „ માત્રોજ—રૂ. ૭૩-૧૨-૭ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૭૩-૧૨-૭

૪૫. „ માનપુર—રૂ. ૧૪૩-૧૧-૨ કરજણ બેંકમાં, કુલ રૂ. ૧૪૩-૧૧-૨

૪૬. „ મિયાગામ—રૂ. ૧૫૦-૭-૦ પુ. સ. સ. મંડળમાં, રૂ. ૧૦૭-૦-૦ હુકમનામું ખાનગી વ્યકિત પાસે, રૂ. ૯૩-૩-૦ ખાનગી વ્યકિત પાસે ખાતુ, કુલ રૂ. ૩૫૦-૧૦-૦

૪૭. „ મેથી—રૂ. ૭૦૫-૧૨-૦ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૭૦૫-૧૨-૦

૪૮. „ મેસરાડ—રૂ. ૭૯-૪-૭ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૭૯-૪-૭

૪૯. „ રાંગેરાલ—રૂ. ૯૨-૦-૦ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૯૨-૦-૦

૫૦. „ રણાપુર—રૂ. ૨૫) શેર નંગ ૧) પુ. સ. સ. મંડળનો રૂ. ૨૪૧-૧૫-૦ સહકારી મંડળમાં, ખાનગી ઇસમનો નિકાલ કરી હપ્તા કરેલા છે. કુલ રૂ. ૨૬૬-૧૫-૦

૫૧. „ રારોદ—રૂ. ૩૬૩-૦-૦ રારોદ સ. મંડળમાં; કુલ રૂ. ૩૬૩-૦-૦

૫૨. „ રોપા—રૂ. ૨૬-૨-૮ પુ. સ. સ. મંડળમાં, રૂ. ૬૮-૨-૦ રારોદ સહકારી કુલ રૂ. ૯૪-૪-૮

૫૩. „ વલણ—રૂ. ૫૦-૦-૦ પુ. સ. સ. મંડળમાં, રૂ. ૮૨૯-૮-૦ લેન્ડ મોર્ટગેજ બેંકનો શેર નં. ૧-૩૪, રૂ. ૪૮૩-૦-૦ સહકારી મંડળીમાં, કુલ રૂ ૧૩૬૨-૮-૦.

૫૪. „ વિરજઇ—રૂ. ૨૨૯-૯-૯, પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૨૨૯-૯-૯.

૫૫. „ વેમાર—રૂ. ૨૫) શેર નંગ ૧, પુ. સ. સ. મંડળનો, રૂ. ૪૫૩-૯-૪ સહકારી મંડળીમાં, કુલ રૂ. ૪૭૮-૯-૪.

૫૬. „ વેમારડા—રૂ. ૫૦૦) શેર નં. ૨૦, પુ. સ. સ. મંડળના રૂ. ૧૦૦ લેન્ડ મોર્ટગેજ બેન્કના શેર નં. ૪, રૂ. ૯૮-૧૫-૨ પુ. સ. સ. મંડળમાં, રૂ. ૩૦-૭-૮ બરોડા બેન્કની શાખામાં કુલ રૂ. ૭૨૯-૬-૧૦.

૫૭. „ લીલોડ—રૂ. ૬૪-૪-૦ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૬૪-૪-૦.

૫૮. „ લાકોદરા—પુ. સ. સ. મંડળમાં, રૂ. ૧૫-૮-૧, કુલ રૂ. ૧૫-૮-૧.

૫૯. „ સણાપુર—પુ. સ. સ. મંડળમાં, રૂ. ૧૯૨-૧૫-૧૧ કુલ રૂ. ૧૯૨-૧૫-૧૧.

૬૦. „ સંગડોલ—રૂ. ૨૯-૦-૦ રારોદ સહકારી મંડળીમાં, કુલ રૂ. ૨૯-૦-૦.

૬૧. „ સણીઆદ—રૂ. ૧૨૨-૧૧-૩ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૧૨૨-૧૧-૩.

૬૨. „ સરૂપુરટીંબી—રૂ. ૧૧૧-૨-૪ પુ. સ સ. મંડળમાં કુલ રૂ. ૧૧૧-૨-૪.

૬૩. „ સંભોઇ—રૂ. ૯૩-૩-૮ „ „ કુલ રૂ. ૯૩-૩-૮.

૬૪. „ સામરા—રૂ. ૩૬-૧૫-૩ „ „ કુલ રૂ. ૩૬-૧૫-૦.

૬૫. „ સારંગ—રૂ. ૫) લેન્ડ મોર્ટગેજ બેંકના શેર નં. ૨, રૂ. ૮૪-૨-૧૧ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૧૩૪-૨-૧૧.

૬૬. „ સાંસરોદ—રૂ. ૩૧-૧૫-૭ પુ. સ સ. મંડળમાં, કુલ રૂ. ૩૧-૧૫-૭.

૬૭. „ સાંદરણા—રૂ. ૧૦૧-૧૨-૮ „ „ કુલ રૂ. ૧૦૧-૧૨-૮.

૬૮. „ સાંપા—રૂ. ૫૭-૯-૪ „ „ કુલ રૂ. ૫૭-૯-૪.

૬૯. „ સીમળી—રૂ. ૪૩૭-૦-૦ „ „ અ વર્ગ સહકારી મંડળીમાં, કુલ રૂ. ૪૩૭-૦-૦

૭૦. સા. પુ સુરવાડા—રૂ. ૧૦૦-૦-૦ ૪ શેર પુ. સ. સ. મં. ના, રૂ. ૬૭-૩-૦ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૧૬૭-૩-૦.

૭૧. ,, હાંડોદ—રૂ. ૫૦) શેર નંગ ૨ પુ. સ. સ. મંડળના, રૂ. ૨૧૬-૧૩-૯ પુ. સ. સ. મંડળમાં કુલ રૂ. ૨૬૬-૧૩-૯

૭૨. ,, અભરા—રૂ. ૪૭-૧૫-૮ ,, ,, કુલ રૂ. ૪૭-૧૫-૮

૭૩. ,, હળદરવા—રૂ. ૨૧-૦-૦ ,, ,, કુલ રૂ. ૨૧-૦-૦

૭૪. ,, કીયા— રૂ. ૧૭-૦-૦ ,, ,, કુલ રૂ. ૧૭-૦-૦

૭૫. ,, સામરા—રૂ. ૩૫-૧૫-૬ ,, ,, કુલ રૂ. ૩૫-૧૫-૬

૭૬. ,, ધામણુજા—રૂ. ૧૫-૧૫-૩ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૧૫-૧૫-૩

૭૭. ,, લતીપુરટીંબી—રૂ. ૨૬-૦-૩ ,, ,, કુલ રૂ. ૨૬-૦-૩

૭૮. ,, નિશાળીયા— રૂ. ૩૯-૦-૧૦ ,, ,, કુલ રૂ. ૩૯-૦-૧૦

૭૯. ,, કરજણુ— રૂ. ૧૦૦૦-૦-૦ પુ. સ. સ, મંડળના તથા રૂ. ૨૪૧-૦-૦ વ. સે. મો. બેંકના શેર, રૂ. ૯૫-૮-૧૦ પુ. સ. સ. મંડળમાં, રૂ. ૪૧૫૬-૮-૬ બરોડા બેન્કમાં, ૪૫૦-૦-૧૦ પોસ્ટ ઑફીસમાં, કુલ ૫૯૪૩-૨-૨

## ડભોઇ મહાલ

૧. ,, અમરેશ્વર—૧૦૨-૫-૬ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૧૦૨-૫-૬.

૨. ,, અકોટી—રૂ. ૫૩-૩-૩, ,, ,, કુલ રૂ. ૫૩-૩-૩.

૩. ,, અંગુઠણુ—રૂ. ૨૮૨-૧૪-૯ બરોડા બેન્કમાં, કુલ રૂ. ૨૮૨-૧૪-૯.

૪. ,, અંતોલી—રૂ. ૬૨-૨-૫ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૬૨-૨-૫.

૫. ,, કરણેટ—રૂ. ૯૩-૯-૧ ,, ,, કુલ રૂ. ૯૩-૯-૧

૬. ,, રૂ. ૯૬-૪-૨ ,, ,, કુલ રૂ. ૯૬-૪-૨

૭. ,, કરમાળ—રૂ. ૧૦૦) લેન્ડ મોર્ટગેજ બેન્કના શેર નં. ૪, રૂ. ૧૨-૧૦-૨ પુ. સ. સ. મંડળમાં કુલ રૂ. ૧૧૨-૧૦-૨

૮. ,, કરાલી—રૂ. ૭૨-૩-૩ પુ. સ. સ. મંડળમાં,કુલ રૂ. ૭૨-૩-૩

૯. ,, કારવણુ—રૂ. ૪૩૧-૨-૫ ,, ,, રૂ. ૩૫૦૦) લેન્ડ મોર્ટગેજ બેન્કમાં જમા કુલ રૂ. ૩૯૩૧-૨-૩

૧૦. ,, કુકડ—રૂ. ૧૪૬-૧૨-૦ પુ. સ. સ. મંડળમાં રૂ. ૯૭-૧૦-૧૦ બરોડા બેન્કમાં, કુલ રૂ. ૨૪૪-૬-૧૦

૧૧. ,, કુંઢેલા—રૂ. ૨૫) પુ. સ. સ. મંડળના શેર નં. ૧, રૂ. ૩૯૨-૬-૯ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૪૧૭-૬-૯

૧૨. ,, કુંવરપુરા—રૂ. ૨૭૧-૩-૭ કુંવરપુરા સહકારી મંડળીમાં, કુલ રૂ. ૨૭૧-૩-૭

૧૩. ,, કુંવરવાડા—રૂ. ૬૧-૪-૧૦ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૬૧-૪-૧૦

૧૪. ,, ગામડી—રૂ. ૫૦-૧૨-૦ ,, ,, કુલ રૂ. ૫૦-૧૨-૦

૧૫. ,, છત્રાલ—રૂ. ૧૩૧-૩-૮ ,, ,, કુલ રૂ. ૧૩૧-૩-૮

૧૬. ,, જૂની માંગરોળ—રૂ. ૨૫) શેર નંગ ૧, પુ. સ. સ. મંડળનો, રૂ. ૨૯૭-૧૦-૦ પુ. સ. સ મંડળમાં કુલ રૂ. ૩૨૨-૧૦-૦

૧૭. ,, ટોલાર—રૂ. ૩૮-૨-૮ પુ. સ સ. મંડળમાં, કુલ રૂ. ૩૮-૨-૮

૧૮. સ. પુ. શુવાવી—રૂ. ૨૫૨-૧૧-૫ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૨૫૨-૧૧-૫
૧૯. „ ધમેલી—રૂ. ૧૩૯-૧૩-૬ „ „ કુલ રૂ. ૧૩૯-૧૩-૬
૨૦. „ નડા—રૂ. ૧૨૫૮-૧૩-૭ „ „ કુલ રૂ. ૧૨૫૮-૧૩-૭
૨૧. „ નારીઆ—રૂ. ૧૫૧-૧૫-૭ „ „ કુલ રૂ. ૧૫૧-૧૫-૭
૨૨. „ પલાસવાડા—રૂ. ૧૯૦-૯-૧૦ „ „ કુલ રૂ. ૧૯૦-૯-૧૦
૨૩. „ પારીખા—રૂ. ૨૫) શેર નંગ ૧, પુ. સ. સ. મંડળનો, રૂ. ૧૪૯-૧૩-૫ સહકારી મંડળીમાં, કુલ રૂ. ૧૭૪-૧૩-૫
૨૪. „ પીસાઈ—રૂ. ૨૭૭-૧૧-૯ ભેખડા સહકારી મંડળીમાં, કુલ રૂ. ૨૭૭-૧૧-૯
૨૫. „ પુનીઆદ—રૂ. ૭૫-૦-૦ શેર નંગ ૩ પુ. સ. સ. મં. ના, રૂ. ૬૭-૧૩-૧ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૧૪૨-૧૩-૧
૨૬. „ પુડા—રૂ. ૩૨-૦-૧૧ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૩૨-૦-૧૧
૨૭. „ ફરતીકુઇ—રૂ. ૧૮૩-૦-૮ પુ. સ. સ. મંડળમાં, કુલ ૧૮૩-૦-૮
૨૮. „ નાના ફોફળીઆ—રૂ. ૨૦૦) શેર નંગ ૮, રૂ. ૬૦-૧૫-૦ પુ. સ. સ. મંડળમાં, રૂ. ૫૦) ફોફળીઆ સહકારી મંડળીમાં, કુલ રૂ. ૩૧૦-૧૫-૦
૨૯. „ બોરબાર—રૂ. ૨૫) શેર નંગ ૧, પુ. સ. સ. મંડળનો, રૂ. ૩૫૪-૨-૯ બરોડા બેન્કની ડભોઇ શાખામાં, કુલ રૂ. ૩૭૯-૨-૯
૩૦. „ બોરીઆદ—રૂ. ૨૫) શેર નંગ ૧, પુ. સ. સ. મંડળનો, રૂ. ૩૫૪-૨-૯ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૩૭૯-૨-૯
૩૧. „ બહેરામપુરા—રૂ. ૨૩-૫-૧૧ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૨૩-૫-૧૧
૩૨. „ ભીલાપુર—રૂ. ૨૧૬-૧-૨ પુ. સ. સ. મંડળમાં, રૂ. ૨૫) શેર નંગ ૧, પુ. સ. સ. મંડળનો, કુલ રૂ. ૨૪૧-૧-૨
૩૩. „ ભીમપુરા—રૂ. ૨૬-૨-૦ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૨૬-૨-૦
૩૪. „ મહેલી—રૂ. ૨૦૨-૧-૬ રસુલાબાદ સ. મંડળમાં, કુલ રૂ. ૨૦૨-૧-૬
૩૫. „ મેનપુરા, રૂ. ૨૯૭-૧૨-૯ પુ. સ. સ. મંડળમાં, કુલ ૨૯૭-૧૨-૯.
૩૬. „ મંડાળા, રૂ. ૧૦૧૧-૦-૦ લેન્ડ મોર્ટગેજ બેંકમાં ૧ શેર, રૂ. ૧૧૭૦-૧૨-૬, કુલ રૂ. ૨૧૮૧-૧૩-૬.
૩૭. „ માવલી—રૂ. ૭૬-૮-૪, પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૭૬-૮-૪.
૩૮. „ રાજલી—રૂ. ૨૧૨-૧૨-૧૦, „ „ કુલ રૂ. ૨૧૨-૧૨-૧૦.
૩૯. „ લીંગસ્થળી—રૂ. ૨૮૮-૪-૫ બરોડા બેન્કમાં, કુલ રૂ. ૨૮૮-૪-૫.
૪૦. „ વડજ—રૂ. ૩૩૩-૯-૮ પુ. સ. સ. મંડળમાં, કુલ ૩૩૩-૯-૮.
૪૧. „ વઢવાણા—રૂ. ૨૫) પુ. સ. સ. મંડળનો શેર નંગ ૧, રૂ. ૧૦૮-૫-૬ પુ.સ.સ. મંડળમાં, રૂ. ૧૧૦-૭-૨ બરોડા બેન્કમાં, કુલ રૂ. ૨૪૩-૫-૬.
૪૨. „ વણાદરા—રૂ. ૧૮૯-૧૪-૧૦ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૧૮૯-૧૪-૧૦.
૪૩. „ વસાઈ—રૂ. ૪૦-૨-૯, „ „ કુલ રૂ. ૪૦-૨-૯.
૪૪. „ વ્યારા—રૂ. ૫૦-૦-૦ શેર નં. ૨, પુ. સ. સ. મં.ના, ૧૮૭-૩-૯ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ ૧૮૭-૩-૯.

૪૫. સાં. પુ. શમશેરપુરા—રૂ. ૩૧-૭-૬, પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૩૧-૭-૬.
૪૬. ,, સાંકોદ—રૂ. ૧૭૨-૫-૭ પુ. સ. સ. મંડળમાં, ૯૦-૧-૦ સાકોદ સ. મંડળમાં કુલ રૂ. ૨૬૨-૬-૭.
૪૭. ,, સીતપુર—૨૫) પુ. સ. સ. મંડળનો શેર નંગ ૧, રૂ. ૩૩૦-૧૪-૧૦ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૩૫૫-૧૪-૧૦.
૪૮. ,, હબીપુર મોટા—રૂ. ૨૫-૦-૦ પુ. સ. સ. મંડળનો શેર ૧, રૂ. ૩૫૩-૫-૦ મોટા હબીપુર સ. મંડળમાં, કુલ રૂ. ૩૭૮-૫-૦.
૪૯. ,, બાણુજ—રૂ. ૨૩-૯-૧૦ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૨૩-૯-૧૦
૫૦. ,, ડભોઇ કસ્બો—રૂ. ૬૪૪૩-૭-૩ બરોડા બેન્કમાં, રૂ. ૨૧૦૮૮-૨-૦ પોસ્ટલ સરટિફિકેટ, કુલ રૂ. ૨૭૫૩૧-૯-૩

## તીલકવાડા મહાલ

૧. ,, કરનાળી—રૂ. ૨૫૧-૦-૦ શેર ૧૦ પુ. સ. સ. મં. ના, રૂ. ૧૭૧-૦-૧૦ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૪૨૨-૦-૧૦,
૨. ,, આમરોલી—રૂ. ૪૯૧-૯-૬ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૪૯૧-૯-૬
૩. ,, ભુજેઠા—રૂ. ૨૩-૬-૭ ,, ,, કુલ રૂ. ૨૩-૬-૭
૪. ,, તિલકવાડા, રૂ. ૬૪૬-૨-૭ બરોડા બેન્કમાં, કુલ રૂ. ૬૪૬-૨-૭

## પાદરા મહાલ

૧. ,, અભોળ—રૂ. ૧૪૧-૧૦-૮ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૧૪૧-૧૦-૮
૨. ,, અંબાડા—રૂ. ૨૫-૦-૦ પુ. સા. સ. મંડળના શેર નં. ૧, રૂ. ૧૪૪-૮-૯ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૧૬૯-૮-૯
૩. ,, આંતી—રૂ. ૫-૦-૦ ,, ,, કુલ રૂ. ૫-૦-૦
૪. ,, આમળા—રૂ. ૧૧૭૫-૬-૯ ,, ,, કુલ રૂ. ૧૧૭૫-૬-૯
૫. ,, ઉમરાયા—રૂ. ૧૦૬-૧-૧૦ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૧૦૬-૧-૧૦
૬. ,, કણુજટ—રૂ. ૩૧૭-૧૩-૩ ,, ,, કુલ રૂ. ૩૧૭-૧૩-૩
૭. ,, કરણાંકુવા—રૂ. ૫૮-૧૦-૬ ,, ,, કુલ રૂ. ૫૮-૧૦-૬
૮. ,, કરખડી—રૂ. ૧૩૬૦-૧૫-૦ ,, ,, કુલ રૂ. ૧૩૬૦-૧૫-૦
૯. ,, કલ્યાણકુઈ—રૂ. ૧૪-૪-૪ ,, ,, કુલ રૂ. ૧૪-૪-૪
૧૦. ,, કાંદા—રૂ. ૪૭-૩-૪ ,, ,, કુલ રૂ. ૪૭-૩-૪
૧૧. ,, કુરાળ—રૂ. ૧૨૭-૪-૨ પુ. સ. સ. મંડળમાં, રૂ. ૪૦૦-૦-૦ ટ્રસ્ટ ફંડ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૫૨૭-૪-૨
૧૨. ,, કોટણા—રૂ. ૫૧-૪-૧૦ પુ. સ. સ. મંડળમાં, રૂ. ૧૦-૦-૦ પ્રમુખ પાસે છે, કુલ રૂ. ૬૧-૪-૧૦
૧૩. ,, ગણપતપુરા—નથી.
૧૪. ,, ગવાસદ—રૂ. ૨૫-૦-૦ પુ. સ. સ. મંડળમાં, શેર નં ૧, રૂ. ૬૯૨-૮-૨ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૭૧૭-૮-૨

૧૫. સા. પુ. ગામેઠા—રૂ. ૪૯–૧૨–૧૧ કુલ રૂ. ૪૯–૧૨–૧૧
૧૬. ,, ગોરીઆદ—રૂ. ૨૫) શેર નંગ ૧, પુ. સ. સ. મંડળનો; રૂ. ૨૯૫–૩–૫ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૩૨૦–૩–૫
૧૭. ,, ધાયજ—રૂ. ૨૫) પુ. સ. સ. મંડળનો શેર નં. ૧; રૂ. ૩૫૬–૭–૯ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૩૮૧–૭–૯:
૧૮. ,, ચાણસદ—રૂ. ૨૫) પુ. સ. સ. મંડળનો શેર ૧; રૂ. ૪૩૧–૫–૮ પુ સ. સ. મંડળમાં, કુલ રૂ. ૪૫૬–૫–૮
૧૯. ,, ચિત્રાળ—રૂ. ૩૦૯–૭–૦ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૩૦૯–૭–૦
૨૦. ,, ચોકારી—રૂ. ૨૫–૦–૦ નો શેર ૧, પુ. સ. સ. માં, રૂ. ૩૪૭–૧૩–૨ બરોડા બેન્કમાં, કુલ રૂ. ૩૪૭–૧૩–૨
૨૧. ,, જલાલપુર —રૂ. ૨૯૫–૩–૧ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૨૯૫–૩–૧
૨૨. ,, ડબકા—રૂ. ૧૦૦–૦–૦ શેર નંગ ૪, રૂ. ૧૨૭–૩–૧૧ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૨૨૭–૩–૧૧
૨૩. ,, ડભાસા—રૂ. ૨૫) પુ. સ. સ. શેર નં. ૧, રૂ. ૧૧૮૪–૨–૬ પુ.સ.સ. મંડળમાં, રૂ. ૧૮૨–૪–૯ ખેડુત સહકારી મંડળી ડભાસામાં, કુલ રૂ. ૧૩૯૧–૭–૩
૨૪. ,, તાજપુરા—રૂ. ૧૩૪–૧૧–૪ પુ. સ સ મંડળમાં, કુલ રૂ. ૧૩૪–૧૧–૪
૨૫. ,, તીથોર—રૂ. ૧૯૬–૪–૩ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૧૯૬–૪–૩
૨૬. ,, દણોલી—રૂ. ૩૩–૯–૧૧ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૩૩–૯–૧૧
૨૭. ,, દરાપુરા—રૂ. ૧૯૯–૦–૦ પડતર ગભાણ રાખ્યું છે. રૂ. ૧૫૦) લેન્ડ મોર્ટગેજનાં શેર નંગ ૬, રૂ. ૨૫) પુ. સ. સ. મંડળનો શેર નં. ૧, રૂ. ૧૯૦૪–૮–૭ પુ. સ. સ. મંડળમાં, ૬૭–૦–૦ દરાપુરા પોષ્ટમાં, કુલ રૂ. ૨૩૪૫–૮–૭
૨૮. ,, દુધવાડા—રૂ. ૫૪૩–૩–૮ પુ. સ. સ. મંડળમાં, રૂ. ૫૯–૮–૯ પટેલ વિઠ્ઠલભાઈ ગોવિંદભાઈને ત્યાં છે, કુલ રૂ. ૬૦૨–૧૨–૫
૨૯. ,, નરસીપુરા—રૂ. ૨૫–૧૩–૯ પુ સ. સ મંડળમાં, કુલ રૂ. ૨૫–૧૩–૯
૩૦. ,, પાટોદ—રૂ. ૫૦) શેર નંગ ૨, પુ. સ. સ. મંડળના, રૂ. ૪૫–૭–૩ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૯૫–૭–૩
૩૧. ,, પીંડાપા—રૂ. ૬૨–૧૩–૦ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૬૨–૧૩–૦
૩૨. ,, પીંપળી—રૂ. ૨૫) શેર નંગ ૧ પુ. સ. સ. મંડળનો, રૂ. ૬૯–૫–૧૦ પુ. સ સ. મંડળમાં, કુલ રૂ. ૯૪–૫–૧૦
૩૩. ,, ભદારી—રૂ. ૨૯–૧૫–૧૧ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૨૯–૧૫–૧૧
૩૪. ,, ભોજ—રૂ. ૧૬૧–૧૩–૩ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૧૬૧–૧૩–૩
૩૫. ,, ભાણપુર—રૂ. ૨૭–૪–૬ ,, ,, કુલ રૂ. ૨૭–૪–૬
૩૬. ,, માસર—રૂ. ૨૫) શેર નંગ ૧, પુ. સ. સ. મંડળનો, રૂ. ૬૯૬–૪–૯ પુ સ. સ. મંમાં. કુલ રૂ. ૭૨૧–૪–૯
૩૭. ,, મુજપુર—રૂ. ૧૧૮૯–૭–૫ ,, ,, કુલ રૂ. ૧૧૮૯–૭–૫
૩૮. ,, મુવાલ રૂ. ૫૦) શેર નંગ ૨, પુ.સ.સ.મંડળમાં. રૂ. ૨૦૮–૬–૦ કુલ રૂ. ૨૫૮–૬–૦
૩૯. ,, મેઢાદ—રૂ. ૧૭૬–૧૫–૬ મેઢાદ સ. મંડળમાં, કુલ રૂ. ૧૭૬–૧૫–૬.
૪૦. ,, મોભા—રૂ. ૪૦૫–૮–૦ પુ. સ. સ. મંડળમાં, ૬૦૦) ટ્રસ્ટ ફંડના પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૧૦૦૫–૮–૦
૪૧. ,, રણુ—રૂ. ૩૫૦) ધર્મશાળાનું મકાન પૈકી એક રૂમ કબ્જે છે. રૂ. ૨૫) શેર નંગ ૧ પુ.સ.સ. મંડળમાં, રૂ. ૬૨૩–૬–૧૧ પુ. સ. સ. મંડળમાં, કુલ રૂ. ૯૯૮–૬–૧૧

# પ્રાચીન ગુજરાતનો વિદ્યાવ્યાસંગ અને વડોદરાનું મધ્યવર્તી પુસ્તકાલય

ગુજરાતની ભૌગોલિક વિશેષતાને લઈ તેની પ્રજાનો મુખ્ય ધંધો વેપારજ રહ્યો છે. કહેવત છે કે લક્ષ્મી અને સરસ્વતીને પરસ્પર વિરોધ હોય છે. ગુજરાતે જરૂર એ કહેવત ખોટી પાડી બતાવી છે. ઇતિહાસનો પ્રકાશ જ્યારથી ગુજરાતના ભૂતકાળ ઉપર પથરાય છે ત્યારથીજ એ વિદ્યાની સાધનામાં આગળ પડતો ભાગ લેતો નજરે પડે છે.

વલભીના મૈત્રક રાજાઓ ઘણા વિદ્યાવ્યાસંગી હતા. ગુહેસન ( ઇ. સ. ૫૬૮–૫૯૦ ) સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશમાં પ્રબંધરચના માટે પંકાતો, શિલાદિત્ય ( ૫૯૫–૬૧૦ ) સારો કવિ અને વિદ્વાનોનો આશ્રયદાતા હતો. તેનો ઉત્તરાધિકારી ધ્રુવસેન વ્યાકરણનો પંડિત હતો. એ નૃપતિઓના આશ્રયે વલભી નગરીની પ્રજા પણ વિદ્યાની સાધના કરતી હતી. ધનેશ્વર સૂરિએ શત્રુંજયમાહાત્મ્ય અને મહાકવિ ભટ્ટિએ રાવણવધ ( ભટ્ટિકાવ્ય ) વલભીમાં જ રચ્યાં હતાં. પ્રાચીન જૈન સાહિત્યનો પહેલવહેલો ઉદ્ધાર રાજ્યાશ્રયે વલભીને આંગણેજ થયો હતો. જૈન આગમોની વલભીવાચના પ્રસિદ્ધ છે જ. ઉપરાંત બૌદ્ધધર્મના પઠનપાઠનનું પણ વલભીપુર મહાન કેન્દ્ર થઇ પડયું હતું. તક્ષશિલાના વિનાશ પછી આખા હિંદમાં વલભી અને નાલંદાની બૌદ્ધ વિદ્યાપીઠો જ મુખ્ય ગણાતી હતી. એની પડખે સિંહપુર અને આનંદપુર ( ઠાંગા ) પણ વિદ્યાવ્યાસનાં સારાં મથકો હતાં.

વલભીનો નાશ થતાં ગુજરાતના પાટનગર તરીકેનું તેનું સ્થાન શ્રીમાળે લીધું. ત્યાં ઘણી મોટી વિદ્યાપીઠ હતી. તેના ચાર હજાર મઠો અને એક હજાર બ્રહ્મશાળાઓમાં દૂરદૂરના વિદ્યાર્થીઓ શિક્ષણ લેવા આવતા. શિશુપાલવધ અને બ્રહ્મસ્ફુટ સિદ્ધાંતના કર્તા મહાકવિ માઘ અને મહાન જ્યોતિષી બ્રહ્મગુપ્ત તથા જૈન પંડિત હરિભદ્ર અને ઉદ્યોતનસૂરિ એ શ્રીમાળનાં જ પ્રજાજનો હતાં.

શ્રીમાળ પડી ભાંગતાં તેનાં રાજ્ય અને વિદ્યાનો વારસો અણહિલ્લપુર ( પાટણ )ને ગયો. સોલંકી અને વાઘેલા રાજાઓને આશ્રયે એ નગરના જેટલી વિદ્યાની પ્રગતિ તે વખતના હિંદના કોઇ બીજા નગરે સાધી નહોતી. સિદ્ધરાજે પાટણમાં રાજકીય પુસ્તકાલય સ્થાપી ખાસ તેના માટે ત્રણસો લહિયાઓ રોકયા હતા. વળી બીજા હજારો લહિયાઓ રોકી સિદ્ધ હેમ વ્યાકરણની સવાલાખ નકલો તૈયાર કરાવી હિંદનાં તત્કાલીન પુસ્તકાલયો અને વિદ્વાનોને મફત ભેટ મોકલાવી હતી. કુમારપાળે ગુજરાતમાં એકવીસ બૃહદ્ ગ્રંથભંડારો સ્થાપ્યા હતા. મહામંત્રી વસ્તુપાલ, તેજપાલ, આમ્રભટ, વાગ્ભટ, કર્માશાહ વગેરેએ કેટલાય મોટા ગ્રંથભંડારો ગુજરાતનાં ભિન્ન ભિન્ન નગરોમાં સ્થાપ્યાં હતાં. માંડવગઢના મહામંત્રી પેથડશાહે ભૃગુકચ્છ અને આબુ ચંદ્રાવતીમાં ગ્રંથભંડારો સ્થાપ્યાની વાત જાણીતી છે.

મુસલમાની જમાનામાં રાજ્યાશ્રયના અભાવે ગુજરાતની વિદ્યાસાધનાને ઘણી ક્ષતિ સહન કરવી પડી; એટલું જ નહિ પણ કેટલાય ગ્રંથભંડારોનો નાશ પણ કરવામાં આવ્યો. એ છતાં સમૃદ્ધ પ્રજાજનોના આશ્રય નીચે ગુજરાત થોડા ઘણા પ્રમાણમાં પોતાની જ્ઞાન-

સાધનાને જીવતી રાખી શકયું ખરૂં. પ્રાચીનકાળના ગ્રંથભંડારો હાલ પાટણ, ખંભાત, અમદાવાદ, પાલીતાણા, પાલનપુર, થરાદ, ખેડા, લીંબડી, વઢવાણ, જામનગર, કચ્છ કોડાય, ભરૂચ, સુરત, ઘોઘા, વડોદરા, ડભોઇ, પાદરા, શિનોર, ગાંભુ, છાણી વગેરે શહેરોમાં મોજૂદ છે.

હાલના સમયે ગુજરાતની એ ઐતિહાસિક વિદ્યાસાધનાનો વારસો વડોદરાએ સાચવ્યો છે, એટલું જ નહિ પણ તેના પુનરોદ્ધાર માટે સતત અને સુંદર પ્રયાસો પણ અહીં થતા આવ્યા છે. પ્રાચ્ય વિદ્યામંદિર, સયાજી સાહિત્યમાળા વગેરે તેનાં ઉદાહરણો છે. એ રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ તો એટલી બધી જાણીતી અને માર્ગદર્શક થઇ પડી છે કે તે વિષે કાંઇ જાણવા જેવું રહેતું નથી.

અહીંના મધ્યવર્તી પુસ્તકાલયની ગણતરી હિંદમાં પ્રથમ પંક્તિનાં જે થોડાંક પુસ્તકાલયો છે તેમાં થાય છે, એ વાત ઘણી જાણીતી છે. બીજા વિભાગોને કોરે મૂકી માત્ર ગુજરાતી વિભાગની જ વાત કરીએ તો એમ કહ્યા વગર નહિ ચાલે કે ચાળીસ હજાર ગુજરાતી પુસ્તકો ધરાવતો એ ગ્રંથભંડાર ખરેખર અજોડ જ છે.

ગુજરાતી વિભાગની પહેલી વિશેષતા છે, પુસ્તકસંખ્યાની દૃષ્ટિએ એની સમૃદ્ધિ. એનો ખ્યાલ પુસ્તકોની સંખ્યા જ આપી રહે છે. એટલાં બધાં તો શું પણ એથી અરધી સંખ્યાનાં ગુજરાતી પુસ્તકો બીજા કોઇ પુસ્તકાલયમાં મારા જોવામાં તો આવ્યાં નથી. બીજી વિશેષતા છે એની સુંદર વ્યવસ્થા અને સ્વચ્છતા. કીમતી કાચની પારદર્શક ફરસબંદી ઉપર ગોઠવેલી ધાતુની સુઘડ અને સ્વચ્છ અભરાઇઓ ઉપર પુસ્તકો હંમેશાં વર્ગ અને ક્રમ પ્રમાણે ચોખ્ખાઇ સાથે મૂકેલાં હોય છે. એ વ્યવસ્થા જોનારના મગજમાં પાશ્ચાત્ય દેશોનાં પુસ્તકાલયોનો ખ્યાલ ઉપજાવ્યા વગર રહેતી નથી. ત્રીજી વિશેષતા છે એ ગ્રંથભંડારોની જનસમાજ માટે સુલભતા. બીજાં સ્થળોનાં પુસ્તકાલયોની જેમ અહીં જ્ઞાનલાભ માટે કાંઇ બદલો આપવો પડતો નથી. અધ્યયનવિભાગમાં વાચકોને મળતી સગવડો પણ એ પુસ્તકાલયની સમૃદ્ધિ અને વ્યવસ્થાના જેવી જ અજોડ છે. કાર્યકર્તાઓની મીઠાશ અને કાળજીભરી વર્તણુંક તથા દેખરેખ પ્રશંસાપાત્ર હોઇને વાંચનારને તેના કાર્યમાં સહાયક થઇ પડે તેવી હોય છે.

**અમૃતલાલ વ. પંડ્યા**

---

**અમદાવાદ પુસ્તકાલય સંમેલન અંગે આચાર્ય શ્રી આનંદશંકર બાપુભાઇ ધ્રુવ તરફથી આવેલો સંદેશોઃ—**

પુસ્તકો એ મનુષ્ય બુદ્ધિનાં ફળ તેમજ પોષક તત્વો છે. અને તે સામાન્ય બુદ્ધિ કરતાં પુસ્તકોનો અભ્યાસ મનુષ્ય જાતિના વિકાસ માટે કોઇ પણ શિક્ષણનાં સાધન કરતાં ઓછા ઉપયોગી નથી. હું ઇચ્છું છું કે પુસ્તકોનો શોખ આપણી પ્રજામાં વધે, મનુષ્ય જાતીની બુદ્ધિનો વિકાસ જોતાં કોઈ પણ ખાનગી ગૃહસ્થ પુસ્તક સંગ્રહની મર્યાદા બાંધી શકે નહિ. અને તેથી જ પુસ્તકાલયની ઉપયોગીતા ઘણી જ મોટી છે. આપણે ત્યાં હાલ છે તે કરતા ઘણાં વધારે પુસ્તકાલયો સ્થપાય અને એના નેતાઓ કને કાર્યકારિણી સભાઓ વિદ્વદજનોથી ભરાઈ તેઓ દેશના સામાન્ય બુદ્ધિના વિકાસમાં મોટો ભાગ લે એમ હું ઇચ્છું છું.

[ અનુસંધાન પાન ૮૧ ને છેડે ]

# પરદેશી નક્કર સાહિત્યની યોજનાને સહાનુભૂતિ

ગયા નવેમ્બર માસના 'પુસ્તકાલય' માં શ્રી. કલ્યાણરાયભાઇનો શ્રી. વાકનીસ સાહેબ સાથેના વાર્તાલાપવાળો લેખ છે. તેના પૃષ્ઠ ૫૨૬ ઉપર તેમણે એક સુંદર વિચાર મૂકયો છે.

સારાં પુસ્તકાલયો જનતાને વર્તમાનપત્રો, સામયિકો અને પુસ્તકોથી અનેકોની સંખ્યામાં પોતા તરફ ખેંચે છે. સંસ્કારી લોકસમુદાયની પણ દિવસે દિવસે વાચનભૂખ વધી છે. એ વખતે કોઇપણ વિષયનું તલસ્પર્શી, નક્કર જ્ઞાન મેળવવાની ઇચ્છાવાળા પાંચ પંદર માણસો મોટા ગામમાં સહેજે નીકળી આવે. ગૂજરાતી ભાષામાં ઉચ્ચ વિચારો અને ધંધારોજગાર હુન્નર ઉદ્યોગને લગતું ઘણું સાહિત્ય આજકાલ અંગ્રેજીમાંથી ઊતર્યે જાય છે. ગામનો અંગ્રેજી જાણકાર વર્ગ એવા અંગ્રેજી સાહિત્યનો સંપર્ક સાધે તો એ વિચારોની અસર થોડાજ સમયમાં સામાન્ય થર સુધી પહોંચી જતાં વાર નહિ લાગે. પણ શ્રી કલ્યાણરાયભાઇના લખવા પ્રમાણે એ મોંઘું સાહિત્ય દરેક પુસ્તકાલય મંગાવી ન શકે એ સત્ય છે. અને આપણે એ સાહિત્યનો લાભ લેવો છે. એટલા માટે એમણે રજુ કરેલી યોજનાનો અમલ કરવો લાભદાયી થઇ પડશે; તેનો વહેલામાં વહેલો અમલ દશ પંદર સ્થળો એકઠાં મળી કરી દે તો તેમાં હું મારી પણ સહાનુભૂતિનો સૂર પૂરું છું. અને હમણાં એક સંસ્થાને પંદર રૂપિયાથી વાર્ષિક ખર્ચ...ન કરાવીએ તો હું તેવી બે સંસ્થા આ યોજનાનો લાભ લેવા તૈયાર કરીશ.

આવી રીતે દસ સંસ્થાનાં નામ આવી ગયે અનુભવીઓ પાસે સાહિત્યની પસંદગી કરાવી સાહિત્ય મંગાવવું શરુ કરી દેવું. અને પાછળથી ઉમેરાતી સંસ્થાનાં નામ નોંધતા જઇ આવતા પૈસાનું સાહિત્ય મંગાવે જવું. સાહિત્ય અનુક્રમે ફરતું થઈ જાય એવી વ્યવસ્થા કરી લેવી. આ વ્યવસ્થા પુસ્તકાલય ખાતાને સોંપવી અને યોજનાના મંત્રી તરીકેના કાર્યને વેગ મળે એ હેતુથી આ વિષયમાં ખૂબ રસ લેતા શ્રી. કલ્યાણરાયભાઈ મંત્રી તરીકે કામ કરે એવી મારી સૂચના છે.

જે જે ભાઇઓ આ યોજનામાં સહાનુભૂતિ ધરાવતા હોય અને પોતે કોઇપણ સંસ્થામાં આ યોજનાનો લાભ લેવડાવવાની ગોઠવણ કરી શકે તેમ હોય તેમણે 'પુસ્તકાલય' દ્વારા પોતાના વિચારો વ્યકત કરવા જેથી આ યોજનાનો અમલ વહેલો શરુ થાય એમ મારું માનવું છે. સારા કામમાં ઢીલ શી !

**રતિભાઈ અમીન.**

---

[ અનુસંધાન પાન ૮૦ નું ]

પુસ્તકાલયોના કાર્યકર્તાઓની એક ફરજ તરફ પ્રજાનું લક્ષ દોરવાની હું રજા લઉં છું, અને તે એ કે ગ્રંથપાલોની ફરજ કેવલ ગ્રંથના પાલનમાં સમાપ્ત થતી નથી, પરંતુ ગ્રંથની પસંદગી અને યોગ્ય વર્ગીકરણમાં પણ વીસ્તરે છે, અને તે તરફ કાર્યકર્તાઓનું લક્ષ જાય અને એ કાર્ય સારી રીતે થાય એમ હું ઇચ્છું છું. પ્રભુ આ પુસ્તકાલય સંમેલનના કાર્યને યોગ્ય દોરવણી અને વિજય આપો એવી મારી પ્રાર્થના છે.

# સ્વાધ્યાયની સિદ્ધિ

**આ**પણામાંથી મોટો ભાગ તો એવો છે કે જે સ્વાધ્યાયનો અર્થ પણ સારી રીતે સમજતો ન હોય. સ્વાધ્યાયની માત્ર તેના અભ્યાસકના જીવન પર જ કાયમી અસર પહોંચે છે એટલું જ નહિ પરંતુ આદર્શ રીતે સિદ્ધ થએલા સ્વાધ્યાયની અસર તો પેઢી-ઉતાર સુધી પણ પહોંચી શકે છે. માત્ર વાંચવાની ખાતર વાંચનાર કે વાચન પછી મનન કરવાની બિલકુલ પરવા નહિ કરનાર પણ આપણામાં અનેકો છે. પરંતુ એથી વાચન-મનનનો હેતુ તલમાત્ર પણ જળવાતો નથી.

સ્વાધ્યાય શબ્દના બે અર્થ થાય છેઃ (૧) શાસ્ત્રી એટલે કોઇ બીજાની મદદ વિના જાતે જ અધ્યયન કરવું. અથવા અધ્યયન કરેલાનું મનન અને નિદિધ્યાસન કરવું. (૨) પોતે પોતાનું અધ્યયન કરવું અને એથી પોતાનું જીવન ઉત્તરોત્તર ક્રમશઃ ઉન્નત થઇ રહ્યું છે કે કેમ તે જોતા રહેવું. આપણું જીવન કેવું છે તેનું નિરીક્ષણ આપણે પ્રતિક્ષણે કરતા રહેવું. તેને અંતઃપ્રેક્ષણ ( Introspection ) કહે છે. આવી અંતઃપ્રેક્ષણાથી આત્મોન્નતિ સાધી કેટલાંય માણસો મહાન થઇ ગયાં છે. સાધારણ રીતે લોકો સ્વાધ્યાયનો એવો અર્થ કરે છે કે કોઇ ધર્મપુસ્તકનો હમેશાં અમુક પાઠ કરી લેવો બસ છે. પરંતુ મનનપૂર્વકના સ્વાધ્યાય માટે તો (૧) એકાગ્રતા, (૨) નિશ્ચિંતપણું, અને (૩) કંઈક નવીન પ્રકાશમય જ્ઞાન મેળવવાની તીવ્ર ઉત્કંઠા આવશ્યક છે. આવા સ્વાધ્યાય માટેનો યોગ્ય સમય જો કે પ્રાતઃકાળ જ હોઈ શકે, પરંતુ બધાને માટે તે અનુરૂપ બની શકતો નથી, જેથી હંમેશાં નિયમિત રીતે અધ્યયન થવું જરૂરનું છેઃ ઓછામાં ઓછું અર્ધો કલાક જેટલું તો કરવું જ જોઇએ. સ્વાધ્યાયને અંતે માનસિક વિચારો પર દિવસમાં એક બે વાર ચિંતન થવું જ જોઇએ. અને સાથે સાથે એમ પણ વિચારવું ઘટે કે-કયા કયા વિચારોનું પ્રાબલ્ય તે દિવસે જીવનમાં રહેલું છે-કેમકે ક્યાંક ક્યાંક સંકુચિત વાસનાઓએ આક્રમણ કરેલું હોય છે તો ક્યાંક પ્રલોભનો, દુર્વ્યસનો અને દુઃસ્વભાવોનો સામનો કરવો પડે છે. પરંતુ એકધારા અભ્યાસથી આવા કુવિચારો લાંબે ગાળે નાશ પામશેને, નવીન દૃષ્ટિ પ્રાપ્ત થશે. જીવન તો એક મહાસંગ્રામ છે. તે કંઇ એક બે દિવસનું કામ નથી. ઉંમરભર પણ જો કમર કસીને યુદ્ધ કરવાથી કામ પાર પડ્યું તો પોતાને ધન્ય સમજવા. સ્વાધ્યાયને માટે જો બધા ધર્મગ્રંથો લઇએ તો તે સારા તો છે જ. પરંતુ સાધક, વાચનની રૂચિ, યોગ્યતા વગેરે પર તે ઘણો જ આધાર રાખે છે. પરંતુ સામાન્ય રીતે તો જે પુસ્તકો આપણાં ગૃહસ્થ-જીવનનાં સુધારક તથા આપણી આત્મિક સ્થિતિનાં ઉદ્ધારક હોય, તથા જેમાં સાધકની અપૂર્વ શ્રદ્ધા હોય તેવાં જ પુસ્તકો તેને ઉપયોગી હોય છે.

દાખલા તરીકે ધાર્મિક પુસ્તકોના સ્વાધ્યાય માટે રામાયણ, મહાભારત, ભાગવત, વિષ્ણુ પુરાણ, મનુસ્મૃતિ, ગીતાદર્શન, ઉપનિષદ્, વેદ-એમાંથી સાધકને પૂર્ણતઃ સમજી શકવા યોગ્ય કોઇ પણ પુસ્તક પસંદ કરી લેવું જોઇએ. કદાચ જો તે ગ્રંથ સમજી ન શકાય તો કોઇ આધુનિક મહાલેખકનું તે વિષય પરનું પુસ્તક અધ્યયન તરીકે ઉપયોગમાં લેવું. પરંતુ તેમાંથી જે વાંચવામાં આવે તેનો સારાસાર સમજી વ્યવહારમાં ઉતારવાનો નિયમ પણ સાથે

સાથે જ રાખવો જોઇએ. કેમકે વ્યવહારમાં લાવ્યા વિનાનો સ્વાધ્યાય તો ભારરૂપ બની જાય છે. બધી નહિ તો છેવટે તેમાંથી એકાદ બે વાતો તો વ્યવહારમાં બુદ્ધિપૂર્વક ઉતારવીજ જોઇએ. દાખલા તરીકે જો આપણે ગીતાનો પાઠ કરતા હોઇએ તો તેની બધીયે વાતો પર આરુઢ થઇ શકતા નથી. તો એનો અર્થ એમ નથી કે તેમાંથી વ્યવહારમાં ઉતારવા જેવી વાતોનું જ માત્ર અધ્યયન કરવું જોઇએ. પરંતુ બહોળા જ્ઞાન માટે ગીતાનું સંપૂર્ણ અધ્યયન કરવું અને પોતાની સ્થિતિને અનુકૂળ થઇ પડે તેવી બે ચાર વાતો આચરણમાં ઉતારવી જોઇએ.

આપણામાં આવી સ્વાધ્યાયશીલતાનો દીલગીરીભર્યો અભાવ છે. આપણું આજનું શિક્ષણ શૂન્ય છે. ઘરમાં પણ ધર્મના ભાવોનો લોપ થતો જાય છે; અને ધર્મવિહીન જાતિનું અધઃપતન કાંઇ દૂર હોતું નથી. આથી વાચન પછી ઉંડા મનનપૂર્વક સ્વાધ્યાય કરવાની ટેવ એક મહાવ્રતસમ કેળવવી જોઇએ. કેમકે ' योगशिखोपनिषद् 'માં પણ કહ્યું છે કે ' જેમ લાકડાંમાં રહેલો અગ્નિ મન્થન વિના પ્રકટ થતો નથી તેમ આપણી અંદર રહેલો જ્ઞાનદીપક પણ અંદર તો પ્રજ્વલિત જ છે. પરંતુ તે સ્વાધ્યાયની સિદ્ધિના અભ્યાસ સિવાય પ્રકાશિત થઇ શકતો નથી. "*

**કાન્તિપ્રસાદ લાલશંકર ત્રિવેદી**

## અવળી વાંણી

—જેમ વનનો પાલક તે વનપાલ અને ગાયોનો પાલક તે ગોપાલ તેમ ગ્રંથનો પાલક તે ગ્રંથપાલ. ગોપાલ જેમ ગાયોને ખૂબજ આસાનીથી જાળવે છે, તેમ આદર્શ ગ્રંથપાલ પણ પુસ્તકોને કોઇનાય અડયાઆભડયા સિવાય તદ્દન સારી હાલતમાંજ કબાટમાં સુંદર રીતે સુવ્યવસ્થિત જાળવે છે. ને હંમેશાં ચિવટાઇથી સાફસૂફ કરે છે. ને પુસ્તકો બગડવાની બીકે કોઇનેય વાંચવા આપતો નથી.

—દેવના આલયમાં જેમ કોઇ ભાવિક ભક્ત દેવમૂર્તિને દૂરથીજ અત્યંત ભાવપૂર્વક ભક્તિભાવે પ્રાર્થે છે, તેમ આદર્શ વાચક પણ પુસ્તકોના આલય-પુસ્તકાલયમાંનાં પુસ્તકોને સ્પર્શ્યા સિવાય દૂરથી જ ભક્તિભાવે નિહાળે છે. પુસ્તકોનો ખરો ભક્ત કદી તેને વાંચતો જ નથી.

—આજના અનેક લેખકો તેમના પુરોગામી લેખક કે કવિઓના ઋણી હોય છે, જેથી આજના બધા જ લેખકો દેવાળીઆ છે, અને તેમણે ભવિષ્યના લેખક-કવિઓને વધારે દેવાળીઆ થતા અટકાવવા હોય તો પોતાની બધી લેખનપ્રવૃત્તિને સત્વરે આટોપી જ દેવી જોઇએ.

—આજનાં બધાં વર્તમાનપત્રો ' છપાએલાં ' કે ' છાપેલાં ' હોવા છતાં તેને માત્ર ' છાપુ ' કહેવામાં સાહિત્યનો ભારોભાર દ્રોહ થાય છે. આથી તેને ' છાપુ ' નહિ કહેતાં ' છાપેલું ' કે ' છાપ્યું ' કહી-પ્રચારી સાહિત્યકોએ પોતાની વર્ષોની ભૂલ સુધારી લેવી જોઇએ.

—સમાલોચના=સમા એટલે સરખી અને લોચના એટલે આંખોવાળી. તો આ 'સરખી આંખોવાળી' કરતાં તો સુ એટલે સારી આંખોવાળી—' સુલોચના 'જ નામ રાખવું વધુ બંધએસતું છે.

—ટીકા=એટલે ચાંલ્લો. ખરેખર પુસ્તકની જો ભારોભાર દોષવાળી ટીકા કરવામાં આવે તો તે પુસ્તકની સંતોષપૂર્વકની ખપતના અભાવે આવેલી આર્થિક ખોટ એ તેને "ચાંલ્લો" જ થાય છે ને ?

**કાન્તિપ્રસાદ લાલશંકર ત્રિવેદી**

---

* ' कल्याण 'ના એક લેખને આધારે સૂચિત.

*મહાલ પુસ્તકાલય પરિષદોના

# પ્રમુખોનાં પ્રવચનો

## ૧. વડોદરા મહાલ ત્રીજું અધિવેશન

[ માણેજા તા. ૨૯-૧૨-૪૦ ]

—સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇ

અહીં ઘણા શિક્ષક બંધુઓ હાજર હશે. તમને આ પ્રવૃત્તિમાં તલ્લીન થયેલાઓને શું કહેવું ? તે જ સમજાતું નથી. આપ તો આ પ્રવૃત્તિના લાભો જાણો જ છો. એ વિષય પર નિબંધો પણ લખો છો, અને એ પ્રવૃત્તિ અર્થે પ્રયત્નો પણ કરો છો.

નિવેદનમાં જણાવ્યું છે કે, હવે તાલુકામાં ૧૯ શાળાવાળા ગામે પુસ્તકાલયો ઉઘડવાનાં બાકી છે. ૧૧૯ ગામોવાળા આ મહાલમાં માત્ર ૧૯ ગામો જ પુસ્તકાલય વિનાનાં રહ્યાં છે તેમાં અસંતોષ રાખવાને કંઇ કારણ નથી. આ પરિષદ માણેજા જેવા નાના ગામે ભરી છે તો આવી પ્રેરણાથી આપણે આવતી પરિષદ દરમિયાન એ ગામો પુસ્તકાલયો વિનાનાં રહ્યાં નહિ હોય, એવી મને ખાત્રી છે. અહીંની માહિતી સંતોષ આપે તેવી છે. જ્યાં આવા યુવાનો હોય, અને આવાં ગામો હોય ત્યાં અડચણ નહિ આવે. આ ગામે ૫૦ ટકા માણસો ભણેલા છે તે પરથી ગામની કેળવણીવિષયક પ્રગતિ આપણને જાણવા મળે છે. બીજાં ગામો આ ગામનો દાખલો જરૂર લેશે, એમાં શક નથી. આવા કામમાં મુલ્કી ખાતાનો સહકાર મળે તો ખૂબ કામ થઇ શકે.

પુસ્તકાલય વિષે કે કેળવણી વિષે વિવેચન કરવું હવે બીનજરૂરી છે, છતાં કેળવણીના પ્રશ્ન વિષે જે એક પ્રકાર આવે છે તે વિષે કંઇક વિવેચન કરું છું.

આપણો દેશ અભણ છે, એ ખરું છે. એમ કહેવાય છે કે, હિંદમાં ૯૦ ટકા લોકો અભણ છે, અક્ષરશૂન્ય છે, લખતાં વાંચતાં ન આવડે એવા છે. પણ વડોદરા રાજ્યમાં એવું નથી. એ તો હિંદ કરતાં પણ આગળ છે, વડોદરા રાજ્યમાં તો લખી-વાંચી જાણનારાઓની સંખ્યા ૪૦ ટકા જેટલી છે. એટલે સમસ્ત હિંદની સરખામણીમાં આપણે આગળ છીએ. આમ છતાં એ પૂરતું નથી. એ સો ટકા કેમ ન થાય ? શાળાવાળા ગામે એવી ધગશ, ચીવટ હોવી જોઇએ કે, તેનાં બાળકો-બ્હેનો ભણેલાં કેમ ન થાય ? તમારે ત્યાં ગ્રેજ્યુએટોની સંખ્યા કમી હોય તેની ફિકર ન કરશો, કેમ કે એવા ગ્રેજ્યુએટો તો ગામડાં છોડી શહેરોમાં આવે છે. ગામડામાં રહેનારને લખતાં વાંચતાં તેમજ હિસાબ ગણતાં અને જગતમાં શું ચાલી રહ્યું છે તે જાણી શકાય તેવું વાંચવાનું આવડવુંજ જોઇએ.

---

* આ સ્થળે જુદા જુદા મહાલોમાં ભરાયેલી મહાલ પુ. પરિષદોના પ્રમુખોનાં ભાષણો ક્રમાનુસાર આપ્યાં છે. તે પછી અમદાવાદ ખાતે મળેલા અમદાવાદ શહેર પુ. સંમેલનના પ્રમુખનું વક્તવ્ય પણ આપ્યું છે. અને તે પછી જે તે પરિષદના હેવાલ તથા ઠરાવો આપ્યા છે. —તંત્રી.

હું ગામડામાં ફરું છું ત્યાં બધે મંદિરો જોવામાં આવે છે ભલે તે ભગ્ન સ્થિતિમાં હોય છે અથવા પૂજા નહિ થતી હોય, પણ એ મંદિરોની સંસ્થા એ જીવતાં જાગતાં પુસ્તકાલયો હતાં. ત્યાં પંડિતો, સાધુ, વિદ્વાન રહેતા અને વાર્તા, ભજન, કીર્તનથી જનતાના જ્ઞાનમાં વધારો કરતા. ત્યારે આપણા ગામડાનાં સંસ્કાર, કેળવણી ઊંચાં હતાં. અને માટેજ આપણાં ત્યારનાં ગ્રામજીવન સુખી હતાં. આજે આપણે સમયને અનુકૂળ મંદિરો સ્થાપવાં પ.શે. આજના જમાનાને અક્ષરજ્ઞાન જોઇએ છે. કેટલાકો કહે છે કે, ખેતીવાડી કરનાર ગામડીઆ ભણીને શું કરશે ? પરંતુ ખેતી, પાક, દલાલ, શાહુકાર એ બધાંજ ખેડૂત પર આધાર રાખે છે, તે સમજીએ તો ખાતરી થશે કે, ગામડામાં ગમે તેને ભણવાની જરૂર છે. તેઓ ભાવ-તોલ નથી જાણતા તેથી લુંટાય છે. એ પરિસ્થિતિને અટકાવવા માટે અમુક અંશેના પણ ભણતર વગર છૂટકોજ નથી.

વળી બહેનોને પણ યોગ્ય કેળવણી મળવી જોઇએ. આજે બહેનોએ ગાયેલાં ગીતો સરસ હતાં, પરંતુ સારામાં પણ પાયરી હોય છે. એટલે બહેનોને પણ જીવનોપયોગી કેળવણી આપવી જોઇએ. નહિ તો રસ, સુખ, સંવાદ જતું રહેશે.

રશિયામાં વીસ વર્ષ પહેલાં આપણા જેવીજ સ્થિતિ હતી. તેમને ત્યાં પણ ૯૦ ટકા લોકો અભણ હતા. પરંતુ માત્ર દશ વર્ષના પ્રયત્નમાં ત્યાંની સો ટકા પ્રજા શિક્ષિત બની ગઇ છે. આજે તમે જુઓ છો કે, મોટાં મોટાં રાજ્યો યુદ્ધમાં ઊતરેલાં છે એ બધાં આજે રશિયાની ખુશામત કરે છે. એક વખતે જે દેશની પ્રજામાં દશ ટકા ભણેલા હતા તે દેશની આજે મહાન મુત્સદ્દીઓ ખુશામત કરી રહ્યા છે, કેમકે રશિયાને ખોટું ન લાગે, બીજાને મદદ ન કરે, તે માટે સૌ કાળજી રાખે છે. આ બધો એ ૯૦ ટકા ભણતરે ભજવેલો ભાગ છે. એટલે આપણી પ્રજા પણ ૯૦ ટકા ભણતરવાળી થાય તે માટે પ્રયત્નો કરવા જોઇએ. વાર્ષિક ૭૫ રૂપિયાની આવકવાળા ગ્રામજીવનમાં સુધારો કરવા માટે કેળવણી જરૂરી છે. એ કેળવણી ગામડે ગામડે વ્યાપક કરનાર આપ શિક્ષકો છો. એ શિક્ષણપ્રચારનાં સાધનરૂપ શાળા—પુસ્તકાલયોનો સમન્વય કરવાની તમારી ફરજ છે. શિક્ષકોને માથે ભારણની ફરિયાદ છે. આમાં સત્યાંશ છે તે હું માનું છું. પરંતુ એમ ફરિયાદ કર્યે ચાલે તેમ નથી. તમે તો ગામડાના પંડિતો સાધુઓ છો. મેળાવડો, સેન્સસ બધું શિક્ષકને કરવાનું હોય છે. અને કેટલીક વાર અમલદારનો રસોઇઓ પણ શિક્ષક બનતો; પરંતુ એ જમાનો આજે નથી.

જૂના વખતના પંડિતોનો દાખલો લઇએ તો જોશ જોવા. મંત્રજપ કરવા, કે કર્મ કાંડને લગતું તેમજ બોધ આપવાનું, ભણતરનું, અને કથાવાર્તાનું કામ એ સાધુઓ કરતા. તમો વિચાર કરો કે, એ એક સાધુ કેટકેટલું કામ કરતો હશે ? એટલે શિક્ષકો જો સાધુ, પંડિત કે ભાવનાશાળી સાધુ નહિ હોય તો કેળવણી નિષ્ફળ નીવડશે; આળાગાળા કરશો તો મને ડર છે કે આપણે આગળ નહિ વધી શકીએ. કેમકે તલાટીઓ, મુલ્કી અમલદારો એ નહિ કરી શકે.

આપણો તાજેજ દાખલો જુઓ. શ્રી. કરુણાશંકર માસ્તર જેવા આદર્શ શિક્ષકે કોસીન્દ્રા ગામની સૂરત કેવી ફેરવી નાખી ! ! સ્ટેશનથી દૂર છતાં સંસ્કારી, વિચારશીલ અને વિવેક-વિનયવાળા માણસો ત્યાં મળે છે. એટલે શિક્ષકો ધારે તો ખૂબ કામ કરી શકે. શિક્ષ-

કોમાં આદર્શભાવે લાગણી હોય તો તેમણે કામે લાગી જવું જોઈએ. તેમણે ગામને પલટાવવાનું સુધારવાનું છે. એઓ મંદિરોમાં બેસે, કથાવાર્તા કરે, પણ તે આધુનિક રીતે. આપણું આજનું ગામનું મંદિર તે પુસ્તકાલય છે. કેટલીકવાર પુસ્તકાલયમાં કુથલી કરનારા પણ આવે છે, તેઓ ભલે કુથલી કરે પણ તેમને આવવા દો. પુસ્તકાલયને ગામના હૃદયરૂપ, આત્મારૂપ બને અને એ રીતે જગતનું સારું ગામમાં લાવે, વહેંચે, ઘેર ઘેર પહોંચે એમ ઇચ્છું છું.

હવે પુસ્તકાલયવિજ્ઞાન વિષે મારે કંઈ કહેવાનું નથી. કેમ કે એ તો તમો બધા તથા આ અધિકારી સાહેબો મારા કરતાં સારું જાણે છે. પરંતુ હું તો એટલું જ કહું છું કે, પુસ્તકાલયને જૂના વખતના મંદિર, આત્મા, હૃદયરૂપ બનાવજો. એમ કરવાથી ગામના ઈતિહાસમાં કદાચ તમારાં નામ ભુલાયાં હશે, પણ તમે કરેલાં કામ તો અમર રહી જશે. આપણે ત્યાં પ્રાચીન વીરોના પાળિયા નજરે પડે છે તેના પર કંઈ નામ કોતરેલાં હોતાં નથી છતાં તેઓ વીર હતા એટલી ભાવના તો તેનાથી આપણામાં જાગ્રત થાય જ છે.

---

## ૨. ડભોઇ મહાલ પ્રથમ અધિવેશન

[ મંડાળા તા. ૫-૧-૪૧ ]

—શ્રી. રૂપનારાયણ સુ. કાનુનગો

**શિક્ષિતોનું ઋણ**

સ્નેહ અને સૌજન્યથી આપ સૌએ આ પરિષદના પ્રમુખ તરીકે મારી પસંદગી કરી મને ઋણી કર્યો છે. પુસ્તક અને પુસ્તકાલય સાથેની મારી પુરાણી પ્રીતે આ ઋણસ્વીકાર કરવા મને ફરજ પાડી છે. તેથી કાચે તાંતણે બંધાઇને હું આપની વચ્ચે દોરાઈ આવ્યો છું. જ્ઞાનપ્રચાર એ શિક્ષિતોનું મહાઋણ છે. એ પવિત્ર ઋણ અદા કરવાની આવી આનંદકારી તક આપવા માટે હું આપ સૌનો આભાર માનું છું. મંડાળા અને મહાલના આ સદ્‌ભાવભર્યા આદરસત્કારને હું સહર્ષ અભિનંદુ છું.

ડભોઇ મહાલની આ પહેલીજ પુસ્તકાલય પરિષદ છે. તે મોડી ભલે હોય, પણ તે આ મહાલના આદર્શ મંડાળા ગામે તેની પરંપરાથી ચાલતી આવેલી ઉદારતા ને સહિષ્ણુતાને અનુસરીને આ વર્ષે પરિષદ બોલાવવાની જે યોજના આગળ કરી છે તેનું શ્રેય અને માન આ ગામના સંગઠિત કાયકર્તા આગેવાનોને ઘટે છે. તે માટે સહુના વતી મંડાળાના આગેવાનોને અભિનંદન આપું છું.

મિત્રો, કોઇ પણ ધર્મકાર્યના પ્રારંભમાં જુઓ તો અધિષ્ઠાતા દેવને અર્ઘ્યાદિ પૂજા અર્પવાની આપણી આર્ય પ્રણાલી છે. આ પાવનકારી પુસ્તકાલય પ્રવૃત્તિના અધિષ્ઠાતા કૈ. રાજપિતા શ્રીમંત સયાજીરાવ મહારાજના પુણ્ય પ્રતાપે જ આવી પરિષદો ભરવા આપણે સમર્થ બન્યા છીએ. વંદન હો એવા જ્ઞાનાંજનની સળી વડે પ્રજાચક્ષુ ઉઘાડવાની ઇચ્છાવાળા **શુભાશયી** પ્રજાપાલકને.

એવાજ શુભાશયી આપણા શ્રીમંત પ્રતાપસિંહ મહારાજ છે. પ્રજાપ્રગતિનાં કાર્યોમાં

પોતે દાદાને પગલે આગળ વધ્યા છે. સુધરાઇઓ અને પ્રાંત પંચાયતોને પ્રજાકીય સ્વરૂપ એઓશ્રીએજ બક્ષ્યું છે. ધારાસભા અને રાજ્યશાસનમાં પણ પ્રજાકીય તત્ત્વોનો સમાવેશ કરીને બંધારણીય પ્રગતિ થઇ છે, તે તેઓશ્રીનેજ આભારી છે. શ્રેયસ્કારી તમામ પ્રવૃત્તિઓમાં પોતે પૂરતો રસ ધરાવે છે તે અનેકવિધ સખાવતોમાંથી આપ જોઇ શકો તેમ છો.

## પુસ્તકાલયપ્રવૃત્તિનો શકિતમંત્ર

સદ્‌ગૃહસ્થો, કે. શ્રીમંતે સ્વમુખે પુસ્તકાલયપ્રવૃત્તિનો જે હેતુ નિર્દિષ્ટ કરેલો તેને હું આ પ્રવૃત્તિનો શકિતમંત્ર કહું છું તે આ છેઃ

" પુસ્તકાલયનો લાભ થોડા અંગ્રેજી ભણેલા જ લઇ શકે એવી હદ ન રહેવી જોઇએ. એનો લાભ વધારેમાં વધારે માણસો કેવી રીતે લઇ શકે એ જ હેતુ સતત લક્ષમાં રાખવો જોઇએ. અને તેટલા સારૂ માતૃભાષાવાળા વિભાગ તરફ વધારે લક્ષ આપવું જોઇએ. એ હેતુથી મેં રાજ્યમાં પુસ્તકાલયપ્રવૃત્તિ શરૂ કરી છે. અને તેના પ્રચાર માટે જે યોજના ઘડાવી અમલમાં મુકાવી છે તેનો સંપૂર્ણ લાભ મારી સકળ પ્રજાને મળે એટલા માટે શિક્ષિત ને સમજુ પ્રજાવર્ગે પણ પોતાની શક્તિ અનુસાર પોતાનો હિસ્સો આપવાની જરૂર છે. "

## શિક્ષિતોનો સહકાર હોત તો?

આ શકિતમંત્ર તો વર્ષો પૂર્વે આ પ્રવૃત્તિના આરંભમાં શ્રીમંતે ઉચ્ચારેલો; પણ જેમ કોઇ ઉદ્દ્ગાતા ઋષિનો ઉંચામાં ઉંચો અને માહાસિદ્ધિવાળો મંત્ર તેના સાચા સાધકો વગર અફળ પડી રહે, તેમ આવું નથી બન્યું? અલબત્ત, અધિષ્ઠાતાના ગણોએ આ બાબત બનતું બધું જ કર્યું છે અને યોજના પ્રમાણે અદ્યાપિ તેઓ તો કરે જ છે; પણ શ્રીમંતની આકાંક્ષા પૂરવા શિક્ષિત ને સમજુ પ્રજાવર્ગે આનું પૂરૂં પાલન કર્યું છે? પ્રજાવર્ગને શિખરે પધરાવવાનું અભિમાન લેતા અગ્રણીઓએ આ કદી વિચાર્યું છે? પોતાના રચનાત્મક કાર્યક્રમમાં કદી આના પર પૂરતું લક્ષ અપાયું છે? પ્રાથમિક શિક્ષણે પ્રકટાવેલી જ્ઞાનજ્યોતિને બુઝાતી બચાવવા, તેને પરિપોષવા પુસ્તકાલય પ્રવૃત્તિ છે. સમજુ શિક્ષિતોનો પૂરતો સહકાર હોત તો આજ ૩૫ વર્ષે આ પરિસ્થિતિ હોત? આજ તો આપણી આજુબાજુ કેટલાં નિરક્ષરો છે? નિરક્ષરતા વગરનું છે કોઇ ગામ? પરમેશ્વરને આપણે પિતા માનીએ છીએ. એકજ પિતાના આપણે સંતાનો છીએ. એવાં તત્ત્વજ્ઞાનો તારવીએ છીએ, પણ પછાત–ઉજળીઆતના આપણે કેવા ભેદો પાળ્યા? અને તે તેમને શિક્ષણ અને સંસ્કારથી વંચિત રાખીને? એમ વંચિત રાખીને આપણે કયારેય સમરસ થવાના કે? જ્યારે અજ્ઞાનતાના અંધકારમાં આપણાંજ ભાંડુઓ ગણીને તેમને આપણે સડવા દઇશું? તેમને પતિત રાખીને તરવું છે ખરૂં? પણ એમ તરાશે? એ ઘોર નિરક્ષરતાનાબુદીનાં ધર્મયુદ્ધો કે ઝુંબેશો ઉપાડવા કયા શિક્ષિત વર્ગો ઝઝૂમ્યા? જેઓ લોકશાસનવાદ સારૂ મેદાને પડે છે તેઓનું શું આ પ્રથમ કર્તવ્ય નથી?

## લોકશિક્ષણની મહત્તા

લોકશાસનની પ્રતિષ્ઠા તો લોકશિક્ષણના પાયા પર આધાર રાખે છે. લોકશિક્ષણની જેમ જેમ વધારે ઉચ્ચતર કક્ષા, તેમ તેમ લોકશાસનવાદ વધારે સફળ. લોકશાસનવાદ તો એ માગે છે. એ વિનાના પ્રજામતવાદનાં બધાં બણગાં પોકળ છે. પ્રજામતને બળવાન

બનાવવો હોય, તો તેને પ્રથમ સજ્ઞાન કરવો જોઇએ. એવો જાગૃત પ્રજામત પ્રજામાં ચેતન પૂરશે. એવા તન્દુરસ્ત પ્રજામતને જાગ્રત કરવા જ શ્રીમંતે પુસ્તકાલયપ્રવૃત્તિની સ્થાપના કરી છે. પુસ્તકાલયપ્રવૃત્તિને વ્યાપક કરી આપણે પ્રથમ આગળો ઉઘાડીએ, એટલે લોકશાસનવાદનાં બારણાં એની મેળે ઉઘડી જશે.

### તમે જ જ્ઞાનદીપ છો.

પણ શિક્ષક મહાશયો, આ તો સમજુ શિક્ષિતવર્ગના સહકારની સામાન્ય વાત થઇ. જ્યારથી તમે શિક્ષકનો આ પવિત્ર ધંધો સ્વીકાર્યો ત્યારથી જ્ઞાનપ્રચારની પવિત્ર ફરજ તો તમેજ ધારણ કરી છે ને ? તે જેટલી વધારે બજાવો તેટલી તમારી વધારે શોભા. ઓછા બજાવો એટલું ઓછું શોભાસ્પદ. પરંતુ હું જાણું છું કે, પુસ્તકાલયપ્રવૃત્તિના સાચા પ્રચારકો આપ છો. રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિની વેલ આટલી પાંગરી છે તે તમારા વડે. ગામડે ગામડે તમેજ જ્ઞાનદીપ છો. તમારાજ દીવે બીજા દીવા પ્રકટે છે. એકમાંથી અનેક જ્ઞાનજ્યોતિ પ્રકટે છે, તે તમો શિક્ષકોનાજ પ્રતાપે. ફરજીઆત શિક્ષણની તમારી મુસ્કેલીઓ હું સમજું છું. પટેલ તલાટી, મુખી મતદારોની મદદ વખતે નહિ મળતી હોય. ગામના મતદારો, શાહુકારો, હોટેલમાલિકો, કલાલો કે બીજા પોતાના નોકરચાકરના કે લાગતાવળગતાના બાળકોને ફરજીઆતમાંથી મુકત કરાવવા મથતા હશે. તેમના ખોફ વહોરવાના પ્રસંગો પણ આવતા હશે. એવાં વિઘ્નો વખતે ગામની પક્ષાપક્ષીમાં કે ખટપટમાં ન પડતાં તમે પવિત્ર ફરજ અને ધ્યેય તરફ જોશો, અને અડગતાથી કાર્ય કરે જશો તો વાળ નહિ વાંકો થાય. જગત ભલે પંતુજી કહે; સમાજ જ્યાં સુધી શિક્ષકને તિરસ્કારશે ત્યાં સુધી તેજ હલકો રહેશે. તમે પંતુજી નહિ, મિશનરી થઇને જાવ. જગત ઝૂકતું આવશે. સમજી લેજો, ધ્યેયવાદીઓ તરફજ જગત ઝૂકે છે.

### બે ધનનો સમન્વય સાધો.

ગામનું બાળધન અને પુસ્તકાલયનું પુસ્તકધન તો તમારાજ હાથમાં છે ને ? તેનો સુયોગ્ય સમન્વય કરો. જુઓ ! પ્રચંડ શકિત ઉભી થશે. પાઠ્ય પુસ્તકો ઉપરાંત પુસ્તકાલયનાં પુસ્તકો તરફ તમારા વિદ્યાર્થીઓને વાળો. વર્ગવાંચનાલયો કાઢો, અને વર્ગશિક્ષકની દેખરેખ હેઠળ વિદ્યાર્થીઓનેજ તેનાં પુસ્તકોની આપ-લે વગેરેની વ્યવસ્થા કરવા દો. કોઇપણ હિસાબે વાંચનનો શોખ, વાંચનનો નાદ લગાડો. ગભરાશો નહિ. બાળકો એથી નાપાસ નહિ થાય. તમારૂં પરિણામ નહિ બગડે. ઉલટું પરિણામ વધારે સારૂં આવશે, ને તમને દીપાવશે. પણ **દીપજ ન પ્રકટે અગર મંદમંદ પ્રકટે, તો તે શું દીપાવે ?** નિર્ણય કરો. તમારી પાસે આવેલો વિદ્યાર્થી વાચનશૂન્ય ન બની જવો જોઇએ ત્યારેજ તે ભણેલું ન ભૂલે. નવી પેઢીમાં જ્ઞાનસંભાર એટલો ભરો કે તે તમને પૂજતી આવે. પછી જૂની પેઢી ભલે ઝખ મારે. તે જ્ઞાનવાન બને તો ઓર આનંદની વાત છે. પણ નવી પેઢી તો તમારી મૂડીની વાત છે, જેથી જીતી જાણો તો જીત તમારી છે. બસ તમને મારી એજ વિનંતિ છે.

### ગામડાની ગતાગમ વગરનાં સાહિત્યસર્જનો

શ્રીમંતની યોજના મુજબ પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રચારના પુસ્તકાલય ખાતાના પ્રયાસો

સ્તુત્ય છે. પણ પુસ્તકાલય પ્રવૃત્તિનો અભણતામાંથી ઉગારી લેવાનો શુભ હેતુ બરાબર રીતે બર આવે તે સારૂ ગ્રામપુસ્તકાલયો હવે વિશેષ કાળજી માગે છે. ગામડાની ગતાગમ વગર શહેરમાંથી સર્જાતાં અનેક સાહિત્યસર્જનો અને પ્રકાશનોનાં પુસ્તકો ગ્રામપુસ્તકાલયને માથે મારવા કરતાં ગ્રામજનો રસથી વાંચી શકે એવું તેમનાજ લાભ તેમનેજ સમજાય તેવું, તેમનાજ હિતવાળું, આકર્ષક ગ્રામસાહિત્ય, સર્જન ન થતું હોય તો સર્જાવી વિશેષ પ્રમાણમાં વંચાય તેવું વસાવવાની ખાસ જરૂર છે.

**વર્ગવાચનાલયની યોજના**

નવી પેઢીનો વાચનરસ વિકસાવવા પ્રત્યેક શાળામાં કક્ષાનુક્રમે વર્ગવાચનાલયની યોજના ફરતા પુસ્તકાલયના પેઠે અમલમાં આણવાની જરૂર છે. શિક્ષકોને તે વધારે સહાય્યકારી થઈ પડશે.

નિરક્ષરતાનિવારણ માટે પુસ્તકાલય ખાતું કાંઇક સક્રિય પગલાં લે એ ઇષ્ટ છે. તો ગ્રામોદ્ધારની યોજનામાં પુસ્તકાલય પ્રવૃત્તિ વિશેષ ફલદાયી નીવડશે.

**જ્ઞાનથીજ આબાદી**

સદ્‌ગૃહસ્થો, જ્ઞાનજ બલિષ્ઠ છે. જ્ઞાનનો સંચય જે પ્રજાએ કર્યો, તે જગતમાં આબાદીની ટોચે આવી છે, એ હવે કાંઇ સમજાવવું પડે તેમ નથી. આપણો ઉદ્ધાર આપણેજ કરવાનો છે.

" आत्मना आत्मनोद्धरेत् " એ ગીતાવાક્ય છે. માટે ચાલો, ઉઠો, આળસ ખંખેરી મચી પડો અને શ્રેય તેમજ વિજયને પામો.

---

## ૩. ભાદરણ મહાલ બીજું અધિવેશન

[ રૂદેલ તા. ૨-૨-૪૧ ]

—શ્રી. મગનભાઇ પ્ર. દેસાઇ

ભાઇઓ,

આ પરિષદના પ્રમુખસ્થાન માટે મને નોતરીને આપ સૌ ભાઇઓનો અને ખાસ રીતે તો આપની મહાલ–પ્રવૃત્તિ દ્વારા વડોદરા રાજ્યની સમગ્ર પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રત્યક્ષ પરિચય મેળવવાની જે તક મને આપી છે, તેને માટે હું આપનો આભારી છું. સ્વ. મોતીભાઈ અમીનના એક કાયમી સ્મારકરૂપ આ પ્રવૃત્તિ વિષે, પરોક્ષ રીતે તો હું ક્યારનો જાણું છું. પરંતુ આપે મને અહીં બોલાવ્યાથી એ પ્રવૃત્તિનો કાંઈક પ્રત્યક્ષ પરિચય પણ મેળવી શકાય તેને સારૂ મારે ખાસ આભાર માનવો જોઇએ.

પુસ્તકાલય–પ્રવૃત્તિનાં ધ્યેયો અને તેની પાસેથી રખાતી અપેક્ષાઓ; પુસ્તકાલયનું મકાન તથા રાચરચીલું વગેરે કેવું હોવું જોઇએ; તેનું કામ કઇ ઢબે ગોઠવાય તો તે ઉત્તમ ગણાય–એટલે કે વાચકને ફાવે, કામ કરનારને ફાવે, અને સમય તથા સવડની દૃષ્ટિએ સુઘડ ગણાય; પુસ્તકાલયનો ગ્રંથપાલ કેવો હોવો જોઇએ, તેના ધર્મો શા હોય, તેનામાં કઈ કઈ આવડતો અને કેવી લાયકાત હોવી જોઇએ; પુસ્તકાલયમાં પુસ્તકો ક્યાં રાખવાં, તેમની પસંદગીનું

ધોરણ શું હોવું ઘટે; પુસ્તકાલયનો ઉપયોગ કઇ રીતે થાય છે, તેમાં શું વધારે ખપનું છે, શું ઓછા ખપનું છે; શું તેમાં ખુટે છે ને શું તેમાં ખુંચે છે; તેનો ખર્ચ કેમ કાઢવો અને જે ખર્ચીએ તેમાંથી મળતર મળી રહે છે કે કેમ ?–આ અને આવી જાતના અનેક મહત્ત્વના મુદ્દાઓ વિષે ઘણું કહેવાયું છે, વિચારાયું છે, અને મને લાગે છે કે, હમેશ વિચારાયા કરશે. આ પરિષદના કાર્યના આરંભના મારા ટૂંકા વિવેચનમાં હું એ મુદ્દાઓ ચર્ચવા પાછળ આપણો વિશેષ સમય ખર્ચવા ચાહતો નથી. એ બધા મુદ્દા આ રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ વિષે પ્રસિદ્ધ થયેલા સાહિત્યમાં સારી પેઠે છણાયેલા મળે છે, અને મારા કરતાં વધારે અધિકારી પુરુષો મારફતે. હું તો મારા આ પ્રારંભિક વિવેચનમાં આજે આપણે ધ્યાન પર લેવા જેવી ગણાય એવી એક બે વાતો તરફ ઇસારો કરવા ચાહું છું. તે જો પરિષદના કાર્યમાં કાંઇક મદદરૂપ થાય, તો હું તેને સાર્થક થઇ ગણીશ.

**સરવૈયું કાઢો :**

નહિ નહિ કરતાં વડોદરા રાજ્યની આ પ્રવૃત્તિ આજ એક વીસીથી વધારે જૂની થશે. અને આ મહાલ માટે જોઇએ તો દોઢેક દાયકો આ પ્રવૃત્તિ અહીં ઉપાડયાને થાય છે. એટલે, કુશળ વેપારીની પેઠે, કાર્યદક્ષ વ્યવહારી તરીકે આપણે એનું સરવૈયું ખેંચવા વખત આવ્યો છે, એમ ગણાય. ઘણી વાર એવું બને છે કે, એક કામ ચીલા ઉપર બરોબર ગોઠવાયા પછી તે પોતાની ઢબે ચાલ્યા તો કરે છે; પરંતુ એક જીવંત જાગતી વસ્તુ તરીકે જો તેને ચલાવ્યા કરવું હોય, તો વચ્ચે વચ્ચે તેનો ધરમૂળથી વિચાર કરતા રહેવું જોઇએ. એટલે કે, તે કામનું સરવૈયું કાઢતા રહેવું જોઇએ. આપણી કેળવણી જુઓ, આપણા લોકાચાર જુઓ, આપણી ધર્મસ્થિતિ અને સામાજિક દશા જુઓ, આપણી ખેતી અને ઉદ્યોગધંધા જુઓ; બધે જ આ જાતના સરવૈયાની જરૂર આજ આપણને દેખાય છે. સ્વતંત્ર દેશની પ્રજાઓ અને સરકારો તથા તેમની સંસ્થાઓ એમ કરે છે, અને એ રીતે પોતાના જીવન-વૃક્ષને નવપલ્લવતું રાખે છે. એ દષ્ટિએ હું કહું છું કે, આપણે આપણી આ પ્રવૃત્તિનો ધરમૂળથી વિચાર કરી સરવૈયું ખેંચવા વખત આવ્યો છે.

**શેનું સરવૈયું કાઢશો ?**

આજ કોઇને એ કહેવા–સમજાવવાની જરૂર નથી કે, જગત ઝપાટાભેર પલટાતું જાય છે. જગત છે એટલે એના નામ પ્રમાણે એ ચાલતું અને પલટાતું રહે એ તો તેનું લક્ષણ જ છે. પરંતુ, છેલ્લી પેઢીમાં, અગાઉ કદી નહિ પલટાયું હોય એટલું બધું એ પલટાઇ ગયું છે. અને એની અસર આપણા દેશ ઉપર પણ થાય જ છે.

બીજી બાજુથી, જ્યારે આપણી આ પુસ્તકાલય પ્રવૃત્તિની શરૂઆત થઈ ત્યારે આપણા દેશનું અને આ રાજનું લોકજીવન જુદું હતું; આજે એ જુદું થયું છે, જે આશાઓ, આદર્શો, તથા ઊર્મિઓ આપણા લોકજીવનમાં આજે ઊછળે છે, તે ત્યારે નહોતી. અથવા હતી તો એવી સૂક્ષ્મ બીજરૂપે કે કોક જ તે જોઇ શકતા હતા. આજે એ લોકવ્યાપી બની છે.

તેથી કરીને, જાગ્રત પ્રજાએ, દાયકે દાયકે નહિ તોય વીસીએ વીસીએ તો, પોતાના જીવનની બધી પ્રવૃત્તિઓનાં મૂળ તપાસવાં જોઇએ, તેના આદર્શો નવા જમાના સાથે મેળ-વાળા કરી લેવા જોઇએ; તેનું કાર્યક્ષેત્ર તે પ્રમાણે વિસ્તારવું કે વિકસાવવું જોઇએ-

એ દૃષ્ટિએ હું કહું છું કે, આપણે આજ હવે પુસ્તકાલય પ્રવૃત્તિનો વિચાર કરતા થવું જોઇએ.

**સરવૈયું આ વસ્તુનું જોઇએ.**

આજે પ્રજાજીવન જે રીતે આપણે ઘડવા ચાહીએ છીએ, તેમાં પુસ્તકાલયપ્રવૃત્તિ શો ફાળો આપી શકે, એ આપણે તપાસવું જોઇએ. આપણે વ્યવહારમાં જે નિર્ણયો કરીએ તે આ નવા જીવનને અનુરૂપ છે કે જૂના ચીલામાં જ પડેલા છે, તે ડગલે ને પગલે આપણે આપણી જાતને પૂછતા રહેવું જોઇએ. આજ સુધી જે રીતે આપણે આ પ્રવૃત્તિ ચલાવતા આવ્યા છીએ, તેનાથી પ્રજાજીવનમાં કઈ વસ્તુ આપણે નિર્માણ કરી શકયા છીએ. એ ઝીણી નજરે આપણે શોધવું જોઇએ. આપણે એ પ્રવૃત્તિ મારફત પ્રજાજીવન ઉપર જે છાપ પાડવા ધારેલી તે પડી છે? અથવા, બીજી રીતે જોઇએ તો, જે છાપ પડી છે તે આપણે ધારેલી તે છે? આપણને તે પડેલી છાપ ઇષ્ટ લાગે છે? તે પ્રવૃત્તિથી સરવાળે સમાજને શું મળ્યું, એ તોળવું જોઇએ અને એની ઇષ્ટાનિષ્ટતાનો અંદાજ મૂકવો જોઇએ. આ જાતનો કાંટો પ્રજાજીવનના દરેક અંગને માટે હોવો જોઇએ. પુસ્તકવાચન જેવી માર્મિક પ્રવૃત્તિને માટે તો તે ખાસ હોવો ઘટે. હું માનું છું કે, આપણી આ પરિષદનો સમય એને માટે બહુ અનુકૂળ ગણાય.

**વાચનવૃદ્ધિ તો સ્થૂલ માલ છે.**

પુસ્તકાલય-પ્રવૃત્તિ ચલાવવાથી વાચન તો વધે જ, એમ ન વધે તો તેનો સ્થૂલ અને સાવ પ્રાથમિક ઉદ્દેશ પણ ન સર્યો ગણાય. એના આંકડા કાઢીએ અને એ વધતા જતા જોઇને અમુક સંતોષ જરૂર આપણે અનુભવી શકીએ છીએ. પરંતુ એટલામાં પુસ્તકાલયપ્રવૃત્તિનો ઇરાદો પૂરો નથી થતો. એ પ્રવૃત્તિ તો લોકકેળવણીનું એક અંગ છે. અથવા ન હોય તો તેને બનાવવી જોઇએ, એમ આજ આપણે ઇચ્છીએ છીએ.

**પ્રજાને ઘડવામાં શું કર્યું તે તપાસો.**

અને વાચન એ કાંઇ આખર નથી; એ તો એક સાધન છે. તે દ્વારા આપણે અન્યના અનુભવને મેળવીએ છીએ; પરંતુ તેનો ઇરાદો તો તે દ્વારા આપણા અનુભવને વધારવા પોષવા પ્રેરવા અને સારા તરફ ગતિમાન કરવાને સારૂ છે. એટલે હું સૂચવું છું કે, પુસ્તકાલયપ્રવૃત્તિથી આ બાબતમાં શો ફેર પડયો છે, એ તે પ્રવૃત્તિનો સાચો હિસાબ છે. પ્રજાસેવાના એક અંગ તરીકે, આપણને પૂછવો ઘટે એવો એ પ્રશ્ન છે. હું જે સરવૈયું કાઢવાનું કહું છું તે આ જાતનું છે. એ કામ કદાચ એક ગામ કે મહાલ કાઢે તો તે સહેલું છે. આખા રાજ્યને માટે એ અઘરું પણ હોય. મારી તમને સૂચના છે કે દરેક ગામ આ રીતે પોતાના પુસ્તકાલયનો ઉપયોગ અને તેની અસર વિચારે. અને જ્યાં ઊણપ કે કચાશ દેખાય ત્યાં તે સુધારવાને માટે પોતાનો વાર્ષિક કાર્યક્રમ બનાવે. એવો કોઈ જડ કે કલમબંધ કાર્યક્રમ હું સૂચવી ન શકું. અને મારે જે કહેવું છે તેમાં એવી સૂચના બહુ કામ દઈ ન શકે. એ કાર્યક્રમ તો પ્રત્યક્ષ કામ કરનારે ઘડવો ઘટે. તો જ તે વ્યવહારુ અને અમલમાં ઉતારવા જેવો થાય.

**સામાજિક પ્રવૃત્તિ છે**

પુસ્તકાલય-પ્રવૃત્તિ આખી પ્રજાને માટે છે. આજ આપણા દેશમાં ૧૦-૧૨ ટકા જ વાંચે લખે, માટે એમની જ ખાતર જો એ ચાલે, તો તેમાં અનેક પ્રકારના દોષો ઊભા

થવાનો સંભવ છે. એ એક સામાજિક પ્રવૃત્તિ છે. એટલે કે, પ્રજાજીવનને ઘડનારાં બળોમાં તેની ગણના થવી જોઇએ; તેણે પોતાનું કાર્ય એવી ધગશથી કરવું જોઇએ કે તેને તે સ્થાન મળે. તે દષ્ટિએ હવે બે ચાર વિચારો રજૂ કરવા તરફ વળું છું.

**આ જમાનાની વિકૃતિઓ**

મેં શરૂમાં કહ્યું કે, વેગ કે ઝપાટો એ આજના યુગનું લક્ષણ છે. આપણું બધું કામ મોટર અને એરોપ્લેનના વેગે વહે છે. તેથી જો વેગભેર લાભ થયો છે, તો હાનિ પણ વેગભેર જ થાય છે. વિજ્ઞાન અને વેગ તો બેધારી તરવાર છે. એણે જો મનુષ્યના જીવનમાં આરામ વધાર્યો છે, તો તેની જોડે અજંપો અને અકળામણ જ નહિ પણ મરણભય પણ ઓછાં નથી વધાર્યાં. તેથી કરીને, આ યુગમાં એક મોટું કામ એ આવીને ઊભું રહે છે કે, વેગની આ સંસ્કૃતિનો લાભ લેવો હોય તો તેની જ જોડે આપોઆપ ઊભી થતી વિકૃતિઓથી સંભાળતા રહેવું જોઇએ. જીવનના ગમે તે ક્ષેત્રમાં નિહાળો: આ યુગલક્ષણ અચૂક તમને જોવા મળશે. દરેક જગાએ જમા પાસાની સામે જ તેનું ઉધાર પાસું ભારે ભયાનક અને વિકરાળ હોય છે. આપણી પુસ્તકાલયપ્રવૃત્તિએ પણ આ બેઉ પાસાં વિચારવાં પડશે. છાપખાનાની શોધથી ચોપડી સસ્તી થઇ છે. પૂર્વે રાજા મહારાજાના આશ્રયેજ ચાલી શકતા ગ્રંથભંડારો આજ આપણે ગામે ગામે ઊભા કરવા હામ બીડી શકીએ છીએ, તે તેથી જ.

**પુસ્તકાલયોને માટે સંભાળવા જેવું**

પણ ત્યારે તેની જ સાથે ચોપડીનું વસ્તુ પણ સસ્તું થવા લાગ્યું નથી કે ? જેટલું લખાય છે એટલું બધું છપાવવા જેવું હોય છે કે ? અને જેટલું છપાય છે તે બધું વાંચવા જેવું પણ ક્યાં હોય છે ? છતાં લખાય છે, છતાં છપાય છે. અને છતાં વંચાય છે. શાથી ? આના ઉત્તરમાં આપણી પુસ્તકાલય–પ્રવૃત્તિની ઉધાર પાસાની એક મોટી વિગત છુપાયેલી છે. આ પ્રવૃત્તિએ એનો ફડચો આણવા વ્યવહારુ માર્ગ વિચારવા જોઇએ. એ બાબતમાં એક વસ્તુ તમારી આગળ મૂકીશ. એ નવી નથી એ હું જાણું છું, કેમકે સ્વ. મોતીભાઇ સાહેબ એ વિષે જાગ્રત હતા તે મને ખબર છે. છતાં તે વિષે પુનરુક્તિ દોષિત નથી, કેમકે આપણી પ્રવૃત્તિની જવાબદારીનું એમાં ભાન સમાયેલું છે.

**ખરીદી દ્વારા સારાને ઉત્તેજન**

મહાલ કે રાજ્યની આ પ્રવૃત્તિનો સંગઠિત વિચાર કરો તો જણાશે કે, પુસ્તક છાપાં વગેરેના તમે એક મોટા ઘરાક છો. જેને તમે અપનાવો તેને તમારા તરફથી ઉત્તેજન પણ આપી શકો. એટલે તમારી ખરીદી તે માત્ર ખરીદી નથી, પણ સારાંનરસાંને ઉત્તેજન આપવાપણું પણ એમાં રહેલું છે. એટલે તેમાં અઘટિત લાગવગ કે અણછાજતા કડદા જો થાય, તો તેમાં બેઉ બાજુથી નુકસાન છે. એક તો એ કે, તમે ખોટમાં પડો છો, કેમકે ખરચ કરવા છતાં તમે તેનું સારું વળતર નથી મેળવતા. પણ એમાં એક સામાજિક દોષ પણ થાય છે, અને તે એ કે, સમાજની અંદર ટકવાને તેને તમે મદદ આપો છો, અને ઉલટ–બાજુએ સારાને આપવી ઘટતી મદદ નથી મળતી તેથી તેને ટકવામાં વાંધો આવે છે. નવું વાચન તમે સર્જી ન શકો, કેમકે એ લેખકોનું કામ છે. તમે જનતાને સુવાચન પીરસો, એ તમારું કામ છે, પણ જો તમે કુવાચન ન પીરસો તો તેવું વાચન

**પછી લખવાવાળા પણ વિચાર કરે ને ?** આમ આડકતરી રીતે તમે સારાને ઉત્તેજન આપી શકો, અને આપવું જોઇએ.

પુસ્તકખરીદી વગેરેમાં કમિશનના ટકા કયાં વધારે ને કઇ ચોપડી ઉપર મળે છે, એ વિચાર જરૂર કરવો જોઇએ. પણ એ વિચાર ગૌણ છે. **મફત મળતો હોય પણ કચરો કદી જ ન સંઘરાય. પૂરાં દામ ભરવાં પડે, પણ પ્રજાને ચડાવે એવું વાચન આપણા સંગ્રહમાં હોય જ.** આ નીતિ તમારી નથી, એમ અહીં મુદ્દલ હું સૂચવતો નથી. પરંતુ, આપણી આ પ્રવૃત્તિ કેવી રીતે સામાજિક અસરો પણ પાડી શકે, તે બતાવવાને એક અતિ વ્યવહારૂ દૃષ્ટાન્ત મેં લઈ બતાવ્યું છે.

**આજનાં અગત્યનાં કામો**

પુસ્તકાલયપ્રવૃત્તિ ગામના સામાજિક જીવનનું એક કેન્દ્ર છે, એ તો સૌ કોઇ કહે છે. પણ વિચારવાનું એ છે કે, વાચનની સોઇ કર્યા માત્રથી એ કેન્દ્રપદ શોભાવી શકાશે ? એક જમાનો હતો કે જ્યારે ગામનું મંદિર કે મસીદ તે ગામના જીવનનું કેન્દ્ર હતાં. દેવદર્શન કે ઉપાસના જેવી આધ્યાત્મિક વાતથી માંડીને, કથાવાર્તા અને ગામગોષ્ઠી સુધીની સવડ ત્યાં થતી. સાધુલોકોનો ત્યાં ઉતારો થતો. ઉત્સવ ઊજવવાને માટે પણ એ જગા કામ દેતી. આજે એ સ્થિતિ સાવ મટી ગઇ ન હોય, તોય મટવા આવી પહોંચી છે. આજ અલગ અલગ પ્રયોજનોથી અલગ અલગ સ્થાનો ને સંસ્થાઓ બનવા લાગી છે. છતાં કેટલાંય કામો એવાં છે કે જે આજે કોઇ કરતુ નથી, ને તેથી તે રહી જ જાય છે. મને લાગે છે કે, શાળા અને પુસ્તકાલયે થઇને આ નોધારાં કામો ખોળી કાઢીને, પોતાના કાર્યની સીમા વધારવી જોઇએ. તે કામો પોતાના કામને મળતાં અને તેને મદદગાર હોય એટલે બસ. એવાં કામોમાં હું, પ્રૌઢશિક્ષણ અને ગામડાનો અભ્યાસ તે ગામના લોકને કરાવવો, એમને આજના દેશકાળમાં અગત્યનાં માનું છું.

**ગ્રામસ્થિતિનો અભ્યાસ અને ઉકેલ**

ગામડાની સ્થિતિનો અભ્યાસ સરકાર તેની રીતે ને જરૂરિયાતો અનુસાર કરે છે. પણ પ્રજાની જરૂર તેનાથી જરા જુદી અને વિશેષ પણ છે. જેમ દરેક ગૃહસ્થ પોતાના કુટુંબની ચિંતા કરે છે, તેમ દરેક ગામે પોતાની સુખાકારી ને સમૃદ્ધિનો વિચાર કરવો જોઇએ. આ વિચાર શી રીતે કરી શકાય ? આજે તેને સારૂ વ્યવસ્થિત અભ્યાસ કરવાની રીતો ગોઠવાઈ છે. આખા ગામની આબાદી, તેની ખેતી, તેનું શિક્ષણ, તેની ગરીબી, તેના રોગચાળા, સ્વચ્છતા વગેરે બાબતો તરફ આખા ગામનું ધ્યાન જવું જોઇએ. એટલે કે કોક સંસ્થાએ તે તરફ દોરતા રહેવું જોઈએ. પુસ્તકાલય દેશપરદેશની સ્થિતિ જણાવવાને માટે છાપાં મંગાવે છે, તે સમજવા માટે પુસ્તકો વસાવે છે; તેમ જ તેણે પોતાના જ ગામને માટે સાધનો ઉપજાવવાં જોઇએ. આને માટે મને લાગે છે કે, દરેક ગામની શાળા-પુસ્તકાલય-પ્રવૃત્તિએ ગામનું હસ્તલિખિત સમાચારપત્ર કાઢવું જોઇએ. તેમાં પક્ષાપક્ષી કે કોઇ તરેહની ખેંચાખેંચીને સ્થાન ન હોય; પણ આખા ગામની બધી વસ્તીનાં સુખદુઃખનો, હિતઅહિતનો વિચાર હોય. ખેતી-સુધાર, ઢોરઢાંખર વગેરે પ્રશ્નોની સમજ તેમાં અપાય. અને તે મુખ્ય અને દરેકને પરિચિત મુદ્દાની આસપાસ, દેશના અન્ય ગામોના સમાચાર અને પુસ્તકાલયની આખી વાચનપ્રવૃત્તિ ગોઠવાય. આ રીતે જો કામ થાય તો પુસ્તકાલયની પ્રવૃત્તિ જીવતી બને;

ગામના લોકો પોતાના જ ઘરના પ્રશ્નો મારફતે દેશની ને જગતની સ્થિતિ સમજે, તે રીતે પોતાનાં જ્ઞાન અને સમજ વધારે. તો પછી લોકને આપોઆપ સમજાશે કે, શું વાંચવું, શા માટે વાંચવું અને તે વાંચીને તેમાંથી મેળવવું છે શું ?

આમ કરવાથી પુસ્તકાલયપ્રવૃત્તિ પણ એક અગત્યના કામની પ્રવૃત્તિ થઇ શકશે. તેમાંથી લોકો જીવનનું ભાથું મેળવી શકશે. આ જાતનું જો ન થાય, તો મને ભય છે કે, આપણી પ્રવૃત્તિ એક ખાતા જેવી બની જાય, અને જેને ચેતન ધડવાનું કામ કરવાનું છે તે માત્ર આંખો ફોડવાનો જ ધંધો કરાવ્યા કરે.

## પ્રૌઢશિક્ષણનો મહાપ્રશ્ન

બીજી મારી સૂચના પ્રૌઢશિક્ષણને અંગે હતી. આપણા દેશમાં આજે સ્વરાજનો જમાનો બેઠો છે. સૌ કોઇ હવે સ્વરાજને ઝંખે છે. એ સ્વરાજ જો સમસ્ત પ્રજાનું—એટલે કે માત્ર શહેરોનું ને પૈસાદારોનું નહિ પણ ગામડાનું અને ગરીબોનું—થવાનું હોય, તો સમાજનાં સૌ ક્ષેત્રોમાં એને સારૂ સંભાળ લેવાવી જોઇએ. આ પુસ્તકાલય-પ્રવૃત્તિને પણ તે બાબતમાં વિચારવાનું રહે છે. બીજાં ક્ષેત્રોની જેમ, વિદ્યાનાં ક્ષેત્રોમાં પણ વાડાબંદી છે આપણી પ્રવૃત્તિ આખી જનતાની આજે નથી, એ આપણે સમજવું જોઇએ. તે આખી જનતાની કરવી હોય તો પ્રૌઢોને જ્ઞાન આપવાનું કામ પણ શાળા-પુસ્તકાલય-પ્રવૃત્તિનું છે, એમ હવે સ્વીકારાવું જોઇએ. તો પુસ્તકાલયનો ઉપયોગ કરનારા વધશે. જેમ વેપારી પોતાની ઘરાકી વધારવા અગમચેતી રાખે છે, તેમ ગ્રંથપાલે પણ ચેતવું જોઇએ. એમ કરવાથી તે પોતાનું જ નહિ, આજના સ્વરાજ-યુગનું પણ એક કીમતી કામ કરે છે. અને એ એણે કરવું ઘટે. આ હું કહું છું તે વખતે મારો કહેવાનો ઇરાદો એ નથી કે; ગ્રંથપાળ પોતે તે કરે; ગામમાંથી જેની મદદ મળે તેની તે લઈ શકે.

અને આ કામ એટલે માત્ર વાચન એમ સમજવાનું નથી. કદાચ આપણા અભણ લોક બધા વાંચવાનું શીખવા તૈયાર ન પણ થાય, એમ લાગે છે. પણ સાંભળવા દ્વારા જ્ઞાન મેળવવા તે હમેશ તૈયાર છે. તેમને એ રીતે કોઇ કશું આજ આપતું નથી. તેવા સંજોગોમાં પુસ્તકાલય એમ ન કહી શકે કે, વાંચતાં શીખનારને જ અમે તો કામ દઇશું. મને લાગે છે કે કથાવાર્તા, સમાચાર-કથન, વ્યાખ્યાન, ચર્ચાઓ ઇ. દ્વારા ગામની અભણ જનતાને આપણે જ્ઞાન આપવું જોઇશે; નહિ તો સ્વરાજ-યુગમાં ક્ષતિ આવશે. આ બાબતમાં જો ઉપજાઉ શક્તિવાળો ગ્રંથપાલ હોય તો ઘણું કરી શકે. ગામના નવજુવાનોની સેવા તે ખાતે તે જોતી શકે. શાળાપ્રવૃત્તિ પણ આમાં સેવા દ્વારા કેળવણીની તક સાધી શકે. આ કામો જ એવાં છે કે, તે કરવા જતાં અનેક રીતે આપણને ફાયદો થઇ શકે.

## ઉપસંહાર

આથી વધારે મારે તમારો વખત હવે ન લેવો જોઇએ. મેં આટલા વખતમાં જે વાતો કહી તે તમને કેટલી ગમી, કે તમારી પ્રવૃત્તિમાં કેટલી બંધબેસતી આવી, એ મને ખબર નથી. આજની આપણી જરૂર જોઇને મને જે બે-ચાર વાતો તરફ આંગળી કરવા જેવું લાગ્યું તે મેં તમારી આગળ મૂકી છે. આપણે હવે સ્વરાજને પંથે વળ્યા છીએ. આપણી પ્રજા, જેવી હોય તેવી, તે પંથે જવા હવે તૈયાર થાય છે. તેને મદદ કરીને, સૌ પ્રવૃત્તિઓ પોતપોતાની કૃતાર્થતા પામી શકે છે. પુસ્તકાલયપ્રવૃત્તિ તો સત્ય જ્ઞાન અને સમજ અર્થે

છે. આટલાં વર્ષો બાદ, આપણે હવે એ નવી દૃષ્ટિએ આપણા કામનું સરવૈયું કાઢીએ, અને એમ કરતાં જે ત્રુટિઓ નજરે આવે તે સુધારવાને સારુ આપણો કાર્યક્રમ ઘડીએ. તો આપણી એક પ્રવૃત્તિની અસર બીજી સામાજિક પ્રવૃત્તિઓ ઉપર પણ પહોંચશે, અને સામેથી તેઓ આપણને પરિપુષ્ટિ આપશે. છેવટે સ્વરાજનું કે સુવ્યવસ્થિત સમાજનું કામ, ગીતા કહે છે એમ, **परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ।** એવું છે સૌ સાથે હળીમળીને સૌના સુખની ને સમજની વૃદ્ધિમાં મથીએ, તો કલ્યાણ થાય. આપણી આ પ્રવૃત્તિ એ માર્ગે આપણે વાળીએ એમાં જ એનું સાર્થક આપણે જોઇએ.

આટલી પ્રસ્તાવનાની સાથે હવે આપણે પરિષદના કામ તરફ વળીશું. અંતે આપનો ફરી આભાર માનીને, હવે પરિષદનું આગળનું કામ શરૂ કરવા વિનંતિ કરું છું.

---

## ૪. અમદાવાદ પુસ્તકાલય સંમેલન

### [ તા. ૧૨ મી જાન્યુઆરી ૧૯૪૧ ]

—શ્રી. સરલાદેવી અંબાલાલ સારાભાઇ

મિત્રો,

આજે આવા પ્રકારનું સંમેલન આ શહેરમાં ભરાય છે તે જોઇ મને અત્યંત આનંદ થાય છે. અલબત્ત, ૧૯૩૪ માં સર મનુભાઇના પ્રમુખપદે " પ્રથમ ગુજરાત પુસ્તકાલય પરિષદ " અહીં ભરાઈ હતી; પણ આ શહેરને ઉદ્દેશીને ભરાયેલું આ પહેલું જ સંમેલન છે. મને કહેવાનું મન થાય છે, કે અત્યાર અગાઉ આવાં અનેક સંમેલનો આ શહેરમાં ભરાવાં જોઇતાં હતાં. તેમ છતાં મોડી મોડી પણ આ સંમેલનની યોજના થઇ શકી છે, તે આનંદની વાત છે. આપણે સર્વેએ તેના કાર્યકર્તાઓનો આભાર માનવો ઘટે છે.

**પુસ્તકાલયની કલ્પનાના પ્રથમ સર્જક અને પૂરક**

આપ સર્વે સારી રીતે જાણો છો, કે પુસ્તકાલયોનું પ્રજાના જીવનઘડતરમાં કેવું અગત્યનું સ્થાન છે. તેની સબળ કલ્પના ગુજરાતમાં પ્રથમ સ્વર્ગસ્થ મહારાજા સયાજીરાવ ગાયકવાડને આવેલી, અને આપ એ પણ જાણો છો, કે એ કલ્પનાને વ્યવસ્થિત અને મૂર્ત સ્વરૂપ આપનાર મૂક સેવક સ્વર્ગસ્થ મોતીભાઇ અમીન હતા. વડોદરા રાજ્યમાં, ચરોતરમાં અને ગુજરાતના બીજા ભાગોમાં આ પુસ્તકાલયપ્રવૃત્તિને જે વેગ મળી રહેલો આપણે જોઇએ છીએ તે મોટે ભાગે સ્વ. મોતીભાઇને આભારી છે. તેમણે પ્રેરેલો ઉત્સાહ સકળ ગુજરાતમાં હવે ફેલાતો જાય છે. પણ આપણા શહેરની વાત કરીએ તો, તેનાં ઐતિહાસિક મહત્ત્વ, વૃદ્ધિ પામતી વસ્તી અને સમૃદ્ધિ જોતાં, એટલું તો આપણે સ્વીકારવું જોઇએ, કે એક વિશિષ્ટ યોજનાપુરઃસરની પ્રવૃત્તિ તરીકે, અહીંની પુસ્તકાલયપ્રવૃત્તિએ હજી ભાગ્યે જ પ્રાથમિક સ્વરૂપ પકડ્યું કહેવાય. આ દિશામાં હજી આપણું ધ્યાન બરાબર ગયું નથી.

મને લાગે છે, કે આપણે જે જે સ્થાનિક યોજનાઓ હાથ ધરીએ તે સર્વ સ્થાનિક

અને તાત્કાલિક જરૂરિયાતને પહોંચી વળે એવી તો હોવી જ જોઇએ; પણ તે સાથે સમસ્ત રાષ્ટ્રનિયોજનના ચિત્રમાં તેનું યથાયોગ્ય ચોક્કસ સ્થાન હોવું જોઇએ. આથી કરીને આપણી સર્વ પ્રવૃત્તિઓ દીર્ઘ દષ્ટિથી વિચારાયેલી હોવી જોઇએ

**સંસ્કારનગરની પ્રેરક કલ્પના**

અઢારમા શતકની શરૂઆતથી અમદાવાદની સાથે સુરત અને વડોદરા પણ સંસ્કારનાં કેન્દ્રો તરીકે ગુજરાતમાં આગળ આવે છે. પણ તદ્દન આધુનિક કાળમાં જે સમયે પશ્ચિમના સંપર્કથી આપણું સામાજિક અને રાષ્ટ્રીય જીવન ત્વરિત ગતિથી પલટાતું રહ્યું છે, તે સમયે સમગ્ર ગુજરાતી સમાજને માર્ગદર્શન કરાવી શકે એવા બુદ્ધિ, કલા અને સંસ્કારના એક પ્રેરક અને પોષક કેન્દ્રની જરૂર આપણને લાગી રહી છે. આપણું શહેર સંસ્કારનું આવું પાટનગર બને, એવી આપણી મહેચ્છા રહેવી જોઇએ. વિદ્વત્તા અને સંસ્કારના વહન માટે અને જનતાની અભિરૂચિ કેળવવા માટે એક આદર્શ કેન્દ્રની આવશ્યકતા રહે છે જ. આપણે આ નગરને આવું એક આદર્શ કેન્દ્ર કેમ ન બનાવી શકીએ? **રાજ્યાશ્રય વિના પણ, સિદ્ધરાજના પાટણની કે ભોજની ધારાનગરીની સ્પર્ધા કરવાના મનોરથો આપણે કેમ ન સેવીએ?** તેના વિદ્વાનો, કલાવિધાયકો અને પૌરજનોનાં રસિક જીવનની સૌરભ સમસ્ત ગુજરાતને કેમ સુવાસિત ન કરી શકે? **આવી ઉચ્ચ ભાવનાથી આ પુસ્તકાલયપ્રવૃત્તિ કેમ ન પ્રેરાયેલી હોવી જોઇએ?** શરૂઆતમાં મેં કહ્યું છે તેમ, આપણી બધી પ્રવૃત્તિઓ વિશાળ રાષ્ટ્રનિયોજનના અંગ તરીકે આવી જવી જોઇએ. તેથી આપણને સ્પષ્ટ થવું જોઇએ, કે પુસ્તકાલય વિષેની જે કંઇ પ્રવૃત્તિ આપણે હાથ ધરીએ તે એવી રીતે યોજાયેલી હોવી જોઇએ, કે જે અમદાવાદને યથાર્થરૂપે સંસ્કારનગર બનાવવાની દિશામાં રહેલી હોય.

**પુસ્તકાલયપ્રવૃત્તિની ખાસ આકાંક્ષા**

વળી, આપણને આશા છે કે મોડુંવહેલું પણ આ નગર ગુજરાત યુનિવર્સિટીનું ધામ બનશે. તેથી એ સુભગ દિવસ વહેલો આવી પહોંચે એ રીતની આપણી પ્રવૃત્તિઓ હોવી જોઇએ. યુનિવર્સિટી સ્થપાશે ત્યારે બેશક તેનું સ્વતંત્ર પુસ્તકાલય તો હશે જ; તેનો વિચાર આપણે અત્યારે કરવાનો નથી. પણ આ પુસ્તકાલય પ્રવૃત્તિની એક ખાસ આકાંક્ષા રહેવી જોઇએ છે. ભિન્ન ભિન્ન રુચિનાં નાગરિકોનાં રસ અને જિજ્ઞાસાને પોષીને ઉન્નત કરવાનું કર્તવ્ય તો તેને છે જ; પણ તે ઉપરાંત એવી એક વિશિષ્ટ પ્રકારની યોજના ઘડાવી જોઇએ કે જેથી વિદ્વાનો અને ઉચ્ચ કોટિના વિદ્યાર્થીઓને પોતાના કામમાં ઉત્તેજન અને પોષણ મળે, અને આ નગર, અત્યારે છે તેમ, મોટે ભાગે ધનપરાયણ નહિ, પણ ઉત્તમ વિદ્યાવ્યાસંગી સ્ત્રીપુરુષોથી એવું તો ઊભરાઇ જાય કે જેથી, પુરાણા એથેન્સ માટે કહેવાતું હતું તેમ, આ નગરમાં એ દિવસે પ વસવું એ પણ એક પ્રકારની કેળવણીરૂપ ગણાય. હું જાણું છું, કે આવા પ્રકારની યોજના એ પુસ્તકાલયપ્રવૃત્તિની અંદર સર્વાંશે સમાઇ શકે એમ નથી; તેને માટે બીજા સ્વતંત્ર અને સમર્થ પ્રયાસો કરવાના રહે છે. તેમ છતાં, મારી કલ્પના પ્રમાણે પુસ્તકાલયપ્રવૃત્તિનો એક વિભાગ જરૂર એવી દીર્ઘ દષ્ટિથી યોજાયેલો હોવો જોઇએ કે જેથી આ નગર સાચા વિદ્યાવ્યાસંગીઓનું ધામ બને.

### રાષ્ટ્રનિયોજનની અંગભૂત પ્રવૃત્તિ

વળી એક બીજી રીતે પણ, આ પ્રવૃત્તિ સમગ્ર રાષ્ટ્રનિયોજનની અંગભૂત રહેવી જોઈએ. આપણા રાજકારણમાં જેવા પ્રકારના લોકશાસનનાં સ્વપ્નાં આપણે સેવીએ છીએ તેને સાર્થક અને સફળ બનાવવા ખાસ પ્રયત્નો કરવાના રહે છે. લેખનવાચન એ જ્ઞાનપ્રાપ્તિનું મુખ્ય સાધન છે, એટલે દેશનું કોઈ પણ સ્ત્રીપુરુષ નિરક્ષર તો ન જ રહેવું જોઈએ. પણ તે સાથે તેમનું, દરેકનું જીવન ઉન્નત, વિશાળ અને સંસ્કારી થવું જોઈએ, કે જેથી લોકશાસનમાં અંતર્ગત રહેલો સૂક્ષ્મ ભાવ તેઓ જીવનમાં ઉતારી શકે. લોકશાસનને સફળ કરવા પ્રજામાં સામાન્ય કેળવણી, રાજકીય ડહાપણ અને અમુક પ્રકારના નાગરિક ગુણોની અપેક્ષા રહે છે. પણ આ તો પ્રમાણમાં તેનો સ્થૂલ અર્થ છે. લોકશાસન, સ્વરાજ્ય કે સ્વાતંત્ર્ય, જે કહેવું હોય તે કહીએ પણ તે જીવનનું ધ્યેય તો ન જ બની શકે તે તો એક કેવળ સાધન છે. દરેક જણ પોતાની ઈશ્વરદત્ત શક્તિઓનો નૈસર્ગિક વિકાસ સાધે, પોતાનામાં જે ઉત્તમ અને વિશિષ્ટ તત્ત્વ રહેલું હોય તે પ્રકટ કરે તે જ અર્થે સ્વાતંત્ર્યને પરિણામે જીવનમાં એ પૈસા વધારે પ્રાપ્ત થાય, જરા વધારે આરામ મળે; પણ એ પૈસા અને આરામનો યથાર્થ ઉપભોગ કરી જાણવાની કળા આપણે પ્રાપ્ત ન કરીએ તો તે ઊલટો અનર્થ ઉપજાવશે. બુદ્ધિ, સંસ્કાર અને ચારિત્રના ઉત્કર્ષથી જ એ ઉપભોગની શક્તિ પ્રાપ્ત કરી શકાશે. એ કળાનું નામજ સર્જનાત્મક જીવન. આવું સર્જનાત્મક જીવન આપણે કેળવીએ તે જ અર્થે પુસ્તકાલય જેવી કેળવણીવિષયક પ્રવૃત્તિઓનો હેતુ તો ખરો જ, પણ તે ઉપરાંત, સર્વ રાજકીય પ્રવૃત્તિઓનો પણ એવોજ હેતુ રહેવો જોઈએ. જીવનની આવી ઉદાત્ત ભાવના આપણને પૂજ્ય મહાત્માજી તરફથી મળેલી જ છે અને તે વિચારસરણિ અનુસાર તેઓ રાષ્ટ્રજીવનની પુનર્રચના કરી રહ્યા છે. તેથી પુસ્તકાલયપ્રવૃત્તિ પણ આ વિશાળ ભાવનાના અંગ તરીકે તેના વિસ્તાર અને ગુણ બન્નેમાં આપણે યોજીએ.

### પુસ્તકાલયપ્રવૃત્તિ અને પ્રૌઢ શિક્ષણ

અલબત્ત, હાલ પ્રથમ તો નિરક્ષરતા નાબુદ કરવાની છે, પ્રૌઢ શિક્ષણને સંગીન મદદ કરવાની છે. જડતા અને વહેમની મૂર્છામાંથી આપણે જાગવાનું છે. આપણા અંગત અને આસપાસના જીવનમાં આપણે રસ લેતાં થવાનું છે. હા, આ બધા પ્રશ્નો પુસ્તકાલયપ્રવૃત્તિ સામે પડેલા છે. આટલો જ કાર્યક્રમ મોટો છે, અને આપણાં સાધનો અને શક્તિઓનો વિચાર કરતાં પણ એ કાર્યક્રમ પૂરતો પણ લાગે. પણ મારો આગ્રહ છે, કે કેવળ એટલાથી સંતોષ ન માનતાં **આપણી યોજના એવી સર્વદેશીય અને જીવન્ત બનાવીએ કે જેથી આબાલવૃદ્ધ સર્વને પુસ્તકાલય એ પોતે જ એક પ્રકારના વિદ્યાપીઠ લાગે.** આપણને એમ લાગે કે જ્ઞાન તે માત્ર અન્નવસ્ત્ર મેળવવાનું સાધન કે અલંકારરૂપ નથી, પણ અન્નપાનથી યે વિશેષ આવશ્યક છે. જ્ઞાનથી સમૃદ્ધ બનેલા જીવનથી આપણે કૃતકૃત્ય થતાં શીખીએ તો જરૂર આપણે પુસ્તકો તરફ આદર રાખતાં થઈશું.

### ધાર્મિક ગ્રંથભંડારો

આવી વિશાળ યોજના માટે કલ્પના અને વ્યવસ્થાશક્તિ ઉપરાંત પુષ્કળ નાણાંની અપેક્ષા રહે છે, એ સ્પષ્ટ જ છે. લોકકલ્યાણની ઘણી બાબતોમાં બહારની મદદની આશા રાખવાની આપણી એક રીતં પડી ગઈ હોય એમ લાગે છે, પણ ખરી રીતે તો, **આપણો ઉદ્ધાર આપણે જાતે જ કરી લેવાનો છે.**

શ્રી સ્વામિનારાયણના અને જૈનોના મુખ્ય ધામ જેવું શહેર, અને અહીંની કાર્યદક્ષ અને સાહસિક મ્યુનિસીપાલિટી, કે જેણે આ દિશામાં ઘણું સ્તુત્ય પગલું ક્યારનું યે ભર્યું છે. શહેરના પોળોમાં અને નાનેમોટે બધે રસ્તે, ડામરના રસ્તા અને વીજળીના પ્રકાશની લોકો અપેક્ષા રાખે તો પોળે પોળે. બધા જ લત્તાઓમાં શા માટે, સ્ત્રીપુરૂષો અને બાળકો ઉચ્ચ સાહિત્ય પૂરૂં પાડતાં વાચનાલયો અને પુસ્તકાલયોની અપેક્ષા ન રાખી શકે ? તેમનામાં સાત્વિક જરૂરિયાતો અને ટેવો કેમ ન પાડી શકાય ? અલબત્ત, આપણે સખેદ કહેવું જોઇએ, કે કેટલાક વિરલ અપવાદો સિવાય, જ્ઞાન એ જીવનની અનિવાર્ય આવશ્યકતા તરીકે હજી આપણને સમજાયું લાગતું નથી. સર્વ દુઃખોનું ઔષધ જે જ્ઞાન છે તેના મહિમાની ઝાંખી આપણને થયેલી જણાતી નથી. હા, ઐહિક જીવનની સફળતા માટે આપણે તેનો સ્વીકાર કરીએ છીએ, અને તે મેળવવા યથાશક્તિ યત્ન પણ કરીએ છીએ. પણ આન્તરજીવન માટે હજી આપણી ભૂખ પૂરી ઊઘડી નથી. તેમ છતાં યોગ્ય વ્યવસ્થા અને એકનિષ્ઠાથી આપણે સફળ થઇશું, તે વિષે મને સંદેહ રહેતો નથી.

**પ્રાચીન ગ્રંથભંડારો**

આ કાર્ય બેશક મુશ્કેલ તો છે જ, પણ એ મુશ્કેલીનો સફળતાથી સામનો કરવામાં જ આપણો પુરૂષાર્થ રહેલો છે. મને લાગે છે, કે આવી જનહિતની પ્રવૃત્તિઓમાં જેની મુખ્ય જરૂર છે, તે તો એ પ્રવૃત્તિને વરેલી કોઇ અદમ્ય ઉત્સાહવાળી વ્યક્તિ, વેધક કલ્પનાથી પૂર્ણ અને અત્યન્ત કાર્યદક્ષ, આ દિશામાં લોકોને માત્ર જાગ્રત કરવાના રહે છે. ગ્રંથો અને ગ્રંથભંડારોની અગત્ય આ દેશના, અને તે વળી આ નગરનાં જનોને સમજાવવાની રહેતી નથી. આપણે બધા જ જાણીએ છીએ, કે પ્રાચીન કાળમાં ધર્મ અને વિદ્યાથી પવિત્ર બનેલા આપણા વિહારો ગ્રંથોથી એટલા તો ઊભરાઇ જતા, કે સળગતી રેતીનાં રણ વીંધીને પણ ફાહિયાન અને હ્યુયેનત્સાંગ જેવા કેટલાયે ચીની યાત્રાળુઓ જ્ઞાનલાભ પામવા અને ગ્રંથો સ્વદેશ લઇ જવા હિંદમાં આવેલા. આપણા જ પ્રાંતની વાત કરીએ તો સિદ્ધરાજ અને કુમારપાળના ગ્રંથભંડારોની કથા દરેક વિદ્યાર્થી જાણે છે. જૈનપ્રબંધો વર્ણવે છે, કે અઢાર કરોડ રૂપિયાને ખર્ચે વસ્તુપાળે ત્રણ ગ્રંથભંડારો સ્થાપ્યા હતા. પાટણ, ખંભાત અને અમદાવાદના જૈનભંડારોમાં સંચિત થયેલા ગ્રંથો તે કંઇ નાલંદા કે વિક્રમશીલાના વિહારોની માફક કેવળ ઇતિહાસની જ ઘટના નથી, પણ આપણી આંખે આજે પ્રત્યક્ષ જોઇ શકાય એવી વાત છે. મધ્યકાલીન યુગમાં જે કર્તવ્યબુદ્ધિથી જૈનોએ ગ્રંથોનું સંરક્ષણ કર્યું છે તે માટે આપણે તો શું, પણ આખું વિદ્યારસિક જગત્ જૈન સમાજનું હંમેશનું ઋણી છે. પણ હવે, ભંડારોના અંધકારમાંથી એ ગ્રંથોનો ઉદ્ધાર થવો ઘટે છે. એ ગ્રંથો માત્ર સંગ્રહરૂપ ન રહેતા પ્રજાની સમક્ષ નિઃસંકોચ રજુ કરાવા જોઇએ. આપણે આખા જૈન સમાજને, અને તેમની પ્રતિનિધિરૂપ આણંદજી કલ્યાણજીની પેઢીને જરૂર આગ્રહભરી વિનંતિ કરી શકીએ છીએ, કે તેમની ધર્મપરંપરા પ્રમાણે તેમણે પ્રજાને જ્ઞાનલાભ કરાવવો જોઇએ, અને તે પણ દેશકાળ પ્રમાણે નવી રીતે. તેમને તેમ જ શ્રી સ્વામીનારાયણના અને શ્રી વલ્લભસંપ્રદાયના આચાર્યોને પણ આપણી વિનંતિ છે, કે તેમની પાસે તેમના જે ગ્રંથો હોય તેમનો પ્રજાને સરળતાથી લાભ મળી શકે તે રીતે તેમણે ગોઠવવા જોઇએ. આ ઉપરાંત, ધર્મનો કેવળ સાંપ્રદાયિક અર્થ ન કરતાં તેના વિશાળ અર્થમાં સર્વ ધર્મોનાં

તુલનાત્મક અભ્યાસ થાય તે અર્થે, સર્વેના સહકારથી એક સ્થાને એક વિશાળ ગ્રંથાગાર યોજવામાં આવે તો તે અતિ સ્તુત્ય કહેવાય. આવો ગ્રંથાગાર મધ્યસ્થ પુસ્તકાલયના વિભાગ તરીકે રહે એ જ ઉચિત છે. ધર્મ અલગ ન પડી જતાં, વિજ્ઞાન અને બીજા વિષયોના સહવાસમાં રહે એ આવશ્યક છે. અંજુમને ઇસ્લામને પણ આપણે આવી વિનંતિ કરીએ. બધા ધર્મોના નેતાઓ જાગ્રત થઇ સહકાર આપે અને ધર્મજ્ઞાનના પોષક બને, એવો આપણો આગ્રહ હોવો જોઇએ.

**સાર્વદેશીય મધ્યસ્થ પુસ્તકાલય**

પૂજ્ય ગાંધીજીના આશ્રમ પુસ્તકાલય અને તેમની પ્રેરણાથી યોજાયેલા વિદ્યાપીઠ પુસ્તકાલયની છાયા નીચે કેટલાય નવનવીન અને પ્રાણવાન કવિઓ, વિદ્વાનો અને સમાજ-સેવકો ઉછર્યા છે. આ લેખકોની શિષ્ટ કલમમાંથી ઝરતા સાહિત્યથી આજે કોઇ અજાણ્યું નથી. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, કે જે જૂના ગ્રંથોની હસ્તપ્રતો બને તેટલી મેળવીને સંગ્રહવાનું સ્તુત્ય કાર્ય કેટલાંયે વર્ષોથી કરતી આવી છે, તે પોતાના અમૂલ્ય ગ્રંથભંડારના પ્રતાપે આજે અનુસ્નાતક વર્ગો ચલાવવા શક્તિમાન બની છે. શેઠ માણેકલાલ જેઠાભાઇ પુસ્તકાલયમાં નજરે પડતા તલ્લીન વાચકોના દૃશ્યથી આંખો કેવી ઠરે છે, તે અનુભવવા જેવું છે. પણ હવે આ શહેરની તાત્કાલિક જરૂરિયાતોનો વિચાર કરતાં પ્રથમ તો વિશાળ અને સર્વ વિષયોનાં શિષ્ટ પુસ્તકોથી સુસંપન્ન એક મધ્યસ્થ પુસ્તકાલયની ખામી લાગે છે. આ શહેર અત્યારે એટલું બધું વિસ્તાર પામ્યું છે કે આવાં બેત્રણ પુસ્તકાલયો હોય તો પણ તે આવકારદાયક છે. આ મધ્યસ્થ પુસ્તકાલય સામાન્ય વાચકો તેમજ ઉચ્ચ કોટિના અભ્યાસકોને ઉપયોગી નીવડે તે માટે તેમાં સર્વ વિષયોનાં ઉચ્ચ પુસ્તકો ઉપરાંત આકર ગ્રંથો પણ રાખવા જોઇએ. વળી બાળકો માટે એક મધ્યસ્થ સ્વતંત્ર બાલપુસ્તકાલયની યોજના હાલ તુર્ત પાર ન પડે તો આ મધ્યસ્થ પુસ્તકાલયના એક અંગ તરીકે પણ બાળકો માટે ખાસ વ્યવસ્થા થવી ઘટે છે. આ મધ્યસ્થ પુસ્તકાલય ઉપરાંત, શહેરના દરેક વોર્ડમાં પણ સર્વ વિષયોનાં પુસ્તકોથી ભરેલું પુસ્તકાલય સ્થપાવું જોઇએ. આ દરેકમાં તેમજ મધ્યસ્થ પુસ્તકાલયમાં જો સ્ત્રીઓ માટે અલગ વ્યવસ્થા કરવામાં આવે અને તે સાથે બાળકો માટે પણ સ્વતંત્ર વિભાગ હોય તો મને લેશ શંકા નથી કે દરેક પુસ્તકાલય સ્ત્રીઓ અને બાળકોથી ઉભરાઈ જશે.

**ઉપસંહાર**

આ શહેરમાં નાનાં મોટાં થઇને આશરે ૭૦ પુસ્તકાલયો છે. એ બધાં જ એક મધ્યસ્થ પુસ્તકાલય સાથે સંગઠિત થાય તે ઇષ્ટ છે. તેમ થાય તો જ અરસપરસ પુસ્તકોની અદલી-બદલીથી દરેક પુસ્તકાલય નિત્યનવીન રહી શકે અને બીજી રીતે વ્યવસ્થા અને તંત્રમાં પ્રાણ આવી શકે.

મિત્રો, હું જાણું છું કે આપણી કલ્પનામાં જે સંસ્કારનગર રચવાની ભાવના રહેલી છે તેને મૂર્તિમંત કરવા માટે સમર્થ આંદોલનો જગાવવાની જરૂર રહે છે. પણ મને શ્રદ્ધા છે કે પરસ્પર સહકારથી આપણે-આપણો ઉદ્દેશ પાર પાડી શકીશું. અંતમાં આપણુ સર્વની ઈશ્વરને પ્રાર્થના છે કેઃ—

सर्वे मेधाविनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
आत्मज्योतिश्च पश्यन्तु मा कश्चित्तम आप्नुयात् ॥

# પુ૦ પરિષદોના હેવાલો અને ઠરાવો

## વડોદરા મહાલ ત્રીજી પુ. પરિષદ

**વડોદરા** મહાલ ત્રીજી પુસ્તકાલય પરિષદ માણેજા મુકામે રવિવાર તા. ૨૯-૧૨-૪૦ના રોજ જાણીતા સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઈના પ્રમુખપદે મળી હતી, જે પ્રસંગે ગામના રસ્તા તથા મંડપને ધ્વજ-તોરણો અને સુત્રોથી શણગારવામાં આવ્યા હતા.

પરિષદમાં તાલુકાના પ્રતિનિધિઓ ઉપરાંત પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબ, મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઈ પટેલ, વહીવટદાર શ્રી. આપ્ટે સા., ડૉ. આપ્ટે અન્ય આમંત્રિત ગૃહસ્થો અને પુસ્તકાલય ખાતાના સ્ટાફના ભાઈઓ વગેરે હાજર હતા.

શરૂઆતમાં પ્રાર્થના સ્વાગતગીત ગવાયા બાદ સ્વાગતપ્રમુખ શ્રી. રાવજીભાઈ ગોરધનભાઈએ આવકારનું ભાષણ આપ્યું હતું અને માણેજા ગામની તથા પ્રવૃત્તિની હકીકત જણાવી હતી.

બાદ વડોદરા મહાલ પુ. મંડળના પ્રમુખ શ્રી. ચિમનભાઈ હ. અમીને પરિષદના પ્રમુખસ્થાન માટે સાક્ષર શ્રી. રમણલાલ દેસાઈની દરખાસ્ત રજુ કરતાં એઓશ્રીની ગ્રામ-સુધારણા અંગે અમલદારી પ્રસંગોની પ્રજાસેવા અને દેશપ્રેમ તથા ગ્રામસેવાથી ભરેલી સાહિત્યસેવાનો ઉલ્લેખ કર્યો હતો, જેને શ્રી. મહીજીભાઈ જેઠાભાઈએ અનુમોદન આપતાં મે. રમણલાલ દેસાઈએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. જે પછી મહાલ મંડળના મંત્રી શ્રી. છોટુભાઈ રાવજીભાઈએ મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિનું નિવેદન તથા હિસાબ રજુ કર્યા હતા. બાદ પ્રમુખશ્રીએ પ્રવચન કર્યું હતું, જે આ અંકમાં અન્યત્ર છપાયું છે. ત્યારબાદ નીચે મુજબ ઠરાવો પસાર થયા હતાઃ

### પસાર થયેલા ઠરાવો

ઠરાવ ૧—કૈલાસવાસી શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબની યશસ્વી કારકિર્દી દરમ્યાન શરૂ થએલી પ્રજોપકારક પુસ્તકાલય પ્રવૃત્તિ શ્રીમંત પ્રતાપસિંહ મહારાજની કારકિર્દીમાં ફળમૂળ બને એમ આ પરિષદ ઇચ્છે છે અને શ્રીમંત મહારાજા સાહેબને તેમજ રાજકુટુંબને આરોગ્યસહ દીર્ઘાયુ બક્ષવા પ્રભુને પ્રાર્થે છે.

ઠરાવ ૨—રાજરાજમાતા સ્વ. કોલ્હાપુરનરેશના અવસાન બદલ શોકનો;

ઠરાવ ૩—રાજ્ય પુસ્તકાલય મંડળના કાર્યવાહક મે. રા. રા. મોતીલાલ છોટાલાલ દેસાઇ સાહેબ લોકલ પ્રધાન નીમાયા તે બદલ અભિનંદનનો;

ઠરાવ ૪—પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપકના પદ પર મે. ઉમેદભાઈ મોતીભાઈ પટેલ કાયમ થયા તે બદલ તેઓશ્રીને હાર્દિક અભિનંદન આપી તેમની કારકિર્દી રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિની સંગીનતા અને કાર્યક્ષમતા સાધવાની દ્રષ્ટિએ સફળ ઇચ્છવાનો;

ઠરાવ ૫—સુપ્રસિદ્ધ "શારદા" માસિકના તંત્રી અને ગુજરાતના જાણીતા લોક-સાહિત્યકાર શ્રીયુત ગોકુળદાસ દ્વારકાંદાસ રાયચુરાના ઉજવાતા પચાસવર્ષી ઉત્સવ અંગેના શુભ

પ્રસંગે તેઓશ્રીને અભિનંદન પાઠવી અને ગુજરાતી સાહિત્ય આલમની વધુ સેવા બજાવવા માટે તેમને આરોગ્ય સહિત દીર્ઘાયુ ઇચ્છતો;

**ઠરાવ ૬**—વડોદરા મહાલમાં શાળાવાળાં નીચેનાં ગામો પુસ્તકાલયો વિનાનાં બાકી છે. તે ગામોએ પુસ્તકાલય સંસ્થા વહેલામાં વહેલી તકે ઉઘડી જાય તેમ તજવીજ કરવા જે તે જૂથમંડળના મંત્રીઓને તથા નીચે જણાવેલા ગામોના શિક્ષકોને આગ્રહપૂર્વક વિનંતિ કરતો: **પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામો** (૧) અકોટા, (૨) અલ્હાદપુરા, (૩) આમલીઆરા, (૪) અંપાડ, (૫) ઉંડીઆ, (૬) કપુરાઇ, (૭) કરાલી, (૮) કેલનપુર, (૯) કોટણા, (૧૦) ખલીપુર, (૧૧) ગોરીંદ્રા, (૧૨) તાંદળજા, (૧૩) ધનોરા, (૧૪) ફાજલપુર-પોર, (૧૫) ફાજલપુર-સાંકરદા, (૧૬) મહાપુરા, (૧૭) રાઘવપુરા, (૧૮) વિરોદ, (૧૯) મોતીઆપુરા.

**ઠરાવ ૭**—પ્રજાની વાચનભૂખ સંતોષવા માટે પ્રસિદ્ધ થતું નવું નવું સાહિત્ય પુસ્તકાલયો વસાવે એ બહુ જરૂરનું છે. પણ નાનાં બજેટોવાળાં પુસ્તકાલયોથી ઇચ્છા છતાં તેમ થઇ શકતું નથી; એ જોતાં જૂથનાં પુસ્તકાલયો પુસ્તકો, સામયિકોની ખરીદીમાં તેમજ વાંચનમાં પરસ્પર વિનિમય કરવા માટે સહકાર સાધે એ ખાસ ઇચ્છવા જોગ હોઇને પુસ્તકોના વિનિમયની સગવડ ખાતર ફરતાં પુસ્તકાલયની પેટીઓ સવડ હોય ત્યાં લગી મોકલવાની જે યોજના ખાતાની સૂચના નં. ૫૦ સને ૩૯-૪૦ ની કલમ ૬ માં પ્રસિદ્ધ થઇ છે, તેને આવકાર લાયક ગણી તેનો લાભ લેવાની મહાલ જૂથમંડળોને ભલામણનો;

**ઠરાવ ૮**—પુસ્તકાલયોની સુવ્યવસ્થા અને કાર્યસાધકતાની દૃષ્ટિએ ' પુસ્તકાલયના વહીવટ અંગે કેટલીક સૂચનાઓ ' પુસ્તકાલય ખાતા તરફથી ' પુસ્તકાલય ' માસિકના ઓક્ટોબરના અંકમાં પ્રસિદ્ધ થયેલી સૂચના નં. ૯ સને ૪૦-૪૧ માં જે કરી છે તેને આવકાર પાત્ર લેખી તેનો યથાયોગ્ય અમલ કરવાનો લાગતાવળગતા કાર્યકર્તાઓને આગ્રહ કરતો;

**ઠરાવ ૯**—ફેબ્રુઆરી માસની પહેલી તારીખે વસંતપંચમી પુણ્યપર્વણી " પુસ્તકાલય દિન " સાલાનુબાદ ઉજવવાની તેમજ ફેબ્રુઆરીની ૧૬ મી તારીખે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે રાખેલી શિષ્ટવાચનની ૧૯ મી પરીક્ષાનો લાભ લેવા-લેવડાવવાની ભલામણનો;

**ઠરાવ ૧૦**—જૂથ મંડળોની સ્થાપના કરવામાં આવી છે પણ તે હજુ સુધી જોઇએ તે પ્રમાણમાં કાર્ય કરતાં થઇ ગયાં નથી જેથી જૂથ મંડળોના મંત્રીઓને તેઓ આ વર્ષથીજ પોતાની નીચેની ફરજો ચુસ્તપણે બજાવતા થઇ જાય તેવી વિનંતિનો:—

(૧) જે તે જૂથમંડળ વાર્ષિક સભા ભરે અને તેનું નિવેદન મહાલ, પ્રાંત તથા રાજ્યમંડળ તરફ મોકલી આપે;
(૨) જૂથમાં આવેલાં એકેએક પુસ્તકાલય અને વાચનાલયનું વાર્ષિક નિવેદન ભરાવે તથા બજેટ બનાવરાવે;
(૩) જૂથમાં આવેલાં શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં ગામે પુસ્તકાલયો ખોલવા પ્રયત્ન કરે;
(૪) જૂથમાં આવેલા એકેએક પુસ્તકાલયની વાર્ષિક તપાસણી કરે;
(૫) મહાલ તથા રાજ્ય તરફથી લેવાતી શિ. વા. ની પરીક્ષાઓનો પ્રચાર કરે.

ઉપરના ઠરાવો પર શ્રી. નાજુકલાલ ચોકસી, તેમજ અન્ય વક્તાઓએ જરૂરી વિવેચનો કર્યાં હતાં. બાદ પુ. ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબે વિવેચન કરતાં જણાવ્યું હતું કે પરિષદોમાં કાર્યની વિચારણા થાય છે, એ યોગ્ય છે. પુસ્તકાલયોનું મુખ્ય ધ્યેય સમાજની ઉન્નતિ કરવાનું છે. આજના પ્રમુખશ્રી સાક્ષર હોઇ ગામડાનું દુઃખદર્દ સારી રીતે સમજે

છે. શ્રી. રમણભાઈ જેવા નેત્રવૈદ્યો સમાજને દિવ્ય ચક્ષુ આપે છે એનો પ્રચાર કરવાનું કામ અમારૂં અને પુસ્તકાલયોનું છે. દરેક પોતપોતાની ફરજ યથાર્થ રીતે બજાવે એમ ઇચ્છ્યું હતું.

બાદ પુ. સ. સ. મંડળના મંત્રી શ્રી. વાઘજીભાઈ અમીને વિવેચન કરતાં પુસ્તકાલયપ્રવૃત્તિ ખીલવવા તેમજ પુ. મંડળ તરફથી કંઈ પણ અગવડ પડતી હોય તો કહેવા જણાવ્યું હતું.

છેલ્લે પ્રમુખશ્રી રમણલાલ દેસાઇએ ઉપસંહારનું વિવેચન કરતાં થયેલા ઠરાવોની મીમાંસા કરી હતી અને પુસ્તકાલયો દ્વારા જનસમાજનું કલ્યાણ સાધવા જણાવ્યું હતું.

જે પછી શ્રી. છોટાભાઇ રાયજીભાઇએ પ્રમુખશ્રીનો પધારેલા સર્વ મહેમાનો પ્રતિનિધિઓ તથા ઉત્સાહી ગ્રામજનોનો આભાર માન્યો હતો.

છેવટે ફૂલહાર થઇ રાજગીત ગવાઇ વંદે માતરમના જયનાદ સાથે પરિષદનું કાર્ય પૂરૂં થયું હતું.

ભોજનવિધિ પછી રાત્રે આઠ વાગે મેળાવડો થયો હતો, જેમાં શિક્ષક, વિદ્યાર્થી-યુવકો તથા કન્યાઓના બોધ અને આનંદદાયક સંવાદ, ગરબા અને સંગીતનો કાર્યક્રમ થયો હતો, જેમાં સ્ત્રી-પુરુષોની મોટી મેદની જામી હતી. એ વખતે પુ. ખાતાના કારકુન શ્રી. ગુણાભાઇ ભગતનાં ભજનો થયાં હતાં, તેમજ શ્રી. ચીમનભાઇ અમીન તથા પુ. ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલે વિવેચનો કરી માણેજ પુસ્તકાલયના તથા મંડળના મંત્રી શ્રી. છોટાભાઈના ઉત્સાહની પ્રશંસા કરી એક ઉત્સાહી શિક્ષક ગામના પક્ષો સાંધી સાર્વજનિક કાર્યોમાં કેટલો સાથ મેળવી શકે છે તે જણાવી દરેક ગામે ઉત્સાહભર્યા કાર્યક્રમો ગોઠવી લોકોમાં સેવાભાવ ખીલવવા જણાવ્યું હતું.

જે પછી મેળાવડો મોડી રાત્રે વિસર્જન થયો હતો.

---

# ડભોઈ મહાલ પહેલી પુ. પરિષદ

ડભોઇ મહાલ પુસ્તકાલય પ્રથમ પરિષદ ગઈ તા. ૫ મીના રોજ મંડાળા મુકામે ડભોઈ વિભાગ ના. સુબા શ્રી. કાનુનગોના પ્રમુખપદ હેઠળ મળી હતી. બહારગામથી આવેલા તાલુકાનાં પુસ્તકાલયોના પ્રતિનિધિઓ ઉપરાંત ગ્રામજનો તથા પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ, વ. રા. પુ. મંડળના સહમંત્રી શ્રી. ચોકસી અને પ્રચારક શ્રી. વલ્લવભાઇ, મદદનીશ સહકારી અધિકારી શ્રી. સિંધે સા., ડભોઈ મહાલ શાળાધિકારી શ્રી. પન્નાલાલ, ડભોઇવાળા શ્રી. મગનલાલ શાસ્ત્રી વગેરે પણ હાજર હતા.

પરિષદની શરૂઆત થતાં ઇશ્વરપ્રાર્થના અને બાળાઓના ગરબાનો કાર્યક્રમ થયો હતો. ત્યારબાદ સ્વાગતપ્રમુખ શ્રી. મગનભાઈએ એમનું સ્વાગતવ્યાખ્યાન વાંચ્યું હતું. તેમાં ગામને લગતી કેટલીક ઐતિહાસિક માહિતી આપવા ઉપરાંત ત્યાંના પુસ્તકાલયને લગતું નિવેદન પણ જણાવવામાં આવ્યું હતું. બાદ મહાલ મંડળના મંત્રીએ પણ મહાલ પુસ્તકાલયોને લગતું નિવેદન વાંચી સંભળાવ્યું હતું.

બાદ પ્રમુખશ્રીએ એમનું વ્યાખ્યાન વાંચી સંભળાવ્યું હતું, જે આ અંકમાં અન્યત્ર છપાયું છે.

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા સા. ને બ્રિટિશ સરકાર તરફથી જી. સી. એસ. આઇ. નો માનવંતો ખિતાબ મળ્યા બદલ અભિનંદનનો;

**ઠરાવ ૨**—પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબ શ્રી. ઉમેદભાઇ મોતીભાઇ પટેલ કાયમ થવા બદલ હર્ષ પ્રદર્શિત કરી તેઓ માજી મદદનીશ વ્યવસ્થાપક પૂજ્ય અમીન સા. ના પગલે ચાલી પુસ્તકાલયપ્રવૃત્તિને ખૂબ વિકસાવે એવી આશા વ્યક્ત કરતો;

**ઠરાવ ૩**—શિષ્ટ પુસ્તકો જનતામાં ખૂબ વંચાય એ હેતુથી રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાની યોજનાનો મોટા પ્રમાણમાં લાભ લેવાય તેવો પ્રચાર કરવા, મહાલનાં તમામ પુસ્તકાલયોના મંત્રીઓને આગ્રહપૂર્વક વિનંતિ કરી મહાલ પુ. મંડળે પણ વિદ્યાર્થીઓ માટે આવા પ્રકારની પરીક્ષાની યોજના સ્વીકારવાની ભલામણનો;

**ઠરાવ ૪**—પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રચાર માટે વસંતપંચમીએ 'પુસ્તકાલયપર્વણી દિન ઉજવવાની ભલામણનો;

**ઠરાવ ૫**—પુસ્તકાલય સ. સ. મંડળ તરફથી જે તે પુસ્તકાલયને રેલ્વેથી મોકલાતાં પુસ્તકો ઘણાં ખરાં ગામોએ દૈનિક ટપાલ નહિ હોવાના કારણે વખતસર ન મળતાં ઉલટો ડેમરેજનો ચાર્જ ભરવો પડે છે એમ ન થાય તે માટે નીચેનાં સ્થળોએ જે તે સ્થળને લગતાં પુસ્તકો મોકલવાનો અમલ કરવા ખાતાને તથા પુ. સ. સ. મંડળને વિનંતિનો:

(૧) **કારવણ**—કારવણ, લીંગસ્થળી, બાણજ, મંજુરા, નવા ફોફળીઆ, (૨) **પારીખા**—પુનીઆદ, પારીખા, કુંવરપુરા, (૩) **મંડાળા**—પિસાઇ, છત્રાલ, મંડાળા, કરમાલ, (૪) **નડા**—નડા, બોરબાર, હબીપુરા, ફરતીકોઇ, સાઠોદ, ગામડી, (૫) **ડભોઇ**—ધમેલી, બોરીઆદ, કુકડ, કરણેટ, જુની માંગરોળ, (૬) **વઢવાણા**—વઢવાણા, સમશેરપુરા, ભીમપુરા, આમોદર, (૭) **શુવાવી**—શુવાવી, પુડા, (૮) **ભીલાપુર**—નારીઆ, કડધરા, માવલી, રાજલી, અંગુઠણ, (૯) **કુંઢેલા**—અહેરાગપુરા, પલાંસવાડા, (૧૦) **વડજ**—વડજ, સિતપુર, અકોટી, (૧૧) **વ્યારા**—વણાદરા, ઢોલાર, મઢેલી.

**ઠરાવ ૬**—ડભોઇ કસ્બા પુસ્તકાલયે મહાલનાં પુસ્તકાલયોને જે ઉદારભાવે મદદ આપી છે તે બદલ ઉપકાર માનવાનો;

**ઠરાવ ૭**—સહકારી ધોરણે બજેટ બનાવવાની ખાતાએ પ્રસિદ્ધ કરેલી યોજનાને આવકારી મહાલના તમામ પુસ્તકાલયોને એ યોજનાનો અમલ કરવા વિનંતિનો;

**ઠરાવ ૮**—આમ જનતાની વાચનરૂચિને ખીલવે અને પોષે એ 'જાતનું' સાહિત્ય પુસ્તકાલયમાં હોય એ ખાસ ઇચ્છવા યોગ્ય હોઇને એ પ્રકારનું સાહિત્ય પ્રગટ થાય એવો પ્રબંધ કરાવવા પુસ્તકાલય ખાતાને વિનંતિનો;

**ઠરાવ ૯**—પ્રાથમિક શાળાના ૧ થી ૬ ધોરણ સુધીના વિદ્યાર્થીઓના ખરના બાલ-સાહિત્યની યાદીઓ પ્રકટ કરવા પુસ્તકાલય ખાતાને વિનંતિ કરતો; અને

**ઠરાવ ૧૦**—પરિષદના પ્રમુખ શ્રી. કાનુનગો સાહેબના આભારનો.

આ ઠરાવો પર પ્રાસંગિક વિવેચનો થયાં હતાં, જે

છેલ્લે રાજગીત ગવાઈ સભા વિસર્જન થઈ હતી.

---

# અમદાવાદ પુસ્તકાલય સંમેલન

ગુજરાત પુ. મંડળ તરફથી અગાઉથી નિયત થયા પ્રમાણે અમદાવાદનાં પુસ્તકાલયોના સંમેલનનું અધિવેશન ગઈ તા. ૧૨–૧–૪૧ ના રોજ અમદાવાદ શહેરનાં આગેવાન સન્નારી શ્રી. સરલાદેવી સારાભાઈના પ્રમુખપદે શેઠ મંગળદાસ મેમોરિયલ હોલમાં બપોરના બે વાગે મળ્યું હતું. તે પ્રસંગે શહેરનાં પુસ્તકાલયોના પ્રતિનિધિઓ ઉપરાંત એ પ્રવૃત્તિમાં રસ લેતા ગૃહસ્થો અને બહેનોની સારી સંખ્યા હાજર હતી. ઉપરાંત કેટલાક મ્યુનિસિપલ કાઉન્સિલરો પણ હાજર હતા. આપણા રાજ્ય તરફથી પુ. ખાતાના મદદનીશ વ્યવસ્થાપક પણ હાજર હતા.

સભાની શરૂઆતમાં પ્રાર્થના થયા બાદ લેડી વિદ્યાબ્હેન નીલકંઠે સ્વાગતવ્યાખ્યાન આપ્યું હતું, જેમાં તેમણે સાર્વજનિક કામો જેવાં કે શાળા, દવાખાનાં, પુસ્તકાલયો વગેરે સમાજપ્રગતિનાં સાધનોનો ઉલ્લેખ કર્યો હતો. તેમાં પણ પુસ્તકાલય પ્રવૃત્તિ જો વ્યવસ્થિત રીતે ચાલે તો સારી પ્રગતિ સાધી શકાય એમ જણાવ્યું હતું.

બાદ મંત્રીઓ તરફથી શ્રી. ફીકુભાઇ દેસાઇએ નિવેદન વાંચી સંભળાવ્યું હતું, જેમાં ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિનો હેવાલ આપી જણાવ્યું હતું કે, " ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિને વ્યાપક બનાવવાનું માન શ્રીમંત સયાજીરાવ ગાયકવાડને તથા ગુજરાતના લોકસેવક મોતીભાઇ અમીનને ઘટે છે. વડોદરા રાજ્યનાં નાનાં નાનાં ગામડાં તથા કસ્બાઓમાં પુસ્તકાલયોની જે જાળગુંથણી થઇ છે તે તેમને જ આભારી છે. જેને આપણે બ્રિટિશ ગુજરાત તરીકે ઓળખીએ છીએ તે ગુજરાતના પાંચે જિલ્લાઓમાં તથા ગૂજરાતનાં બીજાં દેશી રાજ્યોમાં પુસ્તકાલયોની આવી જાળગૂંથણી બની રહે તે માટેની વ્યવસ્થિત પ્રવૃત્તિ કરવાના હેતુથી ઇ. સ. ૧૯૩૪ માં લેડી વિદ્યાગૌરી નીલકંઠ, હિરાલાલ ત્રિભુવનદાસ પારેખ, તથા મોતીભાઇ અમીનના પ્રયત્નના પરિણામે પ્રથમ ગુજરાત પુસ્તકાલય પરિષદ અમદાવાદમાં ભરવામાં આવી હતી. બાદ તેમણે આણંદમાં મળેલી બીજી ગુ. પુ. પરિષદનો હેવાલ આપ્યો હતો.

વળી આગળ ચાલતાં જણાવ્યું હતું કે, વિષયવાર કેટલાં પુસ્તકો વંચાય છે ? કયા કયા વિષયોનાં કેટકેટલાં પુસ્તકો પુસ્તકાલયોમાં છે અને નવાં ખરીદાતાં પુસ્તકોમાં જુદા જુદા વિષયનાં પુસ્તકોનું પ્રમાણ કેટલું છે તેના આંકડા રાખવાનું અત્યંત જરૂરી છે. આ આંકડા વાચકોની રુચિ કેળવી યોગ્ય દિશામાં વાળવા માટે ઘણા જ ઉપયોગી થઇ પડે છે. પુસ્તકાલયના કાર્યકર્તાઓએ ગ્રંથપાલના કામને પુસ્તકો સાચવવાનું જ નહિ ગણતાં પુસ્તક તથા વાચકોના સંબંધ જોડી આપી વાચકોના જ્ઞાનસંપાદનના કાર્યમાં સહાભૂયત થવાનું છે, એ હંમેશાં ધ્યાનમાં રાખવું જોઇએ. પોતાની ફરજ પ્રત્યે જાગૃત રહેનાર ગ્રંથપાલને પુસ્તકાલયના દરેક પુસ્તકનો પરિચય મેળવવાની અને વાચકોની જિજ્ઞાસા સંતોષી તેમની જોડે જીવંત સંબંધ બાંધવાનો પૂરતો અવકાશ રહે એવી સગવડ પણ કરી આપવી જોઇએ.

પુસ્તકાલયોમાં પુસ્તકપસંદગીનું કામ અત્યંત મહત્ત્વનું હોવા છતાં બહુજ થોડાં

પુસ્તકાલયોમાં એ વિષે પુરેપુરી કાળજી રાખવામાં આવે છે. **વાચકોની માગણીને સંતોષવા માટે જ નહિ પરંતુ વાચકની દૃષ્ટિ ઉત્તરોત્તર કેળવાય અને સમાજમાં સંસ્કૃતિનો ફેલાવો કરે તેમજ ધંધાના જુદા જુદા ક્ષેત્રમાં ઉપયોગી થઇ પડે તેવાં વેપાર, હુન્નરઉદ્યોગને પોષક નીવડે તેવાં પુસ્તકની પસંદગી થવી જોઇએ.** પુસ્તકાલયોને પુસ્તકપસંદગીનાં કાર્યમાં દોરવણીરૂપ થાય તેટલા માટે આવાં પુસ્તકોની યાદીઓ વખતોવખત ગુજરાત પુસ્તકાલય મંડળે તે તે વિષયમાં નિષ્ણાતોની સહાયથી પ્રગટ કરવી જોઇએ એમ અમને લાગે છે.

વાચકોને પુસ્તકો બહાર વાંચવા માટે આજે તો લગભગ બધાં જ પુસ્તકાલયોમાં એને માટેનાં પત્રકોમાં વાચકના નામ તથા તેમની સહી, પુસ્તકનાં નામ, તારીખ વગેરે હકીકતો ભરવામાં આવે છે. આ પદ્ધતિથી પુસ્તક આપનારનો તથા લેનારનો ઘણો વખત નકામો જતો હોવાથી તેમાં સુધારો થવાની જરૂર છે. અમને આશા છે કે સંમેલનને અંગે યોજવામાં આવેલા પ્રદર્શનના " પુસ્તકાલય સંચાલન " વિભાગમાંથી કંઇ ને કંઈ નવું જાણવાનું પુસ્તકાલયના સંચાલકોને મળી રહેશે. "

આ સંમેલન સાથે પુસ્તકાલયોને ઉપયોગી અને માર્ગદર્શક માહિતીઓ અને વસ્તુઓનું પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું, જેમાં વડોદરા રાજ્ય તરફથી રજૂ થયેલ વસ્તુઓ પ્રેક્ષકોનું ખાસ ધ્યાન ખેંચતી હતી. એ પ્રદર્શનની ઉદ્‌ઘાટનક્રિયા કરતાં અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી. મણિલાલ ચતુરભાઈ શાહે જણાવ્યું હતું કે,

આ ક્રિયા આ વિષયમાં રસ લેતા હોય તેમની પાસે કરાવી હોત તો ઠીક થાત. આ પ્રદર્શનમાં પુસ્તકાલયવિષયક જાણવા જોગ માહિતી સંગ્રાહાઈ છે. તેમાંથી તમને ઉપયોગી માહિતી મળી આવશે. બાદ આગળ ચાલતાં તેમણે પ્રાથમિક શિક્ષણ પાછળ મ્યુનિ. ના ખર્ચની વિગત આપી આવાં કાર્યોમાં ધનપતિઓને દાન આપવા વિનંતી કરી હતી.

ત્યારબાદ પ્રમુખ શ્રી. સરલાદેવી સારાભાઈએ પોતાની પ્રમુખપદ માટેની વરણી માટે આભાર માની તેમનું છાપેલું ભાષણ વાંચ્યું હતું, જે આ અંકમાં અન્યત્ર છપાયું છે.

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—શહેરના દરેક વૉર્ડમાં એક એક સારૂં પુસ્તકાલય તથા દરેક લત્તામાં એક એક સારૂં વાંચનાલય વહેલામાં વહેલી તકે સ્થપાય તેવી ચળવળ ઉપાડવા માટે શહેરની પ્રજાને આગ્રહ કરતો તથા શહેરના ધનિકોને પોતાના દાનનો પ્રવાહ વિદ્યાદાનની આ અત્યંત મહત્ત્વની પ્રવૃત્તિ તરફ વાળવા આગ્રહપૂર્વક વિનંતિનો;

**ઠરાવ ૨**—ઉત્તેજન આપવા યોગ્ય શહેરનાં પુસ્તકાલયોને વધારેમાં વધારે મદદ આપી સારાં પુસ્તકોનો સંગ્રહ-કરાવીને તે છૂટથી જનતામાં વંચાય એવી વ્યવસ્થા કરવાની પુસ્તકાલયોને સગવડ કરી આપે, તથા નવાં વાચનાલયો અને પુસ્તકાલયો સ્થાપવાની પ્રવૃત્તિને મદદ કરી શહેરના શિક્ષણના આ કાર્યમાં પોતે મહત્ત્વનું અંગ બની રહે, એવી મ્યુનિ. ને વિનંતિ કરતો;

ઠરાવ ૩—મ્યુનિસિપાલિટીના ચુંટાયેલા સભ્યોને પોતપોતાના વૉર્ડમાં પુસ્તકાલયો તથા વાચનાલયો સ્થાપવાની હિલચાલને ઉપાડી લઇ પોતાથી બનતું કરવા આગ્રહપૂર્વક ભલામણનો;

રાવ ૪—ચાલતાં મંદિરોના ધર્માચાર્યો તથા વહીવટદારો પોતપોતાનાં મંદિરોમાં ઉત્તમ ુસ્તકાલયો સ્થાપે અને તેમને નિભાવે, એવી વિનંતિનો;

ઠરાવ ૫—પ્રજાનું માનસિક, શારીરિક આરોગ્ય વધે, વ્યક્તિઓનું મહત્ત્વ સમજાય, દરેક પુરૂષ સમાજની ઉન્નતિના કાર્યમાં મદદરૂપ થાય, અને દેશના આર્થિક, સામાજિક, ધાર્મિક અને રાજકીય પ્રશ્નો પ્રજા સમસ્ત સમજે એવાં લખાણ યુગધર્મ ધ્યાનમાં લઇ કરવા પત્રકારો–લેખકોને વિનંતિનો;

ઠરાવ ૬—થોડું ભણેલા લોકો પોતાનું ભણતર તાજું રાખી શકે તથા પોતાની આસપાસના જીવનના બનાવોથી પરિચિત રહી શકે તે માટે પરાંઓની ચાલીઓમાં નાનાં નાનાં વાચનાલયો ચલાવવાની ચાલીઓના માલિકોને તેમજ તેમાં રહેનારાઓને ભલામણનો;

ઠરાવ ૭—મજૂર મહાજને ઠેકઠેકાણે મજૂરવર્ગોના લત્તામાં વાચનાલયો તથા પુસ્તકાલયો સ્થાપવા બદલ અભિનંદન અને મજૂરોની જાગૃતિ જોતાં આ પ્રવૃત્તિનો વિસ્તાર કરવાનો દરેક પ્રયત્ન મજૂર મહાજન કરશે એવી પોતાની શ્રદ્ધા વ્યક્ત કરતો;

ઠરાવ ૮—પોતાનાં પુસ્તકાલયોમાં બાળકો માટેનું સાહિત્ય–ચિત્રો, વાર્તાનાં પુસ્તકો, ઘરમાં રમવાની રમતોનાં સાધનો વગેરે વસાવવા તથા તે સાહિત્યનો અલગ વિભાગ કરી બાળકોને ખાસ સગવડ કરી આપવા તથા શહેરમાં બાળકોને માટે એક ખાસ પુસ્તકાલયની આવશ્યકતા હોવાથી આવાં પુસ્તકાલયો સ્થાપવા માટે શહેરના દાનવીરોને વિનંતિ કરતો;

ઠરાવ ૯—આજની આપણી સામાજિક પરિસ્થિતિ જોતાં, સ્ત્રીઓને માટે પુસ્તકાલયોમાં ખાસ જુદી જગા રાખેલી હોય તો વધારે પ્રમાણમાં તેઓ પુસ્તકાલયોનો લાભ લે છે તે ધ્યાનમાં લઇ, પુસ્તકાલયોમાં જ્યાં શકય હોય ત્યાં આવી જુદી જગા રાખવાને પુસ્તકાલયો માટે નવાં મકાનો બંધાવતી વખતે સ્ત્રીઓ તથા બાળકો માટે ખાસ જગા રહી શકે એ લક્ષમાં રાખવાની ભલામણનો;

ઠરાવ ૧૦—દરેક પુસ્તકાલયે અને ખાસ કરીને જે પુસ્તકાલયમાંથી વાંચવા માટે બહાર લઇ જવામાં આવતાં પુસ્તકોનું પ્રમાણ બહુ ઓછું હોય તેમણે પોતાની આસપાસ લત્તામાં ફરતાં પુસ્તકાલયોની યોજના કરી પોતાનાં પુસ્તકોનો મોટા પ્રમાણમાં લાભ લેવાય એવી ગોઠવણ કરવાની ભલામણનો;

ઠરાવ ૧૧—દરેક પુસ્તકાલયે પોતાનાં પુસ્તકોનું શાસ્ત્રીય વર્ગીકરણ કરી પુસ્તકોની વિષયવાર અને લેખકો તથા પુસ્તકોની નામવાર યાદીઓ તૈયાર કરવાની ભલામણનો;

ઠરાવ ૧૨—નાનાં પુસ્તકાલયોને પુસ્તકો ખરીદતી વખતે તેમણે એકબીજા સાથે સહકાર સાધી દર ત્રણ મહિને પુસ્તકોની અદલાબદલી કરવાની યોજના કરી થોડે ખર્ચે વધારે પુસ્તકોનો લાભ પોતાના વાચકો ઉઠાવી શકે તેવી વ્યવસ્થા કરવાનો;

ઠરાવ ૧૩—સંસ્થાઓનાં પુસ્તકાલયો તેમ જ સભ્યોનાં લવાજમોથી નભતાં પુસ્તકાલયો પુસ્તકાલયની અંદર જ બેસીને પુસ્તકો વાંચવાની ઇચ્છા રાખનાર સહુ કોઇને માટે ખુલ્લાં રાખવાની આવશ્યકતા સ્વીકારી તેમના સંચાલકોને તેવી વિનંતિપૂર્વક શકય પગલાં લેવાની ભલામણનો;

**ઠરાવ ૧૪**—અમદાવાદનાં બધાં પુસ્તકાલયો ગુજરાત પુસ્તકાલય મંડળના સભાસદ બની મંડળની પ્રવૃત્તિમાં સહકાર આપે, એવી ભલામણનો;

**ઠરાવ ૧૫**—રદ કરી કાઢી નાખવાનાં પુસ્તકોની યાદી ગુજરાત પુસ્તકાલય મંડળને મોકલી આપી બીજાં પુસ્તકાલયોને એની જરૂર હોય તો તે આપવાની વ્યવસ્થા કરવાને લગનો;

**ઠરાવ ૧૬**—પુસ્તકાલયો તથા બીજી સંસ્થાઓ પોતાનાં પુસ્તકાલયોનાં વાર્ષિક નિવેદનો ગુજરાત પુસ્તકાલય મંડળને મોકલી આપે, એવી ભલામણનો;

**ઠરાવ ૧૭**—માધ્યમિક શિક્ષણની સંસ્થાઓના સંચાલકોને પોતપોતાની સંસ્થાઓમાં વર્ષોવર્ષ વિકાસ પામતાં પુસ્તકાલયો નિભાવવા અને તેનો લાભ વિદ્યાર્થીવર્ગ મોટા પ્રમાણમાં લે એવી વ્યવસ્થા કરવાને લગતી વિનંતિનો;

**ઠરાવ ૧૮**—પુસ્તકાલયપ્રવૃત્તિ શહેરમાં સતત ચાલુ રહે તે માટે ગુજરાત પુસ્તકાલય મંડળના શહેરમાંથી નોંધાયેલા સભ્યોમાંથી ચાલુ વર્ષ માટે એક વ્યવસ્થાપક મંડળ નીમવાનો;

**ઠરાવ ૧૯**—શહેરમાંનાં પુસ્તકાલયો પોતાનાં પુસ્તકો બીજાં પુસ્તકાલયો તથા શિક્ષણની સંસ્થાઓને વાંચવા આપી શકે એવી પરસ્પરના સહકારની એક યોજના ઘડવાની ઉપરના મંડળને વિનંતિનો.

આમ કુલ ૧૯ ઠરાવો પસાર થયા હતા. એ ઠરાવો પર જુદા જુદા વક્તાઓએ ખાસ વિવેચનો કર્યાં હતાં, તેમાં ડૉ. શ્રી. હરિપ્રસાદ દેસાઇનાં ઠરાવોના સમર્થનને લગતાં મુખ્ય હતાં.

---

# ગણદેવી મહાલ બીજી પુ. પરિષદ

**ગણદેવી** મહાલ પુસ્તકાલય બીજી પરિષદ તા. ૨૬–૧–૪૧ને રવિવારે બપોરે બીલીમોરામાં સ. ગુ. ક. શાળાના મકાનમાં મે. ગણદેવી મહાલ વહીવટદાર સાહેબ શ્રી. કુમાર યશપાલસિંહજીના પ્રમુખપદે મળી હતી. બહેનો અને ભાઇઓની સારી હાજરી હતી. નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળના મંત્રી વકીલ શ્રી. કસનજી દયાળજી દેસાઇ તથા બીલીમોરા સુધરાઇના ઉપાધ્યક્ષ અને નવસારી પ્રાંત પંચાયતના સભ્ય શ્રી. વલ્લભભાઇ લાકડાવાળા, બીલીમોરા ટાટા હાઇસ્કૂલના હેડમાસ્તર સાહેબ અને શિક્ષકો હાજર હતા. ઇશ્વરસ્તુતિ અને સ્વાગતગીત બાદ પ્રમુખ સાહેબનો, હારથી સત્કાર થઇ, સુંદર ગરબા પછી પરિષદનું કામકાજ શરૂ થયું હતું.

સ્વાગતપ્રમુખ બીલીમોરાના શેઠ ખા. બ. અરદેસર રૂસ્તમજી બીલીમોરીઆએ, સભાજનોને આવકાર આપતાં, બીલીમોરાનો ટૂંક ઇતિહાસ રજુ કરી બીલીમોરાની કાપડની મિલો, ઑઇલ મિલ, નળિયાના કારખાના વગેરેથી બીલીમોરાની પ્રગતિનો ખ્યાલ આપી બીલીમોરામાં ઇ. સ. ૧૮૮૨ માં સ્થપાયલા પુસ્તકાલયને ઇ. સ. ૧૯૦૬ માં પીટીટ પુસ્તકાલયમાં ફેરવાયલું જણાવી શ્રી. મહારાજા સાહેબની પુસ્તકાલય પ્રવૃત્તિ અંગેની સહાનુભૂતિની પ્રશંસા કરી, આવી પરિષદો ભરવાથી પુસ્તકાલયો અને તેના સંચાલકોને થતા લાભો જણાવી પુસ્તકાલયને ગામડાની ખેડુત પ્રજાને ફુરસદના વખતે જ્ઞાન સાથે ગમ્મત આપવાનું સાધન

જણાવી એ પ્રવૃત્તિને વધુ વેગ આપવા શિક્ષકભાઈઓને વિજ્ઞપ્તિ કરી મે. પ્રમુખ સાહેબને પ્રમુખપદ સ્વીકારવા વિનંતિ કરી હતી.

પ્રમુખ સાહેબે પોતાને આપેલા માન માટે આભાર માન્યા બાદ કાર્યક્રમ શરૂ થયો હતો.

રા. નાનુભાઇ નિર્ભયરામ વૈદે નિવેદન કરતાં સ્વ. મોતીભાઈ અને એવા જ અન્ય શિક્ષકોની મહેનતથી પુસ્તકાલય પ્રવૃત્તિદ્વારા જનસમાજને ઉચ્ચ કક્ષામાં લાવ્યાનું અને હાલના મદદનીશ વ્યવસ્થાપક સાહેબ પણ એ જ કક્ષાના જણાવી, પુસ્તકાલયપ્રવૃત્તિને વધુ વેગ આપવા શિક્ષકોનો સહકાર યાચી જણાવ્યું કે તાલુકાની ને ગામ બાહા અને તલીઆરામાં નવીન પુસ્તકાલયો સ્થાપ્યાં છે અને દેવસર અને નાંદરખા, કરોલી અને પાટી એ ચાર ગામનાં વાચનાલયોને પુસ્તકાલયમાં ફેરવવા મદદ કરવાની જરૂર છે વગેરે કહી તાલુકાના પુસ્તકાલયના કા. ફંડની વટહુકમ પ્રમાણે સર્વ ઠેકાણે વ્યવસ્થા થયાનું, હાલ આખા તાલુકામાં મકાનવાળા બે કસ્બા પુસ્તાકાલયો અને બે ગ્રામ પુસ્તકાલયો હોવાનું ને ગડત ગામે પુસ્તકાલયનું મકાન બંધાવવાની ત્યાંના કાર્યવાહકોને વિનંતિ કરી હતી.

ત્યારબાદ પ્રમુખશ્રીએ હિંદીમાં ભાષણ કરતાં પહેલાંના વખતની શિક્ષણની ગુરુના ઘેરે જવાની પદ્ધતિ અને તેનાથી મળતું. જે તે એક જ વિષયના શિક્ષણની વિગત જણાવી .સ્તકાલય એ ઘર બેઠાં ઘણા ઘણા વિષયોનું ગુરુસ્થાન યા આશ્રમ જણાવી તથા ઘેરબેઠાં તેનાથી મળતો અમૂલ્ય લાભ ન જતો કરવા સર્વને વિનંતી કરી, પુસ્તકાલયનો વધુ લાભ લેવાથી નસમાજની અને જીવનની ઉન્નતિ થતી, વાચન માટે પુસ્તકો જાય અને કબાટો ખાલી થાય તેમાંજ પુસ્તકાલયની મહત્તા જણાવી, એની મહત્તા વધારવા સર્વને આગ્રહ કર્યો હતો.

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા સાહેબને ગાદીએ બેઠા પછી લોકોપયોગી કામો માટે જે ઉદાર રાજનીતિ ગ્રહણ કરી છે તે બદલ મુબારકબાદી અને નામદાર બ્રિટિશ સરકાર તરફથી મળેલા જી. સી. આઇ. ના ખિતાબ બદલ એઓ શ્રીમંતને અભિનંદન આપતો;

**ઠરાવ ૨**—ગણદેવી કસ્બાની પુસ્તકાલય પ્રવૃત્તિમાં તેમજ લોકકલ્યાણના કાર્યમાં રસ લેતા બીલીમોરાના સ્વ. શેઠ બરજોરજી નશરવાનજી મંગુશીના તથા નવસારી પ્રાંત પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેનાર નવસારી પ્રાંત પંચાયતના લોકજ્ઞ પ્રમુખ શ્રી. દ્વારકાનાથ રંગનાથ શેઠજીના અવસાન બદલ શોકનો;

**ઠરાવ ૩**—મે. મદદનીશ વ્યવસ્થાપક સાહેબ શ્રી. ઉમેદભાઇ પટેલ પુસ્તકાલય પ્રવૃત્તિમાં પોતાથી બની શકતી રીતે પુસ્તકાલયપ્રવૃત્તિને વેગવંતી બનાવી રહ્યા છે તે માટે તેઓશ્રીની શ્રીમંતે કદર કરી એમને એજ પદ પર કાયમ કર્યા છે તે બદલ એઓને અભિનંદન આપતો;

**ઠરાવ ૪**—ગણદેવી મહાલનાં પુસ્તકાલયોને ઓછી રકમના બજેટમાં પણ સારાં સારાં અને નવીન સામયિકો, પુસ્તકો વાંચવા મળી શકે તે હેતુથી સહકારના ધોરણે તથા ટકાવારી પ્રમાણે બજેટો બનાવવા દરેક પુસ્તકાલયના મંત્રીઓને ભલામણનો;

**ઠરાવ ૫**—શાળામાંથી ઉઠી ગયેલાં બાળકો ભણેલું ભૂલી ન જાય અને તેમની બુદ્ધિ ખીલે તે માટે વાચનનો પ્રચાર વધારવા, શાળાઓ તરફથી ઉઠી ગયેલાં બાળકોની યાદી પુસ્ત-

કાલય તરફ મોકલવા ઠરેલું છે તે પ્રમાણે યાદી મોકલવા તથા શાળામાંથી છૂટી જતાં બાળકોને પુસ્તકાલયનો લાભ લેવા સમજુતી આપવા શાળાના શિક્ષકોને વિનંતિનો;

**ઠરાવ ૬**—રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ લેવડાવવા તાલુકાનાં પુસ્તકાલયોના મંત્રીઓને વિનંતી કરી અને મહાલ પુ૦ મંડળે પણ વિદ્યાર્થીઓ માટે આવા જ પ્રકારની પરીક્ષાઓ લેવાની યોજનાઓ ઘડવાને લગતો;

**ઠરાવ ૭**—તાલુકાનાં પુસ્તકાલયોનાં કાયમફંડો વધે એ ખાસ હિતાવહ હોવાથી દર સાલે કાયમફંડ નિયમ ઉપરાંત પણ વધારે મૂકવાની નીતિ રાખવા પુસ્તકાલયના મંત્રીઓને ભલામણનો;

**ઠરાવ ૮**—શ્રી નવસારી પ્રાંત પંચાયતને કસ્બા પુસ્તકાલયોને મદદ આપવાનું બંધ કર્યાંથી કસ્બા પુસ્તકાલયોની પ્રવૃત્તિ મંદ બનવા પામી છે, તેથી તે મદદ પાછી ચાલુ કરવા નવસારી પ્રાંત પંચાયતના સભાસદોને આગ્રહપૂર્વક ભલામણનો;

**ઠરાવ ૯**—શ્રી ગણદેવી સુધરાઇ પોતાના કસ્બાની કેળવણીને ઉત્તેજન આપી જ્ઞાન-દીપક હંમેશ ઝળકતો રહે એ હેતુથી ગણદેવી લાયબ્રેરીને રૂા. ૩૦૦, મદદ આપે છે તે બદલ ગણદેવી સુધરાઇને અભિનંદન આપી તેવી જ રીતે બીલીમોરા સા. પુસ્તકાલયને બીલીમોરા સુધરાઇ તરફથી રૂા. ૩૦૦, ની મદદ આપવા એ સુધરાઇને વિનંતિનો;

**ઠરાવ ૧૦**—ગામડાની શાળાના શિક્ષકો પ્રવૃત્તિમાં રસ લઇ ગામડાના લોકોને જ્ઞાનનું પાન કરાવી આ પ્રવૃત્તિમાં રસ લેતા કરે છે તે બદલ તેમનો આભાર માની આ સેવા ચાલુ રાખવાને લગતો;

**ઠરાવ ૧૧**—તાલુકાનાં **જૂથમંડળો**ની વાર્ષિક સભાઓ ભરાવવી, તેમના તરફથી વાર્ષિક, ત્રિમાસિક નિવેદનો નિયમિત ભરાવવા **તેમ જ** પુસ્તકાલયો વ્યવસ્થિત રહે તેવા પ્રયત્નો કરવા રા. મણિભાઇ દેસાઇ "ગણદેવી કસ્બા લાયબ્રેરીના લાયબ્રેરીઅન" માનદ પ્રચારક તરીકે જે સેવા બજાવી રહ્યા છે તેમનો આભાર માનવાનો તેમ જ રા. ગુલાબભાઇ ભીખાભાઇ મહેતા, અજરાઇવાલા પણ માનદ પ્રચારક તરીકે સેવા બજાવે છે તેમનો આભાર માનવાનો; તથા ૧૨ મો ઠરાવ મહાલ શાળાધિકારી સા. નો આભાર માનવાને લગતો હતો.

**ઠરાવ ૧૩**—પુસ્તકાલયોએ પોતેજ પોતાનાં સહકારથી ઊભું કરેલું પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. પુસ્તકાલયોની સેવા અર્થેજ સ્થપાયું છે, જેથી આ પરિષદ પુસ્તકાલયના મંત્રીઓને વિનંતિ કરે છે કે બીજે સ્થળેથી પુસ્તકાલયને લગતું જોઇતું સાહિત્ય ન ખરીદતાં **પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરામાંથીજ ખરીદવું.**

છેલ્લે કેટલાક આભારદર્શક ઠરાવો થયા હતા.

બાદ પ્રમુખ સાહેબે ઉપસંહારમાં આવી પરિષદો વર્ષમાં નિદાન એક વાર પણ ભરવાની અગત્ય અને થતા લાભો સમજાવી શિક્ષકોનો ઉત્સાહ જોઇ પોતાની ખુશાલી જાહેર કરી તાલુકાની પ્રવૃત્તિ માટે સંતોષ જાહેર કરી પોતાની બની શકતી મદદ આપવાનું જણાવ્યું હતું.

છેવટે ફૂલહારનો સત્કાર થયા બાદ ગજગીત પછી પરિષદ સમાપ્ત થઈ હતી.

# ભાદરણ મહાલ દ્વિતીય પુ. પરિષદ

**ભાદરણ** મહાલ પુ. પરિષદનું બીજું અધિવેશન તાલુકાના રૂદેલ ગામે તા. ૨-૨-૪૧ને રવિવારના રોજ બપોરે બે વાગ્યા પછી ગૂજરાત વિદ્યાપીઠના મહામાત્ર શ્રી. મગનભાઇ પ્ર. દેસાઇના પ્રમુખપદે મળ્યું હતું. સભાસ્થાન માટે ખાસ મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. આ પરિષદમાં મહાલ પુસ્તકાલયોના પ્રતિનિધિઓ ઉપરાંત ગ્રામજનો અને પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલ, વ. રા. પુ. મંડળના સહમંત્રી શ્રી. નાજુકલાલ ચોકસી, તેમજ બોચાસણના વલ્લભ વિદ્યાલયના સંચાલક શ્રી. શિવાભાઇ ગો. પટેલ હાજર હતા.

પરિષદના કામકાજની શરૂઆત કરતાં સ્વાગતપ્રમુખ ભાદરણ મહાલ શાળાધિકારી શ્રી. રણછોડભાઇ પટેલે સ્વાગત ભાષણમાં તાલુકાને લગતી માહિતી આપવા ઉપરાંત તાલુકાની પુસ્તકાલયપ્રવૃત્તિને લગતી વ્યવહારૂ માહિતી રજૂ કરી હતી. બાદ પ્રમુખશ્રીની વરણી થતાં પ્રમુખશ્રીએ તેમનું લેખી ભાષણ વાંચ્યું હતું, જે આ અંકમાં અન્યત્ર છપાયું છે.

બાદ આવેલા નિબંધ વાંચવામાં આવ્યા હતા. નિબંધવાચન પૂરૂં થતાં ઠરાવોનું કામ હાથ પર લેવામાં આવ્યું હતું. પસાર થયેલા ઠરાવો નીચે પ્રમાણે હતા:

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—શ્રીમંત મહારાજા સાહેબને જી. સી. આઇ. નો માનવંત ખિતાબ મળ્યા માટે અભિનંદનનો;

**ઠરાવ ૨**—પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક મે. રા. રા. ઉમેદભાઇ પટેલની કદર કરી તેમને આ હોદ્દા ઉપર શ્રી. સરકારે કાયમ કર્યા તે બદલ તેઓને અભિનંદન આપતો;

**ઠરાવ ૩**—પુસ્તકાલયનો ત્રિમાસિક રિપોર્ટ દરેક પુસ્તકાલયના મંત્રીએ દર ત્રણ માસે પોતાના ન્યૂષ મંડળ તરફ મોકલવા ઠરેલું છતાં નિયમિત રીતે મંત્રીઓ તરફથી રિપોર્ટ મોકલાતા નથી. તો સદર રિપોર્ટો નિયમિત રીતે ન્યૂષમંડળ તરફ મોકલવા મંત્રીને વિનંતિનો;

**ઠરાવ ૪**—" સંદેશ " તથા " ગુજરાત સમાચાર "પેપર એજન્ટ પાસેથી તાજું મળે તો તેવી રીતે પાવતી લઇ લેવાની પરવાનગી આપવા ખાતાને વિનંતિનો;

**ઠરાવ ૭**—જે ગામે સુવાચન અને શિષ્ટવાચનનો પ્રચાર થાય તોજ પુસ્તકાલયનો હેતુ બર આવે. આ માટે દરેક ગામે શિષ્ટવાચન માટેની રાજ્યની અને તાલુકાની પરીક્ષાઓનો પૂરતો લાભ લેવડાવવા દરેક મંત્રીને આગ્રહપૂર્વક વિનંતિનો;

**ઠરાવ ૮**—ગ્ર. મં. ઠરાવે તો કાયમફંડની રકમોમાંથી જમીન વેચાણ અથવા ગીરો રાખવામાં આવે તો ઉત્પન્ન વધારે મળે તો આવી મંજૂરી માગનારાને મળવા વિનંતિનો;

**ઠરાવ ૯**—વડોદરા રાજ્યનાં મહાલ પુસ્તકાલયોને વેગવાન બનાવવા માટે રાજ્યનાં દરેક ગ્રામ પુસ્તકાલયોનાં બજેટ તથા પત્રવ્યવહાર મહાલ પુસ્તકાલય મારફતે ખાતા તરફ મોકલવાનો વહીવટ રાખવાને લગતો;

**ઠરાવ ૧૦**—શિષ્ટવાચનની પરીક્ષા ઉપરાંત શિષ્ટ પુસ્તકો સ્વયંસેવકની યોજના દ્વારા ઘેર ઘેર વંચાવવાને વિજ્ઞપ્તિનો;

**ઠરાવ ૧૧**—ખાતાએ બજેટમાં સહકારી યોજનાનો અમલ કરવા જે પ્રયત્ન આદર્યો છે તેને આવકારી કાર્યકર્તાઓને તેનો અમલ કરવા આગ્રહપૂર્વક ભલામણનો;

**ઠરાવ ૧૨**—મદદનીશ વ્યવસ્થાપક મે. ઉમેદભાઇ સાહેબે રાજ્યનાં તમામ પુસ્તકાલયોની કાયમફંડની વિગત પ્રસિદ્ધ કરી છે તે બદલ તેઓશ્રીને અભિનંદન આપી જે પુસ્તકાલયોએ દુરસ્તી ન કરાવી હોય તેમને દુરસ્તી કરાવી લેવા વિનંતિનો;

**ઠરાવ ૧૩-૧૪**—અનુક્રમે ગામ લોકો તેમજ પ્રમુખશ્રીના આભારદર્શક પસાર થયા હતા.

આ ઠરાવો પર જે તે ઠરાવની મહત્તા અને ઉપયોગિતા તેમજ સારાસરપણા પર જુદા જુદા વક્તાઓએ વિવેચનો કર્યાં હતાં. અંતે સર્વાનુમતે પસાર થયા હતા.

ઠરાવોનું કામ પૂરું થઇ ગયા બાદ પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ જેવી બીજી પુસ્તક વેચનાર કંપની ઊભી થયા બાબત જણાવ્યું હતું કે, એ સંસ્થાના સંચાલક મંડળના જ એક જુના ભાઈ છે. દર્ફે ટકા કમિશન વધારે આપવાની જે જાહેરાત કરી છે એવી લાલચમાં કોઇ ભાઇએ ફસાવું ન જોઇએ. વેચાણમાં ધરાકોને તેઓ કમિશન આપે છે. પરંતુ કંપનીની કમાણી વ્યક્તિઓને મળશે, જ્યારે પુસ્તકાલય મંડળની કમાણીમાં પુસ્તકાલયોને હિસ્સો મળવાનો છે. આ સંસ્થામાં ખર્ચની કરકસર તથા વહીવટ અંગે જે ફરીઆદો હોય તે પણ આપણે જ ભેગા થઇ દૂર કરવાની છે અને તેવી મુશ્કેલીઓને આપણે પહોંચી વળી શકીશું. માટે તમારી સાચી તકરારો જરૂર અમને જણાવજો. ગ્રામપુસ્તકાલયનો એક પણ ઑર્ડર જો કોઇ ખાનગી વેચનારને મળે તો સ્વ. મોતીભાઈ અમીન સાહેબની યોજના પર ઘા કરવા સમાન એ નીવડશે. એટલે આવી કોઇ બીજી સંસ્થામાં દોડી જઇ વ્યક્તિને લાભ આપી સંસ્થાને નુકસાન કરવું ન જોઇએ.

બાદ રાજગીત ગવાઈ પરિષદ વિસર્જન થઈ હતી.

---

## વરણામામાં હરિજન જ્ઞાનમંદિરની ખાતક્રિયા

**વરણામામાં** શ્રી સેવા સમાજ તરફથી **પુસ્તકાલયપર્વણી**-"વસંતપંચમી" તા. ૧-૨-૪૧ ના શુભ દિને "હરિજન જ્ઞાન મંદિર"ની ખાતક્રિયા જાણીતા અગ્રણી રાજરત્ન શ્રી. તુલસીભાઇ બકોરભાઇ અમીનના પ્રમુખપણા નીચે એઓશ્રીના શુભ હસ્તે થઇ હતી; તેમજ "બાલમંદિર"નું ઉદ્‌ઘાટન જાણીતા કાર્યકર્તા અને પ્રાંત પંચાયતના અધ્યક્ષ શ્રી. મગનભાઈ શંકરભાઇ પટેલના પ્રમુખપદે જાણીતાં બાળકેળવણીકાર અને "શિક્ષણ પત્રિકા"નાં તંત્રી શ્રી. તારાબ્હેન મોડકના શુભ હસ્તે થઇ હતી.

બન્ને પ્રસંગોએ પ્રમુખશ્રી તથા શ્રી. તારાબ્હેન મોડક ઉપરાંત કાર્યકર્તાઓ શ્રી. છોટાભાઇ સુતરીઆ, શ્રી. ચુનીલાલ શાહ, શ્રી. કમલાશંકર પંડિત વગેરેએ જ્ઞાનમંદિર દ્વારા હરિજનોમાં જ્ઞાનપ્રચાર કરવા અને આભડછેટ છોડવાની જરૂર પર તેમજ બાલમંદિર દ્વારા સમાજના પાયાનું ઉત્તમ ઘડતર કરવા વિવેચનો કર્યાં હતાં.

મંત્રી શ્રી. ચીમનભાઇ હ. અમીને વિવેચન કરી સ્વ. શ્રી. મોતીભાઇ અમીનની પુણ્ય તિથિએ અને પુસ્તકાલયદિનના શુભ દિવસે એઓશ્રીની ભાવનાનુસાર હરિજન જ્ઞાન મંદિરની ખાતક્રિયા તથા બાલ મંદિરનું ઉદ્‌ઘાટન થયા બદલ આનંદ દર્શાવી પ્રમુખશ્રી અને વક્તાઓનો આભાર માન્યો હતો.

# મેથી તા. કરજણના શ્રી. ઇંદુમતી સા. પુસ્તકાલયની ઉદ્‌ઘાટનક્રિયા

કરજણ તાલુકામાં મેથી નામનું આશરે ૮૦૦ માણસોની વસ્તીનું એક ગામ છે. આ ગામ નાનું છે; છતાં ત્યાં અનેક પ્રકારની સંસ્થાઓ અસ્તિત્વ ધરાવે છે. અને તે પ્રજાની તમામ પ્રકારની જરૂરીઆતો પૂરી પાડે છે–જેમકે, સ્વતંત્ર મકાન સાથે સરકારી ગુજરાતી શાળા, સ્વતંત્ર મકાન સાથે સા. પુસ્તકાલય, સ્કાઉટ, સ્વતંત્ર મકાન સાથે દવાખાનું, વૉટર વર્ક્સ, ટાવર સાથે પરબડી, આગ હોલવવાનો બંબો, શાળા અંગે બાંકડા સાથે સુંદર બાગ.

આ ગામે સા. પુસ્તકાલયના બંધાયલા મકાનની ઉદ્‌ઘાટનક્રિયા તા. ૨૯–૧–૪૦ના રોજ બપોરના ૧૨ વાગે વડોદરાના શેઠ ઝવેર લક્ષ્મીચંદવાળા શેઠ શ્રી. ત્રીકમલાલ ગિરધરલાલ હસ્તક કરવામાં આવી હતી. આ પ્રસંગે બહારથી પધારેલા મહેમાનોમાં શેઠશ્રી. ઈશ્વરલાલની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી.

શરૂઆતમાં સ્વાગતગીત તથા ઈશ્વરપ્રાર્થના થયા બાદ શ્રી. બાપુલાલ શેઠ તરફથી પ્રમુખપદની દરખાસ્ત મુકાતાં અને તેને શ્રી. શાન્તિલાલ શેઠે અનુમોદન આપતાં શેઠ શ્રી. ત્રિકમલાલે પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. તે પછી ગરબો ગવાઈ પુસ્તકાલયના મંત્રી શ્રી. રતિલાલે પોતાનુ નિવેદન રજુ કર્યું હતું. ત્યારબાદ સંવાદ ભજવાઇ, મકાન બાંધવામાં દાન આપનાર શેઠ શ્રી. ભાઇલાલ ગોવિંદભાઇએ પ્રમુખશ્રીને મકાન ખુલ્લું મૂકવાની વિનંતિ કરતાં, પ્રમુખશ્રીએ મકાન ખુલ્લું મૂકી પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું, જેમાં તેઓએ પુસ્તકાલયોની અગત્ય દર્શાવી જણાવ્યું હતું કે, દેશની પ્રગતિમાં ઉત્તમ સાધન તરીકે પુસ્તકાલય અથવા વાંચનાલય પુરવાર થયેલ છે. જ્ઞાનપ્રચાર ઉપરાંત તેનાથી આપણે એકબીજાના સંસર્ગમાં પણ આવી શકીએ છીએ અને એકબીજાના વિચારોની આપ લે કરવાની પણ સુગમતા આવાં પુસ્તકાલયોમાં મળી શકે છે. દરેક વ્યક્તિ પોતાના નવરાશના વખતે પોતાનો વાચનનો શોખ પૂરો કરે, જૂના જડ થયેલા વહેમો અનેક પુસ્તકો દ્વારા દૂર કરે, બીજા દેશોની રીતભાત વગેરેનું અનેક જાતનું જ્ઞાન મેળવી શકે, એ પુસ્તકાલયનો મુખ્ય હેતુ છે. વિશેષમાં આવા પુસ્તકોના ભંડારમાં જ જુદી જુદી શૈલીના જુદા જુદા વિષયો ઉપર વાર્તાના, નિબંધના, ધાર્મિક અને સાંસારિક વિષયનાં પુસ્તકો રાખી શકાય અને તેનો લાભ હરકોઇ વ્યક્તિ સહેલાઇથી લઈ શકે.

આગળ ચાલતાં શ્રીમંત સરકારની વિશાળ પુસ્તકાલયપ્રવૃત્તિ વિષે જણાવી, વડોદરા રાજ્યની અંદર જ્ઞાનનો પ્રકાશ ફેલાવે છે. અને તેને માટે શ્રીમંત સરકારનો આભાર માનવાની ફરજ સમજાવી હતી. બાદ આગળ ચાલતાં તેમણે વડોદરા રાજ્યના લાયબ્રેરીના ક્યુરેટર ઉમેદભાઇની વખતોવખતની સલાહનો ઉપયોગ કરી પુસ્તકાલયને વધુ સંગીન પાયા ઉપર લાવવાનો પ્રયાસ કરવા વિષે જણાવ્યું હતું.

પ્રમુખશ્રીનું ભાષણ પૂરું થઇ રહ્યા બાદ, ગામના શ્રી. મીઠાભાઇ, શ્રી. હાથીભાઇ તથા બહારના પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી ઉમેદભાઇ સા. મહાલ શાળાધિકારી શ્રી. શાંતિલાલ, ડૉક્ટર શ્રી. જાની, રાજ્ય પુ૦ પ્રચારક શ્રી. વલ્લભભાઇ વગેરેએ પુસ્તકાલયને લગતાં વિવેચન કરી, પુસ્તકાલયનો ખૂબ ઉપયોગ કરવા સમજાવ્યું હતું. આ પછી શ્રી ભાઈલાલભાઇ તરફથી સૌનો આભાર મનાતાં ફૂલહાર-રાજગીત વગેરે થઇ મેળાવડો વિસર્જન થયો હતો.

# ગ્રામ પુસ્તકાલયો અંગેના વિવિધ અનુભવો

[ પુસ્તકાલયોની તપાસણી અંગે મારે ગામડે ફરવાનું થાય છે. મને મળતા ગ્રામ અનુભવો કાર્યકરો સમક્ષ મૂકવાની ઇચ્છાથી મેં આ ટૂંકી નોંધ મૂકી છે. —ઉમેદભાઇ પટેલ ]

**કોટાલીઃ**—ગામડાની વસ્તી લગભગ ૩૫૦ માણસની છે. શાળાનો વર્ગ છે. લોકોમાં આઠ ઘર પાટીદાર અને દશ પંદર ઘર ભાલીઆ બાકીના તલાવીઆ લોકો છે. પુસ્તકાલય ઉઘાડવાની જરૂરીઆત વિષે કેટલાક ભાઇઓ સાથે વાતચીત કરતાં વૃદ્ધોએ તો તેની બિલકુલ જરૂર જ નથી, એમ જણાવ્યું. પરંતુ એક યુવાન ભાઇએ રાત્રે પોતે બીજાઓ સમક્ષ એક કાવ્ય વાંચી બતાવ્યું હતું તેનો લાભ લેવા ભાઇઓને તે વાત રજૂ કરતાં તેઓએ વાચનથી થતા મનના આરામ વિષે પોતાની ખાતરી અનુભવી છે તેમ જણાવ્યું. પરંતુ રૂપિયા પચાસ જેટલી લોકમદદ ઊભી કરવાની અશક્તિ જણાવી છે. વાચનાલય છે, પણ તેનો યોગ્ય ઉપયોગ થતો નથી. જુવાનોમાં એ ભાવના જાગૃત નથી કે પોતે મોટેથી સમાચાર અગર બીજું શિષ્ટવાચન વડીલો આગળ વાંચે તેવી વાચનપ્રીતિ જાગૃત થઇ નથી. સમયનો અભાવ આ ગામડામાં નથી. પ્રેરણાની જરૂર છે. ભીલમાંના એક જુવાન છોકરાની મુલાકાતમાં મને જણાયું કે, પોતે બે ચોપડી સુધી ભણેલો ને હવે નિરક્ષર થઈ ગયો છે. તેને વાંચવાનો મહાવરો ન હતો. કોઈ તેને તેવી સામગ્રી પહોંચાડતું નથી. ગામે શિક્ષક રહેતા નથી એટલે શાળાના વર્ગનું વાતાવરણ શાળા સિવાયના ગામ જેવું જ છે.

**મંડાળા**—આ ગામે પરિષદ હોવાથી ગયો હતો. ગામની વસ્તી લગભગ ૧૭૦૦ માણસની હશે. પુસ્તકાલયનું સ્વતંત્ર મકાન છે લોકોએ પરિષદ માટે ઠીક મહેનત કરેલી; પણ પુસ્તકાલયમાં તો જીવ જણાયો નહિ. ગામના આગેવાનોને જણાવ્યું કે પુસ્તકાલય તો તેની સુવાસ દરેક રીતે ફેલાવી પોતાનું બેસાવાનું સુંદર ધામ બનાવે. પણ જોઇએ છે સેવાભાવી યુવકો. યુવાનોને મળ્યો, તેઓ આ કામ કરવા તૈયાર છે. ત્યારે કોણ તેમને રોકે છે? ગ્રંથપાલના કામનું ભારણ જડ છે એમ જણાવે છે. જુવાનોને પુસ્તકાલય સંભાળવા સલાહ આપી છે. ગ્રંથપાલ અને મંત્રીને પણ આ બાબત વિચાર કરી પુસ્તકાલય સુધારવા સમજાવ્યું છે. પુસ્તકાલયનો લાભ પછાત કોમના ભાઇઓ ભીલ, ઢેડ, ભંગી વગેરે વધારે પ્રમાણમાં લે એ જોવાની જરૂર છે. નિરર્થક પુસ્તકો કમી કરવા વ્યવસ્થાપક મંડળ કામ કરતું જ નથી એ તો ખોટું જ કહેવાયને! આ પુસ્તકાલય સારું બને તે જોવા જુવાનોને પુસ્તકાલયના ગામ વ્યવસ્થાપકો મદદ કરશે?

**નડાઃ**—ગામના આ કાર્યમાં શિક્ષકો રસ લે તેમ છે. પણ ગ્રામનાયકો અને તેમની વચ્ચે થોડોક ભેદ રહ્યો છે. તે રૂબરૂમાં મુલાકાત કરી દૂર કરાવવા કોશિષ કરી છે. જુવાન છોકરાઓ પૈકી કોઇ નબળા છોકરાએ પુસ્તકાલયનાં તાળાં તોડયાં હતાં. આ માટે એ નિશાળે જતાં જુવાન છોકરાને મળ્યા. તેમને પુસ્તકાલયમાં બેસી રમતો, સંવાદ, શિષ્ટ વાચન કરી તેને દીપાવવા બોધ કર્યો. શનિ અને રવિવારે કિશોર ઉંમરના જુવાન વિદ્યાર્થીઓને આ કાર્યમાં ગામના શિક્ષકો રસ પેદા કરાવશે તો પુસ્તકાલય સારું બને એવા સંજોગો છે. અહીંઆં વિદ્યાર્થીઓની સાંકળ જોડવામાં શિક્ષકો સારો ફાળો આપી શકે તેમ છે.

**અકોટાઃ**—આ ગામ લગભગ ૫૦૦ માણસની વસ્તીનું હશે બારૈયા ને મુસલમાનની મુખ્ય વસ્તી છે. બન્ને કોમો ઘણા સુંદર સહકારથી રહે છે. વાચનાલયથી તેમનું કાર્ય ચાલતું હતું તે વધુ સારું બને અને નાનાં બાળકો તેમજ મોટી ઉંમરનાં બધાંને સારું ગુજરાતી વાચન મળે તે માટે મદદ ઊભી કરવા ઘેર ઘેર વિદ્યાર્થીઓ દાન માટે ફર્યા. એક રમુજી પ્રસંગ તો એવો છે કે એક વૃદ્ધ બાઇએ પોતાના ધણીએ આઠ આના આપ-

વાના કહ્યા છતાં એક રૂપિયાની મદદ તેણીએ આપી. તેમને માત્ર એટલું જ અમે જણાવ્યું હતું કે અમે વિદ્યાર્થીઓ નામે નવીન પુસ્તકાલય ઊઘાડવા માટે દરેક ઘરથી કંઇ ને કંઇ મદદ મેળવવા નીકળ્યા છીએ. સૌ કોઈ પોતાની યથાશક્તિ મદદ આપે. ચોપડીઓ સૌ ભાઈઓને મફત વાંચવા મળશે. ગામમાં કેળવણીનું પ્રમાણ ઠીક છે. પુસ્તકાલયની જરૂર પ્રજાએ સ્વીકારી છે તે તો તમામ કોમોએ સુખેથી મદદ કર્યા ઉપરથી જણાઇ આવ્યું હતું. મને લાગે છે કે આ ગામે પુસ્તકાલય વધારે લોકપ્રિય થશે કારણ, ગરીબ તેમ તવંગર સૌએ યથાશક્તિ ફાળો આપ્યો છે.

**તાંદળજાઃ**—આ ગામ પણ હિંદુ મુસલમાનની મિશ્ર વસ્તીવાળું છે. ઘણા સુંદર સહકારથી તેમનું કામ ચાલે છે. ગરીબ પ્રજા વધુ છે. વાઘરી, બારીઆ અને મુસલમાન કોમો ઘણી વખત ભણીને ભૂલી ગયેલા અહીં જોવામાં આવ્યા. તેમને રૂબરૂમાં મળતાં પાછળના જીવનમાં તેનો બીલકુલ ઉપયોગ નહિ થયાનું તેમના કહેવાથી માલુમ પડ્યું. તેમને વાર્તાઓ તથા સારી બીનાઓ બનતી જાણવાનું મન થાય છે. લોકોની સ્થિતિ ઘણી નરમ છે. સાધનવાળા કેટલાક ભાઇઓને પોતાને ત્યાં કોઇ ભણનાર નથી માટે મદદ નથી આપવી એમ પણ સાંભળવાનું મળ્યું. તેમને સમજાવવા છતાં તેઓએ પોતાની ઈચ્છા બદલી નહિ છેવટે તેઓ એમ પણ બોલ્યા કે પાવતી લઇ પૈસા લોકો ખાઇ જાય છે સમાજસેવકોએ આવા જવાબ પર બહુજ વિચાર કરવાનો છે. ગરીબોની મહામહેનતે મળતો મદદનો ફાળો સામાન્ય લોકોને જરૂરી ઉપયોગી થઇ પડે તેવું જો કંઇ અપાય નહિ તો તેમને કેટલું માઠું લાગે !

**દેવસરઃ**—આ ગામ બધાજ કોળી લોકોનું છે. તાડીથી લોકો સાંજે ચકચુર રહે છે. પછાત વસ્તી છે. ગામે પુસ્તકાલય ઉઘાડવા માટે ઉપદેશ કરવા અમે એક કોળીને ત્યાં ગયા. પુરુષ મજુરીએ મિલમાં ગયો હતો તેની મા ઘેર હતી. તેને અમે સુખદુઃખની વાતો પૂછી તેની સાથે વાતચીત કરીઃ વાંચવાની સારી સારી ચોપડીઓ તમારા છોકરાને મફત મળે એવી યોજનામાં તમે કંઈ મદદ આપશો ? તો તેમને આનંદપૂર્વક જવાબ આપ્યો કે બે ચાર આના હું પણ દર વર્ષે આપું. આમાં આંતરિક અવાજ હતો. આવી રીતે લોકોને મળી તેમનાં સુખદુઃખ ,સેન્ટિમેન્ટ્સ જાણી વાસ્તવિક હકીકત રજૂ કરી દાન મેળવવા પ્રયાસ કરવામાં આવે તો જરૂર થોડે ઘણે અંશે ફળીભૂત થવાય છે.

**કેશલીઃ**—આ ગામ પણ કોળી લોકોની વસ્તીનું છે. જુવાનોમાં જોમ છે. સારે રસ્તે કામ કરવા દેવાય તેવા છે. પુસ્તકાલયની મદદ તેમણે ઊભી કરી દીધી. વાચનાલયનો ઉપયોગ ઘણો સારો થાય છે.

**નાંદરખાઃ**—ગામમાં કોળી અને મુસલમાન લોકોની વસ્તીમાં સારો સહકાર છે. રૂબરૂમાં લોકોને ભેગા કરતાં લગભગ દશેક રૂપિયા ભેગા થયા. ગામની સ્વચ્છતા સારી છે. લોકોએ સહકારી મંડળીમાંથી મદદ માગવાનું નક્કી કર્યું છે. ફરતા પુસ્તકાલયનો અને વાચનાલયનો ઉપયોગ ઠીક થયો છે

ઉપરના મારા અનુભવોએ મને જણાયું છે કે ગામડાંમાં ભણેલા ભાઇ જે પુસ્તકાલયોનો ઉપયોગ લઇ શકતા નથી તેનાં મુખ્ય કારણો નીચે મુજબ છેઃ

( ૧ ) મુવાન કાર્યકરોનો અભાવ
( ૨ ) પુસ્તકો આપ-લે કરનાર ગ્રંથપાલનો રૈયત સાથેનો ઓછો સંપર્ક
( ૩ ) વાંચવા જેવાં પુસ્તકોનો અભાવ

ઉપરની બાબતમાં સમાજસેવકો પુસ્તકાલયોને સક્રિય મદદ કરશે એવી આશા છે.

ઉ. મો. પટેલ

## પુસ્તક પરિચય

**૧. જાગતા રે'જો-પૂર્વાર્ધ**—લેખકઃ સોપાન, પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, પાનકોર નાકા, અમદાવાદ; ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી કદ; સચિત્ર આચ્છાદનવાળું સચિત્ર પાકું પૂઠું; પૃષ્ઠ ૩૦૪; મૂલ્ય રૂ. ૧-૧૨-૦.

ભારતી સાહિત્ય સંઘ તરફથી પ્રસિદ્ધ થતી 'અંજલિ' ગ્રંથમાળાનું આ પાંચમા વર્ષનું ૨ જું પુસ્તક છે. એમાં સત્યાગ્રહ સંબંધી પ્રજાની તમન્ના અને તે હિલચાલનું રસમય અને આકર્ષક વર્ણન છે. દેશસેવકોને પ્રજામાં કેવી ગરીબાઈ, નમાલાપણું, કાયરતા, અભણતા, ડરપોકપણું જણાયાં તથા તેમને સ્વરાજ્યને માટેની મહાસભાની પ્રવૃત્તિનું રહસ્ય સમજાવતાં શું શું અનુભવો થયા તેમજ પ્રજાની સહાનુભૂતિ ઉપરાંત તેમાંથી કાર્યકરો તન મન અને ધન અર્પે એવા તૈયાર કરતાં અને ચૂંટી કાઢતાં કેટલી મહેનત પડી અને કેટલો સમય લાગ્યો તેમજ કેવા નેતાઓ પસંદ કરવા પડયા, કોઈ દુર્ગુણો ઘર કરી ના બેસે તથા તેમજ પ્રજાની અધીરાઇ અને તમન્નાનો દુરૂપયોગ કરી નાણાં નેતાઓ પચાવી ન પડે અને પ્રજાની બધી જવાબદારી માથે વ્હોરી લે એ બધું કરતાં કેટલો શ્રમ, આત્મભોગ, નીડરતા દાખવવાં પડયાં તેમજ ભૂખ તરસ વેઠી, સાદું તપસ્વી જીવન જીવી જાતમહેનત કેટલી કરવી પડી વગેરે આ નવલકથામાં બહુ સરસ રીતે સમજાવ્યું છે. આત્મમંથન તેમજ આધ્યાત્મિક મનન ને ઉન્નતિ વિના આ કાર્યમાં કેવી રીતે પતન થાય છે વગેરે ચંદ્રમોહન, સુભદ્રાબહેન, મનુભાઇ અને ગોપાળભાઈનાં પાત્રોદ્વારા દેખાડી આપ્યું છે. આમાં લેખકનું પોતાનું હાર્દજ વાચકો સમક્ષ મુકાય છે. પૈસાદારનો પુત્ર છતાં દેશબંધુનાં દારિદ્રય, અભણતા તેમજ અમલદારી દોરના ડરનું આત્મબલિદાન અને બ્રહ્મચર્યના નિશ્ચયથી ચંદ્રમોહન કેવું સુંદર કાર્ય કરી શકે છે તેમજ પ્રજાનું કેવું મમત્વ મેળવી શકે છે અને ઉત્સાહી તથા આઝાદી ઇચ્છનારાં બળો કેવી રીતે પોતાની મદદમાં મેળવી શકે છે એ પણ બહુ સારી રીતે આમાં વર્ણવ્યું છે.

પુસ્તકનું પાત્રાલેખન, ભાષા, છપાઇ, કાગળ, રૂપરંગ, બધું સુંદર છે. ગુજરાતના ચાલુ વાતાવરણમાં આ પુસ્તક ખૂબ જ વંચાશે. દેશસેવક થવા ઇચ્છનારને, શું શું તપાસવાનું છે તેમજ કેવી રીતે યુક્તિપૂર્વક કાર્ય કરવાનું છે વગેરે ઘણું જાણવાનું મળશે.

**૨ જાગતા રે'જો-ઉત્તરાર્ધ**—લેખક પ્રકાશક, વર્ષ, પૂઠું, કદ વગેરે ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૨૪૮, મૂલ્ય રૂ. ૧-૮-૦.

ભારતી પ્રકાશનનું ૭૦ મું પુસ્તક પાંચમા વર્ષના ૩ જા પુસ્તક તરીકે પ્રસિદ્ધ થાય છે. આમાં મૂળ વાર્તાનો પ્રવાહ આગળ વધે છે. કેવાં વિઘ્નો કેવા સમયે ઉપસ્થિત થાય છે તે સૂર્યકાન્ત અને લક્ષ્મીચંદ શેઠનાં પાત્રો દ્વારા અહીં પ્રદર્શિત કર્યું છે. અનુભવ અને આધ્યાત્મિક બળહીન ઉચ્ચ શિખરેથી કેવી રીતે ઉથલી પડે છે અને પછી પશ્ચાત્તાપ કરી કેટલું કષ્ટ સહન કરે છે અને ગોપાળભાઇ, સુભદ્રાબહેન વગેરેનાં આત્મબળ અને શ્રદ્ધા તથા

મદદથી પોતાને રસ્તે ચઢી જાય છે અને પ્રવિણા આખરે વિજય મેળવે છે અને ચંદ્રમોહન તથા પ્રવિણા, સુભદ્રાબ્હેન, વિશાખા અને મનુભાઇના આશીર્વાદ મેળવી પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવા દૂર નીકળી જાય છે અને એ રીતે સુખદ અંતમાં નવલકથા પરિણમે છે પાત્રાલેખન સુંદર છે. છપાઇ, કાગળ, રૂપરંગ, બાંધણી વગેરે સુંદર છે. પૂર્વાર્ધ બાદ ઉત્તરાર્ધ વિના વાર્તા અધુરી જ ગણાય અને એક વાંચ્યા પછી ર જો ભાગ વાંચ્યા વિના ન જ ચાલે.

૩. **પલ્લવ**—કર્તાઃ દુર્ગેશ શુકલ; પ્રકાશકઃ જયન્તિ દલાલ, 'ગતિ અને રેખા' કાર્યાલય, પિપલ્સ બેંક બિલ્ડિંગ, કારંજ, અમદાવાદ. ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૭૮; રંગીન ચિત્રવાળું કાચું પૂઠું; મૂલ્ય રૂ. ૦-૧૨-૦.

'ગતિ ' ગ્રંથમાળાના ર જા વર્ષનું બીજું પુસ્તક ભાઇ દુર્ગેશ શુકલકૃત વાર્તાસંગ્રહ 'પલ્લવ.' નામથી પ્રસિદ્ધ થાય છે. એમાં એકંદર ૧૧ વાર્તાઓ દ્વારા જીવનની અટપટી સમસ્યાઓ વાચક સમક્ષ મૂકયાં છે. પાત્રો નીચલા થરનાં મોટે ભાગે છે. સ્ટેશનો ઉપર, ચાલીઓમાં, ગરીબ લત્તાઓમાં, હોટેલોમાં વગેરે સ્થળે શું ચાલી રહ્યું છે અને ગરીબ ભાઇબહેનો તરફ પૈસે સુખી વર્ગ કેવું હીણું વર્તન રાખે છે તેમજ તેમની જોડે કેટલી નિર્દયતાથી અને સ્વાર્થબુદ્ધિથી વર્તે છે તે આમાં વર્ણવ્યું છે. ભીખ માગી પેટ ભરનારાંમાં પણ પ્રેમ અને સહૃદયતા કેટલાં બધાં હોય છે તે 'પેલા ભવનાં વેરી,' 'સૌ સૌનો ધરમ,' 'ત્રીજી પેઢીએ' માં દૃષ્ટિગોચર થાય છે; 'ઓઘડ દાદાનો અનુભવ,' 'નીલિમાનું સ્વર્ગ,' 'રાજમાતાનું રૂદન ' વગેરે વાતો પણ બોધક છે અને જીવનના અવનવા પ્રસંગો જેવા કે રાજમહેલના કાવાદાવા, પ્રેમ અને સહૃદયતાની પરાકાષ્ટા, વગેરે વર્ણવે છે. વાર્તાઓ રસપ્રદ હોઇ વાંચવી ગમે એવી છે. જાતિસ્વભાવ જાય નહિ એ કહેવત પૂરવાર કરતી 'પુનરાગમન,' 'ખાખરાની ખીસકોલી 'માં આબેહુબ ચીતરી છે

. **પિયાસીઃ**—લેખકઃ શ્રી. ત્રિભુવનદાસ પુ. લુહાર ( સુન્દરમ્ ), પ્રકાશકઃ આર. આર. શેઠની કુંપની, મુંબાઇ નં. ૨; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૩૧૬; સૂચક ચિત્રવાળા આચ્છાદન સહિત પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨-૮-૦.

આમાં ભાઇ સુન્દરમની જુદે જુદે સમયે અને જુદાં જુદાં સામયિકોમાં પ્રસિદ્ધ થયેલી ઉપરાંત બે ચાર નવીન એવી કુલ ૧૪ વાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. જીવનની જુદી જુદી મુશ્કેલીઓ આમાં વર્ણવેલી હોઇને નીચલા તેમજ વચલા થરમાં જીવનની કેટલી હાડમારી છે તેમજ અભણ લોકોને શાહુકારો કેવી રીતે ઠગે છે, વહેમને લીધે પ્રતિષ્ઠા ખાતર રાજપૂતો કેવા ભયંકર બને છે; ઉલ્લાસ અને પ્રેમમાં ઉછરેલી કન્યા વિવાહને નામે કેટલી ત્રાસે છે; હરિજનોમાં પણ કેવો સંપ હોય છે વગેરે બાબતો આમાં બહુ અવલોકનપૂર્વક અને ઝીણવટથી વર્ણવી છે. કેટલીક વાતો ખાસ ઉપદેશાત્મક અને બોધક છે. જીવનની લીલી સૂકી આવાં પુસ્તકો દ્વારા જનતા સમક્ષ સચોટ રીતે મૂકી શકાય છે, એ પણ જોવા મજે છે. વાર્તાઓમાં વિવિધતા છે. વાંચવી ગમે એવી છે. **ના. ચં. દીવાનજી**

૫. **સ્વાતંત્ર્યવીર સાવરકર**—હિન્દીમાં મૂળલેખકઃ ચંદ્રગુપ્તજી વેદાલંકાર; અનુવાદક : સૂત્રધાર-હરિલાલ માવજી દૂધૈયા. (જામનગર) પ્રકાશકઃ હેમરાજ દયાળજી બુકસેલર્સ સાંકડીશેરી કબીરના મંદિર પાસે. અમદાવાદ. પૃષ્ઠ ૧૩૯, પૂઠું કાર્ડબોર્ડની પદીવાળું; કિં. ૦-૮-૦, આવૃત્તિ ૧ લી.

આ પુસ્તકનો હિંદીમાંથી અનુવાદ કરવામાં આવ્યો છે. આથી જીવનચરિત્રોના સાહિત્યમાં એક વધુ ઉમેરો થાય છે.

પુસ્તક હકીકતની દૃષ્ટિએ સારૂં છે, પણ મુદ્રણદોષો ને જોડણીદોષો ખૂબ રહી જવા પામ્યા છે. બીજી આવૃત્તિ વખતે એ તરફ ધ્યાન અપાય તો સારૂં. **વિનાયક દામોદર સાવરકર.** આ સાવરકરને કોણ નથી ઓળખતું ? એમણે બાલ્યાવસ્થાથી જ ક્રાન્તિનાં પાન પીધેલાં. વિદેશ ગયા, યુરોપમાં ઘૂમ્યા, લંડનમાં ગિરફતારી થઇ, સરકારે દરિયામાર્ગે ભારત તરફ વિદાય કર્યા, રસ્તામાં જ દરિયામાં પડતું નાખીને ફ્રાન્સને કિનારે ઊતર્યા, ત્યાંથી પુનઃ પકડાયા. આન્દામાનમાં વરસો ગાળવાં પડયાં, ત્યાંથી છૂટયા. રત્નાગિરિમાં નજરકેદમાં પડયા. અત્યારે હિન્દુ મહાસભાના સુકાનીનો ભાર વહેતા દેશની સેવા કરી રહ્યા છે.

૬. **જગતના સિતારા ભા. ૨**—લેખકઃ શ્રી. ફુલાભાઈ પટેલ અને નટુભાઇ રાવળ; પ્રકાશકઃ શ્રી. પાટણ વિદ્યાર્થી મંડળ; ડૉ. પંડયા અભ્યાસગૃહ–સાળવીવાડો, પાટણ; પૃ. ૧૫૮; પૂઠું પાતળા કાગળનું, કિં. ૦–૭–૦.

વર્ષો પછી ' જગતના સિતારા 'નો બીજો ભાગ બહાર પડે છે. મોડો મોડો પણ આવો સંગ્રહ બહાર પડયો તે ખુશી થવા જેવું છે જીવનનો સંગ્રહ એ તો જીવતી જાગતી જ્યોત છે. આવાં પુસ્તકો જ પુસ્તકાલયોની સાચી મૂડી છે.

આમાં કુલ ૨૦ ચરિત્રોનો સંગ્રહ છે. દેશી, વિદેશી, અર્વાચીન, પ્રાચીન સઘળા યુવાનોએ પરિચય મેળવી પ્રેરણા પામવા જેવા નરોનો આમાં સમાવેશ છે. પઢિયાર, દાદાભાઇ, કર્વે, ટાગોર, બોઝ, ગજ્જર, હેલનકેલર, ડૉ. મોન્ટેસોરી, લોર્ડ લિસ્ટર, લેનિન, શરદ્‌બાબુ, ગેરીબલ્ડી, લિંકન, ગિજુભાઇ, કલાપિ. નવલરામ, ભગવાનલાલ એ ઉપરાંત શ્રીકૃષ્ણચંદ્ર અને રામચંદ્રજી પણ આમાં છે.

ચરિત્રસંગ્રહની પસંદગી વ્યવહારૂ અને ઉપયોગી હકીકત પૂરી પાડે તેવી છે. વિદ્યાર્થીઓને આ પુસ્તકના વાચનમાંથી સારી પ્રેરણા મળશે.

૭. **કુર્રાની કિસ્સા**—લેખકઃ 'સિદ્દીક' પ્રકાશકઃ બઝમે ઇકબાલ–કડોર. પૃષ્ઠ ૮૨, પૂઠું. કાગળનું, કિં. ૦–૫–૦

' બઝમે ઇકબાલ ' ગ્રંથમાળાનું આ ચોથું પુસ્તક છે. આ પુસ્તકો ગુજરાતી જાણનાર ઇસ્લામી પ્રજા માટે કુર્રાને શરીફમાંના સુંદર કિસ્સાઓ વીણીને મૂકવામાં આવ્યા છે.

વાચકોને આ કિસ્સાઓ વાંચીને આનંદ સાથે જ્ઞાન મળશે. ' ઇકબાલ ' ગ્રંથમાળાએ ટૂંક વખતમાં સર્વદેશીય અને પોષક સાહિત્ય પીરસવા માંડયું છે, એ ખુશી થવા જેવું છે. શોખીનો આ ગ્રંથમાળાના ગ્રાહક થાય એ ઇચ્છવા જેવું છે.

૮. **બહાદુર હંસા**—લેખકઃ વિમળા સેતલવડ, સોલએજન્ટઃ એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૨, પૂઠું કાગળનું કિં. ૦–૩–૦

વાર્તાનું વસ્તુ નજીવું છે, છતાં બાળકોને વાંચવુ ગમે તેવું છે.

હંસાને રસ્તામાંથી ઊનનો દડો મળે છે. દડો એના ધણીને પાછો સોંપે છે. ચાર આના ઇનામમાં મળે છે. હંસા એ પૈસામાંથી રમકડું લેવાને બદલે ચોપડી લે છે. એ ચોપડી સાંભળવાં ઘણા વાઘ આવે છે. વાઘ ચોપડીની વાત સાંભળવા બેસે છે અને છોકરીને

ખાઈ જવાનું ભૂલી જાય છે. છેવટે હંસા વાઘોને માંહોમાંહે લડાવે છે. અંતે જીતેલા એક બહાદુર વાઘને એ પાણીમાં દોડાવી પોતે બચી જાય છે.

પુસ્તક સચિત્ર હોઈ ગેટઅપ બહુ જ સુંદર બન્યું છે. બાળકો માટે દરેક પુસ્તકાલયમાં વસાવવા જેવું છે.

૯. **વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ૧૦**—(૧) એકનાથ-લેખક રમણલાલ પી. સોની પૃષ્ઠ ૨૪ કિં. ૦-૧-૬, (૨) હજરત મહમ્મદ પેગમ્બર-લેખક સોમાભાઇ પટેલ પૃષ્ઠ ૨૪ કિં. ૦-૧-૬, (૩) અશો જરથુસ્ત-લેખક સોમાભાઇ પટેલ પૃષ્ઠ ૨૩ કિં. ૦-૧-૬, (૪) અહલ્યાબાઇ-લેખક રમણલાલ સોની પૃષ્ઠ ૨૪ કિં. ૦-૧-૬, (૫) ડૉ. અન્સારી લેખક સોમાભાઇ પટેલ, પૃષ્ઠ ૨૦ કિં. ૦-૧-૬, (૫) શ્રી રમેશચંદ્ર દત્ત-લેખક ભોગીલાલ ગાંધી પૃષ્ઠ ૩૨ કિં. ૦-૨-૦, (૭) વિજ્યાલક્ષ્મી પંડિત-લેખક કુરચંદ હરિચંદ દોશી પૃષ્ઠ ૨૪ કિં. ૦-૧-૬, (૮) શ્રી કૃષ્ણમૂર્તિ-લેખક રમણલાલ સોની પૃષ્ઠ ૨૮ કિં. ૦-૧-૬, (૯) સંતકવિ પઢિયાર-લેખક બાલાભાઇ વીરચંદ દેસાઇ પૃષ્ઠ ૨૪ કિં. ૦-૨-૦, (૧૦) ચિત્રકાર રવિવર્મા-લેખક બાલાભાઇ વીરચંદ દેસાઈ પૃષ્ઠ ૨૪ કિં. ૦-૧-૬, (૧૧) શ્રી શરદબાબુ લેખક બાલાભાઇ વીરચંદ દેસાઇ પૃષ્ઠ ૩૨ કિં. ૦-૨-૦, (૧૨) સોરઠના બહારવટિયા લેખક મનુભાઈ જોધાણી પૃષ્ઠ ૨૪ કિંમત ૦-૧-૬, (૧૩) મોતીભાઇ અમીન-લેખક બાલાભાઈ વીરચંદ દેસાઇ પૃષ્ઠ ૨૮ કિંમત ૦-૧-૬, (૧૪) આબુ-લેખક ધીરજલાલ ટોકરશી શાહ પૃષ્ઠ ૨૪ કિંમત ૦-૧-૬, (૧૫) શત્રુંજય-લેખક નાગકુમાર મકાતી પૃષ્ઠ ૨૮ કિંમત લખી નથી (૧૬) ગોમટેશ્વર-લેખક નાગકુમાર મકાતી પૃષ્ઠ ૨૩ કિંમત ૦-૧-૬, (૧૭) અમદાવાદ-લેખક બાલાભાઇ વીરચંદ દેસાઇ પૃષ્ઠ ૩૨ કિંમત ૦-૨-૬, (૧૮) લખનૌ-લેખક રમણલાલ સોની પૃષ્ઠ ૨૪ કિં. ૦-૧-૬, (૧૯) વડોદરા-લેખક નાગકુમાર મકાતી પૃષ્ઠ ૨૪ કિં. ૦-૧-૬, (૨૦) ગિરનાં જંગલો-લેખક ડૉ. રઘુનાથ ગંગારામ કદમ પૃષ્ઠ ૨૭ કિં. ૦-૨-૬.

વિદ્યાર્થી વાચનમાળાની ૧૦ શ્રેણી ના સંપાદક 'જયભિખ્ખુ' છે. એનું પ્રકાશન અમદાવાદના ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલયે કર્યું છે. પ્રકાશન સંસ્થાએ આમાંનાં કેટલાંક પુસ્તકોમાં ચિત્રો મૂકવાની ગોઠવણ કરી છે.

તેમાં ચરિત્રો ૧૩ ને શહેરવર્ણનો ૭ છે. ચરિત્રોની પસંદગીમાં હિંદુ મુસલમાન ને પારસી કોમોમાંથી લીધાં છે, બે સ્ત્રીચરિત્રો પણ છે.

આખીએ માળા કિશોરોને ઉપયોગી વાચન આપે છે. એથી આને વિદ્યાર્થીઓ આગળ મૂકતાં પહેલાં જોડણીનો સુધારો કરવાની ખાસ જરૂર છે.

આ પુસ્તકોમાંનાં ઘણાંખરાં પુસ્તકો હકીકતના ખીચડાથી ભરેલાં છે. જોઇએ તેટલી વ્યવસ્થા સચવાઇ નથી. 'દ્રષ્ટા'

૧૦ **આપવીતી**—લેખકઃ અધ્યાપક ધર્માનંદ કોસંબી, પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૩૦૮, સાદું પૂઠું, મૂલ્ય રૂપિયો સવા.

અધ્યાપક ધર્માનંદ કોસાંબીએ એમનો જીવનપરિચય આપતું આ પુસ્તક લખ્યું છે. ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના બાદ તેઓ ત્યાં પાલીના અધ્યાપક હતા ત્યારે આજે રાજકીય પ્રવૃત્તિમાં પડેલા અને ત્યારે ગૂજરાત વિદ્યાપીઠમાં અભ્યાસ કરનારાઓને એમનો પરિચય મળ્યો હશે. એ અધ્યાપકનો પાલીપ્રેમ, તેમણે આપબળે કેવી રીતે અભ્યાસ કર્યો, તેમજ

બુદ્ધધર્મને લગતા એમના અભ્યાસને લગતી માહિતી કોઇપણ જાતના આડંબર વગર સરળ એકધારી શૈલીએ વાચક સમક્ષ આ પુસ્તકમાં એમણે રજૂ કરી છે. અન્ય આત્મકથાલેખકોની જેમ આ પુસ્તકના પ્રણેતા એમની કુલપરંપરાની વિગતમાં ઊતર્યા સિવાયજ પોતાના પ્રવાસ ઇ. ને લગતી માહિતી આ પુસ્તકમાં આપે છે. એમને અમેરિકાની હાર્વર્ડ યુનિવર્સિટીએ ત્યાં કામ કરવા આમંત્રણ આપેલું, પરંતુ દેશમાં રહીનેજ કામ કરવાની વૃત્તિએ તેઓ ફરીવાર અમેરિકા ગયા ન હતા. અને પરિણામે તેઓ ફર્ગ્યુસન કૉલેજમાં માત્ર ૭૫ રૂ. ના પગારે રહી ગયા હતા. એમની પાસે શિક્ષણ પામેલા શ્રી. બાપટ અને રાજવાડે જેવા પાલીનિષ્ણાતો તૈયાર થયા છે.

આપબળે આગળ વધવા ઇચ્છનારને આ જીવનચરિત્રમાંથી કંઇ ને કંઇ ઉપયોગી પ્રેરણા મળશે.

**૨૧. બુદ્ધલીલા**—મૂળલેખક: અધ્યાપક કોસમ્બી; પ્રકાશક, કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૬+૩૩૬, સાદું પૂઠું, મૂલ્ય ૦-૧૨-૦.

અગાઉ ગુજરાત વિદ્યાપીઠ તરફથી અઢી રૂપિયાની કિંમતે પ્રસિદ્ધ કરવામાં આવેલા આ પુસ્તકની આ ત્રીજી આવૃત્તિ છે. આ આવૃત્તિ પ્રકટ કરતી વેળા એનું નામ ટુંકાવી માત્ર "બુદ્ધલીલા"જ રખાયું છે. એમાં ભગવાન બુદ્ધના જીવનને લગતી ઉપયોગી અને બોધક માહિતી સંગ્રહાઇ છે. આજના હિંસક યુદ્ધકાળે આવું અહિંસાપ્રેરક પુસ્તક અને એમાંનો બોધ ઘરઘરનો પ્રચાર પામે તો અહિંસાના પ્રચારમાં જરૂર કેટલેક અંશે સહાયભૂત નીવડે. સર્વ-ધર્મસમન્વયમાં માનનાર સૌએ તેમજ પરમતસહિષ્ણુતા કેળવવા માટે ભગવાન બુદ્ધના જીવનનો અભ્યાસ કરવા આ પુસ્તક અવશ્ય પોતાને ત્યાં વસાવવું જોઇએ.

**૧૨. ગીતામંથન**—લેખક: શ્રી. કિશોરલાલ મશરૂવાળા, પ્રકાશક ઉપર પ્રમાણે. ડેમી કદનાં પૃષ્ઠ ૮+૩૬૬, પાકું આચ્છાદનવાળું પૂઠું; મૂલ્ય રૂ સવા.

શ્રીમદ્ ભગવદ્‌ગીતા ઉપર તાત્ત્વિક દૃષ્ટિએ અત્યારસુધીમાં અનેક ભાષ્યો રચાયાં છે; તેમજ તેને સરળ અને સુગમ રીતે સમજવા માટે એની જુદી જુદી રીતે રજુઆત પણ અત્યાર સુધીમાં થઇ ગઇ છે. શ્રી. કિશોરલાલભાઇ જેવા ચિંતકે ગીતાના તત્ત્વને વધુ વિસ્તૃત રીતે સમજાવવા આ પુસ્તકમાં પ્રયત્ન કર્યો છે. પુસ્તકનું "ગીતામંથન" નામ સાર્થ છે. કેમકે વલોણામાંથી આપણને જેમ તત્ત્વ મળી આવે છે, તેમ આ ગીતામંથનમાંથી આપણને ગીતાનો સરળ સુગમ બોધ પ્રાપ્ત થાય છે. એટલે સર્વસામાન્ય જનતા સમજી શકે તેવી ગીતાની આમાં રજુઆત થઈ છે. ગીતાપ્રેમી વાચકોને ગીતાને સમજવામાં આ પુસ્તક ઠીક સાધનભૂત થાય તેવું છે. આવા પુસ્તકનું માત્ર સવા રૂપિયા જેટલું મૂલ્ય જરૂર સસ્તું કહેવાય.

**૧૩. યંત્રની મર્યાદા**—લેખક: શ્રી. નરહરિ પરીખ. પ્રકાશક, કદ ઉપર મુજબ. પૃષ્ઠ ૨૦+૧૮૮, બોર્ડનું પૂઠું, મૂલ્ય ૦-૧૪-૦.

આજે યુદ્ધની ભયંકરતા પ્રત્યક્ષ અનુભવવા મળે છે તે વખતે યંત્રો આપણને કેવાં હાનિકારક કે ઉપયોગી છે તેની મીમાંસા કરતું આ પુસ્તક આજના આપણા ગ્રામોદ્યોગોના વિકાસમાં યંત્રની મર્યાદા નક્કી કરી આપે છે. આપણા ઉદ્યોગોમાં યંત્રનું શું સ્થાન છે તેમજ એની મર્યાદા શું હોઈ શકે, અને એનો ઉપયોગ કેટલે દરજ્જે ફળદાયી કે હાનિકારક છે

તે આ પુસ્તકમાં દેશપરદેશના અનુભવીઓના વિચારો-અભિપ્રાયો અને અનુભવો આપી દર્શાવ્યું છે. યંત્રોએ આપણા જીવનમાં શું ભાગ ભજવ્યો છે તે પણ સીધી સચોટ રીતે સમજાવ્યું છે. ગ્રામજીવનના પ્રશ્નોમાં રસ લેતા સૌએ આ પુસ્તક વાંચી જવું ઘટે.

**૧૪. રંગલીલાઃ**—પ્રયોજકઃ કલમ મંડળના સભ્યો, મુખ્ય વિક્રેતાઃ એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબઇ ૨, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૦+૭૨, ત્રિરંગી સચિત્ર પૂઠું, મૂલ્ય ૦-૧૪-૦.

જાણીતા હાસ્યલેખક શ્રી. ધનસુખલાલ મહેતાના વનપ્રવેશપ્રસંગે એ પ્રસંગની યાદગીરી કાયમ કરવા ઉપયોગી નીવડે એવી હાસ્યનાટિકાઓ મુંબઇમાં ભજવાઈ હતી. પ્રયોજકોએ હાસ્યલેખકોની કૃતિઓને ટુંકાવીને તેમજ ફેરવીને આમાં આપી છે.

માધ્યમિક શાળાઓ કે કોલેજોના જાહેર મેળાવડાઓ વા ઇતર પ્રસંગે ભજવવા જેવા છે. પ્રયોજકોની કિંમતવધારાની દલીલ સાથે અમે સંમત થઇ શકતા નથી. ૯૨ પૃષ્ઠના પુસ્તકની ચૌદ આના જેટલી કિંમત વધારા પડતી જ લેખાય.

**૧૫. મીઠી નજરે**—લેખકઃ શ્રી. ધનસુખલાલ મહેતા, મુખ્ય વિક્રેતા તેમજ કદ ઉપર મુજબ. પૃષ્ઠ ૧૬+૨૬૪, પાકું ખોર્ડનું પૂઠું, મૂલ્ય રૂા. ૨).

શ્રી. ધનસુખલાલે અવારનવાર લખેલાં વિવેચનો-લેખોનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે અને તે એમના વનપ્રવેશ સમયે પ્રકટ થયો છે. ભાઈ ધનસુખલાલ હાસ્યરસપ્રધાન લેખક છે. પરંતુ સાથે સાથે તેઓ કેવા વિવેચક પણ છે તે આ પુસ્તકમાં સંગ્રહાયેલા તેમના લેખોમાંથી જાણવા મળે છે. એમના ચિત્રો, નૃત્ય-અભિનય, તેમજ કાવ્યો અને સાહિત્યનો કેવો ઊંડો અભ્યાસ છે તે આમાં આપેલા વિવેચનલેખો વાંચનારથી જરાય અજાણ્યું રહે તેમ નથી.

આ પુસ્તકની આવક જાણીતા વિવેચનસામયિક "માનસી"ના સંચાલન માટે આપવાનું જાહેર થયુ છે.

**૧૬. સુબોધ બાલભાગવત** ( હિંદી )—લેખકઃ પં. રૂપનારાયણ પાણ્ડેય; પ્રકાશકઃ હિન્દુસ્તાની બુક ડિપો, લખનૌ. ક્રાઉન આઠ પેજી કદનાં પૃષ્ઠ ૧૬+૧૯૬, પાકું છીંટનું પૂઠું. મૂલ્ય રૂા. દોઢ.

હિંદી સાહિત્યકારોની હરોળમાં અગ્રસ્થાન ધરાવતા "માધુરી" માસિકના સંપાદક શ્રી. રૂપનારાયણ પાણ્ડેયજીએ બાળકો માટે આ ભાગવતગ્રંથ સરળ અને સુબોધ રૂપમાં રજુ કર્યો છે. એમાં સરળ હિંદી ભાષાનો ઉપયોગ કરવામાં આવ્યો છે. એટલે સર્વસામાન્ય હિંદી જાણનાર જનતાને પણ એ વાંચવા સમજવામાં સારી સુગમતા મળે તેમ છે. આ પુસ્તકમાં આખા ભાગવતને બદલે મુખ્યત્વે શ્રીકૃષ્ણના ચરિત્રને મધ્યમાં રાખી એની રચના કરવામાં આવી છે. એટલે એથી શ્રીકૃષ્ણના જીવનપ્રસંગો એમાં વિશેષ સ્થાન ધરાવે છે.

આવું ઉપયોગી સાહિત્ય આપવા સાથે એને અંગેનાં કેટલાંક ત્રિરંગી એકરંગી અને સાદાં ચિત્રો પણ અપાયાં છે. એથી પણ પુસ્તકની ઉપયોગિતામાં વધારો થયો છે.

કસ્બા પુસ્તકાલયોએ ખરીદવા જેવું છે.

**૧૭. હુન્નર-ઉદ્યોગ અને વ્યાપાર**—(સચિત્ર)પ્રયોજકોઃ શ્રી. ડુંગરશી ધરમશી સંપટ અને ગટુલાલ સી. ચોકસી; પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૨+૩૦૪, બે કલરમાં છાપેલા આચ્છાદન સહિત પાકું પૂઠું, મખમલના આકર્ષક બૉક્સ સાથે, મૂલ્ય રૂા. ૧૦)

આ પુસ્તક ત્રણ ભાગમાં વહેંચાયેલું છે. પહેલા ભાગમાં ઉદ્યોગોને લગતી પ્રારંભિક સૂચના અને ધંધા-વ્યાપારમાં ઉપયોગી થઈ પડે તેવી અગત્યની માહિતી આપવામાં આવી છે. આ ભાગમાં વેપાર ધંધો કરતા અગાઉ સેવાવી જોઇતી સાવચેતી તેમજ તેમાં રાખવી જોઇતી ગણતરીને લગતી કેટલીક વ્યવહારૂ માહિતી આપેલી છે; તેમજ વેપાર વિકસાવવા માટેના માર્ગો પણ દર્શાવેલા છે. બીજા ભાગમાં હુન્નર-ઉદ્યોગની બનાવટોને લગતી માહિતીઓ આપી જે તે બનાવટને લગતી ચીજોનાં પ્રમાણો વગેરે આપ્યાં છે. અને છેલ્લે ત્રીજા ભાગમાં હિંદની ઔદ્યોગિક સ્થિતિનું દિગ્દર્શન કરાવતા લેખો આપ્યા છે. વચ્ચે વચ્ચે બનાવટો અંગે સંખ્યાબંધ ચિત્રો પણ આપવામાં આવ્યાં છે.

એકંદરે પુસ્તકમાંની માહિતી ઔદ્યોગિક અખતરા કરનારને ઉપયોગી નીવડવા સંભવ છે.

જાડા કાગળ પર છપાવાથી પુસ્તકનું કદ વધારે લાગે છે, અને ચિત્રો ઇ. તેમજ એને આકર્ષક બનાવવા પાછળ કરવામાં આવેલો ખર્ચ પ્રકાશનકળામાં એક નવીન દિશાસૂચન જેવું છે. આમ છતાં એની કિંમત ગૃહઉદ્યોગ કરનારાઓના ગજવાને ભારે પડે તેવી લાગે છે.　　　　　　　　　　**મણિલાલ પ્ર. વ્યાસ**

## સામયિકો

**૧. ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક** પુ. ૫, અંક ૩ ઑક્ટોબરથી ડિસેંબર ૧૯૪૦; સંપાદક અને પ્રકાશકઃ અંબાલાલ બુ. જાની, ૩૬૫, શ્રી ફા. ગુ. સભા મંદિર, સુંબાઇ નં. ૪, પાન ૨૭૧ થી ૪૪૧ મૂલ્ય રૂ. ૦–૧૨–૦.

આ અંકમાં વર્ષ ૪ અંક ૧–૩ અને વર્ષ ૫ અં. ૧–૩ ના વધારા પણ આપવામાં આવ્યા છે. ગુજરાતનો અરબી ઇતિહાસ અને કેળવાયલા ગુજરાતની આર્થિક સ્થિતિ એ બે લેખો આ વધારા ખાતે અનુક્રમે અપાયા છે. પુરાતત્ત્વ સંબંધી વિષયો ચર્ચતું આ સામયિક ખરેખર ઉત્તરોત્તર સારી પ્રગતિ કરી ઐતિહાસિક અને સંશોધનની દષ્ટિએ સારૂ ઉપયોગી અને બોધક લેખોદ્વારા ગુજરાતની પ્રાચીન અર્વાચીન જાહોજલાલીનું દર્શન કરાવે છે. ચાલુ અંકમાં ગુજરાત સંબંધી ચાર પાંચ લેખો ઉપરાંત, આપણું, બીજાં સામયિકોમાં આવેલા ગુજરાતને લગતા લેખો ખાસ વાંચવા લાયક જણાય છે. મીસ ડાબુનો કેળવાયલા ગુજરાતની આર્થિક સ્થિતિવાળો લેખ પણ વાંચી મનન કરવા લાયક છે. નિબંધ નાનો છે છતાં એક પારસી બહેને લખ્યો છે એ પ્રશંસાપાત્ર છે. દેવમન્દિરોમાં ભોગાસનોનાં શિલ્પ સંબંધી ભાઈ સાંડેસરાનો પૂરવણી લેખ પણ વૈષ્ણવોને ખાસ વાંચવા લાયક છે. અ. દોશીનો ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ નામક લેખક રા. જે. મા. દેસાઇનો વૃષભ પૂજાવાળો લેખ તેમજ ભરૂચની લલ્લુભાઇની હવેલીવાળો સૈયદ નુરૂદ્દીન હુસેન એ. કાજીસાહેબનો લેખ ખાસ વાંચવાયોગ્ય જણાય છે. ઐતિહાસિક સંશોધકોને ગુજરાતના ઇતિહાસની સામગ્રીમાં સંગીન ઉમેરો કરતા લેખોવાળો આ અંક ખાસ ઉપયોગી જણાશે.

**૨ ગુજરાત સાહિત્ય સભા-અમદાવાદ; કાર્યવાહી સને ૧૯૩૯–૪૦**—પૃષ્ઠ ૪૨૬ ( ૧૪૯+૨૪૩+૩૬ ) અમદાવાદની સાહિત્ય સભા ખરેખર નમુનેદાર કાર્ય કરી રહી છે, એ આ વાર્ષિક નિવેદન પરથી જણાય છે. કાર્યવાહી ૩ વિભાગમાં વહેંચાયલી છે. ભાગ ૧ લામાં ઓગણચાળીસના ગ્રંથસ્થ વાઙ્મયની સમીક્ષા, બીજામાં ભાષણો અને ત્રીજામાં

સ્વ. શ્રી. રણજિતરામ સુવર્ણચંદ્રક વગેરે વિસ્તારથી પ્રગટ કરવામાં આવ્યાં છે. ત્રીજા ભાગમાં ડૉ. હરિપ્રસાદ દેસાઈનું 'નાલંદા' સંબંધી વાર્ષિક વિવેચન પણ સુંદર છે. એમાંથી પણ આપણને ઘણું જાણવાનું મળે છે. 'દલપતરામ' ભારતીય શિલ્પ અને સાહિત્ય, કવિતાનાં લક્ષણો, 'સરસ્વતીચંદ્ર'નું પાત્રવિધાન, ગુજરાતી નવલકથાની ઉત્પત્તિ અને વિકાસ, સિંધી સાહિત્ય, વગેરે લેખો ખાસ મનનીય અને રસપ્રદ છે. એ લેખોદ્વારા આપણને ઘણું જાણવા વિચારવાનું મળે છે.

એકંદરે ગુજરાતની સાહિત્ય સભાઓમાં અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા ઘણું મહત્વનું કાર્ય કરી રહી છે એ નિર્વિવાદ છે. અન્ય સાહિત્ય સભાઓએ ધડો લેવા લાયક છે.

ના. ચં. દીવાનજી

**૩. વ્યાયામ**—( રૌપ્ય મહોત્સવ ખાસ અંક ) સંપાદક : ધોંડો નારાયણ વિદ્વાંસ, પ્રકાશક : વ્યાયામ કાર્યાલય, વડોદરા. ( વાર્ષિક લવાજમ રૂા. ૨-૮-૦ )

છેલ્લાં પચીસ વર્ષથી એક ધ્યેય લઈને બહાર પડેલા આ માસિકે ગયા સપ્ટેમ્બર માસમાં ૨૫ વર્ષ પૂરાં કર્યાં તે પ્રસંગે એનો રૌપ્ય મહોત્સવ અંક પ્રગટ કરવામાં આવ્યો છે. જનતાના માનસિક વિકાસ માટે આપણે ત્યાં થોકબંધ સાહિત્ય ઉપલબ્ધ થાય છે, પરંતુ હજીયે શારીરિક કેળવણી માટેનું સાહિત્ય અતિઅલ્પ પ્રમાણમાં છે.

આજથી ૨૫ વર્ષ પૂર્વે જેમ આપણું અન્ય સાહિત્ય આટલું પ્રચરિત નહોતું, તેમ આ વિષયને લગતું સાહિત્ય તો જવલ્લેજ મળી આવતું, એવે વખતે આ માસિકે ગુજરાતી સાહિત્યમાં શારીરિક શિક્ષણને અંગે ગુજરાતને સારો ફાળો આપેલો. એની આખાં ય પચીસ વર્ષની કારકિર્દી દરમિયાન એણે અનેક અનુભવો મેળવ્યા છે. એની ચડતી-પડતી પણ આવી ગઈ છે, છતાં આજે પણ એ ગુર્જર જનતાની સેવામાં એકધારી સેવા આપવા શક્તિમાન રહ્યું છે તે માટે અભિનંદન.

આજે ગુજરાતમાં વધતા જતા વ્યાયામપ્રેમ વખતે આ માસિકનો વિશેષ વિકાસ થાય એ જ ઇચ્છા.

**૪. ગીતાગૌરવાંક-ભાગ ત્રીજો**—( સચિત્ર ) સં. શ્રી. વિદ્યાનંદજી મહારાજ, પ્રકાશકઃ ગીતાધર્મ કાર્યાલય, સાક્ષીવિનાયક, કાશી. રૉયલ આઠ પેજી પૃષ્ઠ ૩૬ + ૬૨૪, રૂ. ૪).

સ્વામીશ્રી વિદ્યાનંદજીથી આજે ગુજરાતભરમાં ભાગ્યે જ કોઈ અજાણ હશે. એઓશ્રીનાં ગીતાવ્યાખ્યાનોનો અનેક નરનારીઓએ પરમલાભ પ્રાપ્ત કર્યો છે. અને હજી પણ એ વ્યાખ્યાનપ્રવાહ ચાલુ જ હોય છે. એઓશ્રીની ગીતાને સમજાવવાની શૈલી અનોખી છે, એટલે જ હજારો નરનારીઓ એમના ગીતાજ્ઞાનનો લાભ મેળવવા જિજ્ઞાસુ રહ્યા કરે છે.

આ અગાઉ આ ગીતાગૌરવાંકના બે ભાગો પ્રકટ થઈ ચૂકયા છે. આ ત્રીજો ભાગ પણ સ્વામીજીનાં ગીતાવિષયક હિંદી વ્યાખ્યાનોના ટાંચણ ઉપરથી તૈયાર કરવામાં આવ્યો છે. ગીતાજ્ઞાનેચ્છુ જનતાને અગાઉના બે ભાગોની જેમ આ ભાગ પણ ઉપયોગી થઈ પડે તેવો છે. હિંદી પરથી તૈયાર કરવામાં આવ્યો હોવા છતાં ભાષાની સરળતા અને સમજવાની સુગમતા થાય તેવી શૈલિએ એની યોજના થઈ છે. એટલે ગ્રામજનતા પણ એનો સારો લાભ લઈ શકશે.

સાક્ષરશ્રી રમણલાલ વ. દેસાઈનો અંકની શરૂઆતમાં આપેલો આમુખ આ ગ્રંથને સમજવાની ચાવી રૂપ છે. પુસ્તકાલયો પોતાને ત્યાં વસાવે. વાર્ષિક મૂલ્ય રૂા. ૪)માં આટલું વાચન આપવું એ ખરેખર સાહસ જ લેખાય.

ના. પ્ર. વ્યાસ



**ઊર્મિ : ફેબ્રુઆરી : ૧૯૪૨**

**લોકતંત્ર–વર્તમાનપત્ર–સાહિત્ય :** જેમ રાજતંત્રમાં રામ-રાવણની કલ્પના રહેલી છે, તેમ લોકતંત્રમાં પણ તેવું રહેવાનું જ. એવા આવનારા લોકતંત્રમાં વર્તમાન-પત્રો અને સાહિત્ય કેવો ભાગ ભજવી શકે તેમજ શિષ્ટ વર્તમાનપત્રો અને સાહિત્યને, જનતાના સંસ્કારોને ઘડવા માટે પગભર બનાવવા પ્રજાએ પોતાનો સાથ આપવો જોઈએ.

**યુદ્ધકાળમાં અમેરિકાપ્રયાણ :** કાકા સાહેબ કાલેલકરના પુત્ર બાળ કાલેલકર " બિરલા સ્કૉલર " તરીકે એન્જીનિયરિંગનો અભ્યાસ કરવા યુદ્ધ શરૂ થયા પછી અમેરિકા જતાં સ્ટીમરમાંથી ગાંધીજી પર લખેલા આ પત્રમાં સ્ટીમર પરનું ઠીક બ્યાન આપ્યું છે. બાળ કાલેલકરને પણ જાણ્યે અજાણ્યે ત્યાં માંસાહાર કરવો પડેલો.

**મૃત્યુનું તર્પણ :** મરણ ઇષ્ટ છે કે અનિષ્ટ ! એ પ્રશ્નની આ લેખમાં ચર્ચા કરવામાં આવી છે. કેટલીક વખત મરણ માણસને પ્રિય પણ હોય છે અને નથી પણ હોતું. આને લગતા જુદા જુદા દાખલા કાકા સાહેબ કાલેલકરે આ લેખમાં આપ્યા છે. લેખને અંતે જણાવ્યું છે:

" જે લોકો મોકો આવ્યે મરણને અપ-નાવતા નથી તેમનું જીવન નિસ્તેજ, ભારરૂપ અને

૭

વ્યર્થ બની જાય છે. ત્યાર બાદ તેમને માટે यज्जीवितं तन्मरणं, यन्मरणं सोऽस्य विश्रान्तिः ॥ અર્થાત્ "તે જેટલું જીવે છે તેટલું તેના વ્યક્તિત્વનું મરણ છે; અને શારીરિક મરણ તે તેની વિશ્રાન્તિ છે."

આ ઉપરાંત કાકા સાહેબનો શ્રીમદ્‌ભગવદ્‌ગીતાવાળો લેખ તેમ જ સ્વ. ચમનલાલ વૈષ્ણવનો **પંચગની** લેખ પણ વાંચવા જેવા છે.

કિશોર : ઑક્ટો.–નવેમ્બર : ૧૯૪૦

**મનુષ્ય કે વરુ ?** : આજે ચાલતા યુરોપીય યુદ્ધ સંબંધે જે તે દેશનાં બાળકોને તે દેશ જીતે ત્યારે રાજી થવા જણાવવામાં આવે છે. પણ લેખકના મંતવ્ય પ્રમાણે એ અનીતિનો ઉપદેશ છે. વરુ વરુ લડે તો એકબીજાનો નાશ કરવા પ્રેરાય, પણ મનુષ્ય મનુષ્યની લડાઇમાં તેમ નથી; કેમકે મનુષ્યમાં બુદ્ધિની વિશેષતા રહેલી છે. પણ જો તે તે પ્રમાણે વર્તે નહિ તો પછી તેનો ઉપયોગ શો ? આવા ઝઘડાઓના અંત માટે ગાંધીજી બીજો જ માર્ગ બતાવી રહ્યા છે. અને તે અહિંસાનો માર્ગ.

**સર સૈયદ અહમદ ખાન** : સર સૈયદ અહમદખાન અંગ્રેજી ભણેલા નહોતા, પરંતુ તે સમજદાર અને જમાનાને ઓળખી જાણનાર ચતુર પુરુષ હતા. એમની એક માત્ર ઝંખના પડતી પામતી મુસ્લીમ કોમમાં અંગ્રેજી શિક્ષણ આપી એનો ઉદ્ધાર કરવો. અને એ માટે એમણે અલીગઢ યુનિવર્સિટીની સ્થાપના કરેલી. આથી તેઓ અર્વાચીન હિંદના એક મોટામાં મોટા મુસ્લીમ આગેવાન ગણાયા. ૧૮૫૭ના બળવાને લગતી એમના તટસ્થ નીતિ અને જીવનના અન્ય પ્રસંગો જાણવા માટે આખો લેખ વાંચવા જેવો છે.

**સૌંદર્યધામ કાશ્મીર** : કાશ્મીરની વનશ્રી જોનારને જાણે એમજ લાગે કે કોઇ કલાકાર માળીએ અમુક અમુક અંતરને છેટે વૃક્ષારોપણ કર્યું ન હોય ! તલપ્રદેશ ચોખ્ખો ચટક, નહિ ક્યાંય છોડ કે વેલો ! અને આ વનશ્રી ઉપરાંત ત્યાંનાં સ્ત્રી પુરુષો તેમજ વસવાટ વગેરેને લગતી જાણવા જોગ હકીકત આ લેખમાં છે.

કૌમાર : જાન્યુઆરી : ૧૯૪૧

**આચાર્ય પ્રફુલ્લચંદ્ર રાય** : આચાર્ય રાયથી આજે ભાગ્યેજ કોઈ રાષ્ટ્રીય હિંદીવાન અજાણ હશે. તેઓ રસાયણશાસ્ત્રના સાચા જ્ઞાતા છે. અર્ધી સદી જેટલું એકધારું અધ્યાપક જીવન વીતાવી તેઓ નિવૃત્ત થયેલા છે, છતાં રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં તેઓ કામ કરી રહ્યા છે. એમણે સ્થાપેલી બેંગાલ ફાર્મસી એમની કારકિર્દીનું જ્વલંત પ્રતીક છે. એઓના જીવનપ્રસંગો આ લેખમાં આપેલા છે.

**ઍટલાન્ટિસ** : આજથી સાડાતેર હજાર વર્ષ પૂર્વે ભયંકર ધરતીકંપનો ભોગ થઇ નાશ પામેલી અને આપણી આધુનિક સંસ્કૃતિ કરતાંય આગળ વધેલી પ્રજાની હકીકત આ લેખમાં આપી છે. ઇ. સ. પૂર્વે સાતમા સૈકાની આ વાત છે, તે કાળે આપણા ઇતિહાસગ્રંથોના ઐતિહાસિક કામનો તો આરંભ પણ થયો નહોતો. આવા સંશોધન અને પુરાતત્ત્વને લગતી માહિતી આ લેખમાં સંગ્રહાઈ છે.

**સંસારનાં શહેરો** : આ લેખમાં અમેરિકાના શિકાગો શહેરનું વર્ણન આપ્યું છે.

પશ્ચિમ ગોળાર્ધની ધાર્મિક, શૈક્ષણિક, ને સુધારક પ્રવૃત્તિઓનું એ ધામ છે. એનાં વેપાર-વાણિજ્ય દુનિયાના દૂર દૂરના ખુણા સુધી પહોંચ્યાં છે. એ શહેરને લગતી ઇતર માહિતી આ લેખમાંથી મળશે.

**ગુણસુન્દરી : ફેબ્રુઆરી : ૧૯૪૧**

**અખિલ હિંદ મહિલા પરિષદનાં પ્રમુખનું ભાષણ :** બેંગ્લોર ખાતે અખિલ હિંદ મહિલા પરિષદનું જે અધિવેશન મળેલું તેનાં પ્રમુખ તરીકે શ્રી. રામેશ્વરીદેવીએ આપેલા આ ભાષણમાં ખાદી, હરિજનઉદ્ધાર, હરિજનો માટેનાં રહેઠાણો, ગૃહઉદ્યોગો, કોમી એકતા વગેરે વિષયો ચર્ચેલા છે.

**શ્રીમતી ઇલીનોર રૂઝવેલ્ટ :** અમેરિકાના પ્રમુખ રૂઝવેલ્ટનાં પત્નીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર આ લેખમાં આપવામાં આવ્યું છે. એમાં એમની નમ્રતા અને સમાજસેવાના ગુણોનું દિગ્દર્શન છે.

**નવચેતન : ફેબ્રુઆરી-૧૯૪૧**

**હિંદની આર્થિક ઉન્નતિમાં ગુજરાતીઓ :** હિંદની આર્થિક ઉન્નતિમાં અત્યાર સુધીમાં ગુજરાતે નોંધાવેલા ફાળાની આ લેખમાં માહિતી આપવામાં આવી છે. તેમાં મુખ્યત્વે ગુજરાતના પ્રાચીનકાળ-નરસિંહ મહેતાથી માંડી આજના સર ટાટાના ઉદ્યોગ-પ્રચાર સુધીના મુખ્ય ગુજરાતીઓની ગણતરી આપી છે.

**વાચન-સાહસિકની સૃષ્ટિ :** ઇતર ક્ષેત્રોમાં જેમ સાહસની જરૂર હોય છે, તેમ વાચન માટે પણ સાહસિકોની આવશ્યકતા એ લેખમાં દર્શાવાઇ છે. એમાં જુદા જુદા વાચનરસિકો અને વાચન વિષેની હળવી સમીક્ષા આપવામાં આવી છે. ઇશ્વરેચ્છા તો " પુસ્તકાલય "માં યથાવકાશ એ લેખ ઉતારાશે.

**કાયદાબાજ કુમાર :** વર્ષો અગાઉ સ્વ. પ્રેમચંદજીએ હિંદીમાં હાસ્યરસિક લખેલી વાર્તાનો આ અનુવાદ છે.

**કેટલાક કરોડપતિઓ :** દુનિયામાં ધનકુબેર લેખાતા કેટલાક ધનપતિઓનાં આછાં રેખાચિત્રો આ લેખમાં છે, તેમાં મુખ્યત્વે જોન ડી. રોકફેલર અને જે. પી. મોર્ગન, દક્ષિણ આફ્રિકાનો સોલી જોયેલ, શિકાગોનો કરોડપતિ સેમ્યુઅલ ઇન્સન, સ્વીડનના દીવાસળીના રાજા તરીકે ગણાઇ ગયેલા આઇવાર ક્રુગર, હેન્રી ફોર્ડ, જાણીતા અંગ્રેજ જર્નાલિસ્ટ લોર્ડ રોધરમિયર અને આપણા દેશના નિઝામ સરકારનાં મુખ્ય છે.

**નવરચના : જાન્યુઆરી : ૧૯૪૧**

**મહારાષ્ટ્રની દિલ્લી:**—દક્ષિણમાં આવેલા ઔરંગાબાદ શહેર અને એની આસપાસને લગતું કવિત્વમય બ્યાન કાકા સાહેબે આ લેખમાં આપ્યું છે. ઔરંગઝેબ બાદશાહની કારકિર્દી અને તેણે ત્યાં બંધાવેલા મકબરાનું તેમજ પાણીવાળાનો ધોધ અને ખુલ્દાબાદનું વર્ણન છે.

**લાટ સા'બની સ્પેશલ:**—હિંદના ના. વાઇસરોયની સ્પેશિયલ ટ્રેનનો જ્યારે પ્રવાસ

હોય છે ત્યારે એ ટ્રેનની બન્ને બાજુએ જે સિપાઇઓ ગોઠવવામાં આવે છે તેમનું ઠંડી ઈ. ને લીધે થતી દશાનું કરુણ વર્ણન આ વાર્તામાં અપાયું છે.

**યુવક : ફેબ્રુઆરી : ૧૯૪૧**

**કલ્પના અને ક્રિયા:**—કલ્પના અને ક્રિયાની વચ્ચે એક મહાસાગર પડેલો છે. એ મહાસાગરનું ખેડાણ જેટલી કુશળતાથી માણસ કરી શકે એટલી જ એની જીવનસિદ્ધિ છે. એને અર્થેની જીવનકલા સાધ્ય કરવા માટે જુવાન વયમાંથી માણસે પોતાના હરેક તરંગને, દરેક વિચારને, અને વિશેષ કરી કલ્પના અને ક્રિયા વચ્ચે રહેલા મહાન અંતરને તુલનાત્મક વિવેકદૃષ્ટિથી માપતાં શીખવું જોઇએ.

**મહાગુજરાતના ગુજરાતીઓ:**—ગુજરાતીઓ જ્યાં જ્યાં જઇ વસ્યા છે તે પૈકી સિંધ, બ્રહ્મદેશ અને બંગાળ ત્યાંની કંઇક જાણવાજોગ અને આર્થિક તેમજ ઇતર બાબતોનું વર્ણન આ લેખમાં છે.

**રેખા : ફેબ્રુઆરી : ૧૯૪૧**

**પાછી ફરેલી વાર્તા:**—તંત્રી તરફ રવાના કરેલી વાર્તા લેખકે કેવી રીતે લખી હતી, એનું વસ્તુ કેમ મેળવ્યું હતું અને એને કેવી રીતે તૈયાર કરી હતી, એને મન એ શ્રેષ્ઠ વાર્તા હતી છતાં તંત્રીએ એકેય અક્ષર પાડયા સિવાય એને પાછી મોકલી એ વિષેનું મનોરમ વર્ણન આમાં છે.

**ઉપદેશ :** આ હળવા હાસ્યપ્રધાન લેખમાં લેખકે ઉપદેશ આપવાની—વણમાગી સલાહ આપવાની રીતિનીતિની ઠીક ઠીક છણાવટ કરી છે. ઘડીભર આનંદ મેળવવા માટે વાંચવા જેવો.

**આ ગુજરાત ? આ દુનિયા :** છેલ્લા કેટલાક વખતથી અમુક પ્રકારની ભાવના દર્શાવતાં, કહેવાતાં શાંતિ સંપત્તિ અને સુખપ્રચારક ભાવનાવચનોની નકલો કરી સગાવહાલા કે મિત્રોને પહોંચાડવાની સાંકળ પ્રચલિત થયેલી છે. લેખકના કહેવા પ્રમાણે એ દુનિયામાં લગભગ ૨૦૦ વર્ષથી પ્રચલિત છે. ગુજરાતની હાંસી ઉડાવનારને દુનિયાની હાંસી માટે આ પણ એક સારું સાધન છે.

**શારદા : જાન્યુઆરી : ૧૯૪૨**

**ગુર્જરનરેશના મહાઅમાત્ય :** ગુજરાતમાં વડોદરા રાજ્ય એ રાજસ્થાનોમાંનું અગ્રણી રાજ્ય છે. એના રાજકર્તાના મહાઅમાત્ય ને. ના. દીવાન સાહેબનું જીવનચરિત્ર આ લેખમાં અપાયું છે.

**શિક્ષણ અને સાહિત્ય : ફેબ્રુઆરી : ૧૯૪૨**

યુવાનોની કેળવણીવાળો લેખ જાણીતા લોકશિક્ષક શ્રી. જુગતરામભાઇનો લખેલો છે. ગામડામાંના અભણ જુવાનોની નિરક્ષરતા નિવારવાનું વ્યવહાર માર્ગદર્શન આમાં છે. " પુસ્તકાલય "માં હવે પછી લેવાવા સંભવ.

---



૧ **મારી વ્યાપક કેળવણી** : મૂળલેખકઃ બુકર ટી. વૉશિંગ્ટન, અનુવાદકઃ શ્રી. ચંદુભાઇ રાવજીભાઇ પટેલ. પ્રકાશકઃ નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ મૂલ્ય રૂા. સવા.

૨ **ગુજરાતી પાંચમી ચોપડી** : ગૂજરાત વિદ્યાપીઠ વાચનમાળા. પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૫–૦

૩ **એક સત્યવીરની આત્મકથા** અથવા **સોક્રેટીસનો બચાવ** : લેખકઃ ગાંધીજી. પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૧–૦

જવનિકા : લેખકઃ શ્રી. જયંતિ દલાલ, પ્રકાશકઃ રેખા-ગતિ કાર્યાલય, પિપલ્સ બેન્ક બિલ્ડિંગ, કારંજ-અમદાવાદ, મૂલ્ય ૦–૮–૦.

૪ **વિભાવરી** : મૂળલેખકઃ રવીન્દ્રનાથ ટાગોર, અનુવાદકઃ શ્રી. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી; પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ ૨. મૂલ્ય રૂ. અઢી.

૫ **હંસાકુમારી** : લેખિકાઃ વિમળા સેતલવડ, પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૩–૦

૬ **ભારતની મહાન જ્યોતિઓ** : લેખકઃ એમ. એફ. હમદાની, પ્રકાશકઃ હરિહર પુસ્તકાલય, ટાવર રોડ, સુરત. મૂલ્ય ૦–૩–૦.

૭ **હિંદુસ્તાનો પ્રારંભ** : શ્રી. સંતોકલાલ માણેકલાલ ભટ્ટ, પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૬–૦.

૮ **વિદ્યાર્થી વાચનમાળા—શ્રેણી ૧૦ મી** : (૧ શ્રી. એકનાથ, ૨ હજરત મહમ્મદ પયગમ્બર, ૩ અશો જરથુસ્ત્ર, ૪ અહલ્યાબાઇ, ૫ ડૉ. અનસારી, ૬ શ્રી રમેશચંદ્ર દત્ત, ૭ વિજયાલક્ષ્મી પંડિત, ૮ શ્રીકૃષ્ણમૂર્તિ, ૯ સંત કવિ પઢિયાર, ૧૦ ચિત્રકાર રવિવર્મા, ૧૧ શ્રી શરદ્‌બાબુ, ૧૨ સોરઠના બહારવટિયા, ૧૩ શ્રી મોતીભાઇ અમીન, ૧૪ આબુ, ૧૫ શત્રુંજય, ૧૬ ગોમતેશ્વર, ૧૭ અમદાવાદ, ૧૮ લખના, ૧૯ વડોદરા, ૨૦ ગિરનાં જંગલો. આખી શ્રેણીનું મૂલ્ય રૂા. ૨).

૯ **યૌગિક જીવન** : લેખકઃ હરિભાઈ નારાયણભાઇ પટેલ, પ્રકાશકઃ પ્રાણજીવનભાઇ દેસાઇ, અમરેલી. મૂલ્ય ૦–૬–૦.

૧૦ **વાચનપ્રવેશપોથી—ભા. ૧લો તથા ભા. ૨જો** : પ્રયોજક અને પ્રકાશકઃ શ્રી. રતિલાલ રા. અધ્વર્યુ–પોલારપુર, (ભીમનાથ) કાઠિયાવાડ. મૂલ્ય દરેકનો ૦–૧–૩.

૧૧ **ગણિતપ્રવેશપોથી—ભાગ ૧ લો** : પ્રયોજક તથા પ્રકાશક અને મૂલ્ય ઉપર પ્રમાણે.

૧૨ **પાનગોષ્ઠિ**—લેખકઃ શ્રી. ધૂમકેતુ. પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ.

૧૩ **જનપદ**—લેખકઃ શ્રી. મનુભાઇ જોધાણી; મળવાનું સ્થળ ઉપર પ્રમાણે.

૧૪ **કુતરાંની કહાણી**—પ્રયોજકઃ શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, પ્રકાશકઃ ઉપર પ્રમાણે.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| ઊર્મિ | ૧૦ | ૧૧ | ફેબ્રુઆરી | ૫-૨-૪૧ |
| કિશોર | ૬ | ૨-૩ | ઑકટો.-નવે. | ૧૨-૧-૪૧ |
| કુમાર | ૧૮ | ૧ | જાન્યુઆરી | ૨૬-૧-૪૧ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૨૯ | ૬ | જાન્યુઆરી | ૭-૨-૪૧ |
| ગુણસુન્દરી | ૭૫ | ૬ | ફેબ્રુઆરી | ૧-૨-૪૧ |
| ગ્રામજીવન | ૧૧ | ૭ | ફેબ્રુઆરી | ૧-૨-૪૧ |
| ઘરશાળા | ૧ | ૭ | ફેબ્રુઆરી | ૯-૨-૪૧ |
| ચરોતર | ૧૧ | ૧ | જાન્યુઆરી | ૧૬-૧-૪૧ |
| ચિત્રમય જગત | ૨૬ | ૧૨ | ફેબ્રુઆરી | ૭-૨-૪૧ |
| નવચેતન | ૩૮ | ૫ | ફેબ્રુઆરી | ૩૧-૧-૪૧ |
| નવરચના | ૫ | ૯ | જાન્યુઆરી | ૨૧-૧-૪૧ |
| પાટીદાર | ૧૮ | ૪ | માહ | ૨૬-૧-૪૧ |
| પ્રસ્થાન | ૧૫ | ૧ | કાર્તિક | ૨૯-૧૨-૪૦ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૩ | જાન્યુ-માર્ચ. | ૩૧-૧-૪૧ |
| બાલજગત | ૩ | ૨ | ફેબ્રુઆરી | ૨-૨-૪૧ |
| બાલજીવન | ૨૧ | ૪ | ફેબ્રુઆરી | ૯-૨-૪૧ |
| બાલમિત્ર | ૨૦ | ૭ | ફેબ્રુઆરી | ૨-૨-૪૧ |
| બાલસખા | ૪ | ૯ | ફેબ્રુઆરી | ૨૯-૧-૪૧ |
| બાળક | ૧૯ | ૨ | ફેબ્રુઆરી | ૧-૨-૪૧ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૭ | ૪ | ઑકટો-ડિસે. | ૩૦-૧૨-૪૦ |
| યુવક | ૧૧ | ૨ | ફેબ્રુઆરી | ૪-૨-૪૧ |
| રેખા | ૨ | ૭ | ફેબ્રુઆરી | ૨૮-૧-૪૧ |
| વૈદ્યકલ્પતરુ | ૪૬ | ૨ | ફેબ્રુઆરી | ૧૨-૨-૪૧ |
| વ્યાયામ | ૨૬ | ૪ | જાન્યુઆરી | ૧૬-૧-૪૧ |
| શારદા | ૩૩ | ૧૦ | જાન્યુઆરી | ૧૫-૧-૪૧ |
| શિક્ષણ અને સાહિત્ય | ૨ | ૫ | ફેબ્રુઆરી | ૩૧-૧-૪૧ |
| સુવાસ | ૭ | ૭ | ડિસેમ્બર | ૧૧-૧૨-૪૦ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૪ | ૧ | જુન-જુલાઇ-ઑગસ્ટ | ૩-૧-૪૧ |
| સ્ત્રીબોધ | ૮૫ | ૨ | ફેબ્રુઆરી | ૭-૨-૪૧ |
| સ્કાઉટવીર | ૧૦ | ૧૨ | ડિસેમ્બર | ૧૫-૧૨-૪૦ |




## વડોદરા રાજ્ય

**સા. પુ. કડીની સભા**—કડીના સાર્વજનિક પુસ્તકાલયના વ્ય. મં. ની એક સભા ગઈ તા. ૨૬–૧–૪૧ ના રોજ મળી હતી. તેમાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતાઃ (૧) કડી સુધરાઈ તરફથી રૂ. ૩૦૦) ની ગ્રાન્ટ મળ્યા બદલ આભાર માનવાનો; (૨) સુધરાઈ તરફના એક સભાસદની કારોબારીમાં નિમણૂકનો, તેમ જ (૩) કડી કસ્બા પુસ્તકાલયને સ્થપાયે ૬૦ વર્ષ પૂરાં થતાં હોવાથી તેનો હીરક મહોત્સવદિન ઉજવવા માટેની વિચારણા માટે સમગ્ર કસ્બાની સામાન્ય જનતાની તેમજ પુસ્તકાલયની સમગ્ર સભા બોલાવી જે તે નિર્ણય કરવાને લગતા ઠરાવો પસાર થયા હતા.

## પુસ્તકાલયોને મળેલી મદદ—

**સા. પુ. પલાસર** ( તા. ચાણસ્મા )ને એ જ ગામના પટેલ જેઠીદાસ સાંકળદાસે તેમના ભાઇની પુત્રીના લગ્નપ્રસંગે રૂ. ૪૦૧) અને તેમના વેવાઇ ગોઝારીઆના પટેલ અમીચંદદાસ બેચરદાસે રૂ. ૩૦૧) પુસ્તકાલયનું મકાન બંધાવવા માટે તેમ જ રૂ. ૫) ભેટ આપવા તેઓએ જાહેર કર્યું છે. સ્તુત્ય.

આ ઉપરાંત રૂ. ૪) ઉંઝાના પટેલ પ્રભુદાસ ઉગરદાસ તરફથી ભેટ મળ્યા છે.

**સા. પુ. ભુણાવ** ( તા. સિદ્ધપુર ) ને ૧૫) કાંબળીવાળા પટેલ મૂળચંદદાસ પીતાંબરદાસ તથા ૧૫) પટેલ ચેલદાસ ઉમેદદાસ તરફથી.

**સા. પુ. કુણઘેર** (તા. પાટણ) ને ૭) મહેસાણાના શા. ચુનીલાલ વલ્લભરામ તરફથી.

**સા. પુ. મણુંદ** ( તા. પાટણ ) ને ૫) ગાંધી વાડીલાલ હરખચંદ તરફથી, તથા ૫) ઉનાવાના શા. મોહનલાલ માધવજી તરફથી.

**સા. પુ. છઠીઆરડા** ( તા. મહેસાણા ) ને ૩) ઘાંચી પ્રભુદાસ રણછોડદાસ તરફથી.

**સા. પુ. બચાર** ( તા. કરજણ ) ને ૧૩) ભાદરવાના મહેતા ગોરધનદાસ મૂળજીભાઇ તરફથી.

**સા. પુ. સરસાવ**—( તા. કડીને ) ૨) સરસઢના નાયક જીવરામ ગોવંદરામ તથા ૨) રાવળ ચિમનલાલ ભવાનીશંકર તરફથી.

**સા. પુ. દામનગર**—( તા. અમરેલી ) ને ૫) શિહોરના મણિશંકર લક્ષ્મીશંકર, ૨) શુકલ ભૂપતરાય રામશંકર, ૨) દામનગરના વોરા મુસાજી મહમદઅલી, ૨) વેળાવદરના માસ્તર લક્ષ્મીશંકર પ્રાણજીવન તથા ૨) લાઠીના શેઠ લક્ષ્મીચંદ રાજપાળ, તરફથી.

**સા. પુ. ચાંદગઢ**—( તા. અમરેલી ) ને ૨) ચકરગઢના પટેલ ભગવાનદાસ તરફથી.

**સા. વાચનાલય ઝીંકીઆળી**—( તા. ખાંભા ) ને પટેલ જીવરાજભાઈ રણછોડભાઈ તરફથી.

**સા. પુ. તાંદળજા**—( તા. પાદરા ) ને ૫) ઠક્કર અંબાલાલ પુરુષોત્તમ, ૪) છત્રસિંહ મોહનસિંહ રાવ, ૨) મુસાભાઈ વલ્લીમહમદ અને ૨) અલીભાઇ કાળીદાસ તરફથી.

**સા. પુ. અકોટા**—( તા. વડોદરા ) ને ૫) રમણલાલ ચિમનલાલ તથા ૨) આદમભાઈ બાપુભાઈ તરફથી.

**સા. પુ. સામરા**—( તા. કરજણ ) ને ૫) શેઠ નાનચંદ વલ્લભદાસ તરફથી અને ૨) ગંભીરસિંહ બાપુજી તરફથી.

## વડોદરા રાજ્ય પુ૦ મંડળ

**શિક્ષણવર્ગો**—ચાલુ સાલે નવસારી તથા અમરેલી પ્રાંતો માટે પુસ્તકાલયશિક્ષણ વર્ગો ભરવાની યોજના છે. અમરેલીનો વર્ગ તળ અમરેલીમાં એપ્રિલ માસના છેલ્લા અઠવાડિયામાં, તથા નવસારી પ્રાંતનો વર્ગ મે મહિનામાં નવસારી તાલુકાના કાલિયાવાડી ગામમાં ભરાવાનો છે. ચોક્કસ તારીખો, સ્થળ વગેરેની માહિતી આપતી જાહેરાત માટે આવતો અંક જોવો. દરમ્યાન ઇચ્છુક ઉમેદવારો વર્ગનો લાભ લેવાનો વિચાર પાકો કરી ઉમેદવારી નોંધાવવા માંડે.

**શિ. વા. પરીક્ષા**—શિષ્ટવાચનની ૧૯ મી પરીક્ષા ચાલુ માસની તા. ૨૬ મીએ જે તે સ્થળે લેવાઇ ગઇ છે. ઉમેદવારપત્રક જોતાં શુમારે ૨૦૦ ઉમેદવારો હોવાનું જણાય છે.

**પર્વણીદિન**—વસંત પંચમીએ ઉજવાયલા પર્વણીઉત્સવના હેવાલો જેમણે ન મોકલ્યા હોય તેમને અચૂક મોકલી આપવાની વિનંતિ. અહેવાલ આવતા અંકમાં છપાશે.

**પ્રચારક છૂટા થયા છે**—મહેસાણા-અમરેલી પ્રાંતોના પગારદાર પ્રચારક રા. રમેશ ઉ. મજમુદાર પાટણના ફતેહસિંહરાવ કસ્બા પુસ્તકાલયના ગ્રંથપાલ નીમાતાં પ્રચારકપદનું રાજીનામું આપી છૂટા થયા છે.

---

## પુસ્તકો મોકલ્યાની માહિતી ( જાન્યુઆરી '૪૧ )

### યાદી નં. ૧ : સંખ્યા ૪૯

**પેટલાદ**—ભૂરાકોઇ
**વડોદરા**—રાયપુરા
**કરજણ**—રણાપુર, ઉરદ
**સંખેડા**—સરગી
**દહેગામ**—સાંપા, હાલીસા, મગોડી, જાલુંદ્રા મોટા, ભાવડા, ગલુદણ, નાંદોલ, પરાંતીઆ, લવારપુર.
**કડી**—કલ્યાણપુરા, શિયાપુરા, કુંલેત્રા, ચાલાસણ, ઢોરીઆં, નંદાસણ, ભાલ્ડી (કુમારપુરા), ખોરીસણા, મેડા આદરજ, સરસાવ, સુરજ, ઊંટવા
**આતરસુંબા**—ઉકરડીના મુવાડા, કનીપુર, વ્યાસવાસણા.
**કલોલ**—જામળા, વાવોલ, જાસપુર, ઇસંડ, પલસાણા, વાસણા, મુબારકપુર, પાનસર, વેડા, રાંધેજ, કોલવડા, શેરથા, સઇજ, ઉનાઉ.
**સિદ્ધપુર**—કાકોસી
**ચાણસ્મા**—બહુચરાજી
**વ્યારા**—કપુરા
**અમરેલી**—માંગવાપાલ
**ધારી**—વીરપુર, ગોવિંદપુર

# પુસ્તકાલયોની તપાસણી

## ( નવેમ્બર માસમાં )

**પુસ્તકાલયની** પ્રાંત પ્રચારકોએ ગાહે નવેમ્બર માસમાં નીચેનાં સ્થળોની મુલાકાત લઈ ત્યાંનાં પુસ્તકાલયોની તપાસણી, દફતરી વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છે. જે તે સંસ્થાનને લગતી મહત્ત્વની માહિતી તેમ ઊણપો કૌંસમાં દર્શાવાઇ છે તે તરફ લક્ષ આપવા લાગતા વળગતાઓને વિનંતિ.

**૧. વડોદરા પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ** પેટલાદ મહાલનાં:—

**( ૧ ) અગાસ**—વિષયવારી નામાવારી તૈયાર કરાવ્યાં. દફતરી કામ વ્યવસ્થિત કરાવ્યું. જીર્ણ માસિકો હરાજ કરાવી ઉત્પન્ન રૂ. ૧–૮–૦ રોજમેળમાં જમા કરાવ્યા. પુસ્તકોને પટ્ટીઓ લગાવડાવી. સિક્કો નથી તે ખરીદી લેવાની ખાસ અગત્ય. દૈનિક પત્ર માટે ગામલોકનો ખાસ આગ્રહ. કા. ફં. રૂ. ૨૩–૭–૦ પુ. સ. સ. મં. માં. લગ્ન વા ઇતર પ્રસંગે મળતી બક્ષિસો ગામઆગેવાનો પોતાની પાસે રાખી મૂકે એ પદ્ધત સુધારો માગે છે.

**( ૨ ) બોરીઆ**—મેળવણી કરતાં ૫ પુસ્તકો ખૂટયાં. વિષયવારી નામવારીની અધુરાશ પૂરી કરી આપી. જીર્ણ માસિકો કમી કરાવી રૂ. ૨॥ રોજમેળમાં જમા કરાવ્યા. સિક્કો નથી તે પ્રથમ તકે ખરીદી લેવાની સમજ આપી. પુસ્તકોને પટ્ટીઓ તથા સિક્કા નંબર ઠરેલા ધોરણે થવાની જરૂર. કા. ફં. રૂ. ૨૨૨–૧–૬ પુ. સ. સ. મંડળમાં.

**( ૩ ) ભાટીએલ**—પુસ્તકો બરાબર મળી રહ્યાં. નામવારી વિષયવારી તૈયાર કરાવ્યાં. સિક્કો નથી તે મંગાવી લેવા સૂચવ્યું. જીર્ણ માસિકોની હરાજીના ઉત્પન્નના રૂ. ૨–૬–૩ રોજમેળમાં જમા કરાવ્યા. પાછલી ત્રણ સાલનો હિસાબ તપાસી વસુલ કરવા જોગી રકમ વસુલ કરાવી હિસાબ ચોખ્ખો કર્યો. ત્રિમાસિક નિવેદન મોકલતા રહેવાની તથા ઠરેલાં ધોરણે સિક્કા લેબલ કરી દેવાની સમજ આપી. કા. ફં. રૂ. ૫– –૦ પુ. સ. સ. મં. માં.

**( ૪ ) સિહોલ**—વિષયવારી નામવારી અધુરાં છે તે પૂરાં કરી લેવાની સમજ આપી. જ. ર. જીર્ણ થઈ ગયું છે તે ફરી કરવાને સૂચવ્યું. જૂનાં માસિકો તથા પરતી વેચાણના ઉત્પન્નના રૂ. ૧૧–૪–૦ રોજમેળમાં જમા કરાવ્યા. લગ્નપ્રસંગની ભેટો ગામ આગેવાનો રાખી લે છે તે પદ્ધતમાં સુધારો થવાની ખાસ જરૂર. જુદા જુદા ઇસમો પાસેની આવી રકમો રીતસર પુસ્તકાલયને નામે ચડી જાય એ ખાસ ઇચ્છવા યોગ્ય. ગ્રામ પંચાયતની રકમો પણ ખર્ચ્યા વગરની આગેવાનો પાસે પડી રહે એ તો બિલકુલ અયોગ્ય જ ગણાય. એ તો જે તે સારો જ ખર્ચાઇ જવી ઘટે. ફડચામાં ગયેલી સ્થાનિક સહકારી મંડળીમાં કા. ફંડની કેટલી રકમ મુકાયલી છે તે જાણી લેવાની ને રકમ કઢાવી લેવાની અગત્ય. કા. ફં. ના રૂ. ૭૪૮–૬–૬ પુ. સ. સ. મંડળમાં પણ છે. ગુજરાત વ. સો. માં રજીસ્ટર્ડ થયેલું છે.

**( ૫ ) અરડી**—વિષયવારી નામવારી અધુરાં હતાં તે પુરાં કરાવ્યાં, પુસ્તકોને પટ્ટીઓ મરાવી. જૂનાં માસિકો હરાજ કરાવી રૂ. ૨–૧૨–૦ જમા કરાવ્યા. પાવતી બુક રાખવાની.

સમજ આપી. મુદત બહાર ગયેલું એક ખાતું તાજું કરાવ્યું. ભેટ મળતાં પુસ્તકો જ. ર. માં ચઢાવતા રહેવાની, રકમની પાવતીઓ આપવાની સમજ આપી. કમી કરેલાં પુસ્તકોના શેરા મંત્રી જાતે કરી લે છે ? કા. ફં. રૂ. ૫૭-૯-૫ પુ. સ. સ. મં. માં.

( ૬ ) ભારડ—મેળવણી કરતાં ૪ પુસ્તકો ખૂટયાં. વિષયવારી નામવારીની અધુરાશ પૂરી કરી આપી. જીર્ણ માસિકોની હરાજીના રૂ. ૨-૮-૦ રોજમેળમાં જમા કરાવ્યા. લગ્નપ્રસંગની બક્ષિસો ગામઆગેવાનો રાખી લે છે તે રીતનું ગેરવાજબીપણું સમજાવ્યું. એ બાબતમાં મંત્રીને ઘટતી સૂચના આપી. બાઇ લલિતા તે રૂદેલના સાકરચંદ નાથાચંદની દીકરી તરફથી પુસ્તકાલયને ૧ વીઘું જમીન બક્ષિસ મળેલી છે તેનો વહિવટ ખાનગી ઇસમો કરતા હોઇ ઉત્પન્ન પુસ્તકાલયને ચોપડે નથી ચઢાવાતું એ વાત સાચી ? કા. ફં. રૂ. ૭૭-૧૪-૨ પુ. સ. સ. મં. માં. ગ્રુ. વ. સો. માં રજીસ્ટર્ડ.

( ૭ ) વટાવ—વિષયવારી નામવારી અધુરાં હતાં તે પુરાં કરી આપ્યાં. પુસ્તકો બરાબર મળી રહ્યાં. જૂનાં માસિકોની હરાજીમાં રૂા. ૨-૮-૦ ઉપજ્યા, લગ્નપ્રસંગોની રકમો આગેવાનો પાસે હતી તે સમજાવી રૂા. ૪૦) કઢાવી લીધા. મંત્રી પાસે હિસાબની ચોખવટ કરાવી. કા. ફં. રૂ ૫૬) પુ. સ. સ. મં. માં. ગ્રુ. વ. સો. માં રજીસ્ટર્ડ. ઠરેલા ધોરણે પુસ્તકોને સિક્કા નંબરો કરવાની, ફાટેલાં તૂટેલાં પુસ્તકો કમી કરાવી લેવાની, પાવતી બુક રાખી ઉપયોગ કરવાની, તથા દવાખાનાના શીશા પુસ્તકોનાં કબાટમાં રખાય છે તો તેમ ન કરવાની સમજ સૂચના આપી.

( ૮ ) વિશ્નોલી—પુસ્તકાલય નથી. મુસલમાન તથા બારિયાની વસ્તી છે. રૂ. ૭૫) ૧૪ સાલે ખાતામાં ભરાયા છે. ચાલુ સાલે પુસ્તકાલય ઉઘડી જવાની આતુરતા સેવાય છે.

( ૯ ) બાંધણી—વિષયવારી નામવારીની અધુરાશ પૂરી કરાવી. ખૂટતાં પુસ્તકો કમી કરાવી લેવાની સમજ આપી. જીર્ણ માસિકોની હરાજીમાં રૂ. ૧૮-૧૨-૦ ઉપજ્યા તે ગ્રંથપાલને સોંપી રોજમેળમાં જમા લેવા સૂચવ્યું. ખાનગી ઇસમો પાસે રહેતી લગ્નપ્રસંગોએ મળતી રકમોનો હિસાબ મળી શકયો નથી. ઠરેલા ધોરણે પુસ્તકોને તેમજ દફતરી કાગળોને સિક્કા નંબર એકુણાત થવાની તથા સ્વચ્છતા જાળવવાની ખાસ જરૂર. કા. ફં. રૂ. ૯૦૦) પુ. સ. સ. મં. મારફત લોન; રૂ. ૩૨૪-૧૨-૬ પુ. સ. સ. મં. માં જમા. ગ્રુ. વ. સો. માં રજીસ્ટર્ડ. પુ. સ. સ. મં.નો ૧ શેર. રૂ. ૩૧-૧૪-૩ મંત્રીના હાથ પર.

( ૧૦ ) ધુંદેલી—દૈનિક માટે લોકોનો ખાસ આગ્રહ. પુસ્તકોને પદીઓ ફરી ચોટાડાવી. પસ્તીવેચાણના રૂ. ૧-૨-૩ ઉપજ્યા. પુસ્તકાલયની શિલકમાંથી દવાખાના ખાતે વપરાયલા રૂ. ૭-૮-૦ વસુલ લેવડાવ્યા. વિષયવારી નામવારી પૂરાં કરી આપ્યાં. કા. ફં. રૂ. ૩૮-૧૫-૧૦ પુ. સ. સ. મં. માં.

( ૧૧ ) સંજાયા—વિષયવારી નામવારી પૂરાં કરી આપ્યાં. પુસ્તકો બરાબર મળી રહ્યાં. હિસાબ તપાસી ચોખવટ કરાવી લીધી. સેન્ટરના શિક્ષક પાસે વાર્ષિક હિસાબ તપાસાવરાવી લેવાની સમજ આપી, કા. ફં. રૂ. ૨૭૧) પુ. સ. સ. મં. માં; ગ્રુ. વ. સો માં રજીસ્ટર્ડ તથા પુ. સ. સ. મં. નો ૧ શેર.

( ૧૨ ) બામણોલી—વિષયવારી નામવારી ઉધાઇથી ખરાબ થયેલાં તે ફરી કરી આપ્યાં. ઉધાઇનો ઉપદ્રવ પુષ્કળ છે. યોગ્ય સાવચેતી કાયમ લેતા રહેવાની જરૂર. બક્ષિસ મળેલી જમીન વીઘા ૧-૭-૦ નો વહિવટ મંત્રીએ કરતા રહેવાની સમજ આપી. ઠરેલા ધોરણે સિક્કા નંબર થવાની, ત્રિમાસક નિવેદન મોકલતા રહેવાની, હિસાબ સેન્ટરમાં તપાસાવી લેવાની સમજ આપી. કા. ફં. રૂ. ૬૫-૯-૨ પુ. સ. સ. મં. માં. ગુ. વ. સો. માં રજીસ્ટર થયેલું છે.

( ૧૩ ) રાવલી—ગામ ગરીબ. વસ્તી મુસલમાનોની. બજેટ માટે મહાલ મંડળમાંથી મદદ મેળવવાની સમજૂત કરી. વિષયવારી નામવારી નથી તે કેમ કરવાં તેની સમજણ આપી. ત્રિમાસિક નિવેદન મોકલવાની જરૂર સમજાવી. ઠરેલા ધોરણે પુસ્તકોને તથા દફતરી કાગળોને સિક્કા નંબર કરી લેવાની તથા પટ્ટીઓ ચોટાડવાની સમજણ આપી. કા. ફં. બિલકુલ નથી ?

## ( ડિસેમ્બર માસમાં )

૧. વડોદરા પ્રાંત પ્રચારક રા. છગનભાઈ મથુરભાઈ પટેલ માહે ડિસેંબરમાં પેટલાદ મહાલનાંઃ—

( ૧ ) દંતાલી—મેળવણી કરતાં પુસ્તકો બરાબર મળી રહ્યાં. વિષયવારી નામવારી અધૂરાં હતાં તે પૂરાં કરી દીધાં. પુસ્તકોને ઠરેલા ધોરણે સિક્કા નંબર થવાની, સેટનાં પુસ્તકો પુસ્તકવાર જુદે નંબરે ચઢાવવાની, પુસ્તકાલયનું ઘડિયાળ ડેડસ્ટોકે ચઢાવી લેવાની, ફડચામાં ગયેલી સહકારી મંડળીમાંથી વસુલ આવે તે રકમ બેન્કમાં વા પુ. સ. સ. મં. માં મૂકવાની સમજ આપી. નવીન કબાટ વધારાનું વસાવવાની જરૂર. કા. ફં. રૂ. ૪૨૬-૧૧-૦ ફડચામાં ગયેલી દંતાલી-સહકારી મંડળીમાં, પુ. સ. સ. મંડળનો ૧ શેર ધરાવે છે. તથા ગુ. વ. સો. માં રજીસ્ટર્ડ થયેલું છે.

( ૨ ) સીમરડા—મેળવણીમાં પુસ્તકો બરાબર મળી રહે છે. વિષયવારી નામવારી તૈયાર કરી આપ્યાં. પુસ્તકોને પટ્ટીઓ મરાવી. જીર્ણ માસિકો હરાજ કરાવી ઉત્પન્નના રૂ. ૮) રોજમેળમાં જમા કરાવ્યા ને તેનાં પુસ્તકો ખરીદી લેવા સૂચવ્યું. પુસ્તકાલય માટે બહારથી આવતી મદદનો વહિવટ ગામઆગેવાનો કરે છે. એવી રકમ રૂ. ૧૨૫) ની જણાઈ છે. કા. ફં. રૂ. ૨૧૮-૧૧-૬ પુ. સ. સ. મં. માં. પાવતી બુક રાખવાની તથા વધારાનું નવીન કબાટ ખરીદવાની જરૂર.

( ૩ ) કાવીઠા—વાર્ષિક હિસાબ ધોરણસર મંજુર કરાવ્યો નથી તે કરાવી લેવા સૂચવ્યું. વિષયવારી પૂરું કરી આપ્યું. નામવારી કેમ કરવું તેની સમજ આપી. પુસ્તકોની મેળવણી કરતાં મળી રહ્યાં. મકાનના ઉપલા મજલે દવાખાનું રખાયું છે. ઠરેલા ધોરણે પુસ્તકોને સિક્કા નંબર થઇ જવાની, પાવતી બુક રાખવાની, ગ્રંથપાલે તાલીમ વર્ગનો લાભ લેવાની તથા જીર્ણ પુસ્તકો રીતસર કમી કરાવી લેવાની જરૂર. કા. ફં. રૂ. ૧૧૬૮-૯-૭ પુ. સ. સ. મં. માં, પુ. સ. સ. મં. નો એક શેર તથા ગુ. વ. સો. માં રજીસ્ટર્ડ,

( ૪ ) સુંદરણા—મેળવણી કરતાં પુસ્તકો બરાબર મળી રહ્યાં. પાંચ પુસ્તકો બે ત્રણ વર્ષથી પાછાં ફર્યા નથી. તે બાબત યોગ્ય તજવીજ કરવા સૂચવ્યું. વિષયવારી નામવારી કરી આપ્યાં. કબાટ નંગ ૨ નાં બારણાં તત્કાળ દુરસ્તી માગે છે. ઠરેલા ધોરણે પુસ્તકોને સિક્કા, નંબર થઈ જવાની, ત્રિમાસિક નિવેદન નિયમિત મોકલતા રહેવાની તથા પરતીવેચાણ સાલ આખરે કરતા રહેવાંની જરૂર સમજાવી. કા. ફં. રૂ. ૩૯૦–૧૩–૦ પેટલાદ બેંકમાં તથા રૂ. ૧૪–૬–૦ પુ. સ. સ. મં. માં.

( ૫ ) વિશ્રામપુરા—પુસ્તકો બરાબર મળી રહે છે. વિષયવારી નામવારી કરી લેવાની સમજ આપી. ઠરેલા ધોરણે સિક્કા નંબર તથા એકુણાત થવાની, પાવતી બુકનો ઉપયોગ કરવાની, ગ્રંથપાલે શિક્ષણવર્ગનો લાભ લેવાની તથા વાર્ષિક હિસાબ ધોરણસર તપાસી લેવરાવવાની સૂચના કરી.

( ૬ ) માનપુરા—હિસાબ તપાસતાં રૂ. ૧૩–૧૪–૦ પાછલી સાલોના બીનખર્ચાયલા જણાયા તે ચાલુ રોજમેળમાં જમા લેવરાવ્યા ને ખાતાની પરવાનગી મેળવી તત્કાળ પુસ્તકખરીદી ખાતે ખર્ચી નાખવાની તાકીદ આપી. જીર્ણ માસિકોની હરાજી કરાવતાં રૂ. ૪–૨–૦ ઉપજ્યા. પુસ્તકોને તેમજ દફતરી કાગળોને ધોરણ પ્રમાણે સિક્કા નંબર તથા એકુણાત થવાની જરૂર. કા. ફં. રૂ. ૧૬૫) માનપુરા સહકારી મંડળીમાં છે, પણ તે અ વર્ગની નહિ હોવાથી ત્યાંથી ખસેડી લેવાની જરૂર. બાલસાહિત્ય વસાવવાની ખાસ જરૂર.

( ૭ ) સુંદરા—મેળવણીમાં ૭ પુસ્તકો ખૂટયાં, તે મેળવી લેવા અગર નિકાલ કરાવવા સૂચવ્યું. નામવારી અધુરું છે તે પૂરું કરી લેવા સમજાવ્યું. પુસ્તકોને તેમ દફતરી કાગળોને સિક્કા નંબર, એકુણાત થવાની જરૂર. પુસ્તકાલયનું કબાટ દવાખાનાના કામે વપરાય એ બરાબર નથી. કા. ફં. રૂ. ૧૧૧–૧૩–૬ ફડચામાં ગયેલી સુંદરા સહકારી મંડળીમાં, રૂ. ૨૦) નાર સહકારી મંડળીમાં. ગુ. વ. સો. માં રજીસ્ટર્ડ.

( ૮ ) કણિયા—વિષયવારી, નામવારી અધુરાં પૂરાં કરી આપ્યાં. પુસ્તકોની મેળવણી કરતાં બરાબર જણાયાં. પટ્ટીઓ ઉખડી ગયેલી નવેસર ચોડાવી. રોજમેળ તપાસતાં રૂ. ૩–૫–૬ દવાખાના ખાતે વપરાયલા તે પરત વસુલ કરાવી રોજમેળે જમા લેવડાવ્યા. પુસ્તકોને તેમ દફતરી કાગળોને સિક્કા નંબર એકુણાત થવાની જરૂર. જૂથનાં પુસ્તકોને દરેકને સ્વતંત્ર નંબરે નોંધવાની ત્રિમાસિક નિવેદન નિયમિત મોકલતા રહેવાની જરૂર. પુસ્તકાલયના તથા દવાખાનાના હિસાબ જુદા રહે એ ખાસ જરૂરનું. કા. ફં. રૂ. ૨૬–૨–૯ પુ. સ. સ. મં. માં.

( ૯ ) ભુરાકુઈ—મેળવણી કરતાં ૧૨ પુસ્તકો ખૂટતાં જણાયાં. જીર્ણ માસિકો હરાજ કરાવતાં ઉપજેલા રૂ. ૬) રોજમેળમાં જમા લેવરાવી તત્કાળ ખર્ચી દેવાની સૂચના આપી. પાછલી ૪ સાલના હિસાબ તપાસણીમાં રૂ. ૧૯–૧૦–૯ ની બીનખરચાયલી રકમ ચાલુ સાલે જમા લેવરાવી પુસ્તકખરીદી ખાતે વાપરી દેવાની તાકીદ આપી. પુસ્તકોને તેમ દફતરી કાગળોને સિક્કા નંબર એકુણાત થવાની અગત્ય. કા. ફં. રૂ ૫૬૪) ભુરાકોઇ સહકારી પાટીદાર મંડળમાં, ૧૫૦) સદર મંડળીમાં ટ્રસ્ટફંડ, પુ. સ. સ. મં. નો એક શેર, ગુ. વ. સો. માં રજીસ્ટર્ડ.

( ૧૦ ) **રામોદડી**—પુસ્તકો મેળવતાં બરાબર જણાયાં. ઉધાઇથી બગડવા પામેલાં વિષયવારી નામવારી ફરી કરી આપ્યાં. પટ્ટીઓ નવીન ચોડાવરાવી. દફતરી કાગળો તૈયાર કરાવ્યા. સ્વચ્છતા તરફ લક્ષ અપાવાની તથા સાલ આખરે પસ્તીવેચાણ કરતા રહેવાની જરૂર. જીર્ણ પુસ્તકો કમી કરાવી લેવાં ઘટે. કા. ફં. રૂ. ૧૧-૭-૧૦ પુ. સ. સ. મં. માં.

( ૧૧ ) **સાંસેદ**—પુસ્તકો મેળવતાં મળી રહ્યાં. વિષયવારી નામવારી કરી આપ્યાં. પુસ્તકોને તથા દફતરી કાગળોને ધોરણસર સિક્કા નંબર તથા એકુણાત કરી લેવાની જરૂર. પુસ્તક પટ્ટીઓની મરામત માગે છે. વસ્તી બહુજ ગરીબ હોઈ કા. ફં. ની મુક્તિ અપાય તો ખોટું નહિ. કા. ફં. રૂ. ૨૧-૮-૦ પુ. સ. સ. મં. માં.

( ૧૨ ) **ભંડેરજ**—વિષયવારી નામવારી કરાવ્યાં. પાછલા રોજમેળો તપાસતાં રૂ. ૬-૯-૯ બીનખર્ચાયલા ચાલુ મેળમાં જમા લેવડાવી ખાતાની પરવાનગીસહ પુસ્તક-ખરીદીમાં વાપરવાની સમજૂત કરી. સિક્કા નંબર એકુણાત થવાની જરૂર, સરતાં પુસ્તકોને પુસ્તકવાર સ્વતંત્ર નંબરે નોંધવાની, ત્રિમાસિક નિવેદનો મોકલતા રહેવાની જરૂર. કા. ફં. રૂ. ૩૫) પુ. સ. સ. મં. માં. રૂ. ૧૨-૧૫-૯ મંત્રીના હાથ પર.

( ૧૩ ) **ધૈર્યપુરા**—લોકમદદના અભાવે ગઇ સાલના બજેટનો અમલ ન થઇ શકયો. ચાલુ સાલે તેમ ન થાય તે માટે આગેવાનોને એકત્ર કરી જરૂરી સમજ આપી. ઉખડી ગયેલી પટ્ટીઓ ફરી ચોટાડાવી. વિષયવારી નામવારી કરી આપ્યાં. પુસ્તકો મેળવતાં બરાબર જણાયાં. કા. ફં ની ચોપડી મંડળમાં મોકલી વ્યાજ ચઢાવી લેવા સૂચવ્યું. જીર્ણ માસિકોના વેચાણના રૂ. ૦-૧૪-૦ કંટીજંટ ખર્ચમાં વાપરવા સમજ આપી. કા. ફં. રૂ. ૧૭) પુ. સ. સ. મં. માં.

( ૧૪ ) **માણેજ**—વિષયવારી નામવારી થયેલાં છે, પણ જીર્ણ થઇ ગયાં હોવાથી ફરી કરી લેવા સૂચવ્યું. જીર્ણ માસિકો વેચાવતાં રૂ. ૧-૧૪-૦ ઉપજ્યા. સિક્કા નંબર ધોરણસર થઈ જવાં જોઇએ. કા. ફં. રૂ. ૨૨૦-૧૫-૫ ફડચામાં ગયેલી ગામાત સહકારી મંડળીમાં. ; રૂ. ૧૦૦) પુ. સ. સ. મં. માં. ; મંડળનો ૧ શેર. ગુ. વ. સો. માં રજીસ્ટર્ડ.

( ૧૫ ) **જહાજ તા. ભાદરણ**—જનરલ રજીસ્ટર ફરી નવેસર કરવાની સમજ આપી. વિષયવારી નામવારી તે પછી કેમ કરવાં તે સમજાવ્યું. પુસ્તકોને પટ્ટીઓ, સિક્કા નંબર ધોરણસર લગાડવાની જરૂર. જીર્ણ માસિકોની હરાજીના રૂ. ૧૧) ઉપજ્યા તેનાં પુસ્તકો ખરીદવા તાકીદ આપી. કા. ફં. રૂ. ૧૭૧) ક વર્ગની જહાજની સહકારી મંડળીમાં હોઈ ખસેડી લેવરાવવાની જરૂર.

( ૧૬ ) **જલસણ તા. ભાદરણ**—રેલસંકટ વખતે ઘણાં પુસ્તકોને નુકસાન પહોંચ્યું હોઇ તેવું સાહિત્ય કમી થવાને પાત્ર ગણાય. વિષયવારી નામવારી કરી લેવાની જરૂરી સમજ આપી. કમી થવા લાયક પુસ્તકોની યાદી કરાવી ખાતા તરફ મોકલાવી. પુસ્તકોને ઠરેલા ધોરણે સિક્કા નંબર તથા પટ્ટીઓ થઇ જવાની જરૂર. કા. ફં. રૂ. ૪૮૩) ફડચામાં ગયેલી જલસણ સહકારી મંડળીમાં.

( ૧૭ ) **સેખડી**—વિષયવારી થયેલું છે. નામવારી કેમ કરવું તેની સમજ આપી. ઠરેલા ધોરણે સિક્કા નંબર પટ્ટીઓ એકુણાત કરી લેવા સૂચવ્યું. નવા કબાટની જરૂર. કા. ફં. રૂ. ૫૧-૧-૬ પુ. સ. સ. મં. માં; ૧ શેર મંડળનો.

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## [ શિષ્ટ વાચનની પરીક્ષા ૧૯ મી તા. ૧૬-૨-૪૧ ]

### સમય ૭ાા થી ૧૦ાા

ટીપઃ—

( ૧ ) જવાબ માટે કાગળોની નોટ બાંધવી અથવા છૂટા હોય તો શીવી લેવા.

( ૨ ) જવાબ લખતી વખતે પુસ્તકની વા બીજી કોઈ જાતની મદદ લેવી નહિ; પ્રામાણિકપણું પૂરેપૂરું જાળવવું.

( ૩ ) દરેક ઉમેદવારે પોતાની ઉત્તરવહીના પૂઠા પર નામ ઠામ સાથે ઉમ્મર, અભ્યાસ અને ધંધો પણ અવશ્ય જણાવવાં.

( ૪ ) જવાબ સુવાચ્ય અક્ષરે શાહીથી લખવા.

( ૫ ) ચોપડીની ભાષામાં નહિ પણ પોતાની ભાષામાં લખાયલા જવાબ વધારે પસંદગી પાત્ર ગણાશે.

### પ્રશ્નપત્ર

# ભારતસેવક ગોખલે

[ સૂચનાઃ—૧ લો અને ૬ ઠ્ઠો સવાલ ફરજિયાત છોડી બીજા ગમે તે છ મળી કુલ આઠ સવાલના જવાબ લખવા. ]

૧. ( अ ) ગોખલેજીની શિષ્યપરંપરા ગણાવી મહાત્મા ગાંધીજી તેમનું ગુરુપદ સ્વીકારવાને કેમ પ્રેરાયા તે સમજાવો.

( ब ) ગોખલેજી અને ગાંધીજીના જીવનસિદ્ધાંતો તથા કાર્યપદ્ધતિઓનો મુકાબલો કરો.

૨. ગોખલેજીના રાજદ્વારી ગુરૂ કોણ ? ગોખલેના જાહેર જીવનના ઘડતરમાં એમણે કેવોક ભાગ ભજવ્યો છે તે સમજાવો.

૩. અમલદાર થવાની યોગ્યતાવાળા ગોખલેજી રાષ્ટ્રસેવાને ચીલે કેવી રીતે ચઢયાં તે ટુંકમાં પણ સ્પષ્ટ સમજાવો.

૪. ગોખલેજીના વિદ્યાર્થીજીવનની હાડમારીઓનો ખ્યાલ આપી તે પરથી હાલના વિદ્યાર્થીઓ શો બોધ લઇ શકે તે સમજાવો.

૫. ગોખલેની સ્મરણશક્તિ અને શરમાળ પ્રકૃતિ વિષે શું જાણો છો ?

૬. પૂર્વાપર સંબંધ સાથે સમજાવો:—

(૧) " આ દેશનો તે ઊગતો સિતારો છે. " (૨) " તું તો ભાઈ ગાડી ઘોડે ફરશે અને આપણે તો હવે આખું જીવન પગ ઘસડતાં ચાલશું. " (૩) " આપને માટે આ સર્વોત્તમ કાચો મસાલો છે. " (૪) " જોસ તમારા વિચારોમાં આણો ભાષામાં નહિ. " (૫) " ગયેલો બુધવાર કદી પાછો ફરવાનો નથી. " (૬) " હું તો બોલીશ જ. " (૭) " તમે આ ગાંધીને તાર કરોને કે એ મારો જીવ લેવા બેઠો છે. "

૭. 'ગોખલે નાનપણથી જ સત્યવાદી અને ધર્મનિષ્ઠ હતા' એ પૂરવાર કરનારા પ્રસંગો વર્ણવો.

૮. ' બૉયકૉટ ' અને ' સ્વદેશી 'ની હીલચાલો કેવી રીતે હસ્તીમાં આવી તે સમજાવી તે વિષે ગોખલેજીના વિચારો દર્શાવો.

૯. પુનાના પહેલા પ્લેગસંકટે ગોખલેની જામતી કીર્તિ પર ઉતારેલી આફતનું બ્યાન કરી તે પરથી શો બોધ મળે છે તે લખો.

૧૦. ( अ ) ગોખલે સ્થાપિત ' ભારતસેવક સમાજ 'ના આદર્શો લખી એ સમાજના જાણીતા સેવકોનાં નામ ગણાવો.

( ब ) ગાંધીજી ગોખલેના શિષ્ય ગણાવા છતાં ' ભારત સમાજ સેવક 'ના સભ્ય કેમ ન થઇ શક્યા ?

૧૧. ગોખલેજીએ જાહેર જીવનમાં ઝોકાવ્યું તે વારે હિંદના વાઇસરોયપદે કોણ હતો ? હિંદ મધ્યેનાં એનાં કર્તુકોનો ખ્યાલ આપી એનું શું પરિણામ આવ્યું તે જણાવો.

૧૨. દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓની હાડમારીઓનો ખ્યાલ આપી તેને દૂર કરાવવા માટેની લડતમાં ગોખલેજીએ ભજવેલો ભાગ અને તેનું પરિણામ આલેખો.

૧૩. ગોખલે અને તિલકના જીવનસિદ્ધાંત અને કાર્યપદ્ધતિની સરખામણી કરો.

૧૪. ' બંગભગ 'ના એ ઐતિહાસિક બનાવ વિષે જાણતા હો તે ટુંકમાં પણ સ્પષ્ટ રીતે સમજાવો.

૧૫. ફરગ્યુસન કૉલેજનું શાંત સેવાક્ષેત્ર છોડી જાહેર જીવનમાં ઝંપલાવવાને ગોખલેજી કેમ ને કેવા સંજોગોમાં પ્રેરાયા ? વડી ધારાસભામાં પહેલે સપાટે તેમણે પાડેલી છાપ અને તેની અસર વર્ણવો.

# પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૪૦–૪૧

## યાદી નં. ૨ : સંખ્યા ૨૬૩

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફથી લોકમદદની રકમ તથા બજેટ તા. ૨૦–૧૨–૪૦ સુધીમાં આવી ગયાં છે, એટલે તેમને તા. ૧૫ ફેબ્રુઆરી ૧૯૪૧ થી પત્રો શરૂ કરાવી આપવાની વ્યવસ્થા થઇ છે. તા. ૨૦–૩–૪૧ સુધીમાં જેમની લોકમદદની રકમ તથા બજેટો આવી ગયાં હશે તેમને પણ એપ્રિલથી પત્રો શરૂ થઇ તેમની યાદી માર્ચ માસના અંકમાં પ્રસિદ્ધ થશે. **યાદી પૈકી તેમજ બીજાં ગ્રામ પુસ્તકાલયો તરફથી સરકાર પંચાયત મદદ મેળવવાની પાવતીઓ ખાતા તરફ મોકલવામાં ન આવી હોય તેઓ સત્વરે મોકલી આપે.**

**પેટલાદ**—ખણુસોલ, ધુંદેલી, થલેડી, પેટલી, બામણોલી, ભાટીએલ, સીમરડા, સંજાયા, પચરાણીઆ.

**ભાદરણ**—કણજટ, જલસણ, જલુંધ, જોશીકુવા, પીપળી, ભુવેલ, વાલવોડ, વાસણા, સુંદણ.

**વડોદરા**—અંકોડીઆ, આસોજ, કાશીપુરા, કોયલી, ગોત્રી, સમીઆળા, સલાડ, સાંકરદા, સીસ્વા, ધનોરા, સૈયદ વાસણા, વડસર, દુમાડ, માણેજા, કરોડીઆ, અકોટા, તાંદળજા.

**પાદરા**—કરણાકુવા, ગામેઠા, ગોરીઆદ, ચોકારી, ડભાસા, નરસીપુરા, પીપળી, મોભા, લોલા, વિશ્રામપુરા, સાદરા, સાંપલા, સોખડારાઘુ, ભાણપુર, લતીપુરા.

**કરજણ**—કોલીઆદ, ચોરંદા, નવી જીથરડી, પુરા, ફત્તેપુર બામણગામ, બોડકા, રારોદ, રોપા, ભરચાલી સાદરણા, કોંણા, લાકોદરા, વીરજઇ, અભરા, તેગવા, સાંસરોદ, હળદરવા, સગડોળ, પાછીઆપુરા.

**ડભોઇ**—અંગુઠણ, ઢોલાર, નડા, નહારીઆ, પુનીઆદ, બોરીઆદ, મઢેલી, મેનપુર, રાજલી, વઢવાણા, કરાળી, કુંવરપુરા, સીમળીઆ, પુડા, ફરતીકુઇ, પાદરીઆપુરા.

**શિનોર**—અચીસરા, અનસુયા, નાના હબીપુરા, ફેરકુળીઆ, સાઢલી, સાંધા, સીમળી, સુરાશામળ, શિરોળા, નાના કરાળા, દામનગર, બાવળીઆ, મીઢોળ.

**સાવલી**—ટુંડાવ, બાકરોલ, રાણીપુરા, વસરસવડા, ગાંગડીઆ, મુંઢેલા, કડાચલા, વેમાર, અંજેસર, પોઇચા, બહુથા, રામનગર, લાંભડાપુરા.

**વાઘોડીઆ**—ખંધા, ગજાદરા, ડાંડીઆપુરા, આડેધર, જરોદ, સાંગાડોળ

**સંખેડા**—કસુંબીઆ, ટીંબા, માલપુર, માલુ, લાછરસ, વડેલી, પીગળસટ, સુર્યાઘોડા, ડોળમાર, પરવટા, અલ્હાદપુર, બુજેઠા, સોનગીર, ફાફટ.

**દહેગામ**—કડવાડા, કરોલી, ધમીજ, જીંડવા, ધારીસણા, શાહપુર, ચીલોડા, ધણપ.

**આંતરસુંબા**—કાણીએલ, હીલોલ, દેવકરણના મુવાડા, સીહોરા, આંબવેલ, ગરોડ, સંદેસર, વગ્રાસી.

**કડી**—કૈયલ, થોળ, મણિપુર, જાસલપુર, આદુંદરા, કરજીસણ, ચડાસણા વડાવી, માથાસુલ, આણંદપુરા, અગોલ, કાસ્વા, ધુમાસણ,

**કલોલ**—કુંડાસણ, ડીંગુચા, ધમાસણા, પીપળજ, વડાવસ્વામી, સરઢવ, શોભાસણ, વાગોસણ, ભાદોલ, મોટી આદરજ. રાંચરડા.

**વિજાપુર**—ચડાસણ, આમળુવા, રણાસણ, વડાસણ, વેડા, મહાદેવપુરા, રીદરોલ, પેઢામલી, તાતોસણ, ખણુંસા, ડાભલા, બીલીઆ.

**વિસનગર**—કાંસા, કુવાસણા, ગોઠવા, જેતલવાસણા, તરભ, બાસણા, લાછડી, સાતુસણા, ખંડોરણ, પાલડી, ધામણુવા, થલોટા, બાકરપુર, ભાન્ડુ, વડુ, ગુંશી.

**મહેસાણા**—આખજ, જગુદણ, મેઉ, દેલા, સમિત્રા, લાખવડ, પઢારીઆ, મેવડ, ચલૌવા, નવી સેઢાવી, પો. હે. પુ. મહેસાણા, માકણજ, વડસ્મા, રેદીઆસણા, ધનપુરા.

**સિદ્ધપુર**—ચંડાળજ, ઉપેરા, ડાભી, વિશોળ, હાજીપુર, મકતુપુર વડવાડા, સુજાણપુર, કરણપુર, સિદ્ધપુર કસ્બા પુ.

**ખેરાળુ**—કરબટીઆ, લુણુવા, વીહોડા, હસનપુર, બહાદરપુર, મંડાલી, કેંરીપા, બલાદ, મછાવા.

**પાટણુ**—કીણુવા, કંથરાવી, માતપુર, વાગડોદ, ખોરસણ, મેસર, મહમદપુરા, બાલ પુ. પાટણ, કણી, માંડોત્રી, એંદલા, આંબાપુરા, રૂની, નવાપુરા, સાંપરા, વામૈયા, કોસા.

**ચાણસ્મા**—કંબોઈ, ખાંભેલ, ચવેલી, મુંઢેરા, વસાઇ, છમીછા, સેલાવી, જીતોડા, વીરતા, રૂપપુર, સદુથળા, ધીંચાલ, ધેલીઆવાસણા, ડોઢીવાડા, ધરમોડા.

**હારીજ**—ઓરતવાડા.

**નવસારી**—કડોલી, કાછીઆવાડી, તવડી, દાંતી, પડધા, પોપડા, કરાખટ, દેલવાડા, છાપરા.

**ગણુદેવી**—માણેકપુર, ગણુદેવી કસ્બા પુસ્તકાલય, દેસલી, દેવસર, નાંદરખા, બીલીમોરા.

**પલસાણા**—કરણ, તાંતીથૈયા, તુંડી, દસ્તાન, ધામડોદ એના, ધામડોદ લુંભા, બારસડી, અરતાન, વડદલા.

**કામરેજ**—કોસમાડી-સીમડા, હલધરૂ, મોવાછી, ઊંભેલ.

**મહુવા**—કરચેલીઆ, વડીઆ, વાંસકુઇ, બામણીઆ, વહેવલ, શેખપુરા, બીલખડી, ડુંગરી, અલ્વાણ, વલવાણ, ઉમરા, આસ્તાડ.

**માંગરોળ**—લીમોદરા, સરદા.

**વ્યારા**—ડોલવાણ, કેળકુઇ, ઉમરવાવ દૂર.

**અમરેલી**...ઇશ્વિરીઆ, કેરીઆચાડ, ખીજડીઆ-રાંદડીઆ, જાળીઆ, દેવળીઆ, નાના આંકડીઆ, ફતેપુર, બાબાપુરા, માળીલા, મોટા આંકડીઆ, મોટા ગોખરવાળા, વરસડા, દહીડા, સાજીઆવદર, માલવણ, અમરપુર, મેડી, રાજસ્થળી, સોનારીઆ.

**દામનગર**—ખીજડીઆ, ગણેશગઢ, નાના રાજકોટ, નારણગઢ.

**ધારી**—ડેરાળા, જીરા, દલખાણીઆ, દીતલા.

**કોડીનાર**—અરણેજ, આલીદર, છારા, માલસરમ, વેલણ, દેવલપુર, અડવી, ભલગામ.

**ખાંભા**—ઇંગોરાળા, તાંતણીઆ, ભાડ, પીપળવા.

**રતનપુર**—નવાગામ, મોણપુર, શાહપુર, શિયાનગર.

**ઓખામંડળ**—આરંભડા, ધ્રાસણવેલ, ખતુંબા, ટુંપણી, ગોપીપુરા.

# વર્ગીકૃત નામાવલિ પૂરવણી અંક ૪૭

ઈ ૩૦૪/૧૯૩૫ જૈનધર્મપ્રસારક સભા, ભાવનગર
જૈનધર્મ પ્રકાશક સુવર્ણ-મહોત્સવ વિશેષાંક
૧૯૩૫; રૂ. ૧-૦-૦

કર ૬૮૧/૨૩ મશરૂવાળા, કિશોરલાલ ઘનશ્યામ
ગીતા-મંથન
૧૯૩૫; રૂ. ૧-૪-૦

ઘ૪ ૯૯૫૩/૯૩ હિમાંશુવિજયજી, મુનિશ્રી
મહાકવિ શોભનમૂનિ અને તેમની કૃતિ
૧૯૩૫; રૂ. ૦-૩-૦

ઙર ૨૫૭૫/૭૭.૧ ઘોડા, મોતીલાલ રવિશંકર
(શ્રી) ઋગ્વેદ સંહિતા, અષ્ટક ૧ લું, વિભાગ ૧લો
(સ. સા. ૧૮૨)
૧૯૩૨; રૂ. ૨-૦-૦

ઙર ૨૫૭૫/૭૭.૧ ઘોડા, મોતીલાલ રવિશંકર
(શ્રી) ઋગ્વેદ સંહિતા, અષ્ટક ૧ લું, વિભાગ ૨ જો
(સ. સા. ૧૯૫)
૧૯૩૩; રૂ. ૨-૦-૦

૮ ૨૫૭૫/૭૭.૨ ઘોડા, મોતીલાલ રવિશંકર
(શ્રી) ઋગ્વેદ સંહિતા, અષ્ટક ૨ જું, પૂર્વાર્ધ
(સ. સા. ૨૩૪)
૧૯૩૪; રૂ. ૨-૦-૦

૩૭૬૮૪/૫૮ દલાલ, રતિલાલ વિઠ્ઠલદાસ
(અં) ફળ કથા, ભાગ ૨ (ગાં. બા. વર્ષ ૩જું ૫-૬)
૧૯૩૫; રૂ. ૦-૭-૦

બ૮ ૫૩૫૨૯/૧૨ મંડયા, પ્રહ્લાદજી કે.
આરોગ્ય દીપક ભા. ૧-૨
૧૯૩૪; રૂ. ૧-૪-૦

ઢર ૪૬૯/૭૭ પટેલ નરસિંહભાઈ ઈશ્વરભાઈ
લગ્ન કે પ્રપંચ ?
૧૯૩૫; રૂ. ૦-૮-૦

ઢ૩ ૯૧૦૧/૨૮ શાહ, શંકરલાલ રતિલાલ
(અં) જાણવું જોઈએ (દ. બા. વા. પુ. ૨)
૧૯૩૫; રૂ. ૦-૫-૦

ઢ૩ ૪૯૯/૫૮.૧ ગિજુભાઈ (બધેકા, ગિ. ભ.)
પ્રાથમિક શાળામાં કલાકારીગરીનું શિક્ષણ ભા. ૧ લો.
૧૯૩૫; રૂ. ૦-૧૦-૦

ઢ૩ ૫૯૦/૨૮.૨ ગિજુભાઈ (બધેકા, ગિ. ભ.)
પ્રાથમિક શાળામાં કલાકારીગરીનું શિક્ષણ ભા. ૨ જો
૧૯૩૪; રૂ. ૦-૧૦-૦

ણ૬ ૬૮૧/૯૬ મશરૂવાળા, કિશોરલાલ ઘનશ્યામ
સુવર્ણની માયા
૧૯૩૫; રૂ. ૦-૧-૦

તર ૪૦૮/૧૨ દુરકાળ, જયેન્દ્રરાય ભગવાનલાલ
આશ્રમવૃક્ષો
૧૯૩૫; રૂ. ૦-૫-૦

ત૩ ૪૭૯૯૪/૨૫ નિઝામી, મુહમદ અબુસાલેહ અ.
ચામડાં પકવવાનો ઉદ્યોગ
૧૯૩૫; રૂ. ૧-૮-૦

મ ૨૯૪૮/૨૧ જોષી, ઉમિયાશંકર મુગટરામ (સંગ્રા.)
(અં) કેશુડાં (અશોક બા. પુ. નં ૫)
૧૯૩૫; રૂ. ૦-૩-૦

મ ૯૩૨૫/૫૮ શેલત, વાસુદેવ રામચંદ્ર
ફૂલવાડી
૧૯૩૧; રૂ. ૦-૧૨-૦

મ ૧૨૯૫/૬૦ આવસત્થી, વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર
(અં) બાળસંવાદો અને નાટકો
૧૯૩૫; રૂ. ૦-૧૦-૦

મ ૨૯૮૬/૨૫.૬ જોશી, બાળકૃષ્ણ અને પં. હસમુખ
ચાલો ભજવીએ ભાં. ૬ ઠ્ઠો
(અં) ૧૯૩૫; રૂ. ૦-૮-૦

મ ૫૯૦/૮૭ બધેકા, ગિ. ભ. (ગિજુભાઇ)
શા માટે ?
(અં) ૧૯૩૫; રૂ. ૦-૩-૦

મ ૭૫૮૯/૨૫.૪ યોગી, છગનલાલ
ચાલો ભજવીએ ભા. ૪
(અં) ૧૯૩૫; રૂ. ૦-૧૨-૦

મ ૮૬૧/૨૫.૫ વ્યાસ, હરિપ્રસાદ
ચાલો ભજવીએ ભા. ૫
(અં) ૧૯૩૫; રૂ. ૦-૮-૦

યર ૨૧૮૬/૨૨ ખખેડીઆ, જદુરાય દુલેરાય
ખાટી મીઠી વાતો
(અં) ૧૯૩૫; રૂ. ૨-૦-૦

યર ૨૩૬૬૫/૧૨ ગાંધી, સુરેશ
આરતી
૧૯૩૫; રૂ. ૧-૪-૦

યર ૨૭૯૬૨/૨૫ જોશી, દીનુભાઈ
ગોરીલાનો પ્રેમ અને બીજી
(અં) કુમારકથાઓ (ગાં.કુ.પુ.૧)
૧૯૩૫; રૂ. ૦-૮-૦

યર ૨૭૯૬૨/૫૪ જોષી, દીનુભાઇ
પવનપાવડી
(અં) ૧૯૩૫; રૂ. ૦-૬-૦

યર ૪૨૦૪૩/૨૨ દેસાઇ, ફીકુભાઇ રતનજી (અનુ.)
ખોવાયેલા તારા
૧૯૩૫; રૂ. ૧-૮-૦

યર ૪૩૫૪/૧૨ દેસાઇ, યશવન્ત મ.
આંસુનું જીવન
૧૯૩૫; રૂ. ૧-૮-૦

યર ૬૬૮૫૭/૨૫ બ્રહ્મભટ્ટ, પ્રહ્લાદ
ગૃહલક્ષ્મી
૧૯૩૫; રૂ. ૧-૦-૦

યર ૬૯૫૫૩/૨૫ મહેતા, પ્રતાપરાય ગિરધરલાલ
ચાંદરડાં ભા. ૧ લો
૧૯૩૪; રૂ. ૦-૮-૦

યર ૮૬૧/૯૮ વ્યાસ, હરિપ્રસાદ
શ્રીશક્તિની રમુજી વાતો
૧૯૩૪; રૂ. ૦-૪-૦

યર ૬૪૧૩/૫૫ ભટ્ટ, મૂળશંકર મોહનલાલ (અનુ.)
પાતાળપ્રવેશ (જુઓ વર્ન કૃત)
૧૯૩૫; રૂ. ૦-૧૦-૦

યપ ૧૮૬૪૭/૧૧ કાન્તાદેવી, શ્રીમતી (અનુવાદક)
અનુરાગ ( પ્ર. ગ્રં. ૩ )
( પૂર્ણશશીદેવી કૃત )
૧૯૪૦; રૂ. ૧-૪-૦

યપ ૨૧૧૬/૧૦ ખલીલ, ઐયુબખાન
અથડાતાં હૈયાં,
૧૯૩૫; રૂ. ૩-૮-૦

યપ ૨૫૯૬૪/૨૭ ચાવડા, કિસનસિંહ ગો. (અનુ.)
છુટકારો (સ્વ. ગ્રં. ૩-૧)
૧૯૩૪; રૂ. ૧-૪-૦

યપ ૪૦૬/૭૫ દિવેટીઆ, ભોગીન્દ્રરાવ રતનલાલ
મોહિની (વિ. ગ્રં. ૩૪)
૧૯૪૦; રૂ. ૩-૦-૦

યપ ૫૦૦/૭૬ પટેલ, નાગરદાસ ઈ.
રણધીર
૧૯૩૫; રૂ. ૦-૩-૦

યપ ૫૦૦/૭૮ પટેલ, નાગરદાસ ઈ.
લાલિમો
૧૯૩૫; રૂ. ૦-૩-૦

यप ૫૦૦/૯૯ પટેલ, નાગરદાસ ઇ.
હેમલતા
૧૯૩૫; રૂ. ૦-૬-૦

यप ૫૦૬૧/૭૮ પટેલ, રણછોડ નારણદાસ (પ્રકા.)
લાલ મોરચા
૧૯૩૫; રૂ. ૧-૦-૦

यप ૫૯૬૬/૨૧ બાજીગર,
કોને ખાતર ?
૧૯૩૪; રૂ. ૧-૦-૦

यप ૭૦૨/૯૯ મહેતા, રજનીકાન્ત
સમાજની ભીતરમાં
૧૯૩૪; રૂ. ૧-૦-૦

यप ૭૮૯૫/૫૬ સુન્દરમ્ (લુહાર, ત્રિભુવનદાસ પી.)
પિયાસી ( સં. ગ્ર. ૨૨ )
૧૯૪૦; રૂ. ૨-૮-૦

यप ૮૦૯/૯૩ વસાવડા, ઇન્દ્ર
શોભા ( ગૃ. ગ્રં. ૨૧ )
૧૯૩૯; રૂ. ૨-૮-૦

यप ૮૫૩૪/૩૯ વ્યાસ, છેલશંકર દ.
દાવાનળ
૧૯૩૫; રૂ. ૨-૮-૦

यप ૯૦૮/૪૪ શાહ, રમણલાલ નાનાલાલ
દોઢ ડાહ્યા
૧૯૩૫; રૂ. ૦-૮-૦

यप ૯૭૮૯/૬૫ શ્રી સાહિત્ય મંદિર, સુરત (પ્રકા.)
ભલી ભાભી
૧૯૩૪; રૂ. ૦-૧-૦

यप ૯૭૮૯/૯૫ શ્રી સાહિત્ય મંદિર, સુરત (પ્રકા.)
સામાજિક વાતો
૧૯૩૪; રૂ. ૦-૫-૦

यउ ૮૯૫/૧૬ શાહ, ચુનીલાલ વર્ધમાન
કર્મયોગી રાજેશ્વર
૧૯૩૫; રૂ. ૧-૧૨-૦

यट ૨૯૩૭૬/૧૦ જોધાણી, મનુભાઈ
અદ્ભુત યુવાનો
૧૯૩૫; રૂ. ૧-૦-૦

र ૨૯૮૨૪/૯૭ ચૌહાણ, પુરૂષોત્તમ
સૌરભ
૧૯૩૫; રૂ. ૦-૧૨-૦

र ૪૦૮/૧૧ દુરકાળ, જયેન્દ્રરાય ભગવાનલાલ
અમી
૧૯૩૫; રૂ. ૧-૮-૦

र ૯૦૬૫૫/૨૦ શાહ, પદ્મકાન્ત રણછોડલાલ
કુતૂહલ
૧૯૩૫; રૂ. ૦-૨-૦

स१ ૭૯૨૬૪/૯૯ વકીલ, ચંપકલાલ જ. (ભા. ક.)
હિંદુસ્તાનનો સંક્ષિપ્ત ઇતિહાસ
૧૯૩૩; રૂ. ૧-૪-૦

स३ ૮૭૯૧/૫૮.૧ શાહ, ત્રિભોવનદાસ લહેરચંદ
પ્રાચીન ભારત ભા. ૧ લો
૧૯૩૫; રૂ. ૫-૦-૦

ळ३ ૨૭૭૧/૬૨૦ જયન્તવિજયજી, મુનિશ્રી
બ્રાહ્મણવાડા
૧૯૩૫; રૂ. ૦-૪-૦

झ४ ૭૬૩૮/૪૯૬૮૬ પટેલ, ગોપાલદાસ જીવાભાઈ (સંગ્રા.)
શ્રીમદ્‌ની જીવનયાત્રા (રાજચંદ્ર)
૧૯૩૫; રૂ. ૦-૮-૦

झ४ ૭૭૦/૬૧૪ ભટ્ટ, નૃસિંહપ્રસાદ કાળીદાસ
રાવણ
૧૯૩૫; રૂ. ૦-૭-૦

(અં)

# આવતા માસની કાર્યદિશા

૧ જેમનાં અંદાજો મંજૂર થયાં છે તેમણે લોકમદદ વેળાસર પુ. સ. સ. મંડળમાં જમા કરાવવી. તા. ૨૦ મી માર્ચ સુધી હવે જે ગામો મદદ મોકલશે તેમને એપ્રિલથી પત્રો શરૂ થશે.

૨ સરકાર પંચાયત મદદની પાવતીઓ જેમણે ન મોકલી હોય તે તાકીદે મોકલે.

૩ ત્રિમાહી નિવેદનો હજી આળસથી રહી જાય છે. વાચક રજીસ્ટર અને આપ-લે નોંધવહીમાં પણું ત્રિમાહી અને વાર્ષિક તારીજ કઢાતી નથી તે કાઢી હકીકત ચોકકસાઇથી મોકલવી.

વડોદરા,
તા. ૮-૨-૪૧

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

સૂચના નં. ૧૬ સને '૪૦-૪૧

## વિષય

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં માસિકો

| ક્રમાંક | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|---|
| ૧ | જીવનવિકાસ | ગુજરાતી માસિક | ૨-૮-૦ | ધીરજલાલ ટોકરશી શાહ, સંપાદક. જીવનવિકાસ વિદ્યાલય, ૩ જે માળે, પોદાર હાઉસ, સેન્ડહર્સ્ટ રોડ. મુંબઇ ૪. |
| ૨ | Pushpa | English | ૨-૧-૦ | Editor, Pushpa, "Gulistan" 12th Road, Khar, Bombay. |
| ૩ | હિન્દી સ્વસંવેદ | હિન્દી માસિક | ૨-૮-૦ | વ્યવસ્થાપક, સ્વસંવેદ કાર્યાલય કબીર પ્રેસ, શિયાબાગ, વડોદરા. |
| ૪ | ગુજરાતી સ્વસંવેદ | ગુજરાતી માસિક | ૨-૭-૦ | (same as above) |

વડોદરા,
તા. ૪-૨-૪૧ } પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

# સામયિક દોહન

## સુપ્રસિદ્ધ ફ્રેન્ચ લેખક ડુમા

જેણે " થ્રી મસ્કેટીઅર્સ " જેવી જગવિખ્યાત નવલકથા લખી, જેણે ૧૨૦૦ પુસ્તકો જેટલો સાહિત્યમાં ફાળો આપ્યો, ગરીબીમાં જન્મી, લાખો ડૉલરની કમાણી કરી અંતે ગરીબાઇમાં ગાયબ થયો તે જગવિખ્યાત લેખકની આ કથા છે. આપણા કેટલાક શ્રેષ્ઠ નવલકથાકારો માટે કહેવાય છે કે, એ નવલકથાઓ રચાયા પાછળ આ વિખ્યાત ફ્રેન્ચ લેખક ડુમાની છાયા છે.

વિચિત્ર તો લાગશે, પરંતુ એ મારા તમારા ને સૌના સ્થૂલદેહ જેટલી જ અને જેવી જ નક્કર હકીકત છે કે એલેક્ઝાન્ડર ડુમા પોતે પાંચસો બાળકોનો પિતા હોવાનું ગૌરવ લેતો, એવી બડાશ હાંકતાં તે નિરવધિ હર્ષ અનુભવતો.

સો સો વર્ષથી કલમના જાદુથી સૌને હેરત પમાડનાર એ ફ્રેંચ લેખક જન્મ્યો હતો બેહાલ માતપિતાને ત્યાં ને એની છેલ્લી પળો પણ એટલી જ કરૂણ કંગાલિયતમાં ગઈ.

### ડુમાનો માતૃપ્રેમ

ડુમાનું એક નાટક પેરીસમાં પહેલવહેલું ભજવાતું હતું. એ વખતે હાજર રહેવા ડુમા તલપાપડ થઇ રહ્યો હતો, પરંતુ તેના ખમીસને કૉલર નહોતું. ડુમાની મૂંઝવણનો પાર નહોતો. કારણ કે એ નાટકનો ખુદ આલેખનાર જ કૉલરવિહીન નિરાધાર દશામાં કેવી રીતે હાજર રહે ? છેવટે તેને એક ઉપાય સૂઝયો. તેણે જાડા પૂંઠામાંથી કૉલર બનાવી કાઢયો અને એ કૉલર ચડાવીને તેણે તેના જીવનના એ મહદ્ પ્રસંગે હાજરી આપી.

નાટક ભજવવાનો એવો જ બીજો એક પ્રસંગ હતો. ડુમાની માતા ત્યારે મરણ-શૈયામાં સૂતી હતી. ડુમા નાટક ભજવાતું જોયા વગર રહી શકે તેમ ન હતું, તેમ તેની માતા પ્રત્યેનો તેનો અતુલ પ્રેમ તેને એકલી મૂકી જતાં અટકાવતો હતો. છેવટ ડુમા રંગભૂમિ પર ગયો તો ખરો, પરંતુ નાટકના દર અંકે ઝડપભેર દોડતો દોડતો તે તેની માતાની સંભાળ લેવા તેની ખોલીએ આવતો ને પાછો એ જ ઝડપથી દોડતો થીએટરે જતો.

### એની રાક્ષસી ભૂખ

એ રાત્રિએ પેરીસ ડુમાના નામના ગુંજારવ કરતું હતું, તેની યશગાથા પેરીસના પ્રત્યેક આવાસનો વિષય બની હતી, અને પેરીસને ઘેલું બનાવનાર એ અકિંચન માનવી એ કલાકો ને મિનિટો તેની અર્ધપ્રકાશિત ખોલીમાં શેતરંજી પર પડખાં ઘસતો પડયો હતો.

ડુમાને તેના દાદાના વારસારૂપે વાદળી આંખો, બરછટ હોઠ, પહોળું ને ચપટું નાક અને વાંકડીઆ વાળ મળ્યાં હતાં. તેની દાદી હબ્સી ગુલામ હતી અને વેસ્ટ ઇંડીઝમાં શેરડીનાં ખેતરોમાં મજૂરી કરી પેટ ભરતી.

ડુમાના ખોરાકનું પ્રમાણ પણ શરીર જેટલું જ વિચિત્ર હતું. તેની રાક્ષસી ભૂખ ખુદ બીસ્માર્કને ય શરમાવે તેવી જબરી હતી. મરચાં તેને અતિશય પ્રિય હતાં. મરચાં જોઇને તો તે ગાંડોતૂર બની જતો. ડુમા માદક પદાર્થોથી દૂર રહ્યો હતો. કૉફી કે દારૂને તે કદી અડકયો જ નહોતો. બીડીથી પણ જીવનપર્યંત તે દૂર રહ્યો હતો.

## ડુમાની ખાસિયતો

ડુમાની ભૂખ અસામાન્ય હતી, પરંતુ તેણે તેની લેખનપ્રવૃત્તિમાં કદી અંતરાય નથી નાખ્યો. ઘણી યે વખત લખતી વેળા તેને જમવાનું સુદ્ધાં યાદ ન આવતું. લખવામાં તો તે એટલો મશગુલ રહેતો કે કોઇ આગંતુકને સત્કારવા માટે તેણે લંબાવેલો હાથ એમ ને એમજ રહેતો ને બીજા હાથે તેનું લેખનકાર્ય વણથંભ્યું ચાલુ જ રહેતું.

લેખન અંગે તેનામાં કેટલી યે ખાસિયતો હતી. જુદી જુદી જાતનાં લખાણો માટે તેને જુદા જુદા રંગનાં કલમકાગળ જોઇતાં; નવલકથાઓ લખતી વેળા વાદળી કાગળ અને તે માટેની ખાસ કલમ હોય તો જ તેનું લેખનકાર્ય આગળ ચાલતું. કવિતા લખવામાં તેને પીળા રંગનો કાગળ અને બીજી જ જાતની કલમ જોઇતી અને સામયિકો માટે લખતાં તે ગુલાબી કાગળ જ વાપરતો. વાદળી શાહી તરફ તેને અતિશય ઘૃણા હતી.

વળી લખતી વખતે તેને જુદી જુદી રીતે બેસવાની ટેવ હતી. નાટક લખતાં તે કદી ટેબલનો ઉપયોગ ન કરતો, અને તેમ કરતો તો તેની કલમ જ ન ચાલતી. ત્યારે તેને તકિયો ટેકવીને પલંગમાં પડયા રહ્યે જ લખવાનું ફાવતું.

થ્રી મસ્કેટીઅર્સે ડુમાને જ્વલંત કીર્તિ અપાવી. કેટલાક તેને જગતની સર્વોત્તમ સાહસકથા કહે છે. અનેક ભાષામાં તેનો અનુવાદ થયો છે. તેણે 'બેસ્ટ સેલર'નું સ્થાન મેળવ્યું છે. 'થ્રી મસ્કેટીઅર્સ' પછી અનેક નવલકથાઓ લખાઇને કયાંય લુપ્ત થઇ ગઇ; પરંતુ 'થ્રી મસ્કેટીઅર્સ' હજુ યે એ જ કીર્તિ પામી રહેલ છે. ડુમા તેનાં પુસ્તકો કદી ન વાંચતો, પરંતુ જીવનની છેલ્લી પળો પહેલાં થોડી જ વારે તે તેને અજોડ કીર્તિ અપાવનાર એ અપ્રતિમ નવલ વાંચી રહ્યો હતો.

## એણે ૧૨૦૦ પુસ્તકો લખ્યાં.

ડુમા વિસ્મયકારી ઝડપથી લખતો. એક સાથે પાંચ પાંચ નવલકથાઓ તે જુદાં જુદાં સામયિકોમાં પ્રસિદ્ધ કરાવતો. આ ઝડપથી તેણે બારસો પુસ્તકો લખ્યાં છે. ડુમાની લખવાની ઝડપનો સાચો ખ્યાલ તો એ હકીકતથી આવે તેમ છે કે જ્હોન ગાલ્સવર્ધી, બર્નાર્ડ શૉ, રૉબર્ટ લુઇ સ્ટીવન્સન, એચ. જી. વેલ્સ, રૂડયાર્ડ કીપ્લીંગ, મેરી રોબર્ટ્સ રાઇનહાર્ટ અને ઝેન ગ્રે-એ વિશ્વવિખ્યાત લેખકોનાં તમામ પુસ્તકોની સંખ્યા ડુમાનાં કુલ પુસ્તકોની સંખ્યાથી પૂરી અર્ધી પણ નથી થતી.

ડુમાના સમયમાં પુસ્તકોનો પૂરો પુરસ્કાર મેળવવાનું અતિશય દુર્લભ હતું, અને છતાંય ડુમાને તેમાં પચાસ લાખ ડૉલર જેટલી જંગી રકમ મળી હતી, તેના કોઇ સમકા-

લીન લેખકને એટલી રકમ તો નથી મળી અને લેખકોની સમગ્ર તવારીખનાં પાનાં ઉકેલતાંય એ આંકડે પહોંચનાર લેખકોની સંખ્યા આંગળીના વેઢે ગણી શકાય તેટલી અલ્પ હોવાનું નજરે ચડે છે.

ડુમા તેનાં પાત્રો સાથે અદ્વિતીય તાદાત્મ્ય સાધતો. તેને મન એ પાત્રો કોઇ કલ્પના મૂર્તિઓ જ નહોતી, પરંતુ ધરતી પરનાં જીવંત પ્રાણીઓ હતાં. કેટલીક વખત તો તે પો તેમાં એટલો લીન બની જતો કે તે પાત્રો જાણે તેની સાથે બેસીને વાતો કરતાં હોય તે ડુમા હસતો, વાતો કરતો કે ઠઠ્ઠા મશ્કરી કરતો.

ડુમાના શરીર-વૈચિત્ર્ય છતાં ય ગમે તેમ પણ સ્ત્રીઓ તેના માટે મરી ફીટતી અ ડુમા કહેતો કે " મારે કદી ય લગ્ન તો નથી જ કરવાં ! " પરંતુ ડુમાની એક પ્રેયસીએ તેની એ પ્રતિજ્ઞાનો ભંગ કરાવ્યો.

**રમણી આગળ હાર્યો.**

ડુમા ગળાડૂબ દેવામાં ફસાઇ ગયો હતો. તેની એક પ્રેયસીના વાલીએ ડુમાના એ દેવાનો હવાલો પોતાના ખાતામાં નાખી દીધો, અને પછી તેનો લાભ ઉઠાવી ડુમાની ચમ રાક પ્રેયસીએ ડુમા પાસે લગનગાંઠથી જોડાવાની માગણી કરી. ડુમા આનાકાની કરવા લાગ્યે એટલે ડુમા સમક્ષ ' જેલનિવાસ કે રમણી ' એ બેમાંથી ગમે તેની પસંદગી કરવાની વા આવી પડી, અને નછૂટકે ડુમાએ રમણી પસંદ કરી.

ડુમા અતિ વિલાસી પણ હતો. તેની વિલાસપ્રિયતા તેની જરાવસ્થામાં પણ મર્યાદ ત્યાગી ગઇ હતી વિલાસ અને વિલાસી મિત્રોને મોકળો માર્ગ આપનાર પેરીસમાં ય ડુમાન વિલાસિતાએ તરખાટ મચાવ્યો હતો. ખુદ ડુમાનો પુત્ર પણ પિતાની અમર્યાદ રીતિનીતિથ ત્રાસીને બાપને ત્યાગીને નાસી ગયો હતો.

**પાછલા દિવસોમાં**

પુસ્તકલેખનમાં પુષ્કળ પૈસો મેળવતાં છતાં ડુમાને જીવનનાં પાછલાં વર્ષોમાં કંગા લિયતે ઘેરી લીધો. તેને કોઇ આશાયેશ ન રહી. સૌ તેના પ્રત્યે ધિક્કારની છોળો ઉડાડવા લાગ્યું. તેને તેનું રાચરચીલું વેચવું પડયું. તેથી કાંઇ તેની યાતનાનો અંત ન આવ્યો. એક વખત તો ઘરનું ભાડુ ભરવા તેને પોતાનો ઓવરકોટ પણ વેચવો પડયો અને ગાંધીનું નામું ચૂકવવાના પૈસા તેના પુત્રે ન આપ્યા હોત તો એ પ્રસિદ્ધ ફ્રેન્ચ લેખક જીવનના છેલ્લા દિવસોમાં જેલમાં હોત અને કદાચ જીવનના છેલ્લા શ્વાસ પણ તેણે કારાગૃહમાં જ ખેંચ્યો હોત !

[ તા. ૩૦-૧૨-૪૦ ના " નવસૌરાષ્ટ્ર "માંથી ]

---

## સંસ્કાર ફેલાવવાનું સબળ સાધન

પુસ્તકાલયો એ માત્ર પુસ્તકોના સંગ્રહસ્થાનો નથી. ધુળવાળી અભરાઇઓ ઉપર ધુળીયા પુસ્તકો પડયાં હોય તેથી પુસ્તકાલય નથી બનતું, સંસ્કાર ને જાગૃતિના ફેલાવાનું સૌથી સબળ અને લોક શાસનમય સાધન પુસ્તકાલય બની શકે છે. —સર મોરીસ ગ્વાયર

# વિખ્યાત વિચારક વેલ્સની વિચારસરણિ

માણસના મૂળભૂત અધિકારો વિષે ઇંગ્લંડના સમર્થ વિચારક મિ. એચ. જી. વેલ્સે ત્યાંના ' ટાઈમ્સ ' પત્ર જોડે, પત્રવ્યવહાર ચલાવી, પાછળથી એ મૂળ ખરીતામાં ઘટતા ફેરફારો કરી ' The Rights of Man ' નામનું પુસ્તક બહાર પાડ્યું છે; તેમાં માનવના અધિકારોનો જે ખરીતો આપ્યો છે તે અહીં ઉતારીએ છીએ.

**ખોરાક :** માણસ પોતાના ભૌતિક વિકાસ માટે જરૂર પૂરતું મેળવી શકે અને પોતાની જિંદગી અને સમાજ પ્રત્યેની જવાબદારી સંપૂર્ણ સ્વસ્થપણે અદા કરી શકે એ રીતનો ખોરાક તેણે ખાવો જોઇએ.

**તંદુરસ્તી :** એક એક માણસને પોતાના જન્મથી તે મરણ પર્યંત સંપૂર્ણ વૈદ્યકીય સર્જિકલ સિદ્ધિઓનો લાભ મેળવી તંદુરસ્ત અને રોગપ્રતિકારક જીવન જીવવાનું મળવું જોઇએ.

એકે એક માણસને સાધનસંપૂર્ણ ઘરમાં પોતાની પ્રવૃત્તિને અનુકૂળ સંયોગો વચ્ચે રહેવાનું મળવું જોઇએ.

**કેળવણી :** દરેક માણસને સંપૂર્ણ કેળવણી અને વિકાસની સમાન તક મળવી જોઇએ. અને એ કેળવણી કોઇ પણ પક્ષ કે ધર્મ પર રહેવી જોઇએ.

**સ્વતંત્રતા :** બીજાઓની સ્વતંત્રતા ન જોખમાય એટલી હદે દરેક દરેક માણસ સ્વતંત્ર રહેવો જોઇએ. વિચાર, વાણી, સંમેલન સઘળાંની એને સ્વતંત્રતા હોવી જોઇએ અને પાસપોર્ટના અંકુશ વિના દુનિયામાં ગમે ત્યાં ફરી શકવાની તેને છૂટ હોવી જોઇએ.

એ ચાહે ત્યાં રહી કે કામ કરી શકે; બીજા કોઈના પ્રવેશ કે આક્રમણથી એનો નિવાસ સહીસલામત રહેવો જોઇએ અને તેમાં ચાહે તેવું સાહિત્ય વસાવવાની એને સ્વતંત્રતા હોવી જોઇએ. ખાનગી ઉપયોગ માટે જાહેર થયા સિવાયની ચાહે તે જગ્યા પર તે હરીફરી શકે.

કોઇ પણ માણસને એટલા પ્રમાણની કે એવા પ્રકારની મૂડીનો સંચય કરવા ન દેવો જોઇએ કે જે વડે તે બીજાઓનું શોષણ કરી શકે.

સામાન્ય હિત માટે મુકાએલાં નિયંત્રણો સિવાયની સઘળી વસ્તુઓનો સર્વ કોઇ સ્વતંત્ર રીતે વેપાર કરી શકે.

કોઈ પણ માણસને દુનિયાના કોઇ પણ ભાગમાં એની જાહેરમાં તપાસ ચાલ્યા સિવાય જેલમાં ન મોકલવો જોઇએ અને એ તપાસ દરમિયાન એની સઘળી કાનૂની સલાહ તથા આગળની અપીલની સ્પષ્ટ સમજણ વિનામૂલ્ય મળવી જોઇએ.

કોઇ પણ માણસ જાસુસી કે દેશનિકાલીનો ભોગ ન બનવો જોઇએ. કોઇ ગુનાસર એને જેલમાં મોકલવાનું થાય તો એના આરોગ્યને સહેજ પણ નુકસાન ન પહોંચે એની સગવડો એને મળવી જોઇએ. અને ગુનાખોરીને એક રોગ જ સમજી એ મુજબ એનું નિદાન થવું જોઇએ.

દરેક માણસને સત્યપ્રાપ્તિનો સરખો હક્ક રહેવો જોઇએ.

દરેક માણસે એની શારીરિક અને માનસિક શક્તિના પ્રમાણમાં સમાજને સીધી કે આડકતરી રીતે ઉપયોગી નીવડે એવું કંઇ ને કંઇ કામ કરતા રહેવું જોઇએ.

સમાન વહેંચણીના ધોરણસર આવશ્યક એવું છતાં નગમતું કે નછાજતું કોઇ કામ કોઇ વ્યક્તિ પાસેથી મુકરર થએલા ઓછામાં ઓછા કલાકોથી ઉપરાંત ન લેવાવું જોઇએ.

પોતાના હિતનું કામ મેળવવાનો દાવો કોઇ પણ વ્યક્તિ જાહેરમાં મૂકી શકે. કોઇ પણ હોદ્દો કે જાહેર સ્થાન વ્યક્તિની અંગત લાયકાત પર જ નિર્ભર હોવાં જોઇએ.

કોઈ પણ વ્યક્તિ કે સંસ્થા ચિંતન કે સંશોધનને યા કુદરતી પ્રતિભાને આધારે બીજાઓને ઉપયોગી નીવડે એવી કંઇ સિદ્ધિ કે પ્રાપ્તિ કરી શકે તો તેણે એ સિદ્ધિ કે પ્રાપ્તિ જાહેરમાં મૂકવી, જેનું પૂરૂં વળતર તેને મળી રહેશે.

દરેક માણસે પોતાની ફરજિયાત નાગરિક ફરજો બજાવતા રહેવી અને મરજિયાત પણ સામાન્ય હિત માટે મથતા રહેવું.

માનવના અધિકારો અને ફરજોની આ ઉદ્‌ઘોષણા જગતલક્ષી છે અને સર્વોપરિ સરકારની પહેલી ફરજ સર્વ લોકોને સર્વત્ર એના સંરક્ષણની બાંહેધરી આપવાની છે.

( તા. ૩૦-૧૨-૪૦ ના " નવસૌરાષ્ટ્ર "માંથી )

---

# સામુદાયિક અક્ષરજ્ઞાનની ત્રિવાર્ષિક યોજના

## ( યુક્ત પ્રાંત માટે યોજાયેલી )

રાષ્ટ્રની રાજકીય, સામાજિક અને આર્થિક પ્રગતિ માટે વિશ્વવ્યાપી સામુદાયિક અક્ષરજ્ઞાન ખાસ અગત્યનું છે. લોકશાસનવાદી સરકારની રચના માટે એ મજબૂત પાયા સમાન છે. લોકશાસનનો વિકાસ નિરક્ષરતાથી થઈ શકતો નથી. પ્રાંતિક સ્વતંત્રતાના અમલ પછીથી એ એક અગત્યનો પ્રશ્ન બની રહ્યો છે.

અમુક વિસ્તારમાં ટુંકામાં ટુંકા સમયમાં અને ઓછામાં ઓછા ખર્ચે સરકારની મદદ સિવાય પણ સામુદાયિક અક્ષરજ્ઞાન શકય છે, એ દર્શાવવાનો આ અખતરાનો હેતુ છે. જો આ અખતરો સફળ થાય તો યુક્ત પ્રાંતના શહેરી વિસ્તારને પાંચ વર્ષમાં સંપૂર્ણ રીતે અક્ષરજ્ઞાન આપવાનું શકય બની જાય. અલ્હાબાદ શહેરને આ અખતરા માટે પસંદ કરવામાં આવ્યું છે.

### વિવિધ વર્ગો

૧૯૩૧ ની વસ્તીગણતરી પ્રમાણે અલ્હાબાદ શહેરની વસ્તી ૧૮૩૯૧૪ ની હતી, જેમાંથી ૪૬૭૩૬ શિક્ષિત હતા. ૨૪૦૦૨ બાળકો પાંચ વર્ષની અંદરનાં હોવાથી શિક્ષણને યોગ્ય ન હતાં અને ૧૧૩૧૭૮ માણસો અશિક્ષિતની ગણતરીમાં હતાં, જેમને અક્ષરજ્ઞાન આપી શકાયું હોત. એટલે લગભગ ૧૧૩૦૦૦ માણસોને અક્ષરજ્ઞાનનો લાભ આપવાની વ્યવસ્થા કરવાની હતી. ચાળીસ વર્ષની વય ઉપરના માણસોની સંખ્યા વીસ હજારની છે, જેમને જુદાં જુદાં કારણોને લઇને સામાન્ય રીતે અક્ષરજ્ઞાન આપી શકાય તેમ ન હતું.

તેમને માત્ર તેમની સહી કરતાં શીખવી શકાય તેમ છે છતાં તેમાંના જેઓને વધુ શિક્ષણ લેવાની ઇચ્છા હોય તેમને ચાલીસ વર્ષની વય નીચેનાઓ સાથે વર્ગોમાં હાજરી આપવાની છૂટ આપવામાં આવશે. ત્રણ વર્ષ જેટલા ટુંકા સમયમાં સોએ સો ટકા અક્ષરજ્ઞાન માટે આવા માણસોને ગણતરી બહાર રાખવા પડે એમ છે.

૭ અને તેર વર્ષની વય વચ્ચેના આશરે ચોવીસ હજાર જેટલાં બાળકો નિરક્ષર તરીકે ગણાવવામાં આવ્યાં હતાં, જેને માટે નાની વય કે શાળામાં ન જવાનાં કારણો દર્શાવવામાં આવ્યાં હતાં. છેલ્લાં દશ વર્ષમાં આ સંખ્યામાંનો મોટો ભાગ શાળામાં હાજરી આપી રહ્યો છે. સૌથી પહેલાં તો ૭ થી તેર વર્ષની વયનાં બાળકોને લલચાવવા માટે 'શાળાઓમાં જાઓ'ની હિલચાલ ઉપાડી લેવામાં આવશે. તેમનો અત્યારની શાળાઓમાં સમાવેશ કરવામાં આવશે. જો એ શાળાઓ સંખ્યામાં ઓછી પડશે તો મ્યુનિસિપાલિટીની મદદથી ચાલતી શાળાઓ કાંઇ વ્યવસ્થા કરવાનો ઇન્કાર કરશે તો સાતથી આઠ વર્ષની વય ઉપરનાં બાળકો માટે ચારથી ૭ માસનો અભ્યાસક્રમ તૈયાર કરવામાં આવશે.

## ચાર માર્ગો

આ નિરક્ષરોને અક્ષરજ્ઞાન તરફ પ્રેરવા માટે જુદા જુદા ચાર માર્ગો અખત્યાર કરવા પડશે.

(૧) તેમના મહોલ્લામાં આ પ્રશ્ન હાથ ધરવામાં આવશે. દરેક મહોલ્લાઓમાં અક્ષરજ્ઞાન માટે કેન્દ્રો સ્થાપવામાં આવશે. નિરક્ષરોની ગણતરી કરવામાં આવશે અને તેમને આ કેન્દ્રોમાં જોડાવા માટે સમજાવવામાં આવશે.

(૨) માલિકોને, તેમના નોકરોને તેમના ખર્ચે શિક્ષણ આપવા માટે કહેવામાં આવશે. જો કારણવશાત્ તેઓ આમ નહિ કરી શકે તો, અક્ષરજ્ઞાન સમિતિને સઘળી જાતની સગવડ આપવા માટે તેમને વિનંતિ કરવામાં આવશે.

(૩) જ્ઞાતિપંચાયતો અને કોમી સંસ્થાઓ દ્વારા આ પ્રશ્ન હાથ ધરવામાં આવશે. તેમની કોમના દરેક સ્ત્રી અને પુરુષોને અક્ષરજ્ઞાન આપવા માટે આ સંસ્થાઓને સમજાવવામાં આવશે.

(૪) દરેક કામદારો અક્ષરજ્ઞાનનો લાભ લે તે માટે કામદાર મંડળોને આગ્રહ કરવામાં આવશે.

## માત્ર પ્રાથમિક શિક્ષણ

અક્ષરજ્ઞાનને ચાર ભાગમાં વહેંચી નાખવામાં આવશે. ચાળીસ વર્ષની વય ઉપરના નિરક્ષરો જેઓ પોતાના નામની સહી કરતાં શીખ્યા હશે તેમને પ્રથમ વર્ગમાં મૂકવામાં આવશે. જેઓ હિંદી અને ઉર્દુ બાળપોથી પૂરી કરી શકયા હશે તેમને બીજા વર્ગમાં મૂકવામાં આવશે. જે માણસો હિંદી અગર ઉર્દુમાં રામાયણ અગર વર્તમાનપત્રો વાંચી શકશે તેમને ત્રીજા વર્ગમાં મૂકવામાં આવશે, જેઓ હિંદી અને ઉર્દુ પ્રાથમિક શિક્ષણ કરતાં વધુ જ્ઞાન ધરાવતા હશે તેમને ચોથા વર્ગમાં મૂકવામાં આવશે. હાલમાં તો વધારે પડતા શિક્ષણ માટે કાંઇ પ્રબંધ કરવામાં નહિ આવે; પરંતુ જો જરૂર પૂરતું ફંડ એકત્ર થશે અને કોઇ સજ્જન આ કાર્ય ઉપાડી લેવા તૈયાર થશે તો આ પ્રશ્ન પણ ઉપાડી લેવામાં આવશે. હિંદી અને ઉર્દુ દ્વારા કામચલાઉ અક્ષરજ્ઞાન મેળવવા માટે સામાન્ય રીતે બે થી ત્રણ મહિના લાગશે.

## સ્ત્રીઓની સમસ્યા

સ્ત્રીઓના અક્ષરજ્ઞાન માટે જુદી જુદી પદ્ધતિ અખત્યાર કરવાની જરૂર પડશે. શિક્ષિત પુરૂષો અને ખાસ કરી વિદ્યાર્થીઓને તેમના કુટુંબમાંની પુખ્ત વયની સ્ત્રીઓને અક્ષરજ્ઞાન આપવા માટે સમજાવવામાં આવશે. શહેરનાં અર્ધાં જેટલાં મકાનોને આ પ્રયાસ માટે શાળાઓના સ્વરૂપમાં ફેરવી નાખવામાં આવશે; જે નિરક્ષરોને અક્ષરજ્ઞાન આપવામાં આવ્યું હશે તેમને તેમનાં ઘરની સ્ત્રીઓને પ્રાથમિક જ્ઞાન આપવા માટે સમજાવવામાં આવશે. જ્યાં આ યોજનાનો સફળતાથી અમલ નહિ થઇ શકે એમ હોય ત્યાં શિક્ષિકાઓ, ચૌદ વર્ષ નીચેનાં ઉત્સાહી છોકરાઓ અને ૫૫ વર્ષ ઉપરનાં પુરુષોને આ કામ સોંપવામાં આવશે. એમ માનવામાં આવે છે કે, જ્યારે એક કુટુંબના સઘળા પુખ્ત વયના પુરુષો અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરશે અને તેમનાં બાળકો પણ જ્ઞાન મેળવતાં થશે ત્યારે અક્ષરજ્ઞાનનું એક જાતનું વાતાવરણ ઉત્પન્ન થશે અને સ્ત્રીઓ તેમની જાતે જ એ બાબતમાં રસ લેતી થઇ જશે. જો તેઓ આ રીતે ભણી લખતાં વાંચતાં શીખશે તો પછી અમુક સમયમાં તેઓ વધારે પ્રમાણમાં જ્ઞાન મેળવી શકશે.

## ખર્ચનો હિસાબ

જ્યારે શહેરમાં દરેક કુટુંબ અક્ષરજ્ઞાન ધરાવતું થશે ત્યારે લગભગ દરેક અઠવાડિયે છાપેલી પત્રિકાઓ દરેક ઘેર પહોંચાડવામાં આવશે. આ ઉપરાંત દીવાલ પરની જાહેરાતો, મોટાં દીવાલપત્રો, સિનેમા તથા નામનાં પાટિયાં વગેરે દરરોજના વાચન માટે તો ઉપયોગી થઇ પડશેજ. આ ઉપરાંત વાંચવા યોગ્ય જ્ઞાન મળ્યા પછી દરેકને રામાયણ અને કુરાનની નકલ આપવામાં આવશે. આ બન્ને પુસ્તકો ધાર્મિક હોવાથી દરેક પુરુષ અગર સ્ત્રી ઓછામાં ઓછું, મહિનામાં એક વખત તો તેને વાંચશે જ. આમ હોવાથી ભુલાઇ જવાનો સંભવ નથી.

એક અભણ માણસને અક્ષરજ્ઞાન આપવાનો ખર્ચ સરાસરી એક રૂપિયો થશે. પચીસ હજાર માણસોને અક્ષરજ્ઞાન આપવા માટે પચીસ હજારની રકમની જરૂર પડશે. આટલા પ્રમાણમાં સ્ત્રીઓને અક્ષરજ્ઞાન આપવા માટે વધુ રકમની જરૂર ઉભી થાય એટલે આ રીતે આખા શહેરના અક્ષરજ્ઞાન માટે પચાસ હજારની જરૂર પડશે.

આ કાર્ય માટે પ્રત્યેક માણસ દીઠ બે આના પૂરતા થઇ પડશે. એક પૈસાની કિંમતની પ્રાઇમર તૈયાર કરવામાં આવી છે. પુસ્તકોની કિંમત એક આનો થશે. ટીનની સ્લેટના બે પૈસા અને પેનના બે પૈસા. આ પ્રમાણે ખર્ચનો હિસાબ પૂરો થશે.

## કાર્યપદ્ધતિ

આખા શહેરને એક હજાર કે દોઢ હજાર માણસોના વિસ્તારમાં વહેંચી નાખવામાં આવશે. શરૂઆતમાં મહોલ્લાઓમાં વસતાં ભાઇબહેનોની એક સભા બોલાવવામાં આવશે અને શકય હશે તો તેમાં કીર્તનનો કાર્યક્રમ રાખવામાં આવશે. આ સભામાં શિક્ષણના ફાયદા સમજાવવામાં આવશે. આ મહોલ્લામાંના અભણ માણસોની ગણતરી કરવામાં આવશે. ત્યાર પછી સહી કરતાં શીખવવાની હીલચાલ ઉપાડી લેવામાં આવશે, જેમાં ચાલીસ વર્ષ ઉપરની વયનાં માણસોને લેવામાં આવશે. તે પછી અભણોને અક્ષરજ્ઞાન આપવા એક અગર બે શિક્ષકોની ગોઠવણ થશે. આ સઘળા કામકાજ પર એક વડો અમલદાર દેખરેખ રાખશે. દરેક પખવાડીએ સુખાકારી તેમ જ બીજા વિષયો પર વ્યાખ્યાનોની પણ વ્યવસ્થા કરવામાં આવશે.

[ તા. ૨૮-૧૨-૪૦ ના "જન્મભૂમિ" પરથી ]

# પુસ્તકાલય

લવાજમ :
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છૂટક નકલ રૂ. ૦-૬-૦

તંત્રીઓ :
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઇ અમીન
બી. કૉમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા.....વડોદરા.



| પુસ્તક ૧૬ મું | માર્ચ ૧૯૪૧ | અંક ૩ જો |
|---|---|---|

# અનુક્રમણિકા


| વિષય | લેખક | પૃષ્ઠાંક |
|---|---|---|
| મહાલ પુ. પરિષદોના ઠરાવોનો અમલ ... | ... —તંત્રીસ્થાનેથી | ૧૫૧ |
| પુસ્તકો લખવા માટે ... ... ... | ... શ્રી. છોટાલાલ મા. કામદાર | ૧૫૩ |
| ગામડાના ગ્રંથપાલને–( કાવ્ય ) ... | ... શ્રી. બાબુલાલ હિરાલાલ શ્રોફ | ૧૫૪ |
| એ સુદિન ( કાવ્ય ) ... ... ... | ... શ્રી. હિંમતલાલ સુ. શાહ | ૧૫૫ |
| સાહિત્યસૃષ્ટિનું અવનવું ... ... | ... શ્રી. છોટાલાલ મા. કામદાર | ૧૫૬ |
| કેટલાંક ઉપયોગી સૂચનો ... ... | ... શ્રી. રણછોડભાઇ પટેલ | ૧૫૯ |
| કરોકરીની પળે પુસ્તકાલયની સેવા ... | ... શ્રી. ઉમેદભાઈ મો. પટેલ | ૧૬૦ |
| સાહસિકની સૃષ્ટિ સરખી વાચનસૃષ્ટિ ... | ... શ્રી. રતિભાઇ ઉકાભાઇ પટેલ | ૧૬૩ |
| પર્વણીદિનના અહેવાલ ... ... ... | | ૧૬૫ |
| મારી ફેરણીમાંથી ... ... ... | ... શ્રી. ઉ. મો. પટેલ | ૧૬૯ |
| પુસ્તકાલયોની તપાસણી ... ... | ... શ્રી. ના. નં. ચોકસી | ૧૭૩ |
| પુસ્તકપરિચય ... ... | ... શ્રી. ના. ચં. દીવાનજી, શ્રી. સુ. પુ. શાહ, 'ઠક્કર' ચં. સો. પટેલ | ૧૮૦ |
| માસિકો મળ્યા તારીખ ... ... ... ... ... ... | | ૧૮૮ |
| સામયિકોમાંથી શું વાંચશો ? ... ... ... ... ... | | ૧૮૯ |
| નવીન ફાલ ... ... ... ... ... ... | | ૧૯૩ |
| પુસ્તકાલય નોંધ ... ... ... ... ... ... | | ૧૯૪ |
| પત્રો શરૂ થયાની માહિતી : યાદી નં. ૩ ... ... ... ... | | ૧૯૬ |
| પ્રે. સ. સ. મંડળની જાહેરાત નં. ૪/૧૯૪૦–૪૧ ... ... ... ... | | ૧૯૬ |
| વ. રા. પુ. મંડળની જાહેરાત નં. ૩/૪૦–૪૧ ... ... ... ... | | ૧૯૭ |
| પુસ્તકો મોકલ્યાની માહિતી ... ... ... ... ... | | ૧૯૮ |
| સામયિક દોહન | | |
| કન્યાઓના ગરબા ... ... ... ... ... ... | | ૧૯૯ |
| "દાસ" કે "વીર" ? ... ... | શ્રી. વિનોબા ભાવે... ... | ૨૦૦ |
| ગરીબાઇ વધારવાનો ધંધો ... | —વિ. ... ... ... | ૨૦૨ |
| સાક્ષર કે સાર્થક ? ... ... | શ્રી. વિનોબા ભાવે... ... | ૨૦૪ |
| નજીવો સુધારો ... ... | ... શ્રી. હેમુભાઇ ... ... | ૨૦૬ |
| આંબાના મોર ઉપર છંટાત ... ... ... ... ... | | ૨૦૮ |
| ભણેલા પાડી ... ... ... ... ... ... | | ૨૧૦ |


છેલ્લા સમાચાર મળે છે કે, પેટલાદ મહાલ પુ૦ પરિષદ ગાડા મુકામે તા. ૨૩–૩–૪૧ ને રવિવારના રોજ બપોરના ત્રણ વાગે પેટલાદના શેઠ શ્રી. નવીનચંદ્ર ચંદુલાલ પરીખના પ્રમુખપદ હેઠળ મળનાર છે.


આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫–૩–૪૧




પુસ્તક ૧૬ મું · માર્ચ-૧૯૪૧ · અંક ૩ જો

## મહાલ પુ. પરિષદોના ઠરાવોનો અમલ

—તંત્રીસ્થાનેથી

જે વર્ષમાં રાજ્ય કે પ્રાંત પુ. પરિષદ ન ભરાઇ હોય તેવાં વર્ષોમાં મહાલ પુ. પરિષદો ભરવાનું વડોદરા રાજ્ય પુ. મંડળનું ધોરણ છે. તદનુસાર આ વર્ષે જુદા જુદા મહાલનાં કેટલાંક ગામોએ મહાલ પુ. પરિષદો ભરાઇ ગઇ અને હજી ભરાશે.

આ પરિષદો ભરવાનો મુખ્ય હેતુ આપણી પુસ્તકાલયપ્રવૃત્તિને સુવ્યવસ્થિત અને એકધારી સ્ફૂર્તિપૂર્વક કામ કરતી કરવાનો છે. કોઈ પણ પુસ્તકાલય આળસ કે પ્રમાદને વશ રહી પુસ્તકાલયના કાર્યને અવ્યવસ્થિત કે રફેતફે ન રાખે, તેમ જ એ પ્રવૃત્તિમાં કયા કયા સુધારાઓ કરવાના છે, પ્રગતિ માટે શું શું પગલાં લેવાવાં જોઇએ તેમજ જ્યાં જ્યાં ત્રુટિ નજરે ચડે ત્યાં ત્યાંથી તેને દૂર કરવાને લગતી વિચારણાઓ અને ઠરાવો કરવાના હોય છે.

આવી મહાલ પુ. પરિષદો બોલાવવા પાછળ કેટલીક વાર ઊંડે ઊંડે કોઇ કોઇના અંગત સ્વાર્થી જેવું પણ જણાઇ આવે છેઃ કોઇ અમલદારને કે કાર્યકર્તાને એ બહાને પોતાને ત્યાં નોતરવાના સાધન તરીકે આવી પરિષદોનો ઉપયોગ થાય તો તે પણ સંભવિત છે. જાણ્યે-અજાણ્યે આવાં અનિષ્ટોનો ભોગ આપણી પ્રવૃત્તિ ન બને તેટલું ધ્યાન ખેંચવા પૂરતો જ અત્ર આટલો ઉલ્લેખ કર્યો છે.

હવે આપણે આપણી મહાલ પુસ્તકાલય પરિષદોમાં થતા ઠરાવો સંબંધે કંઇક વિચાર કરીએ.

આ પરિષદોમાં કેટલાક ઔપચારિક ઠરાવો થાય છે તે બાદ કરતાં આપણી પ્રવૃત્તિને સ્પર્શતા અને અતિ ઉપયોગી થઇ પડે તેવા ઠરાવો જોઇએ.

ગયા વર્ષથી સહકારી પદ્ધતિએ બજેટો બનાવવાની યોજના, ખાતાએ આપણને બતાવી છે. એ યોજના નજીક નજીકનાં ગામોવાળાં પુસ્તકાલયોએ અપનાવવાને લગતો ઠરાવ મુખ્યત્વે તમામ મહાલ પુ. પરિષદો પસાર કરે છે.

આ ઠરાવ સંબંધે અત્યાર અગાઉ અનેક વાર કહેવાઇ ગયું છે, વખતોવખત એ યોજના સમજાવાઇ છે અને ગયા વર્ષના અનુભવો આપણા ગ્રંથપાલ ભાઇઓ જણાવે તો તે કેટલે દરજ્જે ઉપયોગી નીવડી છે તેનો પણ ખ્યાલ મળી આવતાં એ

યોજનાને વધુ વેગવાન બનાવવાના પ્રયત્નો કરી શકાય. પરંતુ લગભગ દરેક પરિષદોમાં આ ઠરાવ આવતો હોવાથી સહજે અનુમાન થઈ શકે કે આ યોજના સારી સફળ નીવડી હોવી જોઈએ., એટલે એ યોજના જેમ બને તેમ વધુ વિસ્તૃત થાય તેવા પ્રયત્નો નજીક નજીકનાં ગામોવાળાં પુસ્તકાલયો અપનાવી લે એમ ખાસ પ્રયત્નો કરવાની જરૂર છે. તો ઓછા ખર્ચે વધુ વાચન જનતાને આપી શકાશે, અને આજે આર્થિક મુશ્કેલીના જમાનામાં જરૂર આશીર્વાદરૂપ નીવડશે.

બીજો અગત્યનો ઠરાવ શાળામાંથી ઊઠી ગયેલાં બાળકોમાં વાચનપ્રચાર વધારવાને લગતો આવે છે. આ પ્રશ્ન અતિ અગત્યનો છે. આ પ્રશ્નને આજે આપણે ઉપાડીએ છીએ તે જો અગાઉ–પુસ્તકાલયો સ્થપાયાં ત્યારથી–સક્રિયરૂપે ઉપાડયો હોત તો આજે રાજ્યમાં સ્થળે સ્થળે પ્રૌઢ શિક્ષણના વર્ગો કાઢી પ્રૌઢોને ભણાવવાનો વખત આવી લાગ્યો છે તે ભાગ્યે જ આવત. અને આપણી પુસ્તકાલયપ્રવૃત્તિનું ધ્યેય જ તપાસીએ તો સહજે જણાઈ આવશે કે, ગ્રામજનતા ભણેલું ભૂલી ન જાય અને તેનું શાળામાં ભણેલું કાયમ રહી તેમાં ઉત્તરોત્તર વધારો કરવાનું પુસ્તકાલયપ્રવૃત્તિનું ધ્યેય છે. એટલે આ અગત્યના ઠરાવને આપણે જેટલું સક્રિય રૂપ આપીશું તેટલી તે આપણી પ્રવૃત્તિને વધુ દીપાવનાર નીવડશે. એટલે શાળા છોડી ગયેલાં અને કામધંધે લાગેલાં આપણાં ગ્રામ કુમારો, કિશોરો અને પ્રૌઢોને પણ વાચનરસ લગાડવા–તેમને વાચન પ્રત્યે આકર્ષવા જેમ બને તેમ વધુ પ્રયત્નો કરવાની જરૂર છે. અને તો જ આપણા પ્રૌઢ શિક્ષણનો પ્રશ્ન સરળતાથી ઉકેલાઈ જશે. પુસ્તકાલયના મંત્રી વા ગ્રંથપાલે આ પ્રવૃત્તિને વધુ વિકાસવાન બનાવવા માટે ગામના કુમારોકિશોરોને પોતા તરફ આકર્ષી જેમ બને તેમ ઘેર ઘેર વાચનપ્રચાર વિસ્તરે, વાંચવા પ્રેરાતા ન હોય તેમને નવરાશના વખતે ભેગા કરી સારાં સારાં પુસ્તકોનું વાચન સંભળાવવાની યોજના થાય તો એ થાકીને ઘેર આવતાં માનવીઓ આવું સાંભળવાનો લાભ લેતાં લેતાં વાચન પ્રતિ પણ આકર્ષાશે. અને તો આપણી આ પ્રવૃત્તિની વિશેષ સાર્થકતા થશે.

આવો જ બીજો એક ઠરાવ આવી પરિષદોમાં આપણાં જૂથ મંડળોને લગતો આવે છે. આપણે ત્યાં જ્યારે રાજ્ય પુ૦ મંડળની સ્થાપના થઈ ત્યારે એ મહાન સાંકળના અંકોડારૂપ આપણે પ્રાંત મંડળો, મહાલ મંડળો અને જૂથ મંડળોની પણ એના એક અંગરૂપે સ્થાપના કરી છે રાજ્ય પુ૦ મંડળરૂપી આખા શરીરનાં આ મંડળો જુદાં જુદાં અંગો છે. એમાંનું એક પણ અંગ નિષ્ક્રિય તો ન જ રહેવું જોઈએ, એક પણ અંગ જો નિષ્ક્રિય રહે તો શરીરને લકવો લાગુ પડી જાય અને પરિણામે તે કામ કરતું બંધ થઈ જાય. માટે રાજ્ય મંડળનાં અંગભૂત તમામ મંડળોએ સક્રિય કામ કરતાં થઈ જવું જોઈએ. અને એ બધામાં પણ જૂથ મંડળો એ તો અતિ અગત્યનું અને મહત્ત્વનું અંગ છે. ગ્રામ પુસ્તકાલયો ઠરેલી બાબતો માટે જૂથ મંડળો સાથે સંપર્ક સાધે, બજેટો, ઠરાવો, પત્રવ્યવહાર વગેરે બધું જ જૂથ મંડળો સાથે હોય

અને જૂથ મંડળો મહાલ મંડળો સાથે સતત સંપર્કમાં રહે તો આપણી સાંકળ એવી મજબૂત અને ચકચકિત રહે કે તેના જોનારને ઘડીભર આશ્ચર્ય જ ઉપજે. એટલે જે જૂથ મંડળો હજી પણ ઊંઘતાં હોય તેઓ જાગ્રત થઇ જાય અને કામ કરવા લાગી જાય. અને પોતાને " જાગતાં જૂથ મંડળો "ની હરોલમાં મૂકી દે.

એવી જ બીજી મહત્ત્વની બાબત પુસ્તકાલયનાં કાયમ ફંડોને લગતી છે. પુસ્તકાલયનું કાયમ ફંડ એ એની ભવિષ્યની જીવનદોરી છે. કટકે કટકે ભેગી કરેલી એ એની કમાણી છે. અને એની જો કંઇક પણ ગેરવ્યવસ્થા હોય તે તો હરગીજ પણ ન જ ચલાવી લેવાય. એટલે " પુસ્તકાલય " માસિકના ગયા જાન્યુઆરી અંકમાં કાયમ નિધિને લગતી જે વિગતો બહાર પડી છે તેને તમામ પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલો જોઇ જાય, ઠરેલે સ્થાને મુકાયેલી ન હોય તો તે પ્રમાણે મૂકવા તજવીજ કરે.

બીજો પ્રશ્ન હમણાં હમણાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળને લગતો છે, જે વિષેની વિગતવાર ચર્ચા આપણે આવતા અંકે કરીશું.

---

## પુસ્તકો લખવા માટે–

ઘણા ખરા ધંધાદારી લેખકોને દર વર્ષે અથવા દર બે વર્ષે " એક બાળક " હોવું જોઇએ. જેવી રીતે એક ખેડૂત પોતાની જમીનને અણખેડાયેલ રહેવા ન દઇ શકે, તેવી રીતે કલમ પર નિર્ભર રહેનાર લેખક પોતાના મગજને સંપૂર્ણ આરામ આપી ન શકે. જેનાં પુસ્તકો ખૂબ વેચાય છે તેવા એક લેખકને હું જાણું છું. તેની પત્ની તેને તેના અભ્યાસગૃહમાં સવારના સાડાનવ વાગ્યે ધકેલી મૂકે છે અને બપોરે જમવા વખતે બોલાવવાનું કહે છે. ત્યાર પહેલાં બે હજાર શબ્દો લખી નાખવાનું તેને કહે છે અને પછી તાળું મારીને ચાલી જાય છે. આવા કેટલાક લેખકો ઑફિસના કલાકો પ્રમાણે કામ કરે છે. કેટલાકો, ખલેલ ન પડે તે ખાતર ઘરથી દૂર ઑફિસ રાખે છે. કેટલાક જ્યૉર્જ બર્નાર્ડ શૉની માફક ઘરથી છેટે વાડીમાં બંધાયેલ આરામગૃહ પસંદ કરે છે. અને તેથી મળવા આવનારાઓ માટે તેઓ ઘેર હોતા નથી. જી. કે. ચેસ્ટર્ટન પુસ્તકો તથા લખવાના પેડોનો બીકન્સફીલ્ડમાં ટોપમેડોમાં ઢગલો કરતો; એચ. જી. વેલ્સ ઇસેક્સમાં ઇસ્ટન ગ્લીબ ખાતે અજાણ્યા માણસોને જોઇને તેના પરથી પોતાનાં અનુમાનો બાંધતો; તે મધરાતે ખૂબ લખતો અને ઘણી વખત પુષ્કળ ચા પીતો હતો. જ્યારે તેને કહેવામાં આવતું હતું કે ' આથી પાચનશક્તિ પર અસર થશે ! ત્યારે રમુજમાં જવાબ આપતો કે ' પાચનશક્તિ ખરાબ થયા સિવાય કોઈ માણસ લખી શકતો જ નથી. જેમ ટેનિસન ફેરિંગફોર્ડ ખાતે કોઇને મળી શકતો નહિ, તેમ કિપ્લિંગ બર્વોશ ખાતે કોઇને મળતો નહિ. બોર્સ હિલ ખાતે રોબર્ટ બ્રિજીસ હરણાની માફક ચંચળ હોવાથી મળી શકતો નહિ અને મેસ્ફીલ્ડ પણ પાસેના ઘરમાં એકાંતનો આનંદ લૂંટતો હતો. કોમ્પ્ટન મેકેન્ઝી પક્ષીઓની માફક ભટકયા કરતો હતો. હજુ તો આપણે સાંભળીએ કે તે કેપ્રિમાં છે ત્યાં તો તે જેપુમાં હોવાની ખબર પડે તે ભાઈ સાહેબ નીકળે સ્કૉટલેંડના કોર્ફ ટાપુમાં ! !

છોટાલાલ માનસિંગ કામદાર



## ગામડાના ગ્રંથપાલને

બાબુલાલ હીરાલાલ શ્રોફ

( ૧ )

એ ગ્રંથરક્ષક ગ્રંથની મીઠી મઝા મન માણી લે,
એ ગ્રંથની ગ્રંથિ તણી રચના મનોહર જાણી લે;
એ ગ્રંથનાં પૃષ્ઠો મહિં જે તત્ત્વ સાચું છે ભર્યું,
કોણ એને કેટલું નિજ જીવનમાં વાંચી વર્યું.

( ૨ )

એ ગ્રંથને થોથાં કહી અપમાન કો કરશો નહિ,
એ ગ્રંથને અભરાઇ પર ધૂળી ખૂણે ધરશો નહિ;
એ ગ્રંથના આત્મા મહિં નિર્વાણની ભાષા ભરી,
એ ગ્રંથમાં જીવન તણી ચાવી સદા જડશે ખરી.

( ૩ )

તું ભકત બન એ ગ્રંથનો ભક્તિ ભલેરી રાખીને,
ને લ્હાણુ કર એ જ્ઞાનની તત્ત્વો અનેરાં ભાખીને;
નિજ ગામમાં તું જ્ઞાનની પરબો મીઠી બેસાડજે,
સમભાવ ને સ્વાતંત્ર્યની પ્યાલી સદા પીવડાવજે.

બાબુલાલ હીરાલાલ શ્રોફ

# એ સુદિન

( ૧ )

વીત્યાં વર્ષો દૂર–સુદૂર એ કાળ કિંતુ રમે છે,
આજે મારા સ્મૃતિપટ પરે ને દિલે કંઇ ભરે છે;
ના જાણ્યું મેં સમિપ રમતા એ દિને શું થવાનું,
આજે લાગે પરમ અદકોઃ જીંદગીનું લહાણું.

( ૨ )

હું નાનેરો કંઈ ન સમજું એક દિ પંથ સૂઝયો,
નાના ગામે, ગરીબ ઘરને આંગણે પાય મૂકયો;
ભાંગેલા એ જરિત ઘરમાં પુસ્તકો સ્વલ્પ બેઠાં,
વાતો કીધી કંઇ કંઇ મુંગી ને પછી હાથ લીધાં.

( ૩ )

ભૂલ્યો સર્વેઃ મગજ ભમતું, હસ્તમાં ગ્રંથ ધાર્યો,
વીત્યા દિનોઃ અમૃત સરખા સાગરે હું નહાયો;
ને જીવનમાં હરદમ ઝરી જ્ઞાનની પુણ્ય ઝરણી,
શા ભાવો ! શી જીવનઘડતી શક્તિથી તેજ વરણી.

( ૪ )

આજે વીત્યા દિન કંઇ અને મંત્ર હું કંઇક પામ્યો,
એણે રંગી જીવન–કરણી ને પછી માર્ગ સાધ્યો;
દીઠું હૈયે સળવળ થતું જેમ ઊંડા થરે ગેં,
ને વિચારો ઉછળી ઉછળી શાન્ત થાતા દીઠા છે

( ૫ )

આજે જીવું ઉર મહીં ભરી કલ્પના ભવ્ય રંગી,
ને નીતિ ને પરહિત તણી ભાવના શકય સાધી;
રોઉં કિંતુ અબળ ન બનું, ક્ષુદ્ર કિંતુ ન જંતુ,
થાકું કિંતુ નહિ પતિત એ, ગ્રંથનું જ્ઞાન સંધુ.

( ૬ )

હું નાનેરો નિરખું દૂરના યોગીઓ જ્ઞાનગરવા,
યોદ્ધા પેલા મથન કરતા સૃષ્ટિ નવલી સરજવા;
ઉત્ક્રાન્તિ ને ઉનતપથના માર્ગ જેઓ બતાવે,
ત્યાં જાઉં હું, દિલ બળ ભરી પુસ્તકોથી લીધું જે.

હિંમતલાલ ચુ. શાહ

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

એમ કહેવાય છે કે, અંગ્રેજી ભાષા બોલતા જગતમાં કોઇપણ દેશ કરતાં ઑસ્ટ્રેલિયા તથા ન્યુઝીલૅંડમાં માથા દીઠ વધારે પુસ્તકો ખરીદવામાં આવે છે.

× × ×

. . . આવતે મહિને પંડિત જવાહરલાલ નહેરુની આત્મકથા અમેરિકામાં પહેલી વખત પ્રગટ કરવામાં આવશે. ઇંગ્લંડમાં તો તેની ચૌદ આવૃત્તિઓ નીકળી ચૂકી છે. "ન્યુયૉર્ક ટાઇમ્સ" "બુકરિવ્યુ" લખે છે કે યુનાઇટેડ સ્ટેટ્સમાં તે મૂળ સ્વરૂપમાં પ્રગટ કરવામાં આવી નહોતી, કેમકે હિંદી રાજકારણ વિષે તેમાં ઘણી સૂક્ષ્મ અને ગૂંચવાડાવાળી વિગતો હતી અને અજાણી વ્યક્તિઓ વિષે પણ તેવી હકીકતો હોઇને અમેરિકન વાચકોને તેમાં રસ પડે નહિ. ત્રણ વર્ષની વાટાઘાટ પછી અમેરિકા માટે ખાસ સુધારેલ આવૃત્તિની જ્હૉન ડે કંપનીએ પંડિતજીની સંમતિ મેળવી છે. બીનજરૂરી રાજકીય બાબતો વિષેના મોટા વિભાગો કાઢી નાખવામાં આવ્યા છે. તથા નવાં પ્રકરણો લખીને વાતને અદ્યતન બનાવવામાં આવી છે. છેલ્લું પ્રકરણ તો હિંદ સંરક્ષણ કાયદા હેઠળની ધરપકડ પહેલાં થોડા જ વખતે અલ્લાહાબાદથી ટપાલમાં નાખવામાં આવ્યું છે.

× × ×

જે. બી. પ્રીસ્ટલિએ પોતાના છેલ્લા પુસ્તક 'બ્રિટન સ્પીક્સ' (Britan speaks) ઉપર પોતાને મળતી સઘળી રૉયલ્ટી બ્રિટિશ વૉર ફંડમાં આપી દેવાને પોતાના અમેરિકન પ્રકાશકોને સૂચના આપી છે. પ્રકાશકોએ પણ પોતાનો સઘળો નફો તેજ ફંડમાં આપવાનું કબૂલ કર્યું છે.

× × ×

જ્યારે ફ્રાન્સનું પતન થયું ત્યારે પેરિસના હિપેરેપિન પ્રેસે કળા વિભાગની શ્રેણીમાં ચાદ નવાં પુસ્તકો પ્રગટ કરવાની જાહેરાત કરી હતી. કેટલાંક છપાતાં અને કેટલાંક તો પ્રસિદ્ધિ માટે તૈયાર હતાં. જીન કેસનના 'પિકાસો (Picasso)' નામક પુસ્તકની એક નકલ સિવાય આ બધાં પુસ્તકોનો નાશ થયો હતો. આ પુસ્તકને અમેરિકા મોકલી આપેલ હોવાથી તે બચી જવા પામ્યું હતું. હવે ત્યાં તેનું પુનર્મુદ્રણ કરવામાં આવ્યું છે.

× × ×

ફ્રાન્સે ફ્રૉસ્ટ નામની અમેરિકન લેખિકાએ કાવ્યનાં કેટલાંક પુસ્તકો તથા બે નવલકથાઓ લખી છે. તાજેતરની ચૂંટણી વખતે મતદાર તરીકે નોંધણી કરાવવા પહેલાં તેને શિક્ષિતતાની કસોટીમાંથી પસાર થવાની ફરજ પાડવામાં આવી હતી. તેનો કૉલેજનો ડિપ્લોમા ગૂમ થયેલ હોવાથી, પોતે લખી વાંચી શકે છે તે સાબીત કરવા તેણે પોતાનાં બે પુસ્તકો, 'ચોક ઑફ સ્ટાર્ટ' તથા 'અન્કલ સ્નો બૉલ' નોંધ ઑફિસે રજૂ કર્યાં; પણ ત્યાં બેઠેલા વૃધ્ધે તે માન્યું નહિ. પછી તેણે પોતાની જન્મનોંધનું સર્ટિફિકેટ, પાસપોર્ટ તથા લાયબ્રેરી કાર્ડ રજૂ કર્યાં. પણ વૃધ્ધે કહ્યું: "તમે કસોટીમાંથી પસાર થઇને પછી અહીં આવો." પછી મિસ ફ્રોસ્ટ કહે છે કે 'મિડલબરીમાં ગ્રીક ભાષાની પરીક્ષા આપતાં જે ધ્રુજારી મને વછૂટી હતી તે ધ્રુજારી સહિત હું તે કસોટીમાંથી પસાર થઇ. પણ આજે મેં

મત આપ્યો છે અને અંગ્રેજી ભાષા લખી તથા વાંચી શકું છું તે જાણીને કેટલો આનંદ થાય છે તેની તમને કલ્પના આવશે નહિ.

× × ×

લંડન પર તાજેતરમાં થયેલ હવાઇ હુમલા વખતે 'સ્ટુડિયો' માસિકની ઑફિસ પણ તેનો ભોગ થઇ પડી હતી. જૂના મકાનનો સમૂળગો નાશ થઇ ગયો. નવું 'સ્ટુડિયો' વાર્ષિક તૈયાર હતું તેનો પણ તેજ દિવસે નાશ થયો, પણ વ્યવસ્થાપકો નિરુત્સાહી બન્યા નથી. તેઓએ નવું મકાન લીધું છે અને માસિક નિયમિત રીતે પ્રગટ થશે.

× × ×

દક્ષિણ લંડનના પરામાં નાનાં સ્વચ્છ સુંદર ઘરોવાળી એક શેરી છે. (અથવા 'હતી' એમ કહેવું જોઇએ.) આવા એક ઘરમાં એક નિવૃત્ત કારકુન રહે છે. (અથવા રહેતો હતો.) તેને સાહિત્યનો ખૂબ શોખ હતો. ઉનાળાની સાંજે પોતાની નાની વાડીમાં સ્લીપર પહેરી બેસીને 'ડિકન્સ'નાં પુસ્તકો વાંચવાની તેને હમેશની ટેવ હતી. હમણાં એક સાંજે દાહક બોંબમારાથી આ ઘરો નાશ પામ્યાં. બીજી સાંજે પાસેની શેરીઓમાંથી જોવા આવનારાઓએ પોતાના વિનાશ પામેલા ઘરના અવશેષોમાં વાચનરસિયા આ મનુષ્યને જોયો. નાશમાંથી બચાવી લીધેલા ચેસ્ટરફીલ્ડ પર બેસીને, સ્લીપર પહેરીને અસ્ત પામતા સૂર્યના પ્રકાશમાં તે 'ડિકન્સ' વાંચતો હતો.

× × ×

જ્યારે લૉરા કે ટેકસસમાં મોટા ઉદ્યાનમાં રહેતી હતી ત્યારે તેના પિતાએ તેને કહ્યું હતું કે 'સ્ત્રીનું નામ ફક્ત ત્રણ જ વખત છાપવામાં આવે છે. જ્યારે તેનો જન્મ થાય, તેનાં લગ્ન થાય તથા જ્યારે તે મૃત્યુ પામે. હવે તો ભૂતકાળના બની ગયેલ આ નિયમને આપણે વળગી રહીએ તો લૉરા કેને સ્ત્રી કહી શકાય નહિ; કેમકે 'લોંગ ટાઇડ' તથા '...એન્ડ ટેલ ઓફ ટાઈમ'ની લેખિકા તરીકે તેનું નામ ઘણી વખત છપાયું છે.

× × ×

આપણામાંના ઘણાને જાણીને આશ્ચર્ય થશે કે 'ચાઇના ટ્રેડર' (China Trader) નામની નવલકથા તથા 'થ્રી સીસ્ટર્સ' (Three Sisters) નામક જીવનચરિત્રની લેખિકા કૉર્નેલિયા સ્પેન્સર, પર્લ બકની બહેન થાય છે. તે પર્લ બક કરતાં ઉંમરમાં સાત વર્ષે નાની છે. અને લેખિકા તરીકે બહાર પડયાને તેને હજુ સાત જ વર્ષ થયાં છે. બન્ને વચ્ચેના સગપણને છાનું રાખવાનું કારણ એ હતું કે પોતાની મોટી બહેનની કીર્તિનો લાભ મેળવવાની મિસ સ્પેન્સરને ઇચ્છા નહોતી.

× × ×

જ્યારે સ્કૉટલૅંડમાં પોતાના સાક્ષરોની કિંમત કરવાનો પ્રસંગ આવે છે ત્યારે સ્કૉટલૅંડ વાજબી રહી શકતું નથી તેમ જાહેર કરીને એલન ડેન્ટે સ્કૉટલૅંડમાં ઠીક ચર્ચા જગાડી છે. તેના કહેવા પ્રમાણે બર્ન્સ અને સ્કૉટને સાતમા આસમાને ચઢાવી દેવામાં આવ્યા છે, પરંતુ બીજા સારા કવિઓ–ડન્બાર, હેન્રિસન, રામસે તથા ફર્ગ્યુસન અને ગદ્યલેખકો–સ્મોલેટ, ગલ્ટ, કાર્લાઇલ, સ્ટીવન્સન અને બેરી–નું વધારે વાચન તો અંગ્રેજો જ કરે છે.

× × ×

મહાસભાના સ્પષ્ટ હેતુઓની સમજ આપતાં પં. જવાહર નહેરનાં અતિ ઉપયોગી ભાષણો તથા નિબંધોનો સંગ્રહ તાજેતરમાં ઈંગ્લંડમાં પ્રગટ કરવામાં આવ્યો છે. આ પુસ્તકનું નામ ' ધી યુનિટી ઑફ ઇન્ડિયા ' ( The Unity of India ) છે.

× × ×

લંડનની યુનિવર્સિટી કૉલેજના પુસ્તકાલય પર થયેલ હવાઈ હુમલાને અંગે ૧૦૦,૦૦૦ પુસ્તકોનો નાશ થયો ત્યારે તે નાશમાંથી બચાવી લેવામાં આવેલ પ્રથમ પુસ્તક ' જર્મન સંસ્કૃતિનો ઇતિહાસ ' ( A History of German Culture ) હતું. જર્મન ઇતિહાસ તથા સાહિત્યનાં પુસ્તકોનો લગભગ આખો સંગ્રહ બળી ગયો ત્યારે આ પુસ્તક જ બચી જવાથી ઇંગ્લંડમાં રમુજ ફેલાઇ છે.

× × ×

બુખારેસ્ટના બુકસેલરોને હમણાં તડાકો પડે છે. હર્મન રોસ્નિંગના પ્રસિદ્ધ પુસ્તક ' જર્મનીઝ રેવોલ્યુશન ઑફ ડિસ્ટ્રકશન ' ( Germany's Revolution of Destruction ) ની નકલો આવતાં વેંતજ ઉપડી જાય છે. બધા બુકસેલરોને માત્ર આટલુંજ કરવાનું છે કે પુસ્તકો આવે એટલે તેને કપાટમાં દેખાડવાં અને નાઝી લોકોની એકસાથે આવવાની રાહ જોવી.

× × ×

જાન સ્ટ્રપરના પુસ્તક ' મિસિસ મિનિવર ' ( Mrs. Miniver ) ની યુનાઇટેડ સ્ટેટસમાં દરરોજની ૧૫૦૦ નકલોના હિસાબે ખપત થાય છે. તે પુસ્તકના ફિલ્મના હક્કો મેટ્રો–ગોલ્ડવિન–મેયરે મેળવી લીધા છે.

× × ×

યુદ્ધ માટે બ્રિટનની બીનતૈયારીની ખરી જોખમદારી બ્રિટિશ લોકોના પોતાનાજ સંતોષ પર, જ્હૉન કેનેડીના પુસ્તક ' વ્હાય ઇંગ્લંડ સ્લેપ્ટ ' (Why England slept) માં નાખવામાં આવી છે. સેંટ જેમ્સની કોર્ટમાં હમણાં સુધી અમેરિકન એલચી તરીકે કામ કરતા મિ. જોસેફ કેનેડીનો તે પુત્ર થાય છે.

× × ×

નાઝીવિરોધી લખાણ કરનાર પ્રસિદ્ધ લેખક મિ. રુડોલ્ફ ઓલ્ડેન, બાળકોને લઇને જતા વહાણને ટોર્પીડો લાગવાથી, તાજેતરમાં સમુદ્રમાં મૃત્યુ પામ્યા છે. તેના છેલ્લામાં છેલ્લા પુસ્તકનું નામ ' ઇઝ જર્મની એ હોપલેસ કેઇસ ? ' ( Is Germany a hopeless case ? ) છે.

× × ×

' ઝાબક 'નું છેલ્લું પુસ્તક ' એ સ્ટેચ્યુ ટુ ઇમ્મોર્ટેલિટી ' ( A statue to Immortality ) થોડા સમયમાં પ્રસિદ્ધ થશે. હિંદમાં તથા પૂર્વના દૂરના દેશોમાં ચાલતા શ્વેત ગુલામોના વેપારનું તેમાં વર્ણન કરેલું છે.

લેખક " સન્ડે સ્ટાન્ડર્ડ "ના જાણીતા લેખક છે. આ પુસ્તક ફેબ્રુઆરીની શરુઆતમાં બહાર પડનાર હતું.

છોટાલાલ માનસિંગ કામદાર

# કેટલાંક ઉપયોગી સૂચનો

જેમ શરીરમાં આત્મા હોય તો જ શરીરની કિંમત છે, તેમ પુસ્તકાલયનો આત્મા કે જે ગ્રંથપાલ છે, જે ગ્રંથપાલ જેટલે અંશે સેવાભાવી અને જ્ઞાનવાન હોય તેટલે અંશે એ પોતાના પુસ્તકાલયને ખીલવે અને લોકોમાં વાચનનો પ્રચાર કરે.

આટલા માટે ગ્રંથપાલની પસંદગી કરતી વખતે તે વાચનનો શોખીન, સારા નરસાનો ભેદ જાણનાર, શાન્ત અને માયાળુ સ્વભાવનો તેમજ સેવાભાવી હોવાનો વિચાર થવો ઘટે છે. ગ્રંથપાલનું વાચન બહોળું હોવું જોઇએ. પુસ્તકાલયનાં પુસ્તકો પૈકી તેણે ઘણાંખરાં વાંચેલાં હોવાં જોઇએ, એટલું જ નહિ પણ કયા વાચકોના માટે કયાં પુસ્તકો ઉપયોગી છે તે પણ તેમણે જાણવું જોઇએ. અને તે જાણે તો જ વાચકોને તેની શકિત અને જરૂરના પ્રમાણે પુસ્તકો વાંચવા આપી શકે અને એ પ્રમાણે થાય, તો જ પુસ્તકાલય ઉપયોગી નીવડે.

ગ્રંથપાલનું વાચન બહોળું હોવું જોઇએ. એમનું વાચન એમના પોતાના લાભ ઉપરાંત, વાચકોના હિત માટે છે. માટે તે તરફ ગ્રંથપાલનું ધ્યાન રહેવું જોઇએ. વળી વર્તમાન સમાચારથી પરિચિત રહેવું જોઇએ. આથી એ પોતાના ગામની પ્રજામાં ખૂબ પ્રચાર કરી શકશે. અને લોકોમાં વર્તમાનપત્રો વાંચવામાં રસ ઉત્પન્ન કરી વાંચવાની ટેવ પાડી શકશે અને પોતાના કામમાં બીજાની મદદ પણ મેળવી શકે.

પુસ્તકાલયોમાં પુસ્તકોની પસંદગીનું કામ ખાસ મહત્ત્વનું છે. પુસ્તકાલયોમાં યુવાનોના ચારિત્ર્ય ઉપર ખરાબ અસર ઉપજાવે એવી નોવેલો અને કચરાપટ્ટી જેવાં પુસ્તકો પેસી ન જાય એની તકેદારી તેણે રાખવી જોઇએ, પુસ્તક મંજૂર કરતા પહેલાં નિષ્ણાતો પાસે પુસ્તકો વંચાવી તે ઉપર તેમનો અભિપ્રાય મંગાવી યોગ્ય લાગે તો જ ખાતુ પુસ્તકો મંજૂર કરે છે. **પરંતુ પરભારે ભેટ મળેલાં કે ખરીદાયલાં પુસ્તકોમાં આવાં પુસ્તકો પેસી ન જાય તેની સાવચેતી રાખવાની જરૂર છે.**

કાયમ ફંડની રકમો ખાનગી ગૃહસ્થોને ધીરવાની મનાઇ છે, કારણ કે આવી રીતે ધીરેલી રકમો ડૂબી જાય છે; માટે એ મનાઇ જરૂરની છે. પરંતુ બેંક, પોસ્ટ ઑફિસ, સેવિંગ બેંક કે પુસ્તકાલય સ. સ. મંડળમાં મૂકવાથી વ્યાજ બહુ જ થોડું એટલે ૧½ ટકો આવે છે. આ કારણે ગ્રંથપાલો અને વ્ય. મંડળના સભ્યો ખાનગી ગૃહસ્થોને ધીરવા લલચાય છે અને તેનો ઉહાપોહ કરે છે, પરંતુ પુસ્તકાલયના હિતની ખાતર એ માર્ગે જવામાં લાભ નથી, પરંતુ સદરહુ રકમમાંથી વ્ય. મંડળના સભ્યો સર્વાનુમતે જમીન વેચાણ કે કબજાગીરો રાખવાનું ઠરાવે તો તેની મંજૂરી ખાતાએ આપવાનું ધોરણ ઠરાવવું જોઇએ.*

**રણછોડભાઇ પટેલ**
(ભાદરણ મહાલ ગ્રાહ્યાધિકારી)

*ભાદરણ મહાલ બીજી પુ. પરિષદના સ્વાગતાધ્યક્ષ તરીકે આપેલા વ્યાખ્યાનમાંની કેટલીક કંડિકાઓ.

# કટોકટીની પળે પુસ્તકાલયોની સેવા

[ ઇન્ગ્લેન્ડની પાર્લામેન્ટના કેળવણી મંડળે ( બૉર્ડ ઑફ એજ્યુકેશન ) એક નિવેદન દ્વારા પુસ્તકાલયો સંબંધી જે હકીકત પ્રગટ કરી છે તે ખરેખર નોંધપાત્ર છે. 'Times Literary Supliment'ના ૨૪ જુલાઈ ૧૯૪૦ માં એની નોંધ પ્રસિદ્ધ થઈ છે તે પુસ્તકાલયોના સંચાલકો અને પુસ્તકાલય-પ્રવૃત્તિમાં રસ લેનાર ભાઈઓ માટે ઉપયોગી નીવડે તેવી હોવાથી આ નીચે રજૂ કરી છે. ]

**અત્યારના** કટોકટીના સમયે પુસ્તકાલયોના સંચાલકોને પુસ્તકાલયોની અગત્ય અને શક્ય હોય તેટલો તેનો વિકાસ કરવા માટે સઘળા પ્રયાસો કરવા એક નિવેદન બહાર પાડવામાં આવ્યું છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે, યુદ્ધસમયે ઔદ્યોગિક ક્ષેત્રોમાં કામ કરતા કામદારોનાં સુખ સગવડ માટે કામદાર પ્રધાન મંડળ જે લાભદાયી યોજનાઓ વિચારી રહ્યું છે તે પૈકી પુસ્તકાલયોની સગવડો ને તૃપ્તિને લગતું પણ છે. કેળવણી અને કામદાર પ્રધાનોની આ પ્રવૃત્તિઓ આવકાર અને પ્રશંસાને પાત્ર છે, એટલુંજ નહિ પણ તે તીવ્ર બુદ્ધિ દર્શાવનારી અને સમયસરની છે.

સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને આજે ઠેર ઠેર બીનજરૂરી ખર્ચ કમી કરવાની યોજનાઓનો વિચાર કરવાની ફરજ પડી છે. દરિયાકિનારાને લગતાં સ્થળોએ જ્યાં પ્રવાસીઓ અને રહીશોની તે સ્થળો ખાલી કરવાના કારણેએ ઓછી થતી સંખ્યાનો વિચાર કરતાં તેમની સંસ્થાઓના ખર્ચમાં કરકસર કરવાની ભારે જરૂર ઊભી થઇ છે. કસ્બા કે શાળા પરગણાની સંસ્કારી પ્રવૃત્તિઓ જે શાન્તિની પુનઃસ્થાપના થતા સુધી સ્વદેશાભિમાનના કારણે જતી કરવાની વિચારણા કરવાને પણ ખરેખર આવી કટોકટીના પ્રસંગો સ્થાનિક કાર્યકરોને લલચાવે છે. છતાં કેળવણી મંડળ એટલું તો જરૂર ભારપૂર્વક જણાવે છે કે સાર્વજનિક પુસ્તકાલય-પ્રવૃત્તિ એ કોઇપણ રીતે આળસુ અને વિલાસની વસ્તુ નથી. ચોક્કસ વાચકોને તે પુસ્તકો દ્વારા શિક્ષણ અને આરામ પૂરો પાડે છે, અને આવા કટોકટીના સમયે જ્યારે લાંબી અંધકારમય રાત્રિઓ વધુ ને વધુ વીતાવવી પડશે ત્યારે તો આપણાં બીજાં આરામનાં સાધનો આપણને પ્રાપ્ત થશે નહિ અને તેવે સમયે પુસ્તકો એ મોટામાં મોટું આરામ મેળવવાનું સાધન બની રહેશે. આથીજ પુસ્તકાલયો પણ પોતાની સ્થળસીમામાં અભ્યાસમંડળો અને ગમ્મત સાથે વાચનનાં મંડળો ઊભાં કરે, એ સૂચવવું અસ્થાને નથી. આ સૂચનાને કોઇ પુસ્તકાલય નકારી શકે તેમ નથી એટલુંજ નહિ પણ આ દિશામાં પુસ્તકાલયોના વાચકોને કયાં કયાં પુસ્તકો વાંચવા જોઇએ છે અગર વાંચવામાં રસ પેદા થાય તેવાં સક્રિય પગલાં લેવાની તેની અનિવાર્ય ફરજ થઇ પડશે.

યુદ્ધસમયે દેશસેવા માટે જુદી જુદી કામગીરીઓમાં અવિરત રીતે આખો દિવસ કામ કર્યા પછી દરેક વ્યક્તિને બીજું આનંદ અને પ્રમોદના પ્રસંગો કરતાં પોતાને મનગમતા પુસ્તક સાથે રાત્રિ વીતાવવી એ વધારે આરામ અને આશાએશ આપનારૂં નીવડશે; વળી પોતાની કામગીરીમાં પણ તેને પોતાના પ્રિય લેખકનું કોઇ પુસ્તક કામના કલાકોમાં પડતા આંતરાઓમાં વાંચવાનું મળે એ કંઇ ઓછા આરામની વાત નથી.

કેટલીય પેઢીઓએ કદાચ ઇતિહાસમાં–કદી નહિ અનુભવેલી એવી યુદ્ધની દારુણતાં આજે આપણા દેશપર છેલ્લાં થોડાં અઠવાડિયાં થયાં આવી પડી છે. આ દિવસોમાં મનની એકાગ્રતાની ટેવની ખાસ આવશ્યકતા છે અને જે પ્રશ્નો ઉપરછલા વિચારાયા હશે અગર છોડી દેવાયા હશે તે પ્રશ્નોનો અભ્યાસ કરવાની હજારો લોકોમાં આજે તીવ્ર ઇચ્છા જાગ્રત થઇ હશે. એમને માટે રાજનીતિ, સમાજશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન અને ધર્મને લગતાં અનેક પુસ્તકોની સગવડ આજે સાર્વજનિક પુસ્તકાલયો પૂરાં પાડી શકે તેમ છે, એ ખરેખર એક અમૂલ્ય લાભ છે. માટે જ પુસ્તકાલયોની સેવાનો લાભ વધારે પ્રમાણમાં મળે તેવા ઉપાયો યોજવાની જરૂર છે એટલે તેને અટકાવવાના કોઇ ઉપાયો વિચારી શકાયજ નહિ એ ખુલ્લું છે.

આપણા ગ્રંથપાલને આપણે વધારે માનની લાગણીથી જોવો જોઇએ અને એ ખરેખરો સમાજ-સેવક છે. આપણે માત્ર દેશના લોકોની કટોકટીના પ્રસંગે તેની જરૂરીઆતો પૂરી પાડનાર વ્યકિત તરીકે ગ્રંથપાલને નહિ ઓળખતાં તે ખરેખર મહાન સમાજ-સેવક છે, એમ માની તેનું માન અને મહત્ત્વ વધારે આંકવાં જોઇએ. આથીજ દરેક ખાનગી કે સાર્વજનિક તમામ પ્રકારની મદદો દ્વારા દેશની આ અત્યંત મહત્ત્વની રાષ્ટ્રીય પ્રવૃત્તિને નભાવવાની ફરજ છે.

ઉપરના નિવેદનમાંથી ખાસ અગત્યની કેટલીક બાબતો સાનું ધ્યાન ખેંચવા સરખી છે તે આપણી પ્રવૃત્તિને પણ લાગુ પડે તેમ છે, તેની નીચેની નોંધ અસ્થાને નહિ ગણાય.

૧. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ જેવી કે સુધરાઈ અને ગ્રામ પંચાયતોએ આ બાબતોમાં વિશેષ મદદ આપી તેમાં રસ લેવાની જરૂર;
૨. કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોએ પોતાના જ વર્તુલમાં આ પ્રવૃત્તિને બહુજ વિકાસાવવાની જરૂર;
૩. તમામ પુસ્તકાલયોએ પોતાનાં પુસ્તકાલયો અંગે અભ્યાસમંડળો યોજવાની જરૂર;
૪. ઉદાર ધનિકોની દાનવૃત્તિને આ દિશામાં વધુ પ્રમાણમાં વાળવાની વલણ;
૫. પુસ્તકો સામાન્ય લોકોને સહેલાઇથી પહોંચાડવાની યોજનાઓ;

ઉપરની બાબતોમાં સ્થાનિક પુસ્તકાલયની સમિતિઓ જરૂર વિચાર કરી માત્ર એકલા વહીવટી પ્રશ્નમાંજ નહિ પણ વિકાસના પ્રશ્નોનો પણ ઉદારભાવે વિચારશે એવી આશા છે.

ઉ. મો. પટેલ

## અનુકૂળ કેળવણી

કયા ગામને કઇ જાતનું શિક્ષણ અનુકૂળ આવશે તે શહેરમાં બેઠેલો શું જાણે ? ગામડાંની પરિસ્થિતિ જાણનાર તો શિક્ષક છે છતાં એને કોઇ પૂછતું જ નથી, અને લંડનમાં શીખી આવેલા શિક્ષણના નિયમો અહીંની હવાને અનુકૂળ છે કે નહિ તે જોયા તપાસ્યા સિવાય જ મુંબઇ કે પૂનાથી ફેંકવામાં આવે છે અને પછી એ યંત્રની પેઠે ચાલવા લાગે છે. શિક્ષકો એના શાળાના જૂના અભ્યાસક્રમ સાથે બાળકના જીવન સાથે મેળ સાધી શકતા નથી. સાહેબોને બતાવવા પૂરતું ગોખાવી ગોખાવી થોડુંક તૈયાર કરાવે છે.

ગામડાંની મુશ્કેલી જોઇને શિક્ષકે તેનો ઉકેલ કરવો જોઇએ એ બીજું કોઇ કરી શકવાનું નથી. આજે તો આપણે રાષ્ટ્રીય સેવક બનવાનું છે; સરકારી નોકર માત્ર નહિ. સરકારી નોકર અને સેવકમાં ફેર છે, સેવકને આખું ગામ પોતાનું લાગે છે. એને માટે કંઈ ન કહી શકાય તો તેનું અંતર એને ઠપકો આપે છે. સરકારી નોકરને અંતરમાં ઠપકો નથી, આજ મોટામાં મોટી ઉણપ છે. આજે આ ઠપકાના જોરે જ આપણે સ્વરાજની કંઇક નજીક આવ્યા છીએ. શિક્ષકે, 'ગામડું મારું જીવન છે.' એમ માનવું પડશે. આ વસ્તુ નાની લાગશે, પણ સાત લાખ ગામડાંમાં આ વસ્તુ પહોંચે તો એ કેવી વિરાટ લાગે, નાની નાની વાતને પણ આપણે તો સાત લાખની સાથે ગુણવાની છે.

શ્રી. મગનભાઇ પ્ર. દેસાઇ
(મહામાત્ર ગૂ. વિ.)

# સાહસિકની સૃષ્ટિ સરખી વાચનસૃષ્ટિ

### ભૌગોલિક સંશોધક અને વાચક વચ્ચે સામ્ય

હરકોઇ પ્રકારનું વાચન એ એક સાહસિક સૃષ્ટિ જેવું છે. જ્યારે વાચક કંઇ પણ વાંચવાનું શરૂ કરે ત્યારે તેને કંઇ ખબર હોતી નથી કે પોતાને કયા પ્રદેશમાં ભટકવું પડશે. કોઇ ભૌગોલિક સંશોધકના જેવી વાચકની સ્થિતિ છે. એકાદ પ્રદેશમાં ભટકતાં ભટકતાં અજાણ્યા પહાડો, નદીઓ અને ખડકો પરથી સંશોધક પસાર થાય છે તે વખતે કવચિત ભેજવાળી આબોહવાનો અનુભવ તેને લેવો પડે છે તો કોઈ વખત કડકડતી ઠંડી અથવા ઉગ્ર તાપમાંથી તેને પસાર થવું પડે છે. એ પ્રદેશમાં જે મનુષ્યો તેને મળે છે તેમાં કેટલાક તેની સાથે શત્રુતા બતાવે છે તો કેટલાક તેના મિત્ર બની જાય છે. વાચકનું પરિભ્રમણ પણ આવા સાહસિક સંશોધકોના પરિભ્રમણ જેવું જ છે. એ પરિભ્રમણ કરતાં તે કોઈ વખત એવા વિચારપ્રદેશમાં આવી ચડે છે કે જ્યાં તેનો આત્મા નાચી ઉઠે છે. બીજી જ ક્ષણે તેના હૈયામાં નિરાશા, શોક, ઘૃણાના ભાવો જાગે એવા પ્રદેશોમાં પણ તેને ભટકવું પડે છે. કોઇ ગ્રંથનું તલસ્પર્શી વાચન કરવું એ વિચારોની સાહસિક સૃષ્ટિમાં વિહરવા જેવું છે.

### સંસ્કૃતિના સિમાડા વિસ્તૃત કરનાર વિચારો છે.

માનવી માત્ર વિચાર કરવાને ટેવાએલ છે. તેને પોતાના વિચારોથી સંપૂર્ણ સંતોષ થતો જ નથી. જ્યાંથી મળી શકે એમ હોય ત્યાંથી નિત્યનવીન વિચારો મેળવવા તે ઝંખે છે. અન્યના વિચારોમાં તે રાચે છે, તેનું કલાપૂર્ણ સંયોજન, સંકલન કરવામાં અને પોતાની રુચિ મુજબ એ વિચારોની ગોઠવણી કરવામાં તેને આનંદ થાય છે. સંસ્કૃતિનો સિમાડો એ રીતે વિસ્તૃત થાય છે. અવાંચક અને વાંચક વચ્ચેનો તફાવત માત્ર એ છે કે અવાંચકનું વિચારપરિભ્રમણ શેરીઓમાં કે ઘેર મિત્રો સાથેના વાર્તાલાપ પૂરતું જ હોય છે; જ્યારે વાચકની વિચારસૃષ્ટિને સ્થળકાળનાં બંધન હોતાં નથી. એક હજાર વર્ષ પહેલાંના લેખક સાથે, ત્રણ હજાર માઇલ દૂર આવેલ પ્રદેશ વિષે વાતો કરવામાં વાચકને મઝા પડે છે. સ્થળનું અંતર ઓછું કરવા માટે આજે આપણી પાસે તારનાં દોરડાં અને પવનની પાંખે ઉડતા સંદેશાની યોજના છે. પરંતુ સમયને પણ સૂક્ષ્મ રૂપે રજૂ કરનારા ગ્રંથોની મહત્તા તો એથીયે વિશેષ છે.

### વાચનનો આનંદ

જે વ્યક્તિ એમ સાચા દિલથી માને છે કે વાચન એ એક સાહસિકની સૃષ્ટિ છે–વિચારોના પ્રદેશમાં ભટકવાની અલૌકિક ભૂમિ છે–તે કદી એમ તો નહિ જ કહે કે મને પૂરતો સમય મળતો નથી. ભૌગોલિક સંશોધન કરનાર પોતાની શોધ પાછળ પુષ્કળ સમય ખર્ચે છે. હિમાલયના સર્વોચ્ચ શિખર પર જતાં તે એમ વિચારીને નથી જતો કે બીજે જ દિવસે પોતે ઘેર આવીને નિરાંતે ભોજન લઇ શકશે. વળી એકી સાથે, એક જ કલાકમાં તે કાશ્મીરની સૌંદર્યકુંજોમાં કે ટીબેટની ગિરિકંદરાઓ પર જઇ શકતો નથી. પરંતુ વાચનની ભૂમિ પર ભટકનારને તો એ લાભ મળી શકે છે. સવારે દશેક મિનિટ સુધી જે વિચારભૂમિમાં ભટકવાનો આનંદ વાચક લે છે ત્યાંથી જ છોડી દીધેલા પ્રદેશમાં સાંજના એટલા જ

ઉત્સાહથી તે વિહરી શકે છે. તે સવારે શંકરાચાર્યના તત્ત્વજ્ઞાનની મિજબાની માણે છે અને બપોરના સમયે પોતાના ધંધામાં અટવાય છે. વળી સાંજના કવિ ન્હાનાલાલની કાવ્યસૃષ્ટિનો રસ ધરાઇને પી શકે છે. વાચનનો આનંદ ક્લીઓપેટ્રાના નિત્યનવીન સૌંદર્ય જેવો છે. એ સૌંદર્ય કદી કરમાતું નથી, રૂઢિનો કાતિલ પંજો તેના અનંત વૈવિધ્યને ગુંગળાવી શકતો નથી.

## અણગમતા પ્રદેશ પર ઝડપી કૂચ

ભૌગોલિક સંશોધકને ઘણી વખત અત્યંત આકરી કસોટીમાંથી પસાર થવું પડે છે. ધગધગતી રેતીવાળા વિશાળ રણ અથવા હિંસક પશુઓથી ભરપૂર ગાઢ જંગલમાં તે કોઇ વખત ફસાઇ જાય છે અને તેમાંથી ઘણી વખત છટકી શકતો નથી. એવા શુષ્ક પ્રદેશમાં તેની સંશોધનવૃત્તિ ઓસરી જાય છે. તૃષાના ત્રાસથી મોતને ભેટવાનો પ્રસંગ પણ કોઇ વખત આવે છે. વાચનની સાહસિક સૃષ્ટિ પર પરિભ્રમણ કરનારને આવો અનુભવ કદી થતો નથી. જે ગ્રંથનું વાચન તે કરતો હોય તેમાં કંટાળાભર્યો પ્રદેશ આવતાં તેને છોડીને અથવા ઉતાવળે તેના પર નજર ફેરવીને તે આગળ જઇ શકે છે. પરંતુ આપણે એક વસ્તુ ઘૂંટી ઘૂંટીને યાદ રાખવી જોઇએ કે, એ કંટાળો આપનાર પ્રદેશથી આપણે છેતરાયા તો નથી ને ! કારણ કે ઘણી વખત આપણી અપૂર્ણતાને પરિણામે પણ આપણે એ ગ્રંથને અન્યાય કરી બેસીએ છીએ. એક વિદ્વાન લેખકે સાચું કહ્યું છે કે 'વાચન એ એક એવી કળા છે, જેમાં બુદ્ધિયુક્ત તારવણી આવશ્યક છે.'

## વાચકની મર્યાદાઓ

વાંચતી વખતે કેટલીક વ્યક્તિઓને નિરાંત હોતી નથી; વચ્ચે વચ્ચે પોતાના ધંધાને લગતી પ્રવૃત્તિને અંગે તે શાંતિથી વાંચી શકતો નથી. વાચકે વાંચતી વખતે ધંધાને સંભારવો ન જોઇએ. કેટલાક વાંચકોને એવી ટેવ હોય છે કે એકીસાથે આઠ દશ પુસ્તકો લઇને બેસે અને બધા પર એકસાથે આક્રમણ કરે. એમ કરવાથી તે એક પણ પુસ્તકને નિરાંતે વાંચી શકતો નથી અને વાંચેલું વિચારી શકતો નથી. કેટલાક વાચકોને એવી ટેવ હોય છે કે પુસ્તકમાંથી અમુક ભાગ કાંઇ પણ કારણ વિના છોડી દે છે. ઊંડા ઊતરીને પુસ્તકનું રહસ્ય જાણવાની ઇંતેજારીને અભાવે કેટલાક વાંચકો પુસ્તકને અધું વાંચીને જ છોડી દે છે. આવા વાચકો ઉત્તમ કોટિના વાંચકો ગણાય નહિ. કેટલાકને એવી ટેવ હોય છે કે ગમે તે પુસ્તક હાથમાં આવતાં તે વાંચી કાઢે છે. પોતાને ગમતું ન હોય છતાં વાંચવાને ખાતર વાંચનારા આવા વાંચક પોતાની શક્તિ નિરર્થક વેડફી નાખે છે. વસ્તુતઃ વિવેકબુદ્ધિનો ઉપયોગ કરી પુસ્તકોની ચૂંટણી કર્યા પછી જ વાંચવાની શરૂઆત કરવી જોઇએ.

## વાચનની ભૂખ વખતે સંચાલન અને માર્ગદર્શન

વિચારના એક પ્રદેશ પરથી બીજા પ્રદેશ પર જવા માટે વાચક ઝડપથી પોતાની પરિભ્રમણ ગતિને વધારે છે અને જુદા જુદા પુસ્તકના ત્વરિત વાચનથી તેની કુતૂહલવૃત્તિ પોષાય છે. આવી કુતૂહલવૃત્તિ સતત જાગ્રત રહે તે માટે તેણે કોઇ સમૃદ્ધ પુસ્તકાલય શોધવું જોઇએ. સદ્ભાગ્યે આજે તો આપણે ત્યાં કેટલાંક જાહેર પુસ્તકાલયો એવી સારી સ્થિતિમાં છે કે વાચકને હજારો પુસ્તકો પર નજર ફેરવવાની તક સહેલાઇથી મળે છે. પરંતુ આવાં પુસ્તકાલયોનાં પુસ્તકોના ઢગથી વાચકે મંત્રમુગ્ધ બની જવાનું નથી. અહીં તો તેણે વિવેક-

શક્તિનો પૂરતો ઉપયોગ કરવાનો છે. વળી પુસ્તકાલયમાં જનારા કેટલાક વાચકોને એવી આદત હોય છે એક ગ્રંથમાં એકાદ પરિચ્છેદ વાંચી તુર્ત જ બીજું ઉપાડે છે. એવી રીતે આઠ દશ પુસ્તકો વાંચી જાય છે. આમ કરવાથી તેને આનંદ પણ મળતો નથી તેમ વાંચેલ વસ્તુમાંથી પણ કાયમની કંઇ વસ્તુ તેને મળતી નથી. હીરામાણેકના ઢગ ઉપર એકાદ ક્ષણ ઊભા રહી માત્ર હાથ અડાડવાથી કાયમી લાભ કે આનંદ મળતો નથી. એટલે વાચકે પોતાની વિવેકબુદ્ધિ વાપરી તુર્ત જ નિર્ણય કરી લેવો જોઇએ કે કયું પુસ્તક તેને ઉપયોગી છે. અલબત્ત, આવો નિર્ણય કરવામાં ઘણી વખત વાચકને યોગ્ય સંચાલન અને માર્ગદર્શનને અભાવે નિષ્ફળતા મળે છે, તેમાં કેટલીક વખતે તો પુસ્તકાલયની વ્યવસ્થાશક્તિની ખામી જવાબદાર હોય છે. ખરી રીતે તો વાચનની સાહસિક ભૂમિ પર લઈ જવા માટે વાચક અને પુસ્તકનું મધુર મિલન કરાવી આપવામાં ગ્રંથપાલે મદદ કરવી જોઇએ.

## વાચન માટે સમયના અભાવની ફરિયાદ

કેટલાકની ફરિયાદ એ છે કે અમને વાંચવાનો શોખ છે, પરંતુ સમય મળતો નથી. આવી ફરિયાદ કરનારને વાંચનની સાહસિક ભૂમિનો સાચો પરિચય હોતો નથી. ભોજન માટે એમને સમય મળે છે, પણ આવી મધુર ભૂમિ પર વિહરવા માટે તેમને સમય મળતો નથી. સાચી રીતે કહીએ તો જેમાં માણસને જરા પણ રસ છે તેને માટે પૂરતો સમય સહેલાઇથી મળી રહે છે. જેમાં તેને અણગમો છે અથવા આનંદ નથી આવતો તેને માટે જ તેને સમય મળતો નથી. પરંતુ જેમનાં હૃદયમાં વાચન પ્રત્યે સાચો પ્રેમ છે અને છતાં કલ્પે છે કે તેમનો બધો સમય વ્યવસાયમાં જ રોકાયેલ છે અને ફુરસદ બિલકુલ મળતી જ નથી તેમણે વિચારવું જોઇએ કે આપણે કેટલોક સમય તો અવશ્ય નિરર્થક બરબાદ કરીએ છીએ. ટ્રેનમાં મુસાફરી કરતાં, નાસ્તો લેતાં, નાટક સિનેમાના અંતર (Interval) સમયે અથવા પથારીમાં નિદ્રાદેવીનું આવાહન કરતાં આપણે સહેલાઇથી સર્વ યુગનાં સર્વ દેશના ભદ્ર પુરુષો મહાપુરુષોની સાથે જ્ઞાનગોષ્ટિ કરી શકીએ એ આપણાથી શકય ન હોય તો તો આપણું અત્યંત દુર્ભાગ્ય ગણાય. સમય નથી એવી ફરિયાદ કરનાર ઘણી વખત માત્ર કોઇની રાહ જોવામાં જ કેટલોક સમય ગુમાવે છે અને કેટલીક વખતે તો જ્યારે આપણે ચિંતામાં હોઇએ ત્યારે સમય જલદી પસાર થાય એવી પ્રાર્થના કરીએ છીએ.

## વિચારસૃષ્ટિને વિસ્તારો

અંતમાં એટલું કહેવું ઉચિત છે કે સમસ્ત સૃષ્ટિ અને આપણે બધા, વિચારોની ભૂમિકા પર જ જીવીએ છીએ. જો આપણે વિકાસ સાધવો હોય તો આપણી વિચારસૃષ્ટિને વિસ્તૃત કરવી જ જોઇએ. બીજાના વિચારો શોધી, તેનું પૃથક્કરણ કરી, આપણા પોતાના વિચારો સાથે વણી લેવા જોઇએ, કે જેથી એક સુભગ વિચારસૃષ્ટિનું સર્જન થાય. આવી સૃષ્ટિનું સર્જન કયે માર્ગે શકય છે ? ગ્રંથોમાં વહેતા વિચારપ્રવાહો પર આપણી માનસ-હોડલીને સ્વતંત્રપણે પરિભ્રમણ કરવા દેવામાં આવે તો એ સહજ સાધ્ય છે *

રતિભાઈ ઉકાભાઈ પટેલ

* ફેબ્રુઆરી ૧૯૪૧ ના " નવચેતન "માંથી

# પર્વણીદિનના અહેવાલ

[ વસંતપંચમીનો તહેવાર પુસ્તકાલય-પર્વણીદિન તરીકે ઉજવવાનો શિરસ્તો વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોએ રાખ્યો છે. ચાલુ વર્ષે એ શુભ દિન તા. ૧-૨-૪૧ ના રોજ રાજ્યના ચારે પ્રાંતોમાં ઉજવાયેલો. તેના જે અહેવાલ અમારા તરફ આવ્યા છે તેનો સારભાગ અત્રે આપવામાં આવ્યો છે. ]

**(૧) કુંઢારી તા. કરજેણ:**—પુસ્તકાલયના મકાનને ધ્વજાપતાકાથી તથા આસોપાલવનાં તોરણોથી શણગારવામાં આવ્યું હતું, અંદર પણ સાફસૂફી ને શણગાર કરવામાં આવ્યો હતો. બપોરે બાળાઓના ગરબાનો અને સાંજરે ભજન મંડળીનો કાર્યક્રમ રાખ્યો હોઇ બન્ને વખતે પ્રસાદ વહેંચવામાં આવ્યો હતો.

**(૨) કાસર તા. પેટલાદ:**—મકાનને સ્વચ્છ કરી શણગારવામાં આવ્યું. તે પછી વિદ્યાર્થીઓનું સરઘસ બોધગીતો ગાતું ગામમાં ફરી વળ્યું. બપોરે સ્ત્રીઓને માટે સ્ટીરીઓસ્કોપ બતાવવાનો, સાંજરે જાહેરસભામાં વ્યાયામ, સંવાદ, ગરબા વગેરેનો મનોરંજક કાર્યક્રમ રા. મણિશંકરભાઇના પ્રમુખપદે રખાયો હતો. આ પ્રસંગે રૂ. ૨૦) ગામના શેઠ શ્રી. મૂળચંદ ચુનીલાલ તરફથી પુસ્તકાલયને ભેટ મળ્યા.

**(૩) પેટલી તા. પેટલાદ:**—બાળકોએ ઉમંગે ભેગા થઇ ગામેગામ જ્ઞાનપરબ બેસાડનાર શ્રીમંત મહારાજા સાહેબના ગુણગાન ગાઇ રાજકુટુંબને દીર્ઘાયુ ઇચ્છયું. બાળકોને પતાસાં વહેંચવામાં આવ્યાં.

**(૪) વઢવાણા તા. ડભોઇ:**—સવારમાં સરઘસ નીકળ્યું તે આખા ગામમાં મહોલ્લે મહોલ્લે ફરી વળ્યું. પુસ્તકાલયનાં પ્રચારપાટિયાં ગામમાં ઠામ ઠામ લટકાવી દેવામાં આવ્યાં. શાળાના મકાનને સાફસૂફ કરી ધ્વજાતોરણોથી શોભાવવામાં આવ્યું. સાંજે પટેલ સા. ના પ્રમુખપદે જાહેરસભા ભરી પુસ્તકાલયના કામકાજનો અહેવાલ કહી સંભળાવવામાં આવ્યો તેમ જ સંવાદ ગરબાનો કાર્યક્રમ ઉજવાયો.

**(૫) સખિયાપુરા તા. વડોદરા:**—શાળાના મકાન તથા આંગણાને સાફસૂફ કરી ધ્વજાતોરણોથી સુશોભિત કરવામાં આવ્યું. બોધક સુભાષિતોનાં પાટિયાં ઠેર ઠેર લટકાવાયાં. બાળબાળાઓનું સરઘસ ગીતો ગાતું ગાતું ગામમાં ફરી વળ્યું. સાંજરે જાહેરસભા રખાઇ તેમાં રમતગમત અને સંભાષણનો કાર્યક્રમ ઉજવાયો.

**(૬) સાંગમા તા. પાદરા:**—શાળાના મકાન તથા કંપાઉન્ડની સાફસૂફી કરવામાં આવી ને ધજા-પતાકાનો શણગાર કરવામાં આવ્યો. સુભાષિત સૂત્રો લટકાવવામાં આવ્યાં. બાળકોનું સરઘસ ફેરવવામાં આવ્યું. સાંજના વ્યવસ્થાપક મંડળની સભા ભરી નિયમ વિરુદ્ધ મુકાયલી રૂા. ૬. ની રકમ બનતી ઉતાવળે યોગ્ય ઠેકાણે ફેરવી લેવાની મંત્રીને સત્તા આપવાનો ઠરાવ કર્યો. જાહેર સભામાં રમતગમતનો કાર્યક્રમ ઉજવાયો.

**(૭) વેજપુર તા. સાવલી:**—પુસ્તકાલયની સફાઈ કરી કબાટોને ફૂલહારથી શણગારવામાં આવ્યાં. બાળકો પાસે બાલવિભાગનાં પુસ્તકો વંચાવ્યાં. પુસ્તકાલયના તથા શાળાના

મકાનો પર રાત્રે રોશની પ્રગટાવવામાં આવી. ગામનો આગેવાન વર્ગ બીજી પ્રવૃત્તિમાં રોકાયેલો હોવાથી સભાનો કાર્યક્રમ પડતો મૂકવામાં આવ્યો.

(૮) **કોસીન્દ્રા તા. સંખેડાઃ**—સાંજના ચાર વાગે પુસ્તકાલયના મકાનમાં સભા ભરી ફરજિયાત મફત કેળવણી તથા પુ. પ્રવૃત્તિની યોજનાઓ બદલ શ્રીમંત મહારાજા સાહેબનો આભાર માનવામાં આવ્યો. સંવાદો, ગીતો ને ગરબાઓનો મનોરંજન કાર્યક્રમ ઉજવાયો તથા શિષ્ટવાચન, વાચનપ્રચાર સંબંધમાં પ્રાસંગિક વિવેચનો થયાં.

(૯) **આમરોલી તા. તિલકવાડાઃ**—પુસ્તકાલય માટેની જમીનમાં મંડપ ઉભો કરી શ્રીમંતની છબીને પધરાવવામાં આવી, અને સભા ભરીને ઈશસ્તુતિ, સંવાદ ભજન અને ગરબાઓનો મનોરંજન કાર્યક્રમ ઊજવાયો. મકાન બંધાવવા માટેની યોજનાની ચર્ચા થઇ. પ્રમુખ શેઠ શ્રી. નગીનદાસ, મુકુન્દલાલ તથા પનાલાલનાં પ્રાસંગિક વિવેચનો થયાં.

(૧૦) **કરનાળી તા. તિલકવાડાઃ**—પુસ્તકાલયના મકાનની સાફસૂફી કરી તેને ધ્વજ-પતાકાથી શણગાર્યું. શ્રી. કાંતિભાઇના પ્રમુખપદે ભરાયલી સભામાં ઈશસ્તુતિ, શ્રીમંતનાં ગુણગાન, સરસ્વતીસ્તવન અને પ્રાસંગિક વિવેચનો થયાં.

(૧૧) **ઉનાઉ તા. કલોલઃ**—પુસ્તકાલયના મકાનને તોરણોથી શણગારવામાં આવ્યું. નવીન પુસ્તકો માસિકોનું પ્રદર્શન ગોઠવવામાં આવ્યું. ગ્રામ પંચાયતના અધ્યક્ષ રા. ચતુરભાઇ બકોરભાઇના પ્રમુખપદે સભા થઇ તેમાં પ્રાસંગિક વિવેચન અને સભારંજનનો કાર્યક્રમ થઇ તલસાકર વહેંચવામાં આવ્યાં.

(૧૨) **ઊમતા તા. ખેરાળુઃ**—મેળાવડો કરવામાં આવ્યો. પુસ્તકાલયના ફાયદા વિષે વિવેચનો થઈ વાર્ષિક હિસાબ રજૂ કરવામાં આવ્યો. પર્વણીનિમિત્તે બાળકોએ પુસ્તકાલયને આંગણે બેન્ડ બજાવી ઉત્સાહ પ્રદર્શિત કર્યો.

(૧૩) **ધીણોજ તા ચાણસ્માઃ**—સવારે છોકરા-છોકરીઓનું સરઘસ કાઢવામાં આવ્યું. મુ. શિક્ષકના પ્રમુખપદે મેળાવડો થયો. પ્રાસંગિક વિવેચનો થયાં. વિદ્યાદાન માટે ઝોળી ફેરતાં તેમાં રૂ. ૧૨-૨-૩ ભેગા કર્યા. કન્યાઓએ પણ ગામમાં ફરી રૂ. ૧-૧૦-૦ એ ફાળા માટે મેળવ્યા.

(૧૪) **ચવેલી તા. ચાણસ્માઃ**—પર્વણી તહેવાર પૂરભભકાથી ઉજવવામાં આવ્યો. સવારે રખાયલા મેળાવડામાં ગામ લોકે પણ સારી હાજરી આપી હતી. રાત્રે મહાલ શાળાધિકારી સા. ના પ્રમુખપદે રંજનનો કાર્યક્રમ યોજાયો હતો તેમાં પણ સારી હાજરી હતી. રાતનો કાર્યક્રમ ૮ થી તે ૧-૧॥ લગી ચાલુ રહ્યો હતો. રૂ. ૨૮) નો ખરડો થયો તેમાંથી રૂ. ૧૫) પુસ્તકાલયને મળ્યા તથા રકાબી પ્યાલા ને ચોપડીઓ બાળકોમાં વહેંચાયાં. બીજે દિવસે પણ રમતોનો મેળાવડો થયો. ગામના સખી ગૃહસ્થ પા. જોઇતાભાઇ તરફથી બાળકોને ભોજન અપાયું.

(૧૫) **મણુંદ તા. પાટણઃ**—પુસ્તકાલયને શણગાર્યું. રાત્રે ૭॥ થી ૧૦॥ સુધી જાહેરસભા ભરચક ભરાઇ, તેમાં ઈશસ્તુતિ, શ્રીમંતપ્રશસ્તિ, સંવાદ ગરબા અને પ્રાસંગિક વિવેચનનો કાર્યક્રમ રખાયો. પ્રમુખસ્થાને પુસ્તકાલયના પ્રમુખ શ્રી. ભગવાનભાઇ અમીન બિરાજ્યા હતા.

(૧૬) સંડેર તા. પાટણઃ—રાત્રે મેળાવડો થયો તેમાં વાચનપ્રચારક સંવાદો ને બોધક ગરબાનો કાર્યક્રમ ઉત્સાહથી પાર પડયો. પ્રાસંગિક વિવેચનો થયાં. ઉત્સાહી ગૃહસ્થ રા. ભવાનીદાસભાઇએ બાળકોમાં પિત્તળનાં ૬૦ પવાલાં વહેંચ્યાં તથા રા. ધનજીભાઇ તરફથી રૂ. ૫) નાં પતાસાં વહેંચાયાં. ગામ તરફથી પણ રૂ. ૧૦) નાં ઇનામ આપવાનું જાહેર થયું.

(૧૭) સિદ્ધપુરઃ—ધજા-પતાકાથી પુસ્તકાલયને શોભાવ્યું. નીતિબોધક સૂત્રોનાં પાટિયાં જાહેર સ્થળે લટકાવ્યાં. બાળપ્રિય શિક્ષણના આકર્ષક નમૂનાઓનું પ્રદર્શન યોજાયું. પતાસાં વહેંચાયાં. મહિલા પુ. માં કન્યાઓના ગરબાનો મનોરંજક કાર્યક્રમ યોજાયો. સાંજરે પુસ્તકાલયના મકાનમાં સભા રખાઇ. રાત્રે સંગીત ભજનનો પણ કાર્યક્રમ પાર પડયો.

(૧૮) પીલુદરા તા. મહેસાણાઃ—મકાનને શણગારવામાં આવ્યું. લોકમદદ ઉઘરાવાતાં રૂ. ૬૦) ભેગા થયા. સાંજરે પ્રાંત પંચાયતના સભાસદ રા. નથુભાઇ પ્રભુદાસના અધ્યક્ષપદે મેળાવડો થયો.

### શા માટે ?

"૬¾ ટકા કમિશન વધારે આપવાની જાહેરાતની લાલચમાં કોઇ ભાઇએ ફસાવું ન જોઇએ. વેચાણમાં ઘરાકોને કમિશન આપવમાં આવે, પરંતુ કંપનીની કમાણી વ્યક્તિઓને મળશે, જ્યારે પુસ્તકાલય મંડળની કમાણીમાં પુસ્તકાલયોને હિસ્સો મળવાનો છે. ગ્રામ પુસ્તકાલયનો એક પણ ઑર્ડર જો કોઇ ખાનગી વેચનારને મળે તો સ્વ. મોતીભાઇ અમીન સાહેબની યોજના પર ઘા કરવા સમાન એ નીવડશે. એટલે આવી કોઇ બીજી સંસ્થામાં દોડી જઈ વ્યક્તિને લાભ આપી સંસ્થાને નુકસાન કરવું ન જોઇએ."

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક
(ભાદરણ મ. પુ. પરિષદના ભાષણમાંથી)

(૧૯) વિસનગરઃ—પુસ્તકાલયના મકાનને ધ્વજાપતાકાથી શણગારવામાં આવ્યું. સાંજે રાજરત્ન શેઠ શ્રી. મહાસુખભાઇના પ્રમુખપદે ટાઉન હૉલમાં જાહેર સભા રખાઇ તેમાં પ્રાસંગિક વિવેચનો કરવામાં આવ્યાં.

(૨૦) વાલમ તા. વિસનગરઃ—પુ. ના મકાનને શણગારવામાં આવ્યું. ચોગાનમાં મે. વહીવટદાર સાહેબના પ્રમુખસ્થાને ભરાયલી જાહેર સભામાં ઇશસ્તવન, શ્રીમંતનાં ગુણગાન, રાજધ્વજારોપણની ક્રિયા બાદ પુસ્તકાલયના ફાયદા તથા તેને છૂટથી મદદ આપતા રહેવા બાબતનું પ્રમુખસ્થાનેથી વિવેચન થયું. શ્રીમંત મહારાજા સાહેબ તથા મ. ગાંધીજીની છબીઓ સાથેનું પાલખી સરઘસ વાજીંત્રો ગાજતે ગામમાં ફરી વળ્યું. રાત્રે પણ સભા દાતાર શેઠશ્રી લલ્લુભાઇના પ્રમુખપદે ભરાઇ. ગરબા સંવાદ વગેરેનો મનહર કાર્યક્રમ યોજાયો. ગ્રામોન્નતિના પ્રશ્નો સંબંધી પણ શ્રી. ઉમેદભાઇએ જોસદાર વિવેચન કર્યું. પ્રમુખશ્રીને હસ્તે કાર્યક્રમમાં સારો ભાગ ભજવનાર બાળાઓને કાપડની લહાણી વહેંચાઈ ને વિદ્યાર્થીઓને પુસ્તકની ભેટ અપાઈ.

(૨૧) દુનાવાડા તા. હારીજઃ—શાળાના મકાનને ફૂલપાન તથા ધ્વજા-પતાકાથી શણગારવામાં આવ્યું હતું. સાંજે ડૉ. શ્રી. પરાંજપેના પ્રમુખપદ હેઠળ સભા મળતાં તેમાં ગ્રામજનો સારી સંખ્યામાં હાજર હતા. શાળાનાં બાળકોનો કવિતા, સંવાદ તેમજ ભાષણોનો કાર્યક્રમ યોજાયો હતો. આ ઉપરાંત ગ્રામસફાઈ તથા પુસ્તકાલયને લગતાં વિવેચનો થયાં હતાં.

(૨૨) વ્યાસવાસણા તા. આતરસુંબાઃ—પુસ્તકાલયને ધ્વજા, પતાકાથી સુંદર

રીતે શણગારવામાં આવ્યું હતું. સરસ્વતી, શ્રીમંત મહારાજા સાહેબના અને સ્વ. મોતીભાઇ સા. ના ફોટાઓને હારતોરા વડે ટાંકવામાં આવ્યા હતા. પુસ્તકાલયગીતો ગાતાં સ્કાઉટો, વિદ્યાર્થિનીઓ અને નાનાં બાળકોનાં ત્રણ સરઘસો નીકળ્યાં હતાં. બાદ સભા શ્રી. વૈદ્ય નાથાલાલના પ્રમુખપદે મળી હતી. તેમાં પ્રભુપ્રાર્થના, શ્રીમંતપ્રશંસા, સંવાદો ગરબાનો કાર્યક્રમ યોજાયો હતો. આ પુસ્તકાલયમાંથી પુસ્તકો લઈ જઈ સ્કાઉટવીરો ગામમાં વાચનપ્રચાર કરે છે.

**(૨૩) સરઈ તા. નવસારીઃ**—પુસ્તકાલયને ઉપયોગી સૂત્રો પુસ્તકાલયના સ્થળે ટાંગવામાં આવ્યાં હતાં, લોકોને પુસ્તકો વાંચવા વિષે સમજૂત આપવામાં આવી હતી.

**(૨૪) અમરેલીઃ**—પર્વણીની ઉજવણી નિમિત્તે "**અમારૂં પુસ્તકાલય**" એ વિષય પર ૧૧ થી ૧૩ અને ૧૪ થી ૧૬ વર્ષના બે પક્ષબદ્ધ વિદ્યાર્થીઓ વચ્ચે વક્તૃત્વ હરીફાઈ ગોઠવવામાં આવી હતી. હરીફાઈમાં ઊંચે નંબરે આવનારને રૂ. ૧૦) નાં રોકડ ઇનામો આપવા ઠર્યું હતું. બેન્ડ અને પુસ્તકાલનાં સૂત્રો સાથેનું વિદ્યાર્થીઓ-વિદ્યાર્થિનીઓનું એક સરઘસ નીકળ્યું હતું. સાંજે ફાળો એકઠો કરવા પ્રયત્ન કરવામાં આવ્યો હતો. ઉપરાંત લોકપ્રિય જજ્જ અને સા. પુસ્તકાલયના પ્રમુખ શ્રી. ચતુરભાઈ પટેલના પ્રમુખપદ હેઠળ સભા થઈ હતી.

**(૨૫) કોડીનારઃ**—કોડીનાર મિ. સ્કૂલના હેડમાસ્તર શ્રી. સંજયકુમાર મજમુદારના પ્રમુખપણા હેઠળ વિદ્યાર્થી સંમેલન ભરવામાં આવ્યું હતું. ગ્રંથપાલે પુ. પર્વણીની ઉજવણી સંબંધે સમજૂત આપી હતી. પ્રમુખશ્રીએ સદ્વાચનને લગતો કેટલોક ઉપયોગી બોધ આપ્યો હતો.

**(૨૬) શાખપુર તા. દામનગરઃ**—ગુજરાતી શાળાના મકાનમાં શ્રી. રામભાઇ કરશનદાસના પ્રમુખપદે ઉજવાઈ. બન્ને શાળાનાં બાળકોને બાલસાહિત્યનાં પુસ્તકો વંચાવવામાં આવ્યાં. પ્રમુખશ્રી તેમજ મંત્રીએ પ્રાસંગોચિત પ્રવચન કર્યું.

(૨૭) બેટઃ—મકાનને રંગબેરંગી ધ્વજાપતાકાઓથી શણગારવામાં આવ્યું. પુસ્તકાલયના મકાનમાં પુસ્તકો, વર્તમાનપત્રો, આરોગ્યના નકશા તથા બાલસાહિત્યને લગતું પ્રદર્શન ભરવામાં આવ્યું. સવારમાં સરઘસ કાઢવામાં આવ્યું હતું. શેઠ ગોકળદાસ હરજીભાઇએ બાળકોને પતાસાં વહેંચ્યાં હતાં. બપોરે બેથી પાંચ વાગ્યા સુધી ગામની સન્નારીઓનું સંમેલન ભરાયું હતું. બહેનોએ પુસ્તકાલયને લગતું વિવેચન કર્યું હતું. સાંજે હિંદુ-મુસ્લીમ તમામ પ્રજાની સભા થઇ હતી. વળી હરિકીર્તનનો કાર્યક્રમ પણ યોજાયો હતો.

(૨૮) વસો—આ ગામે પુસ્તકાલયપર્વણી ખૂબ ઉત્સાહપૂર્વક ઉજવાઇ હતી. આ દિવસે પુસ્તકાલયપ્રવૃત્તિને પોતાની કરી આજીવન એનીજ પાછળ જીવન અર્પનાર સ્વ. શ્રી. મોતીભાઈ અમીન સા. ની બીજી સંવત્સરી પણ તેજ દિવસે આવવાથી આ દિવસ ત્યાં હર્ષ-શોકની મિશ્ર લાગણીથી ઉજવાયો. ત્યાંના ગોપાલદાસ બાગમાં સભા થઇ હતી. બાલોપયોગી પુસ્તકોનું પ્રદર્શન પણ યોજવામાં આવ્યું હતું. પ્રસંગને અનુરૂપ ગીતો વગેરે ગવાતાં સ્વ. મોતીભાઇ સા. ની પુણ્ય સ્મૃતિ તાજી થાય તેવું વાતાવરણ જામી ગયું હતું. રાત્રિ પુસ્તકાલયના મકાનમાં ભજનમંડળીનો પણ કાર્યક્રમ રખાયો હતો.

---

# મારી ફેરણીમાંથી

દરાપુરા—આ ગામે સાર્વજનિક પુસ્તકાલયનું સ્વતંત્ર મકાન છે. પુસ્તકાલયની કારોબારીએ હમણાં જ નિયમો ઘડયા છે. પુસ્તકાલયના સંચાલકો ઘણા ખરા યુવકો છે. ગ્રંથપાલ તરીકે સેવાભાવી યુવક ભાઇ જગુભાઈ કામ કરે છે તે નોંધને પાત્ર છે. એ ભાઇ પ્રીવિયસ પાસ થયેલા છે. તેમનામાં સમાજસેવાની તમન્ના છે. તેમની સાથે મેં કરેલી વાતચીતો બીજા ભાઇઓને ઉપયોગ લાગે તેવી છે. મુશ્કેલીઓ સામે પહોંચવાની શક્તિ યુવાનોએ કેળવવી જોઇશે. એ એમની વાતચીત પરથી જાણવાનું મળે છે. મેં પૂછ્યું:

" તમે તમારાં ગામના પછાત લત્તાઓમાં તેઓ સામાન્ય રીતે પોતાની જવાબદારી એકમેક પ્રત્યે સમજે તેવી આરોગ્ય, સ્વચ્છતા વગેરે સંબંધી તેમ જ દેશપરદેશના સમાચારોની ટૂંકી નોંધ ભીંતપત્રો પર તેમને સમજાય તેવી સાદી ભાષામાં ટીકારહિત આપવા કંઈ કરી શકો ખરા ? "

" મેં આવા અખતરા મારા કૉલેજ સમયના વિદ્યાર્થીજીવનમાં કરેલા. લોકોએ મારા આ પ્રયાસોને હસી કાઢ્યા, અને સહકાર ન આપ્યો તેથી મેં બંધ કર્યું. "

" તમે ફરી પાછા ત્યારે આ પુસ્તકાલય પ્રવૃત્તિમાં સેવાભાવે કેમ જોડાયા છો ? "

" મને અત્યારના વ્યવસ્થાપકો સહકાર આપે છે, તેમ જ આ બાબતમાં શરૂઆતથી રસ હતો અને મારૂં સ્વમાન જળવાય તેવી રીતે કામ કરવાની તક મળતાં મેં ફરીથી આ કાર્ય ઊપાડયું છે. "

" આ પહેલાં તમને લોકો કેમ હસી કાઢતા હતા ? "

" મેં ગ્રામસફાઇ, ભીંતપત્રો વગેરેના કાર્યમાં રસ લેવા માંડયો એટલે ગામના પંચ અને આગેવાનોએ મારી સામે કટાક્ષથી જોવા માંડયું. મેં કોઇ લત્તામાં જઇ ગરીબોને પોતાના કામ અને જવાબદારીઓ સંબંધે વાતોચીતો કરી હોય તો મારા ત્યાંથી નીકળ્યા પછી આ ગરીબ વર્ગને ઊંધું સમજાવી મેં જે કાર્ય કરવા પ્રેર્યા હોય તેમાંનું કંઇજ કરી શકાતું નહિ. સામાન્ય બેઠકીઆ લોકોમાં તો આ લોકો એવીજ વાતો કરે કે હવે જગુભાઇ આ ગરીબ લોકોને ફેરવી નાખશે. આપણાં માન-આબરૂ હવે આ લોકો રાખશે નહિ અને આપણા ગામમાં અવદશા લાવશે. ગરીબ વર્ગ પૈકી મોટા ભાગના લોકો આ આગેવાનોની ચૂડમાં નાણાંના ધીરાણ, સામાજિક રિવાજો, અગર કાયદાની અજ્ઞાનતાના કારણે સપડાયેલા હોવાથી અમારા જેવા સેવાભાવી કાર્યકરને તેમાં નિષ્ફળતા મળે છે. હાલમાં તેવી પ્રવૃત્તિવાળા આગેવાનો ઓછા છે અને કેટલાક આગેવાન ભાઇઓ મારી સાથે સહમત છે. એટલે જ મેં આ પુસ્તકાલયમાં કામ કરવાનું પસંદ કર્યું છે. અને એ દ્વારા હું એટલું તો કરૂં છું કે જેથી સારૂં વિચારશીલ અને ચારિત્ર ઘડનારૂં વાચન લોકોને વધારે વાંચવા મળે. "

એ ગામના પટેલ તથા બીજા પંચો સાથે ગામની સફાઇ અને ગંદકી સંબંધે વાતચીત કરી. તેઓએ જણાવ્યું કે, જ્યાંસુધી અમને કોઇ લેખી ફરીઆદ ન આપે ત્યાંસુધી અમે કોઇ બારણામાં ગંદકી કરે તો તેના દુશ્મન થવાનું પસંદ કરતા નથી. મેં તેઓને વિનતિ કરી કે, આપ ગામના ચુંટાયેલા અને સરકારથી નિમાયેલા આગેવાનો હોઇ આપની ફરજ છે કે, આંગણામાં કે જાહેર જગોએ થતી ગંદકી અટકાવવા કોશિષ કરવી જોઇએ.

તેમણે જવાબ આપ્યોઃ " અમે એ બાબતમાં સંમત છીએ, પણ જેને અમે ગુન્હેગાર ગણીએ તેને શિક્ષા કરવાનો અમને અધિકાર નથી. અમારે મહાશે લખવું પડે છે."

" મેં જણાવ્યું કે, આપની આરોગ્યને લગતી હરેક બાબતો પર રા. વહીવટદાર સા. પણ અવશ્ય ધ્યાન આપે જ. અને તમારી ભલામણ પ્રમાણે શિક્ષા કરે. "

તેમણે જવાબ આપ્યોઃ " પણ એથી તો અમે તેના દુશ્મન ઠરીએ છીએ અને પછી કલેશનાં બીજ રોપાય છે. "

મેં તેમને સમજ આપી કે સાર્વજનિક ફરજો બજાવવા માટે આપણે ગામમાં બે-ચાર કે પાંચ વખત લોકોને સાદ પડાવી, ફળીઆમાં સભા ભરી કોઇએક સુધારણા માટે યોજના રજૂ કરવી અને પછી તેનું પાલન ન થાય તો તે માટે જરૂરી પગલાં લેવાથી દુશ્મન થતા નથી. તમે જાણો છો કે, આપણા જૂના રિવાજો પ્રમાણે પણ નાતીલાઓ ભેગા થઈ ગુન્હેગારને શિક્ષા કરવામાં જરા પાછી પાની કરતા નહિ. આપણું ગામ એ એક આપણા સમાજનું એકમ છે. એના વિકાસ માટે આપણે આપણી સામાજિક ફરજ બજાવવામાં નૈતિક હિંમત કેળવવી જ જોઇએ.

**સોખડાખુર્દ**:—આ ગામે પુસ્તકાલય છે. પુસ્તકો લગભગ ૬૩૫ છે. પુસ્તકો વંચાયલાં ૧૨૫ છે. બાળકો માત્ર ૨૫ છે. કામ કરનાર મંત્રી ભાઇ રાયજીભાઇ ગામના જ સિનિયર શિક્ષક છે. તેઓ વિદ્યાર્થીઓને પણ પૂરું વાચન આપી શકતા નથી. કહો, આ પુસ્તકાલયમાં કેટલુ (દળદર) આળસ હશે ! ! એ ભાઇને મેં કહ્યું:

" માસ્તર સાહેબ, આપની પદ્ધતિમાં આટલી બધી બેકાળજી કેમ ? "

" સાહેબ, કોઇ વાંચવા માગતું નથી; જે કોઇ આવે છે તેને આપીએ છીએ. "

આ વાત સાચી ન હતી. પાસે આવેલા ગ્રામ ઔષધાલયમાં હું અને એ ભાઇ બન્ને ગયા, ત્યાંના કામ કરનાર ભાઇ અંબાલાલની કામગીરી એ રોજ જોતા હશે; મેં એમને ઝીણી નજરે જોવા કહ્યું; દર માસે છસો જેટલા દરદીઓને માત્ર સેવાભાવે દવા આપનાર કેમ રૈયતને આકર્ષી શકે છે ? ગામમાં નવજુવાનો છે, વૃદ્ધો છે, બહેનો છે, જેઓ કોઇ કોઈ વખત વાંચવાનું ઇચ્છતાં પણ હશે. પણ તેમને પોતાના ગામના પુસ્તકાલયની માહિતી નથી. નવાં નવાં પુસ્તકો કે વાર્તાઓ ગ્રંથપાલ અને મંત્રી અથવા વ્યવસ્થાપકો પૈકી સેવાભાવી જુવાનો એમને બતાવે તો જરૂર તેઓ વાંચે. અરે ! નિશાળમાં ભણતા બાળકો જ વાંચતા નથી, તો ઊઠી ગયેલા પછાત કોમના લોકોનું શું કહેવું ! ! પુસ્તકાલયની વિચારસરણી સમાજમાં જ્ઞાન સાથે વિચાર અને સારા આચારો ફેલાવવાની છે. શિક્ષકો અને ગ્રામ આગેવાનો તેમાં સેવાભાવે કામ કરવાની હોંશ રાખે તો ખરેખર એ કાર્ય વધારે કાળજીપૂર્વક કરવા મેં એ ભાઇને ખાસ વિનતિ કરી છે. એક ભીલ અને બે અંત્યજ વિદ્યાર્થીઓની મારે મુલાકાત થઇ. તેમને પણ ગામના આ સાર્વજનિક પુસ્તકાલયનો લાભ લેવા રૂબરૂમાં જ તેમને ગમે તેવાં " અશોક ગ્રંથમાળા "માંનાં પુસ્તકો આપ્યાં. તમને જાણીને આનંદ થશે કે એક અંત્યજ વિદ્યાર્થી જે ત્રીજું ધોરણ ભણેલો હતો તે પુસ્તક ઉપરથી નંબર જોઇ તમામ હકીકત આપ-લે નોંધવહીમાં નોંધી શક્યો. તેની જીવનકથા પણ બહુ રમુજી છે. શાળામાં ભણે છે; પોતાનાં માબાપ મજૂરી કરી શકે તેમ ન હોવાથી પોતે ગ્રામસફાઇની નોકરી કરે છે, તેમજ કપાસ વીણવાની અગર બીજી મજૂરી કરે છે. સવારના સાડાસાતથી બાર એક વાગ્યા સુધી કામ કરવા બદલ તેને માત્ર ૭ પૈસા મજૂરી મળે છે ! લાકડાંની

બારી કે દાતણુ સીમમાંથી લાવી કવચિત્ વેચીને આનો બે આના મેળવે છે, તેમ જ જાર સાચવવાની રાખે છે. મજૂરીનાં આ કાર્યો જેવાં બીજાં કાર્યો ગામમાં ઘણાં કરવાનાં હોય છે; જો સામાન્ય વર્ગ પોતાની પાસે સાધન ન હોય છતાં મજૂરી કરવામાં માન સમજતો થશે તો ગ્રામઉદ્યોગોને ઘણું સ્થાન મળે તેમ છે. એકંદરે લોકો સામાન્યતઃ સંતોષકારક રીતે રહે છે. પુસ્તકાલયની પ્રગતિને આ ગામે ઘણો અવકાશ છે. અંબાલાલ અને બીજા ભાઇઓ દૈનિક પેપર નથી મળતું તે માટે ફરીઆદ કરતા હતા. તેમને મેં પુસ્તકાલયની ભાવના તથા સરકાર અને લોકમદદના તેમ જ પંચાયત મદદનો સાચો ઉપયોગ પુસ્તકાલયની પ્રગતિ બતાવી કરી આપવા વિનતિ કરી છે. ટુંકા અંદાજમાં દૈનિક માટે સવડ ન થઈ શકે. એકાદ અઠવાડિક કે અર્ધસાપ્તાહિકથી ગામડામાં આપણે સંતોષ મેળવી શકીએ. **પુસ્તકાલયોને જોઇએ છે સાદી અને સરળ ભાષામાં ગામના તાલુકાના રોજના બનાવોની માહિતી ભીંતપત્રો પર લખી લોકસુખાકારી વધારનારા નવજુવાનો.** આમ થશે તો આપોઆપ મદદ વધારે આવશે અને મોટું અંદાજ બનાવવાથી દૈનિકની પણ સવડ થઇ શકશે. ચાલુ સાલે ૭ાા×૩=૨૨ાા ના અંદાજમાં આ સવડ થઇ શકે નહિ તે તેમને સમજાવ્યું.

**માંગરોળઃ**—આ ગામે પુસ્તકાલય છે. ઉ. શિ. કામ કરે છે. ગામ પર હતા નહિ એટલે બીજા આગેવાનોને મળ્યા. પુસ્તકાલય સંબંધી માહિતી પૂછતાં બેંઆરિયા આગેવાનોએ તે સંબંધે પોતાને માહિતી નથી તેમ જણાવ્યું. બીજા વ્યવસ્થાપકો પણ પુસ્તકાલયનો હિસાબ વગેરે કંઈજ જોતા નથી. મુખ્ય શિક્ષકે રોજમેળજ ચાલુ વર્ષે લખ્યો નથી. રૂા. ૨૦-૮-૦ ની પાવતીઓ ચાલુ વર્ષની છે. એક જાનના સાત રૂપિયા ઉ. શિ. લઇ આવ્યા છે, પણ તે જમા કર્યા નથી. ગ્રામ પંચાયતની મદદ મળે છે તે પણ ગ્રામ પંચાયતના સભ્ય જાણતા નથી. આ બાબત કોનો દોષ ? આથી હાજર રહેલા આગેવાન ભાઇઓને વિનતિ કરી કે, તમે તમારી ફરજો તમારા તમામ ભાઇઓને સમજાવો, તેમને રસ લેતા કરો અને પુસ્તકાલય તો થોડું ભણેલા માટે દેવમંદિર કરતાં પણ વિશેષ છે. એક ભાઇએ કહ્યું કે, સરકાર અમારે માટે ભણવાની વધુ સવલત કંઈજ આપતી નથી. મેં તે ભાઇને સરકારની બધી પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો. ગામડે ગામડે કંઇ મોટી શાળાઓ ઉઘાડાય નહિ. માધ્યમિક શાળાઓ હોય નહિ અને ભણનારા પણ હોય નહિ. મેં તેમને સલાહ આપી કે, અંગ્રેજી ભણનારા સૌ પૈકી ગામડામાંથી એકાદ વિદ્યાર્થી સાતમી અંગ્રેજી સુધી પહોંચતો નથી. નાણાં–પૈસાનો દુરૂપયોગ ઘણો થાય છે. હા, ઘણા હોંશિયાર બાળકને માબાપે સારી બોર્ડિંગવાળા સ્થળે ભણવા મૂકવો, ગરીબ હોય તો ઘણા પ્રકારની મદદ મળી શકે છે. માત્ર ખરી ભણવાની વૃત્તિવાળા વિદ્યાર્થીઓ અને ભણાવવાની વૃત્તિવાળાં માબાપો હશે તો શાળાઓની પૂરતી મદદ મળી રહેશે. નહિ જેવું ભણનારા માટે શાળાની જરૂર કરતાં ઘરકેળવણી, ખેતીવાડી, બીજા સાદા ઉદ્યમો અને પુસ્તકાલયનો સારો ઉપયોગ એ વધારે અનુકૂળ થશે. બજેટ ૧૦×૪=૪૦ નું હતું. પુસ્તકાલયની દફતરી વ્યવસ્થા બદલ રા. મહાલ શાળાધિકારીને કરજણ મુકામે રૂબરૂમાં હકીકત જણાવી છે અને તપાસણી કરવા જણાવ્યું છે.

**મિયાગામઃ**—પુસ્તકાલયની વ્યવસ્થા હમણાંજ ઠીક થઇ છે. પુસ્તકો ૯૦૩ છે, પણ વાચકોની યાદી જ નથી. આપ-લે નોંધવહી જોતાં ૧૧૨ પુસ્તકો વંચાયાં છે. વ્યવસ્થાપકો પૈકી એક ભાઇ મળી શકયા. મહેરબાન ઠાકોરથી જે પુસ્તકાલયના મકાનનું ભાડું

આપતા હતા તે હવે પુસ્તકાલયને કબજે આપવા તજવીજ થઈ છે. ખાનગી ઇસમો પાસે નાણાં રૂા. ૯૩–૩–૦ અને ૧૦૮–૦–૦ તે વસુલ લેવા તાત્કાલિક તજવીજ કરવા મંત્રીને જણાવ્યું છે. **આવાં ખાનગી નાણાંનો તુર્ત જ નિકાલ તમામ પુસ્તકાલયોના વ્યવસ્થાપકોએ લાવવો જોઈએ.** બેદરકારી એ સંસ્થામાં નુકસાનકારક છે. પુસ્તકાલયમાં શિક્ષિત ભાઈઓને કન્યાશાળાની શિક્ષિકા અને વિદ્યાર્થીઓને વધુ રસ લેવાની જરૂર છે. રોજમેળ વગેરે પદ્ધતિસર રાખવા મંત્રીને જણાવ્યું છે. તેમ જ રા. મહાલ શાળાધિકારી સા. ને પણ જણાવ્યું છે.

**દેથાણા**:—પુસ્તકાલયનું કામ સંતોષકારક છે. લગભગ ૪૬ પુસ્તકો કમી કરવાપાત્ર જણાયાં તે કમી કર્યાં. ખાનગી ઇસમો પાસે લહેણા નીકળતા રૂપિયા સંબંધી નોંધવા લાયક બનાવ અહીં જાણવા મળ્યો તે હું ટાંકું છે.

એક ભાઇ પાસે રૂા. ૧૦) અંકે દશ સને ૧૯૭૬ માં ધીરેલા તે ઇસમ પાસેથી રૂા. ૩૪) અંકે ચોત્રીસ તો જમા થયા છે અને બાકી ૫૧) અંકે એકાવનનું ખાતું પાડેલું છે. તપાસ કરતાં દોકડાની તેરીખે ચક્રવૃદ્ધિ વ્યાજ ગણેલું છે. આસામી અને ગામની ઘણીખરી વસતી બારૈયા કોમની છે. આ વ્યાજ ખરેખર ગામમાં બધા લોકો એકમેક પાસે લે છે. એટલે તેમાં વ્યવસ્થાપક મંડળ છૂટ મૂકવા તૈયાર ન હતું. મેં, સમાજજીવનમાં આપણે વ્યાજુકા ધંધા સામે જે ઘૃણા છે તે શા માટે આટલી બધી વધી છે તેનો ખ્યાલ આપી જણાવ્યું કે, રૂપિયા દશની બેઠી મૂડી પર વીસ વર્ષમાં નવગણી રકમ આપણે લેવા તૈયાર થયા. આથી આપણે એવી પદ્ધતિનો અમલ ન કરીએ કે જેથી ગરીબ માણસની મજૂરી કસી લઇએ. આમાં નાણાં લઈ જનારની શુદ્ધબુદ્ધિ છે એટલે તેને અવશ્ય આપણે રાહત આપવી જોઇએ. છેવટે રૂપિયા ૭ લઇ તે ભાઇનું ખાતું માંડી વાળવા વ્યવસ્થાપકોએ નિર્ણય કર્યો છે. એજ પ્રમાણે ગામના મુખી જેશિંગભાઇ પાસે સંવત ૧૯૮૦ માં ધીરેલા રૂા. ૨૫) અંકે પચીસના આજે રૂપિયા ૧૪૦) અંકે એકસો ચાલીસ જેટલા થાય છે. આ ભાઇ તો ગામના આગેવાન પટેલે કોઇ દહાડો એક પૈસો પણ પુસ્તકાલયને આપવા તૈયાર ન હતા. માત્ર ખાતુ પાડી સહી કરી આપતા. તે જાણતા કે કોણ પૈસા લેવા બેસી રહ્યું છે ? હવે તેઓ એમ પણ સમજ્યા છે કે, કંઇ આઠ આનાથી વધારે કાંઇ મળી શકવાનું નથી. વ્યવસ્થાપકો નવજુવાનો છે. આ ભાઇ લોકોને દોકડાની તેરીખે પૈસા ધીરે છે અને આગેવાની કરીને પૈસા આપતા નથી એટલે રૂપિયા બધા જ લેવાનો હઠ કર્યો. અમે એમને સમજાવી જેશિંગભાઇની દયા ખાવા સમજાવ્યું. **એમની વૃત્તિ તરફ ન જોતાં સાદી નીતિ શીખવવાનું કાર્ય આપણું છે, એમ સમજાવી અમારી રૂબરૂમાં ભાઇશ્રી જેશિંગભાઈએ દિન ૧૫ માં રૂપિયા ૬૫)** અંકે પાંસઠ રોકડા આપવા કબૂલ કર્યું છે તો તે પ્રમાણે નાણાં લઈ નિકાલ કરવા અમે મંત્રી અને વ્યવસ્થાપકોને જણાવ્યું છે. **આ પ્રશ્ન છે સમાજના કાર્યકરોને વિચારવા જેવો છે. વ્યાજના કારણ દુઃખમાં ખેડૂત કેમ સબડે છે, તેની મનોવૃત્તિ કેમ બગડે છે, તે માટે વિચાર કરવાનું આમાં ઘણું છે.**

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# પુસ્તકાલયોની તપાસણી

## ( માહે જાન્યુઆરી માસમાં )

**પુગારદાર** પ્રાંત પ્રચારકોએ માહે જાન્યુઆરી માસમાં નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંનાં પુસ્તકાલયોની તપાસણી, દફતરી વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છે. જે તે સ્થાનને લગતી મહત્ત્વની માહિતી તેમ ઊણપો દર્શાવાઇ છે તે તરફ લક્ષ આપવા લાગતા વળગતાઓને વિનંતિ.

**૧. વડોદરા પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ વડોદરા મહાલમાં:-**

**(૧) દામાપુરા:**—વિષયવારી નામવારી કરી દીધાં. પુસ્તકો મેળવણી કરતાં બરાબર મળી રહ્યાં. જીર્ણ માસિકો હરાજી કરાવતાં રૂ. ૧-૪-૦ ઉપજ્યા. પુસ્તકોને પટીઓ નહોતી તે ચોટાડી નંબર નાખી કબાટમાં વ્યવસ્થિત ગોઠવ્યાં. ત્રણ સાલનો હિસાબ તપાસ્યો. કા. ફં. રૂ. ૩૩) પુ. સ. સ. મંડળમાં જમા. બજેટ સહકારના ધોરણે કરતા રહેવા તથા મદદ દેનારને પાવતી આપવાનું ધોરણ અંગીકારવા સૂચવ્યું.

**(૨) લાલજીપુરા:**—પુસ્તકો બરાબર મળી રહ્યાં. નવીન આવેલાં ૫૩ પુસ્તકો જ. રજીસ્ટરે નહોતાં ચઢાવ્યાં તે ચઢાવી આપ્યાં. ધોરણસર સિક્કા એકુણાત કરી લેવા, ત્રિમાસિક નિવેદન મોકલતા રહેવા, પરતી વેચાણ દર સાલ કરતા રહેવા તથા સરકારના ધોરણે બજેટ બનાવતા રહેવાને સૂચવ્યું. વાચનપ્રચાર ખૂબ જ ઓછો હોઇ વધારવાની સમજ આપી.

**(૩) વાસણા કોતરીઆ:**—પુસ્તક પટીઓ જીર્ણ થઇ ગયેલ તે ફરી લગાવરાવી. નંબરો નંખાવી પુસ્તકોની ગોઠવણી વ્યવસ્થિત કરાવી. જૂનાં માસિકો હરાજીથી વેચી નાખવા સમજૂત કરી, પુસ્તકો બરાબર મળી રહ્યાં. વિષયવારીની અધુરાશ પૂર્ણ કરી આપી. કા. ફં. રૂ. ૨૫૯-૧૫-૮ પુ. સ. સ. મં. માં. ડેડસ્ટોક પત્રક રાખવા, વાચનપ્રચાર વધારવા, બજેટ સહકારી ધોરણે કરતા રહેવા સમજ આપી.

**(૪) મોતિયાપુરા:**—વાચનાલયવાળું ગામ હોઇ પુસ્તકાલય સ્થાપવાની ગામ-આગેવાનોને સમજ આપતાં રૂ. ૪૫) હીરક મહોત્સવ નિમિત્તે કરી આપવા કબૂલ્યું. ખાતા તરફ પુસ્તકાલય મળવા અરજી કરી છે તે મંજુર રહેતાં રકમ મોકલી આપવા કબૂલ્યું છે.

**(૫) સોખડા:**—વિષયવારી, નામવારી થયેલાં છે, જીર્ણ માસિકો હરાજ કરાવતાં રૂ. ૪-૮-૦ ઉપજ્યા. મેળવણી કરતાં ૪૦ પુસ્તકો ખૂટયાં તથા ૫૬ પુસ્તકો જીર્ણ સ્થિતિમાં જણાયાં, જે બદલ ખાતા તરફ તુમાર મોકલાવરાવ્યો. મકાનની સ્વચ્છતા જાળવવાની, ત્રિમાસિક નિવેદન મોકલતા રહેવાની, હિસાબ પદ્ધતસર લખવાની, જીર્ણ પુસ્તકો કમી કરાવી લેવાની, સાલ આખરે હિસાબ તપાસરાવી લેવાની, પાવતી બુક રાખી યોગ્ય ઉપયોગ કરતા રહેવાની સમજણ આપી. કા. ફં. રૂ. ૨૧૬-૨-૭ બરોડા બેંકમાં, ૭૪૬-૫-૧ પુ. સ. સ. મં. માં; મંડળનો એક શેર.

**(૬) બાકરોલ:**—મકાનસફાઇ કરાવી. નામવારી વિષયવારી અધૂરાં હતાં તે પૂરાં

કરાવ્યાં. જીર્ણ માસિકો હરાજીથી વેચી નાખવા સૂચવ્યું. મેળવણીમાં પુસ્તકો નં. ૧૩૪ રૂ. ૧૦૪-૮-૯ કિંમતનાં ખૂટતાં જણાયાં તેનો યોગ્ય તે નિકાલ કરાવી લેવા સૂચના કરી. પુસ્તકોમાં ઠરેલા ધોરણે નંબરો નાખવાની, ત્રિમાસિક નિવેદનો મોકલતા રહેવાની, ડેડસ્ટોક રજીસ્ટર રાખવાની સમજ આપી. કા. ફંડ પુ. સ. સ. મં. માં. રૂ. ૨૦૮-૦-૦ શેર ખાતે, શેરમાં રૂ. ૯૦૧-૦-૦ પુ. સ. સ. મં. માં ટ્રસ્ટફંડ તરીકે, તથા રૂ. ૧૮૭) થાપણ તરીકે, રૂ. ૨૭૩-૮-૫ વડોદરામાં મગનભાઇ શંકરભાઇ પટેલની પેઢીમાં, રૂ. ૬૭-૧૪-૯ મંત્રીના હાથ પર.

(૭) **જોળ:**—મેળવણી કરતાં પુસ્તકો બરાબર મળી રહ્યાં. વિષયવારી નામવારીની અધુરાશ પૂરી કરી આપી. બજેટમાં કપાત થવા બદલ લોકોની બૂમ. વાચનપ્રચાર ઘણોજ ઓછો હોઇ તે વધારવાની જરૂર. જીર્ણ માસિકો વેચાવતાં રૂ. ૩-૬-૦ ઉપજ્યા તે રોજમેળમાં જમા કરાવ્યા. પુસ્તકો તેમજ દફતરી કાગળોમાં રીતસર સિક્કા નંબર તથા એકુણાત કરી લેવા, ત્રિમાસિક નિવેદનો મોકલતા રહેવા વગેરે બાબત જરૂરી સૂચના કરી.

(૮) **પાડગોલ:**—મેળવણીમાં ૧૮ પુસ્તકો ખૂટતાં જણાયાં. પુસ્તકોને પટ્ટીઓ નવેસર ચોટાડાવી. જીર્ણ માસિકો રૂ. ૩)માં હરાજ કરાવ્યાં. બજેટ સહકારથી કરવા તથા ત્રિમાસિક નિવેદન મોકલતા રહેવા સમજ આપી. કા. ફં. રૂ. ૧૪૪-૮-૩ પુ. સ. સ. મં. માં.

(૯) **ચાંગા:**—નામવારી પૂરૂં કરાવ્યું. વિષયવારી પૂર્ણ કરવા સમજ આપી. પુસ્તકો મળી રહ્યાં. ફાટીતૂટી છેકજ નિરૂપયોગી બનેલાં પુસ્તકો નંગ ૧૩૭ કિં. રૂ. ૬૦-૧૧-૯ નાં કમી કરાવવા ઇલાયદો રિપોર્ટ કરાવ્યો. બે વર્ષની ગ્રામપંચાયત મદદની રકમ રૂ. ૪૬) વગર ખર્ચાએલી મંત્રી પાસે રહી છે તે બરાબર નથી થયું તેવું સમજાવી તત્કાળ પુસ્તકખરીદીમાં ખર્ચી નાખવાની તાકીદ આપી. ચાલુ સાલે રૂ. ૩૦૦) પોસ્ટમાંથી ઉપાડી ખાતાની વગર પરવાનગીએ જમીન ખરીદાઇ હોવાનું જણાયું છે. મકાનનું કંપાઉન્ડ પુષ્કળ અસ્વચ્છ. પુસ્તકાલયનો વહીવટ ઠરેલા ધોરણે ચલાવવાની, સ્વચ્છતા તરફ ધ્યાન આપવાની, પુસ્તકોને સિક્કા નંબરો ધોરણસર કરવાની, વિષયવારી પૂરૂં કરી લેવાની, પાવતીબુક રાખવા વગેરે બાબતની યોગ્ય તે સૂચના સમજૂત કરી. કા ફંડ રૂ. ૧૭૦૦) જમીન વીઘાં ૧૫ નો દસ્તાવેજ ૩૦૦) વીઘાં ૨ નવીન જમીન ખરીદીમાં, રૂ. ૧૫૦ મંત્રીના હાથ પર છે.

(૧૦) **થલેડી:**—મેળવણી કરતાં પુસ્તકો બરાબર મળી રહ્યાં. વિષયવારી નામવારી અધૂરાં હતાં તે પૂરાં કરી દીધાં. પુસ્તકોને પટ્ટીઓ નંબર કરાવી વ્યવસ્થિત ગોઠવાવ્યાં. ત્રણ સાલનો હિસાબ તપાસ્યો. ઉધાઇથી ખરાબ થયેલાં ૨૨ પુસ્તકો કમી કરાવવા સમજણ આપી. સ્વચ્છતા ને સાફસૂફી તરફ ખાસ લક્ષ અપાવાની જરૂર. ઠરેલા ધોરણે સિક્કા, લેબલ, નંબર એકુણાત કરી લેવાની, સહકારી ધોરણે બજેટ બનાવતા રહેવાની તથા ત્રિમાસિક નિવેદનો મોકલતા રહેવાની સૂચના આપી. કા. ફં. રૂ. ૯૮-૧૦-૨ પુ. સ. સ. મં. માં.

(૧૧) **રામોલ:**—પુસ્તકો બરાબર મળી રહ્યાં. વિષયવારી નામવારી થયેલાં છે. જીર્ણ માસિકો હરાજ કરાવતાં રૂ. ૨) ઉપજ્યા, જે રોજમેળે જમા કરાવ્યા. ત્રણ સાલનો હિસાબ તપાસ્યો. વધારાની ઓરડીનું બાંધકામ ચાલે છે. ત્રિમાસિક નિવેદનો મોકલવાની અને સહકારથી બજેટ બનાવતા રહેવાની, તથા વાચનપ્રચાર વધારવાની સમજૂત કરી. કા. ફં.

રૂ. ૧૦૦૦) ચ. એ. સો માં ટ્રસ્ટફંડ; ૭૯૩-૨-૦ પોસ્ટના કેશ સર્ટિફિકેટ; ૪૪-૭-૬ પુ. સ. સ. મં. માં., પુ. સ. સ. મં. નો એક શેર.

**(૧૨) ઉમેટાઃ**—જૂનાં માસિકો ૧ા મણ દર રૂ. ૨) ના ભાવે વેચાયાં. પુસ્તકોની મેળવણી કરતાં બરાબર મળી રહ્યાં. વિષયવારી નામવારી અધૂરાં છે તે પૂરાં કરી નાખીને શિક્ષણવર્ગની તાલીમને સાર્થ કરી બતાવવા મંત્રી ભાઇને ટકોર્યા. મકાન માટે જગા સંપાદનનો સવાલ જલદી ઉકેલાઈ જાય એ ખાસ ઇચ્છવાજોગ રજીસ્ટરો નવીન કરવા, પુસ્તકોને પટ્ટી ચોંઢી નંબર સિક્કા કરવા વગેરેની સમજૂત કરી. કા. ફં. ૮૦૦) પા. રણછોડભાઇ શિ. સ્મારક ફંડ ખાતે પુ. સ. સ. મં. માં; ૨૫૧-૧૩-૫ પુ. સ. સ. મં. માં થાપણ તરીકે, મંડળનો ૧ શેર; ગુ. વ. સો. માં રજીસ્ટર્ડ. મંત્રી પાસે રૂ. ૫૯-૧૨-૦.

**(૧૩) ગંગાપુરાઃ**—વિષયવારી નામવારી નવેસર કરી આપ્યાં. પુસ્તકો અવ્યવસ્થિત હતાં તે રીતસર ગોઠવાવરાવ્યાં. જીર્ણ માસિકો મણ ૧ા રૂ. ૨ાા માં વેચાવ્યાં. સેટનાં પુસ્તકો જુદે જુદે નંબરે ચઢાવવાની ખાસ સૂચના આપી. વધારાનું કબાટ ખરીદવાની જરૂર. રોજમેળ પદ્ધતસર રાખવાની જરૂર. પાવતી બુક અવશ્ય રખાવી જોઇએ. કા. ફં. રૂ. ૧૮-૦-૦ પુ. સ. સ. મંડળમાં. ઠરેલા ધોરણે પુસ્તકોને સિક્કા નંબર તથા પટ્ટીઓ લગાવી દેવાને સૂચવ્યું.

**(૧૪) રામપુરાઃ**—પુ. નું મકાન બંધાવવાની ઇચ્છા રાખતા ગામ લોકો સાથે એ બાબતમાં વાટાઘાટ કરી. જીર્ણ માસિકો મણ ૧ અઢીને ભાવે વેચાવી કાઢયાં. વિષયવારી નામવારીનાં પત્રકો બંધાવી સંજ્ઞાઓ જ. ર. માં લખી દીધા પ્રમાણે એ પત્રકો કેમ તૈયાર કરવાં તે સમજાવ્યું. કા. ફં. રૂ. ૮૮-૧૧-૯ વસો સહકારી બેન્કમાં. પટ્ટીઓ, સિક્કા, નંબર ઠરેલા ધોરણે કરી દેવાને સૂચવ્યું.

**(૧૫) પલાણાઃ**—વિષયવારી નામવારી

૪.

### ગંદવાડ

ન્યુયૉર્કના નગરપતિએ ત્રણ મહિના પહેલાં તે શહેરમાં ઢગલાબંધ ગંદાં માસિકો ને અઠવાડિકો સામે એકલે હાથે લડત ચલાવી હતી. તેની હકીકત હમણાં જ આ તરફ વહી આવી છે.

નગરપતિ ફિયેરેલો હેન્રી લાગાર્ડિયા એક દિ બેઠા ને ૧૩૦૦ કાગળો લખી કાઢયા અને અમેરિકાની રાજધાનીની છાપાંદુકાનો પ્રતિ પાઠવ્યા કેઃ "ખબરદાર, ગંદાં છાપાં-ચોપાનિયાં વેચ્યાં તો !"

નામવરે લખ્યું: "ગટરગંદવાડ–એઠવાડકચરો સાફ કરવાનો નગરપતિનો અધિકાર છે, ને તે અધિકારની રૂએ તમારો ગંદો વાચનકચરો સાફ કરવાનાં પગલાં લેવા હું ચૂકવાનો નથી. માટે સાવધાન !"

પણ આ ચેતવણીને તો છાપાંની દુકાનોએ હસી કાઢી ને કાગળ પસ્તી ખાતે નાખ્યો. એટલે નગરપતિ થોડે દહાડે ઊછળ્યા. એમણે આરોગ્ય ખાતામાંથી કચરો વહેનારી ચાળીસ મૉટર લોરીઓ બહાર કઢાવી અને એક નવા નીકળેલા ચોપાનિયા ( નામ Man to Man–'મરદેમરદ ગોઠડી' )ની નકલો પકડી લાવવા ફરમાવ્યું.

પોતાની મામલતદારી સત્તાનો પછી એમણે ઉપયોગ કર્યો ને એક આજ્ઞાપત્ર ( વૉરંટ ) કાઢ્યું ને 'મરદેમરદ ગોઠડી' પ્રગટ કરનાર ઇન્ટરબરો ન્યુઝ કંપનીના શેઠ શ્રીમાન જુલિયસ સ્ટૅાલ્ઝની ધરપકડનો હુકમ કર્યો. પછી દોડયા અદાલતે અને ત્યાં જઇ એક ખુરશી પર ચઢી બેઠા અને પોતે જ ફરિયાદ સાંભળી. આરોપ મૂકેલોઃ "**ગંદુ, અશ્લીલ, વિષયી, ઘૃણાજનક વાચનસાહિત્ય વેચવાનો.**" પણ સ્ટૅાલ્ઝ સાહેબ છૂટયા.

રૂ. ૧૫૦૦૦ની જામીનગીરી તેમના વતી કોઇએ કબૂલી ત્યારે !

[ "હાંડીઓ" તા. ૬-૧-૪૧ માંથી ]

થયેલાં છે. પુસ્તકો નં. ૩૯ કમી કરાવવા બાબત રિપોર્ટ કરાવ્યો. લાંબા વખતથી પાછાં નહિ ફરેલાં પુસ્તકો મંગાવી લેવા તાકીદ કરી. ઠરેલા ધોરણે સિક્કા, નંબર, લેબલો લગાડવાની, હિસાબ પદ્ધતસર રાખવાની, સ્વચ્છતા તરફ ધ્યાન આપવાની સૂચનાઓ કરી. કા. ફં. રૂ. ૨૦૦૦) ચ. એ. સો. માં ટ્રસ્ટફંડ; ૫૦૦) પુ. સ. સ. મં. માં ટ્રસ્ટફંડ; ૩૪૬-૭-૮ પુ. સ. સ. મં. માં; મંડળનો ૧ શેર. ગ્રામ પંચાયત મદદ મળતી નથી. લગ્નપ્રસંગે પુસ્તકાલયને નામે લેવાતી ભેટોનો હિસાબ પુ. ના ચોપડે નથી રહેતો તે રહેવાની ખાસ જરૂર.

(૧૬) **મલાતજઃ**—ગ્રામ પંચાયત મદદ મળતી નથી, વિષયવારી નામવારીની અધુરાશ પૂરી કરી આપી. પુસ્તકો બરાબર મળી રહ્યાં. લાંબા વખતથી ૩ પુસ્તકો પાછાં નથી ફર્યાં તે તાકીદે મંગાવી લેવાની જરૂર. પાવતી નં. ૧૯/૧૯૩૮-૩૯ ની રકમ રોજમેળમાં જમા નથી લેવાઇ તે બાબત યોગ્ય તજવીજ થવી ઘટે. મંત્રીને તે બાબત ખાસ સૂચવ્યું. કાયમ ફંડમાંથી કબજાગીરો રખાયલી જમીનનો ગણોતપટો રીતસર નથી થતો તે થતો રહે એ જોવાની ખાસ જરૂર. જીર્ણ માસિકો મણુ ૧ાા-૫ રૂ. ૧ાાા ના ભાવે હરાજીથી વેચાવ્યાં. કા. ફં. રૂ. ૪૦૦) જમીન વીઘાં ૨-૧૦-૧૦ કબજાગીરો; રૂ. ૨૧૮-૪-૪ પુ. સ. સ. મં. માં. રોજમેળ પદ્ધતસર રાખવાને પેપરો વાચનાલયનાં ટેબલો પર ઠરેલા વખતે મૂકતા રહેવા જરૂરી સમજૂત આપી. ઠરેલાં ધોરણે સિકકા નંબરો લેબલો પુસ્તકો પર થવાની જરૂર.

(૧૭) **પેટલીઃ**—વિષયવારીની અધુરાશ પૂરી કરી આપી. નામવારી કેમ બનાવવું તેની સમજ પાડી, જીર્ણ માસિકો હરાજ કરાવ્યાં તેના રૂ. ૨) ઉપજ્યા. પુસ્તકોને પટ્ટીઓ ચોટાડાવી. મેળવણીમાં ૨ પુસ્તકો ખૂટતાં જણાયાં. ત્રણ સાલનો હિસાબ તપાસ્યો. કા. ફં. રૂ. ૧૯૦-૯-૨ પુ. સ. સ. મંડળમાં.

**૮. મહેસાણા પ્રાંત પ્રચારક રા. રમેશરાય ઉ. મજમુદાર** આતરસુંબા મહાલમાં

(૧) **કનીપુરઃ**—સ્વતંત્ર ગામાત મકાન છે તે તદ્દન ખખડી ગયેલું ને હવા ઉજાસ વગરનું છે. જનરલ રજીસ્ટર નવું થવાની જરૂર. સંજ્ઞાઓ લખી આપી. વિષયવારી નામવારી કેમ બનાવવાં તે સમજાવ્યું. જૂનાં માસિકોની હરાજી કરાવી. પુસ્તકાલયની ખુરશીઓ વગેરે સામાન પુસ્તકાલયના મકાનમાં રહે તે જોવાવાની જરૂર. કા. ફં. રૂા. ૨૦૯-૮-૧ પુ. સ. સ. મં. માં. ચાલુ સાલે મૂકયા રૂ. ૧૫) પુસ્તક ગોઠવણી વ્યવસ્થિત.

(૨) **હીલોલઃ**—પુસ્તકોની ગોઠવણી વ્યવસ્થિત. પટ્ટીઓ ચોડવાની જરૂર સમજાવી. વર્ગીકરણની સંજ્ઞાઓ જ. ૨. માં લખી આપી. વિષયવારી નામવારીની શરૂઆત કરી આપીને પૂરાં કરી દેવા સૂચવ્યું. મેળવણીમાં પુસ્તકો બરાબર જણાયાં. હિસાબ તપાસ્યો. કા. ફં. રૂ. ૧૩૭-૧-૪ + ૧૦-૦-૯ ચાલુ સાલના પુ. સ. સ. મં. માં. બાલસાહિત્ય બિલકુલ નથી તે વસાવી લેવાની તાકીદ આપી.

(૩) **ઘમીજઃ**—પુસ્તકોની મેળવણી કરી કમી કરાવવા જેવાંની યાદી ખાતા તરફ રવાના કરાવી. પુસ્તકો વ્યવસ્થિત ગોઠવ્યાં. વિષયવારી નામવારીનાં પત્રો બંધાવી શરૂઆત કરી આપી. જ. ૨. માં સંજ્ઞાઓ લખી દીધી. વાચનપ્રચાર વધારવાની અગત્ય. કા. ફં. રૂ. ૧૬૫-૧૮-૬ પુ. સ. સ. મંડળમાં. ગુ. વ. સો. માં રજીસ્ટર્ડ.

(૪) કરોલીઃ—મેળવણી કરતાં પુસ્તકો બરાબર છે. મુદત ઉપરાંતનાં પુસ્તકો પરત મંગાવી લેવા તાકીદ આપી. પુસ્તકવ્યવસ્થા સંતોષકારક. જ. ૨. માં વિષયસંજ્ઞાઓ લખી આપી. દરેલા ધોરણે સિક્કા નંબર કરવાની સમજ આપી. ડેડસ્ટોક રજીસ્ટર રાખવાની તથા વાચનપ્રચાર વધારવાની સમજૂત કરી. મંત્રી પાસે શિલક રૂ. ૧૪-૨-૬. હિસાબ તપાસ્યો.

(૫) જલુંદ્રા મોટાઃ—પુસ્તકોની મેળવણી કરી વ્યવસ્થિત ગોઠવ્યાં. પટ્ટીઓ સિક્કા થયેલાં હતાં. વિષયવારી નામવારી કેમ નથી થયાં? શિક્ષણવર્ગમાં લીધેલી તાલીમને સાર્થક કરી દેખાડવા મંત્રીને ટકોર્યો. જ. ૨.માં સંજ્ઞાઓ લખી આપી. હિસાબ બરાબર છે. કા. ફં. રૂ. ૫૭-૦-૫ પુ. સ. સ. મંડળમાં.

(૬) ગલુદણુઃ—મેળવણીમાં પુસ્તકો ખૂટતાં જણાયાં. જ. ૨. માં અધુરી સંજ્ઞાઓ લખી આપી. વિષયવારી નામવારી પત્રકો પૂરાં કર્યાં. ડેડસ્ટોક રજીસ્ટર બાંધવા સૂચવ્યું. કા. ફં. રૂ. ૫૯-૧૨-૫ પુ. સ. સ. મંડળમાં.

(૭) સોનારડાઃ—પુસ્તકવ્યવસ્થા સંતોષકારક. પુસ્તકો મેળવતાં બરાબર જણાયાં. વર્ગીકરણની કચાશ પૂરી કરી આપી. હિસાબ ખાતાવાર ચોખ્ખો છે. વાચનપ્રચાર વધારવાની જરૂર. કા. ફં. રૂ. ૫૭-૨-૧૧ પુ. સ. સ. મંડળમાં.

દહેગામ મહાલમાંઃ—

(૮) દહેગામઃ—ગ્રંથપાલ ભાઇ નવીન હોવાથી તેમને પુસ્તકોની વ્યવસ્થા તથા વર્ગીકરણ કામમાં મદદ કરી.

(૯) નાંદોલઃ—સ્વતંત્ર મકાન છે. પુસ્તકો વ્યવસ્થિત છે. દરેલા ધોરણે સિક્કા નંબર કરવા સમજ આપી. જ. ૨. માં સંજ્ઞાઓ લખી દીધા. ફોર્મ મંગાવ્યાં છે તે આવ્યે નામવારી વિષયવારી કરી લેવાની સમજૂત કરી. વ. હુ. નં. ૩ સને ૪૦-૪૧ નો અમલ કરવા સૂચવ્યું. રોજમેળમાં પાવતી નંબર લખવાની અગત્ય સમજાવી. કા. ફં. રૂા. ૨૭૭-૧૪-૧ નાંદોલ પોસ્ટ ઑફિસમાં, ૩૫-૩-૦ પુ. સ. સ. મં. માં, ૨૧૬૧-૧૪-૧૧ બરોડા બેંકની અમદાવાદ શાખામાં. મુદત ઉપરાંતનાં પાછાં નહિ ફરેલાં પુસ્તકો ઘણાં હોઇ તે તરત મંગાવી લેવાની તાકીદ આપી.

(૧૦) વડવાસાઃ—પુસ્તકો મેળવતાં બરાબર છે. હિસાબ બરોબર છે. પાવતી બુક નથી તે રાખી લેવા સૂચવ્યું. ગ્રામપંચાયતના રૂ. ૧૦) સન ૧૯૩૯-૪૦ ના વગર ખર્ચાયે પડી રહ્યા છે તેનાં પુસ્તકો તરત ખરીદી લેવા તાકીદ કરી. ચાલુ સાલે રકમ હાથ પર હોવા છતાં બજેટ કેમ નથી બન્યું ? લોકમદદના રૂ. ૬-૮-૦ તથા ૦-૧૨-૯ પરતી વેચાણના શિલકમાં છે.

(૧૧) ધારીસણાઃ—જ. ૨. માં વિષય સંજ્ઞા લખી આપી. ફૉર્મો મંગાવી વિષયવારી નામવારી રજીસ્ટરો બનાવી લેવાની સમજ આપી. પુસ્તકો મેળવતાં બરાબર જણાયાં. દરેલા ધોરણે સિક્કા નંબર લેબલો કરી દેવા સૂચવ્યું. ગત વર્ષનો હિસાબ બરાબર છે. કા. ફં. રૂ. ૯૫-૧૨-૫ પુ. સ. સ. મંડળમાં.

(૧૨) ધનીઓલઃ—પુસ્તકવ્યવસ્થા સુંદર, વિષયસંજ્ઞાઓ લખી આપી ને વિષય-

વારી રજીસ્ટર લગભગ પૂરૂં કરી આપ્યું તથા નામવારીની શરૂઆત કરી આપી. કા. ફં. રૂ ૯૫-૧૨-૫. પુ. સ. સ. ગં. માં, વ્યાજ ચડાવવા માટે પાસબુક મોકલી આપવા સમજ પાડી.

(૧૩) પાટનાકુવાઃ—પુસ્તકાલયની વ્યવસ્થા સંતોષકારક. વિષયવારી નામવારીની અધુરાશ પૂર્ણ કરી દીધી. હિસાબ ખાતાવાર લખવા સમજ આપી, મેળવણી કરતાં બે પુસ્તકો ખૂટતાં જણાયાં. વાચનપ્રચાર વધારવાની જરૂર. કા. ફં. રૂ. ૮૦-૧૨-૧૧ પુ. સ. સ. મંડળમાં.

(૧૪) ઉદ્દણુઃ—મેળવણી કરતાં પુસ્તકો બરાબર જણાયાં. બાલસાહિત્ય મુદ્દલ નથી તે વસાવી લેવા સૂચવ્યું. જ. રજીસ્ટર જીર્ણ થયેલું હોવાથી નવું બંધાવી શરૂઆત કરી આપી. સંજ્ઞાઓ જૂના રજીસ્ટરમાં લખી આપી. વિષયવારી નામવારી કેમ કરી લેવાં તે સમજાવ્યું. જૂનાં માસિકોની હરાજીમાં ૦-૮-૦ ઉપજ્યા. કા. ફં. રૂ. ૪૪-૬-૧૦ પુ. સ. સ. મંડળમાં.

(૧૫) અષોડાઃ—મેળવણી કરતાં ૫ પુસ્તકો ખૂટતાં જણાયાં. સિક્કા નંબર થયેલાં છે પણ હરેલા ધોરણે નથી. તે બાબત સમજ પાડી. લાંબી મુદતથી પાછાં નહિ ફરેલાં પુસ્તકો તરત પરત મંગાવી લેવા તાકીદ આપી. કા. ફં. રૂ. ૮૫-૧૨-૧ પુ. સ. સ. મં. માં, હિસાબ તપાસ્યો; બરાબર છે.

(૧૬) મહુદરાઃ—મેળવણીમાં બે પુસ્તકો ખૂટ્યાં. પુસ્તકોની ગોઠવણ વ્યવસ્થિત, જનરલ રજીસ્ટરમાં સંજ્ઞાઓ લખી આપી, સિક્કા એકુણાત કરી લેવા સમજ આપી. સંજ્ઞાઓ લખી આપી. ફૉર્મો મંગાવી પત્રકો તૈયાર કરી દેવા સૂચવ્યું. હિસાબ પદ્ધતસર ને ચોખ્ખો છે, કેટલાક રજીસ્ટર બાંધી દેવા સમજાવ્યું. વાચનપ્રચાર વધે એ ઇચ્છવા યોગ્ય. કા. ફં. રૂ. ૪૨-૫-૦ પુ. સ. સ. મંડળમાં. મંડળનો એક શેર.

(૧૭) ઇશનપુર મોટાઃ—પુસ્તકવ્યવસ્થા સારી. જ. ર. માં સંજ્ઞાઓ લખી આપી. વિષયવારી નામવારીનાં ફૉર્મો પડયાં હતાં તેનાં રજીસ્ટરો બંધાવી શરૂઆત કરી આપી. પેપરો પુ. ના મકાનમાં વાચનાલયમાં નથી મુકાતાં તે બરાબર નથી, એમ સમજાવી તેમ કરવા તાકીદ આપી. મકાન કાયમ બંધ રહે તો મકાન બંધાવ્યાનો અર્થ શો ? કેટલોક સામાન પણ પુસ્તકાલયના મકાનમાં ન હોય એ વ્યવસ્થા ઠપકાપાત્ર જ ગણાય. વ. હુ. નં. ૭૩ સને ૨૨-૨૩ પ્રમાણે સુરત અમલ થવો જોઇએ. સ્ટીરીઓસ્કોપનો સામાન કેટલોક કઢાવવાની સમજ આપી. કા. ફં. રૂ. ૩૪૭-૯-૮ પુ. સ. સ. મં. માં; ૬૩૦-૯-૧૦ બરોડા બેન્કમાં, ૧૪૨-૮-૩ ફડચામાં ગયેલી ગામાત સહકારી મંડળીમાં. મંડળનો એક શેર. મકાન દરરોજ નિયમિત ઉઘડતું રહે તે જોવાની અગત્ય.

(૧૮) મગોડીઃ—જ. ર. માં સંજ્ઞાઓ લખી આપી. પુસ્તકો બરાબર છે. જૂનાં માસિકોનું કબાટ ભરેલું હતું. તે હરાજ કરવા સમજ આપી. હિસાબ ચોખ્ખો છે. કેટલોક સામાન પર નંબર લખાવવાની જરૂર. ઘડિયાળ માસ્તરને ઘેર ન જ રહેવું જોઇએ. વાચન-પ્રચાર વધારવાની સમજ આપી. કા. ફં. રૂ. ૫૮૭-૦-૦ ૬ વર્ષની ગામાત સહકારી મંડળીમાં હોઇ ખસેડી લેવડાવવાની જરૂર; ૧૦) પુ. સ. સ. મંડળમાં. મંડળનો ૧ શેર.

(૧૯) હાલીસાઃ—પુસ્તકવિધિ સંતોષકારક ઠરેલા પાને સિક્કા નંબર નથી તે થવાની જરૂર. સંજ્ઞાઓ લખી આપી. નામવારી વિષયવારી બનાવી લેવા સમજ આપી. વાચનપ્રચાર વધારવાની સૂચના કરી. ડેડસ્ટોક રજીસ્ટર રાખવાની તથા ભાંગેલું કબાટ દુરસ્ત કરાવી લેવા સમજ આપી. કા. ફં. રૂ. ૧૪૨–૪–૫ પુ. સ. સ. મંડળમાં. ગુ. વ. સો. માં રજીસ્ટર્ડ.

(૨૦) ગીઓળઃ—વાચનાલય પેટી સાથેનું. મંત્રી હાજર નહિ હોવાથી ઉપશિક્ષક ભાઈને જરૂરી સમજ આપી.

(૨૧) છાલાઃ—ચાલુ સાલે મકાનભાડું નામંજૂર થવા બદલ અસંતોષ. શાળાના મકાનમાં સંકડાશ તો ખરી જ, ગામની વસ્તી ૨૦૦૦. પુસ્તકોની સંજ્ઞાઓ લખી આપી. મેળવણી કરતાં પુસ્તકો બરાબર. ફાટી ગયેલાં પુસ્તકો કમી કરાવવા સમજાવ્યું. નિરૂપયોગી માસિકોનાં જૂથો કમી કરાવ્યાં. રજીસ્ટર ચોખ્ખું. પુ. શાળામાં ખસેડવાનું થતાં સ્ત્રીઓ લાભ લેતી બંધ પડી છે. કામવ્યવસ્થા સારાં છે. કા. ફં. રૂ. ૧૦૩૯–૧૨–૧૦ પુ. સ. સ. માં. ૫૫૦) ઘ વર્ગની ગામાત સહકારી મંડળીમાં; ખસેડી લેવા તજવીજ ચાલે છે. મં. ૧ શેર.

(૨૨) ચંદ્રાળાઃ—પુસ્તકો મેળવી વ્યવસ્થિત ગોઠવ્યાં. ત્રણ પુસ્તકો ખૂટે છે. સિક્કા નંબર, પટ્ટીઓ મારવા સમજ આપી. દફતર વ. ફુ. નં. ૬ સને '૩૮–૩૯ પ્રમાણે રાખવા સમજ આપી. કા. ફં. રૂ. ૪૮–૧૨–૧૧ પુ. સ. સ. મં. માં.

(૨૩) પરાંતીઆઃ—જનરલ રજીસ્ટર નવીન થવાની જરૂર. મેળવણી કરતાં સંધાવા લાયક પુસ્તકો જુદાં પાડી સંધાવી લેવા સમજ આપી. નવીન આવેલાં પુસ્તકો રજીસ્ટરે ચઢાવરાવ્યાં. નામવારી વિષયવારીનાં રજીસ્ટરો બાંધી શરૂઆત કરી આપીને પૂર્ણ કરી લેવા સૂચવ્યું. હિસાબ ખાતાવાર રાખવા સમજ આપી. રૂ. ૬) '૩૯–૪૦ ના ખર્ચાવા બાકી છે તે તત્કાળ ખર્ચી નાખવા તાકીદ કરી. પાવતીબુક મેળવતાં રૂ. ૧૧) ની ભૂલ પકડી જમા લેવડાવ્યા. શિલક રૂ. ૪૩–૩–૬.

(૨૪) લવારપુરઃ—પુસ્તકોની ગોઠવણ વ્યવસ્થાસર. હિસાબ બરાબર. સંજ્ઞાઓ લખી દીધી. વિષયવારી પૂરું બનાવી આપી નામવારીની શરૂઆત કરી આપી. હિસાબી કાગળોને ફાઈલમાં બાંધવા તાકીદ કરી. કા. ફં. રૂ. ૮) પુ. સ. સ. મંડળમાં, ગઈ સાલનાં સ્ટીરીઓસ્કોપ કાર્ડ્ઝ નથી આવ્યાં તે બદલ મંડળ તરફ ઉઘરાણી કરાવી.

**૩. સાવલી મહાલના માનદ પુ. પ્રચારક રા. છગનભાઈ સોમેશ્વરે** જાન્યુઆરી માસમાં નીચેનાં ગામોની મુલાકાત લઈ તપાસણી કરી છેઃ—(૧) ઈંદ્રાડ (૨) પીલોલ.

**ના. નં. ચોકસી**

---

બંગાળ ઇલાકામાં રજીસ્ટર થયેલાં પુસ્તકોની યાદી, દર ત્રણ માસે, કલકત્તાની બંગાળ લાઇબ્રેરી, કલકત્તા ગેઝેટના વધારા તરીકે પ્રગટ કરે છે. આ યાદી હવેથી વખતોવખત ' મૉડર્ન રિવ્યુ 'માં પ્રગટ કરવામાં આવશે. ' ફેબ્રુઆરી 'ના અંકમાં આવી એક યાદી પ્રગટ થઈ ચૂકી છે. આ યાદીમાં કળા, નાટક, વાર્તા, ભાષા, કાયદો, દવાશાસ્ત્ર તથા પરચુરણ—એટલા વિભાગો પાડવામાં આવ્યા છે. પુસ્તકનું બંગાળી નામ, તેનો અંગ્રેજી અર્થ, લેખક, પાનાં તથા પ્રસિદ્ધ થયાની તારીખ એટલું તેમાં આપવામાં આવે છે. આવી યાદી આપણે ત્યાં કોઈ પ્રગટ કરશે ખરું ?



૧. **સુખદુઃખનાં સાથીઃ**—કર્તાઃ પનાલાલ નાનાલાલ પટેલ, પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ નં. ૨; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૧૪+૨૮૨; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨-૦-૦.

આનન્દ ગ્રંથાવલિનું આ ૫ મું પુસ્તક છે. એમાં સમાજના જુદા જુદા થરની, ખાસ કરીને નીચલા થરની, કુટુંબજીવનની, રજવાડાના જીવનની વગેરે જીવનની જુદી જુદી બાજુએ બહુ કરૂણતાથી વર્ણવી છે. લૂલાં લંગડાં ભીખ માગીને પેટ ભરનારાંમાં પણ પ્રેમનું સામ્રાજ્ય એકસરખું જ હોય છે, તે સુખદુઃખનાં સાથીમાં પ્રત્યક્ષ થાય છે. 'પન્નાની તસ્વીર' દેશી રાજ્યના રાજવીઓના કુટુમ્બજીવનની અધમતા બતાવે છે. એ ઉપરાંત બે-ચાર વાતો સમાજજીવન દર્શાવનારી છે ત્યારે બેત્રણ કુટુંબજીવન આલેખે છે. સ્ત્રીઓ પોતાનું ધાર્યું કરવા કેવા કેવા ઢોંગ કરે છે તે 'રેશમડી'માં જણાવ્યું છે. વાર્તાઓમાં વિવિધતા છે. વાંચવાનું મન થાય એવી અને વાંચવા લીધા પછી પૂરું કર્યા સિવાય છોડવું ન ગમે એવું પુસ્તક છે. પ્રસ્તાવનામાં રા. રામનારાયણ પાઠકે ઠીક પરિચય આપ્યો છે. એકંદર ૧૫ વાર્તાઓ આમાં છે. રૂપરંગ, છપાઇ, કાગળ વગેરે સુંદર છે. ભાઇ પન્નાલાલની શૈલી રસમય અને આલંકારિક હોઇને અલંકાર બહુ રુચિકર રીતે આપોઆપ સ્ફુરી બંધબેસતો જ જણાય છે. ભાષાંતર કરતાં આવી મૌલિક ટૂંકી વાર્તાઓ વિશેષ આવકારને પાત્ર છે.

૨. **સમ્રાટ વિક્રમ અથવા અવંતીપતિઃ**—કર્તાઃ જેઠાલાલ નારાયણ ત્રિવેદી, પ્રકાશકઃ જીવનલાલ અમરશી મહેતા એન્ડ સન્સ તરફથી ચંદ્રકાન્ત મહેતા, અમદાવાદ અને મુંબાઇ; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૩૧૭; પાકુ પૂઠું, મૂલ્ય રૂ. ૨-૮-૦.

*સાનવર્ધક ગ્રંથમાળાનું આ ૯૭ મું પુસ્તક છે. એમાં ઉજ્જયિનીપતિ સમ્રાટ વિક્રમની* પૂર્વકથની, ગંગલી તથા સરસ્વતીની મદદથી પિતાનું રાજ્ય વીરતાથી પાછું મેળવનાર અને શક લોકોની સત્તા નાબુદ કરનાર વિક્રમે શૂરવીર શક સરદારો પાસેથી પોતાનું રાજ્ય કેવી રીતે પાછું મેળવ્યું, વૈતાળને કેવી રીતે મલ્લયુદ્ધમાં જીત્યો તથા તેની મદદથી ગુપ્તચરોદ્વારા દરેક બાતમી મેળવી તેનો યોગ્ય લાભ લઇ પોતાના થોડા લશ્કરથી મહાન સેનાને કેવી રીતે હરાવી વગેરે તેમજ અત્યાચાર અને રાજ અત્યાચાર સામે થવાની નીડરતા વગેરે ગુણો એનામાં કેવા હતા તે બહુ સુંદર રીતે વર્ણવ્યું છે. હવે આવાં પુસ્તકો બહુ ઓછાં લખાય છે. ભાઇ જેઠાલાલ ઐતિહાસિક નવલકથાઓ, જૂના જૂના લેખો, પોથીઓ, પુસ્તકો ઉપરથી સંશોધન કરી લખે છે તે પણ રસમય અને બોધક છે

રાજરમતમાં સ્ત્રીઓ પણ પહેલાં ભાગ લેતી એટલું જ નહિ પરંતુ અગ્રભાગ લેતી. તે દેવદમની અને પદ્માવતી, સુનંદા, સરસ્વતી વગેરે સ્ત્રીપાત્રોની કાર્યકુશળતા ઉપરથી સમ-

જાય છે. પંડિતો કેટલા વિદ્વાન, દુરંદેશી અને ભવિષ્યવેત્તા હતા તે ગર્ગાચાર્યનું પાત્ર સમજાવે છે. પુસ્તક જેમ વધારે વંચાય તેમ એની ખુબી વધારે તરી આવે છે.

**૩. રાધારાણી**—અનુવાદકોઃ ચંદ્રકાન્ત જી. મહેતા અને કેશવલાલ ચ. પટેલ, પ્રકાશક ઉપર મુજબ. ક્રાઉન ૧૬ પેજી કદ, કાચું પૂઠું; સચિત્ર, પૃષ્ઠ ૪+૫૬; મૂલ્ય ૮ આના.

શ્રી. બંકિમચંદ્રની આ એક નવલકથા છે. એમાં રાધારાણી નામની કુમારિકા, શ્રીમંત પિતાની પુત્રી, પિતાના મૃત્યુ પછી પોતાની વિધવા માતા સાથે મહાકષ્ટે દિવસ ગુજારે છે. ત્યાં એક રાત્રે માળા વેચવા જતાં એક પુરુષ જોડે અથડાય છે અને પડી જાય છે. પુરુષ તેને સંભાળથી ઉઠાડી ઘેર પહોંચતી કરે છે અને ઘરની સ્થિતિ જોઈ એક નોટ તથા માળાના બે રૂપીઆ આપે છે. રાધારાણી નોટ ભૂલથી રહી ગઈ હશે એમ ધારી સાચવી રાખે છે. એટલામાં ત્યાંનો એક વેપારી બે ચાર સાડીઓ એને આપી જાય છે. થોડા દિવસમાં પોતાનો કેસ જીતતાં રાધારાણીને એના પિતાની મિલકત મળે છે અને એ પૈસાદાર બને છે. પછી એક આશ્રમ બનાવી અનાથોની સેવા કરે છે. પોતાના આશ્રયદાતાની તપાસ કરે છે પરંતુ જણાતો નથી. એક દિવસ એક સજ્જન ત્યાં આવે છે અને રાધારાણીને મળે છે. બન્ને એકબીજાને ઓળખે છે અને પોતે દેવેન્દ્ર નારાયણ રૉય છે એમ જણાવે છે. મોટા જમીનદાર તરીકે ઘણા જાણીતા છે. આખરે બન્ને લગ્નગ્રંથિથી જોડાય છે. ચડતી પડતીના ચમકારા જણાવતી આ નાનકડી નવલકથા બહુ રસમય છે. કરુણ અને આનંદરસથી ભરપૂર છે. ગરીબાઈમાંથી તવંગર બનતાં માણસે કેવી રીતે રહેવું જોઈએ અને પૈસાનો કેવો સદુપયોગ કરવો જોઈએ એ આમાંથી જનતાને જાણવા મળશે. છપાઈ, કાગળ વગેરે સારાં છે.

**૪. બહેન**—લેખકઃ શ્રી. નિરૂપમાદેવી, અનુવાદકઃ દયાશંકર ભ. કવિ; પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ, ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૭+૪૨૪, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૩-૮-૦

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાનું આ ૨૮ મું પુસ્તક છે. બંગાળી ઉપરથી અનુવાદ છે. બંગાળી જીવનનો આબેહુબ ચિતાર આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. લક્ષ્મીનંદન અમરનાથ પિતાની આજ્ઞા માની પરણે છે. પરંતુ પોતે 'ચારુ'ને વચન આપ્યું છે તેથી કચવાતે મને પરણે છે અને પોતાના સ્ત્રીને અલગ રાખે છે. આખરે પોતે 'ચારુ'ને પરણવા તૈયાર થાય છે અને પિતાને ખબર આપે છે. પિતા એને તજે છે અને પુત્રવધૂને ઓછું ન આવે એ રીતે તેને ઘરનો બધો કારભાર સોંપે છે. ચારુ એને મળવા તલપે છે. અમરનાથ ગુસ્સે થાય છે. પરંતુ ચારૂ ગમે તે રીતે એને મળે છે. અને પછી મોટી બહેન તરીકે એને સત્કારવા તૈયાર થાય છે. અમરનાથ ગુસ્સે થાય છે; સુરમા જતી રહે છે. છોકરાંને તેમજ ચારુને મોટી બહેન તરીકે સંભાળે છે. સુરમા અભિમાનથી આકર્ષાયાં છતાં પોતાના બાપને ત્યાં ચાલી જાય છે. ચારુ ત્યાં પણ જઈ પહોંચે છે અને પતિની માફી માગવા સુરમાને વિનવે છે. સુરમા હાથતાળી આપી છટકી જાય છે, પરંતુ આખરે મંદવાડને બહાને બોલાવે છે અને આખરે બન્ને વચ્ચે મેળ થાય છે. સુરમાને માફી મળે છે અને પોતાનું સ્થાન પણ પ્રાપ્ત થાય છે. પુસ્તકની વાર્તા બહુ હૃદયદ્રાવક છે. સુરમાને આપણે બહુ દોષપાત્ર લેખી શકીએ

એમ નથી. અમરનાથનો પણ દોષ તો ખરો. પરંતુ સ્ત્રી આખરે રાંક જાત જ છે એટલે આર્ય મહિલાના સિદ્ધાન્તે પતિના ચરણમાં નમી પડે છે અને અમરનાથના હૃદયમાં સ્થાન મેળવે છે. વાર્તા રસમય અને ઉપદેશાત્મક તેમજ આહ્લાદક છે.

છપાઈ, બાંધણી, ભાષા, બીબાં વગેરે સુંદર છે.

૫. **જવનિકા**—લેખક અને પ્રકાશકઃ જયંતિ દલાલ. 'ગતિ અને રેખા' કાર્યાલય, પિપલ્સ બેંક બિલ્ડિંગ, અમદાવાદ; ૧૯૪૦, ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૬૫+૨૩; મૂલ્ય રૂ. ૦–૧૨–૦; કાચું પૂઠું.

'ગતિ' ગ્રંથમાળાનું આ ૯ મું પુસ્તક છે. એમાં ભાઈ જયંતિ દલાલે એકાંકી સંવાદો ભજવી શકાય એ શૈલિએ લખેલા, તે પ્રસિદ્ધ કર્યા છે. એકંદર ૧૨ સંવાદો ઉપરાંત 'એકાંકી' સંબંધી વિસ્તૃત માહિતી છેવટે આપેલી છે. પરવાનગી વગર કોઈએ ઉપયોગ કરવો નહિ એ આદેશ શા માટે તે સમજાયું નહિ. પુસ્તક પ્રસિદ્ધ થયા પછી શાળાઓ મેળાવડાઓ વગેરેમાં આવા સંવાદોનો ઉપયોગ થતો આવ્યો છે, છતાં અહીં એનો નિષેધ કરી પરવાનગી માગવાનું શા માટે રાખ્યું હશે તે સમજાતું નથી. પુસ્તકો પ્રસિદ્ધ થયા પછી તેનો જેમ વિશેષ ઉપયોગ થાય એમ અમે ઇચ્છીએ છીએ. ફેરફાર નહિ કરવાનું સૂચન અસ્થાને ન ગણાય. એમાંથી ઉત્પન્ન મેળવી ન શકાય, એ પણ સમજી શકાય; પરંતુ એનો ઉપયોગ જ ના થઈ શકે–પરવાનગી વગર એ જરા વધારો પડતું લાગે છે. પાશ્ચાત્ય દેશોમાં One Act Playsનો અચ્છો પ્રચાર થઈ રહ્યો છે અને એ લોકરુચિને પોષે છે. એના અનુકરણરૂપે આવાં પુસ્તકો આપણે ત્યાં લખાય છે.

નાટકોના વસ્તુમાં વિવિધતા છે પરંતુ સામાન્ય વાચકને કેટલાક કટાક્ષમય સંવાદો, આમ સરજત જેવાં નહિ સમજાય. સાહિત્યરસિકોને તો એમાં બહુ ગમ્મત પડશે. એ સિવાય, બેકાર દાક્તર, સ્ત્રીઓની પરાધીનતા વગેરેને લગતા સંવાદો કારુણ્ય ઉપજાવે એવા છે. એકંદરે સંવાદો બોધાત્મક, વિનોદાત્મક અને કટાક્ષમય છે.

કાગળ સામાન્ય છે. છપાઈ વગેરે ઠીક છે. મોટાં પુસ્તકાલયોમાં આ પુસ્તક ઉપયોગી થઈ પડે અને એના વાંચનાર મળશે. સાહિત્યરસિકો તો એને ઉત્તેજન આપશેજ. સંવાદો મનનીય અને વિચારપ્રેરક છે.

૬. **જીવનનાં વહેણો**—લેખકઃ રસિકલાલ છોટાલાલ પરીખ; પ્રકાશકઃ યુગધર્મ કાર્યાલય, ૧૧/૪ પહેલો પારસીવાડો, મુંબાઈ ૪; ૧૯૪૦. ક્રાઉન ૧૬ પેજી કદ; પૃષ્ઠ ૨૨૨; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨–૮–૦.

'યુગધર્મ' ગ્રંથમાળાનું ૧૯૪૦નું આ ઠજું પુસ્તક છે. ભાઈ રસિકલાલે 'પ્રસ્થાન' માસિકમાં છૂટક છૂટક પ્રસિદ્ધ કરાવેલી જીવનની જુદી જુદી બાજુઓ ચર્ચતી ૮ વાર્તાઓનો સંગ્રહ છે. વાર્તાઓમાં વિવિધતા છે. રસમય પણ છે એટલે વાચકોને વાંચવી ગમશે. એમાં વિધુરલગ્ન, પ્રેમલગ્ન, સંસ્કારલગ્ન વગેરે પ્રશ્નો ચર્ચ્યા છે. કડવો વંદો અને શોભનકુમારની વાર્તાઓ વાંચતાં ઘણા પ્રશ્નો ઉદ્ભવે છે. 'રાજસત્તા' અને 'રાજમાતા'માં દેશીરાજ્યોમાં અન્યોન્ય વચ્ચે કેટલું વેર ઝેર હોય છે તેમજ બુદ્ધ ભગવાનના અહિંસા અને પ્રેમના સિદ્ધાન્તાનુસાર વિજેતા પરાભવ પામેલા દુશ્મન ઉપર આત્મપ્રેમને આધીન થઈ રહેમ

કરી છોડી મૂકે છે અને એ જ વિજેતા આખરે કાશ્મીરમાં, માતાના ગુરુઓ શિરચ્છેદ કરાવે છે અને એ સમાચાર સાંભળી રાજમાતા પણ પ્રાણત્યાગ કરે છે. ' શોભન કુમાર 'માં વિધવા અને વિધુરનો પ્રશ્ન ચર્ચ્યો છે. સૌન્દર્યનો ઉપાસક સ્ત્રી તરફ અણગમો સેવે છે. રસ્તામાં નોકરોની મિલમજૂરો કેવી દશા કરે છે તે વર્ણવ્યું છે. છગન ક્ષયનો ભોગ થાય છે અને સ્ત્રી ગુમાવે છે. સ્વચ્છંદ ગરીબોની હાડમારીથી ત્રાસે છે અને મોટરો તેમજ અમલદારોથી, જનતાની થતી નાલેશી અને તેમની મુશીબતો દેખી પગપાળો જ ચાલ્યો જાય છે. ' બે મિત્રો ' અને ' કમળા ' પણ મિત્રની સ્વાર્થપરાયણતા અને પરણેતરની સાસુ સસરા તરફની કનડગતો અનુક્રમે વર્ણવે છે. વાર્તાઓમાં વિવિધતા હોઇને વાંચવી ગમે એવી છે.

કાગળ, છપાઈ, બાંધણી, શૈલી, ભાષા વગેરે સુંદર છે.

**ના. ચં. દીવાનજી**

**૭. ગ્રામપંચાયતનો કાયદો**—પ્રયોજકઃ શ્રી. નરહરિ પરીખ. પ્રકાશકઃ નવજીવન પ્ર૦ મંદિર, અમદાવાદ. ક્રાઉન આઠ પેજી કદનાં પૃ૪ ૨૦+૫૦, સાદું પૂઠું, મૂલ્ય ૦-૪-૦

આ પુસ્તક પંચાયતનો કાયદો સમજાવવા માટે છે. પણ વાચક તો કાયદો વાંચતાં પહેલાં પ્રસ્તાવના—આપણી ગ્રામપંચાયત વાંચ્યા વગર નહિ રહે. અને જ્યારે એ વાંચીએ છીએ ત્યારે આપણે તેમાં લીન થઇએ જઇએ છીએ. આપણી પ્રાચીન પરિસ્થિતિનું ભાન થાય છે અને આપણે અત્યારે કેટલા નાના બની ગયા છીએ તે જાણતાં આપણને શોક થાય છે. શેક્સપીઅરનાં નાટકો વાંચનારને મગજના રોગના કારણે વિસ્મૃતિ થાય અને તેનો અર્થ સમજનાર અને ફરીથી અંગ્રેજીમાં એ. બી. સી. ભણવાની શરૂઆત કરે ત્યારે તેનું જે દર્દભર્યું દશ્ય દેખાય તેવું સ્વરાજની ભાવના ખીલેલું, લોકસત્તાને પૂરેપૂરું માનનાર અને તેનો અત્યાર સુધી સુંદર રીતે અમલ કરનાર—આજે ગ્રામપંચાયતનો કાયદો સમજવા પ્રયત્ન કરે ત્યારે એ કરુણાજનક સ્થિતિ અને આપણી પીછેહઠનું સંપૂર્ણ ભાન આવે છે. જ્યારે અત્યારે લોકશાહીની વાતો કરીએ છીએ અને એવી કાંઇ બહારથી નવીન વસ્તુ—મહામોળી ચીજનું આપણને દશ્ય થયું હોય ત્યારે આ વસ્તુ તો આપણી હતી એટલું જ નહિ પણ આપણા લોહીમાં પેઢીઉતાર આવ્યા કરતી હતી અને ફક્ત બ્રિટિશ સરકારનો પાયો બરોબર સ્થાપિત થયો ત્યારથી એ વસ્તુ વિસ્મરણ થવા માંડી એ આ પુસ્તકની પ્રસ્તાવનાથી આપણે જાણી શકીએ છીએ.

કાયદો બહુ સરળ ભાષામાં અને ગામડામાં રહેતા સાધારણ ભણેલા પણ સમજી શકે તેવી શૈલીમાં સમજાવ્યો છે.

કર્તાએ જે મહેનત લીધી છે અને આખું પુસ્તક જે જૂજ કિંમતમાં વેચવાનું સાહસ કરવામાં આવ્યું છે તે આપણે વાંચી-સમજી આ પંચાયતની ફરીથી સ્થાપના કરી જૂના વખતની પંચાયતની હરોળમાં આપણે ફરીથી ઉભા રહીશું તો કર્તાની મહેનત અફળ નહિ જાય.

**ચુનીલાલ પુ. શાહ**

**૮. આરસના કટકાઃ—સંગ્રહ પહેલો**—લેખકોઃ મણિલાલ ઠાકર અને ઇન્દુપ્રસાદ ભટ્ટ; પ્રકાશકઃ જેચંદ તલકશી એન્ડ સન્સ; એમ્પાયર બિલ્ડિંગ, હોર્નબીરોડ મુંબાઇ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૮, પૂઠું જાડા કાગળનું, કિં, ૦-૩-૦,

આ શિશુ સાહિત્યમાળાનું પુષ્પ ૩૫ મું છે. એમાં કુલ તેર પ્રસંગો આલેખ્યા છે. સાચો સ્વયંસેવક, ખાંભી, નામુનો દયાભાવ, મલાવ તળાવ વગેરે બાળકોને ગમી જાય તેવા પ્રસંગો છે.

**૯. શિવુભાઇની વાતો**—લેખક : ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી, પ્રકાશકઃ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૪૮, પૂઠું કાગળનું, કિં. ૦–૩–૦.

આ શિશુ સાહિત્યમાળાનું પુષ્પ ૩૬ મું છે. આમાં કુલ પાંચ વાતો છે. રાજકુમારી, ઉરાશીમા, સિપાઇની નજર, બોલતી રજાઇ, હજામનું ચાતુર્ય, વાર્તાઓ અને વાર્તા લખવાની શૈલિ આકર્ષક છે.

**૧૦. સોનેરી પાન**—લેખકઃ મણિલાલ ઠાકર અને ઇન્દુપ્રસાદ ભટ્ટ. પ્રકાશક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૬૮, પૂઠું કાગળનું, કિં. ૦–૪–૬.

આ શિશુ સાહિત્યમાળાનું પુષ્પ ૩૭ મું છે. એમાં ૭ સુંદર વાર્તાઓ છે. ' સૂર્ય-ચંદ્ર ને પવન 'એ આકર્ષક વાર્તા છે.

**૧૧. તાનસેન**—લેખકઃ જયંતિલાલ આચાર્ય, પ્રકાશકઃ ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૩૦, પૂઠું કાગળનું, કિં. ૦–૨–૦.

આ શિશુ સાહિત્યમાળાનું પુષ્પ ૩૮ મું છે. એમાં શ્રી. ક્ષિતિમોહન સેનના ' તાનસેન ' લેખનું ગુજરાતી ભાષાંતર છે. બાળકોને ગમે તેવી શૈલિમાં લખાયું છે.

**૧૨. મૂળાક્ષરની પલટન**—લેખકઃ મણિભાઇ ઠાકર અને ઇન્દુપ્રસાદ ભટ્ટ; પ્રકાશક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૩૯, પૂઠું કાગળનું, કિં. ૦–૨–૬.

આ શિશુ સાહિત્યમાળાનું પુષ્પ ૩૯ મું છે. એમાં ર–મ–ત ત્રણ મૂળાક્ષરોનો સંવાદ છે. તે ઉપરાંત ' રાજકુંવરી અને ગોવાળ ' બાળનાટક છે. બાળકો ભજવે તો આનંદ આપે એવું હોવાનું લખાણ ઉપરથી જણાય છે.

**૧૩. ઠાકુરદાની વાતો**—સંગ્રાહકઃ જયંતિલાલ આચાર્ય, પ્રકાશક : પૂઠું, વગેરે ઉપર પ્રમાણે પૃ. ૪૦, કિં. ૦–૨–૬.

આ શિશુ સાહિત્ય માળાનું પુષ્પ ૪૦ મું છે. આમાં કુલ ૧૧ વાતો છે. કુતાભ, શિયાળો, વૈજ્ઞાનિકની વાતે, જકકી દાદીમા આકર્ષક છે. મૂળ બંગાળીમાંથી ઉતારી હોઇ તે શ્રી. ક્ષિતિમોહન સેને લખેલી છે.

**૧૪. અગરબત્તીઃ**—લેખકઃ ઇન્દુભાઇ અને મણિલાલ, પ્રકાશકઃ ઉપર પ્રમાણે, પૃ. ૪૭, પૂઠું કાગળનું, કિં. ૦–૩–૦.

આ શિશુ સાહિત્યમાળાનું પુષ્પ ૮૧ મું હોઇ એમાં કુલ ૭ વાતો સંગ્રહી છે બાલમ ને વનનાં પંખીડાં એ મજાની વાતો છે.

**૧૫. સોરઠની બાળવાર્તાઓ ભા. ૧–૨ઃ**—લેખકઃ હીરાલાલ લ. દવે, પ્રકાશક ઉપર પ્રમાણે. ભા. ૧ પૃ. ૪૮, કિં. ૦–૩–૦; ભા. ૨ પૃ. ૩૮, કિં. ૦–૨–૬.

ભા. ૧ એ શિશુ સાહિત્યમાળાનું પુ. ૪૨ મું છે. તેમાં કુલ પાંચ વાતો છે. વીરનાં વેણુ, માથાનાં દાન ને દીકરી કે દીકરો આકર્ષક છે.

ભા ૨, એ માળાનું પુષ્પ ૪૩ મું છે, એમાં ૪ વાર્તાઓ છે. ' એભલવાળો ' સૌથી સુંદર છે.

**૧૬. વનવાસીઓ**:—લેખકઃ ઠાકર અને ભટ્ટ; પ્રકાશકઃ ઉપર પ્રમાણે. પૃ. ૪૮, પૂઠું કાગળનું, કિં. ૦–૩–૦.

આ શિશુ સાહિત્યમાળાનું પુષ્પ ૪૪ મું છે. આમાં જંગલનાં પ્રાણીઓ સંબંધી આકર્ષક હકીકત લખાઇ છે. હકીકત વાંચવી ગમે તેવી છે.

**૧૭. ગુણવંતી ગૂજરાત**:—લેખકઃ ભટ્ટ અને ઠાકર, પ્રકાશકઃ ઉપર પ્રમાણે. પૃ. ૧૨૧, પૂઠું કાગળનું, સચિત્ર કિં. ૦–૬–૦.

આ શિશુ સાહિત્યમાળાનું પુષ્પ ૪૫ મું છે. એમાં કુલ ૨૬ પ્રસંગો વર્ણવ્યા છે. આ પ્રસંગો ગૂજરાતનું ગૌરવ વધારે તેવા હોઈ બાળકોએ અને શિક્ષકોએ નજર તળે કાઢી જવા જેવા છે.

**૧૮. વનરાજ**—ભા. ૧–૨ લેખકઃ ચંદ્રભાઇ કા. ભટ્ટ, પ્રકાશક : ઉપર પ્રમાણે, ભા. ૧ પૃ. ૫૬; ભા. ૨. પૃ. ૫૫; કિંમત ૦–૩–૬ દરેક ભાગની.

આ શિશુ સાહિત્યમાળાનાં પુષ્પ ૪૬–૪૭ છે. આ બંને પુસ્તિકાઓમાં વનરાજ સંબંધી સંપૂર્ણ માહિતી પીરસાએલી છે. બાળકોને ગમે તેવી શૈલિમાં એ લખવામાં આવી છે.

**૧૯. ફૂલગીતો**—લેખકઃ સોમાભાઇ ભાવસાર, પ્રકાશક, મું. ઉપર પ્રમાણે. પૃ. ૩૬, કિં. ૦–૨–૬.

આ શિશુ સાહિત્ય માળાનું પુષ્પ ૪૮ મું છે. એમાં ફૂલો સંબંધી ગીતો સંગ્રહ્યાં છે. પ્રત્યેક ગીતને મથાળે ઉચિત ચિત્ર મુકાયું છે. કાગળ ગ્લેઝ વાપર્યો હોઈ છાપકામ પણ સારૂં કર્યું છે. ગીતોની દુનિયામાં આ પુષ્પ જરૂર શોભશે.

**૨૦. અગાશી**—લેખકોઃ વજુભાઇ દવે અને ગોવિંદભાઇ ઠાકર, પ્રકાશકઃ ઉપર પ્રમાણે, પૃ. ૭૯ પૂઠું કાગળનું, કિં. ૦–૩–૦

આ શિશુ સાહિત્ય માળાનું પુષ્પ ૪૯ મું છે. આમાં બાલભોગ્ય રમુજી પાઠો આપ્યા છે. રવિવાર, દેજો માબાપ, કૃપા કરીએ છીએ–એ મજાના પાઠો છે.

**૨૧. રમતાં ગીતો**—સંગ્રાહક : વજુભાઇ દવે, પ્રકાશક : ઉપર પ્રમાણે. પૃ. ૫૪, પૂઠું કાગળનું, કિં. ૦–૪–૦.

શિશુ સાહિત્યમાળાનું પુષ્પ ૫૦ મું છે. આમાં દેશળજી પરમાર, જુગતરામ દવે, સોમાભાઇ ભાવસાર, શાન્તિકુમાર, મૂળજીભાઇ ભક્ત, મેઘાણી, પુંડરીક, સોની, મર્યંક વગેરે જાણીતા બાલલેખકોનાં ગીતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

ઉપરનાં પુષ્પ ૩૫ થી ૪૦ સુધીનાં પુસ્તકો સારી રીતે લખાયાં છે, એમાં જોડણીદોષ રહેવા પામ્યો છે તે નવી આવૃત્તિ વખતે સુધરે એ તરફ પ્રકાશન સંસ્થાનું ધ્યાન ખેંચાય તો ઠીક. આ માળાનાં પુસ્તકો પુસ્તકાલયો સવડે ખરીદે તો વાંધો નથી, એમ અમારૂં માનવું છે.

**૨૨. આંસુ**—સંપાદકઃ બચુઅલી જી પટેલ, પ્રકાશકઃ મોહંમદ લાખાણી, મૂલ્ય ૦–૧–૦, પૃ. ૨૪, પૂઠું નથી.

મોહર્રમ ઉપર નિશાત, ફાની, લાહોરી, રફતાર, મુનવ્વર. મનસુર વગેરે લેખકોએ લખેલા લેખોનો આ સંગ્રહ છે. પૂઠું હોત તો સારૂં.

**૨૩. કિશોરવાર્તાવલિ**—સંપાદક: રમણલાલ નાનાલાલ શાહ, પ્રકાશક: બાલજીવન કાર્યાલય, બાજવાડા વડોદરા, પૃ. ૮૩. પૂ.ઠું જાડા કાગળનું, કિં. ૦–૬–૦.

આ કિશોર સાહિત્યમાળાનું પુસ્તક ૧ લું છે. આમાં કુલ ૧૨ વાર્તાઓ છે. જુદા જુદા લેખકોની એકઠી કરેલી છે. વાર્તાઓમાંની કેટલીક તો કિશોર નામને અયોગ્ય જેવી લાગે છે. કિશોરોના ભરની માળા હોઇ એમાં કિશોરોના બુદ્ધિવિકાસને મદદરૂપ થઇ પડે તેવું સાહિત્ય હોય તો સારૂં.

મારવાડીનો નાચ, મનુઆ, સાપિયાં પાન એ વાર્તાઓ એના પુરાવા માટે બસ થશે.

**૨૪. કૂતરાની કહાણી**—પ્રયોજક: ર. ના. શાહ, પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, પૃ. ૯૪; પૂ.ઠું જાડા ગ્લેઝ કાગળનું સચિત્ર, કિં. ૦–૮–૦, આવૃત્તિ ૨ જી.

આ ગુર્જર બાલગ્રંથાવલિ શ્રેણી બીજીનું પુસ્તક બીજું છે. આમાં જુદા જુદા દેશના કૂતરાઓની સચિત્ર માહિતી આપી છે, વાર્તાઓ વાચકોને ગમે તેવી હોઇ અભ્યાસો વાચકો અને પ્રાણીજીવનસંબંધી જાણવા ઇચ્છનારને ખરેખર આવકાર યોગ્ય છે એમ કહ્યા વગર ન ચાલે.

**૨૫. વર્તમાન યુગના વિધાયકો**—લેખક: શારદાપ્રસાદ વર્મા; પ્રકાશક: યુગાન્તર કાર્યાલય, સુરત; પૃ. ૧૨૮; પૂઠું જાડા કાગળનું. કિં. ૦–૧૦–૦, પાકું પૂઠું કિં. ૦–૧૪–૦

આમાં એડિસન, માદામ ક્યૂરી, લૂઈ પાસ્ટયુર, માર્કોની, લિસ્ટર, સર રોનાલ્ડ રૉસ, પ્રેસિડન્ટ વિલ્સન, વિલ્મર ફોર્સ, ડેક્ષટન, જ્યૉર્જ સ્ટીફન્સન એમ દશ પરદેશી મહાજનો સંબંધી જાણવાજોગ માહિતી પીરસવામાં આવી છે.

કિશોરો અને સાહિત્યશોખીનો આ જીવનાદર્શ જેવાં પુસ્તકને વેળાસર ખરીદે. માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓને આમાંથી ઘણું જાણવાનું મળશે.

' દ્રષ્ટા '

**૨૬. પ્રભાત નર્મદા**—કર્તા અને પ્રકાશક: મગનલાલ ભૂધરભાઇ પટેલ, સુભાનવાડ, અંકલેશ્વર; ડેમી કદનાં; પૃષ્ઠ ૧૫૨, પૂ.ઠું સારા કાગળનું ચિત્રવાળું; કિંમત ૨–૦–૦.

શ્રી. મગનલાલ પટેલ ' પતીલ 'ના તખલ્લુસથી કવિતાઓ લખે છે. એમની કવિતાઓ ' પ્રસ્થાન ', ' કિશોર ', ' કૌમુદી ', ' ગુણસુંદરી ', ' શારદા ', વગેરે માસિકોમાં પ્રસિદ્ધ થાય છે. એ માસિકો પૈકીની કવિતાઓ તેમ જ કેટલીક અપ્રગટ કવિતાઓ આ પુસ્તકમાં સંગ્રહવામાં આવી છે. કવિતાઓ વિવિધ વિષયો ઉપર વિવિધ છંદોમાં રચાયેલી છે. ભાષામાં ઉર્દૂ ફારસી શબ્દોનું ભારણ કેટલીક કવિતાઓમાં વધારે પડતું છે. આ કવિ ગુજરાતના નવીન કવિઓમાં જાણીતા છે; પણ અમને જણાવતાં દિલગીરી થાય છે કે એમની બહુ ઓછી કવિતાઓ સુંદરમ્, ઉમાશંકર, મેઘાણી કે સ્નેહરશ્મિની કવિતાઓ જેટલી પ્રાસાદિક કે લોકપ્રિય નીવડી શકે. આ સંગ્રહની પ્રસ્તાવના તથા નોંધ એમણે પોતે લખેલી છે; અને પ્રસ્તાવનામાં તેઓ એમની જાતની તથા એમની કવિતાની કંઇક વધારે પડતી કિંમત આંકતા હોય અને ગુજરાતી સાહિત્યકારો અને પ્રકાશકોને વિનાકારણ દોષ દેતા હોય એમ અમને લાગે છે. પુસ્તકના કાગળ, છપાઈ વગેરે સારું છે. આ પુસ્તક આપણી તદ્દન અર્વાચીન કવિતાનો અભ્યાસ કરવા ઇચ્છનારને તથા મોટાં પુસ્તકાલયોને ઉપયોગી નીવડશે.

**૨૭. ધ યુનિવર્સલ હૅંડ ટ્રેઇનરઃ**—બનાવનારઃ ધ યુનિવર્સલ હૅંડ ટ્રેઇનર કંપની, ૧૦૭૮, લાલાભાઇની પોળ, માંડવીની પોળ, અમદાવાદ; પિત્તળના અક્ષરોવાળાની રૂ. ૧-૦-૦

આ 'હૅંડ ટ્રેઇનિર' અક્ષરો સારા લખતાં આવડે તે માટેનું સાધન છે. એમાં ઘીસીવાળા અક્ષરો આવે છે, અને તે ઘૂંટવા માટે લાકડાની પેન આવે છે.

આ હૅંડ ટ્રેઇનર બનાવનારનો દાવો છે કે મોંટીસોરી વગેરે પદ્ધતિઓમાં બાળકોના અક્ષરો સારા આવે તે માટે જે યોજના છે તે બધાંને આ વટાવી જાય છે. આ દાવો સિદ્ધ કરવા માટે મોંટેસોરી પદ્ધતિમાં રેતિયા અક્ષરો છે તેમાં પેનનો વપરાશ કરવાનો હોતો નથી તે આમાં છે. રેતિયા અક્ષરો આંધળાં બાળકોને લાભ આપે છે અને સાધારણ બાળકોને નુકસાનકારક છે, તથા રેતિયા અક્ષરો મોંઘા છે, એવી હકીકતો અત્રે રજૂ કરવામાં આવી છે.

આ બનાવનારે કંઇ અવનવું બનાવ્યું હોય એમ જે માને છે તે અમને બરાબર લાગતું નથી. ઘીસીવાળા અક્ષરો લેખન શીખવવામાં ઉપયોગી છે, એમ જૂના વખતથી જાણીતું છે. ગામડી નિશાળોમાં પણ પાટી ઉપર છાણમાટી ચોપડી તેમ કરતા; એમાં લખાણુનો પણ ઉપયોગ હતો. મોંટેસોરી પદ્ધતિ સામે આ સાધન બનાવનારે જે ટીકા કરી છે તે અમને વાજબી લાગતી નથી. મોંટેસોરી પદ્ધતિમાં રેતિયા અક્ષરો સાથે પેન વાપરવાની નથી હોતી; પણ તેની સાથે બાળકો જે આકૃતિઓ દોરતાં હોય છે તથા લીટા પૂરતાં હોય છે તેમાં પેનનો વપરાશ છે જ. આથી અક્ષરો લખતી વખતે બાળકોને પેન પકડવામાં તથા તે ફેરવવામાં મુશ્કેલી પડતી નથી.

રેતિયા અક્ષરોથી અક્ષરોના આકાર યાદ રાખવામાં જે સરળતા છે તે આ સાધનમાં નથી. આકારો યાદ રાખવાનું નાનાં બાળકો માટે સ્પર્શ એ સબળ સાધન છે; પછી એ બાળકો આંધળાં હોય કે દેખતાં. દેખતાં બાળકોને સ્પર્શેંદ્રિય તો હોય છે જ. એકલી આંખ કરતાં સ્પર્શેંદ્રિય અને આંખ અક્ષરોના આકાર યાદ રાખવામાં વધારે મદદગાર થાય છે.

રેતિયા અક્ષરો મોંઘા નથી. આઠદસ આનામાં એ બનાવી શકાય. એ બનાવવાનું કામ હરકોઇ શિક્ષક કરી શકે; એમાં કારખાનાની ખાસ જરૂર નથી.

રેતિયા અક્ષરો બાળકના જ્ઞાનતંતુઓને નુકસાનકારક છે એમ દાકતરો કહે છે, પણ કદી રેતિયા અક્ષરોથી ભડકાવવાનું કારણ નથી; કારણ કે ડૅાકટર મોંટેસોરી પોતે એક અખ્ખર કેળવણીકાર હોવાની સાથે જ એક મોટી પદવીવાળાં દાકતર પણ છે. જે વિદ્વાન બાઇએ પોતાનું આખું જીવન બાલસેવામાં ખર્ચી નાખ્યું તે બાઇ બાળકોના આરોગ્યને નુકસાન કરે તેવી પદ્ધતિ ચલાવે એ માનવું જ વિચિત્ર લાગે છે. એમ છે ખરૂં કે જૂના મતવાદી અંગ્રેજ તથા અમેરિકન કેળવણીકારોથી આ ઇટાલિયન બાઇનું વર્ચસ્વ સાંખી શકાતું નથી અને તેથી તે તેમની પદ્ધતિ સામે થાય તેટલી દલીલો ખડી કરે છે. આ દલીલોનો ઉપયોગ કોઇ વેપારી પોતાના સાધનના પ્રચાર માટે કરે તે તદ્દન સ્વાભાવિક છે; પરંતુ તે યોગ્ય નથી.

આ હૅંડ ટ્રેઇનર બાળકોને ઉપયોગી છે અને તેનો ઉપયોગ કરી જોવાની જેમને સવડ હોય તે કરે. અંગ્રેજી, દેવનાગરી, ઉર્દુ, વગેરે લિપિ માટે જુદાં જુદાં હૅંડ ટ્રેઇનર બનાવેલાં છે.

**શં. સો પટેલ**

**સ્વીકાર**—શ્રી ડેસર યુવક મંડળનો ૧૯૪૦-૪૧ નો વાર્ષિક રિપોર્ટ. સાર્વજનિક પુસ્તકાલય-આણંદનો ૧૯૪૦ નો વાર્ષિક હેવાલ.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
| --- | --- | --- | --- | --- |
| ઊર્મિ | ૧૦ | ૧૧ | ફેબ્રુઆરી | ૫-૨-૪૧ |
| કિશોર | ૬ | ૨-૩ | ઑક્ટો.-નવે. | ૧૨-૧-૪૧ |
| કુમાર | ૧૮ | ૨ | ફેબ્રુઆરી | ૨૫-૨-૪૧ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૨૯ | ૭ | માર્ચ | ૧-૩-૪૧ |
| ગુણસુન્દરી | ૩૫ | ૭ | માર્ચ | ૧-૩-૪૧ |
| ગ્રામજીવન | ૧૧ | ૮ | માર્ચ | ૧-૩-૪૧ |
| ઘરશાળા | ૧ | ૭ | ફેબ્રુઆરી | ૯-૨-૪૧ |
| ચરોતર | ૧૧ | ૨ | ફેબ્રુઆરી | ૧૬-૨-૪૧ |
| ચિત્રમય જગત | ૨૭ | ૧ | માર્ચ | ૫-૩-૪૧ |
| નવચેતન | ૩૮ | ૬ | માર્ચ | ૨૮-૨-૪૧ |
| નવરચના | ૫ | ૧૦ | ફેબ્રુઆરી | ૨૧-૨-૪૧ |
| પાટીદાર | ૧૮ | ૫ | ફાગણ | ૨૬-૨-૪૧ |
| પ્રસ્થાન | ૧૫ | ૨ | માગશર | ૧૩-૨-૪૧ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૩ | જાન્યુ-માર્ચ. | ૩૧-૧-૪૧ |
| બાલજગત | ૩ | ૩ | માર્ચ | ૧-૩-૪૧ |
| બાલજીવન | ૨૧ | ૫ | માર્ચ | ૩-૩-૪૧ |
| બાલમિત્ર | ૨૦ | ૮ | માર્ચ | ૩-૩-૪૧ |
| બાલસખા | ૪ | ૧૦ | માર્ચ | ૧-૩-૪૧ |
| બાળક | ૧૯ | ૩ | માર્ચ | ૧-૩-૪૧ |
| બુદ્ધિપ્રકાશ- ત્રિમાસિક | ૮૭ | ૪ | ઑક્ટો-ડિસે. | ૩૦-૧૨-૪૦ |
| યુવક | ૧૧ | ૩ | માર્ચ | ૧૧-૩-૪૧ |
| રેખા | ૨ | ૭ | ફેબ્રુઆરી | ૨૮-૧-૪૧ |
| વૈદ્યકલ્પતરુ | ૪૬ | ૩ | માર્ચ | ૧૧-૩-૪૧ |
| વ્યાયામ | ૨૬ | ૫ | ફેબ્રુઆરી | ૧૬-૨-૪૧ |
| શારદા | ૩૩ | ૧૧ | ફેબ્રુઆરી | ૧૫-૨-૪૧ |
| શિક્ષણ અને સાહિત્ય | ૨ | ૬ | માર્ચ | ૧-૩-૪૧ |
| સુવાસ | ૭ | ૭ | ડિસેમ્બર | ૧૧-૧૨-૪૦ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૪ | ૧ | જુન-જુલાઇ-ઑગસ્ટ | ૩-૧-૪૧ |
| સ્ત્રીબોધ | ૮૫ | ૩ | માર્ચ | ૬-૩-૪૧ |
| સ્કાઉટવીર | ૧૧ | ૨ | ફેબ્રુઆરી | ૧૫-૨-૪૧ |

—✠—



**કુમાર : ફેબ્રુઆરી : ૧૯૪૧**

**ઇસાબેલા :** યુરોપના નકશામાં સ્પેનને પહેલી કક્ષાના રાષ્ટ્ર તરીકે અંકિત કરનાર આ રાણી હતી. ઇતિહાસમાં થઈ ગયેલી કોઇ પણ ગૌરવશાળી રાણી કરતાં એ ઊતરે તેમ ન હતી. સ્પેન તેનું હમેશનું ઋણી રહ્યું છે. મધ્યયુગમાં સ્પેન જ્યારે ચારે બાજુએ અંધકારથી ઘેરાયેલું હતું ત્યારે એણે સ્પેનમાં નવજીવનની ઉષા પ્રકટાવેલી. તેનામાં ગજબ શક્તિ હતી. આખો દિવસ તે ઘોડેસ્વારી કરતી છતાં તે થાકતી નહિ, ચાલતા કેસે તે કોર્ટે જઈ બેસતી, મંત્રીસભામાં ઓચિંતી ચડી જતી, રાજ્યના એકેએક ખાતાથી તે માહિતગાર રહેતી. ઇસ્લામના ધાર્મિક આક્રમણ સામે તેણે સખત ઝુંબેશ ઉપાડેલી. વિખ્યાત અમેરિકાના શોધક કોલંબસને તેણે સારો આશ્રય આપેલો. એની કારકિર્દી હિંદની મહારાણીઓ–રઝિયા, ચાંદબીબી, દુર્ગાબાઇ કે લક્ષ્મીબાઇનું આપણને ભાન કરાવે છે.

**ભૂતકાળની શોધમાં :** લેખકે પગપાળા સંશોધન અર્થે કરેલા પ્રવાસનું વર્ણન છે. તેમાં ગામની ભાગોળે તેમ જ મંદિરોમાં કેટલી ઐતિહાસિક સામગ્રી ભરી પડી છે તેનો ગામમાં વસતા. અને પુરાઇતિહાસમાં રસ લેનારાઓ માટે, એવા સંશોધનને અંગેની

માહિતી કેમ એકત્ર કરવી તેને લગતી ઉપયોગી સૂચના આપી છે. કેટલેક સ્થળે આવ ઐતિહાસિક પાળિયા પરના ઐતિહાસિક લેખો ઢોરો ચરાવતા ભરવાડોના ભોગ થઇ પડે છે અથવા જૂનાં હસ્તલિખિતો ગાંધીની દુકાનોમાં પડીકાં માટે ચાલ્યાં જાય છે, અને તામ્રપત્ર કંસારાની ભઠ્ઠીનો ભોગ થઇ જાય છે. આવું ઉપયોગી સાહિત્ય કેમ બચાવી લેવાય તેને લગતી ઉપયુક્ત હકીકત આ લેખમાંથી મળે છે.

**ઠૂંઠી તરવાર** : તોરણાના કિલ્લા પર શિવાજી મહારાજે તેમના સૈનિકોને શસ્ત્ર-સરંજામની ભેટ કરી તે વખતે દરેકને તલવારો આપવામાં આવેલી. છેલ્લે એક ઠૂંઠી તરવાર વધી તે લેવા કોણ તૈયાર છે ? એમ પૂછ્યું. પરંતુ તે લેવા કોઈ આગળ ન આવ્યું. છેલ્લે યેસાજી નામના એક જુવાને, પોતાને મળેલી આખી તલવાર પાછી આપી એ ઠૂંઠી તરવાર લીધી અને એ તરવાર વડે પરાક્રમ કરી એણે આખી તરવાર અને ઘોડો કેવી રીતે મેળવ્યો તેને લગતી ઉત્તેજક વાર્તા છે. " માણસમાં જો આવડત હોય તો અધુરાં સાધનથી પણ યશ મેળવી શકાય છે. લડવામાં બહાદૂર છતાં કુળશતા ન હોય તો નવી તરવાર શા કામની ? "

**ગુણસુન્દરી : માર્ચ : ૧૯૪૧**

આ અંક બાળકઅંક છે. બાળકોને વંચાવા જેવા સંખ્યાબંધ લેખો આમાં છે. પુસ્તકાલયમાં આવતાં બાળકોને વંચાવવા જેવા પણ કેટલાક છે.

**ચિત્રમયજગત : માર્ચ : ૧૯૪૧**

આ અંક ખાસ યુદ્ધઅંક હોઇને ચાલુ યુરોપીય યુદ્ધને લગતી જાણવાજોગ માહિતી અને શસ્ત્રાસ્ત્રોના વર્ણનથી ભરપૂર છે. **युद्धस्य वार्ता रम्या**માં માનનારને એમાંથી ઘણું જાણવા જેવું મળી આવશે.

**નવચેતન : માર્ચ : ૧૯૪૧**

**અખૂટ ધનનો ધારનારઃ સાગર** : આગલા વખતમાં આપણે દરિયાના ઉત્પન્નમાં મોતી, છીપ, મીઠું, શંખ, કોડીઓ વગેરે જાણતા હતા; પરંતુ વિજ્ઞાને હવે એથી પણ વધુ બતાવવા માંડયું છે. આ વિજ્ઞાને બતાવેલી કઈ કઈ ચીજો દરિયામાંથી મળી શકે છે તે આ લેખમાં આપ્યું છે.

**આપણા દેશની ગરીબીનાં કારણો** : એમાં પહેલું કારણ ધર્મ-ફરજના અભાવનું, બીજું નિરક્ષરતા, ત્રીજું ખોટા ખર્ચ, મિથ્યાભિમાન, કોર્ટના કજિયા, હદ ઉપરાંતનું વ્યાજ, દલાલી, ઔદ્યોગિક અખતરાનો અભાવ વગેરે એની વિગતવાર હકીકત આ લેખમાં છે.

**મચ્છર, હાથી ને માણસ** : આ ત્રણ અટકો આપણે ત્યાં નાગર કોમમાં છે. એને લગતી હળવી અને રમૂજભરી સમીક્ષા લેખકે આ લેખમાં કરી છે.

**પેટ્રોલિયમ** : આજે દુનિયાભરમાં અગત્યનું માન પામનાર તેલનો જાણવા જોગ ઇતિહાસ આ લેખમાં આપ્યો છે.

**નવરચના : ફેબ્રુઆરી : '૪૧**

**પ્રગતિ અને અહિંસા** : પ્રગતિ એટલે સાધનોની વિશાળતા નહિ, પણ સમભાવની ખીલવણી. એક જ પિતાનાં સંતાન માનવબાળકોમાં એકબીજા પ્રત્યે આર્દ્રતા, અનુકંપા કે

આદર વધે તે જ વાસ્તવિક પ્રગતિ છે. પણ આવી પ્રગતિ સમાજ કે વ્યક્તિ કેમ સાધી શકે ? એની સાધનામાં તો અહિંસા–પ્રેમનો હિસ્સો આપણે વિચારવો જોઇએ.

**ઑન. સર મંગળદાસ નથુભાઇ :** સોળ વરસની નાની વયમાં મોટી મિલ્કત સંભાળવાનો ભાર એમના ઉપર આવી પડ્યો. શ્રી. મંગળદાસે ચાર ચોપડી સુધીનો અભ્યાસ કરેલો. પરંતુ પાછળથી ઘર આગળ માજી ઓરીએન્ટલ ટ્રાન્સલેટર શ્રી. વિનાયકરાવ વાસુદેવ જોષી પાસે એ ભણેલા. એમણે એમને સામાજિક કાર્યક્ષેત્રમાં આગળ આણેલા. એમના જીવનની વધુ વિગત આ લેખમાં છે.

**ચંપકલાલ યોગ્ય કરે છે ? :** આ લેખમાં લેખકે આપણા સમાજમાં અનેક સ્થળે મળી આવે તેવા એક કોયડાનો પોતાના મત મુજબ ઉકેલ આપ્યો છે. આપણા સામાજિક જીવનમાં ડોકિયું કરવા માટે આ લેખ ખાસ વાંચવા જેવો છે.

**પ્રસ્થાન : માગશર : ૧૯૯૭**

**નિષ્ક્રિય સાહિત્યસેવન :** મનુષ્ય મનનશીલ પ્રાણી ખરો, પણ એનો વિકાસ કર્મદ્વારા જ થાય છે; તેથી હૃદયની દરેક વૃત્તિનો પરિપાક જ્યાં સુધી અનુકૂળ કર્મમાં અને એની ટેવોમાં થયો નથી ત્યાં સુધી એ વૃત્તિ હાડમાં ઊતરી ન કહેવાય. તેવી જ રીતે સારૂં સારૂં સંગીત સાંભળવું પણ એકેય રાગ કેળવવો નહિ, વીર કર્મના અને ઉદાત્ત ચારિત્ર્યના પ્રસંગો રસિક વૃત્તિથી માણવા અને છતાં પોતાનું જીવન પામરનું પામર જ રહેવા દેવું એ આ યુગનો એક મોટો રોગ છે. આને લગતા બીજા પણ કેટલાક દાખલા આ લેખમાં છે.

**માટી :** માટીના મનુષ્યજીવનમાં કેટકેટલા ઉપયોગો છે તે આ લેખમાં ગણાવ્યા છે. એના વૈજ્ઞાનિક ઉપયોગો પણ બતાવ્યા છે. અને 'માટીનો માનવી માટી માંહે મળે' એ કાવ્યપંક્તિની સાર્થતા સાબીત કરી છે.

**આચાર્ય શ્રી. ક્ષિતિમોહન સેન :** કવિવર રવિન્દ્રનાથ ટાગોરના વિશ્વભારતીના વિદ્યાભવનના એ મુખ્ય આચાર્ય છે. તેઓ પ્રખર અભ્યાસી હોવા ઉપરાંત પ્રાચીન સંતકવિઓનાં ભજનોના પ્રચારક પણ છે. ખૂબ જ વિનોદી અને સરળ પ્રકૃતિના છે. તેઓ કુશળ વૈદ્ય પણ છે. શહેરો કરતાં તેમને ગામડાં વધુ પ્રિય છે. અને તેથી કવિવરની સાથે તેઓ જ્યારે ચિન–જાપાનની યાત્રાએ ગયેલા ત્યારે ગામડાંમાં ખૂબ ફરેલા.

**શારદા : ફેબ્રુઆરી : ૧૯૪૧**

**ગરીબનો બેલી :** "દુનિયા તણા વ્યવહારમાં થાતો ગરીબ સંહાર છે" એ સૂત્રના જાણે ભાષ્યરૂપ આ કાવ્યની રચના લાગે છે. ગરીબોના સમાજમાં અને સર્વત્ર થતા હ્રાસનો આમાં હૃદયસ્પર્શી ચિતાર છે. અને "કોલેજિયનની વિદાય"માં "મારા કેસરભીના કંથ સિધાવો રણવાટ"ના પ્રતિકાવ્યરૂપ આજના કૉલેજિયનને ઠીક કટાક્ષ આપ્યો છે.

**કલાપિનું લાઠી :** આપણા જાણીતા રાજકવિ કલાપિનું રાજનગર લાઠી, જે એક રીતે સાહિત્યકારોના યાત્રાધામરૂપ લેખાય છે તેનો કંઇક પરિચય આ લેખમાં આપવામાં આવ્યો છે. લાઠીની કીર્તિ, પ્રસિદ્ધિ અને નામનાની ભૂમિકા તેની વસ્તી કે વિસ્તાર પર નથી, પણ એના મહાપુરુષની સાહિત્ય અને કાવ્યશક્તિ પર છે.

**સંતકવિ કબીર સાહેબ :** એક મહાન ધર્મસુધારક, મહાન પંથના સ્થાપક અને ગુપ્ત જ્ઞાનના અતિ ઉચ્ચ શ્રેણીના કવિનું જીવનચરિત્ર આમાં છે. કબીર સાહેબે રચેલી રમૈનીઓ, પદો, સાખીઓ, દોહાઓ, શબ્દો અને રેખતાઓમાં જે ઉત્તમ પ્રકારનું જ્ઞાન છે તેમાં કોઈ તેમની બરોબરી કરી શકે તેમ નથી. કવિવર ટાગોર કહે છે કે " હવે એક યુગ એવો આવશે કે જે સમયે લોકો કબીરની કવિતાઓને અત્યંત આદરની દૃષ્ટિથી જોશે. તેમની કવિતાઓમાં એવું રહસ્યમય જાદુ ભરેલું છે કે તે તેમને સર્વદાને માટે અમર બનાવી રાખશે. "

**સલામની ભૂખ :** એ હાસ્યજનક વાર્તામાંથી વાચકને હળવું હાસ્ય મળી આવશે.

**શિક્ષણ અને સાહિત્ય :**

**સહજીવનનું વાતાવરણ :** આ લેખમાં વિદ્યાર્થીઓના ભણતરને લગતા પ્રશ્નો છેડી પછી શિક્ષણ સાથે સહજીવનના પ્રશ્નની ચર્ચા કરી છે. એમાંનો નીચેનો ફકરો ખાસ ધ્યાન ખેંચે છે.

> " કોઈપણ સ્ત્રીનું દર્શન સરખું ન કરવું, સ્ત્રીઓ સાથે કામકાજ પરત્વે પણ ન બોલવું, સ્પર્શ માત્ર ટાળવો, વગેરે જૂના આકરા નિયમો આપણે ન પાળીએ, પણ એની પાછળ રહેલી સાવધાની અને સાવચેતી આપણે ભૂલવી ન જોઇએ. "

**ડેન્માર્કની લોકશાળાઓ :** ડેન્માર્ક એક નાનો સરખો દેશ છે છતાં પણ તેની પ્રજામાં ચેતન છે. તેની ખેતી નાના પાયા પર પણ સુધરેલી ઢબે ચાલે છે તેનું માખણ તો સર્વત્ર વખણાય છે અને તેનો મોટો વેપાર ચાલે છે. આ બધું સહકારી પ્રવૃત્તિ દ્વારા ચાલે છે. એ દેશ આ પ્રવૃત્તિમાં મોખરે છે. કેળવણીની બાબતમાં ત્યાં કેવી પદ્ધતિએ કામ લેવાય છે તેને લગતું દિગ્દર્શન આ લેખમાં છે.

**સાક્ષર કે સાર્થક ? :** આ લેખ આ અંકમાં "સામયિક દોહન" વિભાગમાં આપ્યો છે.

**એક અમર ત્રિપુટી :** આ લેખમાં ત્રણ વિજ્ઞાનશોધકોનો ટૂંક જીવનપરિચય આપ્યો છે. તેમાં (૧) નસ્તર મૂકતા પહેલાં સુંઘાડવાની દવાના શોધક સર જેમ્સ યંગ, (૨) નસ્તર મૂકયા પછી ઘાવમાં પડતા કીડાના અટકાવને લગતી દવાના શોધક અંગ્રેજ દાક્તર જોસેફ લીસ્ટર તેમ જ (૩) પ્રખ્યાત ફ્રેન્ચ વૈજ્ઞાનિક લૂઈ પેસ્ટર; એ ત્રણેનો જીવનપરિચય મેળવવા આ લેખ વાંચો.

---

[ અનુસંધાન પૃષ્ઠ ૧૯૩ નું ]

**૧૦ આંસુ :** સંપાદકઃ બચુઅલી જી. પટેલ, પ્રકાશકઃ મોહંમદ લાખાણી.

**૧૧ હૃદયવિભૂતિ :** લેખકઃ શ્રી રમણલાલ વ. દેસાઈ, પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, મુંબઈ, મૂલ્ય રૂ. ૨-૮-૦.

**૧૨ અજંપાની આફુરી :** લેખકઃ શ્રી. સ્વસ્મરથ; પ્રકાશકઃ ભનુભાઈ ર. વ્યાસ, ૮ લેબર્નમ રોડ, ગામદેવી, મુંબઈ ૭. મૂલ્ય રૂા. ૧-૦-૦.

**૧૩ બાલસાહિત્યસર્વસંગ્રહ ભા. ૧લાની પૂરવણી :** સંયોજકઃ શ્રી. જીવરામ જોષી; પ્રકાશકઃ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ, વડોદરા, મૂલ્ય ૦-૧૨-૦.

**૧૪ કવિ શામળ :** પ્રકાશકઃ વડોદરા સાહિત્યસભા, વડોદરા, મૂલ્ય ૨-૦-૦.



**૧ મુક્તાહાર** : લેખકઃ શ્રી. રમણીકલાલ જ. દલાલ; પ્રકાશકઃ ગૂર્જરગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ, મૂલ્ય ૧-૪-૦.

**૨ કીર્તિમંદિર** : લેખકઃ શ્રી. કેશવલાલ લ. શાહ, પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૬-૦.

**૩ વાંકવિનાની** : સંપાદકઃ શ્રી. ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા; પ્રકાશકઃ જીવનલાલ એન્ડ સન્સ, પીરમશારોડ, અમદાવાદ, મૂલ્ય ૨-૦-૦.

**૪ સો વર્ષ જીવવાની કળા** : લેખકઃ શ્રી. જટાશંકર નાન્દી, પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, ત્રણ દરવાજા, અમદાવાદ, મૂલ્ય ૧-૮-૦.

**૫ જીવનનાં વહેણ** : લેખકઃ શ્રી. રસિકલાલ છો. પરીખ, પ્રકાશકઃ યુગધર્મ ગ્રંથમાળા, અમદાવાદ. મૂલ્ય ૨-૮-૦.

**૬ શિશુ સાહિત્યમાળા**

**આરસના કટકા-સંગ્રહ ૧લો** : લેખકોઃ મણિલાલ ઠાકર અને ઇન્દુપ્રસાદ ભટ્ટ, મૂલ્ય ૦-૩-૦, **સોનેરી પાનઃ** લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૪-૬; **મૂળાક્ષરની પલટન** : લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૨-૬; **અગરબત્તી** : લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૩-૦; **વનવાસીઓ** : લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૩-૦, **ગુણવંતી ગુજરાત** : લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૬-૦; **શિવુભાઇની વાતો** : લેખકઃ ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી, મૂલ્ય ૦-૩-૦; **તાનસેન** : લેખકઃ જયંતિલાલ આચાર્ય; **ઠાકુરદાની વાતો** : સંગ્રાહક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૨-૬; **સોરઠની બાળ-વાર્તાઓ** : ભાગ ૧-૨, લેખકઃ હિરાલાલ લ. દવે, મૂલ્ય ભા. ૧ નું ૦-૩-૦, ભા. ૨નું ૦-૨-૬; **પતંગોત્સવ** : ભા. ૧-૨ લેખકઃ શ્રી. ચંદ્રભાઇ કા. ભટ્ટ, મૂલ્ય દરેકના ૦-૩-૬; **ફૂલગીતો** : લેખકઃ સોમાભાઈ ભાવસાર, મૂલ્ય ૦-૨-૬; **અગાશી** : લેખકઃ શ્રી. વજુભાઈ દવે, મૂલ્ય ૦-૩-૦; **રમતાં ગીતો** : સંગ્રાહકઃ ઉપર પ્રમાણે મૂલ્ય ૦-૪-૦. આ બધાં પુસ્તકોના પ્રકાશકઃ **મેસર્સ જેચંદ તલકશી એન્ડ સન્સ**, એમ્પાયર બિલ્ડિંગ, હોર્નબી રોડ, ફોર્ટ, **મુંબઈ.**

**૭ અંબુભાઇના પત્રો** : લેખકઃ શ્રી. અંબાલાલ પુરાણી, પ્રકાશકઃ વ્યાયામ પ્રચારકમંડળ, કરાડી, મૂલ્ય ૦-૧૨-૦.

**૮ વર્તમાન યુગના વિધાયકો** : લેખકઃ શ્રી. શારદાપ્રસાદ વર્મા, યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરત. મૂલ્ય ૦-૧૦-૦.

**૯ કિશોર વાર્તાવલિ** : સંપાદકઃ શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, પ્રકાશકઃ બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા. મૂલ્ય ૦-૬-૦.

[ અનુસંધાન પૃષ્ઠ ૧૯૨ નીચે ]




## વડોદરા રાજ્ય

**પુસ્તકાલયનો ઉદ્દઘાટનવિધિ**—ડભોઇના સયાજી સા. પુસ્તકાલય તરફથી બંધાવેલા "ભક્ત કવિ શ્રી દયારામ મહિલા અને બાલ પુસ્તકાલયના મકાનની ઉદ્દઘાટન વિધિ શ્રીમંત રાજરત્ન ગણપતરાવ વિઠ્ઠલરાવ ગાયકવાડ સા. ના શુભ હસ્તે તા. ૯-૨-૪૧ ના રોજ ઉજવાયો હતો.

**વિસનગર મહાલ પુ. પરિષદ**—ધામણવા મુકામે સદર પરિષદ તા. ૨૭-૩-૪૧ ના રોજ રાજરત્ન શેઠ મહાસુખભાઈના પ્રમુખપદે મળનાર છે.

**કરજણ મહાલ પુ. પરિષદ**—ગણપતપુરા મુકામે મે ૧૯૪૧ ના પહેલા અઠવાડિયામાં ભરવાની તજવીજ ચાલે છે.

**પેટલાદ મહાલ પુ. પરિષદ** ગાડા ગામે ચાલુ માસમાં ભરવાની તજવીજ ચાલે છે.

—કરજણ મહાલની પરિષદ ગણપતપુરા ગામે, અને અમરેલી મહાલની પરિષદ અમરેલીમાં ભરવાનું વિચારાય છે.

બાકીના મહાલો સમયસર જાગૃત બની જઇ પોતપોતાના મહાલની પરિષદો ભરવાનું ઠરાવી તેનો અમલ કરી દેખાડે એ ખાસ ઇચ્છવાયોગ્ય.

**મહાલ પુ. મંડળની સભા**—વીસનગર મહાલ પુ. મંડળની ત્રિમાહી વ્યવસ્થાપક મંડળની સભા તા. ૨૬-૧-૪૧ ના રોજ મળી હતી. તેમાં વિહાર, વાલમ, કાંસા, કડા, દેણપ, ગોઠવા, ગુંજા, થલોદા, પાલડી, ધામણવા સા. પુ. ના મંત્રીઓ હાજર હતા. તેમાં મહાલનાં ગ્રામ પુસ્તકાલયોએ બંધાવવા માટેનાં ચાલુ સાલનાં પુસ્તકો વીસનગરના પટેલ પ્રિં. પ્રેસમાં બાંધવા આપવા ઠરાવાયું હતું.

**પુસ્તકાલયોને મળેલી મદદ—**

**સા. પુ. સાંકરદા** ( તા. કરજણ )ને ૫૧) ચોરંદાના પા. દેસાઇભાઈ પુરષોત્તમે તેમના પુત્રના લગ્નપ્રસંગે, ૩૫) લિંગસ્થળી તા. ડભોઇના પા. બહેચરભાઈ રણછોડભાઇએ તેમના દિકરાના લગ્ન પ્રસંગે.

**વડસમા** ( તા. મહેસાણા )ને ૫) પીપળજના દરબાર છત્રુજી ધમીરજી તરફથી તેમના દીકરાના લગ્નપ્રસંગે.

**સા. પુ. બહેરામપુરા** ( તા ડભોઇ )ને ૫) સમા તા. વડોદરાના પટેલ કલ્યાણભાઇ ગોવિંદભાઇ તરફથી તેમના દિકરાના લગ્નપ્રસંગે.

**સા. પુ. કનોડા** ( તા. ચાણસ્મા )ને ૧૦) ગોરાદ તા. ચાણસ્માના પટેલ રામદાસ શિવદાસ તરફથી, ૫) સદુથળાના પટેલ રેવણીદાસ મોહનદાસ તરફથી.

**સા. પુ. શિહોર** ( તા. આતરસુંબા )ને ૭) લાલ માંડવાના ઠાકોર સાહેબે, ૫) શેઠ

કસ્તુરભાઇ નગીનદાસ તરફથી, ૪) જોશી ભાઇશંકર ગિરિજાશંકર અને ૨) લાલપુરના શેઠ ચુનીલાલ વીરચંદભાઇ તરફથી.

**સા. પુ. રણું** ( તા. પાદરા )ને ૭) સોજીત્રાના જોષી સોમેશ્વર મોતીરામ, ૫) સરસવણીના પટેલ મથુરભાઇ મોતીભાઇ, ૫) પીજના પટેલ મણિભાઈ છોટાભાઇ, ૫) આમળાના પટેલ ડાહ્યાભાઈ લલ્લુભાઈ, ૨) રણુંના લુહાર હરગોવિંદ ગિરધરભાઈ તરફથી.

**સા. પુ. ખેરવા** ( તા. મહેસાણા )ને ૨૧) પૂંજાપુરાના શાહ ખોડીદાસ કેવળદાસ, ૧૫) નાંદોલના ઠાકર નાથાલાલ શામળભાઈ, ૨) બલોલના પા. જોઈતા શંકરદાસ, ૨) પા. સોમાભાઈ શંકર, ૨) લાખવડના પા. માધવલાલ ત્રિભોવનદાસ તરફથી.

**સા. પુ. શિયાપુરા** ( તા. કડી )ને ૨) પા. હીરાભાઇ જીજીદાસ સૈઇજવાળા, ૨) પા. ગિરધરદાસ છગનદાસ નંદાસણવાળા, ૨) પા કેશવલાલ જેશંગદાસ ઓરીસણા, ૨) પા. હીરદાસ શંકરદાસ ડરણવાળા.

**સા. પુ. ઉમતા** ( તા. ખેરાળુ )ને ૬) સુંઢિયા-તા. ખેરાળુના રાવળ મુગટરામ મયારામ, ૫) લાડોલ-તા. વિજાપુરના પા. મણિલાલ છગનલાલ, ૫) લાડોલ-તા. વિજાપુરના પા. હીરદાસ ધનજીદાસ, ૫) લાડોલ તા. વિજાપુરના પા. પરસોતમદાસ માધવજી, ૫) ઉમતા-તા. ખેરાળુના ઝવેરી જેસંગલાલ મોતીરામ, ૪) ઉમતાના ભોજક છગનલાલ વાલચંદ, ૩) ચાણસ્માના પા. છગનદાસ ઘેલદાસ, ૩) ચાણસ્માના પા. મનોરભાઈ હરખદાસ, ૨) ચાણસ્માના પા. ઈશ્વરલાલ મગનદાસ, ૨) લાડોલ-તા. વિજાપુરના સુથાર નાથાલાલ ગણપતરામ, ૨) ચરાડા-તા. વિજાપુરના સુથાર જગજીવન પાનાચંદ, ૨) ભાલક તા. વિસનગરના સુથાર ચુનીલાલ અમથારામ, ૨) ઊંઝા-તા. સિદ્ધપુરના પા. મગનદાસ હેમરાજદાસ, ૨) ચાણસ્માના જોઇતનદાસ ભાઈચંદદાસ, ૨) અમદાવાદના સોની જેઠાલાલ લલ્લુભાઈ, ૨) લાંઘણુજ-તા. મહેસાણાના પા. શંકરલાલ હીરદાસ, ૨) ચાણસ્માના પા. અંબારામદાસ મનજીદાસ.

## વડોદરા રાજ્ય પુ૦ મંડળ

**શિક્ષણવર્ગો**—ચાલુ સાલે ભરાનાર અમરેલી તથા નવસારી પ્રાંતો માટેના પુસ્તકાલય શિક્ષણવર્ગો સંબંધી જાહેરાત નં. ૩ ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલી છે તે તરફ લાગતા-વળગતાઓનું ધ્યાન ખેંચી ઘટતી તજવીજ કરવાની તથા ઇચ્છુક ઉમેદવારોને મુદતસર અરજી મોકલી આપવાની ભલામણ કરીએ છીએ.

**શિ. વા. પરીક્ષાનું પરિણામ**—ઉત્તરવહીઓ તપાસાય છે. પરિણામ એપ્રિલ અંકમાં પ્રસિદ્ધ થશે.

**પુ. પ્રવૃત્તિ પાછળ સરકાર શું ખર્ચે છે ?**—વડોદરા રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ પાછલાં વર્ષોમાં લાખ ઉપરાંત રૂપિયા ખર્ચાતા હતા; પરંતુ ધારાસભામાં રજૂ થયેલા આંકડા પરથી જણાય છે કે હાલ એ રકમ ૮૭ હજાર રૂપિયાની છે.

## રાજ્ય બહાર

તા. ૪-૩-૪૧ ના રોજ બનારસ હિન્દુ યુનિવર્સિટીના " સયાજીરાવ ગાયકવાડ વાંચનાલય "ની ઉદ્‌ઘાટનક્રિયા બિકાનેરનરેશના હસ્તે થઇ હતી. આ મકાનના સુશોભિત દરવાજા ચાંદીની ચાવી વડે ખોલવામાં આવ્યા હતા. આ વાંચનાલયના મકાનનો પાયો ૧૯૨૭ માં માજી વાઇસરોય લોર્ડ ઇરવીને નાખ્યો હતો.

# પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૪૦–૪૧

## યાદી નં. ૩ : સંખ્યા ૫૮

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફથી લોકમદદની રકમ તથા બજેટ તા. ૭–૩–૪૧ સુધીમાં આવી ગયાં છે, એટલે તેમને તા. ૧૫ માર્ચ ૧૯૪૧ થી પત્રો શરૂ કરાવી આપવાની વ્યવસ્થા થઈ છે. તા. ૨૩–૩–૪૧ સુધીમાં જેમની લોકમદદની રકમ તથા બજેટો આવી ગયાં હશે તેમને પણ એપ્રિલથી પત્રો શરૂ થઈ તેમની યાદી એપ્રિલ માસના અંકમાં પ્રસિદ્ધ થશે. **યાદી પૈકી તેમજ બીજાં ગ્રામ પુસ્તકાલયો તરફથી સરકાર પંચાયત મદદ મેળવવાની પાવતીઓ ખાતા તરફ મોકલવામાં ન આવી હોય તેઓ સત્વરે મોકલી આપે.**

**પેટલાદ**—દેમોલ, રામોદડી.
**ભાદરણ**—ટીંબા.
**વડોદરા**—છાણી.
**પાદરા**—કંદા, રાજુપુરા.
**કરજણ**—કીયા, સાંપા, ઉમજ, કરણ.
**ડભોઈ**—કુંવરવાડા, મોટા હબીપુરા, ડભોઇ વિદ્યાર્થી વાચનાલય.
**શિનોર**—વણીઆર, કણજેઠા.
**સાવલી**—વચ્છેસર, સાવલી બાલ., ધનતેજ, વાલાવાવ, રામપુરા.
**ખંભાત**—રાજનગર, રાયપુરા, પીઠા, રતનપુર કમારજ.
**મહેગામ**—અહીએલ, જાળીઆના મઠ.
**આતરસુંબા**—ઝંડા.
**કડી**—ખોરજના દોડા, ઝુલાસણ, ચારોલ, ગલોદરા, ઈરાણા.
**કલોલ**—કોઠા.
**વિજાપુર**—દગાવાડીઆ, અંબોડ.
**મહેસાણા**—મોટી દાઉ, નાગલપુર.
**સિદ્ધપુર**—નાગવાસણા, ઉપલવા.
**બેરાળુ**—ઉણાદ, શોભાસણ, પ...
**ચાણસ્મા**—ગોરાદ, ધાણોધરડા
**હારીજ**—દુનાવાડા.
**નવસારી**—મીરજાપુર.
**ગણદેવી**—ભાઠા.
**પલસાણા**—સોયાણી.
**કામરેજ**—કોસમાડા.
**વ્યારા**—ખુંટાડીઆ.
**અમરેલી**—મોટા ભંડારીઆ, કેરાળા.
**દામનગર**—કાંચરડા.
**ધારી**—ઝર, વીરપુર.
**કોડીનાર**—સિંધાજ, પાંચ પીપળવા.
**ઓખામંડળ**—દ્વારકાં બાલ.

---

## પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિ૦

# જાહેરાત નં. ૪ / ૧૯૪૦–૪૧

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ પુસ્તકાલયોના મંત્રીઓ તરફથી મોકલાતા મનીઑર્ડરોમાં કેટલીક વાર મનીઑર્ડર કુપનમાં પૂરતી વિગતો લખેલી આવતી નહિ હોવાથી કામકાજમાં કેટલીક અગવડો ઊભી થાય છે. તો મનીઑર્ડર મોકલનાર સૌ કોઈને જણાવવાનું કે, મનીઑર્ડર મોકલતી વખતે **પુસ્તકાલયના ગામનું નામ, તાલુકો, રકમ તેમજ તે શા માટે મોકલવામાં આવ્યું** છે તે સઘળી વિગત સવિસ્તર જણાવવી.

આશા છે આ. પુસ્તકાલયોના મંત્રીઓ આ જાહેરાતનો યોગ્ય અમલ કરવાનું નહિ ચૂકે.

વડોદરા,
તા. ૨૮–૨–૪૧

**વા. ના. અમીન**
મંત્રી
પુ. સ. સ. મંડળ લિ.

# જાહેરાત નં. ૩ / સને '૪૦–૪૧

## ગ્રામ પુસ્તકાલયોના ગ્રંથપાલો અને મંત્રીઓ માટે પ્રાંતવાર શિક્ષણવર્ગો

**ગ્રામ** પુસ્તકાલયોનું કામ કરનારા મંત્રીઓ તથા ગ્રંથપાલો માટે પ્રાંતવાર તાલીમવર્ગો દર વર્ષે ભરાય છે. તે મુજબ ચાલુ સન ૧૯૪૦-૪૧ ની સાલે **અમરેલી** અને **નવસારી** પ્રાંતો માટે એ વર્ગો નીચેની વિગતે ભરવાનું ઠરાવ્યું છેઃ—

| પ્રાંત | તારીખ : વાર | સ્થળ |
|---|---|---|
| ૧ અમરેલી | ૨૪–૨૫–૨૬ એપ્રિલ : ગુરુ, શુક્ર, શનિ | અમરેલી |
| ૨ નવસારી | ૧૨–૧૩–૧૪ મે : ગુરુ, શુક્ર, શનિ | કાછિયાવાડી (તા. નવસારી.) |

આ વર્ગો અંગે થતો બધો જ ભોજનખર્ચ રાજ્ય પુસ્તકાલય મંડળ ભોગવી લેશે અને પ્રાંતના હરકોઇ પુસ્તકાલયના મંત્રી વા ગ્રંથપાલ ઉમેદવારને થતો મુસાફરી ખર્ચ જે તે પુસ્તકાલયના બજેટમાં પાડી શકાય તેવી યોજના રહેશે. આ શિક્ષણવર્ગો ચલાવવા માટે રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રીઓ, રાજ્ય પુસ્તકાલય પ્રચારક તથા પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેતા જે તે પ્રાંતના ભાઇઓ હાજર રહેશે. પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ પણ આવશે જ.

શિક્ષણવર્ગોનું કામ ત્રણે દિવસ સવારના ૭ાા થી ૧૦ાા તથા બપોરે ૨ થી ૫ એમ બે કકડે ચાલશે. વચલો વખત ભોજન, આરામ, વાર્તાલાપ અને રમતગમત વગેરે માટે રહેશે. રાત્રે ૮ાા થી ૧૦ સુધીના વખતમાં શક્ય હશે તો મનરંજનનો કાર્યક્રમ રાખવામાં આવશે કે પછી ઉપયોગી છતાં આનંદજનક વાર્તાલાપ ચાલશે. ત્રીજે દિવસે સવારના ભાગમાં શંકાનિવારણનું કાર્ય અને સાંજના ભાગમાં નજીકમાં જોવા જાણવા જેવું કોઇ સ્થળ હશે તો તેની મુલાકાતે જવાનું ગોઠવાશે.

પુસ્તકાલયોના મંત્રી વા ગ્રંથપાલ જે હાલ હશે તેમને આ વર્ગમાં પ્રથમ પસંદગી આપવામાં આવશે. બીજા ભાઇઓ પણ પોતાના ખર્ચે આવવાની શરતે અરજી કરી શકશે અને જગો હશે તો તે મંજૂર રખાશે. બહેનો પણ લાભ લઇ શકશે.

આ વર્ગોનો લાભ લેવાની ઇચ્છા રાખનારાંઓએ પોતાનાં નામ, ઠામ, પોસ્ટનું સ્થળ, અભ્યાસ, ઉંમર, ધંધો અને પુસ્તકાલય અંગેની કામગીરીની હકીકત સાથેની અરજી અમારા તરફ મોકલી આપવી. અમરેલી પ્રાંતના વર્ગ માટેની અરજીઓ તા. ૧૫ મી એપ્રિલ સુધીમાં, તથા નવસારી પ્રાંતના વર્ગ માટેની અરજીઓ તા. ૫ મી મે સુધીમાં મળી જવી જોઇએ.

આ શિક્ષણવર્ગોનો લાભ જેમને લેવો હોય અને ચાલુ સાલના બજેટમાં તે માટે જેમણે સવડ ન રાખી હોય તેવાં પુસ્તકાલયોએ જરૂરી રકમ પૂરતો ફેરફાર કરવાનું લખાણ પુસ્તકાલય ખાતાના મે. મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફ આ વાંચતાં બરાબર મોકલી આપવું.

આ વર્ગો માટે જેમની અરજીઓ મંજૂર થશે તેમને વ્યક્તિગત ખબર આપવામાં

આવશે, અને તેમણે વર્ગનું કામ ઠરેલા દિવસના સવારથી જ શરૂ થવાનું હોવાથી આગલી રાત્રે જ વર્ગના સ્થળે હાજર થઈ જવું જોઇશે.

પથારી, જળપાત્ર વગેરે અંગત જરૂરી સામાન ઉપરાંત પુ. ખાતાના વટહુકમ-સૂચનાઓનાં એકીકરણના ત્રણે ભાગ, વર્ગીકરણપદ્ધતિનું પુસ્તક, પોતપોતાના પુસ્તકાલયનું જનરલ રજીસ્ટર ઉપરાંત વિષયવારી નામવારી પત્રકો તૈયાર થયેલાં હોય તો તે અને રા. બ. ગોવિંદભાઈ દેસાઇ કૃત **"ઘરમાં રમવાની રમતો"** એટલું સૌએ લેતા આવવું.

શિક્ષક હશે તેમની કામગીરી ગણાય એ માટે હાજરીના દાખલા આપવામાં આવશે.

આ પહેલાં ભરાઈ ગયેલા શિક્ષણવર્ગોનો લાભ ન લીધો હોય એવા જે તે પ્રાંતના મંત્રીઓ વા ગ્રંથપાલો અને જૂથ મંડળના મંત્રીઓ આ વર્ગોનો લાભ જરૂર લે અને જે મહાલમાં વર્ગ ભરાતો હોય તે મહાલના તો બધાજ લે. જે તે પ્રાંત ખાતે નવીન ઊઘડેલાં વા ઊઘડવાનાં પુસ્તકાલયોનું કામ કરનાર મંત્રી વા ગ્રંથપાલને તો આ વર્ગનો લાભ લેવાની ખાસ ભલામણ છે.

વડોદરા રા. પુ. મંડળ
વડોદરા,
તા. ૮–૩–૪૧

**મ. મં. કાશીવાળા**
**રામભાઈ કા. પટેલ**
માનદ મંત્રીઓ

---

# પુસ્તકો મોકલ્યાની માહિતી (ફેબ્રુઆરી '૪૧)

**યાદી નં. ૩ : સંખ્યા ૧૧૩ : કુલ ૧૬૨**

**કડી**—મોકાસણ, બલાસણ, કુંડાલ, દેઉસણા, રંગપુર, ડાંગરવા; સાદરા, લુણાસણ, સેદરડી, રંગપુરડા.

**કલોલ**—સેરીસા, રકનપુર, પલીઅડ, નારદીપુર, મોખાસણ, રૂપાલ, ધાનજ, લીંબોદ્રા, વડસર, સાંતેજ, ટીંટોડા, હાજીપુર, તારાપુર, જામળા, ખોરજડાભી, બાલવા.

**દહેગામ**—હાથીજણ.

**વિજાપુર**—ડોલવડા, કુકરવાડા, લોદ્રા, સમૌ, હીરપુરા, જેપુર, દેલીસણા, પાલડીવ્યાસ, દેલવાડા, પડુસમા, પુંધરા, મોરવાડ, જંત્રાલ, લાડરોલ, દલુ, સોખડા, ધનપુરા, ભાવસોર, ઇબરામપુરા, માણેકપુર, ખરણા, નવા સંઘપુર, બોરૂ, આગલોડ, ગવાડા, ચરાડા, આજોલ; બીલોદરા, ટીંટોદણ, ગેરીતા, પારસા.

**વિસનગર**—ખરવડા, વાલમ, કંસારકુઇ, બોરવાડા, મગરોડા, સેવાલિયા લાધરેટ, દવાડા, દેણપ, દઢીઆળ, કમાણા, ગણેશપુરા, ખદલપુર, ચિત્રોડા મોટા.

**અમરેલી**—બાલ પુ., મહિલા પુ., ચંપાથળ, સણોસરા, કમીગઢ, ચક્કરગઢ, ગાવડકા, કેરિયાનાગસ, સરંભડા, તરક તલાવ, તરવડા, જેસિંગપુરા, ચાડીઆ, ઢોલરવા, નાના માંચીઆળા, વિઠ્ઠલપુર, મોટા માંચીઆળા, વાંકીઆ.

**દામનગર**—રાભડા, ચાવંડ, વીરપુર, કુણ-ણીઆ, આંબરડી, દહીંથરા, શાખપુર, ધામેલ, હીરાણા.

**ધારી**—જીરા, ચલાલા, ભાડેર, સરસિયા, ધારગણી, દેવળા, આંબરડી.

**ખાંભા**—ખાંભા, મોટા સમઢીઆળા.

**કોડીનાર**—દેવળી, મીતીઆજ, ડોલાસા, દરમડીઆ, પીપળી.

# સામયિક દોહન

## કન્યાઓના ગરબા

અનેક શાળાઓના સંચાલકો પોતાના વિદ્યાર્થીઓ પાસે નિત્યનિયમ તરીકે પ્રાર્થના કરાવી તેમને ધાર્મિક કેળવણી આપવાનો સંતોષ લે છે; વિદ્યાર્થીઓનાં પાલકોને પણ કદાચ એવો સંતોષ થતો હશે. પણ એનું પરિણામ એ આવે છે, કે જેમ સમાજ આજે ક્રિયાકાણ્ડથી અંધશ્રદ્ધાળુ અને જડ વૃત્તિનો થઇ ગયો છે, તેમ વિદ્યાર્થીઓનાં હૃદય પણ પ્રાર્થનાને વિષે જડ થઇ જાય છે. કેટલીક કન્યાશાળાઓના અને સહશિક્ષણ આપતી મિશ્ર શાળાના સંચાલકો પોતાની વિદ્યાર્થિનીઓ પાસે ગરબા ગવરાવે છે. તેમને પોષાકપૂતળીઓ બનાવી કળાને નામે તેમને વિચિત્ર કલાહીન રીતે અંગમરોડ અને ભાવસંગી સાથે નચાવે છે; અને વળી બાળાઓને કેવી કલાસંપન્ન બનાવીએ છીએ તેનો તમાશો દેખાડવા બહારના પુરુષવર્ગને આમંત્રણ આપી નોતરે છે. વિદ્યાર્થિનીઓ, બીજું તો કશું નહિ પણ, પોતે પોતાનું કેવું સુંદર પ્રદર્શન કરાવી શકે છે એ વિષે દૃષ્ટિ રાખતી તે વખતથી જ શીખતી થાય છે અને જેમ જેમ મોટી થતી જાય છે, તેમ તેમ તેની દૃષ્ટિ એ વિષયમાં તીવ્ર થતી જાય છે. અને જોવા આવતા પુરુષો ? એ લોક એ કન્યાઓને પુત્રીની દૃષ્ટિથી જુએ છે, એમ જો શાળાના સંચાલકો માનતા હોય તો તે ભીંત ભૂલે છે. તેમને જો આ વાતની ટકોર કરીએ તો તેઓ કહેશે કે કન્યાઓની શરમાળ વૃત્તિ આ રીતે જ છોડાવી શકાય છે, તેમને આ રીતે પુરુષથી નિર્ભય બનાવાય છે.

પ્રાચીન કાળથી સ્ત્રીઓ નવરાત્રિ વગેરે પ્રસંગે પુરુષોની હાજરીમાં ગરબા ગાતી આવી છે. પણ તેથી તે નિર્ભય બન્યાનું જાણ્યું છે ? પોતાની મશ્કરી કરનાર પુરુષની ખબર કોઈ ગરબાકુશળ કન્યાએ લીધાનું જાણ્યું છે ? પુરુષો અને વિદ્યાર્થીઓ સાથે સ્ત્રીઓ અને વિદ્યાર્થિનીઓ નિકટ સંસર્ગમાં આવે તો તેનાં શાં પરિણામ આવે એ જોવું હોય તો યુરોપ–અમેરિકાના અનુભવીઓને પૂછો. હૅવલોક ઍલિસનું **Psychology of Sex** ( ૭ ભાગમાં ) અને જજ લિંડ્સેનું **Revolt of the Youth** વાંચો. તે દેશોના કેટલાક પ્રદેશોમાં લગ્ન પહેલાં સંતાન થવું એ તો દેશાચાર ગણાય છે. આવા દેશોને જે પોતાના ગુરુ માનતા હોય તે તો ગમે તે કરે, પણ કન્યાઓનાં માબાપે અને એકંદર આપણી સમસ્ત જાતિએ સાવધાન થવું ઘટે; અનિષ્ટ પાણી વહેતાં થાય તે પહેલાં પાળ બાંધવી ઘટે. આથી એમ કોઇ ન માની લે કે હું ગરબા ની જ વિરુદ્ધ છું. બાળાઓ આત્માનંદને માટે એકઠી થઈ સ્ત્રીસમાજમાં ભલે ગરબા ગાય, પણ પુરુષોને તમાશો દેખાડી તેમને રીઝવવા માટે તો નહિ જ.

[ "પારીદાર" ફાગણ–૧૯૯૭ના અંકમાંથી ]

# "દાસ" કે "વીર"?

મહા વદ નોમનો દિવસ સમસ્ત મહારાષ્ટ્રમાં "દાસ-નવમી" તરીકે જાણીતો છે. એ દિવસ પવિત્ર અને નિર્મળ છે. એ દિવસે સજ્જનગઢ ઉપર સમર્થ રામદાસ સ્વામીએ પોતાનો દેહ ત્યજ્યો.

દાસ-નોમનો ઓચ્છવ પુરાણો છે. પહેલાં એની મહત્તા અને સ્વરૂપ સાંપ્રદાયિક હતાં, પણ રાષ્ટ્રીય જાગૃતિના ઉદયકાળથી એ ઉત્સવને સાર્વજનિક સ્વરૂપ પ્રાપ્ત થયું છે.

મહા વદ નોમના દિવસે જ સિંહગઢ ઉપર વીર તાનાજી માલસરેએ પોતાનો દેહ ધારાતીર્થમાં પાડયો. એથી વળી આ દિવસને "વીર-નોમ" નામ પણ શોભે એવું છે.

"દાસ" અને "વીર" આ બે શબ્દોમાં ફરક શો ? રામદાસ સ્વામીને હનુમાનની પ્રતિમાઓ બનાવવાનો છંદ હતો. તેઓ બે પ્રકારના મારુતિ બનાવતાઃ એક "દાસ" મારુતિ અને બીજો "વીર" મારુતિ. રાજા રામચંદ્રના ચરણકમલની સેવા કરે છે તે "દાસ" મારુતિ; અને લંકામાં પરાક્રમ ગજાવનારો તે "વીર" હનુમાન. એક છોકરાને મેં સહેજ પૂછયું: "તને "દાસ" મારુતિ વહાલો કે "વીર" મારુતિ ?" છોકરાએ હાજર-જવાબ આપ્યો "દાસ-મારુતિ !"

"કેમ ?"

"મારુતિ દાસ હતો માટે તો વીર બન્યો." આ છોકરાનો જવાબ તદ્દન સાચો છે.

દાસ્ય ભક્તિના બળ ઉપર હનુમાને પ્રભુ રામચંદ્રજીને જીતી લીધા એમાં જ એનું ખરું શૂરાતન છે. જેણે રાજા રામચંદ્રને જીત્યા તે રાવણને જીતે એમાં શી નવાઇ ? ચક્રવર્તી રાવણને જીતનારો તે "વીર" હનુમાન અને રામચંદ્રને જીતનારો તે "દાસ;" એવી વિસ્તૃત અને સ્પષ્ટ વ્યાખ્યા કરીએ તો "દાસ" એજ સાચો "વીર" ઠરે એમાં શી શંકા?

"એજ શૂરત્વનું અંગ, જેણે જીત્યો શ્રીરંગ."

એવું તો તુકોબાએ પણ ગાયું છે.

અને તાનાજીને આપણે વીર કહીએ છતાં પણ એ પોતે તો પોતાને સ્વદેશની અલ્પ સેવા કરનારો એક નજીવો સેવક સમજતો હતો. એને તો "દાસ" કહેવડાવવામાં જ પોતાનું ભૂષણ લાગતું હતું. એટલે "વીર-નોમ" આ નવીન શબ્દની પછી ભલે એ સમર્પક હોય-આપણને એની બિલકુલ જરૂર નથી. "દાસ-નોમ"માં જ "દાસ-નોમ"નો સમાવેશ થાય છે અને "વીર-નોમ" પણ આવી જાય છે.

તાનાજીને વિશેષ લખતાં વાંચતાં આવડતું ન હતું. જોજો, અહીંઆં 'વિશેષ' કહું છું; નહિ તો આવતી કાલે એકાદ ઇતિહાસસંશોધકને ગુસ્સો આવે અને તાનાજીને સહી કરતાં આવડતી હતી એવું પૂરવાર કરવા બેસશે. છતાં પણ એટલું તો દીવા જેવું સ્પષ્ટ છે કે તાનાજી વિદ્વાન કે સાક્ષર તો ન હતો. કદાચ મરાઠી ભાષા 'શુદ્ધ' પણ બોલી શકતો ન હતો; પણ એને તો આત્માની શુદ્ધ ભાષા આવડતી હતી; એમાં એ પારંગત હતો.

આત્માની ભાષામાં તાનાજી એક નિષ્ણાત સાક્ષર હતો અને એ જ પ્રવીણ ભાષામાં એણે પોતે પોતાનું આત્મચરિત્ર-એ વિશાળ અને અદ્દભુત ગ્રંથ-સિંહગઢ ઉપર લખીને મૂકયો છે.

સ્વામી રામદાસે " દાસબોધ " ગ્રંથ લખ્યો. તાનાજીએ એનું પઠન પાઠન તથા મનન પણ કર્યું ન હતું, દાસબોધ કંઠસ્થ પણ કર્યો નહોતો; પણ એણે સમસ્ત બોધ રગેરગમાં આચરણમાં ઉતાર્યો હતો.

" દેવના સખ્યત્વ માટે, ત્યજવા માબાપ ને પુત;
સર્વ અર્પવું અંતે, પ્રાણ પણ સમર્પવો."

આ છે સમર્થના ઉપદેશનો સાર. તાનાજીએ જેવું આચાર્યું તેવું આચરનારા બીજા કોણ છે ? રામદાસે " પહેલાં કર્યું " અને તાનાજીએ " પ્રથમ કર્યું " અને " પછી ?" પણ " કર્યું "જ. કર્તવ્ય કર્મ કરનારાના શબ્દોમાં દિવ્ય શક્તિ સંચરેલી હોય છે. અને કરનારના મૌનમાં એ શક્તિ નથી હોતી ? ઓ હિંદ દેશ ! તાનાજીના મૌનનો સાચો અર્થ તને સમજાય છે ?

તાનાજીની સ્વકાર્યનિષ્ઠા અદ્ભુત હતી. છત્રપતિ શિવાજી મહારાજના દરેક કાર્યમાં તાનાજીએ પોતાનો સંપૂર્ણ સાથ આપ્યો હતો. તાનાજીનું ચરિત્ર શિવાજીના ચરિત્રમાંનું " સુંદર-કાંડ " છે. તાનાજી સિવાય શિવાજીનું ચરિત્ર " મોળું " અને " ફિકુંફચ. " તાનાજી માલસુરે જેવા કાર્યનિષ્ઠ સેવકો મળ્યા ત્યારેજ સ્વરાજ્યની સુંદર અને મજબૂત ઇમારત સંગીન પાયા ઉપર ઊભી થઇ હતી.

સંત પુરુષોએ હિંદુ શાસ્ત્રમાં એવી ખાસ વ્યવસ્થા કરી મૂકી છે કે પરમાર્થમાં પ્રયત્નવાદ અને પ્રપંચમાં દૈવવાદ સ્વીકારવો. અને તાનાજીએ વળી બીજું શું કર્યું ? તાનાજીએ સંતની આજ્ઞાનું અક્ષરશઃ પાલન કર્યું. તાનાજીએ આ વ્યવસ્થા પ્રમાણે પોતાનો આખો સંસાર ઇશ્વિરને જ સોંપી દીધો. ઘરનું લગન છોડી દઇ ધર્મક્ષેત્ર સિંહગઢ ઉપર સ્વારી કરી. " લગન તો ઇશ્વર જોઇ લેશે; પણ મારે તો પ્રથમ મારું ધર્મકર્તવ્ય કરવું જોઇએ " એવી એની અંતઃકરણની ભાવના હતી. " આજે લગન આટોપીને આવતી કાલે સિંહગઢ ઉપર મોરચો લઇ જઇશું " આ કાયરની ભાષા એ બરદાસ્ત કરી શકયો નહિ. આજનો દિવસ પોતાની ફરજ અદા કરવાનો છે, એ જેણે જાણી લીધું એણે જ જીવનનું ખરૂં રહસ્ય પિછાણ્યું છે.

તાનાજીનું સ્મરણ તો સૂર્યાજીના સ્મરણ સિવાય અધુરૂં જ કહેવાય. તાનાજી મરણ પામ્યા પછી ગભરાયેલા સૈનિકો પીછેહઠ કરી નાસી છૂટયા. જે દોરડાની મદદથી સૈનિકો કિલ્લા ઉપર ચઢતા હતા તેજ દોરડાથી તેઓ પાછા ઉતરી જવા માંગતા હતા. પણ તે પહેલાં જ સૂર્યાજીએ દોરડું કાપી કાઢયું હતું. " એ દોરડું તો મે પહેલાં જ કાપી નાખ્યું છે. " આ દિવ્ય મંત્ર વડે કિલ્લો સર થયો. યશસ્વિતાનો આ મહામંત્ર સૂર્યાજીએ દુનિયાને આપ્યો છે. " આશાનો દોર " પહેલાં કાપ્યા વગર આગેકૂચ કરી શકાય જ નહિ ! માટે જ પાછલું બધુંય સાફસૂફ કરીને પછી જંગમાં પડવું જોઇએ—આગેકૂચ કરવી જોઇએ. પાછળ " ઉપાધિ " કે " લફરાં " રાખવાં જોઇએ જ નહિ.

ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને પણ આ જ વાત કહી છેઃ—

" अश्वत्थमेनं सुविरूढमूलं असंग-शस्त्रेण दृढेन छित्वा ॥
ततः पदं तत् परिमार्गितव्यम् ।"

વૈરાગ્યના શસ્ત્ર વડેથી આશાને જડમૂળમાંથી કાઢી, મૂળમાંથી જ એનો નાશ કરી તે પછી જ આગેકૂચ કરવી.

તાનાજી જ્યારે રણસંગ્રામમાં મૃત્યુ પામ્યો ત્યારે દુશ્મનોને ક્ષણભર એવું લાગ્યું કે હવે આપણો વિજય થયો છે; પણ એ નર્યો ભાસ હતો. રબરનો દડો જમીન પર પડે છે, પણ એ ફરી ઉપર ઉછળવા માટે જ પડે છે; તેવીજ રીતે મૃત્યુ પછી પણ તાનાજીએ ફરી ઉછાળો માર્યો-ફલાંગ મારી. દિવ્ય દૃષ્ટિના ઇતિહાસકારો આ ફલાંગ-ઉછાળાને સૂર્યાજીની સ્ફૂર્તિ તરીકે ઓળખે છે. પણ તે વખતનો સૂર્યાજી એટલે તાનાજીનો સાક્ષાત્ અવતાર હતો. " ગઢ જીત્યો પણ સિંહ ગયો !" આ શિવાજી મહારાજના સ્મરણીય વચનમાં પણ આ જ ભાવ છે. એનો આ જ સાદો અને સરળ અર્થ નીકળે છે.

તાનાજી માલસુર જેવાનું ચરિત્ર જેટલું ગાઇએ એટલું ઓછું જ; અને થોડું આચરીએ તો પણ બસ છે.

**" પાઈ સિવાય કદી નહીં સુખ, પ્રજાનું દુઃખ ન મટે પીડા;**
**તો પછી થતું ઉદાર જીવ ઉપર, સકળનો આધાર એ સ્વામી છે. "***

—તુકારામ

વિનોબા ભાવે

---

# ગરીબાઇ વધારવાનો ધંધો !

વહાણું વાયું. સવારની ગાડી આવી. એક શેઠે હોકો પીતાં પીતાં છાપાવાળા પાસેથી છાપું લીધું. થોડા આમતેમ ભાવ વગેરે જોઇને છાપું પડતું મૂક્યું અને પાછા હોકાની લહેરમાં પડયા. એક જુવાનિયો ત્યાં થઇને જતો હતો. તેણે છાપું જોયું એટલે શેઠને પૂછ્યુઃ

" કાકા ! આજ શા ખબર છે ?"

શેઠ—બે ટકા તેજી આવી છે.

**યુવાન**—અરે ! હું તો સમાચાર પૂછું છું. તમારી તેજી મંદીનું અમારે શું કામ !

શેઠ—લો ! જુઓ. આ પડયું છાપું. અમે અમારૂં જોવાનું જોઇ લીધું. હવે તમારે જોવું હોય તે જુઓ.

**યુવાન**—તમે પૈસો ખરચીને છાપું લો છો અને સમાચાર પણ વાંચતા નથી ! આ ભયંકર યુદ્ધ ચાલે છે તેના કંઈ ખબર રાખતા નથી ?

શેઠ—એ બધી અમને સમજણ ન પડે. અમારે તો વાયદાનો ધંધો એટલે ભાવ જોવા પૈસો ખરચીએ.

---

* મરાઠી "મધુકર"માંથી

**યુવાન**—કાકા ! તમે આ દુકાનનો ધંધો છોડીને આ સટ્ટામાં કયાં પડયા ?

**શેઠ**—અરે ! દુકાનમાં તો શી કમાણી છે ? એક મણુ વેચીએ ત્યારે માંડ આનો બે આના મળે. ધૂળ ખાઇએ, વૈતરું કરીએ, ઉધાર આપીએ, ત્યારે મહિને છ મહિને માંડ પૈસા બંધ બેસે. આ વાયદામાં ફાવ્યા તો એક દહાડામાં આખા મહિનાની કમાણી મળી જાય.

**યુવાન**—અને એક દહાડામાં આખા મહિનાની કમાણી જાય પણ ખરી ને ? અને મળે તોપણ એકના ખિસ્સામાંથી બીજાના ખિસ્સામાં ! એમાં નવું ધન શું પેદા થયું ?

**શેઠ**—ત્યારે નવું ધન પેદા થયા વગર આવ્યું ? એ તો પૈસા એમ જ ફર્યા કરે. માલ વેચીને બીજાની પાસેથી પૈસા લઇએ છીએ તેમ આ પણ વેપાર કરીને બીજાની પાસેથી પૈસા લેવાના. એમાં ફેર શો ?

**યુવાન**—માલ વેચો તેમાં તો કંઇક કામ કરીને તેના બદલામાં પૈસા લો છો, ત્યારે આ તો વગર કામ કર્યે પૈસા મેળવો છો.

**શેઠ**—વગર કામ કર્યે કેમ ? એનો વિચાર કરવો પડે, હિસાબ રાખવો પડે, એ બધી માથાકૂટ તો ખરી જ ને ?

**યુવાન**—એ માથાકૂટ પૈસા પડાવવા પૂરતી; એમાં સમાજનું કંઇ કામ થતું નથી. એ તો દેશની ગરીબાઈ વધારવાનો ધંધો છે.

**શેઠ**—તમે તો જેમાં તેમાં દેશની વાત લાવો છો. એથી દેશ ગરીબ શાનો થાય ? પૈસા તો જે હતા તે ને તે રહ્યા.

**યુવાન**—હા ! પૈસા તો એકના ખિસ્સામાંથી બીજાના ખિસ્સામાં જાય, પણ જે લોકો પોતાનો ધંધો છોડીને આવો ધંધો કરે છે, તેઓ પોતાનું ચાલુ કામ બગાડે છે તેટલા પ્રમાણમાં દેશ ગરીબ જ થાય. જેટલું ઉપયોગી કામ ઓછું થાય અને બિનઉપયોગી કામમાં વખત બગડે તેટલા પ્રમાણમાં ગરીબાઇ વધે.

**શેઠ**—પણ આ તો કાયદેસર વાયદાનો ધંધો છે. અમે જુગાર નથી રમતા કે સટ્ટો નથી કરતા !

**યુવાન**—એ બધું એકનું એક ! કાયદાને નામે ખેલાતો જુગાર એ વાયદો. છેવટે એનું પરિણામ એક જ આવે છે કે, લોકો ઉપયોગી ધંધા છોડીને જલદી પૈસાદાર થવા માટે આવા ધંધામાં પોતાનો વખત બગાડે છે. જુઓ ને ! આપણા ગામમાં વાયદાનું મહાજન થયા પછી કેટલા લોકો પોતાનો ચાલુ ધંધો છોડીને હૉલમાં જતા થયા છે ? જેઓ કાયદેસર રીતે વાયદાનો ધંધો નથી કરી શકતા, તેઓ ચોરીછૂપીથી શીચરનો ધંધો કરે છે. બધામાં વૃત્તિ એક જ કે, મજૂરી કરીને પૈસો કમાવો નહિ, પરંતુ સટ્ટો કરીને પૈસા કમાવા. આ વૃત્તિને લીધે લોકોને પ્રમાણિક મજૂરી કરવાની ઇચ્છા જ નથી થતી. આ તો ભારે અનિષ્ટ છે. દેશની ગરીબાઈમાં તેથી વધારો થયા વગર રહે નહિ.

**શેઠ**—એ બધું તમે ભણેલા સમજો. અમે તો જે રીતે કમાણી થાય તે રીતે કમા-

વાનું સમજીએ. જો એ ધંધો ખરાબ હોય તો સરકારે તે બંધ કરવો જોઇએ. કાયદાની હદમાં રહીને કમાણી કરવી એમાં કંઈ ખોટું નથી.

યુવાન—એ વાત સાચી ! એ કાયદેસર ભલે હોય, પરંતુ દેશનું તેમાં નુકસાન જ થાય છે, એ વાત પણ એટલી જ સાચી છે. ઠીક ! આપણે તો સવારના પહોરમાં ઊંડી વાતોમાં ઊતરી ગયા. લાવો ! જરા છાપું જોઇ લઉં. વિ.

[ માર્ચ-૧૯૪૧ ના "શિક્ષણ અને સાહિત્ય" માંથી]

—: 卐 :—

# સાક્ષર કે સાર્થક ?

કોઇ માણસના ઘરમાં ખૂબ બાટલીઓ ભરેલી હોય, તો તે માણસ ઘણું કરીને રોગી હોવો જોઇએ, એવું અનુમાન આપણે કરીએ છીએ. પણ કોઇને ત્યાં ઘણાં પુસ્તકો પડેલાં હોય, તો તેને આપણે ડાહ્યો માનીએ છીએ. આ શું અન્યાય નથી ? બીજો ઇલાજ નથી એવું થાય ત્યાં સુધી બાટલી ન વાપરવી, એ આરોગ્યરક્ષણની પહેલી કલમ છે; તેમ જ, બને ત્યાં સુધી, ચોપડીમાં માથું ન ઘાલવું યા માથામાં ચોપડી ન ઘાલવી (જે કહો તે) એ ડહાપણની પહેલી કલમ છે. બાટલી એ રોગગ્રસ્ત શરીરની નિદર્શક છે, એમ આપણે માનીએ છીએ. ચોપડી પણ-પછી તે ભલે સંસાર-ચોપડી હો યા તો પરમાર્થચોપડી હો- રોગગ્રસ્ત મનની નિદર્શક મનાવી જોઇએ.

અનેક સૈકાંઓ વીતી ગયાં, જેમના ડહાપણની સુગંધ હજી દુનિયામાં મહેકી રહી છે, તે લોકોનું લક્ષ જીવન સાક્ષર કરવા કરતાં સાર્થક કરવા તરફ જ વધારે હતું. સાક્ષર-જીવન નિરર્થક હોઇ શકે છે, એના દાખલાઓ આજના સુશિક્ષિત સમાજમાં વિના શોધ્યે પણ જડે તેવા છે. એથી ઊલટું, નિરક્ષર જીવન પણ અત્યંત સાર્થક હોઇ શકે છે એ વિષેના અનેક દાખલાઓ ઇતિહાસે જોયેલા છે. ઘણી વખતે સુ-શિક્ષિત અને અ-શિક્ષિત એ બેની સરખામણી કરતી વખતે, 'अक्षराणामकारोऽस्मि' આ ગીતાના વચનમાં કહ્યા પ્રમાણે, 'सु' કરતાં 'अ' જ પસંદ કરવાનું મન થાય છે.

ચોપડીમાં અક્ષરો હોય છે, તેથી ચોપડીઓની સોબતથી જીવન સાર્થક બનાવવાની આશા વ્યર્થ છે. 'बोलाचीच कढी बोलाचाच भात । जेऊनियां तृप्त कोण झाला' ( બોલની જ કઢી અને બોલનો જ ભાત જમીને કોઈ તૃપ્ત થયું જાણ્યું છે ? ) આ કવિનો સવાલ માર્મિક છે. કોઈ એક કવિએ કહ્યું છે તેમ, ચોપડીમાંનો કૂવો કુઆવતો પણ નથી, અને ચોપડીમાંની હોડી તરતી પણ નથી. 'અશ્વ' એટલે 'ઘોડો' એમ કોશમાં લખેલું હોય છે. છોકરાઓને લાગે છે કે 'અશ્વ' શબ્દનો 'અર્થ' કોશમાં બતાવ્યો છે,

છે.' તે કયો ? જુઓ તબેલામાં જઇને. કોશમાં માત્ર પર્યાય શબ્દ આપેલો હોય છે. અર્થ ચોપડીમાં રહી શકતો નથી. તે સૃષ્ટિમાં રચિ કેવી હોય છે તેની ખબર પડશે.

જેમણે જપની કલ્પના કરી તેમનો એક ઉદ્દેશ સાક્ષરતાને સંક્ષિપ્ત રૂપ આપવાનો હતો. સાક્ષરતા બહુ જ ભસવા લાગી છે એ જોઇને, તેની આગળ જપનો એક ટુકડો ફેંકી દીધો કે બિચારીનું ભસવું બંધ થશે અને જીવન સાર્થક કરવાના પ્રયત્નને અવકાશ એ તેમનો તેમાં હેતુ હતો. વાલ્મીકિએ શત કોટિ વિસ્તારવાળું રામાયણું લખ્યું. તે લૂંટવા માટે દેવ, દાનવ અને માનવ વચ્ચે ઝઘડો શરૂ થયો. આ ઝઘડાનો અંત આવવાનાં કશાં ચિન્હો ન દેખાવાથી શંકરને પંચ નીમવામાં આવ્યા. તેમણે ત્રણેને તેત્રીસ તેત્રીસ કરોડ શ્લોકો વહેંચી આપ્યા. એક કરોડ બાકી રહ્યા. એમ ઉત્તરોત્તર વહેંચણી કરતાં કરતાં છેવટે એક શ્લોક બાકી રહ્યો. રામાયણનો શ્લોક અનુષ્ટુપ છંદનો હોય છે. એ છંદમાં બત્રીસ અક્ષર હોય છે. શંકરે તેમાંના દસ દસ દરેકને વહેંચી આપ્યા. બાકી રહ્યા બે અક્ષરો. તે કયા ? ' **राम.** ' તે બે અક્ષરો, વહેંચવાની મજૂરી પેટે શંકરે પોતે લઈ લીધા. શંકરે પોતાનું સાક્ષરત્વ બે અક્ષરોમાં આરોપી દીધું. એટલે જ દેવ, દાનવ કે માનવ, કોઇ પણ તેમના જ્ઞાનની બરોબરી કરી શકયું નથી. સંતોએ સાહિત્યનો બધો સાર રામનામમાં ભેગો કરી રાખ્યો છે. પણ **'अभाग्या नरा पामरा हें कळे ना'** ( અભાગી અને પામર માણસને આટલું સમજાતું નથી ).

સંતોએ રામાયણને બે અક્ષરોમાં સમાવી દીધું છે. ઋષિઓએ તો વેદને એક જ અક્ષરમાં સંકેલી રાખ્યો છે. સાક્ષર થવાનો મોહ છૂટતો નથી તો 'ॐ 'કારનો જપ કરો એટલે બસ છે. તેટલાથી ન પતે તો નાનકડું માણ્ડૂક્ય ઉપનિષદ વાંચો, એ વાંચતાંય વાસના રહે તો દશોપનિષદો જોઇ જાઓ. એવા અર્થનું એક વાક્ય મુણ્ડકોપનિષદમાં છે. તે ઉપરથી ઋષિઓના મનનો હેતુ સ્પષ્ટ દેખાય છે. પણ એક અક્ષરનોય જપ કરવો જ જોઇએ એવો ઋષિઓનો આગ્રહ નથી. એક અથવા અનેક અક્ષરો ગોખવામાં જીવનની સાર્થકતા રહેલી નથી. વેદના અક્ષરો પોથીમાં મળે છેઃ અર્થ જીવનમાં શોધવાનો હોય છે. તુકારામ સંસ્કૃત શીખ્યા વિના વેદનો અર્થ પામી ગયા હતા, એમ તેમણે પોતે જ કહ્યું છે. આ તેમના દાવાનો આજ સુધી કોઇએ પણ ઇન્કાર કર્યો નથી. શંકરાચાર્યે આઠમે વરસે વેદાભ્યાસ પૂરો કર્યો એ વાતથી આશ્ચર્યચકિત થઈને કોઇ એક શિષ્યે પોતાના ગુરુને એ બાબત પૂછ્યુંઃ ' મહારાજ, આઠ વરસમાં આચાર્યે વેદાભ્યાસ કેવી રીતે પૂરો કર્યો ? ' ગુરુએ ગંભીરપણે કહ્યુંઃ ' આચાર્યની બુદ્ધિ નાનપણમાં એટલી તીવ્ર નહિ હોય, એટલે તેમને આઠ વરસ લાગ્યાં. '

કોઈ એક માણસ દવા પી પીને કંટાળી ગયો, કારણ જેમ જેમ દવાને પાસે આણે તેમ તેમ આરોગ્ય દૂર દૂર ભાગી જવા લાગ્યું. આખરે કોકની સૂચનાથી તેણે ખેતરમાં કામ કરવાનું શરૂ કર્યું. ખેતરના કામથી આરોગ્ય પ્રાપ્ત કરી થોડા જ વખતમાં તે સારો પેઠે તગડો બન્યો. અનુભવે સિદ્ધ થયેલી આરોગ્યની આ સાધના વિષે તે લોકોને કહેવા લાગ્યો. કોઇના હાથમાં બાટલી જુએ કે, ' બાટલીથી કશું વળવાનું નથી; કોદાળી લે, એટલે સાજો થઇશ. ' એમ તે અંતઃકરણપૂર્વક ઉપદેશ કરતો. લોકો કહેતા, ' તમે બાટલીઓ પી

પીને ધરાઇ બેઠા છો, એટલે હવે અમને દવાની બંધી કરો છો, ખરૂં ને?' દુનિયાનો ન્યાય એવો જ છે. બીજાના અનુભવથી ધડો લેવાની માણસને ઇચ્છા થતી નથી. તેને સ્વતંત્ર અનુભવ જોઇએ છે, સ્વતંત્ર ઠોકરો જોઇએ. હું એના ભલા માટે કહું છું કે, 'પુસ્તકોથી કશો લાભ નથી, નકામો પુસ્તકોમાં ફાંફાં ન માર;' તો તે કહે છે, 'તમે પુસ્તકો વાંચી ચૂકયા છો, અને મને ઉપદેશ દો છો?'

'હા ભાઈ, હું પુસ્તકો વાંચી ચૂકયો, પણ હવે તું ચૂકે નહિ તેટલા ખાતર જ કહું છું.'

તો તે કહે છે, 'મારે જાતે અનુભવ લેવો છે.'

'ઠીક છે, લે અનુભવ. ઠોકર ખાવાનું સ્વાતંત્ર્ય એ તારો જન્મસિદ્ધ હક્ક છે!'

ઇતિહાસનો અનુભવ આપણે ધ્યાનમાં લેતા નથી, તેથી ઇતિહાસની પુનરાવૃત્તિ થાય છે. આપણે જો ઇતિહાસની સાચી કદર કરીએ, તો ઇતિહાસની આગળ જઇ શકીએ. ઇતિહાસની યોગ્ય કિંમત ન આંકવાથી તેની વધારે પડતી કિંમત થઇ બેઠી છે. પણ આ ધ્યાનમાં આવે ત્યારે ખરૂં.

( મરાઠી પરથી ) વિનોબા ભાવે

---

# નજીવો સુધારો

શાળામાં અરીસો રાખવો એ વાત નજીવી ને મામૂલી લાગે તેવી છે, પણ એ ભારે ઉપયોગી પૂરવાર થઇ છે. પચીસ ત્રીસની સંખ્યાવાળી નાની શાળા હોય તો એક અરીસો જોઇએ. શાળાની શરૂઆત થતા પહેલાં દાખલ થવાના બારણા પાસે એક અરીસો મૂકવો જોઇએ, જેથી સૌ પોતાનો ચહેરો આંખ, મોં, કાન, દાંત, વાળ વગેરે જોઇ લ્યે. સાથે નાની કાતર મૂકી હોય તો વધારે સારૂં, જેથી નખ કાપવામાં ઉપયોગી થઇ પડે.

આમ કરવાથી બહુ ખર્ચ નહિ વધે, પણ સ્વચ્છતા પ્રત્યે વિદ્યાર્થીઓનું લક્ષ જરૂર ખેંચાશે. બાલમંદિરોમાં તો આવું બધું હોય જ છે. પણ પ્રાથમિક શાળાઓ, માધ્યમિક શાળાઓ, કન્યાશાળાઓ ને હાઈસ્કૂલોમાં પણ અરીસો દાખલ કરવાની જરૂર છે. આપણા વિદ્યાર્થીઓના જીવનમાં સ્વચ્છતા ને સુઘડપણાની ટેવો આગ્રહપૂર્વક ઉતારવાની જરૂર છે.

અરીસો, દાંતિયો, કાતર ને રૂમાલની પેઠે કચરો નાખવાની ટોપલી પણ નવા આચારોમાં અગત્યનું સ્થાન ધરાવે છે. ઘેર ઘેર અને શાળાઓમાં ઓરડા દીઠ એકેક ટોપલી હોય તો કચરો જ્યાં ત્યાં ફેંકવાને બદલે ટોપલીમાં જ નાખવાની ટેવ પડે. આમ જે કોઇ નાનું કે મોટું સાધન સ્વચ્છતા ને સુઘડ ટેવ માટે ઉપયોગી હોય એ વસાવી લેવું જરૂરી છે. સ્વચ્છતાની વાત આવી એટલે નાની સુપડી સાવરણી તો વાળવાની મજા લેવા ખાતર હાથમાં લેવાનું મન થાય તેવું નાજુક ને આકર્ષક સાધન છે.

કોઇ પણ નવી ટેવ પાડવા ને વાતાવરણ ઊભું કરવા શરૂઆતમાં વિદ્યાર્થીઓને

અરીસામાં જોઇને પછી જ ઓરડામાં આવવાનું કહેવું પડશે. વાતાવરણ ઊભું થયા પછી તો સૌ આપોઆપ દિવસમાં કેટલીયે વાર મોં, વાળ, દાંત, જીભ વગેરે જોઇ આવશે ને બાળકે ટોપી બરાબર નહિ પહેરી હોય તો સરખી કરી લેશે. આપણે તિરસ્કારથી કે ખીજાઇને કહીએ એથી તાત્કાલિક અર્થ સરે, પણ સુઘડ ટેવ ઘર ન કરે; જ્યારે અરીસો સાચી વાત શાંતિથી કહે છે. આપણેય શાંતિથી કહીએ તો વિદ્યાર્થીઓ જરૂર સમજે; નહિતર તિરસ્કાર, ક્રોધ કે અપમાન તેની નજર સામે તર્યા કરે ને નાક, આંખ, વાળ કે કાન સાફ કરવાની વાત બાજુએ રહી જાય.

અરીસાની સાથેસાથ બીજી બે વસ્તુઓ આવે છે. એ છે રૂમાલ અને દાંતિયો. આ બધા નવા આચારો બાલમંદિરમાં છે, પણ બીજી શાળાઓમાંયે દાખલ કરવા જેવા છે. શરૂઆતમાં વિદ્યાર્થીઓને કહેવું જોઇએ કે રૂમાલ ને દાંતિયો સૌએ લાવવાનાં છે. થોડા દિવસ તપાસ કરવી ને યાદ આપવું જોઇએ. પછીથી તો ટેવ કે રૂઢિથી સૌ લાવશે જ. આજે પાટી-પેન માટે માબાપને કશું કહેવું પડતું નથી તેમ ભવિષ્યમાં રૂમાલ દાંતિયા વિષે પણ નહિ કહેવું પડે. આવાં થોડાં સાધનોથી સ્વચ્છતા ને સુઘડતાની બાબતમાં આપોઆપ ઘણો ફેરફાર થયેલો થોડા વખતમાં જોવામાં આવશે.

ટાપટીપ, સુઘડતા કે સુસજ્જતામાં છોકરા કરતાં છોકરીઓ વધારે આગળ હોય તેમ જણાય છે. છોકરાઓ સખરવખર લૂગડાંવાળાં, જીંથરા વાળવાળાં, ફાટેલાં ને ગંદાં કપડાંવાળાં, વળેલી ને વાંકી ટોપીવાળાં અને હાથમોઢું ધોયા વિનાનાં વધારે પ્રમાણમાં હોય છે, જ્યારે છોકરીઓ કોઇક અથવા ઓછા પ્રમાણમાં આવી સ્થિતિમાં જોવામાં આવે છે. આને માટે છોકરીઓનો પોશાક કદાચ વધારે અનુકૂળ હશે; માતાઓ પણ સ્વજાતિ પ્રત્યે કદાચ વધારે જાણ્યે અજાણ્યે પક્ષપાત ધરાવતી હોય. ' છોકરા નાગા-ઉઘાડા રહે તેનો બહુ વાંધો નહિ, પણ દીકરીને તેમ ન જ ચાલે ' વાળા લોકમાનસની પણ અસર હોય. સમજુ માતાઓએ સ્વચ્છતા ને સુઘડતાની બાબતમાં છોકરાછોકરીઓ વચ્ચે ભેદ રાખવો ઠીક નથી. કન્યા-શાળાઓ, મહિલા વિદ્યાલયો કે કુમારી મંદિરોમાં જે સ્વચ્છતા, સુઘડતા ને સુંદરતા જોવામાં આવે છે તેવી છોકરાઓની શાળાઓમાં નજરે પડતી નથી. આને માટે શિક્ષક ભાઇઓએ થોડી ચીવટ રાખી જીભ વાપરવાની જરૂર છે. થોડા દિવસો શાળાની શરૂઆત વખતે તપાસ કરી પ્રેમથી યાદ આપવું જોઇએ. નાની બાબતોના સુધારા ખાતા મારફત નહિ પણ જાતે કરી શકાય; ને આમ ડગલે ડગલે આગળ વધતાં એક દિવસ જોઇશું કે આપણે ઘણે દૂર પહોંચ્યા છીએ. પણ આગળ પગલું ભરવું જોઇએ. એ મુદ્દાની વાત ભુલાવી ન જોઇએ.*

—હેમુભાઇ

---

## જાહેરખબરીઆ વર્તમાનપત્રો પ્રત્યે

" છાપાંઓમાં જ્યારે આટલી બધી હીન જાહેરખબરો જોઉં છું, ત્યારે મનમાં વિચાર આવે છે કે પ્રભુસેવાને સારુ એકાદ ઉત્તમ મંદિર બાંધીને પછી તેનું ખર્ચ ચલાવવા માટે તેના કંપાઉન્ડની ઓરડીઓ શરાબખાનાઓને અને વેશ્યાઓને ભાડે આપવા જેવું આ નથી ? "

કાકા કાલેલકર.

---

* " ઘરશાળા "ના માધ-૧૯૯૭ ના અંકમાંથી.

# આંબાના મૉર ઉપર જીવાત

આંબાના મૉર ઉપર નાનાં નાનાં જીવડાં પડે છે અને તેના ઉપદ્રવથી આંબાના મૉરને નુકસાન થાય છે, ફળ આવતાં નથી. આ જીવડાં માંકડની જાતનાં હોવાથી તે મૉરમાંનો રસ ચૂસી જાય છે. વળી તેના શરીરમાંથી એક મધ જેવો ચીકણો પદાર્થ બહાર નીકળે છે, એટલે જે ઝાડ ઉપર આ જીવડાંની સંખ્યા વધુ હોય છે, તે ઝાડ ઉપર એ ચીકણો પદાર્થ પણ વધુ જોવામાં આવે છે. કોઈ આંબા ઉપર એ ચિકાશ વધુ જોવામાં આવે તો તુરત સમજી લેવું કે તે જીવાતનો ભોગ થઇ રહ્યું છે. જે વખતે આકાશમાં વાદળાં બહુ ચઢી આવે છે ત્યારે આ જીવડાંની ઉત્પત્તિ અને વૃદ્ધિ ખૂબ થાય છે, એવો અનુભવ છે.

### ઉત્પત્તિ અને વૃદ્ધિ

આ જીવડાં બે ત્રણ જાતનાં થાય છે. એક જાતનાં જીવડાં આંબાના થડ અને ડાળીઓ ઉપર થાય છે. અને તેમનો રંગ થડના રંગને મળતો જ હોવાથી તે જલદીથી જોવામાં આવતાં નથી. તો પણ થડ ઉપર હાથ ફેરવતાં જ એ જીવડાં ઊડતાં દેખાય છે. એ જીવડાંનાં ઈંડાં કુણાં પાન, ફૂલ કિંવા કોમળ ડાંખળીઓમાં મૂકવામાં આવેલાં હોય છે. ઈંડાંમાંથી ચાર પાંચ દિવસમાં નાનાં બચ્ચાં બહાર નીકળે છે, તે મૉરમાંનો રસ ચૂસીને વૃદ્ધિ પામે છે. એ વૃદ્ધિ ૧૦ થી ૧૩ દિવસ સુધી થતી રહે છે. અને પછી પૂરાં પાંખવાળાં જીવડાં તૈયાર થાય છે. આંબાને એકીસાથે બધો મૉર આવતો નથી. સાધારણ રીતે મૉર ત્રણ હપ્તે આવે છે, તેથી આ જીવાતની વૃદ્ધિ માટે તે પરિસ્થિતિ અનુકૂળ બની જાય છે. એક પછી એક મૉરનો ફાલ આવે છે અને જીવડાંનો જન્મ તથા વૃદ્ધિ થયા જ કરે છે. કોઈ કોઈ સ્થળે ડિસેમ્બરથી માર્ચ સુધી જીવાત ચાલુ રહે છે તેનું કારણ આ જ છે. કેરીની મોસમ પૂરી થયા પછી એ ત્રણમાંની બે જાત ક્યાંક અદૃશ્ય થઇ જાય છે. અને ત્રીજી જાત આંબાના થડની ઉપર ભવિષ્યની મોસમની રાહ જોતી બેસી રહે છે. ઈંડાંમાંથી પૂરી વૃદ્ધિ થવાને માટે આ જીવડાંને ૧૫ થી ૧૭ દિવસ જોઇએ છે. એટલે દર ૧૮ દિવસે નવો વંશ ઉત્પન્ન થતો જ રહે છે, અને કેરીની મોસમ પૂરી થતાં સુધીમાં પાંચ વાર તેની ઉત્પત્તિ થાય છે; એટલે કે પાંચ પેઢીઓ થાય છે. બધા કીડા એકીસાથે વૃદ્ધિ નહિ પામતા હોવાથી નાના મોટા આકારમાં જીવડાં જોવામાં આવે છે.

### જીવાતથી થતું નુકસાન

આ જીવાતથી મૉર સુકાઇ જાય છે અને ફળ લાગતાં નથી, એટલું જ નહિ પણ સોપારી જેવડા થએલા મરવા પણ નીચે ગરી પડે છે. જીવાતની ચિકાસથી મૉરની ખરાબી થાય છે અને આગળ જતાં ઝાડનાં પાંદડાં કાળાં પડે છે તથા બધો મૉર કાળો પડી ગયા જેવો દેખાય છે. એ જીવાતથી થતા નુકસાનનું પ્રમાણ કેટલું હોય છે તેનો આધાર હવામાન ઉપર રહેલો છે. એ નુકસાન સામાન્ય રીતે ૫૦ થી ૭૫ ટકા જેટલું લેખાય છે.

### ગંધકની અસર

આ જીવાત દૂર કરવા માટે ગંધકનો ભૂકો સૌથી વધારે અસરકારક માલૂમ પડ્યો

છે. મૉર ઉપર ગંધક છાંટવાથી જીવડાંનો ઉપદ્રવ ઓછો થાય છે. ગંધકની ભૂકી મૉર ઉપર પડતાં જ ગંધકની વાસથી નાનાં જીવડાં નીચે પડી જાય છે અને મોટાં જીવડાં જ્યાં ગંધક લાગ્યો હોય ત્યાં જતાં નથી. એટલે ગંધક મારક ન નીવડતાં પ્રતિકારક તો નીવડે જ છે. ગંધકની વાસ ઓછી થતાં જ મૉર ઉપર ફરી ગંધકની ભૂકી છાંટવી જોઇએ. કેટલી વાર ગંધક છાંટવો તે હવામાન ઉપર અને જીવાતની ઉત્પત્તિના પ્રમાણ ઉપર આધાર રાખે છે.

ગંધકની ભૂકી ખૂબ જ બારીક હોવી જોઇએ. એક ચોરસ ઇંચમાં ૨૦૦ થી ૩૦૦ કાણાંવાળી ચાળણીથી ચાળી શકાય એટલી તે બારીક હોવી જોઇએ; તો જ તે ભૂકી ઝાડ ઉપર ચોંટી રહી શકે છે. તેથી જાડી હોય તો ગંધક મૉર ઉપર ચોંટતો નથી અને અસર કરતો નથી. આ ભૂકી છાંટવા માટે જરૂરી પંપ મળે છે તેનો ઉપયોગ વધારે સારો નીવડે છે.

**સફળ પ્રયોગો**

સરકારે રત્નાગીરી, માલવણ, વેંગુર્લા, વલસાડ, હરિયા વગેરે સ્થળે પ્રયોગો કર્યા છે. એ અઢી માસ સુધી એ પ્રયોગ ચાલુ રાખ્યા પછી ગંધક લગાડેલાં ઝાડ બીજા ઝાડ કરતાં વધારે સારાં રહ્યાં છે. તેની ઉપર જીવાત થઇ નથી અને ફળ વધુ પ્રમાણમાં આવ્યાં છે. બીજે સ્થળે પણ એવા પ્રયોગો કરી બતાવવામાં આવનાર છે.

રત્નાગીરી, વેંગુર્લા, વગેરે સ્થળે ૧૦–૧૨ દિવસને આંતરે ૪ વાર ગંધક છાંટવાથી પાક સારો ઊતર્યો હતો. વલસાડના આંબા મોટા અને ભરાવદાર હોય છે અને હવામાન જુદું હોય છે, તેથી તેની ઉપર આઠથી દસ વાર ગંધક છાંટવામાં આવ્યો હતો. જે ઝાડો ઉપર ગંધક નહોતો છાંટયો તેને બરાબર ફળ આવ્યાં નહોતાં, ઓછો છાંટયો હતો તેને પણ કેટલુંક નુકસાન થયું હતું.

ગંધકની ભૂકી બારીક હોવી જોઇએ. મૉર આવતાંની સાથે જ ગંધક છાંટવા માંડવો જોઇએ. નાના આંબાને દોઢ–બે રતલ અને મોટાને બે–અઢી રતલ ગંધક જોઇએ છે. ઊંચે આવેલા મૉરને નળી વાટે ગંધક છાંટવો જોઇએ. ગંધક સવારે છાંટવો ઠીક છે. પવન વાતો હોય ત્યારે તે બરાબર છાંટી શકાતો નથી.

[ "પ્રજાબંધુ" તા. ૯–૨–૧૯૪૧ ]

---

પોતાની જંજાળમાં રાતદિવસ ફસાયેલાં આપણાં પ્રૌઢ ભાઈ બહેનો જાતે વાંચવાનું શીખવા સારુ તૈયાર નથી. તે પરથી કેટલાક ટૂંકું જોનારા એવો કયાસ કાઢી બેસે છે કે, તેમને જ્ઞાનની ભૂખ નથી ! આ ખોટું છે. તેમને જાણવાની ખૂબ ઈચ્છા હોય છે. માત્ર આટલી ઉંમરે તેને સારુ અક્ષરજ્ઞાન જેવું કડાકૂટિયું લાગતું સાધન પોતાની પાસે કરી લેવા એમનામાં ઓછી તત્પરતા છે. પણ તમે જો એમને રોજ વાંચી સંભળાવો તો તેઓ બરાબર તેમાં ભાગ લેશે. વાંચનારે શું વાંચવું, એની બરાબર પસંદગી કરવી જોઇએ. આ પ્રકારના શ્રવણ–વર્ગો ચલાવવા એ પ્રૌઢશિક્ષણનું કામ છે.

શ્રી. મગનભાઈ પ્ર. દેસાઈ

# ભણ્યા પછી

આધુનિક સમયમાં આપણા દેશના ભણેલાઓની બેદરકારીનો પ્રશ્ન કેટલીક ત્વરાથી આપણી પાસે ઉકેલ માગી રહ્યો છે, અને કેળવણી તથા આજીવિકાપ્રાપ્તિના ઉપાયો એ બેના સમન્વય ઉપર કેળવણીના સુધારાઓની બધી યોજનાઓ કેવી રીતે ઘડવી જોઇએ એ વિશે હમણાં હમણાં કેળવણીકારો અને રાજદ્વારી પુરુષો ખૂબ જ ઉહાપોહ કરી રહ્યા છે. ઘણા ભણેલા માણસો સામાન્ય અણઘડ મજૂરના જેટલું પણ કમાતા નથી, અને કુટુંબને પોષવાની ચિંતાને લીધે એમનાં જીવન નિરાશાના ગાઢ અંધકારથી છવાઇ ગયાં હોય છે; ગરીબાઇ અને ભૂખમરાથી કેમ બચવું એ તેમને સૂઝતું નથી. ભણેલાઓની આ દુઃખદ અને કરુણ સ્થિતિ ટાળવા માટે જુદા જુદા માણસો તરફથી વિવિધ સૂચનાઓ કરવામાં આવે છે. કેટલાક તો માધ્યમિક શાળાઓની સંખ્યા ઓછી કરવાનો અને કોલેજો બંધ કરવાનો અંતિમ ઉપાય સુદ્ધાં સૂચવે છે.

પોતે કેળવાયેલો છે અને બીજા વર્ગોના કરતાં ઊંચું સ્થાન ભોગવે છે, એવો ખ્યાલ શિક્ષિત વર્ગ મનમાંથી કાઢી નાખે તો દેશના બીજા માણસોની પેઠે એને પણ આજીવિકા માટે કામધંધો મળી રહેશે; ફેકટરી, મિલ, રેલવે, ખેતી, વેપારીની પેઢી વગેરેમાં સાધારણ મજૂર તરીકે કામ કરવા માટે ભણેલાઓએ તત્પરતા દેખાડવી જોઇએ. પોતે કેળવાયેલા છે તેથી બીજાઓના કરતાં ચઢીઆતા છે એ વાત ભણેલાઓ ભૂલી જાય, શાળા અને કોલેજમાં ભણીને જે ખર્ચાળ જીવન જીવતાં તેઓ શીખ્યા હોય તે બંધ કરીને સાદાઇથી રહેતાં શીખે. હોટેલો કે પાનબીડીની દુકાનો ચલાવે અથવા ગૃહસ્થોને ઘેર નોકર તરીકે કે ઑફિસમાં પટાવાળા તરીકે કામ કરવા તૈયાર થાય તો તેઓ આજીવિકા પૂરતું દ્રવ્ય કમાયા સિવાય રહેશે નહિ. આ પ્રકારનાં કામો કરવાથી તેમને અને દેશને બન્નેને લાભ થશે. ભણેલાઓ સામાન્ય મજૂરોનું કામ કરે તો તેથી મજૂરી કરનારાઓનો દરજ્જો વધશે, અને તેમના સંગથી અભણ મજૂરો વધારે પ્રમાણિક, વિશ્વાસ લાયક, નિયમિત અને વ્યવસ્થાપ્રિય બનશે. તેઓ ભણેલા હોવાથી સ્વાભાવિક રીતે જ અભણ મજૂરવર્ગનું નેતૃપદ મેળવશે. આથી તેમણે મેળવેલી કેળવણીનો યોગ્ય બદલો તેમને મળેલો ગણાશે. કેળવાયેલા વર્ગની આ સ્થિતિમાં કાંઈ હલકાપણું નથી. દેશમાં મફત અને ફરજીઆત કેળવણી દાખલ કરવામાં આવે તો તેનું આવું પરિણામ આવવું જ જોઇએ. બધાયને કેળવણીનો લાભ આપવામાં આવે છે, એવા પ્રગતિશીલ દેશોમાં ભણેલાં સ્ત્રીપુરુષો સાધારણ મજૂરીનાં કામો પ્રતિ પોતાનો અણગમો છોડી દે તો તેમની ઘણી મુશ્કેલીઓ દૂર થઇ જશે.

[ "સૌરાષ્ટ્ર-શિક્ષક" માંથી ]

# આવતા માસની કાર્યદિશા

(૧) ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓ પોતાના પુસ્તકાલયનું વર્ગીકરણ અધુરૂં હોય તે પૂરું કરે અને ખાતામાં તે સંબંધી નિવેદન કરે.

(૨) સેન્ટરની શાળાના મુ. શિક્ષકો પોતાની તાબાની શાળાવાળાં ગામોનાં પુસ્તકાલયો-ની તપાસણી વર્ષના પહેલા છ માસમાં કરવા ઠર્યા છતાં હજી ઘણા થોડાજ મુખ્ય શિક્ષકોએ દફતર તપાસણી કરી છે; તો તે ભાઇઓ આ કાર્ય જલદી પૂરું કરી અમને ખબર આપે.

(૩) ત્રિમાહી નિવેદનો મોકલવા તજવીજ કરો.

(૪) ગ્રામપંચાયતની મદદ તુર્ત મોકલો, નહિ તો પુસ્તકો મોકલતાં જે રકમ લ્હેણી નીકળશે તે જે તે પુસ્તકાલય પાસેથી વસૂલ લેવી પડશે. ગ્રામપંચો અને પટેલ સાથે સહકાર રાખી માગણીની રકમ વેળાસર મેળવવા તથા તે બાબે જરૂરી તમામ તજવીજ કરવા મંત્રીએ ખાસ કાળજી લેવી.

(૫) પરિષદોમાં થયેલા ઠરાવોનો અમલ બરાબર કરશો એવી આશા છે.

(૬) પ્રજાના સામાન્ય લોકોમાં ઘેર ઘેર મફત વાચન મળે અને ગરીબ લત્તાઓમાં જ્ઞાનનો ફેલાવો થાય તથા પુસ્તકવાચન માટે રસ ઉત્પન્ન થાય એવા પ્રયાસો કરો અને અનુભવો પુસ્તકાલયના તંત્રી તરફ મોકલો.

(૭) રોજમેળ રોજનો રોજ લખવાનો વહીવટ જો કોઇ ન રાખતા હોય તો તે દાખલ કરશો.

વડોદરા,
તા. ૪-૩-૪૧

ઉ. મો. પટેલ
મહાનીશ વ્યવસ્થાપક

પુસ્તકાલય ખા૦ સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નંબર ૧૭ સને ૧૯૪૦–૪૧

## વિષય

### ગ્રામ પંચાયતોની મદદ વેળાસર પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ મોકલવા બાબત

ગ્રામ પંચાયતો તરફથી ગ્રામ પુસ્તકાલયોને મદદ આપવાનું મંજૂર કરવામાં આવે છે છતાં તે રકમો વખતસર મળતી ન હોવાથી તે બદલની ફરિયાદો અત્રે આવવાથી તેવી મદદ ગ્રામ પંચાયતો તરફથી નિયમિત મળે એવો બંદોબસ્ત થવા અત્રેથી મે. રા. રા. મા. સરસુબા સાહેબ પંચાયત શાખા તરફ ગઈ સાલ લખતાં આવી રકમો વેળાસર મોકલવા તેઓ સાહેબનો હુ. પં. નં. અં. ૭૦૨, ૬ સને ૧૯૩૯–૪૦ તા. ૨૧–૯–૩૯ થી થયેલો તે પ્રમાણે અમલ કરવા અત્રેથી સૂચના નંબર ૧૮ સને ૧૯૩૯–૪૦ તા. ૨૫–૯–૩૯ ની બહાર પાડેલી છે છતાં હજુ ઘણાંખરાં પુસ્તકાલયોને આ રકમ વખતસર મળતી નથી.

સબબ આથી તમામ ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે જે તે પુસ્તકાલયના આવેલા અંદાજમાં બતાવ્યા પ્રમાણેની ગ્રામ પંચાયત મદદ મંજૂર કરવામાં આવેલી છે તે પ્રમાણેની રકમ જે તે ગ્રામ પંચાયત તરફથી વેળાસર મંગાવી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ બને તેટલી વહેલી તકે મોકલી આપવા તજવીજ કરવી.

ગ્રામ પંચાયતની મદદની રકમ જે તે ગ્રામ પંચાયતના રા. અધ્યક્ષ સા. પાસે જ રહે છે. માટે જો અંદાજમાં મંજૂર કરેલી રકમ ગ્રામ પંચાયત મદદની મળવામાં વિલંબ થાય તો મે. રા. રા. મા. સરસુબા સાહેબના ઉપરના હુકમની જાણ રા. અધ્યક્ષ સાહેબને કરવી. અને લખાણ કર્યા છતાં મંજૂર થયેલી રકમ ન મળે તો અમારા મારફત રા. રા. મહાલ વહીવટદાર સાહેબ તરફ લખી રકમ વહેલી તકે મળે એવી વ્યવસ્થા કરવા તમામ પુસ્તકાલયોના મંત્રીઓને સૂચવવામાં આવે છે.

ગ્રામ પંચાયત મદદ મળે કે ન મળે તો પણ મંજુર કરેલાં પુસ્તકો તો પુસ્તકાલય મંડળ તરફથી જે તે પુસ્તકાલય તરફ મોકલવામાં આવશે જ. કારણ, તે કારણે પુસ્તકો મોકલવા બંધ રાખવાં ઠીક નથી એમ અમારૂં માનવું છે. સબબ આ બાબતમાં રકમ મળવાની જ ન હોય તો દિન ૧૫ માં જે તે પુસ્તકાલયે અમને નિવેદન કરવું, જેથી તેટલી ઓછી રકમનાં પુસ્તકો મોકલવાની તજવીજ થાય.

વડોદરા, તા. ૪–૩–૪૧ | પું. ત્રિ. શાહ | ઉ. મો. પટેલ, મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નંબર ૧૮ સને ૧૯૪૦-૪૧

# વિષય

### સાર્વજનિક પુસ્તકાલયોને મોકલવાનાં પુસ્તકો બાબત

સાર્વજનિક પુસ્તકાલયોને નીચે જણાવેલાં પુસ્તકો આપવાનું ઇષ્ટ લાગવાથી તે તમામ પુસ્તકાલયોને મોકલવાની વ્યવસ્થા પુસ્તકાલય સહાયક સહકારી મંડળ મારફતે કરવામાં આવી છે. તેની સામે જણાવેલી કિંમત જેના તેના અંદાજમાં પુસ્તક ખાતે જણાવેલી રકમમાંથી મજરે લેવા તજવીજ થશે.

| પુસ્તકનું નામ | પ્રકાશક | કિંમત |
|---|---|---|
| (૧) બાળસાહિત્ય સર્વસંગ્રહ પરિચય ભા. ૧ ની પૂરવણી | વ૦ રાજ્ય પુસ્તકાલય મંડળ | ૦-૧૦-૦ |
| (૨) ગાંધી સાહિત્ય સૂચિ | નવજીવન પ્ર. મંદિર | ૦- ૨-૦ |
| (૩) બાલકુંજના પાઠો | પુસ્તકાલય સ. સ. મંડળ | ૦- ૩-૬ |

વડોદરા, તા. ૪-૩-૧૯૪૧ } પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નંબર ૧૯ સને ૧૯૪૦-૪૧

# વિષય

### મહાલ પરિષદોના ઠરાવો ઉપર કેટલીક સૂચનાઓ કરવા બાબત

ચાલુ સાલે મહાલ પરિષદો ભરવાનું રાજ્ય પુસ્તકાલય મંડળમાં ઠર્યા પ્રમાણે કેટલાક મહાલોએ પરિષદો ભરાય છે. અને જે પરિષદોના ઠરાવો અત્રે આવ્યા છે તે પૈકી જેનો અમલ સામાન્યતઃ તમામ પુસ્તકાલયોએ કરવો ઇષ્ટ જણાય છે તે સંબંધી જરૂરી સૂચના પ્રસિદ્ધ કરવાનું ઇષ્ટ જણાયાથી આ નીચે પુસ્તકાલયોના કાર્યવાહકોને સૂચનાઓ કરવામાં આવે છે તો પોતાથી શક્ય હોય તે રીતે તેનો અમલ કરવા સૌ કાર્યકરોને વિનંતિ કરવામાં આવે છે.

(૧) રાજ્ય પુસ્તકાલય મંડળનું બંધારણ જોતાં આવી સભાઓ દર ત્રણ માસે ભરવાનું જણાવેલું છે. એટલે આ સંબંધે આ પહેલાં થયેલી સૂચના રદ સમજી દર ત્રણ માસે પુસ્તકાલયના કાર્યકરો જૂથમાં ભેગા થઇ પોતાનું કામ અને મુશ્કેલીઓ સંબંધે વિચારોની આપ-લે કરી પુસ્તકાલયપ્રવૃત્તિને વેગવાન બનાવવા ઘટિત પ્રયાસો યોજશે એવી આશા છે.

(૨) જે જે મહાશોએ પુસ્તકાલયોનાં પુસ્તકો મંગાવવા માટે જે જૂથ પાડી મહાન મંડળ મારફત પુસ્તકાલય સ. સ. મંડળને જણાવવામાં આવશે તેને મહાશોનાં પુસ્તકાલયોને તે પ્રમાણે પુસ્તકો મોકલવાની તજવીજ થશે, એ પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવેલી છે.

(૩) જૂથ પુસ્તકાલયોના મંત્રીઓ નજીકનાં ગામોના મંત્રીઓની માગણી પ્રમાણે પોતાનાં પુસ્તકાલયનાં પુસ્તકો બહારગામ વાચન માટે મોકલવા વ્યવસ્થાપક મંડળની સંમતિ લઇ સહકારી ધોરણે પુસ્તકપ્રચાર કરવાનું કાર્ય કરે, અને જૂથ પુસ્તકાલય પોતાનાં નજીકનાં પુસ્તકાલયોમાં સારાં ઉપયોગી પુસ્તક હોય તો તે મેળવી પોતાનાં વાચકોને પૂરાં પાડે તેમ જ પુસ્તકાલય ખાતાના ફરતા પુસ્તકાલય શાખામાંથી પ્રચાર માટે પુસ્તકો તેમજ પેટીઓની માગણી કરો.

(૪) કસ્બા પુસ્તકાલયો પોતાના તાલુકાનાં પુસ્તકાલયોના પ્રશ્નોમાં રસ લે અને તેમને પુસ્તકોની ફરતી પેટીઓ દ્વારા વાચન અભિરુચિ વધારવા ઘટિત પ્રયાસો કરે.

(૫) બાળ સાહિત્ય સર્વસંગ્રહ ભા. ૧–૨ માં જે પુસ્તકોનો પરિચય આપ્યો છે તે પુસ્તકોમાં પુસ્તક કયા વર્ગ માટે અનુકૂળ છે તેનો નિર્ણય બતાવ્યો છે. સઘળાં નહિ તો ૨૫ પુસ્તકો દરેક ગ્રામ પુસ્તકાલય વસાવે એવી સૂચના કરવામાં આવે છે. કસ્બાવાળાં સ્થળોએ આવા બાળોપયોગી પુસ્તકોની પાંચ સુધી નકલો ખરીદ કરી તેવાં પુસ્તકોની પેટીઓ વર્ગવાર શાળાના શિક્ષકોને બાળકોના ઇતર વાચન માટે આપવા ભલામણ કરવામાં આવે છે.

(૬) પુસ્તકો પસંદ કરતી વખતે ગામડાના લોકો વાંચી શકે અને સામાન્ય લોકોમાં પુસ્તકાલય માટે પ્રેમ ઉત્પન્ન થાય તેવાં સાદાં અને સરળ પુસ્તકો ખરીદવા વ્યવસ્થાપકોને વિનંતિ છે.

(૭) ઊઠી ગયેલાં બાળકોની યાદીઓ હજુ કેટલાંય પુસ્તકાલયોના મંત્રીઓ રાખતા નથી તો રાખી તેવાં ભાઇબહેનોને વાચન મળે તેવો ખાસ પ્રયાસ કરવા ભલામણ છે.

(૮) કોઈ પત્ર, ગામ કે નજીકમાં વેચાતું મળતું હોવાથી, વ્યવસ્થાપક મંડળ, પોતે ખરીદવાની ઇચ્છા ધરાવતું હશે અને તેમને ટપાલ કરતાં તે વધારે અનુકૂળ અને કિફાયત હશે તો ખરીદવાની પરવાનગી આપવામાં આવશે.

(૯) પુસ્તકાલયને ઉત્પન્ન વધારવા માટે કાઇ પણ મિલકત સ્થળ પર રાખવાની જરૂર હશે, એમ વ્યવસ્થાપકો સર્વાનુમતે ઠરાવશે તો તે રા. મહાલ વહીવટદાર સા. ની ભલામણ થયે ખાતા તરફથી બહાલ રાખવામાં આવશે.

વડોદરા,
તા. ૪–૩–૪૧

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# પુસ્તકાલય



તંત્રીઓ :
નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :
બાપુજીભાઈ નારણભાઈ અમીન બી. કોમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ. રાવપુરા, વડોદરા.


પુસ્તક ૧૬ મું | એપ્રિલ ૧૯૪૧ | અંક ૪ થો

# અનુક્રમણિકા


| વિષય | લેખક | પૃષ્ઠાંક |
| --- | --- | --- |
| પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ... ... ... | —તંત્રીસ્થાનેથી | ૨૧૧ |
| સાહિત્યસૃષ્ટિનું અવનવું ... ... ... | શ્રી. છોટાલાલ મા. કામદાર | ૨૧૩ |
| એક પુસ્તકની કથા ... ... ... | શ્રી. " પરાશર " ... ... | ૨૧૮ |
| વીસનગર મહાલ પુ. પરિષદનું પાંચમું અધિવેશન... ... ... ... | | ૨૨૦ |
| પેટલાદ મહાલ પુ. પરિષદનું પાંચમું અધિવેશન ... ... ... ... | | ૨૨૫ |
| જગતમાંના સમૃદ્ધ જ્ઞાનભંડારો ... ... ... ... ... ... | | ૨૩૧ |
| આપણાં કસ્બા પુસ્તકાલયો ... ... ... | શ્રી. ઉ. મો. પટેલ | ૨૩૨ |
| પુસ્તકપરિચય ... ... ... ... | શ્રી. મ. પ્ર. વ્યાસ શ્રી. શં. સો. પટેલ, 'દ્રષ્ટા' શ્રી. હરિપ્રસાદ વૈદ્ય | ૨૩૯ |
| નવીન ફાલ ... ... ... ... ... ... ... | | ૨૪૫ |
| માસિકો મળ્યા તારીખ ... ... ... ... ... ... | | ૨૪૬ |
| પુસ્તકાલય નોંધ ... ... ... ... ... ... ... | | ૨૪૭ |
| પુસ્તકો મોકલ્યાની માહિતી ... ... ... ... ... ... | | ૨૪૯ |
| પત્રો શરૂ થયાની માહિતી : યાદી નં. ૪ ... ... ... ... | | ૨૫૦ |
| ચિત્ર વાચનની ૧૯ મી પરીક્ષા : પરિણામ સહિત નિવેદન ... | શ્રી. ના. નં. ચોકસી | ૨૫૧ |
| વર્ગીકૃત નામાવલિ પૂરવણી : અંક ૪૮ ... | શ્રી. ના. ચં. દીવાનજી ... | ૨૫૫ |
| તકાલય ખાતાના સૂચના, સક્યુલરો ૪૦ ... ... ... ... | | ૮ |


## તમે વાંચ્યાં છે ?

ગુજરાતના આગેવાન લેખકો—જેમકે શ્રી. રમણલાલ વ. દેસાઇ, શ્રી. ધૂમકેતુ, ી. મેઘાણી, સોપાન શ્રી. કનૈયાલાલ મુનશી, શ્રી. સુન્દરમ્, શ્રી. ઉમાશંકર જોષી અને એવા જ ગુજરાતી સાહિત્યસર્જનમાં જેમનો વિશિષ્ટ ફાળો છે એવા સર્જકોનાં તમામ સર્જનો.

"પુસ્તકાલય" માસિકના હવે પછીના અંકોથી એ લેખકોએ લખેલા સાહિત્યનો સામાન્ય પરિચય આપવામાં આવનાર છે.

તમે આ લેખકોની કઇ કઇ કૃતિઓ વાંચી છે ?

આમાં તમારો ફાળો નોંધાવશો ? આજે લખો—

તંત્રીઓ
" પુસ્તકાલય " માસિક
c/o પુ. સ. સ. મંડળ લિ.
રાવપુરા, વડોદરા


આ માસિક વડોદરામાં ' ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૪-૪૧



પુસ્તક ૧૬ મું　　　　એપ્રિલ-૧૯૪૨　　　　અંક ૪ થો

## પુસ્તકાલય સ. સ. મંડળ લિ૦

—તંત્રીસ્થાનેથી

ગયા અંકે અમે મહાલ પરિષદોમાં પસાર થતા ઠરાવો પરથી ઉપસ્થિત થતાં કાર્યોમાંના મુખ્ય એવા મુદ્દાઓની ચર્ચા કરી હતી. આ અંકે પુસ્તકાલય સ. સ. મંડળ સંબંધે પરિષદોમાં આવતા ઠરાવો સંબંધે કંઇક વિચાર કરીએ.

મંડળ સંબંધે રજૂ થતા ઠરાવોમાં મુખ્યત્વે, **વર્તમાનપત્રો તાકીદે શરૂ નહિ થયાના, પુસ્તકો મોડાં મોકલ્યાના,** મોકલાતાં પુસ્તકોનાં પાર્સલોનાં કદી કદી કોઇને ભરવાં પડતાં રેલવે ડેમરેજને લગતા હોય છે.

આ બધી બાબતો ખાસ મહત્ત્વની હોતી નથી, છતાં કેટલેક સ્થળે આ સંબંધે ઉહાપોહ ઊભો થતાં તે સંબંધી મંડળ તરફના અથવા વ. રા. પુ. મંડળના અથવા ખાતાના અધિકારી તરફથી ખુલાસો થવા છતાં આગ્રહપૂર્વક ઠરાવો લાવવામાં આવે છે અને તે પસાર પણ થાય છે.

વર્તમાનપત્રો તાકીદે શરૂ નહિ કરાવવામાં કારણ એવું હોય છે કે, દરેક પુસ્તકાલયનું લવાજમ એકેક પુસ્તકાલયવાર ભરવામાં આવતું હોતું નથી, એટલે મુકરર તારીખ દરમિયાન જે જે પુસ્તકાલયોની લોકમદદ મંડળમાં મોકલાઇ ગઇ હોય છે તે સૌનાં પત્રોમાસિકો સમૂહગત રીતે મુકરર થયા તારીખથી ચાલુ કરાવી આપવાની વ્યવસ્થા કરવામાં આવે છે. આમ છતાં કેટલાંક પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલો લોકમદદ નહિ મોકલ્યા છતાં અને માત્ર બજેટ મંજૂર થયા ઉપરથી વર્તમાનપત્રો શરૂ નહિ થયાની ફરિયાદ કરતા હોય છે. આવી ફરિયાદો અસ્થાને ગણાય. "પુસ્તકાલય" માસિકમાં એને લગતી અવારનવાર છપાતી મંડળ તરફની તેમ જ ખાતા તરફની સૂચનાઓ દરેક પુસ્તકાલયના સંચાલક વાંચી તેનો અમલ કરતા રહે તો આવી ફરિયાદને જરા પણ કારણ ન મળે.

પુસ્તકો મોડાં મોકલવાના ઠરાવ પણ ઉપર જણાવ્યા મુજબ બહુ મહત્ત્વના હોતા નથી, જો કે બજેટમાં મંજૂર થયેલાં પુસ્તકોનો લાભ જનતાને સત્વર આપવા અપાવવા માટે એ ભાઈઓ આતુર હોય છે; પરંતુ આખા રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયોને એકસામટાં એકીસાથે અને એક જ વખતે મોકલી શકાય એ સ્વાભાવિક રીતે જ

અસંભવિત છે. એટલે મંડળે પુસ્તકાલયોને બજેટમાં મંજૂર થયેલાં પુસ્તકો મોકલવાને લગતું એક ધોરણ ઠરાવેલું છે. તેમાં વારાફરતી એકેક પ્રાંત લઇ જે જે પ્રાંતવાર પુસ્તકાલયોની લોકમદદ આવી ગઇ હોય તેવાંને પુસ્તકો મોકલવાનું નિયત કરેલું છે. તે મુજબ ક્રમશઃ પુસ્તકાલયોને પુસ્તકો મોકલાય તેમાં કોઇ સ્થળે વહેલાં તો કોઇ સ્થળે કદાચ જરા મોડાં પુસ્તકો પહોંચવા સંભવ ખરો. પરંતુ છેલ્લાં બે વર્ષથી મંડળે વર્ષ દરમિયાન બધાં જ પુસ્તકાલયોને પુસ્તકો પહોંચી જાય તેવી વ્યવસ્થિત યોજના કરેલી હોવાથી વર્ષ દરમિયાન જ પુસ્તકો સૌ પુસ્તકાલયોને મળી જાય તેમ ગોઠવ્યું છે. એટલે પુસ્તકાલયોના સંચાલકોએ આ બાબતમાં ધીરજવાન થવું ઘટે. વર્ષ દરમિયાનમાં પુસ્તકો મળી જ જવાનાં છે એ વાતની તેઓ જરૂર ખાતરી રાખે.

પુસ્તકો સંબંધે એક બીજી પણ ફરિયાદ કદી કદી આવે છે અને તે વગર માગેલાં પુસ્તકો મંડળ મોકલે છે, એ જાતની હોય છે.

મંડળ પોતે થઇને આવાં માગ્યા વગરનાં પુસ્તકો કદી મોકલતું નથી, પરંતુ પુસ્તકાલય ખાતા તરફથી કેટલાંક ઉપકારક ફરજિયાત મોકલાતાં પુસ્તકો જ માગ્યા વગરનાં મોકલવા સંભવ હોય છે. દાખલાતરીકે ૧૯૪૦-૪૧ ના બજેટમાં (૧) બાલકુંજના પાઠો, (૨) ગાંધી સાહિત્ય સૂચિ તથા (૩) બાલસાહિત્ય સર્વસંગ્રહ–ભા. ૧ ની પૂરવણી અને "ધારાપોથી" એ પુસ્તકો, પુસ્તકાલયોએ નહિ માગ્યાં હોય છતાં તેમને મળશે, પરંતુ ખાતાને દરેક પુસ્તકાલયમાં એ પુસ્તક હોવાં આવશ્યક જણાયાથી તે દરેક પુસ્તકાલયને મોકલવા ખાતા તરફથી સૂચન થયું છે. તે પ્રમાણે દરેક પુસ્તકાલયને એ મળશે. એવું જ અવારનવાર કોઇ પુસ્તક ખાતા તરફથી મોકલાય તો તેથી પુસ્તકાલય સ. સ. મંડળે તે પોતે થઇને મૂકયું છે એમ માની લેવું ન જોઇએ. અને તેવા ઠરાવ કંઇ મહાલ પરિષદમાં લવાય તે પણ ઠીક ન કહેવાય.

પુસ્તકોનાં પાર્સલોનું ડેમરેજ ભરવાની કોઇ કોઇ પુસ્તકાલયની ફરિયાદ આવે છે, પરંતુ કેટલાય ભાઇઓ પોતાના નજીકના સ્ટેશનનું નામ તેમનાં બજેટ ફોર્મમાં લખતા નહિ હોવાથી અથવા તેવા સ્ટેશનની ફેરફારીને કારણે આવું થવા સંભવ હોય છે. એટલે આવી મુશ્કેલીમાંથી મુક્ત થવા માટે બજેટ બનાવતી વખતે ગામ, પોસ્ટ તેમ જ નજીકનું રેલ્વે સ્ટેશન માટે જે જગા મુકરર કરવામાં આવે છે તે બીનચૂક લખી દેવી જોઇએ. એટલે પછી આવી ગફલતને સહેજ પણ અવકાશ રહેશે નહિ.

બાકી, પુસ્તકાલય સ. સ. મંડળ એ કોઇ ખાનગી વ્યક્તિની માલિકીનું મંડળ નથી કે જેથી તેના દ્વારા કંઇ સ્વાર્થ સાધવાનો હેતુ હોય. એ તો પુસ્તકાલયોએ પોતે પોતાના હિતાર્થે ઊભું કરેલું, અપનાવેલું અને હમેશને માટે તેની પાસેથી જ સેવાઓ લેવા માટેનું મંડળ છે.

આશા છે, પરિષદોમાં અવારનવાર સમજ્યે–વગરસમજ્યે આવા ઠરાવો માટે જે આગ્રહ સેવવામાં આવે છે તે આટલા સ્પષ્ટીકરણથી દૂર થશે. અને હવે પછી ભરાનાર પરિષદોમાં આવા ઠરાવોને માટે જરા પણ અવકાશ નહિ રહે.

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

હિંદના ઇતિહાસવેત્તાઓની પરિષદની કાઉન્સિલે, સર જદુનાથ સરકારના પ્રમુખપણા હેઠળ કાશીમાં મળેલી બેઠકમાં, હિંદના લોકોનો પ્રમાણભૂત ઇતિહાસ એકવીસે ભાગમાં તૈયાર કરાવવાની યોજના નક્કી કરી છે. આ માટે સર જદુનાથ સરકાર, પ્રો. નીલકંઠ શાસ્ત્રી, ડૉ. પ્રબોધચંદ્ર બાગચી, પ્રો. જયચંદ્ર વિદ્યાલંકાર તથા ત્રણ બીજા વિદ્વાનો (જેની સંમતિ મળવી હજુ બાકી છે)નું એક તંત્રીમંડળ નીમવામાં આવ્યું છે.

સર જદુનાથ સરકાર અકબરના સમયનો ગ્રંથ તૈયાર કરશે; ત્યારે રાવબહાદુર ગોવિંદરાવ સરદેસાઇ, સર જદુનાથ સરકારના સહકાર સાથે પેશ્વાઓ તથા પાછળના મોગલોના ગ્રંથો લખે. નંદ તથા મૌર્ય સામ્રાજ્યના ગ્રંથો પ્રો. નીલકંઠ શાસ્ત્રી અને ડૉ. અલ્તેકર તૈયાર કરશે તથા શુંગો, સતવાહન અને શકોનો ગ્રંથ ડૉ. બાગચી તૈયાર કરશે.

× × ×

યુદ્ધમાં લડતા માણસો તથા લંડન ખાલી કરી ગયેલા માણસોને અભ્યાસ અથવા આનંદ અર્થે પુસ્તકો મળી શકે તે ખાતર લંડન બરોના ગ્રંથપાલે એક યોજના અમલમાં મૂકી છે. તેથી કરીને બરોના લોકોને ગ્રેટબ્રિટનમાં—જ્યાં તેઓ હોય ત્યાંથી પુસ્તકો મળી શકે છે. બ્રિટનના દરેક શહેરમાં, એક જાહેર પુસ્તકાલય હોય છે. તેમાં દરેક વિષયનાં પુસ્તકો તથા નવલકથાઓ હોય છે.

સામાન્યતઃ જે જે લત્તામાં આ પુસ્તકાલયો આવેલાં હોય ત્યાંના રહેવાસીઓને તેનો લાભ મળે છે. નવી યોજનાથી, પોતાના ઘરથી ઘણે દૂર ગયેલ સૈનિક તથા વિમાનીને આ પુસ્તકાલયમાં જઇને પુસ્તક પસંદ કરવાની પરવાનગી મળે છે.

× × ×

**જગતની શિક્ષિતતાનું પ્રમાણ**—અર્ધી મનુષ્યજાતિ લખી કે વાંચી શકતી નથી. તેઓ જગતના અશિક્ષિતો છે. બ્રિટિશ તાબા હેઠળ આ સંખ્યાનો ત્રીજો ભાગ છે. ૩૨,૫૦,૦૦,૦૦૦ લોકોને કાગળ વાંચતાં લખતાં આવડતો નથી. ફિલિપાઇન ટાપુઓમાં ૧૦૦ માંથી ૬૫ વાંચી શકે છે. સ્પેનમાં આ પ્રમાણ ૫૪ ટકાથી ઓછું છે. બલ્ગેરિયામાં ૪૪ તથા ઇટલિમાં ૭૨ ટકાથી ઓછું છે. એવો અડસટ્ટો કરવામાં આવ્યો કે યુનાઇટેડ કિંગડમમાં દર સો મનુષ્યોમાં એક અશિક્ષિત છે.

× × ×

એક અમેરિકન વર્તમાનપત્રનો લંડનનો ખબરપત્રી કહે છે કે, ઈંગ્લંડમાં લડાઇને અંગે પુસ્તકપ્રકાશન પર જરા જેટલી પણ અસર થઈ નથી. આટલી બધી પ્રતિકૂળતાઓ—કાગળ મળવાનું અલ્પ પ્રમાણ, બાંધવાનાં સાધનોની અછત, હવાઇ હુમલા સામેની સાવચેતી, લડાઇના જોખમ સામે માલનો ફરજીઆત વીમો, ટપાલના ઉંચા દર, માલ મોકલવામાં થતી ઢીલ, અગત્યનાં પરદેશનાં બજારોનું બંધ થવું, ગ્રાહકોની ઘટેલી ખરીદશક્તિ તથા ઓછી સમાલોચના છતાં, પ્રસિદ્ધ થનાર પુસ્તકોની યાદીમાં વિવિધતા તથા વિશાળતા દૃષ્ટિગોચર થાય છે, કેમ જાણે હિટલર જેવી વ્યક્તિ જ ન હોય ! !

× × ×

લડાઈ દરમિયાન પુસ્તક પ્રસિદ્ધ કરવાં તે તો ' રોમ બળતું હોય ત્યારે ફિડલ વગાડવા જેવું છે ' તેવી ટીકાના જવાબમાં એક અંગ્રેજી વર્તમાનપત્ર સૂચના કરે છે કે ધીડલના સંગીતથી આગ બુઝાવનારાઓને પ્રોત્સાહન મળતું હોય. બ્રિટનના નવલકથાલેખકો પણ એવા મતના છે કે તેઓએ તેમની વિશિષ્ટ ભેરો પર, લડાઇ દરમિયાન કાટ ચડવા દેવો ન જોઇએ.

× × ×

એક નવલકથાલેખકની લડાઈની કલ્પના તથા ભૂતકાળની જવાબદારીનું પ્રતિબિંબ ' યસ્ટર્ડે ઇઝ ડેડ ' ( Yesterday is dead ) નામના સ્ટુઅર્ટ કલીટની નવી નવલમાં પડેલું છે.

× × ×

પ્રાચીન સમયમાં પણ પાંચમી કતારની પ્રવૃત્તિઓ ચાલુ હતી તેમ જેક લિન્ડસે પોતાની કાર્થેજની નવલકથા ' હેનિબાલ ટેઇકિસ એ હેન્ડ ' ( Hannibal takes a hand )માં કહે છે.

× × ×

પુસ્તકો પ્રગટ કરનારાઓનાં પુસ્તકો સંબંધેના તારો પર પણ આ સમયમાં સખત સેન્સરશિપ કરવામાં આવે છે. એક પ્રસિદ્ધ પ્રકાશન પેઢીના જણાવ્યા મુજબ તેમના છેલ્લા પુસ્તકનું નામ ' ડચ વેટ ' ( Dutch Vet ) હતું. તે નામને પસાર થવા દેતાં પહેલાં સેન્સર અધિકારીઓ પાસે ખુલાસો કરવો પડયો હતો.

× × ×

'કેટો' કૃત નવીન પુસ્તક 'ગીલ્ટી મેન' ( Guilty Men )ને લંડનના બુકસેલરોએ વેચવા માટે હાથ ધરવાની ના પાડી છે. આ પુસ્તકમાં મ્યુનિચના પંદર બ્રિટિશ પ્રજાજનોની અદ્ભુત તથા હૃદયદ્રાવક કથા આપવામાં આવી છે. અધિકારીઓ સાથે થોડી વાટાઘાટ પછી, છેલ્લા એવા સમાચાર મળે છે કે, આ પુસ્તક લંડનની શેરીઓમાં વર્તમાનપત્રોની માફક વેચવામાં આવે છે. પ્રગટ થયા પછીનાં ત્રણ અઠવાડિયાંમાં તેની પચાસ હજાર નકલો વેચાયાના ખબર મળ્યા છે.

× × ×

એચ. જી. વેલ્સકૃત છેલ્લી નવલકથા ' બેઇબ્ઝ ઇન ધી ડાર્કલિંગ વુડ ' ( Babes in the Darkling Wood ) નામની છે. તેમાં આધુનિક વિચારપ્રણાલિના આખા ક્ષેત્ર ઉપર સૅાક્રેટિસની પ્રણાલિએ સંવાદ છે. વાર્તાનું વસ્તુ ૧૯૩૯ના ઉત્તરાર્ધમાં છે.

× × ×

ડૉ. ગોબલ્સની પ્રચારક કમિટિએ રણક્ષેત્ર ઉપર જર્મન કવિઓની ટુકડીઓને સાથે લઇ જવાનું નક્કી કર્યાનું સંભળાય છે. અલબત્ત, કવિઓનો વિષય તો જર્મન યુદ્ધયંત્રોની સર્વશ્રેષ્ઠતા તથા ભયંકરતાનું વર્ણન કરવાનો છે.

× × ×

' જ્યુસુસ ' ( Jeusues ) વગેરેનો પ્રખ્યાત લેખક વાયન ફુસ્ટ વેંગર ગેસ્ટાપોની જાળમાંથી તાજેતરમાંથી અદ્ભુત રીતે ભાગી આવેલ છે. તેને ફ્રાન્સમાંથી નાઝીઓએ પકડયો

હતો. મને કેદીની છાવણીમાં રાખ્યો હતો. તેનું શું કરવું તે બાબત ગેસ્ટાપો નિર્ણય કરી શકે તે પહેલાં તો ડૉ. કુસ્ટ વેંગર સ્ત્રીનાં કપડાં પહેરીને નાસી આવ્યા.

× × ×

ડન્કર્ક બ્રિટિશ લોકોએ ખાલી કર્યું ત્યારે મશીનગનવાળા વહાણમાં એક અધિકારી એ. ડી. ડિવાઇન હતો. તે પ્રખ્યાત નવલકથાલેખક છે અને ' ડેવિડ રેઈલિ 'ની સંજ્ઞાથી જાણીતો છે. ઇંગ્લંડથી મળેલો રિપોર્ટ જણાવે છે કે, જોકે તે ભયંકર રીતે ઘાયલ થયો હતો છતાં તેની તબિયત સુધારા પર છે.

× × ×

અપ્ટન સિંક્લેર લખે છે કે ' મેં મુસોલિનીનો, હિટલરનો તથા ફ્રાન્કોનો ઉત્કર્ષ જોયો; ત્યાર પછી મેં મ્યુનિચ જોયું ને મનમાં વિચાર કર્યો કે ' છેવટ તો આજ અંતને ! આપણી દુનિયાનો આ અંત આવવાનો ને ! પચીસસો વર્ષ પહેલાં પેગંબર ઇસિયાટે ભવિષ્ય ભાખ્યા પ્રમાણે, અગ્નિ અને તલવારથી જગતનો અંત આવશે ? "

આ વિચારોને અંગે તેને તાજેતરની યુગવર્તી નવલકથા ' વર્લ્ડ્ઝ એન્ડ ' (-World's End ) લખવાનું સૂઝ્યું.

× × ×

ચીનના વિદ્વાનો તથા વિદ્યાર્થીઓ માટે વધારે ને વધારે પુસ્તકો માટે ચુંગકિંગથી અપીલ કરવામાં આવી છે. નેશનલ સેન્ટ્રલ લાઇબ્રેરીના ગ્રંથપાલના જણાવ્યા મુજબ નાનકિંગમાંથી સરકારના ઝડપી જવા પછી જાપાનીઝોએ બે લાખથી વધારે પુસ્તકો બાળી નાખ્યાં છે.

× × ×

નાઝી લોકોએ ફ્રાન્સના અમૂલ્ય કળાસંગ્રહની જે લૂંટ ચલાવી છે તેમાં લિયોનાર્ડો દ વિન્શીનું જગવિખ્યાત ' મોના લિસા ' છે. આ ચિત્ર છેલ્લાં ચારસો વર્ષથી લુવ્રેમાં પડયું હતું. બીજું બે હજાર વર્ષનું જૂનું ગ્રીક સ્થાપત્ય–ધી વિંગ્ડ મર્ક્યુરી ' ( The Winged Mercury ) છે. લડાઇ શરૂ થતાં જ આ અમૂલ્ય વસ્તુઓને ફ્રાન્સના અંદરના ભાગમાં સહીસલામતી માટે એક કિલ્લામાં બેસાડવામાં આવી હતી. કોઇ લશ્કરીએ આ ગુપ્ત સ્થાન બતાવી દેતાં પરિણામ એ આવ્યું કે, જર્મન લોકો તેને સંતાડીને ઉપાડી ગયા.

× × ×

પુસ્તકો, માસિકો તથા વર્તમાનપત્રોને નવા ' ખરીદકર 'માંથી હાલ તુરત માટે મુક્ત રાખવામાં આવશે તેવી જાહેરાત લંડનમાં થતાં, લડાઇ પછી પુસ્તકના ધંધાવાળાઓ ખુશખુશાલ થઇ ગયા હતા. કેમકે આ સંબંધમાં અધિકારીઓ તથા પુસ્તકના ધંધાદારીઓ વચ્ચે ખૂબ રસાકસી ચાલી હતી. ' ટ્રુથ ' નામના પત્રમાં તો આ વિષે એક કવિતા પણ છપાઇ હતી. પુસ્તકોને કરમાંથી મુક્ત રાખવા ઘણાં વર્તમાનપત્રો સાથે આ કવિતાએ પણ મદદ કરી હતી.

× × ×

ઝેકોસ્લોવેકિયાની પુસ્તકપ્રકાશન સંસ્થાઓ, પુસ્તક ભંડારો તથા પુસ્તકાલયો પર જે આફત આવી પડી છે તેનું વર્ણન અમેરિકાની ઝેકોસ્લોવેકિયાની રાષ્ટ્રીય કાઉન્સિલે

પ્રગટ કર્યું છે. ' શંકાસ્પદ ' પુસ્તકોનાં ગાડેગાડાં ભરી લઇ જવામાં આવે છે. પરંતુ તે બાળવા માટે નહિ, ખાવા માટે અગર ' સેલ્યુલોઝ ' બનાવવાના કાચા પદાર્થ માટે. પ્રેગની બીરોવિ પબ્લિશિંગ કંપની ' જે યાહુદી હોવાનો દાવો ધરાવતી હતી તેના દશ લાખ ક્રાઉનની કિંમતનાં પુસ્તકો જપ્ત કરવામાં આવ્યાં છે. " પાઠશાળા તથા વિશ્વવિદ્યાલયોનાં પુસ્તકાલયોનાં પુસ્તકોને બારીએથી ફેંકી દઇ પછી પાવડાથી ભેગાં કરી ગાડાં ભરી પાસેની કાગળની મિલમાં મોકલી દેવામાં આવે છે. પુસ્તકાલયોમાં જે વિભાગો ખાસ જાળવી રાખવા માટે હતા તે ફક્ત જર્મન વિદ્યાર્થીઓ તથા પ્રોફેસરો માટે ખુલ્લા મૂકવામાં આવ્યા છે. " જર્મનોએ જીતેલા પોલંડના પ્રદેશમાં ફક્ત ' રાંધણકળા, સ્ટેશનનાં ટાઇમ ટેબલો તથા સ્ટેશનરી ' જ છાપવા દેવામાં આવે છે. પોલંડનાં અમૂલ્ય પુસ્તકો લુંટાઈ ગયાનું જણાવવામાં આવે છે, દેશનાં શ્રેષ્ઠ ગણાતાં છાપખાનાંઓને દૂર લઇ જવામાં આવ્યાં છે અને કેટલાંકને દારુગોળો બનાવવા માટે ગાળી નાખવામાં આવ્યાં છે.

× × ×

૧૯૩૯ નું એ. ઈ. સ્મારક પારિતોષક આયરિશ કવિ પેટ્રિક કેવનાઘને આપવામાં આવ્યું છે. આ પારિતોષક ૫૦૦ ડૉલરનું છે.

× × ×

જાણીતો બેલ્જીઅન નાટયકાર મૅરિસ મેટરલિંક અત્યારે અમેરિકામાં, તેની પત્ની તથા સાસુ સસરા સાથે આશ્રય લઇ રહેલ છે. ગયા વિશ્વયુદ્ધમાં જર્મન લોકોએ બેલ્જીઅમમાં વસવાટ કર્યો ત્યારની બેલ્જીઅમની સ્થિતિનું તેણે પોતાના નાટક Le Bourgmestre de stillemondeમાં વર્ણન કરેલ હોવાથી જર્મનોની તેના પર કરડી નજર છે. તાજેતરના બનાવોથી તે તદ્દન નિર્ધન દશામાં આવી પડેલ છે. ફક્ત તેની ફિલ્મ ' બ્લ્યુબર્ડ ' ( Blue Bird )માંથી તેને મળતી રૉયલ્ટી પર તેનો નિભાવ ચાલે છે. તેની ઉંમર ઇઠ્ઠોતેર વર્ષની છે.

× × ×

અમેરિકાની એક પ્રકાશનસંસ્થા તથા એક માસિકે સંયુક્તપણે, શ્રેષ્ઠ નવલકથા માટે દશહજાર ડૉલરનું ઇનામ જાહેર કર્યું હતું. તે ઇનામ હાર્લો એસ્ટીસ ( Harlow Estes )ને તેની નવલકથા ' હિલ્ડ્રેથ ' ( Hildreth ) માટે આપવામાં આવ્યું છે. આ નવલકથા ' રેડબુક મૅગેઝીન 'માં ચાલુ વાર્તા તરીકે પ્રગટ થઇ હતી. ન્યુયૉર્ક શહેરની મેસર્સ ડૉડ, મીડ અને કંપની તરફથી તે પ્રગટ થવાની છે.

× × ×

સાહિત્યવિષયક પ્રવૃત્તિ માટે મહેનતાણાની રકમ સંબંધી ' ન્યુયૉર્ક ટાઇમ્સ બુક રિવ્યુ માં આવેલ લેખ પ્રમાણે, બલ્ગેરિયાની સ્થિતિ હિંદ કરતાં પણ વધારે ખરાબ છે. લેખક સ્ટોયન ક્રિસ્ટોના જણાવવા મુજબ, તે દેશમાં એક પણ લેખકનું ગુજરાન લેખન-પ્રવૃત્તિથી ચાલતું નથી. બલ્ગેરિયાને સહન કરવી પડતી રાજકીય નિર્બળતાઓ, દેશના પંછાતપણા માટે જવાબદાર છે. જ્હોન ગન્થરે આ દેશને માટે એમ લખ્યું છે કે ' કમભાગી નાનો દેશ, જે લડાઇમાં હંમેશાં ખોટો પક્ષ લે છે. ' ૧૮૩૦ પહેલાં ત્યાં છાપખાનાં નહોતાં. લિષ બુકસે ' નોપ્સ ઓન હેર બુકર 'માં જણાવ્યા મુજબ બલ્ગેરિયામાં શરૂઆતમાં

પ્રાથમિક શાળાનાં પાઠ્ય પુસ્તકો, ધર્મગ્રંથો તથા સાહિત્યવિષયક પુસ્તકો જ છપાતાં હતાં. ક્રાંતિકારી કે ઐતિહાસિક સાહિત્યનાં પુસ્તકો તો બહુ થોડાં છપાતાં હતાં.

બલ્ગેરિયાની સરકાર વિદ્વાનોને ઉત્તેજન આપવામાં, સાહિત્યના વિવિધ પ્રદેશોમાં ઇનામો આપીને સક્રિય ભાગ લે છે. બલ્ગેરિયાના સાહિત્યનું અત્યારનું વલણ ઐતિહાસિક ગ્રંથો પરતું છે.

× × ×

લંડનમાં તાજેતરમાં પ્રગટ થયેલ ચારુ દત્તના પુસ્તક 'ઇન્ડિયા ટુડે' (India Today)ને મધ્યસ્થ સરકારે હિંદમાં લાવવા પર પ્રતિબંધ મૂક્યો છે. તે પુસ્તકના ભાષાંતર, ઉતારા અથવા તે પુસ્તકમાં આપેલી માહિતીના પુનર્મુદ્રણ પર પણ તેવો જ પ્રતિબંધ મૂકવામાં આવેલ છે.

× × ×

ઇલીન બીગ લેન્ડઝના પુસ્તક 'ઇન્ટુ ચાઇના' (Into China) પર બર્માની સરકારે પ્રતિબંધ મૂક્યો છે.

× × ×

જ્યારે પ્રમુખ રૂઝવેલ્ટે, પ્રમુખ તરીકેની સત્તાથી અમેરિકન જોડણીમાં સુધારો કરવાનો યત્ન કર્યો ત્યારે પરિણામ નિષ્ફળતામાં આવ્યું હતું. પણ વડા પ્રધાન ચર્ચિલના તાજેતરના યત્નને જાહેર મત તરફથી પ્રબળ ટેકો મળ્યો છે તથા વર્તમાનપત્રોએ પણ તેને ખૂબ પ્રોત્સાહન આપ્યું છે. મિ. ચર્ચિલે પોતાના ખાતાના સભ્યોને તથા સનંદી નોકરોને એક પરિપત્ર પાઠવીને તે તેમના કાગળોના શબ્દોમાં ટુંકાણ કરવા અરજ કરી છે. તે કહે છે કે આપણે વાતચિતમાં વપરાતાં ટુંકાં વાક્યો લખતાં પણ અચકાવું ન જોઇએ.

આ વસ્તુ ધ્યાનમાં રાખવાની છે કે ચર્ચિલની શૈલી–પુસ્તકો કે ભાષણોમાં–લેખનપદ્ધતિ ઇચ્છનારને દાખલારૂપ થઇ પડે તેવી છે.

× × ×

નાઝી વિરુદ્ધના દેશનિકાલ થયેલ વીસ લેખકોને મદદ કરવા માટે ફંડ ભેગું કરવા માટે અમેરિકન પ્રકાશકોની કમિટિએ ન્યુયોર્કમાં એક ભોજન સમારંભની યોજના કરી હતી.

× × ×

અત્યારના સમ્રાટ્ છઠ્ઠા જ્યોર્જ ચાલુ યુદ્ધમાં જે આગેવાનીભર્યો ભાગ લઈ રહ્યા છે તેને મુખ્ય વિષય બનાવીને જે. વેન્ટવર્થ ડેએ નવું પુસ્તક લખ્યું છે. બહુજ ટૂંક વખતમાં તે પ્રગટ થશે.

× × ×

યાહુદીઓ સંબંધી વિદ્યાર્થીને તથા સામાન્ય મનુષ્યને પ્રમાણભૂત માહિતી મળી શકે તે ખાતર અમેરિકામાં 'ધી યુનિવર્સલ જ્યુઇશ એનસાઇક્લોપીડિયા' (The Universal Jenish Encyclopaedia) તાજેતરમાં પ્રગટ કરવામાં આવેલ છે. ભૂતકાળના બધા સિદ્ધાંતોનો સમાવેશ આમાં કરવામાં આવ્યો છે. તે ઉપરાંત આજના યાહુદીઓ તથા ખ્રિસ્તીઓને ઉપયોગી વિષયોની માહિતી પર ખાસ લક્ષ આપવામાં આવ્યું છે. ખ્રિસ્તીઓ અને યાહુદીઓ વચ્ચે વધારે સારી સમજ થવા પર ચૌદ પાનાનો નિબંધ તેમાં મૂકવામાં આવ્યો છે.

છોટાલાલ માનસિંગ કામદાર

# એક પુસ્તકની કથા

[ બાળકો, કુમારો અને કિશોરો માટેની કથા ]

એક આનંદી દેખાતું અને જાણે હમણાં જ હસી ઉઠશે એવું મઝાનું પુસ્તક હતું.

એક દિવસ એ હસતા ચહેરે પુસ્તકાલયની બહાર નીકળ્યું.

એ સ્વચ્છ અને સુંદર હતું, સુંદર અને સ્વચ્છ હતું. અને એના જેવું સરસ સુંદર પુસ્તક કદી જોવામાં આવ્યું નહોતું.

રસ્તે જતાં એને એક વાંચનાર મળ્યો; જેને એણે ઘણી વાતો કહેવાની હતી. પરંતુ એ વાંચનારે તો એને ઉપાડયું અને નીચે મૂકયું, અને નીચે મૂકીને એનાં પાનાં વચ્ચે કલમ ખોસી. શા માટે ? અલબત્ત, નિશાની–યાદદાસ્ત રાખવા માટે; પણ તે પછી તમે એ પુસ્તકનો દિદાર જુઓ તો તમને દુઃખ જ ઉપજે. કારણ કે એમ કરવાથી એનાં મોં અને આંખો પર એને વાગ્યું હતું.

એ વાંચનારે પુસ્તકને પરોપકારનો આવો બદલો આપ્યો.

પણ તે પછી શું થયું ?

પછી તો એની સ્થિતિ બહુ જ ખરાબ થઇ. એક તોફાની બેદરકાર છોકરાએ એને ઊંધું નાખ્યું, કેમ જાણે સાહેબટોપા પર બેઠા હોઇએ અને તે ટોપાની જેવી દશા થાય તેથી પણ ખરાબ દશા એ પુસ્તકની થઈ. એનાં પાનાં ચુંથાઇ ગયાં, અરેરે ! એની પીઠ પણ ભાંગી ગઇ ! ! પછી તો એનાથી બહાર રહીને તો કંઈ જ થઇ શકે તેમ નહોતું; તેથી એને ઇસ્પિતાલમાં જવા જેવું થયું.

પણ તે પછી તો એના પર જે વીતી તેનું તો વર્ણન જ થઈ શકે તેમ નથી. રસ્તે જતાં તેને વળી પાછો એક વધુ તોફાની છોકરાનો ભેટો થયો. એના હાથનાં આંગળાં ભીનાં હતાં; એ પુસ્તકનાં પાનાં જે ઊજળા સફેદ દૂધ જેવાં હતાં તે હવે એનાં ભીનાં આંગળાં અડકવાથી જોવાં પણ ન ગમે તેવાં મેલાં દાટ થઇ ગયાં; બધાં જ ગંદાં ને ગોબરાં ! ! અને એ છોકરાએ એનાં આ પરાક્રમોના શિખર પર મુકુટ પહેરાવવા માટે એ પુસ્તકનાં પાનાંના ખૂણા પણ વાળી નાખ્યા ! અરે, એવા છોકરાનું શું થાય ? !

હવે. એ મેલું, ગંદુ અને ગોબરૂં થયેલું પુસ્તક જે બિમાર જેવું થઇ ગયું હતું તેણે એની એવી જ દશામાં એનો પ્રવાસ ચાલુ રાખ્યો. અને સાચે જ, એને તો બધે ફરવાનું–મારી પાસે, તમારી પાસે, બીજાઓ પાસે–જવાનું જ રહ્યું ! એનું તો કામ જ એ ને ! ! એ પુસ્તક જતું હતું ત્યાં વળી એને એક ચૌદ વર્ષનો કુમાર

મળી ગયો. એણે વળી એનાં બે પાનાં વચ્ચે એની કોણી મૂકી વચ્ચે જ ટેકો દીધો ! ખરેખર, ચૌદ વર્ષના છોકરાએ એટલું તો સમજવું જ જોઇએ કે, પુસ્તકનો ઉપયોગ ગમે તેવી ફેંકાફેંકી રીતે ન જ કરવો જોઇએ.

પુસ્તક આથી ખૂબ જ થાકી ગયું, એનાં પાનાં વીંખાવા માંડયાં અને ચીંથરાની જેમ લટકવા લાગ્યાં ! જાણે જૂનાં ચીથરાં થઈ ગયેલાં કપડાંના ડૂચા ના હોય ! બિચારૂં એ પુસ્તક જાણે ટાઢથી થરથરતું ન હોય !!

પછી તો કોઇકે એને વરસતા વરસાદમાં રખડતું મૂકયું. એ સ્થિતિમાં એ કેટલો વખત રહ્યું હશે તેની તો ખબર નથી, પરંતુ જ્યારે વરસાદ વરસી રહ્યો અને ગરીબ બિચારૂં ભીંજાયેલું એ પુસ્તક સુકાવા પામ્યું ત્યારે એના ગાલ પરની લાલાશ જતી રહીને એનો ચહેરો બેડોળ ઢાંકણુ જેવો બની ગયો હતો—એક પળ માત્રમાં એનો વિનાશ થઇ ગયો હતો.

અને જ્યારે એ પુસ્તકાલયમાં પાછું ફર્યું ત્યારે એને પુસ્તકોની છાજલી પર સ્થાન જ ન મળ્યું. પરંતુ ગ્રંથપાલે દુઃખાતા હૈયે અને ભારે ગમગીનીથી એને એક ખૂણામાં મૂકયું. એના પ્રત્યે પછી કોઇને રસ જ રહ્યો નહિ કે તેમાંથી કંઇ પ્રેરણા પણ મળે તેવું કંઇ રહ્યું નહોતું. એ પુસ્તકના પ્રેમીઓ એની માગણી કરતા તો ગ્રંથપાલ નકાર કહી માથું હલાવતો, અને તેને બદલે બીજુંજ પુસ્તક બતાવતો.

પરંતુ એ પુસ્તકને કોઇ કાળજીવાળો મિત્ર મળ્યો હોત, તો એ આનંદી અને સુંદર પુસ્તક આજે એની અસલ જગ્યાએ જ હોત; તો તો આજે એ એના તમામ પ્રેમીઓને આનંદ જ આપતું હોત. એની સેવાના દિવસો દરમિયાન એણે મરતાં મરતાં પણ સંતોષ માન્યો કે, એની આ દશા આવા બેદરકાર હાથે એની યુવાવસ્થામાં ન થઇ તે ઠીક થયું !

આખરે એ પુસ્તકની કબર પર નીચેનો શિલાલેખ લખાયોઃ

અહીં છે

અવશેષ

**એક પુસ્તકનાં**

જે

**બેકાળજીને કારણુ કાળને શરણુ ગયું.***

" પરાશર "

---

* એલ. સ્ટેન્લી જાસ્ટના અંગ્રેજી કાવ્ય પરથી સૂચિત.

# વીસનગર મહાલ પુ. પરિષદનું પાંચમું અધિવેશન

**વીસનગર** મહાલ પુસ્તકાલ પરિષદનું પાંચમું અધિવેશન ધામણુવા ગામે તા. ૨૩-૩-૪૧ ના રોજ વીસનગરના જાણીતા રાજરત્ન શેઠશ્રી મહાસુખભાઇના પ્રમુખપદે મળ્યું હતું, જે પ્રસંગે મુંબઇનિવાસી શ્રી. મૂળચંદભાઈ લલ્લુભાઇ પટેલ, પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલ, વીસનગર મહાલ વહીવટદાર, અન્ય વકીલો, વડોદરા રાજ્ય પુ. પ્રચારક શ્રી. વલ્લવભાઈ તેમ જ મહાલ શાળાધિકારી શ્રી. જાની સાહેબ હાજર હતા. વિસનગર તેમ જ મહેસાણા મહાલના પ્રતિનિધિઓની સંખ્યા પણ સારી હતી. ઉપરાંત આ પ્રસંગે ગામની બહેનો પણ સારી સંખ્યામાં હાજર હતી.

આ નાના સરખા ગામે આ પરિષદના પ્રસંગે ત્યાંના ચાલુ વાચનાલયને પુસ્તકાલયમાં ખુલ્લું મૂકવાનો વિધિ પણ મૂળ વાલમ (તા. વીસનગર) નિવાસી (હાલ મુંબઇ) શ્રી. મૂળચંદભાઇ લલ્લુભાઇના હસ્તે યોજાયો હતો. આ બન્ને પ્રસંગો માટે ખાસ મંડપ ઊભો કરવામાં આવ્યો હતો.

પ્રારંભમાં બાળાઓના ગરબા, અને શાળાના વિદ્યાર્થીઓના ઇશ્વરસ્તુતિ, સંવાદ વગેરે થયા બાદ મુંબઇથી આ પ્રસંગ માટે ખાસ આવેલા શ્રી. મૂળચંદભાઇએ પુસ્તકાલયનો ઉદ્‌ઘાટનવિધિ કર્યો હતો. પુસ્તકાલયનું ઉદ્‌ઘાટન કરતાં તેઓશ્રીએ આ કાર્ય માટે તેમની પસંદગી બદલ આભાર માની પુસ્તકાલયોની ઉપયોગિતા વિષે ટૂંક વિવેચન કરી પુસ્તકાલયો ગામને કેવી રીતે ઉપયોગી થઈ શકે તે સંબંધમાં જણાવ્યું કે,

ગ્રામ પુસ્તકાલય ગામને ઉપયોગી કેવી રીતે થઇ શકે તે ખાસ વિચારવા જેવુ છે. ગ્રામ પુસ્તકાલયમાં વાચકોને ઉપયોગી થઇ પડે તેવું સાહિત્ય વસાવવા તરફ કાર્યકર્તાઓએ ધ્યાન આપવાની જરૂર છે. **પુસ્તકાલયમાં મોટી કિંમતનાં દળદાર પુસ્તકો વધારવાનું ધોરણ ન રાખતાં સાદી, સરળ ભાષામાં ઉત્તમ પ્રકારનું વાચન પૂરૂં પાડે તેવાં નાનાં પુસ્તકો મોટા પ્રમાણમાં વધારવા તરફ લક્ષ આપવું ખાસ અગત્યનું છે,** કે જેથી જૂજ કિંમતમાં આબાલવૃદ્ધ દરેક મોટા પ્રમાણમાં સારૂં વાંચન મેળવી શકે. પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ ધરાવનાર ધામણુવા ગામના યુવકોને મારી નમ્ર વિનંતિ છે કે વિસનગર મહાલ પુસ્તકાલય મંડળના પ્રયાસ અને શ્રીયુત ખીમજીભાઇની પ્રેરણાથી પ્રગતિ કરી રહેલ આ પુસ્તકાલયને ગ્રામજનતાના સાથ અને સહકારથી પગભર કરી, આ પવિત્ર કાર્યમાં ગમે તેટલી હરકતો આવે તેનો ધીરજથી સામનો કરી ગામને જ્ઞાન અને સંસ્કારમય બનાવવા પોતાનાથી શકય તેટલા પ્રયત્નો કરશે કે જેમાં ગામનું ઉજ્વળ ભાવી છે. ત્યારબાદ સ્વાગત-પ્રમુખ શ્રી. વાડીલાલે તેમનું વ્યાખ્યાન વાંચ્યું હતું.

બાદ આ પ્રસંગે ગરબા ગાનાર બાળાઓ અને બાળકોને ઇનામ વહેંચાઇ પ્રમુખશ્રીએ પોતાનું વ્યાખ્યાન આપ્યું હતું. તેઓશ્રીએ જણાવ્યું કે,

### પુસ્તકાલયપ્રવૃત્તિનું પ્રચારકાર્ય

આવા પ્રકારની પુસ્તકાલય પરિષદ ભરવાની યોજના પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેનાર નાગરિકો તરફથી સન ૧૯૨૪ માં મૂકવામાં આવી અને બંધારણપૂર્વક "વડોદરા રાજ્ય

પુસ્તકાલય મંડળ " સ્થપાયું. તે અન્વયે ( ૧ ) વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ જેમાં આખા રાજ્યનાં પુસ્તકાલયોના પ્રતિનિધિઓ આવે છે, ( ૨ ) પ્રાંત પુસ્તકાલય પરિષદ જેમાં પ્રાંતના પ્રતિનિધિઓ આવે છે અને ( ૩ ) મહાલ પુસ્તકાલય પરિષદ જેમાં મહાલના પ્રતિનિધિઓ આવે છે, એમ ત્રણ પ્રકારની પુસ્તકાલયપરિષદો ઠરેલા ધોરણ પ્રમાણે મળે છે. આ આજની આપણી વિસનગર મહાલ પુસ્તકાલય પરિષદ ત્રીજા પ્રકારની અને તે પાંચમી છે. પહેલી પરિષદ સન ૧૯૩૫ માં કાંસામાં, બીજી સન ૧૯૩૬ દેણપમાં, ત્રીજી ૧૯૩૭ માં વાલમમાં, ચોથી સન ૧૯૩૮ માં વિસનગરમાં અને પાંચમી આજે ધામણવામાં મળે છે.

આપ આ ઉપરથી જોઇ શકશો કે સમગ્ર રાજ્ય પુસ્તકાલય પરિષદને સંગીન બનાવવી હોય તો તેના મૂળરૂપ ગણાતી આવી મહાલ પુસ્તકાલય પરિષદોને કસ્બા અને તેનાં ગામડાંની પ્રજાના ઉત્સાહના પાણીનું સિંચન કરી પોષણ કરવાની ખાસ આવશ્યકતા છે. મહાલોની પ્રજા જાગ્રત થાય તો તો આપોઆપ પ્રાંતો અને પરિણામે સમગ્ર રાજ્ય જાગ્રત થાય એ સ્વાભાવિક છે.

શ્રીમંત સરકાર પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરી સમગ્ર પ્રજાને કેળવણીનો જે લાભ આપે છે તે લાભ ટકાવી રાખવો હોય અથવા બીજા શબ્દોમાં, લીધેલી પ્રાથમિક કેળવણીનું જ્ઞાન ભૂલી ન જવું હોય અને તેનો ઉપયોગ પોતાના જીવન સાથે ઘટાવીને સફળ કરવો હોય તો તે જ્ઞાન તાજું રાખવા વાચનની આવશ્યકતા છે અને તે વાચન પુસ્તકાલયો અને વાંચનાલયો દ્વારા જ મળી શકે છે.

અત્રે મળેલી સભામાં ભણેલા પ્રજાજનોની સંખ્યાના પ્રમાણ ઉપર મહાલની પ્રજાની કેળવણીનો ખ્યાલ બાંધવાનો નથી. આવી ભણેલી જો સમગ્ર મહાલની પ્રજા હોય તો મહાલની અને આખા રાજ્યની પ્રજાનો કયારનોએ અભ્યુદય થયેલો હોય. મહાલની પ્રજા કેટલી બધી અજ્ઞાન છે તે નીચેના આંકડા ઉપરથી સમજાશે.

વિસનગર મહાલમાં ૫૬ ગામો છે. તેની કુલ વસ્તી સન ૧૯૩૧ માં ૭૧૮૪૮ ની હતી તે વધીને સન ૧૯૪૧ માં ૮૧૨૪૭ ની થઇ છે. લગભગ સ્ત્રીપુરૂષો સરખાં છે. આ ૮૧ હજારમાં ૧૮૫૫૪ ભણેલાં છે, તેમાં ૧૩૩૬૯ પુરૂષો અને ૫૧૮૫ સ્ત્રીઓ છે તે જોતાં સેંકડે ભણેલાનું પ્રમાણ ૨૨॥ ટકા આવે છે. સન ૧૯૩૧ ના સેન્સસ પ્રમાણે ૧૬ ટકાનું પ્રમાણ હતું તે વધીને ૨૨॥ ટકા થયું છે તે જાણીને આપણને કેટલેક અંશે સંતોષ થશે. આ ઉપરથી એમ સમજશો નહિ કે ગામડાનું આ પ્રમાણ છે; કારણ કે આ ગણતરીમાં વિસનગર કસ્બાનો પણ સમાવેશ થયેલો હોય છે અને તેમાં ભણેલાનું પ્રમાણ મોટું હોય છે; એટલે તેમાંથી કેટલાક ટકા બાદ જવાના. તમારા ધામણવામાં કુલ ૯૬૧ માણસની હાલમાં વસ્તી છે તેમાં ૧૭૪ માણસો ભણેલાં છે તે પૈકી ૧૨૪ પુરૂષો અને ૫૦ સ્ત્રીઓ છે. તે જોતાં ભણેલાનું પ્રમાણ આશરે ૧૮ ટકા આવે છે.

**કેળવણીથી જ રાજ્યનો અને પ્રજાનો અભ્યુદય છે,** એ સિદ્ધાંત આપણા કે. વિદ્યાવિલાસી શ્રીમંત સયાજીરાવ મહારાજાએ ગાદી ઉપર સન ૧૮૭૫માં બિરાજમાન થયા પછી ત્રીજા જ વર્ષે શાળાઓની વૃદ્ધિ કરવા માંડી અને સન ૧૮૯૩માં અમરેલી પ્રાંતમાં અને સન ૧૯૦૬માં આખા રાજ્યમાં ફરજિયાત કેળવણી દાખલ કરી અને તેને પોષણ

આપવા સન ૧૯૧૧માં પુસ્તકાલયનું ખાસ ખાતું ઉઘાડયું અને તેને સફળ બનાવવામાં ઉદાર હાથે મદદ આપવાનું ધોરણ ઠરાવ્યું. કે મદદ પ્રજા કરે તો કે સરકાર અને કે પંચાયત મદદ આપે. આવી ઉદારતાથી રાજ્યમાં મોટી સંખ્યામાં પુસ્તકાલયો અને વાચનાલયો જોઇ રહ્યા છીએ. આ ઉદારતાનો લાભ પ્રજાજનોએ લેવો ચૂકવો નહિ.

કસ્બા સિવાય બાકીનાં ગામોમાં ગ્રામ પુસ્તકાલયો અને વાંચનાલયોની વ્યવસ્થા સરકારના ઠરેલા ધોરણ અનુસાર સેવાભાવી ઉત્સાહી શિક્ષકો રાખે છે. તંત્ર બરાબર ચાલે અને દેખરેખ રાખી શકાય તે માટે ગામોનાં જૂથ પાડી કામની વહેંચણી કરેલી છે. આ મહાલમાં એવા ચૌદ જૂથ છે અને તેના ૧૪ મંત્રીઓ છે.

## પ્રજાજનોએ ઉપાડી લેવાની જરૂર

સજ્જનો ! આ પ્રમાણે શિક્ષકો પોતાની ફરજ બજાવે છે પરંતુ હવે તે કામ પ્રજાજનોએ બજાવવું જોઇએ અને પુસ્તકાલયોને નાણાંની મદદ કરવા માટે પોતાનાથી બનતું કરવું જોઇએ. તમે પોતાના ખિસ્સામાંથી પૈસા કાઢવા તૈયાર ન હો તો હું તમને એટલી વિનંતિ કરું છું કે તમારામાં જે જે બદીઓ દાખલ થઇ હોય અને તેથી તમારા ખિસ્સામાંથી પૈસાની બરબાદી થતી હોય તેનો અટકાવ કરો. ચાહ અને પાનપટી અને બીડીઓ એ આરોગ્યની દષ્ટિએ જોતાં શરીરને પાયમાલ કરનાર વ્યસનો છે તેનો દિનપ્રતિદિન વધારો થતો જાય છે. માટે તેના તરફ તિરસ્કાર બતાવો તો પુસ્તકાલયો અને વાચનાલયો આપોઆપ ઉઘડે અને જે છે તે સંગીન થાય.

## બચત થતું નાણું પુસ્તકાલયને આપો.

પાનપટી ખાનાર અને બીડીઓ પીનાર ભાઇઓ દર માસમાં આઠ દસ પ્યાલા પીવા ઓછા કરી પાનપટી અને બીડીઓમાં ઘટાડો કરી તેમાંથી બચેલા પૈસામાંથી આ સરસ્વતીમંદિરમાં શારદાદેવીને ભેટ ધરે તો પુસ્તકાલયો સારી રીતે ચલાવવા અને વધારવામાં સરળતા થાય. સામાજિક દષ્ટિએ આપ વિચાર કરશો તો ઘણા સામુદાયિક પૈસા બચાવી શકશો. મરણ પાછળ બીનજરૂરી ન્યાતવરા શક્તિ ન હોય છતાં દેખાદેખી. ખોટી પ્રતિષ્ઠા મેળવવા દેવું કરી લગ્નપ્રસંગના નિરૂપયોગી ખરચો વગેરે એવા અનેક કુરિવાજો મૂળ નાખી સજ્જડ થયેલા છે તે નૈતિક બળ રાખી કમી કરો તો ઘણા પૈસાનો બચાવ કરી શકો એમ છે.

## સરકાર-પંચાયતની ઉદારતામાં થતો ઘટાડો.

આ સ્થળે મારે સહેજ દિલગીરી સાથે કહેવું પડે છે કે સરકારની અને પંચાયતની ઉદારતામાં ઘટાડો કરવામાં આવ્યો છે. સરકારપંચાયત મદદમાં હવે કાપ મુકાવા લાગ્યો છે. આથી પુસ્તકાલયને મળતી મદદનો ત્રીજો હિસ્સો ઊડી ગયો છે. આ સંબંધે લખાણ કરતાં ઉપરથી લખાણ આવે છે, એમ કહેવામાં આવે છે. આમ છતાં પ્રજાપોકાર તો ચાલુજ છે, આપણું બોલવાનું બંધ નથી; પણ મોઢું ઉઘાડી શકતા નથી. હજુસુધી પુસ્તકાલયો અને વાચનાલયો પગભર થયેલાં નથી. વળી વ્યાજ ઘટીને ત્રીજા ભાગનાં મંદ છે. આવી મંદ અવસ્થામાં ઉદારતા કમી કરવામાં આવે તો પુસ્તકાલયોના કુમળા છોડો આપોઆપ કરમાઇ જાય. માટે આપ પ્રતિનિધિભાઇઓએ તે સંબંધી તેમ જ આપને જે જે બીજાં કામો કરવા યોગ્ય લાગે તે તે સંબંધી કેવાં પગલાં ભરવાં તે આપના ઉપર છોડું છું.

ત્યાર બાદ ઠરાવોનું કામ હાથપર લેવામાં આવતાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતા.

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—કૈલાસવાસી શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબની યશસ્વી કારકિર્દી દરમ્યાન શરૂ થએલી આપણી પુસ્તકાલયપ્રવૃત્તિ શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા સા. ની કારકિર્દીમાં વધુ વેગવાન બને એમ આ પરિષદ ઇચ્છે છે અને રાજકુટુંબને દીર્ઘાયુ ઇચ્છે છે.

**—પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૨**—પુસ્તકાલય સ. સહકારી મંડળ તરફથી જે તે પુસ્તકાલયને રેલવેથી મોકલાતાં પુસ્તકો બદલ ઘણાં ગામોએ દૈનિક ટપાલ નહિ હોવાથી કેટલાંક પુસ્તકાલયોને ડેમરેજ ભરવું પડે છે, એ ખર્ચ નાહક થતો હોવાથી ખાતાને વિનંતિ કરવામાં આવે છે કે આ મહાલનાં તમામ ગ્રા. પુ. નાં પુસ્તકો નીચે જણાવેલા જૂથમાં આવે અને ત્યાંથી ગ્રામ પુસ્તકાલયોમાં વહેંચવામાં આવે એવી વ્યવસ્થા રાખવા પુ. સ. સ. મંડળ તરફ બંદોબસ્ત થવા લખવાનું ઠરાવવામાં આવે છે.

| જૂથનું નામ | ગામો |
|---|---|
| **વિસનગર** | સુંશી, ધાધરેટ, રાલીસણા, પાલડી, સેવાળીઆ, કુવાસણા, સદુથળા, રોવાળા, કંસારાકુઇ, દઢીઆળ, ખરવડા, મગરોડા, સા. પુ. |
| **ખેરવા** | ઉદલપુર અને ધામણવા. સા. પુ. |
| **કડા** | કડા સા. પુ., રંગાકુઇ અને બાકરપુર, ગોઠવા. સા. પુ. |
| **કમાણા** | કમાણા સા. પુ. |
| **ભાલક** | ભાલક સા. પુ. |
| **ગુંજા** | ગુંજા સા. પુ. |
| **દેણુપ** | દેણપ અને ખદલપુર સા. પુ. |
| **કાંસા** | કાંસા, થલોટા અને રાજગઢ સા. પુ. |
| **વાલમ** | વાલમ, ખંડોરણ, તરભ, ગણેશપુરા અને વડુ. |
| **બાસણા** | બાસણા તથા ચિત્રોડા મોટા સા. પુ. |
| **ભાન્ડુ** | ભાન્ડુ, સાતુસણા, જેતલવાસણા, બોકરવાડા, ખરસદા અને દવાડા સા. પુ. |

દરખાસ્ત—**પ્રહ્લાદજીભાઇ વિઠ્ઠલભાઇ ભાવસાર,** અનુ૦—**બબલદાસ ગોવિંદરામ**

**ઠરાવ ૩**—આજની આપણી સામાજિક પરિસ્થિતિ જોતાં સ્ત્રીઓ અને બાળકો માટે દરેક પુસ્તકાલયમાં એક એક દિવસ મુકરર કરી શિક્ષક ભાઇઓનો સહકાર મેળવી ઉત્તમ પુસ્તકોનું જ્ઞાન મળે તેવો પ્રબંધ કરવા દરેક પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળને વિનંતિ કરવામાં આવે છે.

દરખાસ્ત—**શિવાભાઇ અંબારામ પટેલ,** અનુ૦—**ઈશ્વરભાઇ રાયચંદ પટેલ**

**ઠરાવ ૪**—ચાલુ સાલે કેટલાંક પુસ્તકાલયોનાં બજેટ માગણી મુજબ મંજુર થતાં નથી અને તેના કારણમાં રકમની સવડ નથી એમ ખાતા તરફથી જણાવવામાં આવે છે. તો જે ગ્રા. પુ. લોકમદદ જેટલી રકમ કાયમ ફંડમાં જમા કરાવે તેવાં ગ્રા. પુ. ને ઠરેલા ધોરણ પ્રમાણે રૂ. ૧૦૦) સો સુધીની સરકાર તેમજ પ્રાંત પંચાયત મદદ આપી બજેટ મંજૂર કરવા આ પરિષદ શ્રીમંત સરકારને આગ્રહભરી વિનંતિ કરે છે.

દરખાસ્ત—**લાલજીભાઈ ચતુરભાઇ પટેલ,** અનુ૦—**કાળુભાઈ વીરસિંગભાઇ ચૌધરી**

બાદ ઠરાવ ૫, ૬, ૭, આભારદર્શક હોઇને ૮ મો ઠરાવ નીચે પ્રમાણે હતોઃ—

**ઠરાવ ૮**—મહાલનાં ગામડાંઓની નિરક્ષર પ્રજા પણ દુનિયાના ચાલુ બનાવોથી અજ્ઞાન ન રહે તે હેતુથી તેમજ જ્ઞાનવૃદ્ધિ કરવાના હેતુથી તેમને સિનેમા ફિલ્મો દ્વારા અને સ્લાઇડો દ્વારા શિક્ષણ આપવું એ વધારે રુચિકર અને વધારે સારાં પરિણામ નીપજાવનારું છે, એટલું જ નહિ પરંતુ જ્ઞાનપ્રચારને વેગ આપનારું નીવડશે એમ આ સભા માને છે. તેથી આ બાબત એક યોજના તૈયાર કરી તેને અમલમાં મૂકવા રાજ્ય પુસ્તકાલય મંડળને આ હકીકત સાદર કરવાનું ઠરાવવામાં આવે છે.

દરખાસ્ત—રતિલાલ કા. જોશી, વિસનગર    અનુ૦—જગજીવનદાસ ગો. દેસાઇ

ઉપલા ઠરાવો પૈકી ઠરાવ ત્રીજા પર ચર્ચા થતાં રાજ્ય પુ૦ પ્રચારક શ્રી. વલ્લભભાઇએ જણાવ્યું કે, પુસ્તકાલય પ્રત્યે જનતાને જે રસ નથી તે ઉપજાવવા લોકોને ભેગા કરી પુસ્તકાલયના મંત્રી સારાં પુસ્તકોના સારા ફકરા વા વર્તમાનપત્રોમાંથી સમાચારો વાંચી સંભળાવે. જનતામાં વાચનનો રસ જાગ્રત કરવા માટેનો આ ઠરાવ છે. આ માટે જેમ કથાનો સમય મુકરર કરવામાં આવે છે, તેમ આ કામ માટે પણ સમય મુકરર કરવો જોઇએ. વધુમાં શ્રી. ઉમેદભાઇ પરીખે જણાવ્યું કે, આપણાં બાળકો અને સ્ત્રીઓને વાચનનો શોખ નથી. તેઓનો મોટો ભાગ નિરક્ષર છે. તેમને વાંચવાનો રસ લગાડવો જોઇએ. પછી તો વાચકો પોતે જ વંચાવતા થશે. બાળકો વાંચતાં શીખશે તો પુસ્તકાલયોનાં પોષક થશે. એ માટે તમારે બાલસાહિત્ય ખાસ વસાવવું જોઇએ. તમારા પુસ્તકાલયમાં નિરૂપયોગી ચીંથરેહાલ પુસ્તકો હોય તેમને દૂર કરો. દર વર્ષે નવાં નવાં પુસ્તકો મંગાવી વસાવો. દશ્યચિત્રો પણ બાળકોને બતાવતા રહો. આથી બાળકો તેમજ બહેનો આકર્ષાશે. આ રીતે તમારે ત્યાં ભવિષ્યમાં વિચારશીલ નાગરિકો ઊભા થશે.

ત્યાર બાદ ઠરાવ ચોથા પર બોલતાં શ્રી. ઉમેદભાઇએ જણાવ્યું કે, સ્વ. મોતીભાઇ સાહેબ નિવૃત્ત થયા ત્યારે રૂા. ૩૦,૦૦૦ મદદ નિયત હતી. જેઓ શંકાથી બોલે છે કે, મદદ ઘટી છે તેવું માનવાને કારણ નથી. દર વર્ષે ૫૦ નવીન પુસ્તકાલયો વધે છે. છેલ્લાં ૭ વર્ષમાં બસો—સવાબસો પુસ્તકાલયો વધ્યાં છે. વળી પુસ્તકાલયો તરફથી ભેગી કરાતી મદદ અમર્યાદ હોય છે. એક ગામ એક વર્ષે ૫૦) લોકમદદ ભેગી કરે છે તો બીજે વર્ષે દોઢસો લાવે. એટલે લોકમદદ દર સાલ એકસરખી હોતી નથી; જ્યારે સરકારમદદ એકસરખી હોય છે. અને તેટલીજ રકમની ફાળવણી કરવાની હોય છે. એટલે દર ત્રણ વર્ષે પુસ્તકાલયનો ખર્ચ જોવાય, તેમજ ગામની વસ્તી અને પુ. પ્રચારક કે અધિકારીનું નિવેદન ધ્યાનમાં લઇ અંદાજ નક્કી કરાય. મદદ તો બધાં જ ગામડાં માગવાનાં છે. દરસાલ ૧૫૦૦ જેટલાં બજેટો બને છે. અમે ૧૦,૦૦૦ ની માગણી કરવા છતાં વધુ મળતી નથી. એ તો ક્રમે ક્રમે વધારવાની નેમ છે. બધાં ગ્રા. પુ. ને મદદ અપાયા પછી રકમ વધે તો જ પૂરવણી બજેટને મદદ મળી શકે. છતાં માગણી કરી જોવી. વળી હવે તો કસ્બાની રકમ ઓછી કરી ઉછરતાં ગામડાંમાં મદદ આપવાનું ધોરણ સ્વીકારાયું છે. ગ્રા. પુ. પ્રત્યેની નીતિ ઉદાર છે અને રહેશે. તે નીતિ અનુસાર મધ્યવર્તી પુસ્તકાલયમાં પણ ૧૦,૦૦૦ ઓછા કર્યા છે. પુસ્તકાલયોને આપવાની મદદમાં કપાત કરી સરકાર ખાતે જમા રાખવાની અમારી નીતિ નથી.

બાદ ઠરાવોનું કામ પૂરું થતાં આભારદર્શન અને ફૂલહાર થઈ પરિષદનું કાર્ય પૂર્ણ થયું હતું.

# પેટલાદ મહાલ પુ. પરિષદ પાંચમું અધિવેશન

પેટલાદ મહાલ પાંચમી પુસ્તકાલય પરિષદ ગાડા મુકામે તા. ૨૩-૩-૪૧ને રવિવારે પેટલાદના દાતાર શેઠ શ્રી. નવીનચંદ્ર ચંદુલાલ પરીખના પ્રમુખસ્થાને ધર્મશાળાના મકાનમાં મળી હતી. આ શુભ પ્રસંગે ધર્મશાળાના મકાનને ધ્વજપતાકાઓથી તેમજ સુવાક્યોનાં બોર્ડથી સુંદર રીતે શણગાર્યું હતું તેમજ ગાડા સાર્વજનિક પુસ્તકાલયના મકાનને શણગાર્યું હતું. પરિષદમાં વ. રા. પુ. મંડળના મંત્રીઓ રા. મણિલાલ કાશીવાળા, તથા શ્રી. રામભાઇ પટેલ વસોવાળા, વ. પ્રાં. પુ. મંડળના મંત્રી રા. ચિમનભાઇ હ. અમીન, રા. નાજુકલાલ નંદલાલ ચોકસી તથા પ્રચારક રા. છગનભાઈ પટેલ વગેરે પધાર્યા હતા.

શરૂઆતમાં વિદ્યાર્થીઓએ "અંતર રટીએ" નામની પ્રાર્થના ગાઇ અને કન્યાશાળાની કન્યાઓએ સ્વાગતગીત ગાયું હતું. તે પછી સ્વાગતપ્રમુખ રા. મગનભાઇ પટેલે પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું, જેમાં તેમણે ગાડા ગામનો પરિચય આપી ગામની ચાલતી વિવિધ સાર્વજનિક પ્રવૃત્તિઓનું દિગ્દર્શન કરાવ્યું હતું. તેમાં પણ શ્રી. ભાઇલાલભાઇ વ્રજવલ્લભદાસની ઉદાર દેણગી ખાસ ધ્યાન ખેંચે તેવી હતી. તે પછી બાળાઓએ દાંડીઆ સાથે મનોરંજક "મોરલાનો ગરબો" ગાયો હતો. ત્યારબાદ પેટલાદ મહાલ પુસ્તકાલય મંડળના પ્રમુખ શ્રી. હરિવલ્લભદાસ શાહે પ્રમુખ માટે દરખાસ્ત રજૂ કરતાં પ્રમુખશ્રીનું ટૂંક ઓળખાણ આપ્યું હતું. સદર દરખાસ્તને ગાડા ફાર્મસીવાળા રા. કુબેરભાઈ પટેલે અનુમોદન આપતાં શેઠ શ્રી. નવીનચંદ્ર ચંદુલાલ પરીખે પ્રમુખસ્થાન લીધું હતું.

તે પછી પેટલાદ મહાલ પુસ્તકાલય મંડળના મંત્રીજી રા. છોટાભાઇ પટેલે મહાલ પુસ્તકાલય મંડળનું નિવેદન વાંચી સંભળાવ્યું હતું. નિવેદન વંચાયા બાદ બહારગામથી આવેલા સંદેશા વાંચી સંભળાવ્યા હતા, જેમાં મુખ્યત્વે મે. રા. વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક રા. ઉમેદભાઇ સાહેબનો તેમજ રા. રાયપુરાના મુખ્ય હતા.

ત્યારબાદ પ્રમુખશ્રીએ પોતાનું છાપેલું ભાષણ વાંચી સંભળાવ્યું હતું. તેઓએ જણાવ્યું કે,

વિશ્વવિદ્યાલયોની મોટી અને કઠણ પરીક્ષાઓ પસાર કર્યાથી હું સાહિત્યક થયો છું એમ કદી માનતો નથી અને કોઇ પણ વ્યક્તિ એકલી વિશ્વવિદ્યાલયોની પરીક્ષાઓ પસાર કર્યે સાહિત્યક થઈ શકે એ પણ હું માનતો નથી; પરંતુ આવા સાહિત્યક થવા પ્રેરણા અર્પી આજનો પ્રસંગ પ્રાપ્ત કરાવી આપવા માટે કાર્યવાહી સભાનો આભાર માનું છું.

આપ સૌ જાણો છો કે આપણાં રાજ્યની આજની પુસ્તકાલયપ્રવૃત્તિ, કૈલાસવાસી શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબની મદદ તેમ જ સ્વર્ગસ્થ મોતીભાઇ અમીનના અપૂર્વ ઉત્સાહ અને અથાગ પરિશ્રમને જ આભારી છે.

## પ્રજાજાગૃતિનું પરમચિહ્ન

જે સમયે ગ્રામ્યજનતામાંથી નિરક્ષરતા, અજ્ઞાનતા દૂર કરવાનો પ્રયાસ શરૂ થયો, તે સમયની ગ્રામ્યપ્રજાની તેમજ ન્હાનાં શહેરોમાં વસતા લોકોની સ્થિતિ કેળવણીની દૃષ્ટિએ શોચનીય હતી. લોકોનો મોટો ભાગ અજ્ઞાનદશામાં હતો અને કેળવણી તથા સંસ્કારોથી

વંચિત હતો. આજે આપણે તે સ્થિતિમાં અનેરું પરિવર્તન જોઈએ છીએ. વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે પણ આવી જ પ્રવૃત્તિઓ આદરી છે અને આ દિશામાં આ મંડળે પ્રશંસનીય કાર્ય કર્યું છે. અક્ષરજ્ઞાન મેળવેલો સમાજ સારાં, શિષ્ટ અને રસદાયી પુસ્તકો વાંચી પોતાના જ્ઞાનમાં વૃદ્ધિ કરે એ હેતુથી ગામેગામ પુસ્તકાલયોનો પ્રબંધ થયો છે. શહેરોમાં પુસ્તકાલયો ઉપરાંત વાંચનાલયોની પણ ગોઠવણ થઈ છે. આ બધા સ્થળે જનતા જગતમાં રોજ બનતા બનાવોથી વાકેફ રહે છે અને અનેક પ્રશ્નો પર ચર્ચા ચાલાવે છે. આ પ્રજાની જાગૃતિનું ચિહ્ન છે.

ગામડાઓમાં પુસ્તકાલય મારફત સધાતી પ્રવૃત્તિની સફળતાનો ખરો આધાર શિક્ષકો પર છે.

આજે ઘણા શિક્ષક બંધુઓ અહીં આવેલા છે; તેમને ઉદ્દેશીને બે શબ્દો કહું તો તે અસ્થાને નહિ ગણાય.

## શિક્ષકોનું જીવનસાફલ્ય

'A teacher is no teacher if he has no philosophy in life.' શિક્ષક આદર્શવાદી હોવો જોઈએ, પોતાને માથે મહાન જવાબદારી છે તે તેણે કદીયે ભૂલવી ન જોઈએ. પોતાની ફરજ બજાવવામાં શિક્ષકે પોતાના કાર્યના બદલારૂપી મળતા વેતન તરફ કદીયે દૃષ્ટિ કરવાની નથી. કેળવણીની કિંમત પૈસાથી આંકી શકાય નહિ. શિક્ષકે પોતાને સત્કાર્ય કરવાનો જે સુઅવસર મળ્યો છે તેનો જેમ બને તેમ વધુ ને વધુ સદુપયોગ કરવો જોઈએ. શિક્ષક આદર્શ માનવી હોવો જોઈએ, એવી સમાજની આશાને ફળીભૂત કરવામાંજ શિક્ષકે પોતાના જીવનનું સાફલ્ય માનવું જોઈએ. આવતી કાલની પ્રજાના માનસનો મોટો આધાર આજના શિક્ષકના શિક્ષણ પર છે અને શિક્ષણ સારૂં અને અસરકારક ત્યારે જ નીવડે કે જ્યારે શિક્ષક વિદ્વાન અને આદર્શવાદી હોય. પરંતુ સાથે સાથે મારે એ પણ કહેવું જોઈએ કે બાળકોનાં માતાપિતાના સહકાર સિવાય શિક્ષકનો અડધો પ્રયત્ન વ્યર્થ જશે. માટે શિક્ષકો અને ઇતર સમાજનો પરસ્પર સંપૂર્ણ સહકાર સધાવો જોઈએ. ગામડાઓમાં શિક્ષકોએ પુસ્તકાલયોનો વધુ ને વધુ ઉપયોગ વિદ્યાર્થીઓ પાસે કરાવવો જોઈએ અને કેવા પ્રકારનાં પુસ્તકો વાંચવાં તે માટે તેઓને માર્ગદર્શન કરાવવું જોઈએ.

આજના જમાનામાં જ્ઞાન મેળવવાનાં સાધનોમાં પુસ્તકો ઉપરાંત, ગ્રામોફોન, કેળવણી મુસાફરી અને જ્ઞાનની ફિલ્મો, Magic-lanterns સાથેનાં વ્યાખ્યાનો વગેરેનો પણ સમાવેશ થાય છે. પુસ્તકાલય આ બધું ખરીદી શકે તેમ ન હોય તો, આ સાધનો પૈકી કોઈ કોઇ સાધનો ગામમાં કોઇ વ્યક્તિ પાસે હોય તો તે માગી લાવી કોઇ સમયે સમાજને એનો લાભ આપે તો સુંદર કાર્ય થાય.

મારી બીજી નમ્ર સૂચના એ છે કે, દર અઠવાડિયે જ્યાં જ્યાં પુસ્તકાલયો હોય ત્યાં Debating Society, જ્ઞાનસભાઓ જેવું થાય આમ કરવાથી મને આશા છે કે સંસ્થા માત્ર પુસ્તકિયા સંસ્થા નહિ, પરંતુ જ્ઞાનાલય, જ્ઞાનમંદિર બનશે અને જનતાના જીવનમાં રસ, સંસ્કાર વગેરે ભરશે અને લોકોમાં વિચારની આપ-લેનું પ્રમાણ હાલ છે તે કરતાં ઘણું વધી જશે.

પુસ્તકાલયના મંત્રીઓ જો ધારે તો, વિદ્યાર્થીઓની સભા વખતોવખત ભરી, વાર્તાઓ કહે, કહેવડાવે; ઉપયોગી પુસ્તકો, માસિકો બતાવે, ચિત્રો વગેરે બતાવવાની ગોઠવણ કરે; સ્ત્રીઓ માટે પણ ખાસ દિવસ નિર્ણિત કરી સ્ત્રીસંમેલનો યોજે અને સમાજમાં જોઇતા સુધારાના વિચારોની આપ-લે કરાવે, અને સાંજના સમયમાં સભાઓ યોજી, કંઇ ને કંઇ મનરંજન પ્રયોગો રાખે. ખરેખર, ગ્રામ્યજીવન સુધારવા આવા પ્રયોગોની આવશ્યકતા છે અને તે પુસ્તકાલયોના સંચાલકોજ કરી શકે.

પુસ્તકાલયનાં પુસ્તકોની પસંદગી, ગ્રંથપાલનું કર્તવ્ય વગેરે ઘણીજ મહત્ત્વની બાબતો છે.

> **પુસ્તકો સાથે જ પ્રેમ કરો**
>
> કારણ કે—
>
> * જ્ઞાન મેળવવામાં
> * પ્રગતિના માર્ગે પ્રયાણ કરવામાં
> * જીવનને સાર્થક બનાવવામાં
>
> પુસ્તકો તમારા જીવનના નિત્યવ્યવહારમાં તમને એક ગુરુ કરતાં પણ વધારે અને સાચી સહાય આપશે.
>
> આજે એ પુસ્તકોને તમારા સાચા સાથી બનાવો.

પુસ્તકાલયોમાં પુસ્તકોની પસંદગીનું કામ સહેલ નથી. સારાં પુસ્તકો વાંચવાથી પડેલા સંસ્કારો જીંદગીપર્યંત ગમે તેવા સંજોગોમાં એક સાચા મિત્રની ગરજ સારે છે. સામાન્ય જનતા આજે જે સાહિત્ય વાંચે છે તે ઘણું કરીને પ્રગતિને પંથે લઈ જનાર નથી હોતું. આ સાહિત્ય તો કાળે કરીને તેના ઉપાસકની માનસિક અવદશા જ કરે છે. કયું સાહિત્ય વાંચવા જેવું છે અને કયું સાહિત્ય વાંચવા જેવું નથી, તેનો નિર્ણય કરવાનું કામ સામાન્ય જનતા પર છોડી શકાય તેમ નથી. સાહિત્યમાં ઉત્તમ કોટિનાં પુસ્તકો વધ્યાં છે, તેમ અશિષ્ટ વાચનનો પણ થોક થયો છે. જે માનવીના સંસ્કારો પરિપક્વ થયા નથી તેનું મન તો નીચી કોટીનું સાહિત્ય વાંચવા તરફ જ દોરાવાનું. માટે આવા સાહિત્યને પુસ્તકાલયોમાં સ્થાન જ ન મળવું જોઇએ. પુસ્તકાલયોમાં તો મુખ્યત્વે કરીને, વાંચનારનું જીવન નિઃસ્વાર્થી, સેવાભાવી, આધ્યાત્મિક બનાવે, ચારિત્ર્યને વિકસાવે, મનુષ્યને દુર્ગુણો તરફ જતો અટકાવી સન્માર્ગે દોરે એવુંજ સાહિત્ય હોવું જોઇએ. સામાન્ય જનતા આવું તદ્દન ઉચ્ચ કોટિનું સાહિત્ય શરૂઆતમાં ન પચાવી શકે એ સ્વાભાવિક છે. માટે ઉપરનાં ધ્યેય લક્ષમાં રાખી સારા સાહિત્યમાં પણ સહેલાઇથી સમજી શકાય તેવાં, મગજને એકદમ કંટાળો ન આપતાં વિનોદ સાથે જ્ઞાન આપે તેવાં, તથા સામાન્ય જનતા કરતાં કાંઇક ઊંચી કક્ષાએ પહોંચેલાં સ્ત્રી-પુરૂષોએ વાંચવા યોગ્ય એમ બે ત્રણ વિભાગ પાડી તદનુસાર પુસ્તકો વસાવવાં જોઇએ. આધ્યાત્મિક ઉન્નતિ માટે, ઉચ્ચ કોટિના સાહિત્યની જેટલી જરૂર છે તેટલીજ જરૂર મગજને આરામ આપવા, તાજુ રાખવા, સરળ, નિર્દોષ વિનોદી સાહિત્યની છે.

આજકાલ Rural Uplift-ગ્રામોદ્ધારની વાતો પણ ચાલે છે. કેટલાંક સ્થળોએ આ યોજના શરૂ પણ થઇ છે. આ યોજનામાં પણ પુસ્તકાલય સુંદર ફાળો આપી શકે અને શિક્ષક આ પ્રવૃત્તિનો પ્રેરક બની શકે. ગામડાંઓમાં આવેલી શાળાઓમાં, બાળકોનું આરોગ્ય સારું રહે તે માટે ફરજિયાત વ્યાયામની પ્રથા પણ દાખલ કરવી જોઇએ.

મોટી વયનાં સ્ત્રીપુરૂષોનો માનસપલટો કરી, તેમની પાસે સારી સામાજિક પ્રવૃત્તિ-

૬

ઓની શરૂઆત કરાવાય અને ત્યારબાદ તે પ્રવૃત્તિઓને પોષવા સારાં પુસ્તકો વાંચવા તરફ પ્રજાને દોરવાય તો ગામડાઓની ખરી સેવા કરી કહેવાય.

જેમ બાળકોમાં સંસ્કાર ઘડવાનું કામ આપણે શિક્ષકને સોંપીએ, તેમ ગ્રામ પુસ્તકાલયોમાં સાહિત્ય વાંચવા તરફ શાળાની બહારની જનતાને દોરવાનું કામ ગ્રંથપાલને સોંપીએ.

પૂ. ગાંધીજીએ કેળવણીનો જે પ્રયોગ આદર્યો છે તેમાં બે આદર્શો સમાયલા છેઃ જાતમહેનત અને ઓછામાં ઓછો ખર્ચ. આ બન્ને આદર્શો હાલના હિંદને ખાસ જરૂરી છે અને આ આદર્શોને અનુસરીને દરેક વ્યક્તિએ પોતાનો ફાળો આપવો જોઇએ.

ગામડાંઓમાં કેળવણી પામેલા લોકો હોય તેમણે, મહોલ્લે મહોલ્લે ભાષણો કરી, નિરક્ષર પ્રજામાં, અક્ષરજ્ઞાન માટે પિપાસા ઉત્પન્ન કરવી જોઇએ અને સાથે સાથે તેવા લોકોને અક્ષરજ્ઞાન મળે તેવા ઉપાયો યોજવા જોઇએ અને જે લોકોએ થોડું પણ અક્ષરજ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેમને પુસ્તકાલયોમાં રસ લેતા કરવા જોઇએ.

અક્ષરજ્ઞાન અને પુસ્તકાલની વાતોમાં આપણે સ્ત્રીસમાજને ખાસ યાદ રાખવો જોઇએ. સ્ત્રીઓ જો ભણેલી અને સુશિક્ષિત હશે તો, તેઓ પોતાની જીવનસુધારણા કરવા ઉપરાંત પુરૂષને પણ અનેક રીતે મદદકર્તા થઇ પડશે. આપણા સમાજમાં કેટલીક વખત એમ બને છે કે પુરુષની ભાવના ગમે તેટલી તીવ્ર હોય પરંતુ તે તીવ્રતા સ્ત્રીવર્ગને ન રૂચે તો તે ભાવના ગમે તેટલી સારી હોય તો પણ અર્થવિહોણી થઇ પડવાની. સ્ત્રીઓનું ચલણ હિંદુ સમાજમાં જોઇતા પ્રમાણમાં ન હોય, પરંતુ ગૃહતંત્રમાં તેમનો જેટલો ફાળો છે તેટલો પુરૂષનો નથી જ. માટે સ્ત્રીસમાજમાં રહેલો અજ્ઞાનાંધકાર સત્વર ટાળી તેમનામાં સંસ્કાર રેડવાનું કામ પણ પુસ્તકાલય મારફત થવું જોઇએ. આ માટે તો સ્થાનિક સેવાભાવીઓ સુંદર કાર્ય કરી શકે.

સ્ત્રીઓમાં વાચનનો શોખ વધે, કન્યાશાળામાં લીધેલી પ્રાથમિક કેળવણી ભૂલી ન જાય અને સંપાદન કરેલું જ્ઞાન વર્તમાનપત્રો દ્વારા અને પુસ્તકો દ્વારા તાજું રાખી તેમાં વૃદ્ધિ કરે, બપોરના નવરાશના સમયમાં પુસ્તકાલયમાં આવી અન્ય સ્ત્રીઓના સમાગમમાં આવે, સામયિકો અને વર્તમાનપત્રોમાં વાંચેલી હકીકત સંબંધી એકબીજા સાથે વિચારોની આપ-લે કરી તેમાંથી જે અનુકરણીય હોય તેનો પોતાના જીવનમાં અને સમાજમાં ઉતારવા પ્રયત્ન કરે તે માટે સ્ત્રીઓને યોગ્ય માર્ગદર્શન કરાવવું જોઇએ. સ્ત્રીઓની માનસિક કેળવણીનો વિકાસ થવાથી સમાજમાં ઘૂસેલા કુરિવાજો સત્વર દૂર કરી શકાશે અને આપણા ભાવિ સમાજની ઉન્નતિ સહેલાઇથી સાધી શકાશે.

જેમ સ્ત્રીકેળવણી વિષે કહ્યું તેમ બાળકેળવણી વિષે પણ છે અને તે આવી સંસ્થાઓથી જ થઇ શકે તેમ છે. આપણા રિવાજ પ્રમાણે પુસ્તકાલયોનો લાભ મુખ્યત્વે પુરૂષો જ લે છે, પરંતુ સમાજનું બીજું કુમળું અંગ જે બાળક, તેને કેળવવાની ખાસ જરૂર હોઇ સાર્વજનિક પુસ્તકાલયોમાં બાળવિભાગની પણ આવશ્યક્તા છે. સમાજની ઉન્નતિ અર્થે ઊગતા વર્ગને નહિ કેળવીએ તો શું ફળ આવશે ?

પુસ્તકાલયમાં બાળવિભાગ ખોલી અગર નાનાં બાળપુસ્તકાલયો સ્થાપી બુદ્ધિચાતુર્યની

ઘરમાં રમાતી રમતો (Indoor Games) રાખવામાં આવે તો બાળકના બંધારણીય સમય વખતે તેના પર ઘણી સારી અસર થાય.

મહાલ પ્રવૃત્તિનું ધ્યાન આપ સૌ મંત્રીજીના નિવેદન પરથી જાણી શકશો.

મહાલ પુસ્તકાલય મંડળને આગળ ધપાવવા આર્થિક જરૂર પડે. આને માટે ભંડોળ છે, પણ એક વખતના શ્રમથી આપણી જરૂરીઆત પૂરી પડે નહિ; માટે ભંડોળની વૃદ્ધિ અર્થે પણ આપણે પ્રયાસ જરૂર કરવો જોઇએ.



અંતમાં કહેવાનું કે 'જીવીશ બની શકે તો એકલાં પુસ્તકોથી ' એ સ્વ. રાજકવિ કલાપીની ઉક્તિને જીવનમાં ઉતારજો અને આપણા સદ્ગત મહારાજા શ્રી. સયાજીરાવ ગાયકવાડે બક્ષેલા પુસ્તકાલયોનો લાભ લેજો.

આજના જેવી પુસ્તકાલય પરિષદમાં સેવા બજાવવા આપે મને તક આપી તે માટે એક વાર ફરીથી આપનો આભાર માની બેસી જવાની રજા લઉં છું.

ભાષણ વંચાયા બાદ ઠરાવોનું કામ હાથ પર લેવામાં આવ્યું હતું.

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—પ્રમુખસ્થાનેથી રજૂ થયો હતો. તેમાં શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા સાહેબને બ્રિટિશ સરકાર તરફથી જી. સી. એસ. આઇ. નો માનવંતો ખિતાબ મળ્યો તે બદલ સહર્ષ અભિનંદનનો તેમ જ રાજ્યકુટુંબને આરોગ્યસહ દીર્ઘાયુ ઇચ્છતો, તથા **ઠરાવ નંબર ૨** મે. રા. ઉમેદભાઇ સાહેબ આસિ. ક્યુરેટર સાહેબની જગ્યાએ કાયમ થયા તે બદલ અભિનંદનનો સર્વાનુમતે પસાર થયા હતા.

**ઠરાવ ૩**—શિષ્ટ પુસ્તકો જનતામાં ખૂબ વંચાય એ હેતુથી રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાની યોજનાનો મોટા પ્રમાણમાં લાભ લેવાય તેનો પ્રચાર કરવા સંબંધીનો રા. ડાહ્યાભાઈ રામદાસ પટેલ તરફથી રજુ થયો હતો. આ ઠરાવને વ. રા. પુ. મંડળના સહમંત્રી રા. નાજુકલાલ નંદલાલ ચોકસીએ શિષ્ટ વાચનથી થતા ફાયદા તેમ જ તેની જરૂરીઆત સંબંધી બહુ જ ભાવપૂર્વક અને અસરકારક રીતે ધ્યાન કરી સમજ આપી હતી. તેમજ જણાવ્યું હતું કે હાલમાં જ શિષ્ટ વાચનની ૧૯ મી પરીક્ષા લેવાઇ છે. જેમાં "ભારતસેવક ગોખલેજી"ના જીવનચરિત્રની પરીક્ષા રાખી હતી. હવે ૨૦ મી પરીક્ષામાં, " મારૂં ગામડું " નામના પુસ્તકની પરીક્ષા રાખી છે. તેમાં બેસવા સૌને સૂચવ્યું હતું.

**ઠરાવ ૪**—જૂથમંડળો દ્વારા ગ્રામ પુસ્તકાલયો સુવ્યવસ્થિત અને વેગવાન બની શકે તેની રૂપરેખા સહિતનો ઠરાવ રા. ડાહ્યાભાઇ છગનભાઇ પટેલ તરફથી રજુ થયો હતો.

**ઠરાવ ૫**—પુસ્તકાલયોની સુવ્યવસ્થા અને કાર્યસાધકતાની દૃષ્ટિએ પુસ્તકાલયના વહીવટ અંગેનો યથાયોગ્ય અમલ કરવા કાર્યકર્તાઓને આગ્રહ કરતો, સ. હિરાલાલ ગંગાદાસ

તરફથી રજુ થયો હતો. આ ઠરાવ પર પણ શ્રી. ચોકસીએ "પુસ્તકાલય" માસિકના ૧૯૪૦ ના ઑક્ટોબર માસના અંકમાં પ્રસિદ્ધ થયેલી ખાતાની સૂચના નંબર ૯ કાઢી ક્રમવાર સમજૂત કરી હતી.

ઠરાવ ૬—પ્રજાની વાચનભૂખ સંતોષવા માટે પ્રસિદ્ધ થતું નવું નવું સાહિત્ય પુસ્તકાલયોમાં વસાવાય, તે બહુ જ જરૂરનું છે. પણ નાના બજેટવાળાં પુસ્તકાલયોથી ઇચ્છા છતાં તે બની શકતું નથી; જેથી જૂથનાં પુસ્તકાલયો પુસ્તકો, સામયિકોની ખરીદીમાં તેમજ વાચનમાં પરસ્પર વિનિમય કરવા માટે સહકાર સાધે તે સંબંધીનો રા. વિઠ્ઠલભાઇ સોમાભાઇ પટેલ તરફથી રજુ થયો હતો. આ ઠરાવ પર રા. શ્રી. ચિમનભાઇ હ. અમીને સહકારથી બજેટ બનાવવા તેમજ પેટીઓ બનાવવા અને તે દ્વારા બાળકો તેમજ સ્ત્રીઓમાં ખૂબ જ પુસ્તકો છૂટથી વંચાય તે સંબંધી ટૂંક પણ સુંદર પ્રવચન કર્યું હતું, અને શ્રીમંત સદ્‌ગૃહસ્થોને આ માટે મદદ કરવા આગ્રહભરી વિનંતિ કરી હતી.

ઠરાવ ૭—પુસ્તકાલયોને ગ્રામ પંચાયતો તરફથી મદદ આપવાનું ધોરણ ઠરેલું છે, છતાં મદદ મળતી નથી, તે બાબતે યોગ્ય વેળાસર તજવીજ કરવા તેમ જ મંજુર થયેલી રકમ વેળાસર અદા થઇ જાય તે માટે જરૂરી હુકમ કાઢવા મે. રા. મહાલ વહીવટદાર સાહેબને વિનંતિનો ઠરાવ, રા. ઈશ્વરભાઇ પટેલ તરફથી રજુ થયો હતો. આ ઠરાવ પર રા. મણિશંકર કિરપાશંકર જેઓ પ્રાંત પંચાયતના લોકલ સભ્ય હોઇ તેમને તેમ જ, વ. રા. પુ. મંડળના મંત્રીજી મણિલાલ કાશીવાળાએ પંચાયતની મદદ માટે પંચાયતના મેમ્બરો સાથે સહકાર રાખવા તેમ જ મંજુર થયેલી રકમો ન મળે તો મે. રા. વહીવટદાર સાહેબ તરફ રિપોર્ટ કરવા તજવીજ કરવા જણાવ્યું હતું. અને તેમને જણાવ્યું હતું કે રા. પેટલાદ મહાલ વહીવટદાર સાહેબ ભલા અને ઘણા જ ઉત્સાહી છે તે જરૂર આ બાબત સંબંધી સાંભળશે.

ઠરાવ ૮—પુસ્તકાલયનાં બજેટો મંજુર કરતી વખતે ટકાવારીના ધોરણનો કડક અમલ ચાલુ સાલે થવા માંડયો છે. તેથી જનતામાં સામાન્ય રીતે અસંતોષની લાગણી પ્રસરી છે. તે બદલ ટકાવારીના ધોરણનો અમલ પહેલાં જેવો હળવો બનાવવો ખાતાના અમલદાર સાહેબને વિનંતિનો રા. મંગળભાઇ ભૂલાભાઇએ રજુ કર્યો હતો. આ ઠરાવ પર રા. ડાહ્યાભાઇ છગનભાઇએ ટકાવારીના ધોરણથી ગામડામાં બજેટ કરતાં પડતી હાડમારીનું સુંદર બ્યાન કર્યું હતું; તેમજ રા. શ્રી. મણિલાલ મંગળજી કાશીવાળાએ જણાવ્યું કે હાલના જમાનામાં પ્રજાની વાચનભૂખ જાગી છે, તેવા ટાઇમે આ ટકાવારીનું ધોરણ દાખલ કરી વાચનપ્રચાર રોકવો હિતાવહ નથી. પ્રજાને મનગમતું સાહિત્ય મળતું, પણ હવે કમભાગ્યે. વાચનભૂખ ખૂબ જાગી છે ત્યારે જોઇતો ખોરાક મળતો નથી. વર્ષોવર્ષ બજેટો પર કાપ પડે છે; કાપ પડે પણ તે મોટાં પુસ્તકાલય પર ભલે પડે તેને તે જણાશે નહિ; પણ નાનાં નાનાં પુસ્તકાલયો પર હાલ જે કાપ પડે છે તેથી નાનાં નાનાં પુસ્તકાલયો હતાશ બને છે, તો ટકાવારીનું ધોરણ નરમ બને તે ઇચ્છવા યોગ્ય છે.

ઠરાવ ૯—કુટુંબનાં આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષો સાથે બેસીને વાંચી શકે એવાં શિષ્ટ તંત્રીપણા નીચે ચાલતાં પત્રો, માસિકો, તેમ જ શિષ્ટ લેખકોનાં પુસ્તકોમાં જે આદર્શ ન ઈચ્છવા યોગ્ય દવા વગેરેની જાહેરાત છૂટથી છપાય છે તેમ નહિ બનવા શિષ્ટ તંત્રીઓને તેમજ લેખકો ને પ્રકાશકોને એ બદી સદંતર દૂર કરવા સંબંધીનો ઠરાવ રા. મંગળભાઇ ભૂલાભાઇએ રજુ કર્યો હતો, અને રા. બાઇલાલ બાવાજીભાઇએ ટેકો આપ્યો હતો. આ ઠરાવ પર રા. ચોકસીએ વધુ વિવેચનરૂપે પોતાની રમુજી અને અસરકારક ભાષા દ્વારા દાખલાઓ આપી સમજ આપી હતી. આવી જાહેરાતો કુમળાં બાળકોના હાથમાં આવતાં તેનું શું પરિણામ આવે છે તે જણાવ્યું હતું. લોકપ્રિય શિષ્ટ લેખકોનાં પ્રકાશનોમાં કેટલીવાર આવી અનિચ્છનીય

જાહેરખબરોને લોભી પ્રકાશકો સ્થાન આપે છે તે તરફ નાપસંદગી પ્રદર્શિત કરતાં જણાવ્યું હતું કે એવાં-અશિષ્ટ જાહેરાત જેમાં હોય તેવાં-પુસ્તકો પુસ્તકાલયો માટે ત્યાજ્ય ગણાય તો પણ ખોટું નહિ.

ત્યારબાદ પ્રમુખશ્રીએ ઉપસંહાર કરતાં જણાવ્યું કે, હું કંઇ સાહિત્યકાર નથી, પણ મારે એટલું જ આપ સર્વેને કહેવાનું છે કે, આપ સર્વે અત્રે પધારેલા ભાઇઓ રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો પૂરતો લાભ લેશો, તથા આજે પસાર કરેલા ઠરાવોનો હૃદયપૂર્વક અમલ કરીને આપણા મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિને વધુ સંગઠિત ને સંગીન બનાવજો.

ત્યારબાદ રા. છોટાભાઇએ પ્રમુખશ્રીનો આભાર માન્યો હતો અને પ્રમુખશ્રીને ફૂલહાર થયા હતા.

રાત્રે વડોદરા પુસ્તકાલય ખાતાના કારકુન રા. જીણાભાઇ ભગતનું ધાર્મિક વ્યાખ્યાન જાહેર સભા દ્વારા થયું હતું. તેનો લાભ આબાલવૃદ્ધ જનતાએ સારી સંખ્યામાં લીધો હતો.

આવતી સાલ પેટલાદ મહાલ પરિષદ ભરવા માટે શિહોલના મુ. શિ. રા. ડાહ્યાભાઈ રામદાસ તેમ જ શિહોળ પુસ્તકાલયના મંત્રી રા હિરાલાલ ગંગાદાસે શિહોળમાં ભરવા આમંત્રણ આપ્યું છે.

---

# જગતમાંના સમૃદ્ધ જ્ઞાનભંડારો

**જાણો છો ?**

**જગતના જુદા જુદા દેશોનાં પુસ્તકાલયોમાં કેટકેટલાં પુસ્તકો છે ?**

(૧) મોસ્કોની લેનિન સ્ટેટ લાયબ્રેરીમાં ૬૦ લાખ પુસ્તકોનો ભંડાર છે.

(૨) લેનિનગ્રેડના સાર્વજનિક પુસ્તકાલયમાં ૪૮ લાખ;

(૩) પેરિસના બિબ્લિઓથિક નેશનલમાં ૪૦ લાખ;

(૪) લંડનના બ્રિટિશ મ્યુઝિયમમાં ૪૦ લાખ

(૫) અમેરિકા યેલ-સ્ટર્લિંગ મેમોરિયલ લાયબ્રેરીમાં ૩૫ લાખ;

(૬) વૉશિંગ્ટનમાંની કોંગ્રેસ લાયબ્રેરીમાં ૨૫ લાખ

(૭) બર્લિન (જર્મની)ની સ્ટેટ લાયબ્રેરીમાં ૨૩ લાખ

(૮) મ્યુનિચ („ )ની સ્ટેટ લાયબ્રેરીમાં ૧૬ લાખ ૭૦ હજાર

(૯) સ્ટ્રેસબર્ગ (જર્મની)ના વિશ્વવિદ્યાલયના પુસ્તકાલયમાં ૧૩ લાખ

(૧૦) વિયેનાના રાષ્ટ્રીય પુસ્તકાલયમાં ૧૨॥ લાખ; (આ પુસ્તકાલય ૧૯૩૦-૩૨માં બંધાયું છે.)

(૧૧) ઑક્સફર્ડ (ઇંગ્લેન્ડ)નો બોડેલિયન પુસ્તકાલયમાં ૧૨॥ લાખ;

(૧૨) કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયના પુસ્તકાલયમાં ૧૨॥ લાખ.

**તમારા પુસ્તકાલયને સમૃદ્ધ બનાવવા માટે બને તેમ વધુ ને વધુ પુસ્તકો વસાવતા રહો.**

# આપણાં કસ્બા પુસ્તકાલયો

## મારી તપાસણી ઉપરથી થયેલી અસર

વડોદરા રાજ્યના કસ્બાઓમાં અને તાલુકાનાં મુખ્ય સ્થળોએ સ્વતંત્ર મકાનવાળ અને પુસ્તકોના સારા ભંડોળવાળાં પુસ્તકાલયો છે. એ પુસ્તકાલયોની તપાસણી કરવાનુ કાર્ય હું કરું છું. પુસ્તકાલયોની તપાસણી અને કાર્યકરો સાથેની વાતચીત પરથી મારા મન પર કસ્બા પુસ્તકાલયોએ જે અસર મૂકી છે તેનો સામાન્ય ખ્યાલ 'પુસ્તકાલય'ના વાચકો આગળ રજૂ કરું છું. આ પુસ્તકાલયોના વહીવટ માટે ઘણી ઝીણવટથી વિચારવાનં ફરજ એ સ્થળોના અગ્રણીઓની છે.

## પુસ્તકાલયના ધારાધોરણ

આ પુસ્તકાલયો ચલાવવા માટે સ્થાનિક પુસ્તકાલય સમિતિઓ તરફથી ધારાધોરણે ઘણેખરે સ્થળે ઘડાઇ ગયાં છે. છેલ્લાં બે વર્ષોમાં જ્યાં જ્યાં આવા નિયમો ન હતા તે ઘડાવવ તજવીજ કરી છે. આ ધારાધોરાધોરણને અનુસરી પુસ્તકાલય સમિતિઓ પુસ્તકાલયના વહીવટ અંગે કામકાજ કરે છે. સમિતિમાં કાર્યકરોની પસંદગી વિષે મારે કંઇ કહેવાનું નથી, તેમ જ નિયમ પ્રમાણે પુસ્તકોની આપ-લે પણ થાય છે. પણ પુસ્તકો પાછાં મેળવવા, તેમ જ નકામાં થયેલાં પુસ્તકો દૂર કરવા, બંધાવવા વગેરે બાબતમાં આ સમિતિઓ પોતાના નોકરવર્ગ પાસેથી જોઇતું કામ મેળવી શકી નથી, અને તેથી પુસ્તકાલયો સમાજને ઓછાં આકર્ષક રહેતાં હોવાનું એ સ્વાભાવિક પરિણામ જણાય છે.

## વ્યવસ્થાપક સમિતિઓ શું કરે છે ? તેમણે કરવાનું કામ

પુસ્તકાલયની સ્થાનિક સમિતિઓ ધારાધોરણ પ્રમાણે દર માસે નિયમિત મળવી જોઇએ. તે પ્રમાણે જવલ્લે જ પુસ્તકાલયોની સમિતિઓ મળીને કામ જુએ છે, એ ખરેખર શોચનીય વસ્તુ છે. આ સમિતિઓના કાર્યકરો મોટે ભાગે કસ્બાના શિક્ષિત જનો પૈકી સારી લાગવગ ધરાવનાર વ્યક્તિઓ હોય છે. પુસ્તકાલયને તેઓ કોઇ વર્ષના લવાજમી સભ્ય બની મદદ કરે છે. પુસ્તકાલયમાં શું કાર્ય થાય છે ? હિસાબની વ્યવસ્થા કેવી છે ? ખર્ચ મંજૂર કરવામાં શું શું બાબતો જોવી જોઇએ ? પુસ્તકો આપ-લે કરવામાં શું અડચણો પડે છે ? ધીરાણ કરેલાં પુસ્તકો કેમ આવ્યાં નથી ! તે માટે વધુ કયા સરળ ઉપાયો યોજવા જેવા છે ? બાળકો અને સામાન્ય થોડી ભણેલી રૈયત પુસ્તકાલયમાં આવે એવા પ્રયાસો માટે પુસ્તકાલયે શું કરવું ઇષ્ટ છે ? શિષ્ટ વાચનના પ્રચાર માટે શું કરવા જેવું છે ? આવા બધા પ્રશ્નો દર માસે જ ચર્ચવા જેવા છે, દર માસે તેનું નિરીક્ષણ કરવું જરૂરી છે અને તે ઉપરથી બોધક માહિતી જાહેર પ્રજાની જાણમાં લાવવી ઘટે છે. આપણા પુસ્તકાલયમાં કયાં કયાં વર્તમાનપત્રો, સામયિકો આવે છે ? હમેશાં પુસ્તકાલયના સમય દરમ્યાન તે વ્યવસ્થિત રીતે ટેબલ પર ગોઠવાય છે કે કેમ, વાચકોને પુસ્તકાલયમાં વાંચવા માટે શું શું અગવડો છે ? એ અગવડો દૂર કરવા માટે શું કરવા જેવું છે ? આ બધું વિચારવાની જરૂર છે.

પુસ્તકાલયના ટેબલ પર અગર ગ્રંથપાલ પાસે સૂચનાબૂક રહે છે, એમ વાચકોને સુવિદિત થાય તે રીતે મોટા અક્ષરે વાચનાલય વિભાગમાં અને પુસ્તક આપ-લે વિભાગમાં બોર્ડ મૂકવું જોઇએ. આવી સૂચનાઓ મંત્રીએ વખતોવખત જોવી જોઇએ. કેટલાંક પુસ્તકાલયમાં આ સૂચનાબૂકનો ઉપયોગ જ થતો નથી. ગ્રંથપાલો તે જાહેર જનતાને અગર જેમની પાસેથી કંઇ જાણવા જેવું હોય તેમને રજૂ કરી તેમની પાસેથી કંઇક સૂચનાઓ પણ મેળવતા નથી. એટલે આજે એ પુસ્તકાલયોની સમિતિની ઠરાવબૂકે ચડેલા ઠરાવો જોતાં અમને પુસ્તકાલયના હિતસંબંધી ઝાઝી કાળજી લેવાતી નથી, એમ જણાઈ આવ્યું છે.

પુસ્તકાલયની સમિતિઓ જાહેર કાર્યકરો તરીકે બહાર આવે અને એક માનનીય હોદ્દો ભોગવે તો નિદાન તેની વ્યવસ્થા સંબંધી તો તેમણે વખતોવખત નોંધ લેવી ઘટે. તેના ઠરાવો પણ પદ્ધતિસર લખાવા જોઇએ. આ જ્ઞાનની પરબમાં કામ કરનાર સમિતિએ તો પોતાનું કાર્ય એટલું નિર્મળ અને સ્વચ્છ બનાવવું જોઇએ અને સામાજિક કાર્યકરો ઊભા કરવા જોઇએ કે વસ્તીમાં એવો ખ્યાલ બેસે કે પુસ્તકાલયની સમિતિમાં જાહેર પ્રજા પૈકી જે ભાઇ ચુંટાઈ કાર્ય કરે છે તે ખરેખર ઉચ્ચ કોટીના કાર્યકર છે. સમાજના જુદાજુદા કાર્યને તે સારી રીતે પિછાની શકે છે. અને લોકશાસનવાદમાં પોતે નૈતિક ફરજ સમજી કસ્બાની તમામ રૈયત માટે ' પુસ્તકાલય ' દ્વારા જે કંઇ સેવા કરવા જેવી છે તે તેમણે કરી છે.

પુસ્તકાલયની સમિતિઓ એવી ન હોઈ શકે કે ત્રણ કે ચાર માસ સુધી હિસાબો પર ચોકસાઇ કરી શકે નહિ; મંજૂર કરાવેલા અંદાજથી બહાર જઇ ગમે તેમ ખર્ચ કરે. આ સમિતિઓએ બહુ સારી રીતે શિસ્ત પાળવી જોઇએ; અને શ્રીમંત સરકારે જે ઉદાર હાથે કેટલાંય વર્ષોથી મદદ કરી છે અને કરી રહેલ છે તે સારી રીતે દીપાવવી જોઇએ. મને લાગે છે કે " કસ્બા પુસ્તકાલયો "એ તો પુસ્તકાલયની વ્યવસ્થા બાબતમાં પોતાની આજુબાજુનાં તમામ ગામડાંઓને પ્રેરણારૂપ હોવાં જોઇએ.

પુસ્તકાલયો માટે પુસ્તકાલય ખાતા તરફથી સલાહ સૂચના અને અમલી વટહુકમો પણ નીકળે છે. આ સમિતિઓએ એ સૂચના અને વટહુકમો વાંચી અમલ કરવો જોઇએ, અને તે અમલમાં મૂકવામાં આડે આવતી મુશ્કેલીઓ પોતાના મહાલ મંડળમાં કે પ્રાંત મંડળમાં રજૂ કરી તે માટે પુસ્તકાલયના ધ્યેયને અને નિયમોને આડે ન આવે તેવી રીતે ફેરફાર કરી શકે. ભણેલું ભુલી ન જાય, નિરક્ષરોને સાક્ષરો બનાવી શકાય, તેવા પ્રયાસો યોગ્ય સેવાભાવી યુવકો અને બહેનોની મદદથી આદરવા બનતું કરવાની જરૂર છે.

## વ્યવસ્થાપક સમિતિના સભ્યો

ઉપરના પ્રયાસો ફળીભૂત થવા માટે આપણી પાસે સૌથી પ્રથમ તો નિદાન માસમાં બે કે ત્રણ કલાક પોતાના સમયનો ભોગ આપી મદદ કરનાર કાર્યવાહકો જોઇએ. આ સભ્યોએ સમજવું જોઇએ કે આપણે સૌ એક સાર્વજનિક સંસ્થાના ટ્રસ્ટીઓ છીએ. અને એ રીતે કાર્યવાહી સમિતિમાં રહેનાર ભાઇ અમુક વર્ગનું લવાજમ આપે છે માટે જ તે

હોવા જોઇએ; તેઓ અમુક પ્રતિષ્ઠાને પાત્ર છે માટે તે હોવા જ જોઇએ; એવી ભાવના ધીરે ધીરે ચૂંટણીમાંથી ખસી જવી જોઇએ. અને કાર્ય કરવાની ઇચ્છાથી પોતે આગળ આવે તેમ થવું જોઇએ. પુસ્તકાલય સમિતિઓએ અંદાજની હદમાં રહીને જ કાર્ય કરવાની નીતિ અખત્યાર કરવી જોઇએ. પુસ્તકાલયમાં ઓછામાં ઓછી મદદ મળે તે પણ સ્વીકારવા તજવીજ કરવી જોઇએ અને તે માટે નિદાન વર્ષમાં શહેરની તમામ ભણેલી વ્યક્તિઓની મુલાકાત થાય તેવી રીતે ' પુસ્તકાલયદિન ' કે એવા બીજા ઉત્સવો પુસ્તકાલયમાં કે શહેરના જુદા જુદા લત્તામાં ઉજવવા જોઇએ. સુધરાઇ કે ગ્રામ પંચાયતના સભ્યોમાં પણ ' પુસ્તકાલયપ્રવૃત્તિ ' એ જનહિત માટે છે, એવી પ્રતીતિ કરાવવી જોઇએ. કારણ, એ સભ્યો પણ પ્રજામતથી ચુંટાયેલા છે. અને જ્યારે તેઓ એમ સમજશે કે ચોખ્ખાં હવા-પાણી જેટલી જ ચોખ્ખા મનની જરૂર છે અને સ્થાનિક પુસ્તકાલય એ સામાન્ય રૈયતને પણ તેનું મન ચોખ્ખું અને સારાસારનો વિચાર કરી શકે તેવું બનાવવા યોગ્ય વાચન દ્વારા પ્રયાસ કરે છે ત્યારે જરૂર એ પોતાની સંસ્થા તરફથી વધુ ને વધુ મદદ આપવા પ્રેરાશે. ઉપરના હેતુઓ ધ્યાનમાં લઇને જ પુસ્તકાલયની વ્યવસ્થાપક સમિતિઓ ઊભી થવી જોઇએ, એમ મારું માનવું છે. મદદ આપનારી સંસ્થાઓ તરફથી પણ પુસ્તકાલયની વ્યવસ્થાપક સમિતિમાં જરૂર પૂરતા સભ્યો લેવા જોઇએ.

## મંત્રીના કામની જવાબદારી

આ બધી જવાબદારીઓ આખી સમિતિ તો માસમાં એકાદ વખત મળીને ઉપાડવા પ્રયાસ કરે, પણ તેમણે વિચારેલા પ્રશ્નોનો અમલ તો તેમના મંત્રી પર આધાર રાખે છે. સંસ્થાના પગારદાર નોકરો પર દેખરેખ રાખવી; સંસ્થાની મિલ્કત સાચવવી; સંસ્થાને વધારે લોકપ્રિય બનાવવી; રોજના રોજ વાચકોની અને ગ્રંથપાલની ઊભી થતી મુશ્કેલીઓ દૂર કરવા તેમણે સતત પુસ્તકાલયમાં નિદાન એક કલાક આપવો જોઇએ. જ્યાં જવાબદારી વધુ હોય ત્યાં એકથી વધારે મંત્રીઓ રાખી શકાય; પણ તેમના કામની કાયદેસર વહેંચણી થવી ઘટે છે. મંત્રીએ શિલક રાખવી જોઇએ. હિસાબ રોજનો રોજ લખી તે ઉપર સહી કરવી જોઇએ. પુસ્તકવાચન પર તપાસ રાખવી જોઇએ અને માસિકનોંધ પર તપાસ કરી ખાતરી કરી યોગ્ય સૂચનાઓ ગ્રંથપાલને આપવી જોઇએ. પુસ્તકાલયને લગતાં પુસ્તકો સામયિકો ગુજરાતી વ અંગ્રેજી વાંચતા રહી પોતાનું પુસ્તકાલય અદ્યતન રહે તેવા પ્રયાસો કરવા ઘટે. મંત્રીઓને પોતાનાં કાર્યો જવાબદારીથી અદા કરવા તરફ લક્ષ હોવું જોઇએ. કેટલાંક પુસ્તકાલયોમાં અમે આવા સેવાભાવી મંત્રીઓ જોયા છે; પણ મોટે ભાગે તેઓ પુસ્તકાલયને શાસ્ત્રીય દૃષ્ટિએ વિકસિત રહે તેવા વિચારો કરતા જોયા નથી. મને યાદ છે કે અમરેલી પ્રાંત પુસ્તકાલયના તે વખતના મંત્રી રાજરત્ન શ્રી. પ્રતાપરાય ગિરધરલાલ પોતે આવો રસ લેતા હતા. તેઓએ વાચકો માટે દૈનિક વર્તમાનપત્રોની ઘોડીઓ કેવી હોવી જોઇએ ? આજે શું વાંચશો ? આ માસનું ઉત્તમ વાચન, સામયિકોમાંથી લોકો ફોટા કાઢી ન જાય તથા માસિકો સારાં રહે તે માટે સેલ્યુલોઇડનાં કવરવાળી ફાઇલો રાખવી, અંગ્રેજી વાચન સુધારવા માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓને કેવાં પુસ્તકો આપવાં ? બાળવિભાગો આકર્ષક કેમ બનાવવા ? આ અને આવા અનેક પ્રશ્નોની પોતાના પુસ્તકાલય માટે ચર્ચા કરતા હતા.

આશા છે કે આવી રીતે પુસ્તકાલયના મંત્રીઓ પોતાની સંસ્થાના કાર્યમાં રસ લઈ પોતે અગર પોતાની દેખરેખ નીચે કામ કરનાર ઈસમો પાસે ખંતથી કામ લઈ શકે તેવી રીતે કામ કરી પોતાના હોદ્દાને શોભાવે એ જ ઇચ્છવાજોગ છે..

આજના યુદ્ધકાળે
રણે ચડેલા રણશૂરાઓ પણ વખત મળતાં પુસ્તકો વાંચે છે; અને વિજય પ્રાપ્ત કરવાની પ્રેરણાઓ પીએ છે.
અને
" બન્દે જીવન હૈ સંગ્રામ ! "
એ જીવનસંગ્રામ જીતવા માટેની પ્રેરણા પામવા ઉત્તમ પુસ્તકો વાંચવા જેટલો સમય પણ તમે નહિ બચાવો ?
આજે જ પ્રતિજ્ઞા લ્યોં,
" જીવીશ તો પુસ્તકો સાથે "

### ગ્રંથપાલ અને અન્ય મહેકમ

પુસ્તકાલયના કાર્યને સુંદર રીતે શોભાવનાર અને ઘેર ઘેર પહોંચાડનાર તો ગ્રંથપાલ જ છે. ગ્રંથપાલ કોણ અને કેવો હોવો જોઇએ, એ વિષે ઘણી બાબતો વિચારવા જેવી છે.. હાલ મોટે ભાગે ગ્રંથપાલોને જે વેતન મળે છે તે પૂરતું નથી. તેમની શિક્ષણવિષયક લાયકાત આ સ્થળોનાં પુસ્તકાલયોને માટે અપૂર્ણ છે. પુસ્તકાલયનું શાસ્ત્રીય શિક્ષણ તેમને જોઇતા પ્રમાણમાં મળ્યું નથી; મળ્યું છે તેને તાજુ રાખવા પૂરતા પ્રયાસો તેઓ કરતા નથી; યોજનાશક્તિ મોટે ભાગે આ સમૂહમાં ઓછી જ છે. આપણા ગ્રંથપાલો આ રીતના છે. તેઓ આજે પુસ્તકો સાચવી માગે તેને આપવાનું જ કાર્ય કરે છે. અને વધારે ઝીણવટથી જોઇએ તો થોડી ઘણી રકમ સભાસદો પાસેથી મેળવે છે. પણ ગ્રંથપાલે સભાસદોમાં દર વર્ષે ઉત્તરોત્તર સભ્યોમાં વધારો કર્યો હોય, વાચનરસિયાઓ ખાસ ઊભા કર્યા હોય, સામાન્ય આવકવાળા ઇસમોને આ જ્ઞાનપરબ વિષે સન્માનની લાગણી ઊભી કરી નાણાંકીય સહૃદતા વધારવા પ્રયાસ કરતા હોય, બાળબાળકો અને સ્ત્રીઓમાં વ્યવસ્થિત જ્ઞાનપ્રચારની યોજનાનો આવકારદાયક ફેલાવો કરવા મહેનત કરતા હોય તેવા ગ્રંથપાલોની સંખ્યા બહુ થોડી છે.

ખરેખર, ગ્રંથપાલ નિદાન અંગ્રેજી સાત ધોરણ સુધી અભ્યાસ કરેલો હોવો જોઇએ, એમ મારું માનવું છે. કસ્બાઓમાં માધ્યમિક કેળવણીની સંસ્થાઓમાં કામ કરનાર અન્ડરગ્રેજ્યુએટો પૈકી સેવાભાવી શિક્ષકોમાં ગ્રંથપાલનું કાર્ય કરનાર શિક્ષકો પણ મળી આવી શકે.. આવા શિક્ષકોની મદદમાં સિપાઈવર્ગ ભણેલો અને સંસ્કારી હોવો જોઇએ, જે પુસ્તકાલયનું પુસ્તક આપ-લે સિવાય બીજું બધું કામ સંભાળી શકે. કસ્બામાં પુસ્તક આપ-લેનું કામ, પુસ્તક ગોઠવણી, પુસ્તકવિધિ, હિસાબ લખવો અને વ્યવસ્થિત રેકર્ડ રાખવાનું કાર્ય ગ્રંથપાલ કરે. જો હમેશાં દિવસમાં નાના કસ્બાઓમાં સવારના બે કલાક અને સાંજના એક કલાક સ્થાનિક અનુકૂળતા પ્રમાણે વખત નક્કી કરી આવા કાર્યકરો રોકવામાં આવે અગર તૈયાર કરવા વ્યવસ્થાપક સમિતિઓ તજવીજ કરે તો ગ્રંથપાલો સુશિક્ષિત મળી આવે એમ અમારું માનવું છે. જ્યાં કસ્બાઓ ઓછા આગળ આવેલા હોય ત્યાં નિદાન ગુજરાતી ૭ ધોરણ પાસ થયેલો પણ સાહિત્યનો અભ્યાસી ઇસમ હોવો જોઇએ. ગુજરાતી ભાષાનો તેણે સારો અભ્યાસ કરેલો હોઈ પુસ્તકાલયનું શાસ્ત્રીય જ્ઞાન પણ સંપાદન કરેલું હોવું જોઇએ. સિપાઇઓ પણ ભણેલાજ રાખવા જોઇએ, જેથી તેના કાર્યમાં સરળતા થાય.

જ્યાં પુસ્તકાલયો વધુ વખત ખુલ્લાં રાખી પુસ્તક-આપ-લેનું કામ થતું હોય

અને સ્વતંત્ર કામ કરનાર ગ્રંથપાલ રોકવાના હોય ત્યાં હાલની પરિસ્થિતિમાં કસ્બામાં ૨૦ થી ૪૦ ની પાયરી સુધીના મેટ્રીક પાસ ઉમેદવારોની જ અરજી માગી પસંદ કરી શકાય. તેમણે પુસ્તકાલયનું શાસ્ત્રીય શિક્ષણ મેળવેલું હોવું જોઇએ. જો તેઓએ આવી કોઇ પરીક્ષા પાસ કરી ન હોય તો પુસ્તકાલય ખાતાની ઠરેલી પરીક્ષા અમુક મુદતમાં પાસ કરવાની શરત નાખવી જોઇએ, જેથી તેઓ પુસ્તકાલયનું કામ સારી રીતે કરી શકે.

ઉપરની બાબતો ગ્રંથપાલની લાયકાત વિષે કહી. ગ્રંથપાલ તાલીમ પામેલો હોય છતાં જો તે પોતે જ કામ કરવા માગતો ન હોય અને તેના પર જોઇતી દેખરેખ ન હોય તો તે પોતે બરાબર કાર્ય કરી શકે નહિ, એ સ્વાભાવિક છે. એટલે આવી નિમણૂંકો સીધી રીતે વ્યવસ્થાપક સમિતિ દ્વારા થઈ તેમના કાર્ય પર વખતોવખત દેખરેખ રાખવી જોઇએ; તેમ ગ્રંથપાલ જો યોગ્ય લાયકાતવાળા ઇસમો હોય તો ખરેખર તેમના તરફ પ્રત્યેક વાચક સન્માનથી જોશે. ગ્રંથપાલે "તૈયાર" એ સૂત્ર પોતા માટે વાચકની પૂછપરછનો ખુલાસો કરવા માટે સ્વીકારવું જોઇએ. અમુક પુસ્તક કયાં છે ? કેવું છે ? લેખક કોણ છે ? વગેરે માહિતી વાચકને સહેલાઇથી માગણી પ્રમાણે શોધી આપવા તૈયાર રહેવું, જોઇએ. **પુસ્તકાલયમાં કોઇ સદ્‌ગૃહસ્થ દાખલ થાય તો તેને પ્રથમ પુસ્તકાલય તરફ માન અને પ્રીતિ ઉત્પન્ન થાય તેવું તેમનું માયાળુ વર્તન હમેશાં રહેવું જોઇએ.**

પુસ્તકાલયમાં રાખવામાં આવતાં વિષયવાર, કર્તાવાર અને નામવારી રજીસ્ટરો તેમને સહેલાઇથી ઉપલબ્ધ થાય તેવી રીતે મૂકવાં જોઇએ. જ્યાં કાર્ડપદ્ધતિ હોય ત્યાં તે તેમને બતાવી પોતાને જરૂરી માહિતી મેળવવા પ્રેરવા જોઇએ. કબાટોમાં રહેલાં પુસ્તકો જોઇ પસંદગી કરવી હોય તો પુસ્તકોનાં કબાટો જો બંધ બારણાનાં હોય તો ખુલ્લાં મૂકવાં જોઇએ. પુસ્તકને પટીઓ, લેબલો, સિક્કા વગેરે બરાબર છે કે નહિ તે પુસ્તક આપતાં પહેલાં જોઇ લેવું જોઇએ. નબળાં-બાંધણીને લાયક કે કમી કરવા લાયક પુસ્તકોની નોંધ હમેશાં તૈયાર રાખવી. તેવું પુસ્તક બંધાવવા વા કમી કરવા ઘટતા ઇલાજ તાત્કાલિક લેવા પ્રયાસ કરવો જોઇએ.

## પુસ્તકો અને વાચનાલય વિભાગ

પુસ્તકોની ગોઠવણી અને વ્યવસ્થા એ અતિ મહત્ત્વની વસ્તુ છે. પુસ્તકાલયોમાં પુસ્તકવિભાગ કરતાં, વ્યવસ્થાપક સમિતિઓ, વાચનાલય વિભાગને બીનજરૂરી મહત્ત્વ આપે છે તે ખરેખર દિલગીરીને પાત્ર છે. પુસ્તકાલયની પ્રગતિ તો પુસ્તકવાચન દ્વારાજ આપણે કરી શકીએ તેમ છીએ અને 'વાચનાલય વિભાગ' તો ચાલુ બનાવોની માહિતી અને વિચારો જાણવા પૂરતાં છે. વાચનાલય વિભાગમાં દરેક પત્રો કે માસિકો હોવાં જોઇએ, એ નીતિ ઘણી જ કઢંગી છે. વળી મોટા કસ્બાઓમાં કેટલીક વખત કેટલાંક દૈનિક કે સાપ્તાહિક ખાનગી વ્યક્તિઓ ખરીદ કરે છે. આ બધી સ્થિતિનો તથા પુસ્તકાલયના આર્થિક ભંડોળનો વિચાર કરી, વાચનાલય વિભાગ નભાવવો જોઇએ. વાચનાલય વિભાગમાં જે તે કસ્બાની રૈયતને અનુકૂળ હોય તેમ સમજી પોતાના ખર્ચની યત્તા પ્રમાણમાં સ્ત્રીઓ, બાળકો, વિદ્યાર્થીઓને જરૂરનું તેમ જ સામાન્ય જનતાના જરૂરનું સામયિક સાહિત્ય તેમ જ એકાદ બે દૈનિક મંગાવી વાચનાલય નભાવવું જોઇએ કેટલીક વખત લવાજમ ભરનાર પહેલા વર્ગના અમુક સભ્યો છે માટે અમુક વર્તમાનપત્રની એક કરતાં વધુ નકલો કે અમુક વર્તમાનપત્રો

ખરીદવાં જોઇએ. એ ઠીક નથી. નિયમો વાંચતાં અને ખાતાનો હેતુ જોતાં ખર્ચની સવડ પ્રમાણે જે વૃત્તપત્રો કે સામયિકો ખરીદવામાં આવે તે સવડ હોય તો અમુક વર્ગને અમુક વૃત્તપત્ર કે સામાયિક આપી શકાય; પણ આજે કસ્બા પુસ્તકાલયોની પરિસ્થિતિ ઊલટી છે. અમુક વર્તમાનપત્ર માટે અમુક ભાઈ લવાજમ ભરે એ રીતે સભાસદો ખાતર મોંઘી કિંમતનાં દૈનિકોની એક કરતાં વધારે પ્રતો કે બીનજરૂરી ખર્ચ **પુસ્તકો કે મહેકમના ભોગે કરવો એ પુસ્તકાલયની પ્રવૃત્તિમાં મહાન હાનિકારક તત્ત્વ છે.** ઊલટ, આવાં પત્રો મંગાવનાર સદ્‌ગૃહસ્થો પછી તે સરકારી નોકર હોય, વકીલ હોય કે ખાનગી વ્યક્તિ હોય, તેમની પાસેથી ભેટ મેળવવા પ્રયાસ કરી જુદાં જુદાં સામયિકો, તેમ જ આંતરદેશીય સમાચારપત્રો તથા પુસ્તકો મંગાવવા તજવીજ કરવી વધારે ઇષ્ટ છે. કેટલીક વખત પત્રોને ઉત્તેજન આપવા ખાતર જે કંઈ નવું નીકળ્યું તે તેમજ એક જ સ્થળનાં બે ત્રણ પેપર ખરીદવા સમિતિઓ લલચાય છે. મારી પૂછપરછમાં તેઓ જણાવે છે કે, અમને જુદા જુદા વિચારનાં પત્રો વાંચવાની ઇચ્છા છે એટલે અમે, આ બધાં મંગાવીએ છીએ. ખરેખર, એ હેતુ ઠીક છે, પણ નાણાંની સવડ નહિ હોવાના કારણે બધી જ જાતનાં પત્રો ખરીદી શકાય નહિ. પણ જે જે સ્થળની રૈયત વધુમાં વધુ જે પત્ર કે સામાયિક વાંચે છે તેને જ સ્થાન અપાય; તેમ જ ઉચ્ચ વિચારના ફેલાવા માટે કોઇ વિશિષ્ટ પ્રકારનું અંગ્રેજી કે ગુજરાતી સામયિક ખરીદવાની સવડ કરવી તેથી હરકત આવશે નહિ. વર્તમાનપત્રોની પસંદગી બહુ કાળજીપૂર્વક થવી જોઇએ. સભ્યોની વ્યક્તિગત ઇચ્છા ખાતર કોઇ પત્ર ખરીદાવું જોઈએ નહિ, એમ મારૂં માનવું છે. તેમ જ અમુક પત્ર અમુક વર્ગના સભ્યને મળવું જ જોઇએ, એવો અબાધિત હક્ક કોઇ સભ્યનો રાખી શકાય નહિ; પણ સવડ પ્રમાણે અને સમિતિ નક્કી કરે તે પ્રમાણે સભ્યોને ઘેર વાંચવાનું વૃત્તપત્ર મળી શકે.

આપણાં પુસ્તકાલયમાં આમ વાચનાલય વિભાગ પાછળ મોટો ખર્ચ થતો હોઇ, સામાન્ય પ્રજાને જોઈતાં સારાં સરળ પુસ્તકો વધારે પ્રમાણમાં નહિ હોવાના કારણે તેનો ફેલાવો થઇ શકયો નથી, એ સહજ છે. પુસ્તકાલયનો જો ખરેખર પ્રચાર કરવા સ્થાનિક સમિતિઓ યોજે તો આજે તો ઘેર ઘેર સાદી સરળ ભાષાનાં ધાર્મિક, સામાજિક અને જીવનચરિત્રનાં પુસ્તકો પહોંચાડી તેમની ઉદાર મદદ મેળવવા પ્રયાસ કરવાની જરૂર છે. જરૂર પડે તો એક પુસ્તકની એક કરતાં વધુ પ્રતો ખરીદી આ પ્રચાર પુસ્તકાલયની વ્યવસ્થાપક સમિતિએ કરવો ઇષ્ટ છે.

## પુસ્તકાલય વિભાગની વિશિષ્ટતા

વાચનાલય વિભાગ પછી પુસ્તકાલય વિભાગની ચર્ચા કરતાં જણાવવાનું કે કસ્બામાં મોટે ભાગે ગુજરાતી સાહિત્યમાં સારામાં સારાં ગણાતાં પુસ્તકો તેમ જ જુદા જુદા વિષયોને લગતાં બધાં જ ગુજરાતી પુસ્તકો પૂરતા પ્રમાણમાં છે; પણ તેવાં સારાં પુસ્તકોના શિષ્ટ વાચકો નથી. એનું કારણ તપાસવાની ફરીથી પુસ્તકાલયની સમિતિઓને વિનતિ કરૂં છું. પુસ્તકાલયશાસ્ત્રનો એક સિદ્ધાંત છે કે **દરેક પુસ્તકને તેનો વાચક હોય છે.** જો આમ હોય તો આપણાં કસ્બા પુસ્તકાલયોમાં એવાં પુસ્તકો છે કે જેને દશ દશ વર્ષ થયાં કોઇ વાંચવા લઇ ગયું નથી; પણ તેથી તે પુસ્તકાલયને ઉપયોગી નથી એમ માનવું ખોટું છે. તેનો ગ્રંથપાલ

તેના વાચકને કરબામાંથી શોધી કાઢવામાં નિષ્ફળ ગયો છે, એમ હું માનું છું. અહીંઆંજ આપને લાગશે કે ગ્રંથપાલ ઉચ્ચ કોટીનો પ્રસમ હોવાની જરૂર છે.

પુસ્તકવિભાગમાં બીજી ખામી શાસ્ત્રીય છે. રજીસ્ટરો પ્રમાણે તેમાં નંબરો બરાબર નખાતા નથી. તેના પર પુસ્તકવિધિ-એટલે મુખપૃષ્ઠ પાછળ પુસ્તકનો સામાન્ય નોંધવહી નંબર, કિંમત, કયાંથી ખરીદ્યું, પુસ્તકાલયમાં દાખલ તારીખ, વર્ગીકૃત નંબર વગેરે લખવામાં આવતું નથી; ૧૧, ૧૧૧, ૨૧૧ એમ દર સો પાને પુસ્તકાલયના નામનો સિક્કો થતો નથી. પુસ્તકાલયના નામની પટ્ટીઓ નખાતી નથી; પાછળ આપ-લેની પટ્ટીઓ ચોઢાતી નથી એટલે પુસ્તક કેટલો વખત વંચાયું કે છેલ્લામાં છેલ્લું ક્યારે વાંચવા ગયું તે સમજાતું નથી. જીર્ણ થયેલાં પુસ્તકો તુર્ત દૂર કરવામાં આવતાં નથી. અધ્યયનસંગ્રહો જુદા પાડવામાં આવતા નથી, તેમજ પુસ્તકો જુદા જુદા વિષયવાર વ્યવસ્થિત ગોઠવાતાં નથી. આ બધું, બધાં જ પુસ્તકાલયોમાં ખામી છે, એમ મારું કહેવું નથી; પણ મોટે ભાગે પુસ્તકાલયોના પુસ્તક-વિભાગ અંગો વ્યવસ્થિત કરવાની જરૂર છે. જો આ લેખ આ બાબતમાં કંઇક મદદરૂપ થશે, વ્યવસ્થાપક સમિતિઓ પોતાનું કાર્ય ઉપાડી લઇ ગ્રંથપાલોના કાર્યને સરળ બનાવી તેમની પાસે કાર્ય કરાવશે તો જરૂર પુસ્તકાલયો આજે છે તે કરતાં વધુ લોકપ્રિય બનશે.

**ઉમેદભાઇ મોતીભાઇ પટેલ**

---

ચાલુ સાલથી અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ, દર વર્ષે સભા તરફથી કરાવવામાં આવતું સમીક્ષાનું કામ ત્રણ વિભાગમાં વહેંચી નાખ્યું છે, અને તે દરેક વિભાગવાર જુદા સમીક્ષકો નીમવામાં આવ્યા છે.

| | |
|---|---|
| **વિભાગ ૧:—** | **સમીક્ષક:—** |
| વિષય—(૧) કવિતા, (૨) નાટક, (૩) નવલિકા, (૪) નવલકથા. | શ્રી. ત્રિભુવનદાસ પી. લુહાર (સુંદરમ્) સ્વસ્તિક સોસાયટી નવરંગપુરા, **અમદાવાદ** |
| **વિભાગ ૨:—** | **સમીક્ષક:—** |
| વિષય—(૧) નિબંધ, (૨) વિવેચન, (૩) જીવનચરિત્ર, (૪) ધર્મ-તત્ત્વજ્ઞાન, (૫) ઇતિહાસ-પુરાતત્ત્વ, (૬) ભાષાશાસ્ત્ર, (૭) કેળવણી, (૮) બાલસાહિત્ય, (૯) પ્રવાસ. | શ્રી. યશવંત શુક્લ, નં. ૧૫, જૈન સોસાયટી, એલિસબ્રીજ, **અમદાવાદ** |
| **વિભાગ ૩:—** | **સમીક્ષક:—** |
| વિષય—(૧) ભૌતિક વિજ્ઞાન, (૨) શાસ્ત્રીય સાહિત્ય ૪૦ | શ્રી. વિજયરાય ક. ધ્રુવ, લાખાપટેલની પોળ, શેઠની પોળ, **અમદાવાદ** |

તો દરેક પ્રકાશકો તથા લેખકોને મંત્રીઓની આગ્રહપૂર્વક વિનંતિ છે કે તેઓએ પોતાનાં પ્રકાશનો અને કૃતિઓ સમીક્ષા માટે ઉપર જણાવેલા સરનામા પ્રમાણે તે વિભાગના સમીક્ષકને મોકલી આપવાં."

# ગ્રંથ પરિચય



**૧. બાલસાહિત્ય સર્વસંગ્રહઃ**—ભા. ૧ લાની પૂરવણીઃ ( પરિચયવિભાગ ) સંયોજકઃ શ્રી. જીવરામ જોષી, પ્રકાશકઃ મંત્રીઓ, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ, વડોદરા. રોયલ આઠ પેજી કદનાં પૃ૪ ૪+૧૮૪, સાદુ પૂઠું, મૂલ્ય ૦-૧૨-૦.

આપણે ત્યાં હમણાં હમણાં બાલસાહિત્યને નામે અનેક બાબતો પ્રચલિત થઈ છે. એમાંથી કયું સાહિત્ય બાળકો સમક્ષ મૂકવા જેવું છે અને કયું મૂકવા જેવું નથી તેની તારવણી કરવાનો પ્રશ્ન અનેક બાળશિક્ષણપ્રેમીઓ માટે મૂંઝવણભર્યો હતો. એના ઉકેલ માટે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફ બાલસાહિત્ય સર્વસંગ્રહના બે ભાગો અત્યાર અગાઉ પ્રકટ કર્યા હતા.

આ પુસ્તકમાં પહેલા ભાગમાં અપાયેલી સૂચિમાંનાં પુસ્તકોનો ટૂંક પરિચય આપવામાં આવ્યો છે. આ કામ વ. રા. પુ. મંડળે ખાસ શ્રી. જીવરામ જોષીને રોકી તૈયાર કરાવવામાં આવ્યું છે. એમાંથી બાળકો સમક્ષ મૂકવા જેવાં, ન મૂકવા જેવાં તેમ જ ઇતર કહેવાતાં બાલસાહિત્યનાં પુસ્તકોને લગતી ઠીક છણાવટ કરી છે.

વ્યક્તિગત ઉપયોગ કરનારાઓ ને આ પુસ્તક ઉપયોગી થવા સાથે પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલો માટે આ પુસ્તક ખાસ ઉપયોગી છે. પુસ્તકાલયના સંચાલકો આ પુસ્તકનો યથાયોગ્ય ઉપયોગ કરી પુસ્તકાલયમાં પુસ્તકો માટે આવતાં બાળકોને આપવાનાં પુસ્તકો સંબંધે ઠીક માર્ગદર્શન મેળવશે.

**૨. જનપદઃ**—લેખકઃ શ્રી. મનુભાઇ જોધાણી, પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮ + ૧૨૬, સાદું પૂઠું, સચિત્ર, મૂલ્ય ૦-૧૨-૦.

આપણાં ગામડાંમાં જુદી જુદી જ્ઞાતિના અને ધંધાવાળા લોકો વસે છે. ગામડાની વિવિધ પ્રવૃત્તિઓમાં એ લોકોનો કેટલો ફાળો હોય છે અને તેઓ ગામમાં એક વિશાળ કુટુંબના અંગરૂપ કેવી રીતે ગણાય છે તે આ પુસ્તકમાં આપેલાં શબ્દચિત્રો પરથી જાણવા મળે છે. એ જુદી જુદી જાતિઓ પૈકી સુથાર, લુહાર, કડીઓ, સલાટ, સોની, કંસારો, સંઘેડીઓ, મોચી, ધોબી, ગળીઆરો, ચમાર વગેરે વગેરે કારીગર કોમોનો શાબ્દિક પરિચય આ પુસ્તકમાંથી મળે છે. શબ્દચિત્રો મનોરમ હોઇને શહેરમાં જ જીવન વીતાવનાર અને ગામડા વિષે અતિ અલ્પ જાણનાર એવાઓને એમાંથી ગામડાના લોકોના જીવનનો ઠીક ઠીક પરિચય મળી આવશે. પુસ્તકને સચિત્ર બનાવવાથી તેમ જ મોટા અક્ષરે છાપવાથી તે વધુ આકર્ષક બન્યું હોઇને બાળકો પણ તે વાંચવા પ્રેરાય તેવું બન્યું છે.

**૩. પાનગોષ્ઠિઃ**—લેખકઃ શ્રી. ધૂમકેતુ. પ્રકાશકઃ ગૌરીશંકર ગોવર્ધનરામ જોષી, ખાનપુર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૪ + ૨૦૦, દ્વિરંગી કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ.

ગુજરાતના જાણીતા નવલિકાકાર શ્રી. ધૂમકેતુએ લખેલા મર્માળા કટાક્ષલેખોનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. લેખકે રોજ-અનુભવાતા તેમ જ પ્રાસંગિક વિષયો લઈ તેની હળવી સમીક્ષાપૂર્વક આ લેખો લખેલા છે. પુસ્તકના શરૂઆતમાં શ્રી. નવલરામ ત્રિવેદીએ "ગુજરાતનું હાસ્ય" શીર્ષક પુસ્તકનું પુરોવચન લખી એમનું ઋણ અદા કર્યું છે. તે પુસ્તક સાથે સંબંધ નહિ ધરાવતું છતાં હાસ્ય વિષયને લગતો એક અચ્છો નિબંધ આપણને આપે છે.

પુસ્તક હાસ્યને લગતું-ખડખડાટ હસાવી મૂકે તેવું નહિ છતાં વાંચનારને સ્મિત હાસ્ય તો જરૂર આપી જાય તેવું છે. એમાં અવારનવાર આવતા વિષય પરત્વેના તેમ જ પ્રાસંગિક કટાક્ષો વાચકને કંઇક તો હાસ્ય આપેજ છે.

પુસ્તકમાંના કેટલાક લેખો માત્ર સાહિત્યમાં રસ લેતા વિચારશીલ વાચકો જ સમજી શકે તેવા હોઇને કેટલાક તો સર્વસામાન્ય લોકો પણ સમજે તેવા છે. એ દૃષ્ટિએ ગામડાના વાચકો એનો પૂરતો લાભ કદાચ, તેમાં ચર્ચાયેલી બાબતોથી અલ્પપરિચિત કે અપરિચિત હોવાના કારણે ન પણ સમજી શકે તેવું છે. એટલે ગ્રામપુસ્તકાલયો કરતાં કસ્બા પુસ્તકાલયો વધુ પ્રમાણમાં આ પુસ્તક વસાવે એ વધુ ઇચ્છવા જોગ છે.

**૪. શ્રી અરવિંદ દર્શનઃ**—સંપાદકઃ શ્રી. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી; પ્રકાશકઃ અરવિંદ કાર્યાલય, આણંદ; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪+૯૨, સાદુ પૂઠું, મૂલ્ય ૦-૧૦-૦.

આજે આપણે ત્યાં શ્રી અરવિંદ સંબંધે અનેક પ્રકારની લોકવાયકાઓ પ્રચલિત છે. તેઓ એક યોગી પુરુષ હોઇને આધ્યાત્મિક અભ્યાસમાં રચ્યા પચ્યા રહેનાર વિભૂતિ છે. એવા મહાપુરુષનાં દર્શન માટે અથવા તેમનો સમાગમ સાધવા આધ્યાત્મિક જિજ્ઞાસુ માનવો તેમના પ્રતિ જવા પ્રેરાય એ સ્વાભાવિક છે. એવા શ્રી અરવિંદની મુલાકાતે જનારાઓને સરળ માર્ગદર્શન આપવા માટે તેમના નિકટ સહવાસી-અંતેવાસી શ્રી. અંબાલાલ પુરાણીએ આ પુસ્તક લખ્યું છે. આધ્યાત્મિક જિજ્ઞાસુઓ જેઓ શ્રી અરવિંદની મુલાકાતે જવા ઇચ્છતા હશે તેમજ તેમનો પરિચય પામવા માગતા હશે તેમને આ પુસ્તકમાંથી જાણવાજોગ માહિતી મળી આવશે.

**૫. સૂત્રાવલિઃ**—સંગ્રાહકઃ શ્રી. અંબાલાલ પુરાણી; પ્રકાશક ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪+૩૬, સાદુ પૂઠું, મૂલ્ય ૦-૪-૦

ઉપર જણાવ્યું તેમ શ્રી અરવિંદ એક ઉચ્ચ ભૂમિકા સુધી જઇ પહોંચેલા આધ્યાત્મિક પુરુષ છે. એમનાં અભ્યાસમાં ઉપયોગી થઇ પડે તેવાં અને દરેક જિજ્ઞાસુ કોટીના અને એથી આગળ વધવા ઇંતેજાર અભ્યાસીઓને વાચન-મનન-નિદિધ્યાસન કરવા જેવાં પ્રાચીન શાસ્ત્રોમાંનાં અર્વાચીન પ્રણાલીએ રજૂ કરાયેલાં શ્રી અરવિંદનાં સૂત્રો આપવામાં આવ્યાં છે. સંપાદક કહે છે તેમ, આ સૂત્રો કંઈ નવલકથાની જેમ વાંચી જવા જેવાં નહિ પરંતુ તેનું વાચન મનન કરી તેનો અભ્યાસમાં ઉપયોગ કરવા જેવાં છે. અધ્યાત્મ-માર્ગે વિચરનારાઓને એ સૂત્રો ઉપયોગી નીવડશે.

**૬. શ્રી ભક્તિપ્રકાશ ભા. ૧-૨ઃ**—લેખકઃ અક્ષરનિવાસી ભક્ત નારણદાસ પૂજ્યજી,

પ્રકાશકઃ ભક્ત છીતાભાઇ પુરૂષોત્તમદાસ મુ. છાણી, તા. વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૪ + ૪૦૦, પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૧-૮-૦.

આ પુસ્તકમાં લેખકે લખેલાં ભક્તિપ્રેરક પદો અને ભજનો આપવામાં આવ્યાં છે. તેમાં મુખ્યત્વે ધર્મોપદેશ, જ્ઞાનોપદેશ, વૈરાગ્યોપદેશ, તેમજ હરિભક્તિનાં પદો, વચનામૃતો વગેરેનો સમાવેશ કરેલો છે. ભક્તિપંથ પ્રત્યે માન-મમતા ધરાવનારને એ ઉપયોગી નીવડે તેવાં છે.

**૭. વિમાની ગીતાબાઇ**:—લેખકઃ અને પ્રકાશકઃ શ્રી. ઇશ્વરલાલ વિમાવાળા, સ્ત્રીશક્તિ કાર્યાલય, કેળાંપીઠ, સૂરત. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૨, સાદું પૂઠું, મૂલ્ય ૦-૨-૦.

આ નાની પુસ્તિકામાં સ્ત્રીવિમાની ગીતાબાઇનો ટૂંક પરિચય લેખકે આપ્યો છે. આપણી કહેવત "પુત્રનાં લક્ષણ પારણામાંથી" અનુસાર ગીતાબાઇ નાનપણથી જ રમકડાં ખરીદતી વખતે પણ વિમાનો જ ખરીદતી, કાગળનાં વિમાનો બનાવતી. અને આગળ જતાં તેણે બી. એ. સુધી અભ્યાસ કરી એના પતિ પાસે વિમાની તાલીમ "મેળવીને વિમાની પણ બની. આવી સાહસિક સ્ત્રીઓ આપણા સમાજમાં જૂજ જ છે. આ ટૂંક જીવનપુસ્તિકામાંથી બ્હેનોને સાહસિક થવાની કદાચ પ્રેરણા મળે.

**૮. વાચનપ્રવેશપોથીઃ**—ભા. ૧ લો તથા બીજોઃ ( આવૃત્તિ ત્રીજી ) પ્રયોજક તથા પ્રકાશક શ્રી. રતિલાલ રા. અધ્વર્યુ, શ્રી જંગલ મંગલ આશ્રમ, પોલારપુર, ( ભીમનાથ )

ક્રાઉન કદનાં પૃષ્ઠ દરેકનાં ૩૨, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય દરેકનું સવા આનો.

આ બાલવર્ગનાં બાળકોને અક્ષરજ્ઞાન આ વામાં ઉપયોગી નીવડે તેવી પુસ્તિકાઓ છે. પ્રાથમિક શાળાના નીચલા વર્ગના વિદ્યાર્થીઓ માટે ઇતર વાચન તરીકે સુખેથી આપી શકાય.

**૯. કૉમ્પોઝીટરઃ**—લેખક અને પ્રકાશકઃ શ્રી. જયંતકુમાર યાજ્ઞિક, બાજવાડા, શેઠ શેરી, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૭૨, સાદું પૂઠું, મૂલ્ય આઠ આના.

આજે આપણે ત્યાં છાપખાનાના ધંધામાં પડવા અનેક જણ આકર્ષાય છે. આ ધંધામાં બે મહત્ત્વનાં અંગો છેઃ એક કોમ્પોઝનું કામ અને બીજું પ્રિન્ટિંગનું. તે પૈકી કોમ્પોઝને લગતું—અક્ષરો ગોઠવવાને લગતી પ્રાથમિક માહિતીથી માંડી કોમ્પોઝીટર તૈયાર થતા સુધીની સઘળી માહિતી લેખકે આમાં આપી છે. કોમ્પોઝીટરે જાણવા જેવી વિગતો—જેમ કે કેસની સમજ, ટાઇપોનું જ્ઞાન, કોમ્પોઝના પ્રકાર, કરેકશન, મેકઅપ વગેરે હકીકત આપી છે.

આપણે ત્યાં આ ધંધાને લગતું સાહિત્ય અતિ અલ્પ પ્રમાણમાં છે. આ પુસ્તક આ ધંધાને લગતી તમામ માહિતીવાળું તો નથી, છતાં ઉપરટપકેની માહિતી તો મળી જ આવશે.

**૧૦. રવિભાણ સંપ્રદાયની વાણી ભા. ૨ જોઃ**—સંપાદકઃ શ્રી. એલ. એમ. મોતી, ૧૨, સોલાપુર રોડ, પૂના. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬ + ૫૦૦, બોર્ડ પટીનું-પૂઠું, અમૂલ્ય.

હિંદુધર્મમાં આજે સંખ્યાબંધ સંપ્રદાયો અસ્તિત્વમાં છે. તે પૈકી રવિભાણનો પણ એક સંપ્રદાય છે. એ સંપ્રદાયના મૂળ સ્થાપક શ્રી. રવિ સાહેબ ભાણ સાહેબની ભક્તિ-ભરપૂર વાણીના સંગ્રહનો આ બીજો ભાગ છે.

આપણા અન્ય પ્રાચીન કવિઓની જેમ આ સંત કવિનું પણ એક સ્થાન છે. પ્રાચીન કાવ્યના અભ્યાસીઓને આમાંથી કંઇક અભ્યાસયોગ્ય કાવ્યો અને ભક્તિમાર્ગીઓને ભક્તિપ્રેરક ભજનો મળી આવશે.

**૧૧. કવિ શામળઃ**—વડોદરા સાહિત્ય સભા તરફથી સંપાદકઃ શ્રી. રમણલાલ વ. દેસાઈ; પ્રકાશકઃ વડોદરા સાહિત્ય સભા. ડેમી કદનાં પૃષ્ઠ ૮+૨૪૨, સાદું પૂઠું, મૂલ્ય રૂા. ૨.

આપણા પ્રાચીન લોકકવિઓમાં પ્રેમાનંદની માફક શામળનું પણ ખાસ સ્થાન છે. પ્રેમાનંદનાં કાવ્યો સંબંધે આપણા સાહિત્યકારોમાં વિવિધ મતભેદો પ્રવર્તે છે, જે કદાચ હજી પણ શમ્યા નહિ હોય; જ્યારે શામળનાં કાવ્યો માટે તેવો કોઇ પ્રશ્ન જ નથી.

બુદ્ધિચાતુર્ય અને બોધદાયક કાવ્યો, આખ્યાનો ત્યારે આમજનતામાં હોંશે હોંશે વધાવાતાં, એનાં કેટલાંક કાવ્યો તો કંઠાગ્ર કહેવાતાં. એ કવિની વિવિધ કૃતિઓ ૪૦ ને લગતું જુદા જુદા હાથે લખાયેલું સાહિત્ય આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે. શામળ અને એની કૃતિઓનો અભ્યાસ કરવા ઇચ્છનારને વિવિધ દૃષ્ટિએ લખાયલા આ લેખો સારા ઉપયોગી નીવડશે.

આજે આપણાં ગામડાંમાં શામળનાં પુસ્તકો ઠીક ઠીક વંચાય છે. તો એવાં પુસ્તકો વાંચનારના હાથમાં આ પુસ્તક મુકાશે તો તેથી તે વાચકોને એ કવિનો પણ પરિચય મળી આવશે.

મણિલાલ પ્ર. વ્યાસ

**૧૨. અજંપાની માધુરીઃ**—લેખક તથા પ્રકાશક ભનુભાઇ ર. વ્યાસ, ૮, લેબર્નમ રોડ, ગામદેવી, મુંબઈ ૭; પ્રાપ્તિસ્થાનઃ શિષ્ટ સાહિત્ય ભંડાર, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

આ પુસ્તકમાં લેખકે ' સ્વપ્નસ્થ 'ના તખલ્લુસથી લખેલી કવિતાઓ છે. આ કવિતાઓ પુસ્તકના નામ પ્રમાણે જુદા જુદા પ્રસંગોએ કવિહૃદયને થયેલી લાગણીઓની ઊર્મિઓરૂપે છે, પ્રસંગોની વિવિધતા ઘણી છે. ઊર્મિઓ દિલને આનંદ આપે તેવી છે. આમ છતાં સામાન્ય વાચકને આ કવિતાનો રસાસ્વાદ લઈ શકવા માટે સૂક્ષ્મતા તથા ભાષાના ઝીણા અભ્યાસની જરૂર રહે છે. કવિતાશોખીનોને આ પુસ્તક ગમે તેવું છે. પુસ્તકનાં કાગળ, છપાઈ, ઉઠાવ વગેરે સરસ છે. એક ચિત્ર આપેલું છે તે પણ સુંદર છે.

કસ્બા પુસ્તકાલયોએ ખરીદવા જેવું. શં. સો. પટેલ

**૧૩. પાંચમી ચોપડીઃ**—પ્રકાશકઃ નવજીવન કાર્યાલય, અમદાવાદ; પૃ. ૧૭૦, પૂઠું હાથબનાવટના કાગળનું, કિં. ૦-૫-૦, આવૃત્તિ ૧ લી, પ્રત ૫૦૦.

આ ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિનું પુ. ૧૪ મું છે. ગૂજરાતી શાળાના ૫ મા અને અંગ્રેજી શાળાના ૧ લા ધોરણ માટે શ્રી. મગનભાઇ પ્ર. દેસાઇએ તૈયાર કર્યું છે.

આ પુસ્તકમાં કુલ ૪૫ પાઠ છે, જેમાં ૧૯ કવિતાઓ છે. કવિતાઓની ચૂંટણીમાંથી અર્વાચીન કવિઓને વેગળા મૂકવામાં આવ્યા લાગે છે. સંભવ છે, ઇરાદાપૂર્વક તેમ કરવામાં આવ્યું હોય.

પાઠો સુવ્યવસ્થિત ગોઠવાયા છે. વિદ્યાર્થીઓ માટે જ્ઞાનવર્ધક સારો ખોરાક પીરસાયો

છે, છતાં કેટલીક જગાએ તો વિદ્યાર્થીનાં ગજા ઉપરાંતના શબ્દપ્રયોગો યોજવામાં આવ્યા છે. કેટલાક પાઠોમાં લંબાણુ કંઈક વધી ગયું છે.

**૧૪. છઠ્ઠી ચોપડીઃ—**સંપાદકઃ અને પ્રકાશકઃ ઉપર પ્રમાણે. પૃ. ૧૮૪, પૂઠું હાથબનાવટના કાગળનું, મૂલ્ય ૦–૬–૦, આવૃત્તિ ૧ લી, પ્રત ૫૦૦.

આ ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિનું પુ. ૧૬ મું છે. આમાં કુલ ૫૭ પાઠ આપ્યા છે. કુલ ૨૨ કવિતાએ છે. પાઠોની પસંદગી ઉત્તમ પ્રકારની થઇ હોય એમ માલમ્ પડે છે.

સાચી હજ અને ઇબ્રાહીમ કાકા આ બંને પાઠ સાચા મુસલમાનના દિલને હચમચાવી મૂકે તેવા છે. ઐકય અને પૈસાનો ઉપયોગ શીખવતા આ પાઠો ઉછરતા વિદ્યાર્થીજગતમાં ચિરંજીવ રહેશે જ. પાઠ ૪૩ પેગંબર સાહેબનો વફાતનો દિવસ સોમવાર લીધો છે. મુસલમાની રિયાસતમાં શુક્રવાર છે. સાચો વાર કયો છે ?

આ બંને ૫–૬ ચોપડીઓમાં શબ્દકોશ આપી બાળકોને તે વાપરતાં શીખવવાની જે નેમ રાખી છે તે સફળ થાય તો ઘણો ભાષાદોષ ભાગી જાય, અને લેખન શુદ્ધ બને.

આ પુસ્તકોનું પ્રકાશન કરીને વિદ્યાપીઠે ગૂજરાતી જનતા ઉપર ભારે ઉપકાર કર્યો છે, એમ કહ્યા વગર ન ચાલે.

**૧૫. પઠાનનું વેર અને બીજી વાતોઃ—**લેખકઃ 'સીરતી' પ્રકાશકઃ બઝમે ઇકબાલ-કઠોર. પૃ. ૭૨, પૂંઠું કાગળનું, કિં. ૦–૫–૦, આવૃત્તિ ૧ લી.

આ બઝમે ઇકબાલ ગ્રંથમાળાનું વર્ષ ૨ નું પુસ્તક છઠ્ઠું છે.

આમાં કુલ ૭ વાતો છે. લેખકે પ્રસ્તાવમાં જનતાને પોતાની માર્મિક શૈલી વડે આકર્ષવાનો સફળ પ્રયત્ન કર્યો છે. વાર્તાઓ ગૂજરાતી લિપિમાં લખાઇ છે, પણ ઘણા શબ્દો ઉર્દુ-ફારસી ગૂજરાતી મિશ્રણમાં મળી ગયા છે.

(૧) પઠાન (ણ ?)નું વેર પહેલી વાર્તા છે. (૨) પઠાન દિલાવરખાન, (૩) શીલરનો રોષઃ ઇકબાલના માનીતા કવિ શીલરનો એક જીવનપ્રસંગ છે. (૪) બુતની નાકઃ મિસરના ઇતિહાસમાંથી આ વાર્તા અનુવાદિત કરી છે. (બુતનું નાક કે બુતની નાક ?) (૫) ખૂની મિહમાન. (૬) અરબી પરોણાગત.

પ્રયત્ન આદરપાત્ર છે.

'દષ્ટા'

**૧૬. સો વર્ષ જીવવાની કળાઃ—**લેખકઃ ડૉ. જટાશંકર નાન્દી, એન. ડી. પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ, પૃ. સં. ૨૩૯, મૂલ્ય દોઢ રૂપિયો.

આ પુસ્તકમાં કેટલાકના જીવન ઉપરથી તારવી કાઢી આયુર્વેદના સનાતન સૂત્રમય સિદ્ધાન્તો–' સો વર્ષ કરતાં વહેલાં થતાં મૃત્યુ અકાળ મૃત્યુ મનાય છે. ' ' પરિશ્રમ અને મિતાહાર એ બે પૃથ્વી પર ઉતરેલા અશ્વિનીકુમાર છે, તેમના સિવાય આ લોકમાં શરણરૂપ અન્ય વૈદ્ય નથી ' ' આહાર, નિદ્રા અને બ્રહ્મચર્ય એ ત્રણ જીવનના ઉપસામ્ય છે ' તેમજ આહારની બાબતમાં પણ એકલી રસનેન્દ્રિયને લાડ ન લડાવતાં પ્રકૃતિ, કરણ, સંયોગ, રાશિ, દેશ, કાળ, ઉપયોગ સંસ્થા (નિયમ) અને ઉપયોક્તા (ખાનાર વ્યક્તિ) એ આઠ તત્ત્વ

આહારવિધિ' વિશેષાયતનનો બારીકાઇથી વિચાર કરીને જ શક્તિ તથા પોષણ આપનાર ખોરાકની પસંદગી કરવી જોઇએ ' ઇત્યાદિની વિસ્તારથી નવીન રીતે ચર્ચા કરી છે. જો દરેક દીર્ઘાયુષ્યના અભિલાષી આ વાંચી મનન કરી વર્તનમાં ઉતારે તો જરૂર જરૂર સો વર્ષથી અધિક આયુષ્ય જીવવાની કળા હસ્તગત કરી શકે અને લેખકના પરિશ્રમની સાર્થકતા થાય, એવી ભલામણ સહેજે કરી શકાય.

હરિપ્રસાદ વૈદ્ય

## સામયિકો

**૧. વંદે માતરમ:**—તંત્રીઃ શ્રી. શામળદાસ લક્ષ્મીદાસ ગાંધી, " વંદે માતરમ્ " મુદ્રણાલય, નાસિક ચેમ્બર્સ, ફ્રીઅર રોડ, કોટ, મુંબઈ. વાર્ષિક લવાજમ રૂા. ૨૪)

આજે ગુજરાતનું ભાગ્યેજ કોઇ પુસ્તકાલય " જન્મભૂમિ " દૈનિકથી અજાણ હશે ત્યારે " જન્મભૂમિ " એ ગુજરાતી પત્રકારત્વમાં નવીન જ દેખાતું. એ જ પત્રની સંપાદકીય સજાવટમાં સારો ફાળો આપનાર એના ભૂતપૂર્વ તંત્રી શ્રી. શામળદાસ ગાંધીએ ત્યાંથી છૂટા થઇ આ પત્ર શરૂ કર્યું છે.

આ પત્રની સજાવટ પણ એના જેવી બલ્કે એથી પણ આગળ પડતી છે, એમ સહજે કહી શકાય. એનો પ્રથમ અંક જોઇને તો ગુજરાતી જનતા આશ્ચર્યમૂઢ જ બની ગયેલી. એમાં અવારનવાર આવતાં સ્ત્રીવિભાગનાં, રેડિયો વિભાગનાં, સિનેમા વિભાગનાં અંગો અનુક્રમે કંકુ અને કંકણ, રૂડો મારો રેડિયો હોજી, રૂપેરી આભ ને રૂડલા તારા તેમ જ અવારનવાર અપાતા રાજદ્વારી પ્રેરક લેખો પણ ખાસ વાંચવા જેવા હોય છે.

" વંદે માતરમે " આપણા ગુજરાતી પત્રકારત્વમાં જાણે નવીન ભાત પાડી હોય તેમ લાગે છે. એ પત્રને અમે સફળતા ઇચ્છીએ છીએ. શક્તિશાળી પુસ્તકાલયો અને વાંચનાલયો એ પત્રને જરૂર અપનાવે.

**૨. નવચેતનઃ**—( વાર્તાઅંક ) એપ્રિલ ૧૯૪૧. તંત્રીઃ શ્રી. ચાંપશીભાઇ ઉદેશી; પોલક સ્ટ્રીટ કલકત્તા.

" શારદા " માસિકની જેમ " નવચેતન " માસિક પણ અવારનવાર ખાસ અંકો પ્રગટ કરે છે. તે પૈકી એપ્રિલ–૧૯૪૧ નો અંક ખાસ વાર્તાઅંકરૂપે રજુ કરાયો છે. ગુજરાતી સાહિત્યમાં સારો વાર્તાફાળો આપનાર આપણા જુદા જુદા લેખકો શ્રી. ગુલાબદાસ બ્રોકર, શ્રી. ઇન્દ્ર વસાવડા, શ્રી. અશોક હર્ષ, શ્રી. કેશવ શેઠ વગેરે વાર્તાનવેશોની વિવિધ વિષયને સ્પર્શતી વાર્તાઓ આ અંકમાં આપવામાં આવી છે. એ વાર્તાઓ પૈકી હીરા ખૂંટનો વાર્તા વાચકને ઠીક ગમી જાય તેવી છે.

આવા ખાસ અંકો કેટલીક વાર સારા સાહિત્યના એક અચ્છા સંગ્રહરૂપ નીવડે છે, કેમકે મુખ્યત્વે કરીને આવા ખાસ અંકોમાં રજુ કરાતી વસ્તુની પસંદગી ઘણી કાળજીપૂર્વક કરવામાં આવતી હોય છે. એ પ્રયાસ અલબત્ત, સ્તુત્ય છે, પરંતુ પાછીથી એ સામયિક જૂનું થઇ જતાં તેમાંની વિશિષ્ટ સામગ્રી નાશ પામી જાય છે. એવું ન થાય તે માટે આવા ખાસ અંકો જો પાકા બંધાવી સંગ્રહાય તો જે તે વિષયને લગતા વિશિષ્ટ ગ્રંથની ગરજ સારે. પુસ્તકાલયો આવા અંકોને એવા પાકા બંધાવી લે એ જરૂરનું છે.

મણિલાલ પ્ર. વ્યાસ



**૧ મહાત્મા સરયૂદાસજી, ભુધરભક્ત તથા મહારાજ જાનકીદાસજીનાં** ટૂંક જીવનચરિત્ર-સંપાદક: ભિક્ષુ–અખંડાનંદ, સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ મૂલ્ય ૦–૧૦–૦.

**૨ ગામગોષ્ટી** : પ્રયોજક: શ્રી. વિઠ્ઠલદાસ કોઠારી, પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ. મૂલ્ય ૦–૬–૦

**૩ ગુજરાતી પાંચમી–છઠ્ઠી ચોપડી** : ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ મૂલ્ય અનુક્રમે ૦–૫–૦ અને ૭–૬–૦

**૪ સ્ટેટસ ઓફ ઇન્ડીઅન પ્રિન્સિસ** (અંગ્રેજી): લેખક: શ્રી. પ્યારેલાલ નાયર, પ્રકાશક: ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૪–૦

**૫ ક્રિશ્ચિયન મિશન્સ** : લેખક: ગાંધીજી, પ્રકાશક: ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૨–૦–૦

**૬ આનંદી** : લેખક: શ્રી. રવીન્દ્રનાથ ટાગોર, પ્રકાશક: એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ. મૂલ્ય રૂા. અઢી.

**૭ હિમાલયસ્વરૂપ** : લેખિકા: સૌ. હંસા મહેતા, પ્રકાશક: શિષ્ટ સાહિત્ય ભંડાર, મુંબઈ.

**૮ શ્રી નાગ મહાશયના જીવનનું રેખાદર્શન** : સંપાદક: શ્રી. કેશવ હ. શેઠ, પ્રકાશક: રામકૃષ્ણ સેવા સમિતિ–અમદાવાદ.

**૯ મારાં મનની મોજ** : લેખક અને પ્રકાશક: શ્રી. ચંદ્રકાન્ત ગૌ. ભટ્ટ, વરતેજવાળા બિલ્ડિંગ, તખ્તેશ્વર પ્લૉટ, ભાવનગર. મૂલ્ય રૂા. ૨–૦–૦.

**૧૦ ઇંગ્લિશ પ્રવેશપોથી** ભાગ ૧ થી ૬ ( પરિચય પદ્ધતિથી ) યોજક: ઉપેન્દ્ર આર. અધ્વર્યુ, જંગલમંગલ આશ્રમ, પોલારપુર (ભીમનાથ). મૂલ્ય દરેકનો ૦–૧–૬.

**૧૧ રાજ્ય અને રાજકારણ** : લેખક: શ્રી. હરકાન્ત શુક્લ, પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. મૂલ્ય રૂ. ૬–૮–૦.

**૧૨ રાજદુલારી** : લેખક: શ્રી. બંકિમબાબુ, પ્રકાશક: એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબઇ–૨. મૂલ્ય ૨–૮–૦.

**૧૩ સોરઠી સોમનાથ** : સંપાદક: શ્રી. દયાશંકર ભ. કવિ; પ્રકાશક: કલ્યાણ ગ્રંથાવલિ, અમદાવાદ, મૂલ્ય ૧–૮–૦

**૧૪ નાઝીરાજ** : લેખક: શ્રી. ચંદ્રાભાઇ કા. ભટ્ટ; પ્રકાશક: પ્રગતિ સાહિત્ય મંદિર, રાજકોટ મૂલ્ય ૧–૧૨–૦

( અનુસંધાન પૃષ્ઠ ૨૫૦ ઉપર )

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| ઊર્મિ | ૧૦ | ૧૧ | ફેબ્રુઆરી | ૫-૨-૪૧ |
| કિશોર | ૬ | ૨-૩ | ઑક્ટો.-નવે. | ૧૨-૧-૪૧ |
| કુમાર | ૧૮ | ૨ | માર્ચ | ૨૫-૩-૪૧ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૨૯ | ૮ | એપ્રિલ | ૧-૪-૪૧ |
| ગુણસુન્દરી | ૩૫ | ૮ | એપ્રિલ | ૧-૪-૪૧ |
| ગ્રામજીવન | ૧૧ | ૯ | એપ્રિલ | ૧-૪-૪૧ |
| ઘરશાળા | ૧ | ૭ | ફેબ્રુઆરી | ૯-૨-૪૧ |
| ચરોતર | ૧૧ | ૩ | માર્ચ | ૧૬-૩-૪૧ |
| ચિત્રમય જગત | ૨૭ | ૧ | એપ્રિલ | ૫-૪-૪૧ |
| નવચેતન | ૩૮ | ૭ | એપ્રિલ | ૨૮-૨-૪૧ |
| નવરચના | ૫ | ૧૨ | માર્ચ | ૧-૪-૪૧ |
| પાટીદાર | ૧૮ | ૬ | ચૈત્ર | ૨૬-૩-૪૧ |
| પ્રસ્થાન | ૧૫ | ૨ | માગશર | ૧૩-૨-૪૧ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૩ | જાન્યુ-માર્ચ. | ૩૧-૧-૪૧ |
| બાલજગત | ૩ | ૪ | એપ્રિલ | ૧-૪-૪૧ |
| બાલજીવન | ૨૧ | ૬ | એપ્રિલ | ૭-૪-૪૧ |
| બાલમિત્ર | ૨૦ | ૯ | એપ્રિલ | ૩-૪-૪૧ |
| બાલસખા | ૪ | ૧૧ | એપ્રિલ | ૧-૪-૪૧ |
| બાળક | ૧૯ | ૪ | એપ્રિલ | ૧-૪-૪૧ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૭ | ૪ | ઑક્ટો-ડિસે. | ૩૦-૧૨-૪૦ |
| યુવક | ૧૧ | ૪ | એપ્રિલ | ૫-૪-૪૧ |
| રેખા | ૨ | ૯ | ફેબ્રુઆરી | ૨૮-૧-૪૧ |
| વૈદ્યકલ્પતરુ | ૪૬ | ૪ | એપ્રિલ | ૧૧-૪-૪૧ |
| વ્યાયામ | ૨૬ | ૬ | માર્ચ | ૧૬-૩-૪૧ |
| શારદા | ૩૩ | ૧૨ | માર્ચ | ૧૫-૩-૪૧ |
| શિક્ષણ અને સાહિત્ય | ૨ | ૭ | એપ્રિલ | ૧-૪-૪૧ |
| સુવાસ | ૭ | ૭ | માર્ચ | ૨૦-૩-૪૧ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૪ | ૧ | જુન-જુલાઈ-ઑગસ્ટ | ૩-૧-૪૧ |
| સ્ત્રીબોધ | ૮૫ | ૪ | એપ્રિલ | ૫-૪-૪૧ |
| સ્ટાઇટકીર | ૧૧ | ૩ | માર્ચ | ૧૫-૩-૪૧ |

—ᴥ—




વડોદરા રાજ્ય

મહાલ પુ. પરિષદો

**કરજણ મહાલ પુ. પરિષદ**—ગણપતપુરા ગામે તા ૨૦-૪-૪૧ ના રોજ "શારદા" માસિકના તંત્રી અને જાણીતા લોકસાહિત્યકાર શ્રી. રાયચુરાના પ્રમુખપદે મળશે.

**નવસારી મહાલ પુ. ત્રીજી પરિષદ**—તા. ૧૪-૫-૪૧ ના રોજ કાછીઆવાડી મુકામે મળનાર છે. એ માટે નિબંધ મોકલવાની તા. ૫-૫-૪૧ સુધીની છે.

**મહેસાણા મહાલ પુ. પરિષદ**—લીંચ મુકામે ભરવા હીલચાલ ચાલે છે.

**શિષ્ટવાચન પરીક્ષા**—વડોદરા મહાલ પુ. મંડળ તરફથી ગુ. ધોરણ ૫ અને ૬ તથા અંગ્રેજી ધોરણ ૧ થી ૪ સુધીના વિદ્યાર્થીઓ માટેની શિષ્ટવાચન પરીક્ષા તા. ૨૯-૬-૪૧ ના રોજ લેવાનાર છે. શ્રી. રસૂલભાઇ વહોરા કૃત "મોતીભાઈ અમીન" એ પુસ્તક પસંદ કરાયું છે. એ માટે જરૂરી પુસ્તકો વડોદરા મહાલ પુ. મંડળના મંત્રી, મુ. માણેજ, પો. મકરપુરાથી મંગાવવાથી મોકલવા તજવીજ થશે.

પુસ્તકાલયોને મળેલી મદદ—

**ઇંદુમતી** સા. પુ. **મેથી** ( તા. કરજણ )ને ૫) વરસડાના પા. અંબાલાલ દ્વારકાદાસ, ૫) તેજ ગામના પા. ચંદુભાઇ હીરાભાઇ, રૂા. ૨૪)નું ઘડિયાળ નંગ ૧ શા. સેવકલાલ મગનલાલ તરફથી તથા શા. શાન્તિલાલ વીરચંદભાઇ, શા. બેચરલાલ વીરચંદભાઈ, શા. કસ્તુરચંદ મગનલાલ, શા. સાંકળચંદ મગનલાલ, શા. નેમચંદ મોહોલ્લાલ, ડૉ. શાન્તિલાલ મોહનલાલ જાની, પા. મીઠાભાઇ જેશિંગભાઇ, પા. પુરુષોત્તમ ઇશ્વરભાઇ તથા પા. ભાઈજીભાઈ ભવાનદાસ દરેક તરફથી રૂા. ૩ ની ખુરશી મળી છે.

**સા. પુ. ચીપળ** ( તા. ચાણસ્મા )ને ૫૧)નું કબાટ ભાન્ડુના શ્રી. કચરાલાલ સેંધદાસ મિસ્ત્રી તરફથી, રૂા. ૪) પાંચોટના પા. રામજીદાસ જીવીદાસ તરફથી, રૂા. ૩). કમાણાના પા રેવનદાસ દાજીદાસ તરફથી.

**સા. પુ. મણુંદ** ( તા. પાટણ )ને ૧૦) પાટણના સાંડેસરા પૂનમચંદ જયચંદદાસ ઇશ્વરદાસ તરફથી.

**સા. પુ. બરિયફ** (તા. ચાણસ્મા)ને ૫) આંદણુકીના પટેલ ગંગારામ કેવળદાસ તરફથી.

**સા. પુ. માલુ** ( તા. સંખેડા )ને ૫) વડજના પા. ખુશાલભાઈ નારણભાઈ, ૫) પા. લલ્લુભાઈ ઇશ્વરદાસ તથા ૨) કસુંબીઆના પા. નાગજી ભગવાનભાઈ તરફથી.

**સા. પુ. બચાર** ( કરજણ )ને ૩૦) પોર ( તા. વડોદરા )ના પા. ઝીણાભાઇ રામદાસ તરફથી.

**સા. પુ. બીલિયા** ( તા. સિદ્ધપુર )ને ૩) રાજપુરના પા. રત્નાભાઇ લવજીદાસ, ૨) પા. દેવરાજ હંસરાજ તરફથી.

**મંજુસર** ( તા. સાવલી )ને ૫) વાંકાનેરના છાસટિયા સોમાભાઇ વજેસિંહ, ૫) છાસટિયા અમરસિંહ મોતીભાઈ તરફથી.

**સા. પુ. કરલી** ( તા. સિદ્ધપુર )ને ૧૦) મેરવાડવાળા પા. ત્રિભુવનદાસ તળજાદાસ, ૫) પા. મંગળદાસ જોરદાસ, ૨) ત્રિકમદાસ વસરામ, ૨) પા. રણછોડ રાયચંદ તરફથી.

**સા. પુ. રણું** ( તા. પાદરા )ને ૫) આમળાના પા. શાન્તિલાલ ત્રિભોવનદાસ, ૫) ગંભીરાના પટેલ ચુનીભાઇ ઉમેદભાઇ, ૭) પીઝના પટેલ કાળિદાસ ગોવિંદભાઇ, ૫) ગવાસદના પટેલ ફુલાભાઇ ખુશાલભાઈ.

**સા. પુ. હરિપુરા** (તા. પલસાણા)ને ૫) હરિપુરાના શ્રી. વલ્લવભાઇ પ્રભુભાઇ તરફથી.

**સા. પુ. માણજ** ( તા. પેટલાદ )ને ૭) લીંબાલીના પટેલ સોમાભાઈ તળજાભાઇ, ૪) ખડાણાના પટેલ મંછાભાઇ ત્રિકમભાઇ, ૭) જલુંધના પટેલ ઉમેદભાઇ દેસાઇભાઈ, ૧૫) નારના પા. મૂળજીભાઇ ખુશાલભાઇ, ૩) ખડાણાના પા. ભીખાભાઇ વહાલદાસ, ૭) જલુંધના પા. રામભાઇ કાશીભાઇ, ૧૫) નારના પા. ભીખાભાઇ લલ્લુભાઇ, ૨) જલુંધના પા. લલ્લુભાઇ બહેચરદાસ તરફથી.

**સા. પુ. સુંઢીઆ** ( તા. ખેરાળુ ) ને રૂ. ૩) જોષી મફતલાલ જીવરામ કાંસા, ૫) દવે બાળાશંકર જયરામ જારકા, ૩) પા. છગન કેવળ કહોડા, ૪) ઉમતાના પા. અમથાદાસ રણછોડદાસ, ૧૦) પટેલ ગલાબદાસ જીવીદાસ, ૧૧) પા. પ્રભુદાસ નરસીદાસ સુદાણી ચાણસ્માના, ૨) પા. શંભુ સાંકળચંદ સુરપરા, ૩) પા ચતુરદાસ જેસંગદાસ ચાણસ્મા, ૫) પા. જોઇતારામ બેચરદાસ લાંઘણુજ, ૨) સોની ગોકળ કાશીરામ પાટણ, ૫) પા. ગણેશ ઓતમદાસ ચાણસ્મા, ૨) સુથાર દેવચંદ જીવરામ દેણપ, ૨) સુથાર સૈધા ઉમેદરામ દેણપ, ૨) પંચાલ કચરા બીલાચંદ પાન્છા, ૨) પંચાલ વિઠ્ઠલ મંછારામ કહિપુર, ૫) બારોટ ડુંગરદાસ લલ્લુભાઇ લાલપુર, ૨) પા. મગન બેચરદાસ લાડોલ.

**સા. પુ. લોદ્રા** ( તા. વિજાપુર )ને ૨) રાવળ મણિલાલ સેવકરામ આજોલ, ૨) રાવોળ વિઠ્ઠલભાઇ મોતીરામ આજોલ, ૨) પા. અંબારામ રામદાસ જંત્રાલ, ૨) ઠક્કર શામળદાસ નારણદાસ બહિએલ, ૨) જાની મફતલાલ અમથારામ ચરાડા, ૪) શા. વેણીચંદ બેચરદાસ માણસા, ૫) પા. જીવરામ શિવરામ ખેરવા, ૫) પંચાલ શંકરલાલ શંભુદાસ બીલોદરા, ૪) પંચાલ ગણેશભાઇ નથુરામ દેલવાડા, ૪) સુથાર અંબારામ વનમાળીદાસ વિહાર, ૩) પા. ઇશ્વરદાસ જોઇતારામ માણસા, ૩) પા. અમીચંદ જોઇતારામ ઇટાદરા, ૫) મૂળશંકર છગનલાલ પ્રાંતિજ, ૪) શા. કેવળદાસ માનચંદ માણસા, ૨) પા. ભગવાનદાસ અમીચંદ માણસા, ૨) રામી નાથાલાલ લલ્લુભાઇ મહેસાણા, ૨) પંડ્યા રેવાશંકર કુબેરદાસ લોદ્રા, ૨) જાની જેઠાલાલ મનસુખરામ વસાઈ, ૫) ત્રિવેદી સોમનાથ મોહનલાલ ઉદેણ, ૨) પા. ગોપાળદાસ બાજીદાસ માણસા.

## વડોદરા રાજ્ય પુ૦ મંડળ

**પરીક્ષાનું પરિણામ**—શિષ્ટવાચનની ૧૯મી પરીક્ષાનું પરિણામ ચાલુ અંકમાં પ્રલાયદા પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે તે લાગતાવળગતાઓને જોઈ લેવા વિનંતિ છે.

**શિક્ષણ વર્ગો**—માર્ચ અંકમાં પ્રસિદ્ધ થયેલ જાહેરાત નં. ૩ માં જાહેર થયા મુજબ અમરેલી પ્રાંતનો પુસ્તકાલય શિક્ષણવર્ગ મે માસની તા. ૨, ૩, ૪ ને વાર ગુરૂ, શુક્ર, ને શનિના રોજ અમરેલી મુકામે, જ્યુબિલી હાઉસમાં ભરાવાનો છે.. વર્ગનો લાભ લેવા ઇચ્છનારા ઉમેદવારોને તા. ૨૪ મીએ સવારના ૭ વાગ્યા સુધીમાં જણાવેલે સ્થળે હાજર થઈ જવાની ભલામણ !

—નવસારી પ્રાંતનો વર્ગ જાહેર થયા મુજબ મે માસની તા. ૧૨–૧૩–૧૪ના રોજ નહિ, પણ સદર માસની તા. ૧૫–૧૬–૧૭ ને વાર ગુરૂ, શુક્ર, શનિના દિવસોએ ભરાશે, સ્થળ કાછિયાવાડીની ધર્મશાળા. આ વર્ગનો લાભ લેવાની ઇચ્છા રાખનારાઓ માટે રીતસર અરજી મોકલી આપવાની હજી પણ તક છે.

**કરજણ મહાલ પરિષદ**—કરજણ મહાલની ૩ જી પરિષદ ચાલુ માસની તા. ૨૦ મીને રવિવારના રોજ ગણપતપુરા ગામે લોકસાહિત્યક રા. રા. રાયચુરાના પ્રમુખપદે બપોરના ૧ થી ૪ ના સમયમાં ભરાશે. મહાલની પુસ્તકાલયરસિક જનતા પૂરતા પ્રમાણમાં હાજરી આપી પરિષદને સફળ બનાવે એજ અભીપ્સા !

---

# પુસ્તકો મોકલ્યાની માહિતી ( માર્ચ '૪૧ )

### યાદી નં. ૪ : સંખ્યા ૧૧૪ : કુલ ૨૭૬

**વડોદરા**—છાણી.
**દહેગામ**—જાખોરા, ઉદણ.
**આતરસુંબા**—હીથોલ.
**કલોલ**—ઓરીસણા.
**વિજાપુર**—ગોઝારીઆ.
**વિસનગર**—ગુંજા.
**મહેસાણા**—બોરીઆવી, જોરણંગ, ધડા, પાંચોટ, બુદ્દાપાલડી, આંબલીઆસણ સ્ટે. બજાર બાલકીઆ, બલોલ, દેવરાસણ, મુલસણ, રૂપાલ હરિપુરા, હાડવી, લીંચ, પાલોદર, પીલુદરા, છઠ્ઠીઆરડા, લાંઘણજ.
**સિદ્ધપુર**—રણછોડપુરા, રસુલપુર, ખટાસણા, સુણક, ગાંગલાસણ, દુંડાવ, સીંહી, જગન્નાથપુરા, કાંબળી, કરલી, બ્રાહ્મણવાડા, મુંડાણા, વણાગલા, કલ્યાણા, મામવાડા, મેથાણ, ઐઠોર, લુણાવ, અમુઢ, બીલીઆ, કહોડા, ડીંડરોલ, દાસજ, કાકોસી..
**ખેરાળુ**—ચાડા, ત્રાંસવાડ, મોળીપુર, સુંઢીઆ, મલેકપુર, કઠીપુર, હીરવાણી મોટી, જાસ્કા, બાબીપુર, ઉમતા, કમાલપુર.
**પાટણ**—ચારૂપ, સમોડા, ડાભડી, રૂવાવી, સંડેર, રણુંજ, મણુંદ, બાલીસણા, અઘાર.
**નવસારી**—આંગરોલ, ઓરસી, સાગરા, ભીનાર, આમડપુર, અલુરા, પરથાણ, નડોદ, ભાઠા, સીમલગામ, પરૂજણ, સંદલપુર, સરઇ, વીરાવળ, મહુવર, આંમલી, ઉભરાટ, કુચેદ, કોલાસણ, છીણમ, પીનસાડ, મરોલી, કસ્બાપાર.
**ગણદેવી**—ગંગોર, ધનોરી, દેવધા, વલોટી, સોનવાડી, દેસરા, તોરણગામ, ગડત, ખખવાડા, અંબેટી.
**પલસાણા**—ગંગાધરા, અંત્રોલી, ખરવાસા, બગુમરા, બલેશ્વર, નિયોળ, ચલથાન, ગાંગપોર, કડોદરા, એરથાણ, હરિપુરા.
**દામનગર**—રૂપાવટી. **કોડીનાર**—ઘાંટવડ,
**ભીમકટા**—ભીમકટા.

# પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૪૦–૪૧

**યાદી નં. ૪ : સંખ્યા ૪૫.**

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફથી લોકમદદની રકમ તથા બજેટ તા. ૭-૪-૪૧ સુધીમાં આવી ગયાં છે, એટલે તેમને તા. ૭-૪-૪૧ થી પત્રો શરૂ કરાવી આપવાની વ્યવસ્થા થઈ છે. **યાદી પૈકી તેમજ બીજાં ગ્રામ પુસ્તકાલયો તરફથી સરકાર પંચાયત મદદ મેળવવાની પાવતીઓ ખાતા તરફ મોકલવામાં ન આવી હોય તેઓ સત્વરે મોકલી આપે.**

**પેટલાદ**—કલોલ, રાવલી, ધર્મજ મહિલા.
**વડોદરા**—વડદલા, કેલનપુર, ફાજલપુર (સાંકરદા).
**પાદરા** સોમજીપુરા, મેઢાદ.
**કરજણ**—કાસમપુર, લીલોડ
**ડભોઈ**—વડજ.
**સાવલી**—માવલી, ખાખરીઆ.
**સંખેડા**-હાંડોદ.
**દહેગામ**—વાસણા રાઠોડ.
**કલોલ**—છત્રાલ, નાદરી.
**વિજાપુર**—પીલવાઇ, હરણાહોડા, ગુંદરાસણ.
**વિસનગર**—ભાલક, ઉદલપુર.
**મહેસાણા**—બામોસણા, આંબલીઆસણ, સાંગણપુર, મીઠા.
**સિદ્ધપુર**—ઊંઝા બાલ.
**ખેરાળુ**—ચાણુસોલ, કરશનપુરા, મંદ્રોપુર.
**ચાણસ્મા**—મીંઢાપુરા, દાંતકોડી.
**ગણદેવી**—પાથરી.
**પલસાણા**—સાંકી.
**કામરેજ**—જોખા, ઘોરણ પારડી.
**મહુવા**—અંધાત્રી.
**માંગરોળ**—નંદાવ.
**અમરેલી**-લાલાવદર.
**દામનગર**—છભાડીઆ.
**ધારી**—ખીચા.
**કોડીનાર**—કડોદરા, કાજ, સરખડી.
**ખાંભા**—ચીકીઆળી.

---

( અનુસંધાન પૃષ્ઠ ૨૪૫ નું )

**ગુજરાત વર્નાક્યુલર સોસાઈટિ તરફનાં પુસ્તકો:**

૧૪ **કવિચરિત ભા. ૨ જો** : સંપાદકઃ શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી, મૂલ્ય ૧–૦–૦
૧૫ **ગામડાનું આરોગ્ય કેમ સુધરે ?** લેખકઃ શ્રી. કેશવલાલ ચતુરભાઇ પટેલ, મૂલ્ય ૦–૧-૬
૧૬ **દૂધ** : લેખકઃ ડો. નરસિંહ મૂળજીભાઇ શાહ, મૂલ્ય ૦–૬–૦
૧૭ **બુદ્ધિપ્રકાશ લેખસંગ્રહ**—ભા. ૧ લોઃ સંપાદકઃ શ્રી. રસિકલાલ છો. પરીખ, મૂલ્ય રૂ ૧-૦-૦
૧૮ **માનવજીવનનો ઉષઃકાળ** : લેખકઃ શ્રી. અશોક હર્ષ, મૂલ્ય ૦–૭–૦
૧૯ **સાહિત્ય અને વિવેચન ભા. ૨ જો** : લેખકઃ શ્રી. કેશવલાલ હ. ધ્રુવ, મૂલ્ય ૧–૦–૦
૨૦ **સાહિત્યવિચાર** : લેખકઃ શ્રી. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, મૂલ્ય ૧–૦–૦
૨૧ **સહશિક્ષણ** : લેખકઃ શ્રી. રણુજિતભાઈ એમ. પટેલ, મૂલ્ય ૦–૧–૬

# શિષ્ટવાચનની ૧૯મી પરીક્ષા

## 'ભારતસેવક ગોખલે'નું પરિણામ સહિત નિવેદન

ઉપરોક્ત પરીક્ષા, જાહેર થયા પ્રમાણે, તા. ૧૬-૨-૪૧ના રોજ જે તે સ્થળે લેવાઇ ગઇ. એને માટે ગુજરાત-કાઠિયાવાડનાં ૬૩ ગામોનાં ૧૯૩ ઉમેદવારોની અરજીઓ આવેલી. તેમાંથી ૪૭ ગામના ૯૭ ભાઇબહેનોની ઉત્તરવહીઓ અમારા તરફ આવેલી હોવાથી કુલ ૯૭ જણે આ પરીક્ષાનો લાભ લીધો હોવાનું જણાય છે. પરીક્ષામાં બેઠેલાં ઉમેદવારોનું ધંધાવારી પ્રમાણ નીચે પ્રમાણે છેઃ—

૪૯ શિક્ષક, ૩૯ વિદ્યાર્થી, ૨ ખાનગી નોકરી, ૬ ઘરકામ અને ૧ કારીગર છે. તે પૈકી ૯ બહેનો છે.

છોડવા ઠરેલા ૮ પ્રશ્નો પૈકી ફરજિયાત છોડવા ઠરેલા ૧લા અને ૬ઠ્ઠા સવાલોના ૧૪ ચૌદ અને બાકીના દરેકના બાર બાર ગુણ રાખી ઉત્તરપત્રો તપાસતાં બેઠેલાં ઉમેદવારોમાંથી ૯૦ ઉમેદવારો ઉત્તીર્ણ થાય છે. એટલે પરીક્ષાનું પરિણામ, આ વખતે, લગભગ ૯૨-૭૮ ટકા આવેલું ગણાય. ઉત્તીર્ણ થનારાંમાં ૪૫ શિક્ષકો, ૩૭ વિદ્યાર્થીઓ, ૨ ખાનગી નોકરીવાળાં, ૧ કારીગર અને ૫ ઘરધંધાવાળાં છે. અગાઉ પ્રસિદ્ધ થએલી સદર પરીક્ષા માટેની જાહેરાતમાં જણાવ્યા પ્રમાણે પરિણામપત્રકના પ્રથમ ૨૦ નંબરો ઉપરાંત * ચિહ્નવાળા ટ્રે. કૉલેજનો લાભ સમૂળગો નહિ પામેલા શિક્ષકો, અંગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થી અને ખેડૂત વ ઇતર ધંધાદારી ઉમેદવારો પૈકી ઉત્તીર્ણ થનારા ૧૦ જણ ગુણાનુક્રમે ઇનામને પાત્ર ઠરે છે. ઉત્તીર્ણ થતી ૭ બહેનો પૈકી બે પ્રથમ ૨૦ નંબરમાં આવી જાય છે. તે સિવાયની બીજી છ બહેનોને રૂપિયા એકેકનું ઇનામ ઉત્તેજન દાખલ મળે છે. તે દરેકને મળતી ઇનામની રકમ જેના તેના નામની સામે શેરાના ખાનામાં દર્શાવવામાં આવી છે. કુલ રૂ. ૪૧)નાં ૩૬ ઇનામો આ પરીક્ષા અંગે વહેંચાશે. અત્રેની તેમ જ ઉમેદવારોની સગવડ ખાતર ઇનામની રકમ રોકડમાં આપવાની પ્રથા મંડળે સ્વીકારી છે, તે મુજબ રોકડમાં અપાશે. છતાં જેમની ઇચ્છા ઇનામની રકમ પૂરતી કિંમતનાં પુસ્તક લેવાની હશે તેઓ પુસ્તક, અલબત્ત, મંગાવી શકશે. તેથી ઇનામ મેળવવા ભાગ્યશાળી નીવડેલાં ભાઇબહેનોને વિનંતિ કે પોતાને ઇનામ રોકડમાં જોઇએ છે કે પુસ્તકરૂપે, તથા તે કોઇની મારફત રુબરૂથી મંગાવી લેવું છે કે ટપાલ રસ્તે, તે ચાલુ માસ આખર સુધીમાં જેણે તેણે અવશ્ય જણાવી દેવું. મુદ્દત વીત્યે જે તે રકમ અત્રેથી જેને તેને ખર્ચે મનીઑર્ડરથી રવાના કરી દેવાની તજવીજ રહેશે.

અગાઉની પરીક્ષાઓની માફક આ વખતે પણ જે તે સ્થળના શિક્ષક, મંત્રી કે અન્ય ગૃહસ્થોએ નિરીક્ષક તરીકેની સેવા અર્પી પરીક્ષાના કામમાં જે મદદ કરી છે તે બદલ એ સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

આ વખતની પરીક્ષામાં પ્રામાણિકપણું સર્વાંશે નથી સચવાયું, એમ જાહેર કરતાં ખેદ ઊપજે છે; અને વળી નહિ રાખેલે ઠેકાણે એ પ્રકાર બનેલો છે એ જોઈ જાણીને ખેદની માત્રા ઓર વધવા પામી છે. પરસ્પરમાંથી કે ચોપડીમાં જોઇને ન લખવાની ખાસ ટકોર પ્રશ્નપત્રને મથાળે અપાતી ટીપમાં કરવામાં આવે છે, છતાં ઉમેદવારો એ અધમ આલાચને

નથી રોકી શકતા, એ આપણી નીતિમત્તા માટે ખરેખર નામોશીભર્યું છે. ચૌર્યવૃત્તિ પર યોગ્ય અંકુશ રાખી એને નિર્મૂળ બનાવવાને મથવું એ તો શિક્ષકવર્ગનો પરમ ધર્મ ગણાય.

કૉપીના ૩ કિસ્સાઓને બાદ કરી બાકી ૯૪ ઉમેદવારોનું પરિણામ નીચે પ્રસિદ્ધ કરવામાં આવે છે. જેમણે પરીક્ષા આપી હોય ને છતાં આ પરિણામપત્રકમાં જેમનાં નામ ન હોય તેમણે પોતપોતાના મનમાં સમજી જવું કે તેમના કિસ્સા કૉપી કરનાર કે કરાવનાર તરીકે હોવાની પૂરી પ્રતીતિ પરીક્ષકને મળી છે.

## પરિણામ

| અ. નં. | ઉમેદવારનું નામ | ગામ | ધંધો:અભ્યાસ | ગુણ | શેરો ઈનામ રૂ. |
|---|---|---|---|---|---|
| ૧ | ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ | નેદરા | શિ. મે. ઉ. | ૬૯ | ૫) |
| ૨ | હરગોવિંદદાસ મોરાજી પંડ્યા | ચાડીઆ | ,, | ૬૭ | ૪) |
| ૩ | મોતીભાઇ કુબેરભાઇ પટેલ | તેમવા | ,, | ૬૬ | ૩) |
| ૪ | ચુનીલાલ દામોદર ભટ્ટ | મહુદરા | ,, | ૬૫ | ૨) |
| ૫ | પ્રબોધચંદ્ર ના. ચોકસી. | વડોદરા | શિ. અં. ૫ | ૬૪ | ૧) |
| ૬ | અંબાલાલ ઝવેરભાઇ પટેલ | ગણપતપુરા | શિ. મે. ઉ. | ૬૨ | ૧) |
| ૭ | રેવાશંકર ગંગારામ વ્યાસ | આપાપુરા | ,, | ૬૨ | ૧) |
| ૮ | દિલીપકુમાર એમ. પંચોલી | નાની કડી | ,, | ૬૨ | ૧) |
| ૯ | રમણલાલ મણિલાલ શુકલ | આણંદ | વિ. અં. ૭ | ૬૨ | ૧) |
| **૧૦** | **બાનુ નોશીરવાન મી. હોમજી** | નવસારી | ઘરકામ | ૬૧ | ૧) |
| ૧૧ | પુરૂષોત્તમદાસ લા. પટેલ | વડજ | શિ. મે. પૂ. | ૬૧ | ૧) |
| ૧૨ | સાંકળેશ્વર જીભાઇ વ્યાસ | ગોરાદ | શિ. મે. ઉ. | ૬૧ | ૧) |
| ૧૩ | નાનજીભાઇ જેઠીદાસ પટેલ | કોડીનાર | શિ. ઉ. | ૬૦ | ૧) |
| ૧૪ | ચતુરભાઈ નારણભાઇ પટેલ | વણછરા | શિ. મે. ઉ. | ૬૦ | ૧) |
| ૧૫ | કરુણાશંકર રામેશ્વર ત્રિવેદી | કેરીઆ નાગસ | ,, | ૫૯ | ૧) |
| **૧૬** | **ગુલ ગુસ્તાસ્પ કરકરીઆ** | નવસારી | ઘરકામ | ૫૯ | ૧) |
| ૧૭ | ગજલાલ દ. મહેતા | કેરાળા | શિ. પૂ. | ૫૯ | ૧) |
| ૧૮ | ડાહ્યાભાઇ પુરૂષોત્તમ પાઠક | પોઇચા | શિ. પૂ. | ૫૮ | ૧) |
| ૧૯ | જીવણલાલ મથુરભાઈ શાહ | પોઇચા | શિ. મે. પૂ. | ૫૮ | ૧) |
| ૨૦ | અમૃતલાલ સોમચંદ શાહ | પોઇચા | શિ. મે. ઉ. | ૫૮ | ૧) |
| **૨૧** | **નાજુ ગુસ્તાસ્પ કોટવાલ** | નવસારી | ઘરકામ | ૫૭ | ૧) ઉ. |
| ૨૨ | રતિલાલ ભાનુશંકર વ્યાસ | માંગવાપાળ | વિ. મે. | ૫૬ | |
| ૨૩ | ભાણાભાઇ દાનભાઇ જેબલીઆ | શાહપુર | શિ. ઉ. | ૫૬ | |
| ૨૪ | તુલસીભાઇ હાથીભાઇ પટેલ | કાસર | શિ. મે. ઉ. | ૫૬ | |
| ૨૫ | મણિભાઇ શંકરભાઇ પટેલ | મહાપુર | શિ. ઉ. | ૫૫ | |
| ૨૬ | રામભાઇ ફુલાભાઇ પટેલ | ગાડા | વિ. અં. ૬ | ૫૩ | |
| ૨૭ | જીવરાજભાઇ ભ. દોલરીઆ | માંગવાપાળ | શિ. મે. પૂ. | ૫૨ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૮ મલેક શરિફુદીન રહેમુમિયાં | નેદરા | શિ. પૂ. | ૫૨ | |
| ૨૯ અમૃતલાલ વનમાળીદાસ શાહ | બચાર | શિ. પ્ર. (પે.) | ૫૨ | |
| **૩૦ હીરા રતનશા બોધાનવાળા** | નવસારી | ઘરકામ | ૫૨ | ૧) ઉ. |
| ૩૧ વાડીલાલ ડુંગરભાઇ નાયક | જામળા | શિ. પૂ. | ૫૧ | |
| ૩૨ પ્રેમાભાઈ પરાગજી પટેલ | નવસારી | વિ. કૉમર્સ | ૫૧ | |
| ૩૩ નાનાલાલ ભાનુશંકર વ્યાસ | માંગવાપાલ | વિ. મે. | ૫૦ | |
| ૩૪ હરગોવિંદ મો. નિમાવત | અમરેલી | વિ. અં. ૫ | ૫૦ | ૦॥ ઉ. |
| ૩૫ ડાહ્યાભાઇ રણછોડભાઇ પટેલ | કડી | વિ. અં. ૬ | ૪૯ | |
| **૩૬ મેનાબ્હેન છગનલાલ પટેલ** | કોડીનાર | મુ. શિ. | ૪૯ | ૧) ઉ. |
| ૩૭ ચંદુલાલ છોટાલાલ શાહ | કરોડીઆ | શિ. મે. ઉ. | ૪૯ | |
| ૩૮ કાંતિલાલ ભોગીલાલ શાહ | કડી | વિ. અં. ૬ | ૪૮ | |
| ૩૯ શાંતિલાલ લક્ષ્મીદાસ સંઘવી | અમરેલી | વિ. અં. ૬ | ૪૮ | |
| **૪૦ નાજુ અરદેશર કરકરીઆ** | નવસારી | ઘરકામ | ૪૮ | ૧) ઉ. |
| ૪૧ શાહ ધરમચંદ બાપલાલ | હાંડોદ | શિ. પૂ. | ૪૮ | |
| ૪૨ રામાભાઇ ગો. મકવાણા | કાસર | શિ. ગુ. ૭ | ૪૭ | ૦॥ ઉ. |
| ૪૩ હિંમતલાલ હ. મસરાણી | અમરેલી | વિ. અં. ૬ | ૪૭ | |
| ૪૪ વલ્લભદાસ ત્રિ. ખખ્ખર | હાળાસા | શિ. ગુ. ૬ | ૪૬ | ૦॥ ઉ. |
| ૪૫ પ્રેમજી ખોડીદાસ બોરીઆ | અમરેલી | વિ. અં. ૬ | ૪૫ | |
| ૪૬ બહેચરભાઇ જો. પટેલ | પુંધરા | શિ. ગુ. ૬ | ૪૪ | ૦॥ ઉ. |
| ૪૭ કેશવલાલ સાંકળચંદ વાળંદ | કાણીયેલ | શિ. ગુ. ૬ | ૪૪ | ૦॥ ઉ. |
| ૪૮ અતુલસિંહ મૂ. ડેડિયા | સિંધાજ | „ | ૪૪ | ૦॥ ઉ. |
| ૪૯ સેજપાલ ચત્રભુજ ચકુલાલ | અમરેલી | વિ. અં. ૪ | ૪૪ | ૦॥ ઉ. |
| ૫૦ રણછોડભાઇ પુ. બ્રહ્મભટ્ટ | ગણપતપુરા | શિ. અં. ૩ | ૪૪ | ૦॥ ઉ. |
| ૫૧ જદુરામ અંબારામ ભટ્ટ | ઝકત | શિ. ઉ. | ૪૪ | |
| ૫૨ ચંદુલાલ કલ્યાણજી દેસાઈ | પણાદર | „ | ૪૪ | |
| ૫૩ પોપટલાલ રણછોડદાસ પટેલ | કડી | વિ. અં. ૬ | ૪૩ | |
| ૫૪ અંબાલાલ કાળિદાસ પટેલ | વસો | નોકરી અં. ૬ | ૪૩ | |
| ૫૫ હરિભાઇ ગરબડભાઇ વાળંદ | ગણપતપુરા | દરજી ગુ. ૬ | ૪૨ | ૦॥ ઉ. |
| ૫૬ સામંત નગાભાઇ મોરી | દેવળી | શિ. મપ્પ. | ૪૨ | |
| ૫૭ છોટાભાઇ ખુશાલભાઇ પટેલ | રઘોલી ધર્મજ | વિ. અં. ૫ | ૪૧ | ૦॥ ઉ. |
| ૫૮ નર્મદાશંકર રામેશ્વર ત્રિવેદી | કેરીઆનાગસ | વિ. ગુ ૬ | ૪૧ | |
| ૫૯ ગિરિજાશંકર ભ. જોશી | સિંધાજ | શિ. ઉ. | ૪૦ | |
| ૬૦ કાંતિલાલ કેશવજી | અમરેલી (!) | વિ. અં. ૫ | ૩૯ | |
| ૬૧ છોટાલાલ હ. ઉનડકાટ | „ | વિ. અં. ૬ | ૩૯ | |
| ૬૨ પા. નરસિંહભાઇ કલ્યાણદાસ | કડી | વિ. અં. ૫ | ૩૮ | |
| ૬૩ કાંતિલાલ મોનજી પંડ્યા | અમરેલી | વિ. અં. ૫ | ૩૭ | |
| ૬૪ મોહનલાલ પ્રાગજી પટેલ | રતનપુર | શિ. ગુ. ૬ | ૩૭ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૬૫ રમણભાઇ ડાહ્યાભાઇ ઠક્કર | વસો | વિ. અં. ૫ | ૩૭ | |
| ૬૬ હર્ષદરાય પો. પટેલ | કડી | વિ. અં. ૬ | ૩૬ | |
| ૬૭ ગણપતલાલ ભગવાનજી દવે | અમરેલી | વિ. અં. ૪ | ૩૬ | |
| ૬૮ **લાભુબહેન ગૌરીશંકર વ્યાસ** | સિદ્ધપુર | ગ્રંથપાલિકા | ૩૫ | ૧) ઉ. |
| ૬૯ હિંમતલાલ દયાશંકર જોશી | કેરીયા નાગસ | વિ. ગુ. ૬ | ૩૫ | |
| ૭૦ અંબાલાલ મગનભાઇ પટેલ | વસો | વિ. અં. ૫ | ૩૫ | |
| ૭૧ સાણમીયાં મોટામીયાં ચૌહાણ | વડાવલી | શિ. મધ્યમ | ૩૫ | |
| ૭૨ વિષ્ણુપ્રસાદ પ્ર. બારોટ | કુકરવાડા | શિ. ગુ. ૬ | ૩૪ | |
| ૭૩ પંડ્યા સી. એલ. | અમરેલી | વિ. અં. ૫ | ૩૪ | |
| ૭૪ બબાભાઈ સેંધાભાઇ વાળંદ | પુંધરા | શિ. ગુ. ૬ | ૩૪ | |
| ૭૫ **રેવાબેન ગોકળભાઈ દેસાઇ** | ધામણ | વિ. ગુ. ૬ | ૩૪ | ૧) ઉ. |
| ૭૬ પા. કેશવલાલ હીરાભાઇ | કડી | વિ. અં. ૫ | ૩૩ | |
| ૭૭ વામનરાય મનમોહન ભટ્ટ | અમરેલી | વિ. અં. ૫ | ૩૩ | |
| ૭૮ છગનલાલ અં. પટેલ | કડી | વિ. અં. ૩ | ૩૨+૧ | |
| ૭૯ રણછોડ ભવાન | ગણપતપુરા | વિ. અં. ૬ | ૩૧+૨ | |
| ૮૦ હીરાભાઇ ભાણાભાઇ પટેલ | નવસારી | વિ. અં. ૬ | ૩૧+૨ | |
| ૮૧ મન્સુરી નુરમહમદ અબુભાઇ | કુકરવાડા | વિ. અં. ૨ | ૩૧+૨ | |
| ૮૨ ઘાંચી માણેકલાલ મો. | છડીઆરડા | વિ. અં. ૩ | ૩૧+૨ | |
| ૮૩ પ્રાણજીવન છ. પંડ્યા | ચાડીઆ | શિ. પ્ર. | ૩૦+૩ | |
| ૮૪ અંબાલાલ રણછોડભાઈ | કાસર | વિ. | ૨૯+૪ | |
| ૮૫ ભાનુશંકર બા. રાવળ | કેરીઆ નાગસ | શિ. ગુ. ૬ | ૨૯+૪ | |
| ૮૬ જોશી નરહરિપ્રસાદ શં. | કુકરવાડા | વિ. અં. ૨ | ૨૯+૪ | |
| ૮૭ મોતીમિયાં આજીમિયાં | વડાવલી | શિ. ગુ. ૬ | ૨૯+૪ | |
| ૮૮ પ્રાણજીવન કુ. મજીઠીઆ | અમરેલી | વિ. અં. ૫ | ૨૮+૫ | |
| ૮૯ જયંતિલાલ ન. દવે | પણાદર | શિ. ગુ. ૬ | ૨૮+૫ | |
| ૯૦ ડાહ્યાલાલ સામંતસિંહ બ્રહ્મભટ્ટ | સોખડારાઘુ | શિ. ઉ. | ૨૮+૫ | |
| ૯૧ **ઘાંચી કાંતાબેન મોહનલાલ** | છડીઆરડા | ઘરકામ | ૨૫ | |
| ૯૨ દોલતરાય રામજી જોશી | રતનપુર | શિ. ગુ. ૬ | ૨૫ | |
| ૯૩ ગાંધી નવનીતલાલ ચુ. | કુકરવાડા | વિ. અં. ૨ | ૨૫ | |
| ૯૪ હરગોવિંદ છો. પટેલ | ગણપતપુરા | વિ. અં. ૬ | ૨૨ | |

જેમના જીવિતકાળ દરમ્યાન પ્રખર પ્રતિસ્પર્ધી તરીકે વર્તનાર લોકમાન્ય તિલક મહારાજ જેવા અગ્રગણ્ય ઉદ્દામ નેતાએ આખરી અંજલિ આપતાં જેમને '**હિંદના હીરા**' તરીકે ઓળખાવ્યા છે, તે ભારતના પરમ સેવક મર્હુમ ગોખલેજીનું આ ઉત્તમ જીવન-ચરિત્ર, આ પરીક્ષા નિમિત્તે જેમણે ન વાંચ્યું હોય તેમને હજી પણ એક વાર એ પુસ્તક અવશ્ય નજર તળે કાઢી જવાની ભલામણ કરીએ છીએ. ૨૦ મી પરીક્ષા 'મારૂં ગામડું' એ પુસ્તકની જુલાઇ માસમાં લેવાશે.

વ. રા. પુ. મંડળ
વડોદરા, તા. ૭-૪-૪૧

**ના. નં. ચોકસી**
સહમંત્રી

अ $\frac{૪૩૧૪૬}{૯૪}$ દેસાઇ, મંજુલાલ સાકરલાલ (સં.)
સંદેશ ડિરેક્ટરી
૧૯૩૫; રૂ. ૫-૦-૦

ई $\frac{૨૯૯}{૨૯.૩}$ ગીતા ગૌરવાંક ભા. ૩ જો
(વિદ્યાનંદજી મહારાજનાં વ્યાખ્યાનો)
૧૯૪૧; રૂ. ૪-૦-૦

ई $\frac{૮૫૪}{૧}$ શરદ-વાર્ષિક અં. ૧ લો
૧૯૩૫; રૂ ૧-૪-૦

ई $\frac{૮૫૧}{૭૮}$ વ્યાયામ-રૌપ્ય મહોત્સવ અંક
૧૯૪૦; રૂ. ૨-૮-૦

उ $\frac{૨૪૨૬}{૧૯૩૯-૪૦}$ ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ
કાર્યવાહી સને ૧૯૩૯-૪૦
૧૯૪૧; રૂ. ૧-૮-૦

क $\frac{૪૪૮૮}{૧૨}$ દ્વિવેદી, મણિલાલ જગજીવન
આત્મસંદેશ
૧૯૩૫; રૂ. ૦-૪-૦

घ३ $\frac{૨૧૫૪}{૬૧}$ કોસંબી, ધર્માનંદ
બુદ્ધલીલા
૧૯૪૧; રૂ. ૦-૧૨-૦

छ२ $\frac{૫૯૬૩}{૫૭}$ બક્ષી, પ્રિયવદન ગિરધરલાલ
પ્રકાશ (સ. બા. પુ. ૧૨૦)
(अं) ૧૯૩૪; રૂ. ૦-૬-૦

ज $\frac{૫૯૦}{૧૨}$ ગિજુભાઇ (બધેકા, ગિ. ભ.)
આપણી વનસ્પતિઓ (શિ. સા. ૨૧)
(अं) ૧૯૪૦; રૂ. ૦-૨-૦

ज $\frac{૫૯૦}{૫૮}$ ગિજુભાઈ (બધેકા ગિ. ભ.)
ફૂલોની સુગંધ (શિ. સા. ૨૨)
(अं) ૧૯૪૦; રૂ. ૦-૨-૬

ञ४ $\frac{૬૧૧૯૩}{૭૧}$ શાહ, હિંમતલાલ મ.
માંદગી અને માવજત
૧૯૩૪; રૂ. ૦-૪-૦

ट १ $\frac{૫૯૦}{૨૦}$ ગિજુભાઇ
કેમ રહેવાય (શિ. સા. ૨૬)
(अं) ૧૯૪૦; રૂ. ૦-૨-૦

ट ४ $\frac{૬૦૮૫૯}{૧૧}$ બૂકસેલર, મેઘજી હીરજી
અભ્યુદય માર્ગ
મુંબાઇ; રૂ. ૦-૧૦-૦

ठ ९ $\frac{૫૪૬}{૨૫}$ પરિખ, નરહરિ દ્વારકાદાસ
ગ્રામપંચાયતનો કાયદો
૧૯૪૦; રૂ. ૦-૪-૦

ठ३ $\frac{૩૮૩૫૨}{૪૮}$ દવે, વજુભાઇ અને ઠાકર, ગો.
નિસરણી
(अं) પુ. ૧-૯ (શિ. સા. ૧-૯)
૧૯૪૦; રૂ. ૧-૨-૦

ढ३ $\frac{૩૮૩૫૨}{૯૧}$ દવે. વજુભાઇ (સંપાદક)
શિશુ સાહિત્યમાળા પુ. ૧-૫૦
૧૯૪૦; રૂ. ૮-૮-૦

ण५ $\frac{૬૦૬૬૫}{૧૨}$ મર્ચંક
આપણા શ્રમજીવીઓ
(अं) (શિ. સા. ૧૯)
૧૯૪૦; રૂ. ૦-૨-૦

ण५ $\frac{૬૪૭૬૪}{૧૫}$ સંપટ, ડુંગરશી ધરમશી
કચ્છનું વેપાર તંત્ર
૧૯૩૫; અમૂલ્ય.

त१ $\frac{૬૪૭૬૪}{૯૯}$ સંપટ, ડુંગરશી અને ચોકશી, ગટુલાલ
હુન્નર-ઉદ્યોગ અને વ્યાપાર
૧૯૪૦; રૂ. ૧૦-૦-૦

તજ ૧૦૭૩/૭૧ અડાળજા, તારાચંદ્ર પોપટલાલ
મીલની મુલાકાત
(સ. આ. પુ. ૧૨૧)
૧૯૩૪; રૂ. ૦–૬–૦

તપ ૫૪૬/૭૫ પરીખ, નરહરિ દ્વારકાદાસ
યંત્રની મર્યાદા
૧૯૪૦; રૂ. ૦–૧૪–૦

ઘ૮ ૩૯૧૨૨/૯૩.૧ દવે, બાપાલાલ અમૃતલાલ
સંગીત માર્ગદર્શિકા ભા. ૧લો
૧૯૩૫; રૂ. ૦–૬–૦

મ ૧૮૦૯૫/૨૦ કાગ, દુલા ભાયા
કૃષ્ણપ્રેરિત કાગવાણી
૧૯૩૫; રૂ. ૧–૪–૦

મ ૧૬૬૮/૭૬ કલમ મંડળના સભ્યો (પ્રયોજક)
રંગલીલા
૧૯૪૦; રૂ. ૦–૧૪–૦

મ ૨૩૩/૨૧ ગાંધી, ઇંદુલાલ
ખંડ મૂર્તિઓ
૧૯૩૫; રૂ. ૧–૦–૦

મ ૫૦૦૩/૭૭ પટેલ, નાનાલાલ દલપતરામ
રાસપુંજ
૧૯૩૫; રૂ. ૦–૧૦–૦

મ ૫૬૫૪/૩૯ પુંડરીક
દીવડા (શિ. સા. ૨૭)
(ઑ) ૧૯૪૦; રૂ. ૦–૨–૬

મ ૫૬૫૪/૫૬ પુંડરીક
પુંડરીકનાં બાલકાવ્યો
(શિ. સા. ૨૦)
(ઑ) ૧૯૪૦; રૂ. ૦–૨–૬

મ ૬૧૩૯૬/૧૭ બેટાઇ, સુંદરજી ગો.
ઇન્દ્રધનુ (ખંડ કાવ્ય)
૧૯૩૫;

મ ૯૨૭/૭૭ શેઠ, કેશવ હ.
રાસતલિની
૧૯૩૫; રૂ. ૧–૪–૦

મ ૧૪૯૨૭/૭૪ ઓઝા, જયંતીલાલ
મોટા થઈશું ત્યારે.
(ઑ) ૧૯૩૫; રૂ. ૦–૫–૦

મ ૩૭૬૨/૨૭ દલાલ, જયંતિ
જવનિકા ( ગ. ગ્રં. ૯ )
(ઑ) ૧૯૪૦; રૂ. ૦–૧૨–૦

મ ૮૬૧/૨૫૭ વ્યાસ, હરિપ્રસાદ
ચાલો ભજવીએ ભા. ૭ મો.
૧૯૩૫; રૂ. ૦–૧૦–૦

યર ૫૦૯૩/૮૧ પટેલ, સોમાભાઇ કિશાભાઇ
વાર્તામંજરી (શિ. સા. ૧૦)
(ઑ) ૧૯૪૦; રૂ. ૦–૩–૦

યર ૫૯૦/૪૬ ગિજુભાઇ
નવી ઇસપનીતિ (શિ. સા. ૨૪)
(ઑ) ૧૯૪૦; રૂ. ૦–૩–૬

યર ૬૨૬૪/૮૧ ભટ્ટ, ઇંદુપ્રસાદ અને ઠાકર મણિલાલ
વાળનું ઝાડ (શિ. સા. ૨૬)
(ઑ) ૧૯૪૦; રૂ. ૦–૩–૦

યર ૬૫૬૪૯/૨૨ ભાવસાર, સોમાભાઈ
ખારેક ટોપરાં (શિ. સા. ૧૪)
૧૯૪૦; રૂ. ૦–૨–૦

યર ૬૫૬૪૯/૧૧ ભાવસાર, સોમાભાઇ
અમથારામ (શિ. સા. ૧૭)
(ઑ) ૧૯૪૦; રૂ. ૦–૩–૦

યર ૭૩૯૬૪/૧૨ મોંઘીબહેન
આલાખાચાર ને બીજી વાતો.
(શિ. સા. ૧૨)
(ઑ) ૧૯૪૦; રૂ. ૦–૧–૬

ચ૨ ૭૩૯૬૪/૨૧ મોંઘીબ્હેન
કેશરીસિંહ (શિ. સા. ૧૧)
(અં) ૧૯૪૦; રૂ. ૦–૨–૦

ચ૨ ૭૩૯૬૪/૭૬ મોંઘીબ્હેન
રઘુરાજા અને બીજી વાતો
(શિ. સા. ૧૩)
(અં) ૧૯૪૦; રૂ. ૦–૩–૬

ચ૨ ૭૭૨૯/૮૧ રાવળ, ગિરીશ
વાર્તાલહરી (શિ. સા. ૨૮)
(અં) ૧૯૪૦; રૂ. ૦–૩–૦

ચ૨ ૯૭૦/૫૬ સેતલવાડ, વિમળા
બહાદુર હંસા
(અં) ૧૯૪૧; રૂ. ૦–૩–૦

ચ૩ ૯૫૯૪/૨૦ 'સિદ્દિક'
કુરીની કિસ્સા
૧૯૪૦; રૂ. ૦–૫–૦

ચ૪ ૬૪૧૩/૫૫ ભટ્ટ, મૂળશંકર મોહનલાલ (અનુ.)
પાતાળપ્રવેશ (વર્નકૃત)
૧૯૩૫; રૂ. ૦–૧૦–૦

ચ૫ ૧૭૧૫૬/૫૯ કવિ, દયાશંકર ભ. (અનુ.)
બહેન (ગૃ. ગ્રં. પુ. ૨૮)
૧૯૪૦; રૂ. ૦–૮–૦

ચ૫ ૨૯૮૪/૬૪ જોશી, બાબુરાવ
સન્ધ્યાના રંગ (ન. ગ્રં. ૪–૪)
૧૯૩૫; રૂ. ૧–૪–૦

ચ૫ ૩૭૬૬/૭૨ દલાલ, રમણિકલાલ જયચંદભાઇ
મુક્તિદ્વાર
૧૯૪૧; રૂ. ૧–૪–૦

ચ૫ ૪૭૬૨/૯૬ દેસાઇ, રમણલાલ વસંતલાલ
હૃદયવિભૂતિ
૧૯૪૧; રૂ. ૨–૮–૦

ચ૫ ૫૦૦૯/૬૬ પટેલ, પનાલાલ નાનાલાલ
સુખદુઃખનાં સાથી
૧૯૪૦; રૂ. ૨–૦–૦

ચ૫ ૫૪૭૮/૨૮ પરિખ, રસિકલાલ છોટાલાલ
જીવનનાં વહેણો
૧૯૪૦; રૂ. ૨–૮–૦

ચ૫ ૫૯૬૬/૫૮ બાજીગર
પ્રણયમૂર્તિ (ત. ગ્રં. ૧)
૧૯૩૫; રૂ. ૧–૮–૦

ચ૫ ૬૩૦૧૨/૭૧ ભટ્ટ, ચંદ્રકાન્ત ગૌરીશંકર
મારાં મનની મોજ
૧૯૪૧; રૂ. ૨–૦–૦

ચ૫ ૬૮૭૯/૩૬ મહેતા, ચંદ્રકાન્ત અને પટેલ કેશવ૦
રાધારાણી
૧૯૪૦; રૂ. ૦–૮–૦

ચ૭ ૩૬૩૬/૩૨ ત્રિવેદી, અમૃતલાલ રતનજી
ડગમગતી શહેનશાહત યાને
શેતરંજના દાવ
૧૯૪૦; રૂ. ૩–૬–૦

ચ૭ ૩૬૬૧/૯૪.૮ ત્રિવેદી, જેઠાલાલ નારાયણ
સમ્રાટ વિક્રમ અથવા અવંતીપતિ
૧૯૪૦; રૂ. ૨–૮–૦

ચ૮ ૨૫૯૮૪/૩૭ ચારુદત્ત
દરિયાના મામલા (અં.ગ્રં.૩)
(અં) ૧૯૩૫; રૂ. ૦–૪–૦

ર ૨૯૪૮/૫૮ જોષી, ઉમિયાશંકર
ફરવા જતાં (શિ. સા.–૧૬)
(અં) ૧૯૪૦; રૂ. ૦–૩–૦

ર ૬૦૧૨૩/૬૦.૧૪ બારોટ, ગુલાબસિંહ
બારોટનાં ઊખાણાં (શિ.સા.૧૮)
(અં) ૧૯૪૦; રૂ. ૦–૨–૦

૨ $\frac{૬૯૨}{૭૧}$ મહેતા, ધનસુખલાલ કૃષ્ણલાલ
મીઠી નજરે
૧૯૪૦; રૂ. ૨-૦-૦

ક્ષ૧ $\frac{૬૫૬૪૯}{૪૭}$ ભાવસાર, સોમાભાઇ
નાના હતા ત્યારે (શિ. સા-૧૫)
(અં) ૧૯૪૦; રૂ. ૦-૩-૦

ક્ષ૪ $\frac{૮૦૯૬}{૨૦.૧}$ વહોરા, રસુલભાઇ નબીજી
કિશોર ચરિત્રમાળા પુ. ૧-૧૨
૧૯૩૫; રૂ. ૨-૦-૦

ક્ષ૪ $\frac{૧૦૨}{૬૪૬૩૫}$ અખંડાનંદ, ભિક્ષુ (સં, પ્રકા.)
મહાત્મા સરયુદાસજી વગેરે
(વિ. ગ્રં. ૩૩૬)
અમદા; રૂ. ૯-૧૦-૦

ક્ષ૯ $\frac{૪૬૭૭}{૮૧.૧૦}$ જયભિખ્ખુ (દેસાઈ બા. વિ.)
(સંપાદક)
વિદ્યાર્થી વાંચનમાલા શ્રે. ૧૦
૧૯૪૦; રૂ. ૨-૦-૦

ક્ષ૯ $\frac{૫૦૧૮}{૨૭.૨}$ પટેલ, ફૂલાભાઈ અને રાવળ, નટુભાઇ
જગતના સિતારા ભા. ૨ જો
૧૯૪૦; રૂ. ૦-૭-૦

જ્ઞ૧ $\frac{૮૧૪૯}{૬૮૩૫૨}$ દવે, વજુભાઇ
વિઠ્ઠલેશ્વર (શિ. સા. ૧૫)
(અં) ૧૯૪૦; રૂ. ૦-૨-૬

જ્ઞ૧ $\frac{૯૫૫૬}{૪૦૬૯૨}$ દુધૈયા, હરિલાલ માવજી
સ્વતંત્ર વીર સાવરકર
૧૯૪૦; રૂ. ૦-૮-૦

જ્ઞ૨ $\frac{૯૯૪૬}{૧૪.૯}$ દાણી, લક્ષ્મીદાસ
એડોલ્ફ હીટલર
૧૯૩૫, રૂ. ૦-૮-૦

જ્ઞ૭ $\frac{૨૧૫૪}{૨૧૫૪}$ કોસંબી, ધર્માનંદ
આપવીતી
૧૯૪૦; રૂ. ૧-૪-૦

## સુધારો

વર્ગીકૃત નામાવલિ પૂરવણી અંક ૪૫
ચ૭ $\frac{૯૫૫૩}{૫૪}$ સોમૈયા હરજીવન (અનુ૦)

ને બદલે

ચ૭ $\frac{૯૭૬૮}{૫૪}$ વાંચવું.

"જ્યાં સુધી ગામમાં પુસ્તકાલય ન હોય અને સ્ત્રીપુરૂષ સહુ કોઈ સતત એ પુસ્તકાલયનો ઉપયોગ ન કરે ત્યાંસુધી કેળવણી કાયમ રહેતી નથી. આ રીતે જ કેળવણી સાચવી રખાય અને નવીન ભાવનાઓના સ્વીકાર માટે ગ્રામ માનસને કેળવી શકાય. હું આશા રાખું છું, કે ગ્રામ પુસ્તકાલયનાં બીજાં પુસ્તકો સાથે આપણાં ધર્મના સાચા સિદ્ધાંતો સમજાવનારાં પુસ્તકો પણ રાખવામાં આવતાં જ હશે."

[ ને. ના. દીવાન સા. ના રણોલી ખાતેના ભાષણમાંથી ]

# આવતા માસની કાર્યદિશા

૧ આ માસની સૂચના નં. ૨૧ સને ૪૦-૪૧ માં માગેલી હકીકત, છાપેલું ફોર્મ કાપી લઇ તુર્ત ભરી મોકલશો એવી આશા છે.

૨ જે મકાનવાળાં પુસ્તકાલયોના અંદાજો રૂ. ૧૫૦) અને તે ઉપરાંતનાં મંજૂર થયાં હોય તેમનો વાર્ષિક અહેવાલ પ્રસિદ્ધ થયો ન હોય તો જનતાની જાણ માંટે વહેલી તકે છપાવી પ્રસિદ્ધ કરવો અને તેની પાંચ નકલો ખાતા તરફ મોકલી આપવી ( જુઓ વટહુકમ નં. ૩૧ તા. ૩-૧૦-૩૫ )

૩ વેકેશનમાં મોટી ઉંમરના વિદ્યાર્થીઓની સહાયથી પુસ્તકાલયોનાં પુસ્તકોની મેળવણી કરી વ્યવસ્થિત ગોઠવી કમી કરાવવા જેવાં પુસ્તકોની યાદી તૈયાર કરી કમી કરાવવા તજવીજ કરવી.

૪ મકાનવાળાં પુસ્તકાલયોએ પુસ્તકાલયના નિયમો ઘડી મોકલવા વ. હુ. નં. ૩ સને ૪૦-૪૧ તા. ૮-૧-૪૧ થી સૂચવવામાં આવ્યું છે છતાં હજુ સુધી નિયમો જે તે પુસ્તકાલય તરફથી આવતા નથી. માટે જેણે તેણે નિયમો ઘડી વ્યવસ્થાપક મંડળમાં મંજૂર કરાવી તેની બે પ્રતો આ તરફ ચાલુ માસની આખર તારીખ સુધીમાં મોકલવા તજવીજ કરવી.

૫ કસ્બા પુસ્તકાલયોએ બીજા હપ્તાનાં બીલો મે તારીખ ૬ થી મોકલવાનું શરૂ કરવું.

૬ ત્રિમાસિક નિવેદનો તા. ૫ મી મે સુધીમાં જૂથ મંડળોએ એકત્રિત કરી મહાલ મંડળમાં મોકલવાં અને મહાલ મંડળોએ એ હકીકત ખાતા તરફ તા. ૧૫ મી પહેલાં મોકલવી.

વડોદરા, તા. ૨-૪-૪૧

ઉં. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

## સૂચના નં. ૨૨ સને ૧૯૪૦–૪૧

## વિષય

### ફરતા પુસ્તકાલયની પેટીઓનો બહોળો ઉપયોગ થવા બાબત

ફરતા પુસ્તકાલયની પેટીઓનો દિનપ્રતિદિન વિશેષ ઉપયોગ થાય એ ઇચ્છવા જોગ છે. શાળાવાળાં પરંતુ પુસ્તકાલય વિનાનાં ગામોએ ખાસ આ પેટીઓ મંગાવી તેનો બહોળો પ્રચાર કરી સમાજમાં પુસ્તકોના વાચનનો શોખ વધારવા તેમ જ ભણેલું ભૂલી ન જાય એ હેતુથી બાલોપયોગી તથા સામાન્ય લોકો વાંચે તેવાં પુસ્તકો મંગાવવા તૈયાર થાય એ બહુ ઇચ્છવા જોગ છે. ફરનાર અમલદાર સાહેબો શાળા અગર વાચનાલયની મુલાકાત પ્રસંગે ફરતા પુસ્તકાલયોની માગણી કરવા શિક્ષકોને પ્રેરણા આપે એવી આશા છે. શિક્ષક ભાઇઓએ પણ પોતાના તેમજ પોતાના વિદ્યાર્થીઓ અને ઇતર લોકોની વાચનની જિજ્ઞાસા વધે એ હેતુથી ફરતા પુસ્તકાલયોની પેટીઓ મંગાવશે એવી આશા છે.

આશા છે કે પુસ્તકાલય વિનાનાં તમામ શાળાવાળાં ગામો તેમજ ઇતર ગામોમાં આ યોજનાનો વધુ ફેલાવો થઇ લોકોમાં પુસ્તકોના વાચન તરફ વધુ રસ પેદા થાય એવા પ્રયાસો કરશે.

વડોદરા
તા. ૨–૪–૪૧

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નંબર ૨૦ સને ૧૯૪૦–૪૧

## વિષય

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| ક્રમાંક | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|---|
| ૧ | રાજહંસ | ગુજરાતી દૈનિક | ૧૦–૦–૦ | એમ. એલ. મોદી તંત્રી, 'રાજહંસ'' કડી, (ઉ. ગુ.) |
| ૨ | વિજળીની દુનિયા | ગુજરાતી માસિક | ૧–૦–૦ | હરિલાલ મંગળદાસ ત્રિવેદી, તંત્રી, "વિજળીની દુનિયા" કાર્યાલય, ૨૦૦૭, મોઢ ચાંપાનેરી સોસાયટી, વાડજ રોડ, અમદાવાદ નં. ૫ |
| ૩ | અમદાવાદ મ્યુનિસિપલ સમાચાર | સાપ્તાહિક | ૧–૮–૦ | તંત્રી, અંબાલાલ નૃ. શાહ, અમદાવાદ મ્યુનિ૦ અમદાવાદ |

સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા, તા. ૨ એપ્રિલ ૧૯૪૧

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૨ સને ૧૯૪૦–૪૧

| નંબર | વર્ગ તથા નંબર | માગણી કરનારના લખાણની તારીખ | ભલામણ માટે માગણી કરનારનું નામ અને ઠેકાણું | પુસ્તકનું નામ | કર્તા અગર પ્રકાશકનું નામ અને ઠેકાણું | વર્ષ | કદ | પૃષ્ઠ | બાંધણી | કિંમત |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧ | — | ૨૩–૧૨–૪૦ | સી. એમ. શ્રોફ. પ્રોપ્રાયેટર, ધી યુનિવરસલ હેન્ડ ટ્રેનર કંપની માંડવીપોળ, લાલાભાઇનો ખાંચો, અમદાવાદ | "યુનીવર્સલ હેન્ડ ટ્રેનર" અખિલ લેખન શિક્ષકનો મૂળાક્ષરોનો ગુજરાતી સેટ અથવા (હાથ વાળવાનું સાધન) | કો. ૪ પ્રમાણે | — | — | — | — | ૦–૮–૦ |
| ૨ | દ ૩૩૪૫/૯૯ | " | ચિમનલાલ મગનલાલ ડૉકટર, નવગુજરાત પ્રેસ, મામાનીપોળ વડોદરા | હિન્દુસ્તાનનો રાજકારભાર | " | ૧૯૪૦ | ૧૬° | ૩૫૧ | પાકી | ૧–૬–૦ |
| ૩ | મ ૪૯૦૧૬/૮૨ | " | અંબાલાલ પટેલ કર્તા | વેણુંના નાદ | શંકરલાલ જગજીવનદાસ જાની શ્રી ઉપેન્દ્ર ભગવત્સ્મારક પ્રવર્તક શ્રેય સાધકો, વડોદરા | " | ૧૨° | ૧૨૦ | કાચી | ૨–૮–૦ |
| ૪ | ગ ૧૩૪૦/૪૭ | " | શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી | નિત્યસંદેશ | " | " | ૧૬° | ૧૭૫ | પાકી | ૧–૪–૦ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫ | ઘર $\frac{૧૮૯૭}{૪૭}$ | ૨૨-૧૨-૪૦ | ઝીણાભાઇ નીછાભાઇ મહેતા સંસ્કૃત પાઠશાળા નામાની શાળા હરિપુરા, ભવાનીવડ, સુરત | નામનો મહેતાજી ભાગ ૧ | કો. ૪ પ્રમાણે | ૧૯૯૬ | ૧૨° | $\frac{૧}{૧૯૭}$ | કાચી | ૦-૧૨-૦ |
| ૬ | સદર | " | " | " ભાગ ૨ | " | ૧૯૯૧ | ૧૨° | $\frac{૧૩૫}{૩૦૪}$ | " | ૧-૧૨-૦ |
| ૭ | — | ૨૪-૧-૪૧ | પં. મોતીદાસ ચેતનદાસ સંચાલક, સ્વસંવેદ કાર્યાલય, વડોદરા | કબીર સાહેબકા બીજક ગ્રંથ (હીન્દીમાં) | કો. ૪ પ્રમાણે કબીર પ્રેસ, સીયાબાગ વડોદરા | ૧૯૯૬ | ૧૬° | ૧૧૧૨ | પાકી | ૨-૮-૦ |
| ૮ | क $\frac{૧૮૨૪૫}{૮૬}$ | " | " | સત્ય કબીર શબ્દામૃત અથવા ગુજરાતી શબ્દાવલી | | ૧૯૯૪ | ૧૬° | ૨૯૨ | " | ૧-૦-૦ |
| ૯ | क $\frac{૧૮૨૪૫}{૧૬૧}$ | " | " | સદ્ગુરુ જ્ઞાનમાળા મણકો ૧ લો કબીર સાહેબની સાખીઓ | " | ૧૯૩૮ | ૩૨° | ૭૧ | કાચી | ૦-૦-૬ |
| ૧૦ | — | " | " | तीसाजंत्र अथवा त्रि० दिव्यजीवन ( हिन्दी ) | " | " | " | ૨૫ | " | ૦-૦-૬ |
| ૧૧ | क $\frac{૫૨૫૫}{૩૫}$ | " | " | તીસાજંત્ર ગુજરાતી ટીકા સહિત | " | ૧૯૪૦ | ૩૨° | ૩૬ | કાચી | ૦-૦-૬ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૨ | ટ ૩૭૦૩૫/૧૨ | ૮-૧-૪૧ | N. P. Thatte Representative Burmah Shell, Bombay 31-32, Yusuf Building Wincent Road Dadar Bombay. | Adarsha Stri-Jivan. (આદર્શ સ્ત્રીજીવન) | પ્રકાશક, રા. શિ. શ્રી. વાશીમર રાષ્ટ્ર વૈભવ પ્રેસ, ૨૭૩, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, ગીરગાંવ મુંબાઇ ૪ | ૧૯૩૯ | ૧૬° | ૧૧૮ | પાકી | ૧-૦-૦ |
| ૧૩ | ર ૯૪૦૩/૮૧ | ૧૫-૧-૪૧ | બળવંત ગૌ. સંઘવી "અગ્નિકુમાર" લાખા પટેલની પોળ પાસે, સાંકડીશેરી, અમદાવાદ | વિચાર વિથી | શ્રી કુમુદચંદ્ર ગો. શાહ ટંકશાળ, કાલુપુર, અમદાવાદ | ૧૯૯૬ | ૧૬° | ૯૫ | કાચી | ૦-૮-૦ |
| ૧૪ | ર ૫૫૦૭/૯૪ | ૨૭-૨-૪૧ | જયમનગૌરી વ્યો. પાઠકજી, ખપાટીઆ ચકલા, સુરત, | સંવાદો | કો. ૪ પ્રમાણે | ૧૯૯૪ | ૧૬° | ૧૦૩ | પાકી | ૧-૦-૦ |
| ૧૫ | સ ૧૨૨૪/૨૬ | ,, | પ્રાચ્ય વિદ્યા મંદિર ભાષાંતર શાખા, વડોદરા. | ચંદ્રગુપ્ત ( મૌર્ય ) શ્રી સયાજી બાલજ્ઞાન માળા પુષ્પ ૧૬૨ મું. | પ્રકાશક, ચિમનલાલ સુનીલાલ કંટ્રાકટર લક્ષ્મી ઇલેકટ્રીક પ્રેસ, ભાઉકાસેની ગલી, વડોદરા. | ૧૯૪૦ | ૧૬° | ૫૦ | કાચી | ૦-૫-૦ |
| ૧૬ | ટ ૮૯૪/૨૫ | ,, | ,, | ગ્રામ્ય હિંદનો વિશેષ ઉત્કર્ષ પુષ્પ ૨૬૧ | અનુવાદક : ગોકુળદાસ મથુરાદાસ શાહ | ૧૯૩૯ | ,, | ૨૧૧ | ,, | ૦-૪-૩ |
| ૧૭ | ગ ૬૬૬/૫૭ | ૨૭-૨-૪૧ | ,, | પૂર્વ અને પશ્ચિમના નૈતિક ધ્યેયો પુષ્પ ૨૬૬ મું. | મંજુલાલ રણછોડલાલ મજમુંદાર | ,, | ,, | ૫૦૩ | પાકી | ૨-૩-૦ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૮ | ह | ૪૯૩૧/૧૨ | ૧૫-૩-૪૧ | છોટાભાઇ સોમાભાઇ પટેલ, ભાવસાર વાડ, નડીઆદ. | અવનવું આફ્રિકા | કૉ. ૪ પ્રમાણે | ૧૯૪૦ | ૧૬૦ | ૧૪૦ | કાચી | ૧-૦-૦ |
| ૧૯ | ज्ञ | ૭૫૧૮૧/૭૧ | ૨૯-૩-૪૧ | કાસમબેગ મીરઝાં કાઝી મહોલ્લા ભાવનગર. | મૌલાના મહમદઅલી | ,, | ,, | ,, | ૧૬૭ | પાકી | ૧-૪-૦ |
| ૨૦ | म | ૫૭૫૬૮/૭૬ | ૨૫-૩-૪૧ | ચતુરભાઇ ભાઇદાસ પટેલ, બોરસદ | ગુજરાતનો રાજવી ફકીર | યોગેન્દ્રકુમાર ભાઇલાલ પટેલ, મંત્રી, બોરસદ, તાલુકા યુવક સંઘ, બોરસદ | ૧૯૩૧ | ,, | ૧૬ | કાચી | ૦-૧-૦ |
| ૨૧ | ठ | ૭૪૨૬/૪૧ | ૨-૪-૪૧ | ચંદુલાલ મોહનલાલ મોદી વકીલ વિજાપુર. | ધારાપોથી યાને સરળ કાયદા | કૉ. ૪ પ્રમાણે | ૧૯૯૭ | ૧૬૦ | ૧૬૮ | કાચી | ૧-૧૨-૦ |

સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા તા. ૨ એપ્રીલ ૧૯૪૧ }

પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૨૩ સને ૧૯૪૦-૪૧

આ રાજ્યનાં તમામ પ્રાન્ત, કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોને જણાવવામાં આવે છે કે જે પુસ્તકાલયોને યુદ્ધકાર્ય માટે ફાળો લેવા વગેરેની જાહેરાતો આવે તે તેમણે પોતાના નોટિસ બૉર્ડ ઉપર તેમ જ જાહેર સ્થળોએ ચોઢવા તજવીજ કરવા નમ્ર વિનંતિ છે.

વડોદરા,
તા. ૮-૪-૪૧ }

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૨૧ સન ૪૦–૪૧

# વિષય

## પુસ્તકાલયોની ડિરેક્ટરી

**અખિલ હિંદ પુસ્તકાલય મંડળ તરફથી માગેલી હકીકત.** અખિલ હિંદ પુસ્તકાલય મંડળે હિંદમાં આવેલાં તમામ પુસ્તકાલયોની માહિતી એકત્રિત કરી નવી ડિરેક્ટરી તૈયાર કરવા નિર્ણય કર્યો છે. આ ડિરેક્ટરી માટે વડોદરા રાજ્યનાં તમામ સાર્વજનિક પુસ્તકાલયો પોતાની હકીકત મોકલી આપે તેવી માગણી તેઓ તરફથી થઇ છે. પુસ્તકાલયોની યોગ્ય નોંધ એક સ્થળે રહી પુસ્તકરૂપે બહાર પડે એ બહુ ઇચ્છવા જોગ છે, જેથી તેમના તરફથી આવેલી પ્રશ્નાવલિ આ સૂચના સાથે જ ગુજરાતી તરજૂમા સાથે છાપી છે. જ્યાં અંગ્રેજી જાણકાર કાર્યકર હોય તેમણે અંગ્રેજીમાં અને ગુજરાતી જ જાણનાર હોય તેમણે ગુજરાતીમાં આ **હકીકત ભરી પુસ્તકાલય ખાતા તરફ પોતાના જૂથ મારફત મોકલવાની તાત્કાલિક તજવીજ તમામ પુસ્તકાલયોના મંત્રીઓ કરશે એવી આશા છે.**

**મોકલવાની મુદત.** તાં. ૩૦ એપ્રિલ ૧૯૪૧ સુધીમાં તમામ પુસ્તકાલયોએ આ સાથેની માગણી પ્રમાણે હકીકત પુસ્તકાલય માસિકની આ સૂચના સાથે જોડેલા નમૂનાને કાઢી લઇ તેમાં લખી મોકલવાની છે:

**હકીકત ભરવા સંબંધે સમજ** આપણાં વાર્ષિક નિવેદનોના જેવી જ આ હકીકત છે. તમામ પુસ્તકાલયોએ છેલ્લા પૂરા થતા વર્ષ એટલે ૧૯૩૯–૪૦ આખર સુધીની હકીકત ભરવાની છે. મોટા ભાગની હકીકત નિવેદન પરથી જ લખાશે. બાકીનાં કેટલાંક આસનોની હકીકત કેમ ભરવી તે આ નીચે બતાવી છે. પ્રશ્નો સાથે જે અંક બતાવ્યા છે તેમાં ફેરફાર કરવાનો નથી તે. જેમના તેમ લખવાના છે. દાખલા તરીકે થોડાક અટપટા પ્રશ્નોના જવાબ આ નીચે અમે લખ્યા છે તે પ્રમાણે ઉત્તર આપવાના છે.

| | |
|---|---|
| 02 If the year differs from the calender year, the date of the Commencement of the year. | 02 અં. 1–8–39 |
| ૦૨ જો જાન્યુઆરીથી વર્ષ શરૂ થતું ન હોય તો પુસ્તકાલયનું વર્ષ શરૂ થયાની તારીખ. | ૦૨ ગુ. ૧–૮–૩૯ |

| | |
|---|---|
| 21 Nature of Management :— Committee or, Local Govt., or University or Government, or any other type of management. | 21 Local Committee. |
| ૨૧ વહીવટની પદ્ધતિ:...સમિતિ, સ્થાનિક સરકાર, વિદ્યાપીઠ, સરકાર અગર બીજી કોઇ વ્યવસ્થા. | ૨૧ સ્થાનિક પુસ્તકાલયની જ સમિતિ. |
| 53 Conditions of loan, whether fixed deposit, or Varying deposit, or Subscription or any other management. | 53 Free. |
| ૫૩ પુસ્તકધીરાણની શરતો :—ચોક્કસ અનામતથી, અચોક્કસ અનામતથી, લવાજમથી, અગર બીજી કોઇ રીતે. | ૫૩ મફત. |
| 62 Scheme of classification. | 62 Borden Scheme. |
| ૬૨ વર્ગીકરણની પદ્ધતિ. | ૬૨ બોર્ડન પદ્ધતિ. |
| 63 Nature of Catalogue :— Classified or Alphabetic or Dictionary. | 63 Classified and Alphabetic for authors and titles. |
| ૬૩ કેટલોગની પદ્ધતિ :—વર્ગીકૃત કક્કાવારી, અગર ડિકશનરી જેવી. | ૬૩ વર્ગીકૃત અને કર્તા અને નામની કક્કાવારી પ્રમાણેનાં. |
| 64 The form of Catalogue :— printed or manuscript bound volume or Card or shelf. | 64 Manuscript, bound volume. |
| ૬૪ કેટલોગનું સ્વરૂપ: - હસ્તલિખિત, અગર છાપેલાં, બાંધેલાં કે છૂટાં કાર્ડ કે પાનાં. | ૬૪ હસ્તલિખિત, બાંધેલી ચોપડીઓ. |

ઉપર પ્રમાણે પ્રશ્નોના જવાબો લખી આશા છે કે તમામ પુસ્તકાલયોના મંત્રીઓ માગેલી તારીખોની અંદર હકીકત ભરી મોકલશે એવી આશા છે.

આ ફોર્મની સમજ માટે જરૂર પડે તો રા. મહાલ શાળાધિકારી, પુસ્તકાલયના માનદ પ્રચારકો અગર તપાસનીશોની સલાહ લેવી.

ઉ. મો પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

# Questionnaire for the preparation of a Directory of Libraries in India.

( અખિલ હિંદનાં પુસ્તકાલયોની ડિરેક્ટરી તૈયાર કરવા માટેની પ્રશ્નાવલિ )

Note. The data should relate to the latest completed year of the library.
( હકીકત છેલ્લા પૂરા થતા વર્ષની હોવી જોઇએ. )

| | |
|---|---|
| 01 The year to which the data relate. | 01 |
| ૦૧ જે વર્ષને લગતી હકીકત હોય તે વર્ષ. | ૦૧ |
| 02 If the year differs from the calendar year, the date of commencement of the year. | 02 |
| ૦૨ પુસ્તકાલયનું વર્ષ જાન્યુઆરીથી શરૂ થતું ન હોય તો જ્યારથી શરૂ થતું હોય તે માસ. | ૦૨ |
| 11 Name of the Library. | 11 |
| ૧૧ પુસ્તકાલયનું નામ. | ૧૧ |
| 12 Station. | 12 |
| ૧૨ સ્થળ. | ૧૨ |
| 13 Date of foundation. | 13 |
| ૧૩ સ્થાપન વર્ષ | ૩ |

| | |
|---|---|
| 14 Date of opening to the public. | 14 |
| ૧૪ જાહેર જનતા માટે ખુલ્લું મૂકયા વર્ષ. | ૧૪ |
| 21 Nature of management—Committee or Local Government or University or Government or any other type of management. | 21 |
| ૨૧ વહીવટની પદ્ધતિ—સમિતિ, સ્થાનિક સરકાર, વિદ્યાપીઠ, સરકાર, અગર બીજી કોઇ વ્યવસ્થા હોય તો. | ૨૧ |
| 31 Income in the year. | 31 |
| ૩૧ વાર્ષિક આવક. | ૩૧ |
| 311 Interest on capital. | 311 |
| ૩૧૧ મૂડીનું વ્યાજ. | ૩૧૧ |
| 312 Subscription from members. | 312 |
| ૩૧૨ સભાસદોનું લવાજમ. | ૩૧૨ |
| 313 Donation. | 313 |
| ૩૧૩ દાન. | ૩૧૩ |

| | |
|---|---|
| 314 Grant from government or local bodies. | 314 |
| ૩૧૪ સરકાર, પ્રાંત પંચાયત, સુધરાઇ, ગામ પંચાયત વગેરેની મદદ જુદી જુદી. | ૩૧૪ |
| 315 Other sources. | 315 |
| ૩૧૫ ઇતર ઉત્પન્ન. | ૩૧૫ |
| 32 Expenditure in the year. | 32 |
| ૩૨ વાર્ષિક ખર્ચ. | ૩૨ |
| 321 Staff pay. | 321 |
| ૩૨૧ પગાર. | ૩૨૧ |
| 322 Books. | 322 |
| ૩૨૨ પુસ્તકો. | ૩૨૨ |
| 323 Periodicals. | 323 |
| ૩૨૩ વર્તમાનપત્રો, સામયિકો. | ૩૨૩ |
| 324 Binding. | 234 |
| ૩૨૪ પુસ્તકબાંધણી. | ૩૨૪ |

| | |
|---|---|
| 52 Total issue in the year. | 52 |
| ૫૨ વંચાયલાં પુસ્તકોની સંખ્યા. | ૫૨ |
| 521 Issue for consulation in the year. | 521 |
| ૫૨૧ ત્યાં દરમ્યાન અભ્યાસ માટે નોંધાયલાં પુસ્તકો. | ૫૨૧ |
| 522 Issue for home reading in the year. | 522 |
| ૫૨૨ ઘેર વાંચવા ગયેલાં પુસ્તકો. | ૫૨૨ |
| 53 Conditions of loan, whether fixed deposit, or varying deposit, or subscription, or any other conditions. | 53 |
| ૫૩ પુસ્તક ધીરવાની શરત—અમુક ચોક્કસ અનામતથી, અચોક્કસ અનામતથી, લવાજમથી અગર બીજી રીતે. | ૫૩ |
| 61 Whether classified. | 61 |
| ૬૧ વર્ગીકરણ થયું છે ? | ૬૧ |
| 62 Scheme of classification | 62 |
| ૬૨ વર્ગીકરણ પદ્ધતિ. | ૬૨ |

| | |
|---|---|
| 63 Nature of the catalogue—Classified or Alphabetic or Dictionary. | 63 |
| ૬૩ કેટલોગની પદ્ધતિ—વર્ગીકૃત, અથવા નામવારી, કોષ પ્રમાણે વગેરે. | ૬૩ |
| 64 Form of the catalogue—printed or manuscript; bound volume or card or sheaf. | 64 |
| ૬૪ કેટલોગનું સ્વરૂપ—છાપેલાં કે હસ્તલિખિત, બાંધેલાં કે છૂટાં કાર્ડ. | ૬૪ |
| 71 Open access or closed access. | 71 |
| ૭૧ બંધ કબાટો કે ખુલ્લાં કબાટો. | ૭૧ |
| 72 No. of days closed in the year. | 72 |
| ૭૨ વર્ષમાં પુસ્તકાલયમાં કેટલા દિવસની રજા પડે છે. | ૭૨ |
| 73 Hours of opening per day. | 73 |
| ૭૩ પુસ્તકાલય ખુલ્લું રહેવાનો સમય. | ૭૩ |
| 81 Superior staff. | 81 |
| ૮૧ ગ્રંથપાલ, કારકુન વગેરે મહેકમ. | ૮૧ |
| 811 Strength. | 811 |
| ૮૧૧ સંખ્યા. | ૮૧૧ |

| | |
|---|---|
| 816 Normal number of working hours per day. | 816 |
| ૮૧૬ કામ કરવાના કલાક. | ૮૧૬ |
| 82 Menial staff. | 82 |
| ૮૨ સિપાઇ મહેકમ. | ૮૨ |
| 821 Strength. | 821 |
| ૮૨૧ સંખ્યા. | ૮૨૧ |
| 826 Normal number of working hours per day. | 826 |
| ૮૨૬ દરરોજ કામ કરવાના કલાક. | ૮૨૬ |
| 83 Librarian and his qualifications. | 83 |
| ૮૩ ગ્રંથપાલ અને તેની લાયકાત. | ૮૩ |
| 91 Special features. | 91 |
| ૯૧ ખાસ વિશિષ્ટતાઓ. | ૯૧ |

# પુસ્તકાલય




: વાર્ષિક લવાજમ :

દેશમાં રૂ. ૩-૮-૦ પરદેશ રૂ. ૫-૦-૦ છૂટક નકલ રૂ. ૦-૧-૦

તંત્રીઓ :
નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી
મણિશંકર પ્રભાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઈ અમીન બી. કૉમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ. રાવપુરા, વડોદરા.

| પુસ્તક ૧૬ મું | મે ૧૯૪૨ | અંક ૫ મો |
|---|---|---|

# અનુક્રમણિકા


| વિષય | લેખક | પૃષ્ઠાંક |
|---|---|---|
| આટલું તો કરજો જ ... | —તંત્રીસ્થાનેથી... | ૨૫૯ |
| ચરૂ બાજુની નવલકથાઓ કેમ વધુ વંચાય છે ?... | ... | ૨૬૧ |
| દવાઓની જાહેરાતનાં દૂષણો | ... | ૨૬૯ |
| મુંબઈ ઇલાકાની પુસ્તકાલય—ગણગૂંથણી ... | ... | ૨૭૧ |
| કરજણ મહાલ ત્રીજી પુ. પરિષદ | ... | ૨૭૫ |
| મહેસાણા મહાલ „ „ | ... | ૨૮૧ક |
| પુસ્તકપરિચય | ના. ચં. દીવાનજી, શં. સો. પટેલ 'દ્રષ્ટા' મ. પ્ર. વ્યાસ | ૨૮૩ |
| માસિકો મળ્યા તારીખ .. | ... | ૨૯૦ |
| સામયિકોમાંથી શું વાંચશો ? ... | ... | ૨૯૧ |
| પુસ્તકાલયનોંધ | ... | ૨૯૫ |
| પુસ્તકો મોકલ્યાની માહિતી | ... | ૨૯૭ |
| વ. રા પુ. મંડળની જાહેરાત નં. ૪ સને '૪૦–૪૧ | ... | ૨૯૮–૩૦૬ |
| સામયિક દોહન | | |
| લોકશિક્ષણમાળા ... | ... | ૩૦૭ |
| શાન્તિનિકેતનમાં ગુજરાતનું લોકસાહિત્ય | ... | ૩૧૦ |
| દોઢ દિવસની રજા... | ... | ૩૧૫ |
| નાની નંઝુક: જાણે જીવતી ઢીંગલી ! ... | ... | ૩૧૬ |
| છ દિશાની પૂજા ... | ... | ૩૧૭ |
| પુસ્તકાલય ખાતાનાં સૂચના ૯૦ | ... | ૨૫ |





આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૫-૪૧

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એક જ માસિક




પુસ્તક ૧૬ મું | મે-૧૯૪૧ | અંક ૫ મો

## આટલું તો કરજો જ !

—તંત્રીસ્થાનેથી

હમણાં હમણાં આપણી મહાલ પુ. પરિષદો ઠીક ઠીક પ્રમાણમાં ભરાય છેઃ જાણે દરેક મહાલ ઉત્સાહિત થઈ કામ કરવા લાગી જનાર ન હોય તેમ આ પરિષદોમાં ઠરાવો પસાર કરી સક્રિય કામ કરવાની ભલામણો થાય છે.

આ ઠરાવોનો અમલ કરવાનો વખત, સંભવ છે કે ગ્રામ પુસ્તકાલયોના મંત્રી ગ્રંથપાલ જ્યાં શિક્ષક હશે તેને ઓછો મળતો હોય. પરંતુ તેઓ ધારે તો એ ઠરાવોનો અમલ આગામી ઉન્હાળાની રજાઓમાં સારી રીતે કરી શકે. ગામડાંમાં વસતાં ઓછું ભણેલાં સ્ત્રીપુરુષોમાં વાચનપ્રચાર કરવા માટે એ ભાઈઓ ધારે તો સારો વિકાસ-પ્રગતિ સાધી શકે. આ પરિષદોમાં આવા વાચનવિસ્તાર માટે વિવિધ ઠરાવો પસાર થયા છે તે બધાનો અમલ પણ આ રજાઓના દિવસોમાં સારી રીતે કરી શકે.

વળી અનિષ્ટ જા. ખ. વર્તમાનપત્રોમાં છપાતી અટકાવવા માટેના ઠરાવ અંગે પણ કરજણ મહાલ પુ. પરિષદે સરસ વ્યવહારૂ માર્ગ દર્શાવ્યો છે તેને અનુસરવામાં પણ સારી પ્રગતિ સાધી શકાય. રજાના નિવૃત્તિના દિવસો દરમિયાન એ પરિષદમાં સૂચવાયેલા માર્ગે જો એને લગતી માહિતી એકત્ર કરાઈ યોગ્ય સ્થળે પહોંચાડવાની તજવીજ કરવામાં આવે અને એકસામટો દરેક મહાલેથી એને લગતો અવાજ ઉઠાવવામાં આવે તો અમને લાગે છે કે એનું સારૂં જેવું પરિણામ લાવવામાં સફળતાને વરી શકાય.

વળી ઉત્સાહી મંત્રી-ગ્રંથપાલો તો પોતાના ઉત્સાહમાં આગળ જ વધ્યે જાય છે. તેઓ આ પ્રવૃત્તિનો વધુ વિકાસ સાધવાને, તેને વધુ વેગવાન બનાવવાને, તેને દીપાવવા માટે તેમના અખંડ પ્રયત્નો ચાલુ રાખે છે. એટલે એવા ઉત્સાહી ભાઈઓ—

ચાલુ માસની રજાઓનો લાભ લઈ પોતાના પુસ્તકાલયને સુવ્યવસ્થિત બનાવી દેશે, નામવારી કે વર્ગવારી અધુરી હશે તે પૂરી કરી નાખશે, જૂનાં રદ કરવા જેવાં પુસ્તકોની યાદી તૈયાર કરી તેને રદ કરાવવા માટે મંજૂરી માગશે, ગામમાં શાળાના વિદ્યાર્થીઓની કુમાર મંડળ વા તેવી પ્રવૃત્તિ દ્વારા ગામની જનતા જે પુસ્તકાલયનો લાભ લેવા હજી આકર્ષાઈ નથી તેમને આકર્ષવાના અવનવા અખતરા અજમાવશે, ફુરસદના વખતે ગામનાં લોકોને તેમના ઘરનાં પુસ્તકો વાંચવા આપી વા સંભળાવી તેમની વાચનવૃત્તિને ઉત્તેજશે, એ ઉત્તેજનને પરિણામે વાંચવા તૈયાર થયેલ વાચકોનું વાચકમંડળ સ્થાપશે, પોતે શું શું વાંચ્યું તે એકબીજા પાસેથી સાંભળી પરસ્પરને કહી સંભળાવશે અને એ રીતે એકે વાંચેલા વાચનનો લાભ અન્યને આપવા પ્રયત્ન કરશે.

વળી પોતાના ગામમાં ભીંતપત્ર હશે તો વર્તમાનપત્રોમાંના ટૂંકા સમાચારો લખી, અથવા ગામને ઉપયોગી સૂચના નિયમો લખી પ્રજાને તેમના માર્ગદર્શક બનશે. અને એવું ભીંતપત્ર નહિ હોય તો નવું તૈયાર કરી આ યોજનાને અપનાવશે. ઘણાં વર્તમાનપત્રો વાંચવાથી જે સમાચાર મેળવી શકાય તે જ સમાચાર થોડાકમાં અને ટૂંક વખતમાં આ ભીંતપત્ર પૂરા પાડે છે.

અને આ રજાઓના અવકાશમાં શિક્ષક ધારે તો પુસ્તકાલયનાં પ્રૌઢ શિક્ષણમાં ઉપયોગી પુસ્તકોનો ઉપયોગ કરી પ્રૌઢોને શિક્ષણ આપવા લાગી જાય તો જે કામ પુસ્તકાલય આપે છે તે જ કામ એ શિક્ષકે ગામને આપ્યું ગણાશે.

હરકોઈ સેવાભાવી ગ્રંથપાલ આવી આવી વિવિધ યોજનાઓ વિચારી તેનો અમલ કરે તો આપણી વિખ્યાત પુસ્તકાલયપ્રવૃત્તિનું વિશેષ શ્રેય નિઃશંકપણે મેળવી શકાય.

**ગ્રંથપાલ ભાઈ ! એટલું તો કરજો જ !**



## કોણ નથી સમજતું ?

પુત્ર : બાપુ, ચોપડી અપાવોને !
પિતા : બેસ, હમણાં બહેનના લગ્નમાં બહુ ખર્ચ થઈ ગયો છે.
પુત્ર : તો એક શાક ઓછું કરવું હતું ને ?
પિતા : એમાં તું ન સમજે ! !

# શરદ્બાબુની નવલકથાઓ કેમ વધુ વંચાય છે?

## અલ્પ જીવનપરિચય :

શરદ્બાબુ નાનપણમાં બહુજ તોફાની અને ભટકેલ હતા. તેમના પિતા સામાન્ય નોકરી કરતા; પરંતુ તેમને લખવા-વાંચવાનો સારો શોખ હતો. તેઓ લેખો-કવિતાઓ લખતા, પણ તે બધું અધુરૂં જ લખતા. એમનું એ અધુરૂં લેખન એમના પુત્ર શરદ્ચંદ્રે પૂરૂં કર્યું હોવાનું કહેવાય છે. એમના પિતા મતિબાબુના અર્ધલેખન સંસ્કાર શરદ્બાબુમાં પૂર્ણપણે વિકસ્યા હતા.



સ્વ શરદ્બાબુ

૧૮ વર્ષની વયે શરદ્બાબુ મેટ્રીક થયેલા અને એ ઉંમરે તેમણે વાર્તા-લેખનની શરૂઆત કરેલી. તેઓ "શિશુ" નામનું માસિક પ્રકટ કરતા અને "યમુના" "નારાયણ" વગેરે માસિકોમાં અવારનવાર લેખો-વાર્તાઓ-નિબંધો ઈ૦ લખતા.

એક વાર તેમણે કવિવર ટાગોરનું એક 'કાવ્ય સાંભળેલું' અને તેનાથી ગદ્ગદિત થઈ જઈ આંખોમાં અશ્રુ-ધારા વહાવેલી. ત્યારે તેમણે, એમ કહેવાય છે, પ્રતિજ્ઞા લીધેલી કે, લખું તો રવિબાબુ જેવું લખું'. અને ખરેખર, મોટા થતાં તેમણે તેમના જેવું હૃદયસ્પર્શી સાહિત્ય આપ્યું છે.

શરદ્બાબુનાં સર્જનોમાંનાં ઘણાંખરાં એમની ૧૪ થી ૨૫ વર્ષની ઉંમરે લખેલાં હોવાનું કહેવાય છે. આજના ઊગતા લેખકોની જેમ એમણે એમનું સાહિત્ય છપાવવા માટે કદી ઉતાવળ કરી નથી.

કૉલેજ છોડયા પછી તેઓ એક દેશી રાજ્યની નોકરીમાં જોડાયેલા, પરંતુ તેમના સ્વભાવ વિરુદ્ધનું એ હોવાથી તેઓ એ નોકરી પાર પાડી શકેલા નહિ.

એક વાર તેમના પિતા તેમને કોઈ કારણસર વઢેલા અને તેના પરિણામે તેઓ ઘેરથી નાસી છૂટેલા. તે અરસામાં તેમણે અનેક દીન-દુઃખીઓની સેવા કરેલી. એમની એ સેવાનાં પ્રતિબિંબો એમની અનેક નવલોમાં પ્રતિબિંબિત થતાં આપણે જોઇએ છીએ.

પાછળથી તેમને દેશબંધુ દાસનો પરિચય થયેલો. તેમની "સ્વામી" નામક કૃતિ વાંચી દાસ બાબુ તેમના પર ખૂબ ખુશ થઈ ગયેલા અને તેમને એના યત્કિંચિત પુરસ્કારરૂપે કોરો ચેક મોકલી આપેલો પણ શરદ્બાબુએ તો એ ચેકમાં માત્ર સો રૂપિયાની રકમજ ભરેલી.

એમના સાહિત્યસર્જનનો પરિચય તો આ લેખમાં આપેલો જ છે, એટલે તેનો ઉલ્લેખ અહીં અસ્થાને છે. છતાં એટલું કહી દેવું ઉચિત થઈ પડશે કે તેમની અનેક કૃતિઓ યુરોપીય ભાષાઓમાં પણ ઊતરી છે.

વળી તેઓને શહેરમાં ઘર હતું, છતાં તેઓ ગામડામાંજ રહેતા.

તેઓ જાહેર સભાઓમાં ભાગ લેતાં અચકાતા. અને કદી બોલવા વખત આવે તો ધ્રાસ્કો અનુભવતા. કલકત્તા યુનિવર્સિટીએ તેમને સુવર્ણ ચંદ્રક આપવાનો ઠરાવ કરેલો, પણ એ વિધિ વખતે તેઓ તો ગાયબ થઈ ગયેલા.

તા. ૧૬-૧-૩૮ ના રોજ ૬૧ વર્ષની વયે તેમનું અવસાન નીપજ્યું. આથી સમસ્ત હિંદે એક અચ્છા સાહિત્યકારની ખોટ અનુભવી.

---

## સાહિત્યપરિચય

**શરદ્‌બાબુનો** વાર્તાનાયક સામાન્ય રીતે અનેક સ્ત્રીઓથી ઘેરાયેલો હોય છે; એ બધી જ એ નાયકનો પ્રેમ ઇચ્છતી હોય છે અને નાયક તેમાંથી એકેયને પણ પ્રેમદાન દઇ શકતો નથી. આ અસમર્થતાની ભૂમિકા પર નારીની ઉપાસના, એની તપસ્યા, એની સેવા-પરાયણતા વગેરેના 'આદર્શવાદનું' નિર્માણ થાય છે. એમનો નાયક મુખ્યત્વે જમીનદાર કુટુંબનો, નાનપણથી રખડેલ અને સ્ત્રીઓ પ્રત્યે ખાસ ભાવનાથી ભરેલો હોય છે. એને નાણાંનો અભાવ નથી હોતો એટલે એ એના ભાવનાના પ્રયોગો કરવામાં સંપૂર્ણ સ્વતંત્ર હોય છે. જે નાયકોનાં માતા-પિતા અથવા કોઇ સગાંસંબંધી મિલ્કત મૂકીને મરણ પામ્યાં ન હોય તે પણ "પથેર દાબી"ના અપૂર્વની માફક કયાંક નોકરી મેળવી લે છે, અથવા શ્રીકાંતની માફક કયારેક કયાંકથી તો કયારેક બીજેથી જોઇતા પૈસા મેળવી જ રહે છે. આ નાયકોમાં પ્રેમ કરવાની ઇચ્છા હોય છે, પરંતુ સ્ત્રીજાતિની અતિનિકટતાને કારણે પ્રેમ કરતો નથી. એમની પ્રેમની વ્યાખ્યા આવી હોય છે: "ખરો પ્રેમ માત્ર નજીક જ નથી લાવતો પરંતુ દૂર પણ ધકેલી દે છે." (શ્રીકાંત ભા. ૧-૧૨) નજીક આકર્ષવાની અને દૂર ઠેલવાની ક્રિયા જેટલી પણ વિશદ પ્રમાણમાં થાય છે, તેટલી જ પ્રેમની મહત્તા પણ વધે છે. શરદ્‌-બાબુની નવલકથાઓમાં આ ક્રિયા વિસ્તૃતપણે વર્ણવેલી હોય છે. નારીના નિકટ આવવાથી ભય ઉત્પન્ન થાય છે કે રખેને પ્રેમ નિકટતાની હદ વટાવી નં જાય. પુરુષ પોતાનો પુરુષાર્થ પોતા પૂરતો જ મર્યાદિત રાખે છે. એથી સ્ત્રીનો પ્રેમ સેવારૂપે પ્રકટ થઇને અતિનિકટતાના ભયને દૂર કરે છે અને એથી પુરુષના પુરુષાર્થને જરાપણ આંચ આવતી નથી. પાછા હડસેલવાની ક્રિયા જ્યારે હદ પર્યંત પહોંચી જાય છે ત્યારે અને પ્રેમના આકર્ષણનો અનુભવ થાય છે ત્યારે, નાયક કોઇ ને કોઇ શારીરિક રોગથી દુઃખી થઇ જાય છે. પોતાના શીતળ હસ્તસ્પર્શથી એના તાપને દૂર કરવા માટે કોઈ ને કોઇ નાયિકા આવી જ પહોંચે છે. કદી છાતીમાં દર્દ થાય છે, કયારેક તાવ તો કદી પ્લેગ થઈ આવે છે. અને નાયિકા ? એ પણ કદી રોગમુક્ત નથી હોતી. કેટલીકને તો મૂર્છા આવી જાય છે, અને તે કોઇ ખાસ ભાવ દર્શાવવા માટે નહિ પણ ભયાનક હીસ્ટિરિયા અથવા ફેફરાના રૂપમાં ! પુરુષના પ્રેમની શોધમાં તપસ્યા કરતાં કરતાં નિર્બળ અને ક્ષીણ થઇ જઇ તે સેવાના પરમતત્ત્વને પામે છે. એક તો અર્ધી ગાંડી બની જાય છે અને ત્યારે એને ઇશ્વરમાં પણ વિશ્વાસ બેસી જાય છે.

## નાશ પામતા વર્ગનું આદર્શ ચિત્રણ

કહેતાં કહી શકાય કે, શરદ્બાબુએ બંગાળના નાશ પામતા, જર્જર બની ગયેલા જમીનદાર વર્ગનું ચિત્રણ કર્યું છે, પરંતુ ખાસ ધ્યાન રાખવા જેવી વાત તો એ છે કે, એના નાયકોની સમસ્યા એક જ હોય છે અને એની જર્જરિત દશા ખખડી પડવાની પણ એક ખાસ રીત છે. શરદ્બાબુનું દૃષ્ટિબિંદુ વ્યકિતગત હોય છે, સામુદાયિક અથવા સમાજગત નથી હોતું. જ્યાં સમાજ કે વર્ગનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે ત્યાં તેમણે મધ્યમ વર્ગને સમાજના ક્રાન્તિકારી વર્ગ તરીકે–સમાજને ગતિ અને પ્રાણ આપનાર વર્ગ તરીકે માન્યો છે. " પથેર દાબી "ના સવ્યસાચીનો આ જ આદર્શ છે. પરંતુ એમનાં મધ્યમ વર્ગનાં પાત્ર શ્રીકાંત જેવાં લક્ષ્યહીન અને રખડેલ છે. શ્રીકાંતની રાજલક્ષ્મી વેશ્યાજીવન ત્યાગી, ઈશ્વરોપાસનામાં લીન એવી એક સાધ્વી સ્ત્રી બની જાય છે. ધર્મમાં એને પણ એક લક્ષ્ય મળી જાય છે; એકમાત્ર શ્રીકાંતને કોઇ ધ્યેય પ્રાપ્ત થતું નથી. જમીનદાર વર્ગના નાયકોની સમસ્યા મધ્યમ વર્ગના નાયકોની પણ સામે આવે છે. સમાજના વિકાસમાં વર્ગોની પરસ્પર હરીફાઈ પ્રત્યે શરદ્બાબુનું ધ્યાન દોરાયું હોય તેમ જણાતું નથી. એમનો પ્રચંડ વ્યકિતવાદ એમની પાસે વારંવાર એ જ વાત કહેવડાવે છે. અને તે એટલે સુધી કે બનાવો પણ કેટલીક વાર એકના એક જ હોય છે–જેમકે એમનો નાયક બર્મા જાય છે; શ્રીકાંત, " ચરિત્રહીન "માં દિવાકર, " પથરેદાબી "માં અપૂર્વ વગેરે. એમ કહેવાય છે કે, શ્રીકાંતની પ્રવાસકથામાં શરદ્બાબુએ પોતાની આત્મકથા લખી છે. એમાં બાર આની વાસ્તવિક ઘટના છે, અને ચાર આની કાલ્પનિક છે. એ ઘટનાઓને નવલકથાના રૂપમાં ગૂંથવા માટે છે. શ્રીકાંતની વાતો અન્ય નવલકથામાંથી પણ મળી આવશે, કયાંક ઓછા પ્રમાણમાં તો કયાંક વધુ પ્રમાણમાં; અને શ્રીકાંતનાં ચાર પર્વોમાં તો એ વાતો આખી જ આવી ગઈ છે, એ નિઃશંક છે.

## શ્રીકાંતમાં શું છે ?

પહેલાં શ્રીકાંતની જ વાર્તા લઇએ. એમાં નાયકની ધ્યેયહીનતા, એનો પ્રવાસપ્રેમ, એનું પ્રેમમાં આકર્ષાવું અને પાછા હડસેલાવું એ બધી વાતો ખાસ ઊભરાય છે. શ્રીકાંત એના સાથી ઇન્દ્રને લીધે નાનપણમાંથી જ સિગરેટ, ભાંગ વગેરે વ્યસનોમાં ફસાય છે. એક રાજા સાહેબને ત્યાં એને પ્યારીબાઇનો ભેટો થઇ જાય છે. પ્યારીનું ખરૂં નામ રાજલક્ષ્મી છે અને તે શ્રીકાંતના જ ગામમાં રહેતી હોય છે. એને નાનપણમાં જ શ્રીકાંત પ્રત્યે પ્રેમ હતો અને નાનપણથી જ શ્રીકાંતે એને નિરાશ કરવાનો પ્રારંભ કર્યો હતો.

× × ×

પહેલા પર્વના ૧૧ મા અધ્યાયમાં શ્રીકાંતને તાવ આવે છે અને રાજલક્ષ્મી એની સેવા–ચાકરીમાં હાજર થાય છે; એની સાથે એને પટના પણ લઇ જાય છે.

પટનામાં રાજલક્ષ્મીના " પવિત્ર શયન મંદિર "માં શ્રીકાંત તેના તપી રહેલા શરીર પર ગુપ્ત હાથનો સ્પર્શ થતો અનુભવે છે. એ સુખની સાથે સાથે લજ્જા અને ભયનો પણ ઉદય થાય છે; મનોભાવોની સૂક્ષ્મ સમીક્ષા આ જોતાં જ જાણવા મળે છે. " ગાઢ રાત વીતી જતાં એકાએક તંદ્રા તૂટી ગઇ અને મેં આંખો ઉઘાડી જોયું તો રાજલક્ષ્મી ચુપચૂપ

અંદરના ઓરડામાં આવી અને આવનાર એ સ્ત્રીના ગુપ્ત હસ્તસ્પર્શથી પહેલાં તો હું સંકોચાઇ જઈ શરમાઇ ગયો." એ લજ્જા અને સંકોચ રાજલક્ષ્મીના અહીંથી ચાલી જવાથી તેણે અનુભવ્યો: " આંખો અને મોં તપતાં હતાં, માથું એટલું ભારે હતું કે પથારી છોડતાંજ દુઃખ થતું હતું. છતાં પણ જવા સિવાય છૂટકો ન હતો. " શા માટે જવું ? એટલાજ માટે કે રાજલક્ષ્મીની ચારિત્ર્યવિશુદ્ધિરૂપી પટ પર જરા પણ ડાઘ ન લાગે; રખેને મન કંઇ દગો ન દે. શ્રીકાંતનો ચાલ્યા જવાનો નિશ્ચય એના માટે કંઇ ભયના કારણે નહોતો; પરંતુ ભય તો હતો રાજલક્ષ્મીને માટે; એને તપસ્યા કરાવીને યોગિનીજ બનાવવાની જરૂર હતી.

વાચક કંઇ છેતરાય નહિ તે માટે શ્રીકાંતે સ્પષ્ટતા કરે છે: " છતાં પણ આ ભય અને એકલો મારા પોતાના માટે નહોતો; પરંતુ, રાજલક્ષ્મીને છોડવી જોઇએ, એમાં હવે જરા પણ આનાકાની કરવાથી નહિ ચાલે. " આજ પ્રેમનું એ સૂક્ષ્મ વિજ્ઞાન છે, જે પુરુષને સ્ત્રીની નિકટ ખેંચી લાવે છે, અને સ્ત્રીત્વની શુદ્ધિ માટે એને દૂર હડસેલી મૂકે છે.

બીજા પર્વમાં શ્રીકાંત અને રાજલક્ષ્મી ફરીવાર મળે છે. અને ફરીથી વળી શ્રીકાંત એનો ત્યાગ કરે છે. અહીં એની બર્માની મુસાફરીનું વર્ણન આવે છે, જેમાંની મુખ્ય બાબતો બીજી નવલકથાઓમાં પણ મળી આવે છે. વહાણ પર એક ખાસ બનાવ બની જાય છે, જેનાથી શ્રીકાંતના ચરિત્ર વગેરે પર વધુ પ્રકાશ પડે છે. સઘળા મુસાફરોની દાક્તરી તપાસ કરવામાં આવે છે. આ વિધિ શ્રીકાન્તને અપમાનજનક લાગે છે. સામે ઊભેલા સાથીદારો પ્રત્યે પરીક્ષાપદ્ધતિનો જે પ્રયોગ તેણે જોયો તેથી તેની ચિંતાનો પાર ન રહ્યો. આ કાયર બંગાલીઓ સિવાય ત્યાં બીજું કોઇ જ ન હતું, જે શરીરનો નીચલો ભાગ ખુલ્લો કરવા જતાં ભય પામતું ન હોય. વખત થતાં આંખો મીંચી, શરીરનાં અંગોને સંકુચિત કરી. એક રીતે હતાશ થઇ જઇ, તેઓ ડૉકટરના હાથમાં આત્મા સમર્પણ કરે છે.

વહાણ પર જ શ્રીકાંતને અભયાનો ભેટો થાય છે. બર્મામાં પ્લેગ ફેલાતાં જ્યારે શ્રીકાંત બિમાર પડી જાય છે ત્યારે આ અભયા એની સેવા-બરદાસ્ત કરે છે. અભયાને ત્યાંથી શ્રીકાંત ફરી પાછો રાજલક્ષ્મી પાસે આવે છે. સ્ટેશન પર રાજલક્ષ્મીને ઘા થવાથી તે કહે છે: " હા, ખૂબ વાગ્યું છે; પરંતુ એવી જગ્યાએ ઘા વાગ્યો છે કે તમારા જેવો પથ્થર એ જોઈ શકે કે સમજી શકે તેમ નથી. " પરંતુ શ્રીકાન્ત વિચારે છે: " સ્ત્રીની આત્યંતિક સાર્થકતા માતૃત્વમાં છે, એ સૂત્રનો મોટે અવાજે પ્રચાર કરી શકાય. " અને રાજલક્ષ્મીને માટે કહે છે: " એની કામવાસના એનામાં જ એવી ડૂબકી મારી જાય છે કે બહારથી એકાએક એમ જ લાગે કે તે છે ખરી કે નહિ ? " એટલે રાજલક્ષ્મી એને પથ્થર કહે તો તેમાં આશ્ચર્ય પણ શું ? શ્રીકાંતના ચોથા પર્વમાં વજ્રાનંદ રાજલક્ષ્મીને પૂછે છે: " શું એ શ્રીકાન્તને તદ્દન નકામો બનાવીને જ છોડશે ? " અને રાજલક્ષ્મી ઉત્તર આપે છે: " ઇશ્વરે જ એને એવો બનાવ્યો છે; કયાંય જરા સરખી પણ કસર રાખી નથી. " કદાચ આજ કારણથી રાજલક્ષ્મીને શ્રીકાન્ત પર પૂર્ણ વિશ્વાસ હશે. એના ખોવાવાની એને જરા પણ ભીતિ નથી. શ્રીકાન્તના શબ્દોમાં " માત્ર ભીતિ જ નહિ પરંતુ રાજલક્ષ્મી જાણે છે કે હું ખોવાઈ જવાનો નથી; એવો સંભવ જ નથી. મેળવવાનો અને ખોવાનો હદ બહારનો જે એક સંબંધ છે તે, મને વિશ્વાસ છે કે એણે એ પ્રાપ્ત કર્યો

અને તેથી જ મારી પણ એ વખતે એને જરૂર નથી." રાજલક્ષ્મીની દુઃસહ વેદના જોતાં એને શ્રીકાંતની જરૂર નથી, એવી પ્રતીતિ થવી મુશ્કેલ છે. પરંતુ એટલું તો સ્પષ્ટ જ છે કે, દૂર બર્મામાં અથવા એક પથારીમાં એક સાથે સૂવા સુધીની તમામ પરિસ્થિતિમાં શ્રીકાન્ત તથા રાજલક્ષ્મીના ખોવાવા અને પ્રાપ્ત કરવાથી પર એવો સંબંધ સ્થિર અને અડગ રહે છે. શ્રીકાન્ત વળી પાછો ફરીથી જીવનની મહત્તા માટે, એનામાંની ત્રુટિની સંભાવનાને દૂર કરવા માટે એને છોડી ચાલી ગયો હતો. હમેશાં એ કોઇ ને કોઈ બહાને એને છોડી ચાલી જાય છે; પરંતુ એ તો બધાં બહાનાં જ હોય છે. ખરી વાત એ છે કે, શ્રીકાન્તનો સ્ત્રી સાથેનો સંબંધ પોષવાથી કે પ્રાપ્ત કરવાથી પર જ છે. અભયા અને કમલલતાથી પણ એનો સંબંધ શું આવી જ દશાનો નથી ? "ચરિત્રહીન"ની "ચરિત્રહીનતા" પણ શું સચ્ચરિત્રતા અને દુષ્ચરિત્રતા એ બન્ને પર નથી ? પરંતુ આ વિડમ્બનાનો ક્યાંય અંત જ નથી આવતો !

રાજલક્ષ્મી હજી પણ ગાવા માટે જાય છે, એ બહાને શ્રીકાંત એને છોડી કાશીથી કલકત્તા ચાલ્યો જાય છે. પોતાને ગામ આવ્યા પછી એનો આંતરિક અવસાદ વળી પાછો એને સતાવે છે અને ફરીથી એને તાવ આવે છે. રાજલક્ષ્મી પાસેથી એ રૂપિયા મંગાવે છે અને રાજલક્ષ્મી, ખરેખર, લક્ષ્મીની જ માફક પોતે જાતે આવી હાજર થાય છે. શ્રીકાંતનું ગામ એ રાજલક્ષ્મીનું પણ ગામ છે, અને અહીં તેઓ બન્નેનો સૌ કોઇને પરિચય છે. શ્રીકાન્ત રાજલક્ષ્મીને પોતાની પત્ની તરીકે ઓળખાવે છે. જેમાં એક પુરુષ એક અપરિણિત સ્ત્રીને પોતાની પત્ની તરીકે ઓળખાવે એવા પ્રસંગો શરદ્બાબુની વાતોમાં સ્થળે સ્થળે જોવા મળે છે. "ગૃહદાહ"માં સુરેશ અચલાને અને "ચરિત્રહીન"માં દિવાકર કિરણને એજ પ્રમાણે પોતાની પત્ની તરીકે જણાવે છે. પતિ કહેવડાવવાની સિદ્ધિ બસ આટલેથી જ ખતમ થાય છે.

## પુરુષપાત્રાલેખન

રાજલક્ષ્મી શ્રીકાંતને એના ગામથી પટના લઇ જાય છે. ત્યાં ફરી પાછો એને તાવ શરૂ થાય છે. બરોબર પહેલાં જેવી જ પરિસ્થિતિ ફરી પણ ઉપસ્થિત થાય છે. આટલા આકર્ષણ બાદ વળી પાછો પ્રેમ એને ધક્કો મારવા લાગે છે; અને તે એટલે સુધી કે આ પ્રેમ પૂર્ણ હશે કે નહિ, એ વિષે એને શંકા આવવા લાગે છે. એને ભાન થાય છે કે, એણે કદી રાજલક્ષ્મી સાથે પ્રેમ કર્યો નહોતો. બલિદાનના પશુની માફક શરદ્બાબુનો પુરુષ પોતાને નિઃસહાય જુએ છે. અને વ્યગ્ર થઈ અહીં તહીં નાસવાના રસ્તા શોધતો હોય છે. શ્રીકાંતે એની માર્મિક દશાનું વર્ણન કર્યું છે: "મોં ફેરવીને જોયું તો ચૂપચાપ બેઠેલી રાજલક્ષ્મી બારણા બહાર જોઈ રહી હતી. ત્યાં એચાનક લાગ્યું કે મેં કદી કોઇ દિવસ એની સાથે પ્રેમ કર્યોજ નથી છતાં એને જ મારી સાથે પ્રેમ કરવો પડશે; ક્યાંય કોઇ તરફથી પણ નીકળીને નાસવાનો રસ્તો મળતો નથી. જગતમાં આવી ભારે વિડમ્બના શું કદી કોઇના ભાગ્યમાં આવી હશે ? અને ખુબી તો એ છે કે એક જ દિવસ પહેલાં આ દુઃખની ઘંટી-માંથી બચવા માટે પોતાને સંપૂર્ણરૂપે એના હાથમાં સોંપી દે છે. ત્યારે મનમાં ને મનમાં એણે જોરથી કહેલું કે, તારા તમામ સારા–નરસા સાથે, લક્ષ્મી ! હું તારો અંગીકાર કરૂં છું. અને આજ, મારૂં મન એવું વિક્ષિપ્ત અને બળવાખોર બની ગયું છે તેથી જ વિચારૂં છું કે, સંસારમાં "કરીશ" કહેવામાં અને ખરેખાત કરી બતાવવામાં કેટલું વિશાળ અંતર છે !" એક એક શબ્દ સાર્થક છે; શ્રીકાંતની સમસ્યાને આથી વધુ સારા

શબ્દોમાં વ્યકત કરવી મુશ્કેલ છે. આ મધુર કાવ્યસૃષ્ટિને માટે જ એક ખાસ પરિસ્થિતિની પુનરાવૃત્તિ થાય છે. પ્રેમ કર્યો છે, નથી પણ કર્યો; એટલા માટે કે એ કઠિન પ્રેમ છે, ખોવાવાથી અને પ્રાપ્ત કરવાથી પણ એ પર છે. એટલે પ્રેમ કરવો એ ન કરવા બરાબર છે. નીકળીને નાસવાનો રસ્તો નથી, એ દયાર્દ્રતાનો અનુભવ કરવો જ પડે. જો કે નાસવા માટે રસ્તો હમેશાં મળી જ રહે છે તોપણ એ દયાર્દ્રતાના અનુભવમાં પણ સુખ છે. આટલી ભારે વિટંબણા શું જગતમાં શ્રીકાન્ત સિવાય કોઈ બીજા પુરૂષ પર વીતી હશે ? ઓછામાં ઓછું શરદ્‌બાબુનાં પાત્રોને માટે આ પ્રેમની વિટંબણા નવી નથી. પ્રેમની પ્રવંચના, એને ભૂલી જવું એ જ એને માટે પ્રેમ છે; બીજાંઓ પર પણ વીતતી હશે, પરંતુ તે તો કદાચ ત્યાં જ પોતાની દવાદારૂ કરાવતા હશે; શરદ્‌બાબુની નવલકથાઓમાં એવા નાયક પણ હોય છે કે જે મહાન નવલકથાકાર નથી બનતા. આવી જ પરિસ્થિતિઓમાં પડીને તે ખરેખર નવલકથાલેખક બની જાય છે. "દર્પચૂર્ણ"નો નરેન્દ્ર જેની નવલકથા પર વિમલા આંસુ લાવે છે, એ એવો જ નાયક છે. શ્રીકાંત નવલકથાલેખક નથી બનતો—આત્મકથામાં એકાદ—બે બાબતોમાં ત્રુટિ રહી ગઇ છે.

શ્રીકાંતના મનમાં વિક્ષેપ જાગે છે અને બળવાંખોર બને છે. ઇચ્છાશકિતની જડતાનો એને અનુભવ થાય છે. મનમાં કોઇ વાત કરવાની ઇચ્છા થાય છે. પ્રેમ એને ખેંચી લાવે છે; પરંતુ ઇચ્છાને કાર્યરૂપમાં લાવવાનો અવસર આવતાં પ્રેરક શકિત હૃદયના રસાતલમાં કયાંક છુપાઇ જાય છે,—પ્રેમ એને દૂર હડસેલી મૂકે છે. પરંતુ આ વખતે પ્રેમે એનો જલદી પીછો ન છોડયો. પટનાથી નીકળવા છતાં રાજલક્ષ્મીએ એનો પીછો ન છોડયોઃ પટનાથી નીકળતાં રાજલક્ષ્મી પણ સાથે જાય છે અને એને ગંગામાટી ગામે લઇ જાય છે. આમ છતાં રાજલક્ષ્મી ઇશ્વરના નિર્માણને ફેરવી ન શકી. એક વાર ભલે ઇશ્વરનો ભેટો થઇ જાય, પરંતુ શ્રીકાંતનું મળવું અસંભવિત છે. રાજલક્ષ્મી વ્યથિત થઇ જઇ કહે છેઃ "તને મેળવવા માટે મેં જેટલો પરિશ્રમ વેઠયો છે તેથી અર્ધો પણ જો ભગવાન માટે વેઠયો હોત તો તો અત્યાર સુધીમાં મને એ પણ મળી ગયા હોત. પરંતુ હું તને મેળવી ન શકી." એવા જ અકુંઠિત અવાજે શ્રીકાંત કહે છેઃ "બનવા જોગ છે કે માણસને મળવું એથી પણ વધુ મુશ્કેલ હોય." સાચેસાચ, આદમી મેળવવાનું વધુ કઠિન છે જ. ચરિત્રહીનની કિરણ પુરુષની શોધમાં કેટકેટલું ભટકે છે ? એટલે સુધી કે આખરે ગાંડી બની જાય છે અને છતાં તેને પુરુષપ્રાપ્તિ થતી નથી. એને ભગવાન મળી જાય છે. એનું ગાંડપણ એને આસ્તિકતા તરફ લઇ જાય છે.

રાજલક્ષ્મીથી દૂર ભાગવા માટે શ્રીકાંતનું હૃદય વ્યાકુળ થઈ જાય છે. પરંતુ પ્રેમના આકર્ષણ વખતે રાજલક્ષ્મી એના પગ તળાંસતી તે એને સુખદ લાગતું હતુંઃ "જાણે એની દશે અંગુલિઓ એની દશેય ઇંદ્રિયોની પૂર્ણ વ્યાકુળતાથી નારીહૃદયનું જે કંઇ છે તે તમામ જાણે મારાં ચરણો પર લાવી મૂકે છે." પરંતુ હવે "જાણે એ સ્નેહસ્પર્શ હવે નથી રહ્યો." સ્ત્રીના ભાગ્ય પરત્વે આ કેવો કટાક્ષ ! શ્રીકાન્તને એના પગનાં તળિયાંનો તાપ પહેલાં કરતાં ઓછો થયો લાગતો નથી, એમાં આંગળાંની વેદનાને દોષ દે છે. ખરી રીતે તો સ્ત્રીની વેદના એની આંગળીઓમાંથી બહાર આવવા ઇચ્છે છે-વ્યથાની જ્વાલા એને ભરી દે છે; પરંતુ શ્રીકાન્ત તો સ્ત્રીને જ માથે એનો દોષ મઢી દઇ પોતાને નિર્દોષ

સિદ્ધ કરે છે. " મનનો વૈરાગી ' છિ છિ ' કરવા લાગે છે. " મારો જીવ વૈરાગી તન્દ્રાથી આવરાયેલો પડયો હતો તે અચાનક ચોંકી જઇ ખડો થઈ ગયો, અને બોલ્યો ' છિ છિ છિ !'

છેલ્લે રાજલક્ષ્મી જ તીર્થયાત્રા માટે ચાલી નીકળે છે. શ્રીકાંત વિચારે છે કે આ વખતે તો એવો નાસી જાઉં કે ફરી પકડાઉં જ નહિ. છૂટકારાની પ્રસન્નતામાં દૃઢ નિશ્ચયવાન બનીને કહે છે: " હું એને છુટ્ટી આપીશ; એ વખતની માફક નહિ, પરંતુ આ વખતે તો, એકાગ્રચિત્તે, અંતરના સંપૂર્ણ આશીર્વાદ સહિત, હમેશને માટે એને મુક્તિદાન દઇશ. " એ દેશ છોડી જશે; પહેલાં તો એના ભાવિએ એને એના સંકલ્પ પર સ્થિર રહેવા ન દીધો; પરંતુ આ વખતે એ એના પરાજયનો સ્વીકાર નહિ કરે. છતાં અદૃષ્ટ તે અદૃષ્ટ જ ! સ્વીકાર ન કરવાથી પરાજયનો વિજય ઓછો જ થવાનો છે ! ! શ્રીકાન્ત છૂટકારો મેળવી ચાલતો થાય છે, પરંતુ બળદગાડી રસ્તાના એવા ફેરમાં પડી જાય છે કે તે ફરતો ફરતો વળી પાછો એ જ ગામમાં આવી ચઢે છે અને વળી પાછી રાજલક્ષ્મી ફરીવાર એના શિર પરના વાળ પર આંગળીઓ ફેરવે છે. વળી એક વાર બર્માના પ્રવાસની તૈયારી થાય છે. શ્રીકાંત કલકત્તે જાય છે, પરંતુ બર્મા જતાં પહેલાં ફરી એક વાર કાશી આવે છે.

કદાચ એક જ દુઃખ હોય તો તે દૂર થાય; પરંતુ દુઃખો તો હીંડતાં ને ચાલતાં આવી ભેટે છે. કાશીથી જતાં રસ્તામાં ટ્રેનમાં પુંટૂ સાથે મુલાકાત થાય છે અને એની સાથે વિવાહ સંબંધી વાત ચાલે છે. પુંટૂથી છૂટે છે ત્યાં વળી શ્રીકાંતના જ શબ્દોમાં એ બીજી પુંટૂની જાળમાં જઈ ફસાયો; વૈષ્ણવી કમલલતા સાથે ભેટો થયો. વજ્રાનંદે એને કેવી સત્ય વાત કહી હતી કે, આ બંગાળ દેશ પણ અજબ છે ? એમાં તો રસ્તે ચાલતાં પણ મા-બહેન મળી જાય છે ! કોની તાકાત છે કે એમનાથી બચી શકે ? ' પરંતુ વજ્રાનંદની રક્ષા તો ગેરુઆ રંગથી થતી હતી; જ્યારે શ્રીકાંતના રક્ષણ માટે એવું કોઈ કવચ નહોતું. શ્રીકાંતને વજ્રાનંદની વાત અનેક વાર યાદ આવતી હતી. શરદ્‌બાબુનો નાયક એકાદ વાર સંન્યાસી બનવાનો પણ વિચાર કર છે; પરંતુ સંન્યાસ તો પ્રેમની સિદ્ધિમાં બાધક નીવડે છે. આમ છતાં પણ નારીનું મૂલ્ય મૂલવી શકાતું નથી. પણ સંન્યાસના રહસ્યની શ્રીકાંતને ખબર છે. વજ્રાનંદે આંખોમાં આંસુ લાવી રાજલક્ષ્મીને કહ્યું હતુંઃ " તમારા જેવી બહેનોનો સમૂહ આ બંગાળમાં છે તેથી તો સંન્યાસી થયો છું, નહિ તો, સોગંદપૂર્વક કહું છું કે, આ ગેરુવાબેરવા તો અજયાના જલમાં વહેવડાવી દઇ ઘેર જ ચાલ્યો જાત. " વિશેષ એકાંત સ્થાન હોવાથી એ તો સંન્યાસ નદીમાં વહ્યો જાત; આપદ-વિપદ ન રહેતાં કવચની જરૂર જ કયાં ? પરંતુ હજી તો આ મોહથી બચવું જ છે. "

કમલલતાની તો દશા જ એવી છે કે શ્રીમંતનું નામ સાંભળતાં જ એને પ્રેમ વ્યાપી જાય છે. હાડમાંસનો શ્રીકાંત આવતાં એના મનોભાવોનું અનુમાન કરી શકાય છે. કમલલતા સત્તર વર્ષની ઉંમરે વિધવા થઇ હતી, વિધવાવસ્થામાં એને ગર્ભ રહ્યો હતો; પરંતુ એનો પ્રેમી એનો ન થયો. શરદ્‌બાબુની અભિલાષાઓ ઘણે ભાગે વેશ્યાઓ, વિધવાઓ, યુવાવસ્થાવાળી દુશ્ચરિત્રમાં સંપડાયેલી મહિલાઓ પરત્વે હોય છે; તે એટલા માટે કે એથી એમના ચરિત્રની સુધારણા માટે મોકો મળે. નાયક એમની પાસે આવી, વિપત્તિની આશંકા આવતાં ફરી પાછો નાસી શકે છે. એમનુ ચરિત્ર ઉજ્જ્વલ થાય, એમનું નારીત્વ

ફરીવાર કલુષિત ન થાય, આ બહાનાં હમેશાં એમની પાસે હોય છે. પુરુષની ઉદાસીનતાથી એ વિવશ હોય છે. વાસ્તવિક રીતે જોતાં વિવશતા પુરુષની હોય છે. એમની પુરુષત્વહીનતા નારીને નિર્લજ્જ બનાવી દે છે. આ નિર્લજ્જતાનું અતિવિકૃત રૂપ " ચરિત્રહીન "ની કિરણમાં જોવા મળે છે.

× × ×

કોઈ પણ રીતે કમલલતા પાસેથી છૂટકારો પામી શ્રીકાન્ત કલકત્તા આવે છે, પરંતુ ત્યાં રાજલક્ષ્મી પહેલેથી જ એની રાહ જોઈ રહી હોય છે. રાજલક્ષ્મી સાથે ફરી એક વાર કમલલતાનાં દર્શન થાય છે. ત્યાંથી કમલલતાને છોડી દઈ રાજલક્ષ્મીની સાથે ગંગામાટીની યાત્રાએ જાય છે અને છેલ્લે ત્યાં રાજલક્ષ્મીને છોડી દઈ ફરીવાર કમલલતાને ત્યાં આવવું થાય છે. કમલલતાને એ વૃન્દાવનની ટિકિટ કઢાવી આપે છે અને પોતે એ જ ગાડીમાં બેસીને કેટલેક સુધી સાથે સાથે મુસાફરી કરી સેંથિયા સ્ટેશને ઊતરી જાય છે. કમલલતાને શ્રીકૃષ્ણ ભગવાનનાં ચરણોમાં આશ્રય મળે છે; શ્રીકાન્ત એને પોતાની કહીને એનું અપમાન કરવા નથી ઇચ્છતો. અને અહીં જ શ્રીકાન્તની ભ્રમણકથા પૂરી થાય છે.

આ રીતે આ વાર્તાને હજારો સ્ત્રીચરિત્રની હદ સુધી-અને એથી પણ આગળ લઈ જઈ શકે છે. અભયા-કમલલતા-રાજલક્ષ્મી-જેવી સ્ત્રીઓની ખોટ નથી. અને પ્રેમને આકર્ષનાર તેમ જ હડસેલનાર વ્યાપારની પણ ક્યાં કમી છે ?* ( અપૂર્ણ )

---

## કંઈક

**છાપખાનાની શોધઃ—** ફરી શકે તેવા અક્ષરથી છાપવાની ક્રિયા, યુરોપમાં છાપવાની કલ્પના આવી ત્યાર પહેલાં સદીઓ પહેલાં ચીનમાં જાણીતી હતી અને તેનો ઉપયોગ થતો હતો. યુરોપમાં તો જોન ગટનબર્ગે ૧૪૨૦ ના અરસામાં જર્મનીમાં તે શોધી કાઢયાનું કહી શકાય. ૧૪૭૬ માં ઈંગ્લેન્ડમાં વિલિયમ કેકસ્ટને તે દાખલ કરી. પહેલું અઠવાડિક પત્ર ૧૬૬૨ માં તથા દૈનિકપત્ર ૧૭૦૨ માં છપાયું હતું, પરંતુ ખાસ પ્રગતિ તો ૧૮૧૦ માં થઈ તેમ કહી શકાય. તે વર્ષમાં કીનિગ નામના જર્મને વરાળયંત્રથી ચાલતું છાપખાનું કાઢયું.

બધી શોધખોળમાં છાપખાનાની શોધખોળ અગ્રસ્થાન લે છે. હેરફેર થઈ શકે તેવા ટાઈપો તથા એક કલાકમાં આખા વર્તમાનપત્રની ૬૦,૦૦૦ નકલો કાઢી શકે તેવા રોટરી યંત્રના સમય પહેલાં જ્ઞાન તથા ખબરનો ફેલાવો ખૂબ મર્યાદિત હતો. પુસ્તકોના પ્રચાર સાથે વિચારો ઝડપથી ફેલાવા લાગ્યા અને છાપખાનાની શોધથી જગતના આખા ઇતિહાસમાં પરિવર્તન આવ્યું છે, તેમ કહેવું તે જરા પણ વધારા પડતું ન ગણી શકાય.

× × ×

રાફેલને જગતનો મહાન ચિત્રકાર ગણવામાં આવે છે.

× × ×

અવનીન્દ્રનાથ ટાગોર હિંદના શ્રેષ્ઠ ચિત્રકાર ગણાય છે.

કાન્તિપ્રસાદ લા. ત્રિવેદી

---

* આંતપ્રાંતીય હિંદી માસિક " હંસ "ના જાન્યુઆરી ૧૯૪૧ ના અંકમાં છપાયેલા શ્રી. રામવિલાસ શર્માના લેખ પરથી.

# દવાઓની જાહેરાતનાં દૂષણો

**દુનિયામાં પ્રવર્તતા** દુઃખોના ઉપાયો માટેની દવાઓ અંગેની એકાદ જાહેરાતો એ સમસ્ત દેશની પ્રજાની તંદુરસ્તીને હાનિકર્તા એવી ભયંકર વસ્તુ છે. આવી દવાઓના પૃથક્કરણ દ્વારા પસંદ કરાયલી દવાઓની જાહેરાતો બંધ કરીને તેને ઉખેડી શકાશે નહિ. કારણ કે દવાઓની જાહેરાતો એ કંઈ દર્દો દૂર કરનાર દેવ નથી હોતી; આમછતાં પણ એની મારફતે જાતે વૈદ્ય કે દાક્તર બનવાની વૃત્તિ જાગી ઊઠે છે. અને એ રીતે એકાદ વ્યક્તિના સ્વાસ્થ્યનાશની રમત રમવામાં આવે છે.

એવા ઘણા માણસોનો આપણને સંસર્ગ મળે છે કે જેઓ દવાની જાહેરાતોને બ્રહ્માક્ષર ગણીને પોતે જે દર્દોથી પીડાય છે તેનાં દર્દોની દવા જાહેરાતથી જાણીને વાપરવા લલચાય છે. અને તે એટલે સુધી કે આવી બાબતમાં તેઓ વૈદ્ય–દાક્તરની સલાહ પણ લેતા નથી. આવા બનાવો મુખ્યત્વે કરીને તાવ, માથું દુઃખવું અને એવાં નાનાં નાનાં દર્દોમાં બને છે. કારણ કે આમ કરીને તેઓ વૈદ્ય–દાક્તરોનું બિલ બચાવ્યાનો આત્મસંતોષ અનુભવે છે. સદ્‌ભાગ્યે કેટલીક બાબતોમાં કંઈ અવળું પરિણામ નથી આવતું. આમ છતાં કેટલાક એવા દાખલા પણ બને છે, કે જેમાં આવી દવાની જાહેરાતોમાં અથવા પોતાના દાક્તરી જ્ઞાનમાં અતિ વિશ્વાસ મૂકવાને પરિણામે અણધારી આફતો ઉપસ્થિત થાય છે. ઘણી વાર આવું ધારવા કરતાં વધુ નુકસાન થાય છે ત્યારે એવું પરિણામ થવા પામે છે.

આકર્ષક અને લોભાવનારી જાહેરાતો આવી બાબતોમાં વધુ જવાબદાર હોય છે. કારણ કે કેટલીક વ્યક્તિઓ ખોટી કરકસરથી લોભાઈને આવું નુકસાન વહોરી લે છે, કે જે નુકસાન ખરી રીતે તેઓને ભોગવવું પડયું ન હોત. આવા દાખલાઓમાં દાક્તર પર બેવડી ફરજ આવી પડે છે. એક તો દરદી જે દુઃખથી પીડાતો હોય તેની સારવાર કરવાની હોય છે; તે ઉપરાંત તેણે "દોઢડાહ્યા" બની વહોરેલી આ આફતનો ઉપાય પણ તે દાક્તરને જ કરવો પડે છે.

ઉપર જણાવ્યા તે તો જાણી જોઈને સ્વેચ્છાએ સ્વીકારેલી દવાના ભોગ થઈ પડેલાના દાખલા છે. બીજા દાખલાઓમાં તો સામાન્ય માણસો પણ પોતાને દર્દની ચિકિત્સાનું જ્ઞાન ન હોવા છતાં અને દર્દને નહિ પરખી શકવા છતાં જાતે દાક્તર બની બેસે છે.

આધુનિક દર્દો દૂર કરવાની દવાની જાહેરાતો જોઈને કેટલાક લોકો જાતે જ ચિકિત્સા કરવા મંડી પડે છે, જાહેરાતમાં જણાવેલાં ચિહ્નો જોવા લાગે છે. તેઓ આવે વખતે પોતાની કામગીરી પાછળ ખર્ચાતી શક્તિનું ભાન ભૂલી જાય છે. તેઓ કારખાનામાં કે ઑફિસમાં કરેલા ગજા ઉપરાંતના કામથી ઉપજેલા શ્રમને ભૂલી જઈ પોતે થાકી ગયા તે માટેની દવા શોધવા લાગી જાય છે. આવી સ્થિતિ સમજ્યા વગર તેઓ હળવું કામ કરવા લાગે છે. નિત્ય વ્યવહારના હદ ઉપરાંતના કામથી થાકી ગયેલું શરીર આવો વધારાનો શ્રમ સહન કરી શકતું નથી. થોડી જ વારમાં તેમને તેમનું શરીર અને માથું ભારે ભારે લાગવા માંડે છે. આ બધાં શરીરસ્વાસ્થ્યના નુકસાનનાં ચિહ્નો હોય છે. તેઓએ જાણવું જોઈએ કે તેમના શરીરને

આરામની જરૂર છે. પરંતુ તેને બદલે તેમના મગજ પર તો તેઓ માંદા પડયા હોવાનું ભૂત સવાર થઇ બેઠું હોય છે. દર્દીઓનો ઘણો મોટો ભાગ જાતે દાક્તર બની બેસવાના કારણે હોય છે.

આ માંદગીનો ખરો ઉપાય તો વર્તમાનપત્રો અને હળવાં સસ્તાં ચોપાનિયાંઓમાં શકિતની દવા, અથવા શરીરબંધારણ કે મગજ શાંત કરવાની ચમત્કારિક દવાઓની છપાતી જાહેરાતોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવું જોઇએ. તેને બદલે આવાં જાહેરાત વાંચનારાઓ તો એ દવાઓ ખાઇને પછી તેનું શું પરિણામ આવશે તેનો વિચાર કરવા રહેતા નથી. તેઓ તો શરીરશક્તિ અને મજબૂત બાંધા માટે તેમ જ મગજશક્તિ માટે કમર કસતા હોય છે. આમ કરીને કદાચ તેઓ પોલાણમાં ભૂસકા મારનારા નીવડે છે.

આમાં પણ તેઓ દાકતરની સલાહ લેતા નથી. કારણ કે તે તો એમ જ સમજે છે કે, પોતે દર્દનું નિદાન જાણે છે, અને જાહેરાત પામેલી દવાને જ એક રામબાણ ઉપાય તરીકે ઓળખે છે. આ અખતરો આટલેથી જ અટકતો નથી. એ એના મિત્રોને પણ આવી દવાઓ વાપરવાનું સમજાવતો હોય છે. આ તો આંધળો આંધળાને દોરે એવો ઘાટ થયો. જાહેરાતનો સારો અને નડતો જે ઉપયોગ થાય છે તેનું આ સ્વરૂપ છે.

કેટલાકો પોતાના ડહાપણ અને ચાલાકી પર મુસ્તાક રહીને અવળે માર્ગે જાય છે. પરંતુ સમાજની પણ આવી બાબતમાં ફરજો હોય છે. એનું કામ આવા માણસોને એમના અસલ સ્થાને લાવવાનું હોય છે. "જાતે દાક્તર" બનવા વિરૂદ્ધના પ્રચારથી કંઇ આ કામ પાર પડવાનું નથી. આવા "જાતે દાક્તર" બનવાની પ્રેરણા જનતાને જાહેરાત દ્વારા મળે છે. અને એ પદ્ધતિ દૂર કરાવી જોઇએ. થોડાક દવા બનાવનારાઓને મળતા નફાનો બદલો દેશની જનતાના સ્વાસ્થ્ય સુધારવા સરખો નથી હોતો.

**દવાઓની હરકોઇ પ્રકારની જાહેરાતો માટે કાયદા ઘડાવાની જરૂર છે.** દવાઓનાં મૂળ તત્ત્વો અને એનું મૂલ્ય એ ધંધામાં પડેલાઓના જ્ઞાન માટે જ મર્યાદિત રહેવાં જોઇએ. આવા અર્ધજ્ઞાન પામેલાઓ (ઊંટવૈદો ?) તેમના પોતાના માટે તેમ જ સમસ્ત સમાજને માટે હાનિકર્તા છે. આ અને બીજી બનાવટોની જાહેરાતોમાં સરખાપણું ન ગણી શકાય. આર્થિક નુકસાનને સ્વાસ્થ્યનાશની સાથે સરખાવી શકાય નહિ. કારણ કે સ્વાસ્થ્યનાશથી આર્થિક નુકસાન પણ થાય છે અને શારીરિક નાશ પણ વહોરવો પડે છે.

દવા બનાવનારાઓને પણ અલબત્ત, સ્થાન મળવું જોઇએ. એમની જાહેરાતો વૈદકીય સામયિકોમાં ભલે પ્રકટ થાય. કારણ કે એવાં સામયિકો માત્ર એ વ્યવસાયમાં પડેલાઓના હાથમાં જ જતાં હોય છે. દવાના વેપારીઓ અને એ ધંધામાં પડેલાઓ જ માત્ર એને માટે યોગ્ય છે, કે જેમની પાસેથી રસ્તે જતો માણસ એના સાચા દર્દની, નહિ કે એના વિચારમાંથી ઉપજેલા દર્દની દવા લેવા જવાનો હોય છે. એટલે જ આવી દવાઓની જાહેરાતો આવા વેપારીઓમાં કરાવી જોઇએ. આથી જાહેરાતને લીધે અપનાવાતી દવાઓથી થતાં નુકસાન અટકશે. કારણ કે અજ્ઞાન પ્રજા જ આવી દવાઓની ભોગ થઇ પડે છે.*

* "મોડર્ન રિવ્યુ"ના એપ્રિલ '૪૧ ના શ્રી. એન. વી. એસ્વારના લેખ પરથી સૂચિત.

# મુંબઈ ઇલાકાની પુસ્તકાલયજાળ–ગૂંથણી

**મું**બઇ ઇલાકામાં પુસ્તકાલય પ્રવૃત્તિની જાળગૂંથણી કરવા અને પુસ્તકાલય પ્રવૃત્તિને વ્યાપક બનાવવા માટે મુંબઇની મહાસભાવાદી સરકાર તરફથી એક સમિતિ-શ્રી. એ. એ. એ. ફ્યઝીના પ્રમુખપણા હેઠળ ડૉ. પી. એમ. જોષી. એસ. એલ. કાપડી અને આર. પી. કર્વે ( મંત્રી )ના સભ્યોના સહકારસહિતની એક સમિતિ–નિમાઇ હતી. એ સમિતિએ આ વિષે જે યોજના રજૂ કરી છે તે નીચે પ્રમાણે છેઃ—

સમિતિએ સૂચવેલી યોજનામાં ૬ વિભાગો રજૂ કરવામાં આવ્યા છે. એનું પહેલું પગથિયું એક મધ્યસ્થ પુસ્તકાલય અને ત્રણ પ્રાંત પુસ્તકાલયો સ્થાપવા ને વિકસાવવાને લગતું છે. આ યોજનાના અમલ માટે વાર્ષિક ૬૦,૦૦૦ રૂપિયાનો અંદાજ આકારવામાં આવ્યો છે.

### જિલ્લાવાર

આ યોજના માટેનું બીજું પગલું દરેક જીલ્લાના મથકે પુસ્તકાલય સ્થાપવાને લગતું છે. ઇલાકામાં ૨૦ જિલ્લાઓ છે, જે પૈકી મુંબઇ અને એનાં પરાંને એક જિલ્લા તરીકે ગણવામાં આવે છે. મુંબઇને એક ભાષાભાષી જિલ્લા તરીકે ઓળખાવી શકાય નહિ. સમિતિ આ સંબંધે સૂચવે છે કે, મુંબઇ મ્યુનિસિપાલિટીએ મુંબઇના શહેરીઓ માટે પુસ્તકાલયોની જાળગૂંથણી ગોઠવવી જોઇએ. દરમિયાન, જાહેર જનતાને મધ્યવર્તી પુસ્તકાલયની સગવડો અપાવી જોઇએ. આ બીજા પગલા માટે રૂ. ૧,૩૫,૦૦૦ નો અંદાજ ગણવામાં આવ્યો છે.

### અને તાલુકાઓ માટે

ત્રીજું પગલું દરેક તાલુકામાં પુસ્તકાલયો વિસ્તારવાને લગતું છે અને એને માટેનો અંદાજ રૂ. ૩,૨૧,૦૦૦ નો છે. ચોથા તબક્કામાં ૨૦૦૦ થી ૫૦૦૦ સુધીની વસ્તીવાળાં ગામોમાં પુસ્તકાલયો સ્થાપવાની યોજના છે. આથી ખર્ચનો અંદાજ રૂ. ૪,૮૧,૫૦૦ સુધી પહોંચી જશે. એ યોજનાથી આવા દરેક પુસ્તકાલયને વાર્ષિક રૂ. સોની મદદ મળી શકે.

આ યોજનાના પાંચમા વિભાગમાં ૧૦૦૦ થી ૨૦૦૦ ની વસ્તીવાળાં ગામોને પુસ્તકાલયો આપી શકાય. આવા દરેક પુસ્તકાલયને વાર્ષિક રૂ. ૫૦) ની મદદ મળી શકે. આ રીતે એનો અંદાજ કુલ ૬,૮૯,૦૦૦ ની રકમે પહોંચી જશે.

છેલ્લો અને છઠ્ઠો વિભાગ એક હજારથી ઓછી વસ્તીવાળા દરેક ગામને જેમની સંખ્યા ૧૭૭,૬૪૩ ની છે–આ પુસ્તકાલયપ્રવૃત્તિનો લાભ આપી શકાય. આવા દરેક નાનો પુસ્તકાલયને વાર્ષિક રૂ. ૨૫ ની મદદ મળી શકે, અને એ રીતે આખી યોજનાના અમલ માટે ૧૩,૦૦,૦૦૦ રૂપિયા જોઇએ.

### પુસ્તકાલયો માટેની મકાનની યોજના

ઉપર જણાવેલી યોજનામાં પુસ્તકાલયના મકાન અથવા એને માટેના ફર્નિચર કે અભરાઇઓના ખર્ચનો સમાવેશ કરવામાં આવ્યો નથી. પરંતુ મધ્યસ્થ પુસ્તકાલય અને

પ્રાંત પુસ્તકાલય માટે એકાદ મોટા મકાનની જરૂર રહેવાની; જ્યારે જિલ્લા અને તાલુકા પુસ્તકાલયો માટે યોગ્ય જગ્યાની સગવડ કરવી પડશે, જો કે ગ્રામ પુસ્તકાલયો સ્થાનિક શાળાઓમાં રાખવાની જોગવાઈ થઇ શકે. મધ્યસ્થ પુસ્તકાલયના મકાન માટે ઓછામાં ઓછા એક લાખ રૂપિયા જોઇએ; પરંતુ તે થોડે થોડે કરીને નક્કી કરેલી યોજના અનુસાર બાંધી શકાય. હવે ત્રણ પ્રાંત પુસ્તકાલયોના મકાન માટે પણ વિચાર કરવાની જરૂર છે જ, ભલે તે નાના પાયા પર હોય.

આથી આ સમિતિએ એવી ભલામણ કરી છે કે, સરકારે દર વર્ષે આ કામ માટે રૂ: ૫૦,૦૦૦ જુદા કાઢવા જોઇએ અને એક સારી જેવી રકમ ભેગી કરવી જોઇએ. પછી જ્યારે મકાન બાંધવાની જોગવાઇ થઈ શકે ત્યારે આવી મોટી રકમ જુદી રાખવાની જરૂર નહિ રહે.

બીજી જોગવાઇ કરવા જેવી બાબત ગ્રંથપાલો તૈયાર કરવાને લગતી છે. આ પ્રવૃત્તિ સંતોષકારક રીતે ચલાવવી હોય તો આ પુસ્તકાલયના કાર્યકર્તાઓને ખાસ તાલિમ આપવી જોઇશે. આવી તાલિમના ખર્ચને પહોંચી વળવા માટે સરકારે દરવર્ષે વધુમાં વધુ રૂા. ૧૦,૦૦૦ જુદા કાઢવા જોઇએ.

આ સમિતિ, વળી પુસ્તકાલય પ્રવૃત્તિને આગળ વધારાવા માટે પુસ્તકાલય મંડળો સ્થાપવાની પણ ભલામણ કરે છે.

## દેખરેખ

છેલ્લે, કમિટિ કહે છે કે, અમુક પ્રકારની દેખરેખની જરૂર પણ રહેશે જ; અને એ કામ એક મધ્યસ્થ સલાહકાર સમિતિને સુપ્રત થવું જોઇએ, જેમાં મધ્યવર્તી પુસ્તકાલયના, ૩ પ્રાંત પુસ્તકાલયના, ૩ મધ્યસ્થ પુસ્તકાલય મંડળના, ૩ સરકારના અને બીજા ૨ ઉપર જણાવેલા પ્રતિનિધિઓએ પસંદ કરેલા હોય. એ જ પ્રમાણે સમિતિ ભલામણ કરે છે કે, આ મધ્યસ્થ સલાહકાર મંડળને અંગભૂત એવું પ્રાંતિક સલાહકાર મંડળ હોવું જોઇએ, જેમાં સરકારના તેમ જ ઇતર હિતસંબંધ ધરાવનારાઓને સ્થાન હોય. વળી સમિતિએ ભલામણ કરી છે કે અત્યારે અસ્તિત્વ ધરાવતી સરકારી તેમ જ શિક્ષણ સંસ્થાઓમાં પુસ્તકાલયોનો, પુસ્તકાલય વિસ્તારમાં સહકાર મેળવવો અને એવાં બધાં થઇને ૨૬૮ પુસ્તકાલયોમાં તાલિમ પામેલા ગ્રંથપાલો રોકવા જોઈએ. આ માટે પણ નાણાં ઊભાં કરવાં પડશે.

## આર્થિક આંટીઘુંટી

ઉપર રજૂ કરવામાં આવેલા મુદ્દાઓની આંટીઘૂંટીનું પૃથક્કરણ કરતાં, સમિતિ સૂચવે છે કે, અત્યારે અસ્તિત્વ ધરાવતી શિક્ષણવિષયક મદદમાં આને માટે ખાસ જોગવાઇ ન થઇ શકે તો પ્રૌઢશિક્ષણ માટે નિયત કરવામાં આવેલી રકમમાંથી તેમ જ ગ્રામવિકાસ ખાતેથી, પ્રાથમિક શિક્ષણ ખાતેથી, માધ્યમિક શિક્ષણ ખાતેથી. કૉલેજ અને એવી બાબતો માટે નિયત કરેલી રકમોમાંથી આ માટે જોઇતી રકમ જુદી કાઢી શકાય. વળી જાહેર જનતામાંથી પણ આ રકમ ઊભી કરી શકાય અને જિલ્લા બોર્ડો, સુધરાઇઓ તેમ જ પંચાયતો. સહકારી મંડળીઓ અને જિલ્લા બેન્કોને આ ખર્ચમાં પોતાનો ફાળો આપવા માટે વિનંતિ કરવી જોઇએ.

## મધ્યવર્તી પુસ્તકાલય

સમિતિ ભલામણ કરે છે કે; મધ્યવર્તી પુસ્તકાલય એ સર્વસામાન્ય પુસ્તકાલય હોવું જોઇએ, જેમાં સર્વ વિષયનાં પુસ્તકો હોય; જો કે ખાસ વિષયને લગતાં પુસ્તકો ન હોય તો ચાલે; એ માટે પ્રાંતમાંનાં ખાસ પુસ્તકાલયોનો સહકાર મેળવી શકાય. એવું પુસ્તકાલય એ રેફરન્સ પુસ્તકાલયરૂપ હોવું જોઇએ, કે જેમાં હક્કધારણ ( કોપીરાઇટ )વાળાં પુસ્તકોનો સંગ્રહ મળી શકે. રૉયલ એશિયાટિક સોસાઇટિની મુંબઈ શાખાનું પુસ્તકાલય એ માટે મધ્યસ્થળરૂપ થઇ શકે.

વળી સમિતિ ભલામણ કરે છે કે, મધ્યસ્થ પુસ્તકાલય માટે મકાનની તાત્કાલિક જોગવાઈ વાસ્તે, જો આ કામ રૉયલ એશિયાટિક સોસાઇટિની મુંબઇ શાખાને સોંપવામાં આવે તો, ટાઉન હૉલનો દક્ષિણ છેડો આ પુસ્તકાલયને આપવો ઘટે. આ સંબંધે અમારો અભિપ્રાય એવો છે કે, એ અત્યારનાં મકાનમાં મધ્યવર્તી પુસ્તકાલય હમેશને માટે સમાવી શકાય નહિ, અને એ માટે કોઇ સારા સગવડભર્યાં મકાનની જોગવાઈ કરવી પડશે. વળી આ બાબતમાં સમિતિની ભલામણ છે કે દર વર્ષના બજેટમાં આ પુસ્તકાલયના મકાન માટે તેમ જ પ્રાંત પુસ્તકાલયનાં મકાન માટે અમુક રકમ જુદી કાઢવી.

## સલાહકાર મંડળ

સરકાર પાસે ગ્રામ પુસ્તકાલયોની યોજના હોવાનું લક્ષ્યમાં લઇને તેમ જ સરકારે ગણી રાખેલી યોજના અને બહાર પાડેલી પ્રેસનોટમાં જાહેર કરેલા ધ્યેય અનુસાર આ ગૂંથણીમાં એક બીજા પર આધાર રાખનાર હોવાથી ઇલાકામાં પુસ્તકાલયપ્રવૃત્તિ ધીમે ધીમે પ્રગતિ કરે, એવી યોજનાની અમે ભલામણ કરીએ છીએ. વળી અમુક શરતોએ સરકાર પુસ્તકાલયોને મદદ આપે એવી ભલામણ અમે કરી છે. અમે એવી પણ ભલામણ કરીએ છીએ કે, એક મધ્યસ્થ અને ત્રણ પ્રાંત સલાહકાર મંડળો આ પ્રવૃત્તિની દેખરેખ માટે સ્થાપવામાં આવે. તેમજ પ્રાંતોમાં પુસ્તકાલય મંડળો સ્થાપવા માટે ઉત્તેજન અપાવું જોઇએ. આ હેવાલમાં જે બીજી ભલામણો કરવામાં આવી છે તેમાં અત્યારે પ્રાંતમાં અસ્તિત્વમાં હોય તેવાં પુસ્તકાલયોનું પ્રમાણ કાઢવામાં આવે; સરકારી પુસ્તકાલયોનો ઉપયોગ કરવામાં આવે; તેમ જ શાળાઓ, કૉલેજોનાં પુસ્તકાલયો અને જાહેર સંસ્થાઓનાં પુસ્તકાલયો, જેમાં ખાસ પુસ્તકાલયો પણ આવી જાય, તેનો પુસ્તકાલયોના પરસ્પર સહકાર માટે ઉપયોગ કરાવો જોઇએ. અને પુસ્તકાલયશિક્ષણ વગેરે માટે સગવડો થવી જોઇએ.

પુસ્તકાલય પ્રવૃત્તિ અથવા એના વિકાસ અંગેના ખર્ચને પહોંચી વળવાના ઉપાયો દર્શાવ્યા છે અને એને અંગે કેવો પરસ્પર સહકાર સાધી શકાય તે પણ બતાવ્યું છે

## પ્રાંત પુસ્તકાલયો

પ્રાંત પુસ્તકાલયો સ્થાપવા બાબતમાં, સમિતિ ભલામણ કરે છે કે, ખાસ સરકારી પ્રાંત પુસ્તકાલયો સ્થાપવાની જરૂર નથી. પરંતુ અમદાવાદ ખાતેનું મ્યુનિસિપલ પુસ્તકાલય, પૂના અને કર્ણાટક શહેરમાં સીટી જનરલ લાયબ્રેરી તથા ધારવાર ખાતેના કર્ણાટક વિદ્યાવર્ધક

સંઘનાં પુસ્તકાલયોને પ્રાંત પુસ્તકાલયોનું કામ સોંપી શકાય. તેઓને જે તે ભાષાનાં–મરાઠી, ગુજરાતી અને કાનડા ભાષાનાં–કોપીરાઈટ (હક્કધારણ)નાં પુસ્તકોનો લાભ અપાવો જોઈએ.

[ નોંધ—સમિતિએ ઉપર મુજબની જે ભલામણો કરી છે તેની શરૂઆત તો અમને પેટપૂરતું જમી ચૂકેલાઓને વિશેષ જમાડવાની યોજના જેવું જણાય છે.

અલબત્ત, મધ્યવર્તી પુસ્તકાલયની અગત્ય પણ ખરી જ; પરંતુ થોડા વિદ્વત્તાભૂખ્યાઓ માટેના જ એ ઉપયોગનું સાધન થઇ પડે તેમ છે; જ્યારે સરકારનો આ સમિતિ નીમવાનો ઉદ્દેશ તો ઇલાકામાંથી નિરક્ષરતા નાબૂદ કરવા માટે પ્રૌઢ શિક્ષણ અંગેની પ્રવૃત્તિના પૂરક પગલા તરીકેનો કહે છે.

મહાસભાવાદી સરકારના વિસર્જન થયા પછી, નવા સૂત્રવાહકોએ, આ પ્રવૃત્તિના વિકાસની વિચારણા માટે જે સમિતિ નીમી હતી તેની સમક્ષ મૂકેલા મુદ્દાઓમાં મધ્યવર્તી અને પ્રાંત પુસ્તકાલયોની વિચારણા અંગેના મુખ્ય હતા; જ્યારે આ પ્રવૃત્તિ ઉપાડવા પાછળ કોંગ્રેસ સરકારનો ઈરાદો તો ગામડામાં વસતી નિરક્ષર જનતાને સજ્ઞાન કરી તેમનું વાચન વધારી તેને જ્ઞાન આપવાને લગતો હતો.

આ ઉદ્દેશ કોરાણે મુકાઇ આજે તો મધ્યવર્તી અને પ્રાંત પુસ્તકાલયોને અગત્ય અને મહત્ત્વ અપાયાં છે, અને આખી યોજનાની છેવટે ગ્રામ પુસ્તકાલયોને જાણે નછૂટકે યાદ કરવામાં આવ્યાં હોય તેવો ઉલ્લેખ થયો છે.

એટલે અમારા નમ્ર મત મુજબ તો અમને લાગે છે કે, મધ્યવર્તી અને પ્રાંત પુસ્તકાલયો માટે તાત્કાલિક પગલાં લેવાને બદલે ગ્રામ પુસ્તકાલયોની યોજના પહેલી તકે ઉપાડી લેવી જરૂરની છે.

પ્રૌઢ શિક્ષણ અંગે થયેલા ઇલાકાભરના પ્રયાસોને વધુ પ્રગતિમાન કરવા માટે આ પુસ્તકાલયો અનિવાર્ય સાધન છે. અને આ પ્રૌઢ શિક્ષણ માટેના પ્રયત્નો મુખ્યત્વે તો ગામડાંઓમાં કરવામાં આવ્યા છે એટલે એ યોજનાનાં પરિણામો મેળવવાની હકદાર તો ઓછું ભણેલી ગ્રામ જનતા જ છે. તેને માટે આ પુસ્તકાલયો અનિવાર્ય છે, જ્યારે પ્રાંતના મુખ્ય મથકે વસતા શહેરીઓ તો તેમની વાચનભૂખ કોઈ પણ પ્રકારે સંતોષવાના છે. પરંતુ જેઓ હજી હમણાં જ વાંચતાં લખતાં શીખ્યા છે અથવા વાંચતાં લખતાં શીખેલા જેઓ તેમનું એ ભણતર ભૂલી ગયા છે તેમને તેમનું વાચન કાયમ રાખવા માટે પ્રેરવા એ અત્યંત અગત્યનું કાર્ય છે. જેઓ પોતે ભણેલા ન હોવાથી અથવા ઓછું ભણેલા હોવાથી વાંચી શકતા નથી તેઓને બીજાને મુખે સાંભળવામાં રસ આવે છે તેવાઓને વાચન પ્રતિ વાળવા માટે આ પુસ્તકાલયો મહત્ત્વનાં સાધનરૂપ નીવડશે.

એટલે સમિતિની સર્વ ભલામણો માન્ય કરતાં પહેલાં સરકારે ગ્રામ પુસ્તકાલયોથી શરૂ કરી ધીમે ધીમે તાલુકા, જિલ્લા અને પ્રાંત પુસ્તકાલયો અને મધ્યવર્તી પુસ્તકાલયની સ્થાપના પર ધ્યાન દોરવું આવશ્યક છે. કેમકે પ્રાંતના કે જિલ્લાના મથકે તો એકાદ સારું પુસ્તકાલય હોય છે જ; કંઈ નહિ તો સુધરાઇઓ તરફથી આવાં ચાલતાં પુસ્તકાલયોને મદદ અપાય છે અથવા તેવાં પુસ્તકાલયો સ્થાપવાના પ્રયત્નો પણ થાય છે, એ વસ્તુ ગયા જાન્યુઆરી માસમાં અમદાવાદનાં પુસ્તકાલયોનું મળી ગયેલું સંમેલન સરસ દાખલારૂપ છે. એટલે જિલ્લાનાં કે પ્રાંતનાં મથકો સ્થાનિક અને ગામડાના સહકારપૂર્વક કામ કરે તો જિલ્લામાં અને તાલુકામાં પણ વાચનપ્રચાર વિસ્તારી શકાશે; પરંતુ ખૂણે પડેલાં ગામડાં, કે જે દેશની ઉન્નતિના પાયારૂપ આજે સર્વત્ર સ્વીકારાઇ ચૂક્યાં છે તેના તરફ આ યોજના લંબાવવાની આવશ્યકતા અમને તો વધુ લાગે છે.

અને ખરેખર, વડોદરા રાજ્યનો મુંબઇ સરકાર પાસે આદર્શ ક્યાં નથી? ઇંગ્લેન્ડની પ્રાંત પુસ્તકાલયોની યોજના સુધી સમિતિએ પોતાની દૃષ્ટિ દોડાવી છે તો ઘરઆંગણે પડેલા અનુપમ આદર્શને અપનાવવા તેણે પ્રયત્ન કરવા જેવો હતો. તેમ કરવામાં કોંગ્રેસ સરકારે પ્રેસનોટ દ્વારા પોતાની જે નેમ જાહેર કરી હતી તે જરૂર પાર પાડી શકાત. અને ગ્રામજનતાને એના બધા લાભો મળતા થાત.

આશા રાખીએ, અમારો આ અવાજ યોગ્યસ્થળે પહોંચશે. મ. પ્ર. વ્યાસ (તંત્રી) ]

# કરજણ મહાલ ત્રીજી પુ. પરિષદ

કરજણ મહાલ ત્રીજી પુ. પરિષદ ગણપતપુરા મુકામે તા. ૨૦-૪-૪૧ ના રોજ જાણીતા લોકસાહિત્યકાર અને "શારદા" માસિકના તંત્રી શ્રી. ગોકુલદાસ રાયચુરાના પ્રમુખપદે મળી હતી. આ પ્રસંગે વડોદરાથી આ પરિષદમાં ભાગ લેવા માટે વડોદરા રાજ્યના જાણીતા પ્રજાસેવક શ્રી. ચુનીલાલ શાહ, વડોદરા પ્રાંત પંચાયતના ઉપાધ્યક્ષ શ્રી. ચિમનભાઈ હ. અમીન, " યુવક " માસિકના તંત્રી શ્રી. મોહનભાઇ પટેલ, પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલ, વ. રા. પુ. મંડળના સહમંત્રી શ્રી. નાજુકલાલ ચોકસી અને પ્રચારક શ્રી. વલ્લવભાઇ વગેરે પધાર્યા હતા. પરિષદસ્થાનને સાદી છતાં સુંદર આકર્ષક રીતે સજાવવામાં આવ્યું હતું.

શરૂઆતમાં બાળકોનું સરસ્વતીસ્તવન થયા બાદ પ્રમુખપદ માટે દરખાસ્ત અનુમોદન થતાં શ્રી. રાયચુરાએ પ્રમુખસ્થાન લીધું હતું. બાદ મહાલ પુ. મંડળના મંત્રીએ વર્ષ દરમિયાન મંડળ દ્વારા થયેલાં કામકાજનું નિવેદન રજૂ કર્યું હતું.

ત્યારબાદ પરિષદની સફળતા ઇચ્છતા આવેલા સંદેશાઓ વાંચવામાં આવ્યા હતા, જેમાં પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સા. નો અને સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇના મુખ્ય હતા. શ્રી. વાકનીસ સાહેબે એઓશ્રીના સંદેશામાં નીચેની પ્રેરણા આપી હતી :

સંદેશા વંચાઇ રહેતાં પ્રમુખશ્રીએ છાપેલું વ્યાખ્યાન વાંચ્યું હતું, જેમાં તેઓશ્રીએ જણાવ્યું હતું કે,

બહેનો અને ભાઈઓ,

પુસ્તક તણા ભંડારથી, મંદિર મારૂં બહુ ભર્યું;
છૂપું હતું તે શોધવા, મુજથી બન્યું તે મેં કર્યું.
લાખો કિતાબો સામટી, વાંચ્યા છતાં પણ ના વળ્યું;
તે એક પલ સહવાસ તારે, જીવનમાં આવી મળ્યું.

પુસ્તકો વાંચવાનો હેતુ હોવો જોઇએ. ખરો વાંચનાર તો એ ગણાય કે જે વાંચીને વિચારે, વિચાર કરીને પચાવે પચાવીને જીવનમાં ઉતારે. એટલે પુસ્તક વાંચનાર જો પુસ્તકને ખરી રીતે વાંચે, જીવનમાં જાણવા જેવી બાબતો પુસ્તકોમાંથી શોધી કાઢે તો એ પોતે પોતાનો ગુરુ બનીને વિકાસ સાધી શકે છે.

પુસ્તકાલય પરિષદો ભરવામાં મારી દૃષ્ટિએ તો-મુખ્ય વાત એક જ દેખાય છે કે-વર્ષ દરમ્યાન પુસ્તકાલયમાં એવા વાંચનારાઓ કેટલા આવ્યા કે જે જીવનવિકાસની દૃષ્ટિએ વાંચે છે અને એ વાંચનારાઓએ શું શું વાંચ્યું એની નોંધ લેવી.

### અનોખું 'પાવરહાઉસ'

વડોદરા રાજ્યની વિશિષ્ટતાઓમાં વાંચનાલય અને પુસ્તકાલયની એની વિશિષ્ટતાએ સમગ્ર ભારતવર્ષમાં એને ઉજ્જવળ સ્થાન અપાવ્યું છે. આજે જુદાં જુદાં રાજ્યો વીજળીની બત્તીઓ આપવાને વીજળીનાં 'પાવર હાઉસ' માટે લાખો રૂપિયા ખર્ચે છે. એ રીતે ગામના અને શહેરના મહોલ્લાઓને પ્રકાશ આપવાની યોજના કરનાર એ રાજવીઓએ પ્રજાના દિલમાં પ્રકાશ આપનાર 'પુસ્તકાલયો'ની યોજના પહેલી તકે કરવી જોઇએ આજે

'પાવર હાઉસ'ની માફક 'પુસ્તકાલય' સ્થાપવામાં વડોદરા અગ્રસ્થાને છે અને એને માટે વડોદરાનાં રાજાપ્રજા જરૂર ગૌરવ લઈ શકે.

## એટલાંથી બસ નથી.

પણ માત્ર 'પુસ્તકાલય' સ્થાપવાં એટલેથી એ પુસ્તકાલયનું કામ પતતું નથી. લાખો કિતાબો પુસ્તકાલયમાં ભરી હોય, એનાં રંગબેરંગી પૂંઠાંઓથી પુસ્તકાલયોનાં કબાટો પ્રદર્શનમાં મૂકવા જેવાં બન્યાં હોય, એના વાંચનાલયના ટેબલ પર એકેએક માસિક પત્ર, અઠવાડિક પત્ર અને દૈનિકનાં દર્શન થતાં હોય એથી એ પુસ્તકાલયના કાર્યની સિદ્ધિનો આંક ન મૂકી શકાય; એની સિદ્ધિ તો છે એના ઉપયોગમાં.

આ પ્રકારની નાનીમોટી પુસ્તકાલય પરિષદો એટલા માટે ભરવી જોઈએ કે એ પોતપોતાના પ્રાંતમાં, મહાલમાં, કસ્બામાં, ગામમાં પુસ્તકાલયનો વાંચનાલય સહિત કેવો ઉપયોગ થાય છે એની નોંધ રાખે, એની ચર્ચા કરે, એના માર્ગ નક્કી કરે.

અને આવી પરિષદનો પ્રમુખ એ માત્ર ભાષણિયો પ્રમુખ ન હોવો જોઈએ, પણ બીજી પરિષદ ભરાય ત્યાં સુધી, જે મહાલમાં પરિષદ ભરાઈ હોય એ મહાલનાં પુસ્તકાલયોના સાચા ઉપયોગ માટે માર્ગદર્શન આપ્યા કરે.

## પુસ્તકાલયના સાચા ઉપયોગનો અર્થ

પુસ્તકાલયનો સાચો ઉપયોગ એટલે શું ! એ પ્રશ્ન આજે આપણે વિચારીએ. દાખલા તરીકે આ ગણપતપુરાનું પુસ્તકાલય લઈએ. એના જે ભાઈ ગ્રંથપાલ હોય એ આખા વર્ષ દરમ્યાન કેટલાં પુસ્તકો વંચાયાં એની નોંધ જરૂર રાખતા હશે. સાથે સાથે કઈ કઈ જાતનાં પુસ્તકો વર્ષ દરમ્યાન વાંચનારાંઓ લઈ ગયાં એની નોંધ પણ એમની પાસે હોવી જોઈએ. કયાં પુસ્તકો, કોઈપણ એને અડકતું ન હોય એવી રીતે કબાટમાં ઘર કરીને પડયાં છે, એ પણ એ જાણતા હશે. જે પુસ્તકો વંચાયાં એમાં વિશેષ કયાં વંચાયાં એની યાદી પણ વર્ષ આખરે એ તૈયાર કરતા હશે જ. કયો ગ્રંથકર્તા વધુ વંચાય છે એનું સરવૈયું પણ એ ધારે તો વર્ષ આખરે કાઢી શકે છે. આવી રીતે દરેક પુસ્તકાલયનો ગ્રંથપાલ પોતાની એ નોંધ, યાદી કે પોતાનો અનુભવ આવી પરિષદોમાં રજૂ કરે તો પુસ્તકાલયના ઉપયોગના નવનવા માર્ગ એની મેળે આપણને સૂઝે.

શહેરના પુસ્તકાલયનો વાંચનાર જુદો છે. અને ગામડાના પુસ્તકાલયનો વાંચનાર જુદો છે. શહેરના વાંચનાર જે પુસ્તકોને પોતાનાં કરે છે એ પુસ્તકો ગામડાના વાંચનારનાં પ્રિય પુસ્તકો થાય છે કે કેમ ? એ પ્રશ્નનો જવાબ અનુભવી ગ્રંથપાલો જ આપી શકે.

## ગામડાના પુસ્તકાલયમાં કેવાં પુસ્તકો વસાવાય ?

પણ આ વાતનો મારી દૃષ્ટિએ વિચાર કરતાં લોકવર્ગના એક અદના અભ્યાસી તરીકે હું એટલું તો જરૂર કહીશ કે ગામડાનાં પુસ્તકાલયોમાં સરળ સાદી ભાષામાં લખાયલાં પુસ્તકો જ લોકહૃદયનાં સાથી બની શકે છે. સહેલી ભાષા હોય, સરળ વિચારણા હોય, ગામડાંને રૂચે તેવી વસ્તુ હોય, માનવીને ખીલવે એવી વિશુદ્ધ રસિકતા હોય, વાચનમાં રસ આવે એવા પ્રસંગો હોય: આ જાતનાં પુસ્તકો ગામડાંઓમાં વિશેષ પ્રમાણમાં હોવાં જોઈએ. પછી એ પુસ્તકો નવલકથાનાં હો, નવલિકાનાં હો; પ્રવાસનાં હો, જીવનચરિત્રનાં હો; વિજ્ઞાનનાં હો કે તત્ત્વજ્ઞાનનાં હો. આ વિચારણા સાથે બીજો એક પ્રશ્ન એ ઊઠે છે કે વિવિધ વિષયનાં સરળ ભાષામાં લખાયલાં આપણે ત્યાં પુસ્તકો કેટલાં ? આપણો નવલકથા-

કાર પોતાની વિદ્વત્તા બતાવવા 'જડબાંતોડ' ભાષામાં એની નવલકથા રચે, આપણો નવલિકાકાર પોતે ખૂબ ભણેલો છે એ બતાવવા એના લખાણમાં ભારોભાર અઘરા શબ્દોના ઓઘ ભરે, એ ભલે શહેરનાં પુસ્તકાલયોમાં સ્થાન પામે, પણ ગામડાંમાં તો લોકસમૂહ ઝીલી શકે એવી લોકભાષામાં લખાયલાં પુસ્તકો જ ઉપયોગમાં આવી શકે છે.

આટલું જો આપણે નકકી કરી લઇએ કે ગામડાના પુસ્તકાલયમાં વાંચવા આવનારને એને સમજ પડે, એને પચે એવી ભાષામાં લખાયલાં પુસ્તકો આપણે આપવાં છે તો પછી આપણે એ પ્રકારનાં પુસ્તકોની યાદી તૈયાર કરવી પડશે. એ યાદીમાં પુસ્તકોની સંખ્યા જો પૂરતી ન હોય તો એ પ્રકારનાં પુસ્તકો આપણે તૈયાર કરીને ગામડાંઓને પૂરાં પાડી શકીએ ખરા ?

## એવું સાહિત્ય ઉપજાવવાની અગત્ય

વડોદરા રાજ્ય પૂરતા આ પ્રશ્નને માટે હું પોતે જવાબ આપીશ કે વડોદરા માટે એ શકય છે. સત્તર વર્ષનો મારો વડોદરા સાથેનો સંસર્ગ મારી એ આશાને વેગ આપે છે કે વડોદરા રાજ્ય ધારે તો ગામડાંઓના વાંચનારાઓ ઝીલે એવાં વિવિધ વિષયનાં પુસ્તકો મોટી સંખ્યામાં તૈયાર કરાવી શકે છે. વડોદરા રાજ્યે સાહિત્યના પ્રચાર માટે જેમ યોજનાઓ કરી છે, એવી જ રીતે સાહિત્ય તૈયાર કરવાની વડોદરા રાજ્યની યોજનાઓ પણ સુપ્રસિદ્ધ છે. જેમને જેમને હસ્તક એ કામ સોંપાયું છે, એમની સમક્ષ ગામડાંઓનાં પુસ્તકાલયો માટે નવીન સાહિત્ય તૈયાર કરવાની આ સૂચના હું રજૂ કરૂં છું, અને ખાતરી આપું છું કે એ કાર્યમાં માગે તેટલો સહકાર આપવા હું સદૈવ તૈયાર રહીશ.

## એ સંસ્થા પાસેથી રખાતી આશા

વડોદરાની પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, એ સંસ્થા તરફ હું હમેશાં મીટ માંડી રહ્યો છું કે એ સંસ્થા આજે વડોદરા રાજ્યનાં સર્વ પુસ્તકાલયોને પસંદગીનાં પુસ્તકો પૂરાં પાડવાનું કાર્ય જે રીતે કરે છે એ રીતે ગામડાંનાં પુસ્તકાલયોમાં હોવાં જોઇએ એવાં પુસ્તકોના પ્રકાશનનું કાર્ય પણ એ ઉપાડી લ્યે. એ દિવસની હું રાહ જોઇ રહ્યો છું કે જે દિવસ ગુજરાતનો એકેએક શિષ્ટ લેખક ગામડાંઓનાં પુસ્તકાલયો માટે ગામડાંને અનુકૂળ આવે એ ઢબે પુસ્તકો તૈયાર કરે અને એ સર્વ પુસ્તકોનું પ્રકાશનકાર્ય પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ કરતું હોય. વડોદરાને આંગણે, આ રીતે ગુજરાતના સર્વ શિષ્ટ લેખકોની પ્રકાશનસંસ્થા તરીકે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, વડોદરાની સાહિત્યપ્રવૃત્તિને ગૌરવ અપાવે એવી મારી આશામાં આપ સહુ આપનો પણ સૂર પુરાવશો એવી આશા સહિત આ વાત અત્રે રજૂ કરી છે.

ગામડાંનાં પુસ્તકાલયો આ રીતે ગામડાંને અનુકૂળ આવે તેવું સાહિત્ય આપે; સાથે સાથે ગામડાની પ્રજા એક પગલું આગળ વધે એ પ્રકારની સાહિત્યપ્રવૃત્તિ પણ એ પુસ્તકાલયો મારફત થવી જોઇએ.

## એ પ્રાચીન પ્રથાને સજીવ કરો.

ગામડાંનો જે વર્ગ નિરક્ષર છે એ વર્ગમાં રસ ઉત્પન્ન કરવા માટે, એ વર્ગને આડકતરૂં શિક્ષણ આપવા માટે, અગાઉ જે રીતે માણભટ્ટ અને કથાકારની સંસ્થાઓ હતી એ સંસ્થાઓને ફરીથી જીવતી કરવી જોઇએ. લોકભાષામાં, લોકવર્ગને રૂચે તેવી રીતે લોકોને સાહિત્ય સંભળાવવા માટે ગામેગામ પ્રબંધ થવાની જરૂર છે. મારા ચારણ મિત્રો રામાયણ

અને મહાભારતના પ્રસંગો એમની જોમભરી વાણીમાં જ્યારે રજૂ કરે છે ત્યારે વડોદરા રાજ્યનાં ગામડાંઓનાં પુસ્તકાલયો, રાત્રિને વખતે એ પ્રસંગો પોતપોતાનાં ગ્રામ્યજનોને સંભળાવે, એવી ઇચ્છા મને થયા જ કરે છે. લોકશિક્ષણ માટે આ જાતના પ્રયાસો અતિઆવશ્યક છે. પુસ્તકો વાંચનાર પણ જ્યારે એના લેખકની પાસેથી એ પુસ્તકની રસસામગ્રી સાંભળે છે ત્યારે એને એમાં અધિક રસ પડે છે. એકાદ કાવ્યનું પુસ્તક વાંચીએ એના કરતાં એ કાવ્યોનો રચનાર કવિ જ્યારે સ્વકંઠે એ કાવ્ય સંભળાવે ત્યારે એની ઓર અસર થાય છે. એટલે પ્રસંગે પ્રસંગે પુસ્તકાલયો તરફથી આ પ્રકારનું પ્રચારકાર્ય પણ કરવાની જરૂર છે. આ પ્રકારની પુસ્તકાલય પરિષદમાં બહુ ઠરાવો કે બહુ ચર્ચાઓ કરવાને બદલે એક જ વાત તરફ લક્ષ અપાય કે ગામડાંના પુસ્તકાલયમાં કયા પ્રકારનું પુસ્તક વધારે વંચાય છે અને એ પ્રકારનાં વધુ પુસ્તકો શી રીતે એ પુસ્તકાલયને મળી શકે એ વિચારાય તો દર વર્ષે પુસ્તકાલય-પ્રવૃત્તિ એક પગલું આગળ વધી શકશે.

કરજણ મહાલે મને પ્રમુખ તરીકે આ સેવા કરવાની તક આપી છે એ માટે આપ સહુનો હું આભાર માનું છું. પ્રમુખ એટલે વધુ સેવા કરનારો. મને એ સેવા કરવાની ઘડી સાંપડી છે તો આપને કહું છું કે માત્ર અમુક કલાકો માટે નહિ પણ આપનો મહાલ બીજી પરિષદ ભરે ત્યાં સુધી આપણે સાથે મળીને ગામડાંઓનાં પુસ્તકાલયો માટે કંઇ કરી શકીએ એવું કંઇક જરૂર કરજો.

### અશિષ્ટ જાહેરખબરોની આંધી

હું તો એ સ્થિતિ જોવા ઇચ્છું કે ગામડાંનાં પુસ્તકાલયોના વાંચનારાઓ સારા નરસાનો વિચાર કરે એવી સ્થિતિ એને પ્રાપ્ત થાય. અને જે દૈનિક, જે અઠવાડિક કે જે માસિક પત્રમાં અશિષ્ટ જાહેર ખબરો હોય, લોકોને નીચે પાડનારૂં વાચન હોય, પિતા-પુત્રી સાથે વાંચતાં શરમાય એવું સાહિત્ય હોય. એવાં પત્રો " અમારે ન જોઇએ " એવું કહેનારા થાય. આવો વાચકવર્ગ જે દિવસે દેખાશે તે દિવસે આવી પરિષદોની સાર્થકતા સમજાશે.

પ્રમુખ તરીકે આટલા શબ્દો મેં કહ્યા છે એ પુસ્તકાલયપ્રવૃત્તિના જનક, મ્હારા મિત્ર અને આપ સહુના પ્રિય કાર્યકર સ્વર્ગસ્થ શ્રી. મોતીભાઇ અમીનને હું શ્રદ્ધાંજલિ આપતો હોઉં એ રીતે કહ્યા છે. કારણ કે મારી સાથે કલાકો સુધી એમણે એ વિષે વાતો કરી છે કે મહાગુજરાતના વાંચનારાઓ સમક્ષ સાદી ભાષામાં, શિષ્ટ અને સારૂં સાહિત્ય આપણે આપવું છે. એ મહાન આત્માના એ અભિલાષ સફળ થાઓ એવી પ્રાર્થના સહિત ફરીવાર એ કાવ્યની કડી બોલીએઃ

લાખો કિતાબો સામટી વાંચ્યા છતાં પણ ના વળ્યું;
તે એક પલ સહવાસ તારે જીવનમાં આવી મળ્યું.

ત્યારબાદ ઠરાવોનું કામ હાથ પર લેવામાં આવ્યું હતું. જેમાંના પહેલા બે પ્રમુખ-સ્થાનેથી રજૂ થતાં સર્વાનુમતે પસાર થયા હતા.

**ઠરાવ ૧ લો** શ્રીમંત મહારાજા સા. ના રાજ્યઅમલમાં પુ. પ્રવૃત્તિ ફાલેફૂલે એવી અભિલાષા વ્યક્ત કરતો તેમજ રાજકુટુંબના દીર્ઘાયુષ્યનો. અને ઠરાવ **બીજો** પુ. ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલ કાયમ થવા બદલ હર્ષ પ્રદર્શિત કરી તેઓ સ્વ. મોતીભાઈ અમીન સા. ના પગલે ચાલે એવી ઇચ્છા વ્યકત કરતો હતો.

ઠરાવ ૩—પુસ્તકાલય પ્રવૃત્તિની શકયતા શિષ્ટ વાચનના પ્રચારમાં જ રહેલી છે એમ આ પરિષદ માનતી હોવાથી રાજ્ય પુ. મંડળ તરફથી યોજાતી પરિષદોનો લાભ લેવા લેવડાવવા સર્વ કોઇને ભલામણ કરે છે, તેમ જ કરજણ મહાલના વિદ્યાર્થીઓ માટે સ્વતંત્ર પરીક્ષા મે માસમાં લેવાની છે તેનો લાભ લેવા આગ્રહભરી વિનંતિ છે.

દરખાસ્ત—મોતીભાઇ કુબેરભાઇ પટેલ અનુ૦—પુરૂષોત્તમ કાશીભાઇ પટેલ

**ઠરાવ ૪—નાનાં મોટાં કુટુંબીજનો સાથે બેસીને વાંચી શકે એવાં છાપાં માસિકોમાં તેમ જ કેટલીક વાર શિષ્ટ લેખકોનાં પુસ્તકોમાં પણ દવા વગેરેની અશિષ્ટ જાહેર ખબરોને સ્થાન મળે છે તે પ્રથા તરફ આ પરિષદ સખત અણગમો જાહેર કરે છે અને એ બદીને સદંતર બંધ કરી દેવાની શિષ્ટ તંત્રીઓને તેમ જ પ્રકાશકોને આગ્રહભરી વિનંતિ કરે છે.**

દરખાસ્ત—ડાહ્યાભાઇ દેસાઇભાઇ અનુ૦—ભાનુશંકર ધનસુખરામ

ઠરાવ ૫—પુસ્તકાલય પ્રવૃત્તિની સુવ્યવસ્થા તથા સંગીનતાની દૃષ્ટિએ પુસ્તકાલય ખાતાએ "પુસ્તકાલય" માસિકના ૧૯૪૦ ના ઑકટોબર અંકમાં પ્રસિદ્ધ કરેલી સૂચના નં. ૯ ને આવકારપાત્ર લેખે છે અને તેમાં દર્શાવેલી બાબતોનો અમલ કરી દેખાડવાની મહાલની પુ. પ્રવૃત્તિના કાર્યકરોને ભલામણ કરે છે.

દરખાસ્ત—ભાનુપ્રસાદ અંબાશંકર જોષી અનુ૦—મલંગશા ઉમેદશા દિવાન

ઠરાવ ૬—કેટલાંક પુસ્તકાલયોમાં જીર્ણ થએલાં અને ઉધઇ ખાધેલાં પુસ્તકો પ્રચારકોની તપાસણીમાં જોવામાં આવે છે. આવાં પુસ્તકો બીજાં સારાં પુસ્તકોને ખરાબ કરે છે, તેમ જ કબાટમાં જગ્યા રોકે છે. સબબ. તેવાં પુસ્તકો કમી કરાવવા આ પરિષદ પુસ્તકાલયના મંત્રીઓને આગ્રહભરી વિનંતિ કરે છે.

દરખાસ્ત—છોટાભાઇ નરભેરામ પંડયા. અનુ૦—જીવાભાઇ છોટાભાઇ પટેલ.

ઠરાવ ૭—ઘટતી જતી સરકારમદદને અંગે ઉપસ્થિત થતા પુસ્તકાલયોની નિભાવણીના પ્રશ્નને પહોંચી વળવા માટે તાલુકાના દરેક પુસ્તકાલયની સદ્ધરતા માટે કાયમ ફંડની રકમ વધારવા તરફ પૂરતું લક્ષ આપવા તથા તેવી દોરવણી જે તે પુસ્તકાલયની સ્થાનિક જનતાને આપવા દરેક પુસ્તકાલયના ગ્રંથપાલ ભાઇઓને આ પરિષદની આગ્રહભરી ભલામણ છે.

દરખાસ્ત—મોતીભાઈ ઉમેદભાઇ પટેલ અનુ૦—ઈશ્વરભાઇ નાગજીભાઇ

ઠરાવ ૮—ગ્રંથમાળાનાં પાછલાં વર્ષનાં પુસ્તકોનો આખો સેટ ગ્રંથમાળાના લવાજમે જે તે ગ્રંથમાળા આપે છે. સદરહુ આખા વર્ષનો સેટ છુટક કિંમતે ખરીદતાં કિંમત વધારે થાય છે તો સદરહુ આખા સેટ લવાજમ કિંમતે જ મંડળ મારફત મળી શકે તે પ્રમાણે વ્યવસ્થા થવા માટે આ પરિષદ વિનંતિ કરે છે.

દરખાસ્ત—ભાનુપ્રસાદ અંબાશંકર જોષી અનુ૦—જીવાભાઇ છોટાભાઇ પટેલ

ઠરાવ ૯—પુસ્તકાલયના કામે ગ્રામ પંચાયતોએ મદદ આપવાનું ધોરણ ઠરેલું છે. છતાં આ મહાલનાં કેટલાંક ગામોને આ મદદ મળતી નથી અને કેટલેક ઠેકાણે બજેટમાં રકમ મૂકવા છતાં તે અદા થતી નથી; તો આ મહાલનાં પુસ્તકાલયોના કાર્યકર્તાઓને દરસાલ ધોરણસર મળી સકતી મદદ મેળવવા પોતપોતાની પંચાયતો પાસે દરસાલ સવેળા માગણી કરીને મંજુર કરાવી લેવાની કાળજી રાખવાની ભલામણ આ પરિષદ કરે છે અને તે સમયસર અદા થઇ જાય તે માટે જરૂરી હુકમ કાઢવા મહાલ વહીવટદાર સાહેબને વિનંતિ કરે છે.

દરખાસ્ત—શંકરભાઇ ગિરધરભાઈ અનુ૦—અમૃતલાલ વ. શાહ

ઠરાવ ૧૦—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ પુસ્તકાલયોએ પોતેજ પોતાના સહકારથી ઊભું કરેલું છે અને તે સતત પુસ્તકાલયોની સેવા કરે જાય છે, જેથી આ પરિષદ પુસ્તકાલયના મંત્રીઓને વિનંતિ કરે છે કે બીજે સ્થળેથી પુસ્તકાલયને લગતું સાહિત્ય ન

ખરીદતાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ વડોદરામાંથી જ ખરીદવું.

**દરખાસ્ત—મંગળભાઇ જેશિંગભાઈ પટેલ** **અનુ૦—શંકરભાઇ ગિરધરભાઇ પટેલ**

**ઠરાવ ૧૧**—તાલુકાનાં જૂથમંડળો પુસ્તકાલયોની વ્યવસ્થા સંગીન બને અને વાચન-પ્રચાર વધુ થાય એ હેતુથી રાખેલાં છે. પણ જૂથમંડળો હજી જોઇએ તેવાં કામ કરતાં નથી; જેથી જૂથમંડળો જાગ્રત થઇ નિયમ પ્રમાણે પોતાને કરવાનાં કામ નિયમિત અને ખંતથી કરે અને પુસ્તકાલયોને આદર્શ બનાવવામાં પોતાનો ફાળો આપે એવી આ પરિષદ જૂથમંડળોને વિનંતિ કરે છે.

**દરખાસ્ત—રણછોડભાઈ ઝવેરભાઇ પટેલ** **અનુ૦—રતિલાલ મૂળજીભાઇ શાહ**

ઠરાવ ત્રીજાની ઉપયોગિતા સંબંધે શ્રી. ઉમેદભાઇએ કેટલુંક વિવેચન કર્યું હતું. તેઓએ જણાવ્યું હતું કે, આ ઠરાવ અત્યારસુધી મળેલી અનેક પરિષદોમાં આવી ગયો છે, પણ તેનું જોઇએ તેવું પરિણામ હજી આવી શક્યું નથી. શિષ્ટ વાચનના પ્રચાર માટેની આ એક ચાવી છે. આવી પરીક્ષાનો લાભ ઓછો કેમ લેવાય છે ? આવી પરીક્ષાઓમાં પરીક્ષાની દષ્ટિએ કે ઈનામની લાલચે ભલે ન બેસો; પણ એવું સારૂં પુસ્તક વાંચવા માટે પણ બેસવું જોઇએ આખા રાજ્યમાં પ્રચાર કરાતી આવી પરીક્ષામાં માત્ર બસો જેટલા જ વાચકો બેસે તે આંકડો બહુ ઓછો છે. આવાં શિષ્ટ વાચનનાં પુસ્તકો માટે તો ઉત્કંઠા જાગવી જોઇએ. એમાં તો ઉમળકાની જરૂર છે. હું તો શ્રી. ચોકસીથી વિરુદ્ધ મત દર્શાવીને પણ કહું છું કે, પરીક્ષાપત્ર લખતી વખતે ભલે પુસ્તક ઉઘાડું રાખીને પણ તેના જવાબો લખો, પણ એ શિષ્ટ પુસ્તકો વાંચો, એ જ આ પરીક્ષાનો હેતુ છે. મને તો લાગે છે કે, આ શિષ્ટ વાચનની પરીક્ષાનો અખતરો મોળો પડતો જાય છે, તેમ ન થવું જોઇએ. રાજ્ય-ભરમાં સેંકડો જણે આવાં શિષ્ટ પુસ્તકો વાંચી તેની પરીક્ષામાં બેસવું જોઇએ.

બાદ શ્રી. વલ્લવભાઇએ જણાવ્યું કે, આ પરીક્ષામાં ઊંચે ક્રમે ઉત્તીર્ણ થનારને ઇનામ આપવાની પ્રથા છે. એ ઇનામો જાહેર પ્રસંગોએ અપાય એવી ભલામણ શ્રી. વાકનીસ સાહેબે કરેલી અને તે સ્વીકારાઈ હતી. આજે આ પરિષદ પ્રસંગે, આ મદાલમાંથી ઉત્તીર્ણ થનારને પરિષદના પ્રમુખશ્રીના હસ્તે એ ઇનામ અપાય એ ઇષ્ટ છે. તેથી તે પ્રમુખશ્રીના હસ્તે અપાશે.

આ ઠરાવ પરત્વે પ્રમુખશ્રીએ પોતાનું મંતવ્ય રજૂ કરતાં જણાવ્યું કે, આવી પરીક્ષામાં તો હું પોતે પણ બેસું. એક સિદ્ધાંત છે કે જે તરી શકે તે તારી શકે; તેમ જે સારાં શિષ્ટ પુસ્તકો વાંચે તે વંચાવી પણ શકે. આપણે ઇચ્છીએ કે, આવતી પરીક્ષામાં બેસનારની સંખ્યા હજાર સુધી પહોંચે. લોકો ધર્માદા કામો કરે છે તેના કરતાં પણ આ જ્ઞાનદાન તો ચડિયાતું છે. બાદ ઠરાવ પસાર થયો હતો

**અશિષ્ટ જા.ખ ના ઠરાવ ૪** પર બોલતાં શ્રી. ઉમેદભાઇએ જણાવ્યું કે, આ ઠરાવ અતિ અગત્યનો અને મહત્ત્વનો છે. મારી પાસે ભલામણ માટે એક પુસ્તક આવ્યું હતું. તેમાં અહીં ન કહી શકાય તેવી અશિષ્ટ જાહેરાતો હતી અને તેમાં કેટલીક તો પુસ્તકના લખાણની આજુબાજુનાં પૃષ્ઠોમાં આપવા ઉપરાંત વાચનવિભાગમાં પણ હતી. આથી મેં તે પુસ્તક ભલામણ માટે નામંજુર કરી, તેમને તેવી જાહેરાતો રદ કરી પછી ભલામણ માટે મોકલવા જણાવ્યું હતું. પુસ્તકો મંજૂર કરતી વખતે આવાં પુસ્તકો માટે મને મૂંઝવણ આવે છે. તમારે ત્યાં આવી જાહેરાતોવાળાં જૂનાં પુસ્તકો હશે યાય તેને બદલે ફરી વસાવવાની વખતે તેવાં ન લેવાય તે જોશો. આ બાબત તમો કાળજી રાખશો તો મારૂં કામ પણ હળવું થશે.

આ વિષે પ્રમુખશ્રીએ જણાવ્યું કે, આ ઠરાવ એ માત્ર વડોદરા રાજ્ય માટે જ નહિ, પણ સમસ્ત ગુજરાતના હિતનો છે. આ ઠરાવ વર્તમાનપત્રોમાં–પુસ્તકોમાં છપાતી અશ્લીલ–અશિષ્ટ જાહેરાતો બંધ કરાવવાને લગતો છે; પત્રકારોને આ વિષે જણાવી સક્રિય કાર્ય કરવા જેવો છે. સમગ્ર દોઢ હજાર પુસ્તકાલયોનો એકસામટો અવાજ જો ઉઠશે તો પત્રકારોને એમની આવી. જા. ખ. ને લગતી નીતિ જરૂર બદલવી પડશે. બાદ શ્રી. ચોકસીએ જણાવ્યું કે, આવો ઠરાવ આ અગાઉ માલસર મુકામે મળેલી પરિષદમાં થયો હતો. એને લગતો પરિપત્ર પત્રકારો પર મોકલાયો હતો, પરંતુ એનું પરિણામ શૂન્યમાં આવ્યું છે. આજે આ ઠરાવને શ્રી. રાયપુરાનો પણ ટેકો મળે છે. એટલે આપણે સફળતાને કિનારે છીએ.

**" સયાજી વિજય " આવે છે ને તેનાં પાનાં ઉઘાડતાં આવી જાહેરખબરો નજરે પડે છે અને પાસે બેઠેલું બાળક પૂછે છેઃ " બાપુજી ! આ " મહિલાજીવન "નો અર્થ શું ? એ શું છે ?" મારે એ બાળકને શું જવાબ આપવો તે વિચારવું પડે છે. આવી જા. ખ લેવા માટે પૂછવામાં આવતાં તેઓ જા. ખ. પર નભતાં હોવાનું જણાવે છે. મારું તો માનવું છે કે, આવી જાહેર ખબરો લઈ જનતાને હાનિ પહોંચાડીને જીવવા કરતાં મરવું બહેતર છે.**

આ બાબતમાં શ્રી. ઉમેદભાઇએ આગળ જણાવેલા પુસ્તક માટે લીધેલા પગલાનો દાખલો સરસ છે. આ ઠરાવ દરેકે દરેક મહાલે પસાર કરવો જોઇએ અને જબ્બર આંદોલન જગાવવું જોઇએ. આને લગતી પત્રિકાઓ પ્રકટ કરી પત્રકારો પર મોકલીશું. અને આપણે સૌ એ બાબતમાં લાગવગનો ઉપયોગ કરીશું.

આ સંબંધે શ્રી. ચુનીલાલ શાહને કંઇક કહેવા વિનંતિ થતાં તેઓશ્રીએ જણાવ્યું કે, અહીં આવ્યો ત્યારે મેં કંઇ ન બોલવાનું નક્કી કર્યું હતું. પણ મારી સ્થિતિ તો ચંદ્રકાન્તમાં આવતા ધણી–ધણિયાણીના દાખલા જેવી છે. હું આ તાલુકાનો તો પ્રજામંડળનો થતા પહેલાંનો હતો, અને આજે અહીં તેથી આવ્યો છું તેમાં કેટલાકને પ્રજામંડળની ગંધ આવતી હશે. " સમાજશિક્ષક "નો એક અંક વાંચ્યા પછી તો મેં નક્કી કર્યું કે, શિક્ષકોને દૂરથી જ પ્રણામ કરવા; છતાં અહીં બોલવા કહો છો તો આ ઠરાવ કરતાં મારું તો કહેવું છે કે **તમે જ્યાં જ્યાં એવી અશિષ્ટ જા. ખ. જુઓ ત્યાં ત્યાંથી તેની નોંધ કરતા ચાલી તેની યાદી ખાતાને આપો. હરકોઈ દૈનિક, અઠવાડીક કે માસિકના માલિકને ખબર આપી દેવી. પછી ભલે તે " સયાજી વિજય "ના તંત્રી હોય કે ગમે તે હોય. તેમને તમારે જણાવી દેવું જોઇએ કે, તમારા પેપરમાં આટલી આટલી અશિષ્ટ જા. ખ. આવી છે માટે તમારું પેપર કે પુસ્તક પુસ્તકાલયમાં નહિ લેવાય.** પણ આપણે તો આપણા ઘર લૂંટનારને પણ આવકાર આપીએ છીએ. તમે આવી યાદી તૈયાર કરશો તો હું તમને ' પ્રજામંડળ " પત્રિકામાં તે માટે થોડી જગા આપીશ. અહીં હું " પ્રજામંડળ " પત્રિકાનો દાખલો આપું. " પ્રજામંડળ " અઠવાડીક પ્રકટ કરવાનું નક્કી થયું ત્યારે એક પક્ષ એવા મતનો હતો કે જા. ખ. લેવી.

**જેમાં માત્ર ભાટાઈ જ હોય છે.**

તેઓ કહેતા કે " પ્રજામંડળ " પગભર થશે અને સારો નફો રહેશે. અને " પ્રજામંડળ "ને તો જા. ખ. મળી જ રહેશે. પણ મેં જણાવી દીધું કે, પત્રિકા મારા હાથે ચાલશે ત્યાં સુધી તો તેમાં જા. ખ. નહિ જ આવે. એ જાહેર ખબરોમાં વેપારીઓની ભાટાઇ જ હોય છે,

**એ જા. ખ. પચાવવાની એમનામાં તાકાત નથી**

એટલે તમારે પુસ્તકો છાપનારને જણાવી દેવું કે, અમે તો જા. ખ. વિનાનાં જ પુસ્તકો લઈશું. અમારા વાચકો અજ્ઞાન, સાદા ને સીધા છે. તમારી જા. ખ. પચાવવાની તેમનામાં તાકાત નથી. વળી તેમને જણાવી દેવું જોઈએ કે, આવી જા. ખ. જતી રહેતાં તેના કાગળ-છપામણીનો ખર્ચ પણ ઓછો થશે. એ પત્રકારોને જણાવી દો કે, ગામડાંઓ માટે આવી જાહેરાત કરશો નહિ. અમારા લોકો ખુલ્લાં હવા-ઉજાશમાં રહે છે એટલે તેઓ તો તંદુરસ્ત છે; તેમને આવી જાહેરાતોની જરૂર જ નથી. આપણે આમ કરવાથી એ પુસ્તક કે પત્રને બંધ કરતા નથી, પણ એમાં આવતી અશિષ્ટ જા. ખ. ને બંધ કરીએ છીએ. બાદ પ્રમુખે પણ પોતાના વિચારો દર્શાવતાં ઠરાવ પસાર થયો હતો.

**ઠરાવ ૯ પુસ્તકાલય સ. સ. મંડળ લિ. સંબંધેનો** હતો દરખાસ્ત રજૂ થયા પછી તેને અનુમોદન આપતાં શ્રી. શંકરલાલે જણાવ્યું કે, અત્યાર અગાઉના ઠરાવમાં જે મંડળ સંબંધે આપણે બોલ્યા છીએ તેને જ લગતો આ ઠરાવ છે. આ મંડળ પુસ્તકાલયોનું છે. એ પુસ્તકાલયોની ઘણા વખતથી સેવા કરે છે. એ પુસ્તકાલયોની માતા જેવું છે. પણ હવે એક બીજી બનાવટી માતાની માફક કોઈ લલચાવનાર મળે તો તે તરફ કોઈ લલચાય નહિ—તે માટે ટૂંકી દષ્ટિ ન રહે તે માટે આ ઠરાવ છે. અલબત્ત, મંડળ સાથેના કામકાજમાં પડતી અડચણો આપણે જણાવવી, પણ બધો વ્યવહાર તો મંડળ સાથે જ રાખવો.

## ઉપસંહાર

ઠરાવોનું કામ પૂરું થઇ રહેતાં પ્રમુખશ્રીએ ઉપસંહારમાં જણાવ્યું કે, વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિમાં હું સમગ્ર ગુજરાતનું શ્રેય જોઉં છું. અહીં આ પ્રવૃત્તિમાં પ્રજાજનો અને અમલદારો એકમેક સાથે મળી કામ કરે છે, એ શુભ છે. આ મહાલ પરિષદોનો લાભ ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિને મળે તેમ છે. આજની પરિષદમાં મુખ્ય અને અગત્યનો ઠરાવ અશિષ્ટ જાહેરખબરોને લગતો થયો છે. આપણે આ વિષે ઠરાવ કર્યો છે તે ખાતાને જણાવીએ અને ખાતા તરફથી આ વિષે તંત્રીઓને લખાય તો સારી અસર થશે. અહીં આ પરિષદમાં એક બીજી વાત જાણવા મળી. તે એ કે, ટકાવારીને કારણે ખાતા તરફથી કોઈ પત્ર-માસિક અપાયું ન હોય તે ફરીથી લખવામાં આવે તો આપવા તજવીજ થાય છે, તે ઇષ્ટ છે. વળી આ પ્રવૃત્તિમાં બહેનોને પણ રસ લેતી કરવાનું જણાવી પોતે જ્યારે પણ સેવા માગવામાં આવે ત્યારે તે માટે તત્પર રહેવા જણાવ્યું હતું. બાદ પરિષદનું કામ પૂરું થતાં વંદેમાતરમ્ ગવાઇ પરિષદનું કાર્ય સમાપ્ત થયું હતું.

છેલ્લે વડોદરા પ્રાંત પંચાયતના ઉપાધ્યક્ષ શ્રી ચિમનભાઇ અમીને આમ ઔષધાલયોની યોજના પંચાયત હસ્તક હોવાથી તેનો લાભ લેવા પરિષદમાં આવેલા સૌ પ્રતિનિધિઓને જણાવતાં ગણપતપુરા ગામે તે લાભ લેવા જોઇતી રકમ આપી હતી.

રાત્રે મનોરંજક કાર્યક્રમ યોજાયો હતો. તેમાં બાળાઓના ગરબા, શ્રી. ભાનુબહેનનાં ગીતો તેમજ શ્રી. રાયચુરાની લોકસાહિત્યની રસલહાણ અને એક સોની ગૃહસ્થ સાથેના શ્રી. રાયચુરાના દુહાની ટૂંક પણ વિનોદી રમઝટ જામી હતી.

---

# મહેસાણા મહાલ ત્રીજી પુ૦ પરિષદ

**મહેસાણા** મહાલ ત્રીજી પુસ્તકાલય પરિષદ લીંચ મુકામે તા. ૩/૪-૫-૪૧ ના રોજ પાટણ વિભાગ શાળાધિકારી શ્રી. ગોવિંદજી નારણજી પટેલના પ્રમુખપદે મળી હતી. પુસ્તકાલયોના પ્રતિનિધિઓ ઉપરાંત મહાલ શાળાધિકારી શ્રી. વહિયા સાહેબ તથા પુસ્તકાલય ખાતા તરફથી શ્રી. એકનાથ પટેલ અને ગામના આગેવાનોની પણ સારી હાજરી હતી.

સભાસ્થાનને શાળાના પટાંગણમાં સુંદર મંડપ બાંધી શણગારવામાં આવ્યું હતું. તા. ૩ જીના રોજ સાંજના સાત વાગ્યા પછી પરિષદનો પ્રારંભ બાળાઓની સ્તુતિથી થયો હતો. પ્રમુખસ્થાન માટે શ્રી. વહિયા સાહેબે દરખાસ્ત મૂકતાં આ સુપ્ત મહાલ મંડળ સદા જાગ્રત રહે તેવી ઇચ્છા વ્યકત કરી હતી. બાદ અનુમોદન થતાં પ્રમુખશ્રીએ સ્થાન લીધું હતું.

ત્યારબાદ સ્વાગતપ્રમુખ શ્રી. પોપટલાલ ડાહ્યાભાઈ શાહે છાપેલું સ્વાગતવ્યાખ્યાન વાંચ્યું હતું, જેમાં તેઓશ્રીએ આવકાર આપી મહાલનાં અન્ય ગામોની તુલના કરી ત્યાંની પરિસ્થિતિ અને ઇતિહાસનો આછો ખ્યાલ આપ્યો હતો. ઉપરાંત ગામની વિવિધ સંસ્થાઓનો પણ ટૂંક પરિચય આપ્યો હતો.

સ્વાગતવ્યાખ્યાન બાદ બાળાઓનો ગરબો અને વિદ્યાર્થીઓના સંવાદ થતાં કાર્યક્રમ બીજા દિવસ પર મુલતવી રખાયો હતો.

## બીજા દિવસનો કાર્યક્રમ

બીજા દિવસે સવારે નવ વાગે કામકાજ શરૂ થતાં બાળાઓના રાસ યોજાયા હતા. ત્યારબાદ મહાલ પુ૦ મંડળના મંત્રી શ્રી. ખોડીદાસે મહાલ પુ૦ મંડળની કાર્યવાહીનું છાપેલું નિવેદન વાંચી સંભળાવ્યું હતું, જેમાં મહાલ પુ૦ મંડળની પ્રવૃત્તિનો હેવાલ જણાવી શાળાવાળાં પણ પુસ્તકાલય વિનાનાં રહેલાં ગામોનો નિર્દેશ ખાસ હતો. બાદ પરિષદની સફળતા ઇચ્છતા આવેલા સંદેશાઓ વાંચી સંભળાવ્યા હતા, જેમાં પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ તથા વ. રા. પુ. મંડળના સહમંત્રી શ્રી. ચોકસીના મુખ્ય હતા.

## પ્રમુખશ્રીનું ભાષણ

ત્યારબાદ પ્રમુખશ્રીએ તેમનું છાપેલું વ્યાખ્યાન વાંચ્યું હતું, જેમાં પુસ્તકોની મહત્તા-દર્શક વિવેચન કરી આગળ ચાલતાં જણાવ્યું હતું કે,

આપણા રાજ્યમાં, ગામેગામ પુસ્તકાલયોની સ્થાપના કરવા માટે સરકાર તરફથી જેવી સગવડ રાખવામાં આવી છે તેવી સગવડ હિંદુસ્તાનમાં બીજે કોઇ સ્થળે ભાગ્યે જ હશે. પુસ્તકાલયની કિંમત પુસ્તકોની સંખ્યા ઉપર આધાર રાખતી નથી, પરંતુ સારાં સારાં પુસ્તકોની સંખ્યા ઉપર જ તેની કિંમત અંકાય છે. જે પુસ્તકાલયમાં ખગોળનાં, ભુસ્તરનાં, ખેતીનાં, ભૂગોળનાં, પ્રવાસનાં, ઇતિહાસનાં, વિજ્ઞાનનાં અને રસાયણ વગેરેનાં ઉપયોગી જ્ઞાન આપનારાં પુસ્તકોનો તેમ જ ધર્મગ્રંથો અને વૈદક ગ્રંથોનો સારો સંગ્રહ ન હોય તે પુસ્તકાલયની કિંમત નહિ જેવી ગણાય. માટે સારા પુસ્તકાલયમાં વાર્તા ઉપરાંત, ઉપર બતાવેલા વિષયોના

સારા સારા ગ્રંથોનો સંગ્રહ હોવો જોઇએ. પુસ્તકાલયમાં પુસ્તકોને જોતાં કોઇને પણ એમ લાગવું જોઇએ કે પુસ્તકો સાફસૂફ અને નવાં જેવાં છે.

પુસ્તકાલયની ઉન્નતિ અવનતિ અને ઉપયોગિતાનો આધાર તેના ગ્રંથપાલ ઉપર રહે છે. ગ્રંથપાલ સારા હોય તો તે પુસ્તકાલયમાંનાં તમામ પુસ્તકોને વાંચી જવાની મહત્ત્વાકાંક્ષા રાખે, વાચકને વાંચવા લાયક પુસ્તકોની ભલામણ કરે, સમાજ સાથે વિવેકભર્યું વર્તન રાખે, પુસ્તક લેવા આવનાર તરફ અણગમો ન જણાવે, પુસ્તકો વ્યવસ્થિત અને આખું પુસ્તકાલય સ્વચ્છ અને સુઘડ દેખાય તેને માટે યોગ્ય પગલાં ભરે. પુસ્તકાલયનું સ્થાન એવે ઠેકાણે પસંદ કરવું જોઇએ કે જ્યાં સ્વચ્છ અને ખુલ્લી હવા મળે અને સારા પ્રમાણમાં અજવાળું આવે. વળી આજુબાજુ કોલાહલ ન હોય.

પુસ્તકાલયનું મકાન, યોગ્ય ઠેકાણે જગ્યા પસંદ કર્યા પછી, એવી રીતે બાંધવું જોઇએ કે, એકાદ ઓરડાનો વધારો કરવો પડે તો તે મકાન બેડોળ ન થાય. મકાન સ્વચ્છ અને સુઘડ રહેવું જોઇએ.

પુસ્તકો આપ–લે કરવાના સંબંધમાં એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે, પુસ્તકો જમા ઉધાર કરવામાં બિલકુલ આળસ ન રાખવું. ડાહ્યો વાચક, પુસ્તક જમા કરાવ્યા વગર પુસ્તક પરત કરે નહિ, અને ડાહ્યો ગ્રંથપાલ પુસ્તક મળતાં જ જમા કરી દે અને પુસ્તક રજિસ્ટરે ચડાવ્યા વગર કોઇને આપે નહિ. આપેલું પુસ્તક વખતસર ન મળે તો ઉઘરાણી કરવા ગ્રંથપાલે ચૂકવું નહિ. ગ્રંથપાલે સમજવું જોઇએ કે, પુસ્તકાલયની પ્રતિષ્ઠાનો આધાર પોતાના ઉપર જ છે.

વ્યવસ્થાપક મંડળમાં વિદ્વાન માણસો ચુંટાવા જોઇએ. ધનવાન માણસો જ વિદ્વાન હોવા જોઇએ, એ માન્યતા ભૂલભરેલી છે. સારાં સારાં પુસ્તકો પસંદ કરવાનું કામ વ્યવસ્થાપક મંડળનું છે. વિદ્વાન માણસોના અભાવે સારાં સારાં પુસ્તકોની પસંદગી કરવામાં અંતરાય આવે છે. માટે જ વ્યવસ્થાપક મંડળમાં વિદ્વાનોની જરૂર હોય છે.

ગુજરાતી ભાષાનાં પુસ્તકો, પુસ્તકાલયમાં હોય છે જ પરંતુ રાષ્ટ્રભાષા હિંદીનાં પુસ્તકોની એટલી જ આવશ્યકતા છે. હિંદી ભાષાનાં પુસ્તકોની પસંદગી કરવામાં એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે, ગદ્યનાં સાદાં અને સરળ પુસ્તકો જ પસંદ કરવામાં આવે. કાવ્યો તરફ શરૂઆતમાં ઝાઝું ધ્યાન આપવાની જરૂર નથી. 'બાળસખા' 'સબકી બોલી' અને 'સર્વોદય' જેવાં સરળ હિંદીમાં છપાતાં માસિકો, પ્રત્યેક પુસ્તકાલયમાં મંગાવવાં જ જોઇએ. વર્ધાની રાષ્ટ્રભાષાની પરીક્ષાનાં પાઠ્ય પુસ્તકોનો સંગ્રહ પ્રત્યેક પુસ્તકાલયમાં હોવો જોઇએ. રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ તરફથી પ્રગટ થએલાં પુસ્તકો ઘણાં જ સારાં હોય છે.

આ સંમેલનમાં હાજર રહેલાં સ્ત્રીપુરુષો મારા આજના ભાષણ ઉપર વિચાર કરીને સરસ્વતી માતાના સાચા સેવક બને. પોતપોતાના ઘરમાં સારા ગ્રંથોનો સંગ્રહ કરે અને એવા એવા ગ્રંથોનો પ્રતિદિન પાઠ કરી, જ્ઞાન મેળવે અને એવા જ્ઞાનથી આ ભવસાગર તરે એવી હું આશા રાખું છું.

પાછળ ઠરાવોનું કામ હાથ ધરવામાં આવ્યું હતું.

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—કૈ. શ્રીમંત મહારાજા સાહેબની યશસ્વી કારકિર્દી દરમ્યાન શરૂ થયેલી પ્રજોપકારક પુસ્તકાલય પ્રવૃત્તિ શ્રીમંત પ્રતાપસિંહ મહારાજની કારકિર્દીમાં દૃઢમૂળ બને એમ આ પરિષદ ઇચ્છે છે; અને શ્રીમંત મહારાજા સા.ને તથા રાજકુટુંબને દીર્ઘાયુ બક્ષવા પ્રભુને પ્રાર્થના કરે છે.

**—પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૨**—જૂથમંડળોની સ્થાપના કરવામાં આવી છે. પણ તે હજુ સુધી જોઇએ તે પ્રમાણમાં કાર્ય કરતાં થઈ ગયાં નથી, જેથી જૂથ મંડળના મંત્રીઓને તેઓ આ વર્ષથી જ પોતાની નીચેની ફરજો ચૂસ્તપણે બજાવતા થઇ જાય એવી આ પરિષદ વિનંતિ કરે છે:

૧ દરેક જૂથમંડળ વાર્ષિક સભા ભરે અને તેનું નિવેદન પ્રાંત, મહાલ અને રાજ્યમંડળને મોકલી આપે;
૨ જૂથમાં આવેલાં એકેએક પુસ્તકાલય અને વાચનાલયનું વાર્ષિક નિવેદન ભરાવે અને બજેટ બનાવરાવે;
૩ જૂથમાં આવેલાં શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં ગામે પુસ્તકાલય ખોલવા પ્રયત્ન કરે;
૪ જૂથમાં આવેલાં એકેએક પુસ્તકાલયની તપાસણી કરે;
૫ મહાલમંડળ તરફથી થતી સૂચનાઓનો અમલ કરે.

**દ. મૂ.—ખોડીદાસ હ. બારોટ, મહેસાણા. અનુ.—જોઈતાભાઇ ઈ. પટેલ, બલોલ.**

**ઠરાવ ૩**—મહેસાણા મહાલનાં જે શાળાવાળાં ગામો પુસ્તકાલય વિનાનાં છે તે ગામોએ પુસ્તકાલય વહેલામાં વહેલી તકે ઉઘડી જાય તેવી તજવીજ કરવા જે તે જૂથમંડળના મંત્રીઓને તથા જે તે ગામના શિક્ષક ભાઇઓને આ પરિષદ વિનંતિ કરે છે.

**દ. મૂ૦—મહમદભાઇ ડોસાભાઈ, મહેસાણા. અનુ૦—વિઠ્ઠલભાઇ હ. વ્યાસ, જગુદન**

**ઠરાવ ૪**—વડોદરા રાજ્યનાં મહાલ પુસ્તકાલય મંડળોને વેગવાન બનાવવા તથા મહાલમંડળને માહિતી અને માર્ગદર્શન માટે સગવડ થાય એ હેતુથી દરેક પુસ્તકાલયનાં બજેટ તથા પત્રવ્યવહાર મહાલ પુ૦ મંડળ મારફતે ખાતામાં મોકલવા વહીવટ રાખવા આ પરિષદ ગ્રામ પુસ્તકાલયના મંત્રીઓને વિનંતિ કરે છે.

**દરખાસ્તઃ—માધાભાઈ રણછોડભાઇ, પીલુદરા. અનુ૦—માધુભાઇ નેમીદાસ, ખામોસણા**

**ઠરાવ ૫**—પ્રૌઢશિક્ષણ માટે પુસ્તકાલય પ્રવૃત્તિ એ આવશ્યક સાધન છે. આથી પ્રૌઢશિક્ષણને પુસ્તકાલય પ્રવૃત્તિનું જ એક અંગ ગણી તે દ્વારા પ્રૌઢશિક્ષણને યોગ્ય સાધનો વગેરે વસાવી પ્રચાર કરવા આ પરિષદ મંત્રીઓને વિનંતિ કરે છે.

**દ. મૂ૦—મ. ક. વહિયા, મ૦ શાળાધિકારી. અ૦—મહમદભાઇ ડોસાભાઇ, મહેસાણા**

**ઠરાવ ૬**—કેટલાંક પુસ્તકાલયના બજેટમાં પુસ્તકો તથા વર્તમાનપત્રોની યાદી ઠરેલા ધોરણે તથા ટકાવારી પ્રમાણે હોવા છતાં ખાતા તરફથી ફેરફાર કરવામાં આવે છે. તે રીતનો આ પરિષદ વિરોધ કરે છે અને તે પ્રથા બંધ કરવા વિનંતિ કરે છે.

**દ. મૂ.—ચંપકલાલ પ્રાણશંકર—પાંચોટ અનુ.—ભાઈશંકર ભૂધરજી—લીંચ**

**ઠરાવ ૭**—ગ્રામપંચાયતે પુસ્તકાલયને મદદ મોડામાં મોડી ઑક્ટોબર આખર સુધીમાં લાવી આપવી જોઇએ અને મે. રા. રા. સરસુબા સા. તરફથી તે ધોરણ મંજૂર થયેલું છે,

છતાં તેનો બરોબર અમલ થતો નથી. તો તેનો ચુસ્તપણે અમલ થાય તેવી તજવીજ કરવા આ પરિષદ મહાલના વહીવટદાર સા. ને વિનંતિ કરે છે.

દ. મૂ.—વિઠ્ઠલભાઇ હ. વ્યાસ જગુદન અનુ.—અંબાલાલ ઉમિયાશંકર-પાલોદર

ઠરાવ ૮—પુસ્તકાલય પ્રવૃત્તિને મદદ આપવી તેનો ગ્રામપંચાયતના મરજીઆત કાર્યોમાં સમાવેશ થયો છે. અને તેથી તેને દસ ટકા જેટલી જ મદદ મળે છે, જેથી નાનાં ગામડાંને પૂરતી મદદ મળી શકતી નથી. તો પુસ્તકાલયને મદદ આપવી તે ફરજીઆત કાર્યોની યાદીમાં ગણવા અથવા મરજીઆત કાર્યો પાછળ વધુ ખર્ચ થવા નિયમમાં સુધારો થવા આ પરિષદ શ્રીમંત સરકારને વિનંતિ કરે છે.

દ. મૂ.—રેવાશંકર ગંગારામ વ્યાસ અનુ.—જોઈતાભાઇ ઈશ્વરભાઇ પટેલ

ઠરાવ ૯—પુસ્તકાલયના બજેટમાં પુસ્તકોની યાદી બનાવતી વખતે નિદાન ½ ભાગનાં પુસ્તકો શિક્ષણના જુદા જુદા વિષયોમાં જ્ઞાનવૃદ્ધિ થાય તેવાં મંગાવવા તજવીજ કરવી એવી આ પરિષદ મંત્રીઓને વિનંતિ કરે છે.

દ. મૂ.—જીવણલાલ બાપુલાલ-પાંચોટ અનુ.—મ. ક. વહીઆ-મહેસાણા

ઠરાવ ૧૦—સ્વ. શ્રી. મોતીભાઇ ન. અમીન સા. નો ફોટો દરેક પુસ્તકાલયમાં હોય એ ઇચ્છનીય છે. પરંતુ નાનાં પુસ્તકાલયો સવડતા અભાવે વસાવી શકતાં નથી તો રૂા ૫૦) અંદરના બજેટવાળાં તમામ પુસ્તકાલયોને શ્રી. અમીન સા. નો ફોટો ખાતા તરફથી મફત મળવા આ પરિષદ ખાતાને વિનંતિ કરે છે.

દ. મૂ.—કેશવલાલ ગંગારામ-અંબાસણ અનુ.— ભૂધરભાઇ મૂ. પટેલ-જોટાણા

ઠરાવ ૧૧—સામાન્ય આજ્ઞાપત્રિકા નિયમથી ઠર્યા છતાં સેનવાળાં ગામોનાં પુસ્તકાલયોને મળતી નથી અને પુસ્તકાલયના ટૂંક બજેટમાં ખર્ચ પડાવી મેળવવી પડે છે. તો નિયમથી ઠર્યા મુજબ આજ્ઞાપત્રિકા પુસ્તકાલયોને મળે તેવી તજવીજ કરવા આ પરિષદ ખાતાને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

દ. મૂ.—અંબાલાલ ઉ. રાવળ-પાલોદર અનુ.—લાલદાસ શિવરામ-અલોડા

ઉપરના ઠરાવો પૈકી ઠરાવ ૫-પ્રૌઢ શિક્ષણના ઠરાવ પર વિશેષ વિવેચન કરતાં "પુસ્તકાલય" માસિકના તંત્રી શ્રી. મણિલાલ વ્યાસે મુંબઇ સરકાર દ્વારા ચાલતા ગુજરાતના પ્રૌઢ શિક્ષણ વર્ગો અંગે સુરત જિલ્લામાં શ્રી. જુગતરામ દવેએ ઘર ઘર પ્રૌઢશિક્ષણની યોજના અમલમાં મૂકી હતી તેને અપનાવવા જણાવી શાળામાં પ્રૌઢો ભણવા ન આવે તો તેમનાં ફળિયાંમાં જઇ તેવા વર્ગો શરૂ કરવા અને તેમ પણ ન થાય તો ઘેર ઘેર જઇ પ્રૌઢશિક્ષણનો દીપ જલતો રાખવા સમજૂત કરી હતી. વધુમાં એ કાર્યમાં ઉપલા વર્ગના વિદ્યાર્થીઓને પણ આવાં કામોમાં પ્રેરવાથી કેટલું સરસ કામ થઈ શકે તે શ્રી. ભાગવતની વધુ પ્રૌઢોને ભણાવનાર વિદ્યાર્થીઓને ચાંદ, ઈનામ આપવાની યોજના પણ સમજાવી હતી.

બાદ ઉપસંહાર કરતાં પ્રમુખશ્રીએ રાષ્ટ્રભાષા શિક્ષણ લેવા અને એની પરીક્ષાઓ આપવા પ્રતિનિધિઓને ભલામણ કરી નવરાશના વખતે કંઇક "હૉબી" કેળવવા ખાતર પણ રેંટિયો ચલાવવા ભલામણ કરી હતી.

બાદ રાજગીત ગવાઇ પરિષદની પૂર્ણાહુતિ થઇ હતી.

# ગ્રંથપરિચય



૧. હૃદયવિભૂતિઃ—કર્તાઃ શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ; પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૨૯૫+૬૦; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨–૮–૦.

સંસ્કાર ગ્રંથાવલિનું આ ૨૪ મું પુસ્તક છે. એમાં ત્રણ ખંડમાં ગુનેહગારોનું ઘડતર, તેનો વિકાસ અને છેવટમાં તેનો પરિપાક એટલે પ્રસંગો મળતાં અને જીવનની હાડમારીઓ તેમ જ અન્ય પુરૂષોના તેજોદ્વેષથી નિર્દોષ માણસો પણ અન્યાયથી સળગી ઉઠી જેલમાં અન્ય રીઢા ચોરોના સંસર્ગથી કેવા અવળે રસ્તે ચડે છે તે માનસિંગના તથા ઘેમર મુખીના પરિચય દ્વારા ભાઇ રમણલાલે બહુ અસરકારક રીતે સમજાવ્યું છે. ગરીબ અને નિરાધારોનું માનસ, જેને તેઓ પોતાના હિતેચ્છુ અને મુરબ્બી માને તેની કડકાઇથી, દ્વેષ અને વૈર લેવાની વૃત્તિને વશ થઇ તેને કેવો હેરાન કરે છે અને પોતાના ઉપર અનુકંપા અને રહેમ બતાવનાર તરફ કેટલા મરી ફીટે છે તે મંગી, તેજલ, માનસિંગ, હરિસિંગ, ઘેમર મુખી, વશરામ, એની સ્ત્રી ઉજળી વગેરે પાત્રો દ્વારા રા. રમણભાઇએ આપણી સન્મુખ આબેહૂબ દેખાડયું છે. ગામડાના મુખીઓ કેવા ધંધા કરે છે અને પોતાની સત્તાનો કેવો દુરૂપયોગ કરે છે તેમ જ અમલદારોને કેવી રીતે મારેલા રાખે છે તે એમણે ઘેમર મુખી, ફોજદાર, જમાદાર, અભાજી વગેરે પાત્રો દ્વારા આપણને જણાવ્યું છે. અમલદાર તરીકે રાજ્યમાં ફરતી વખતે એમને જે અનુભવો થયા તથા તે પરથી વિચારો સૂઝયા તે એમણે આમાં ઓતપ્રોત કર્યાં છે. માનસિંગ જે આખરે સ્ત્રીના પ્રસંગથી પોતાના જાની મિત્ર હરિસિંગને મારે છે તે માત્ર મંગી જે એને પુત્ર તરીકે ગણતી હતી અને એના પિતા અભાજીના ઘરમાં આવવાની હતી તેની લાગણી ખાતર અને તેને હરિસિંગે સ્વીકારેલી તેથી ગુસ્સે થઈ વેર લે છે અને પછી તેજલ જોડે પરણે છે. અને આખરે ઘેમર મુખીની શી અવદશા થાય છે તે પણ પણ છેવટમાં છે જ. આ રીતે ભાઈ રમણલાલે ગામડાનું તેમ જ જેલજીવન તથા તેના ઉપરથી ગરીબ નિરાધાર લોકોના જીવનમાં કેવા પલટા આવે છે તે બતાવી છેવટે ગુનેહગાર જણાતી જાતો ઉપર એક નિબંધ દ્વારા તેમનાં જીવન, તેમની હાડમારીઓ જણાવી તેમને ગામડાના સત્તાધીશો તેમ જ અમલદારો તરફથી કેવી કનડગત થાય છે અને એ જોતાં આપણને તે લોકો તરફ કેવી રીતે અનુકંપા ઉપજે છે તે હૃદયદ્રાવક રીતે વર્ણવ્યું છે. 'આપણા ગુનેગારો'વાળો લેખ ખાસ વાંચવા–મનન કરવા યોગ્ય છે.

બાંધણી, છપાઇ, કાગળ, ચીત્રો વગેરે સુંદર છે. આ પુસ્તક "સયાજીવિજય" ની ભેટ તરીકે પ્રકટ થયું છે એટલે લગભગ બધાંજ પુસ્તકાલયોમાં પહોંચી ગયું હશે.

૨. મુક્તિદ્વારઃ—કર્તાઃ શ્રી. રમણીકલાલ જયચંદભાઇ દલાલ, પ્રકાશકઃ ગૂર્જર

ગ્રંથરત્ન કાર્યાલય. ગાંધી રસ્તો, અમદાવાદ, ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૧૭૧; આચ્છાદનવાળું સચિત્ર પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧-૪-૦.

તરુણ ગ્રંથમાળાના છઠ્ઠા વર્ષના પહેલા અને કુલ ૧૬મા પુસ્તક તરીકે આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે. લેખક યુવાનોની આંખો આગળ જીવનના અટપટા પ્રશ્નોની ચર્ચા કરે છે. સંસાર-સુધારાનું દૃશ્ય નજર સામે રાખી આ વાર્તાઓ લખાઈ છે. એમાંની વાર્તાઓ વાંચતાં આપણે એમાં ભોગ બનેલી વ્યક્તિઓ તરફ અનુકંપા અનુભવીએ છીએ. કન્યાનાં વેચાણ? કજોડાં, વિધવાનો પ્રશ્ન, કુલાભિમાન, પૈસાદારનું સગપણ વગેરે પ્રશ્નો બહુ અસરકારક રીતે આમાં ગૂંથવામાં આવ્યા છે.

પુસ્તક વાંચવા લાયક અને રૂઢિચુસ્તો, કુલાભિમાનીઓ, માબાપો વગેરેને વિચારવા અને મનન કરવા લાયક છે. ગામડાંઓમાં આવાં પુસ્તકો વંચાય જે પ્રચલિત રૂઢિઓમાં સુધારો થાય, કુમારો તથા કુમારિકાઓનાં જીવનમાં સુખદ પલટો આવે તો પુસ્તક સાર્થક થાય.

**૩. મારાં મનની મોજ:**—કર્તા: ચન્દ્રકાન્ત ગૌરીશંકર ભટ્ટ, સ્ટેટ લાઇબ્રેરીઅન, ભાવનગર. પ્રકાશક: સદર, વરતેજવાળા બિલ્ડિંગ, તખ્તેશ્વર પ્લોટ, ભાવનગર; ૧૯૪૧; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૦ + ૧૬૭, મૂલ્ય રૂ. ૨-૦-૦.

આખું પુસ્તક એકે સપાટે વાંચી ગયો. એમાં કુલ ૧૩ વાર્તાઓનો સંગ્રહ છે. ભાઈ ચંદ્રકાંતે વખતોવખત નવચેતન વગેરે સામયિકોમાં પ્રસિદ્ધ કરાવેલી વાર્તાઓ ઉપરાંત થોડીક ઉમેરી આ સંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે. કેટલીક તો અનુવાદ હોવાનું જણાઈ આવે છે. નિરંજન ને નિશાનાથ એ કર્તાએ કહ્યા મુજબ સ્ટીવન્સનના ' જેકિલ અને હાઇડ 'નું રૂપાંતર છે. બિરાદરીવાળી વાર્તા પણ કોઈ ઠેકાણે વાંચ્યાનું યાદ છે. પરંતુ એમાં ફેરફાર છે જ. છતાં વાર્તા નમૂનેદાર છે. મિત્રનાં કર્તવ્યનું અને અહેશાન તથા ત્યાગનું એમાં જ્વલંત દૃષ્ટાંત છે. ' અવધૂત ' ભાગ્ય પલટાય ત્યારે, શિરાઝના કિલ્લામાં, ચંદનહાર, સૂર્યબાલા, એક જ દિવાસળી અને કવિનું હૃદય એ વાંચવાં ગમે એવાં અને બોધ લેવા લાયક છે. આ વાર્તાઓ કેવી રીતે લખાઈ તે કર્તાએ નિવેદનમાં જણાવ્યું છે. કયા સંજોગોમાં એ આટલી મોડી પણ પ્રસિદ્ધ થાય છે તે પણ એમાં છે જ. બે ચાર વાર્તા ઘણી સુંદર તેમ જ બોધક છે. ' મન ' એ એકજ છે એ સિદ્ધ થઈ ચૂક્યું છે. છતાં બહુવચનનું અનુસ્વર ' મારા ' ઉપર કેમ છે તે ન સમજાયું. અનુસ્વાર મારા નમ્ર મત પ્રમાણે બીનજરૂરી છે છતાં વાર્તાઓ હોંસથી વંચાશે.

છપાઈ, કાગળ, બાંધણી, ઢબછબ વગેરે સુંદર છે. એક બે વાર્તામાં ફારસી શબ્દો છે, જે સિવાય ચલાવી શકાત. સામાન્ય લોકો એનું હાર્દ ન સમજે. ગુજરાતી સરળ અને નિર્મળ હોય તો વધારે ઇચ્છવા યોગ્ય.

**૪. રાજદુલારી:**—અનુવાદક: અરવિંદ નર્મદાશંકર શાસ્ત્રી, પ્રકાશક: રમણિક મંજલાલ મહેતા; ૬૪, કાંદાવાડી, મુંબાઈ નં. ૪; ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૩૧૪; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨-૮-૦.

પ્રસિદ્ધ બંગાળી સાહિત્યસમ્રાટ બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની આ એક વધુ કૃતિનો અનુવાદ વાચકો સમક્ષ રજુ કર્યો છે. વાર્તાનું વસ્તુ ઐતિહાસિક છે. રૂપનગરની રાજકુંવરી

ચંચળકુંવરીએ કરેલા અપમાનની કથા સાંભળી મોગલ બાદશાહ ઔરંગઝેબ તેને પકડી આણી તેની પાસે દાસત્વ કરાવવા લશ્કર મોકલે છે. મુબારકને ખાસ સેનાપતિ તરીકે મોકલ્યો છે. મુબારક પોતાની સ્ત્રી દરિયાને મૂકી શાહજાદી રોશનઆરા સાથે મોજશોખ માણી રહે છે. પરણવાની વાત શાહજાદી તિરસ્કારી કાઢે છે. દિલ્હીના રાજમહેલમાં રોશનઆરાનું જ ચલણ હતું. તે ધારે તેને ઊંચે ચઢાવે અને ધારે તેનો જીવનદીપ એક જ હુકમથી નષ્ટ કરે. જોધપુરી બેગમ આ જાણી છૂપી દૂતી દ્વારા ચંચળકુમારીને ચેતાવી રાજસિંહ જોડે પરણી જવા સમજાવે છે. ચંચળકુમારી રાજસિંહને પત્ર પાઠવે છે પરંતુ પત્રવાહક પુરોહિત રસ્તામાં લુંટાય છે. રાણો રાજસિંહ જ એને છૂટો કરે છે અને લુંટારાઓને પૂરા કરે છે. પત્ર હાથ કરે છે અને લુંટારામાંના એક માણેકલાલની કાકલુદી અને નિષ્ઠાથી પ્રસન્ન થઈ તેને પોતાના સૈન્યમાં રાખી લે છે. અને પોતે પોતાના સો માણસો સાથે રૂપનગર જઈ માણેકલાલની મદદથી ઔરંગઝેબને પ્રખ્યાત સાંકડી ખીણમાં શરણે આવવાની ફરજ પાડે છે. અને જ્યોતિષીની આગાહી મુજબ ચંચળકુમારી આખરે ઉદેપુરી બેગમ પાસે પોતાનો હુક્કો ભરાવે છે અને પછી એને તથા રોશનઆરાને ઔરંગઝેબને સોંપે છે. રોશનઆરા પ્રેમને વશ થઇ વિષથી મૃત્યુ પમાડેલા પરંતુ માણેકલાલે સજીવન કરી ઉપકૃત કરેલા મુબારક જોડે પરણાવે છે. ઔરંગઝેબ ગુસ્સે થાય છે અને બીજી વખત લશ્કર લઇ આવે છે. પરંતુ રૂપનગરના રાજકર્તાની મદદથી તેને હરાવે છે અને કાયમની સંધિ થાય છે, અને છેવટે ચંચળકુમારી પિતાના આશીર્વાદસહ ઉદેપુરના અટંકી રાણા રાજસિંહ જોડે પરણે છે. રાજસિંહ, ચંચળકુમારી, નિર્મળા, માણેકલાલ વગેરે પાત્રો ખાસ ઉચ્ચ કોટીનાં, શૂરવીર, અડગ અને સત્યનિશ્ચયી છે. પુસ્તક રસમય શૈલીમાં અને જોરદાર ભાષામાં લખાયું છે. રાજપુત્ર ટેક અને શૂરવીરતાનો સારો ખ્યાલ આપે છે. પુસ્તક બધાને પસંદ પડશે.

કાગળ, છપાઇ, બંધામણી, બીબાં વગેરે સુંદર છે.

**૫ વસુંધરા અને બીજી વાતોઃ**—લેખકઃ શ્રી. ગુલાબદાસ હરજીવન બ્રોકર; પ્રકાશકઃ જમનાદાસ માણેકચંદ રવાણી, શિષ્ટ સાહિત્ય કાર્યાલય, મુંબઇ ૨. ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી સચિત્ર રંગીન આચ્છાદનવાળું પાકું પૂઠું, પૃષ્ઠ ૩૮૩; મૂલ્ય રૂ. ૨–૩–૦

ભાઈ ગુલાબદાસ બ્રોકરનું આ બીજું પુસ્તક છે. પહેલો સંગ્રહ 'લતા અને બીજી વાતો' સને ૧૯૩૮ માં પ્રસિદ્ધ થઇ ગયો છે. એ ત્રણ નામો પસંદ થયા પછી આખરે 'વસુંધરા અને બીજી વાતો' એ નામ આ સંગ્રહને મળે છે. 'વસુંધરા' છેક છેડે છે. ભાઇ ગુલાબદાસે આમાં ૧૫ વાર્તાઓ સંગ્રહી છે. જીવનના જુદા જુદા પ્રસંગો, જેવા કે ગરીબી, પ્રેમ, અબળાની ગૃહસ્થિતિ, મિત્ર કવિની અદેખાઇ, પુત્રસ્નેહ અને વ્યથા, માતૃપ્રેમ, પિતૃપ્રેમ, કુટુમ્બપ્રેમ, સાહિત્યપ્રેમ, વગેરે એમાં વાર્તા દ્વારા ગૂંથી લેવામાં આવ્યા છે. વાર્તાઓ રસમય, આનંદમદ અને પ્રેરક છે પરંતુ કેટલાક શબ્દપ્રયોગો જેવા કે કરે જોઇએ ત્યાં 'કર' ન હોય તો ચાલે. પ્રાંતિક રૂઢિ ભલે હોય પરંતુ પુસ્તકોમાં તો ભાષા અને વ્યાકરણ બન્ને એકસરખાં જ આવે; એમાં પ્રાંતિક રૂપો જે બોલવામાં વપરાય તે મૂકયા હોય તો ચાલે.

વાર્તાઓ હૃદયસ્પર્શી અને રસમય છે. 'મા અને દિકરી', 'માનો જીવ' વગેરે કુટુંબમાં એક તરફ પ્રેમ અને બીજી તરફ વક્ર દૃષ્ટિ તેમ જ કાબુલના શેરખાન પઠાણનો બાલપ્રેમ, તેમજ એણે કરેલાં ખૂનની વાત જાણી તેના તરફ સુબદ્રાનો તિરસ્કાર વગેરે

ખાસ વિચારવા લાયક છે. પહાણની આત્મકથા પણ કરુણાજનક છે. 'ત્રિપુટી 'વાળી વાર્તા પણ હાલના યુવાન-યુવતીઓને સંબોધીને છે. સ્ત્રીની બાબતમાં મિત્રની ફરજ કેવી હોય તે રસિક બહુ સરસ રીતે કરી બતાવે છે અને આખરે બન્ને મિત્રો રસિક અને રમેશ તથા ઉષા ત્રણે દેશસેવામાં લાગી જાય છે અને સાંસારિક લાલસાનો ત્યાગ કરે છે. 'નવા કાલિદાસ 'માં વેપારી શેઠ જિજ્ઞાસા તથા પ્રતિષ્ઠા ખાતર માસ્તર પાકો સાહિત્યનો અભ્યાસ કરે છે અને પૈસા પરથી માસ્તરને જમાનાનો ખાધેલો વેપારી બતાવે છે અને આખરે બધા કવિઓની થોડી થોડી વાનગી ચાખી આખર પ્રાપ્તિ વગર બધું નકામું છે, એ સૂત્ર માસ્તરને સમજાવી આખરે તેને ઉદ્યમે લાગાડે છે. 'રમા અને જયંત' પ્રથમ તો એક-બીજા માટે મરી ફીટે છે, પરંતુ સુભાષ બાબુનું પ્રમુખપણું જોઇ ધીરે ધીરે બન્ને વચ્ચે અંતર પડે છે અને આખરે વાદવિવાદ કરી બન્ને જુદાં પાડે છે. છેલ્લે જયંત માટે પ્રેમ કરનારી રમા અન્ય યુવક જોડે પરણી જાય છે. 'અર્ધદગ્ધા 'માં અયોગ્ય વાચનથી કેવું વિપરીત પરિણામ આવે છે તે રેવાના દૃષ્ટાંતથી જણાવ્યું છે.

**ના. ચં. દીવાનજી**

**૬. પહેલી ચોપડી** ( વિદ્યાપીઠ વાચનમાળા ):—પ્રકાશક: નવજીવન કાર્યાલય, અમદાવાદ; પૃષ્ઠ ૮૭; પૂ.ઠું, હાથબનાવટના કાગળનું; કિંમત ૦-૨-૦.

ગુજરાત વિદ્યાપીઠ એક નવી વાચનમાળા તૈયાર કરે છે. એ વાચનમાળાને અંગે ચાલણગાડી 'ની સુધારેલી આવૃત્તિ બહાર પડી ગયેલી છે. 'ચાલણગાડી ' બાળવર્ગમાં ચલાવવાની છે; અને આ ચોપડી પહેલા ધોરણ માટેની છે. આ ચોપડીની આગળ બીજી, પાંચમી, છઠ્ઠી અને સાતમી ચોપડીઓ બહાર પડયાની હકીકત પણ જાણવામાં આવી છે. હવે આ વાચનમાળાને અંગે ત્રીજી અને ચોથી ચોપડીઓ બહાર પડવાની રહી.

આ વાચનમાળાનો હેતુ વિદ્યાર્થીઓને ભાષાનો અભ્યાસ કરવામાં મદદગાર થવા ઉપરાંત તેમનામાં ઉચ્ચ વૃત્તિઓ જગાડવી તે છે. આ હેતુ ખરેખર સ્તુત્ય છે, પરંતુ આ હેતુનો અમલ કરવા જતાં ઘણી વાર ભાષાનો અભ્યાસ ગૌણ બની જાય છે, અને ઉચ્ચ વૃત્તિઓના ઘડતરનો હેતુ કેટલેક અંશે બર આવે છે તે હજી જોવાનું છે. દા૦ ત૦, બાળપોથી દ્વારા બાળકોને મૂળાક્ષરો તથા બારાખડી સરળતાથી તથા સચોટ રીતે આવડે તે હેતુ પણ લક્ષમાં રહેવાને બદલે 'ચાલણગાડી 'માં બાળકોને સારા વિચારોવાળું વાચન આપવા તરફ જ વલણ રહ્યું છે: અને પહેલી ચોપડીમાં પણ જોડાક્ષરોના વાચનલેખનનો પદ્ધતિસર મહાવરો થાય તેવી યોજના કરવાને બદલે એકલું સારી સારી બાબતોનું જ વાચન આપેલું છે. પાંચમી છઠ્ઠી વગેરે ચોપડીઓમાં પણ અમુક પ્રકારની વિચારણાને મહત્ત્વ આપી ભાષાની વિવિધ શૈલીઓ, વિવિધ વિષયો, વિવિધ લેખકો વગેરે ગૌણ બની જતાં દેખાય છે: કવિતામાં તો આમ વિશેષ બનેલું જણાય છે.

વાચનમાળામાં ભાષા અને સાહિત્યના શિક્ષણની સાથે જીવનઘડતરના ખ્યાલો પણ વણી શકાતા હોય તેટલા વણવા તે સારૂં છે; અને તેમ કરવા માટે અમે પણ વાચનમાળાનાં પુસ્તકો લખનારને વિનવીએ છીએ.

આ પહેલી ચોપડીમાં **વહેલા ઊઠવું, દાતણ કરવું, પ્રાર્થના કરવી, નાહવું, કસરત કરવી, મહેનત મજૂરી કરવી, કાંતવું, સાફસૂફી કરવી** વગેરે બાબતોનો

બોધ કરતા વિવિધ પાઠો છે. કવિતાઓ પણ આ જ પ્રકારની છે. એકંદરે પાઠો તથા કવિતાઓ સારાં છે, અને બાળકોને અનુકૂળ છે. જોડાક્ષરો શીખવવા સંબંધી વ્યવસ્થિત પ્રયત્ન તો આમાં છે જ નહિ. વળી અઘરી જોડણીવાળા શબ્દો તરફ બાળકોનું તથા શિક્ષકોનું લક્ષ ખેંચવા પણ ખાસ કંઇ યોજના નથી. પાઠો નીચે શિક્ષકોને માટે કેટલીક સૂચનાઓ છે. એ સૂચનાઓનો અમલ સાધારણ શિક્ષકો કરશે કે કેમ તે શંકા છે; પરંતુ તે સૂચનાઓ સારી તો છે જ. ચોપડીમાં ચિત્રો પણ સારાં છે. છપાઇ વગેરે પણ સુઘડ છે.

પાઠ ૩૯માંનું 'ચાંદલિયો'વાળું ગીત શ્રી. ત્રિભુવન વ્યાસનું છે; અત્રે ભૂલથી નીચે 'સુંદરમ્' લખાયું લાગે છે. પાઠ ૨૯માં નીંદવાનું ગીત છે. નીંદવાનું કામ **ખરપડીથી** થાય છે; આ ગીતમાં 'દાતરડી' જણાવ્યું છે, તે પણ ભૂલથી લાગે છે: પાઠ ૫૬માંની કવિતામાં પણ આમ બનેલું લાગે છે. પાઠ ૫૨માં 'સંપીલા કુટુંબ'માં **દેહ, પગ, આંખ, જીભ, નખ** વગેરેને કુટુંબીઓ કલ્પી રૂપકરૂપે પાઠ લખાયેલો છે. આ રૂપક બાળકો સમજશે કે કેમ તે શંકા છે; અને જો તેઓ તે ન સમજી શકે તો પાઠની ખૂબી મારી જાય છે.

એકંદરે આપણી પહેલી ચોપડીઓમાં આ ચોપડી એ એક વિશિષ્ટ પ્રકારનો આવકાર-દાયક વધારો છે; અને એનો યોગ્ય સત્કાર થશે એવી આશા છે.

**શં. સો. પટેલ**

**૭. સાતમી ચોપડી**—પ્રકાશક : નવજીવન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃ. ૨૦૦, પૂઠું હાથબનાવટના કાગળનું, કિં. ૦-૬-૦.

આ ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિનું ૧૭મું પુસ્તક છે. એ ગૂજરાતી શાળાના સાતમા યા અંગ્રેજી શાળાના ત્રીજા ધોરણ માટે તૈયાર કરવામાં આવ્યું છે.

કુલ ૬૨ પાઠ છે. તેમાં ૨૭ કવિતાઓ છે.

પાઠોની પસંદગી સારી થઇ છે. પણ કેટલાક પાઠો એટલા લાંબા થયા છે કે વાંચતાં બાળકો કંટાળી જાય; જ્યારે કેટલાક પાઠો એટલા ટૂંકા થયા છે કે જેમાં હકીકતની આવશ્યકતા જણાય છે. 'પ્રેમાનંદ'ના પાઠમાં એની શૈલી સંબંધી નિર્દેશ કરી લેખક પ્રેમાનંદના જીવન સંબંધી વધુ કંઇ જ કહેતા નથી.

સર સૈયદ અહમદખાન, મહર્ષિ દાદાભાઇ, અસ્પૃશ્યતા, ભગવાન ઇશુ ખ્રિસ્ત, માખીની રોજનીશી વગેરે પાઠો સારા લખાયા છે.

ટાઇપ જરા મોટા વપરાયા હોત તો ઠીક હતું. **'દ્રષ્ટા'**

**૮. કલાનો નાદ**—લેખક: શ્રી. કાલિદાસ ના. કવિ, પ્રકાશક: શ્રીશક્તિ કાર્યાલય, ડેળાંપીઠ, સુરત. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૦+૮૯, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૧-૪-૦.

આપણે ત્યાં ભજવાતાં ત્રિઅંકી નાટકો ભજવતાં વધુ વખત જાય છે તેથી પ્રેક્ષકો કંટાળી જાય છે; તેમ ન થાય તે હેતુ લક્ષ્યમાં રાખી લેખકે આ એકાંકી નાટક પાંચ પ્રવેશોમાં યોજ્યું છે.

એક ભણેલીગણેલી કલાપૂજક યુવતી કલાકારને નિર્વ્યસની જોવા ઝંખે છે. પરંતુ તેને કયાંય તે મળતો નથી. એ વસ્તુવિધાનની ભૂમિકા પર આ રચના રચાઇ છે. નાટિકાનાં પાત્રો-કલાકાર પાત્રોની જે કલ્પના પ્રયોજકે કરી છે તેવા દાખલા અલ્પાંદ્યા જ હોય છે. કલાકાર નિર્વ્યસની નથી જ હોતો અને કયાંય મળતો નથી, એ કથન ખોટું જ છે. અને

કલા ખાતર નિર્ભ્યસની કલાકારને પરણવા-તૈયાર થનાર પ્રતિભાનું પાત્ર પણ જાણે આડંબરમાં જ ઊભું કર્યું હોય તેવું ભાસે છે. માત્ર શબ્દભંડોળ એકઠો કરી આ નાટિકા રચાઈ છે. અમને લેખક આમાં સફળતા પામ્યા જણાતા નથી. વસ્તુસંકલના જોઇએ તેવો ઉઠાવ પામી શકી નથી.

૯. દૂધઃ—લેખકઃ ડૉ. નરસિંહ મૂળજીભાઇ શાહ, પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨+૧૧૮, સાદુ પૂઠું, મૂલ્ય ૦–૬–૦.

આપણાં જીવનતત્ત્વોમાં દૂધ કેટલું ઉપયોગી જીવનતત્ત્વ પૂરું પાડે છે તેને લગતી કેટલીક માહિતી લેખકે આ પુસ્તકમાં આપી છે. લેખક પોતે વિજ્ઞાનના પ્રાધ્યાપક હોઇ દૂધની વૈજ્ઞાનિક નજરે જણાતી ઉપયોગિતા અને મહત્તા બતાવી છે. લેખકે બનારસ હિન્દુ વિદ્યાપીઠવાળા પ્રો. ગોડબોલેના અંગ્રેજી પુસ્તક અને હિંદી સરકારે દૂધને લગતા પ્રશ્નો સંબંધે સૂચના કરવા નીમેલા ડૉ. એન. સી. રાઇટના એ વિષયના હેવાલ પરથી આ પુસ્તક તૈયાર કર્યું છે. જરૂરજોગી વિગત સમજાવતાં ચિત્રો પણ આપ્યાં છે.

આપણા આયુર્વેદવિશારદોએ દૂધને અતિઉપયોગી ખોરાકતત્ત્વો જેવો ગણીને ઘેર ઘેર ગાય પાળવાનો આદેશ કરેલો જ છે અને એ.જ એક કાળે હિંદવાસીઓ માટે ઉત્તમ મનાતું, એટલે આપણે દેશી દૃષ્ટિએ દૂધ સંબંધે જનતાને સમજાવવાનું હોય જ નહિ. પરંતુ વૈજ્ઞાનિક દૃષ્ટિએ દૂધની ઉપયોગિતા માગનારને આમાંથી દૂધનું વિજ્ઞાન જાણવા મળશે.

માંસાહાર માટે આગ્રહ રાખનારાઓને દૂધ કેટલે દરજ્જે એની ગરજ સારે છે તે આ પુસ્તકમાં સરસ રીતે બતાવ્યું છે.

**૧૦. બુદ્ધિપ્રકાશલેખસંગ્રહ–ભા. ૧ લોઃ**—સંપાદકોઃ શ્રી. નવલરામ જ. ત્રિવેદી અને શ્રી. અનંતરાય મ. ગવળ; પ્રકાશકઃ કદઃ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૨ + ૪૦૪, સાદુ પૂઠું, મૂલ્ય રૂા. એક.

ગુજરાતમાં એક જમાનો હતો, જ્યારે આજની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ અને એનું મુખપત્ર "બુદ્ધિપ્રકાશ" ગુજરાતીઓના જીવનઘડતરમાં–તેમની નૈતિક, ધાર્મિક, આર્થિક તેમ જ શિક્ષણવિષયક અને સમાજસુધારાની બાબતમાં–સારો ફાળો આપતાં હતાં. ત્યારના બુદ્ધિપ્રકાશે આપણા સાહિત્યમાં પણ સારો ફાળો નોંધાવ્યો છે. ત્યારનું એ સાહિત્ય જતે દિવસે કાળગર્ભમાં સમાઈ ન જાય અને ત્યારના એ ઉપયોગી લેખો ચિરંજીવ રહી જનતાને માર્ગદર્શન આપ્યા કરે તે માટે એમાંના વીણી કાઢેલા સમાજસુધારાના, ધર્મવિચારના; ભાષા અને સાહિત્યના તેમ જ વાર્તા, નાટક, ચરિત્ર, ઇતિહાસ અને વિજ્ઞાનના વિષયને લગતા લેખો, જે સન ૧૮૫૪ થી ૧૯૦૮ સુધીમાં છપાયેલા તે અહીં અપાયા છે.

સંપાદકોએ આ લેખોની પસંદગી કયા ધોરણે કરી છે તે પુસ્તકના નિવેદનમાં જણાવ્યું છે. આ પસંદગીમાં તે સમયે કેવા પ્રકારનું સાહિત્ય લખાતું તેના અભ્યાસીઓને ઉપયોગી થઈ પડે તે માટે સારા તેમ જ સામાન્ય એવા લેખો પણ આમાં લીધા છે અને જોડણી પણ તે જ કાયમ રાખી છે.

૧૯ મી સદીના ઉત્તરાર્ધના ગુજરાતી સાહિત્યનો અભ્યાસ કરવા ઇચ્છનારને આમાંથી જરૂર અભ્યાસયોગ્ય વસ્તુ મળી આવશે. અને ત્યારના ધાર્મિક સામાજિક અને શિક્ષણવિષયક જાહેર વિચારો પણ જાણવા મળશે.

૧૧. નાઝીરાજઃ—લેખકઃ શ્રી. ચન્દ્રભાઇ કા. ભટ્ટ, પ્રકાશકઃ પ્રગતિ સાહિત્ય મંદિર, રાજકોટ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૧૯, સાદુ પૂઠું, મૂલ્ય રૂા. પોણાબે.

પુસ્તકમાં લેખકે જોશીલી શૈલીએ અને કેટલેક સ્થળે કલ્પનાનો આશ્રય લઇને નાઝી રાજ્યનો ઇતિહાસ આલેખી એ રાજ્યના સૂત્રસંચાલકો, એમની રાજદ્વારી રીતરસમો અને તેઓ કેવા પ્રકારનાં વલણ અખત્યાર કરે છે તેનું ચિત્ર દોરતું વર્ણન આ પુસ્તકમાં આપ્યું છે.

લેખકે હિટલર અને એના સાથીદારો પ્રત્યે વાચકને તિરસ્કાર છૂટે, અને રોમાંચ અનુભવે એવું વર્ણન આપ્યું છે. નાઝીવિરોધી પ્રવૃત્તિમાં આ પુસ્તક સારો સાથ આપે તેવું લેખી શકાય. કેટલાંક ચિત્રો આપી પુસ્તકને સચિત્ર બનાવ્યું છે.

૧૨. સચિત્ર સિદ્ધપુર માહાત્મ્યઃ—સંશોધક અને પ્રકાશક : વૈદ્ય કેશવલાલ દાદાભાઈ ભટ્ટ, મુ. સિદ્ધપુર. ડેમી કદનાં ૨૬ કાગળનાં પૃષ્ઠ ૫૯, આર્ટ પેપરનું રુદ્રમાળના ચિત્રવાળું સાદુ પૂઠું, મૂલ્ય ૦–૪–૦.

આ પુસ્તકમાં પુરાણપ્રાચીન શહેર સિદ્ધપુરની કેટલીક પરંપરાએ ચાલી આવતી ઐતિહાસિક માહિતી આપી આજના સિદ્ધપુરનું કંઇક દિગ્દર્શન કરાવવા પ્રયત્ન કર્યો છે. આજના સિદ્ધપુરની જોવા જાણવા જેવી સંસ્થાઓનો પણ તેમાં નિર્દેશ કરેલો છે. સિદ્ધપુર વિષે કંઇક જાણવા ઇચ્છનારને એમાંથી થોડું ઘણું જાણવાનું મળે તેવું છે.

પુસ્તકના શરૂભાગથી માંડી છેક છેવટ સુધી સ્થળે સ્થળે જાહેરખબરોનો જે ખીચડો ભરવામાં આવ્યો છે તેને અમે વખોડી કાઢીએ છીએ અને વધુ વખોડવાપાત્ર તો તેમાં અનિચ્છનીય એવી દવાઓની જે જાહેરખબરો છપાઇ છે તે છે. હમણાં હમણાં જ્યારે મહાલ પુ. પરિષદો અનિષ્ટ જાહેરખબરોવાળાં સારામાં સારાં પુસ્તકોના પુસ્તકાલયપ્રવેશ સામે બારણાં બંધ કરવા તૈયારી બતાવી રહી છે તેવે વખતે અમે સમયસરનો અમારો સાથ પુરાવી રાજ્યનાં તેમ જ બહારનાં તમામ પુસ્તકાલયોને જણાવીએ છીએ કે સિદ્ધપુર સરખા પુરાણપવિત્ર ધામના પરિચયના આ પુસ્તક સાથે જોડાયેલી અનિચ્છનીય જાહેરાતોથી ભરપૂર એવા એ પુસ્તકને માટે તમામ પુસ્તકાલયો પોતાનાં બારણાં બંધ જ રાખે. રખે કોઈ આ પુસ્તકને પુસ્તકાલયમાં પેસવા દે. અનિચ્છનીય જાહેરાતને લીધે આ પુસ્તક અસ્પૃશ્ય બન્યું છે.

પ્રકાશક તરફથી જા. ખ. વિનાની આવૃત્તિ પુસ્તકાલયોને પૂરી પાડવામાં આવે તો જ તેને ગ્રાહ્ય રાખવી જોઈએ.

**મણિલાલ પ્ર. વ્યાસ**

## સામયિકો

**૧ માનસી**—વર્ષ ૫ અંકાંક ૩–૪ સપ્ટેંબર–ડિસેંબર ૧૯૪૦; પૂર્ણ સંખ્યા ૧૯–૨૦ તંત્રીઃ વિજયરાય ક. વૈદ્ય, દરજી મહોલ્લો, નાનપુરા, સુરત. વા. લવાજમ રૂ. ૫. પ્રકાશન-સ્થાનઃ આનંદ પ્રેસ, સ્ટેશન રોડ, ભાવનગર, પૃષ્ઠ ૩૦૯ થી ૫૧૪.

" માનસી "નો આ સંયુક્ત અંક જાન્યુઆરી ૧૯૪૧ માં પ્રસિદ્ધ થાય છે. એમાં કવિ ખબરદારના ' મહાછંદ ' ની, જ. એ. સંજાનાએ લીધેલી સમાલોચના છે. રા. ખબરદારે એનો પ્રત્યુત્તર 'જન્મભૂમિ' કે 'ગુજરાતી'માં થોડા વખત પર વાંચ્યાનું યાદ છે. ટોમસ હાર્ડી, ડૉ. બ્યુહલરના ચાર પત્રો, મારી લેખનપદ્ધતિ, સર્જક અને સંવાહક, ધનુભાઈ, સાહિત્ય-કુંજનું ગુલાબ, મિલન વગેરે લેખો ખાસ વાંચવા લાયક છે. છેવટમાં પુસ્તકોની સમાલોચનો છે. દરેક કસ્બા પુસ્તકાલયે આ ત્રિમાસિક ખરીદવું જોઇએ. શિષ્ટ સામયિકોમાંનું એક એ છે. સામાન્ય જનતા માટે એ નથી પરંતુ કસ્બા પુસ્તકાલયો એના વિના ચલાવી ન લે.

**ના. ચં. દીવાનજી.**

---

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| ઊર્મિ | ૧૦ | ૧૧ | ફેબ્રુઆરી | ૫-૨-૪૧ |
| કિશોર | ૬ | ૨-૩ | ઑક્ટો.-નવે. | ૧૨-૧-૪૧ |
| કુમાર | ૧૮ | ૪ | એપ્રિલ | ૧૬-૪-૪૧ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૨૯ | ૮ | મે | ૧-૫-૪૧ |
| ગુણસુન્દરી | ૩૫ | ૯ | મે | ૧-૫-૪૧ |
| ગ્રામજીવન | ૧૧ | ૧૦ | મે | ૧-૫-૪૧ |
| ઘરશાળા | ૧ | ૮ | માર્ચ | ૯-૩-૪૧ |
| ચરોતર | ૧૧ | ૪ | એપ્રિલ | ૧૬-૪-૪૧ |
| ચિત્રમય જગત | ૨૭ | ૨ | મે | ૩-૫-૪૧ |
| નવચેતન | ૩૮ | ૭ | એપ્રિલ | ૨૮-૩-૪૧ |
| નવરચના | ૫ | ૧૨ | માર્ચ | ૧-૪-૪૧ |
| પાટીદાર | ૧૮ | ૭ | વૈશાખ | ૨૬-૪-૪૧ |
| પ્રસ્થાન | ૧૫ | ૨ | માગશર | ૧૩-૨-૪૧ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૩ | જાન્યુ-માર્ચ | ૩-૫-૪૧ |
| બાલજગત | ૩ | ૫ | મે | ૯-૫-૪૧ |
| બાલજીવન | ૨૧ | ૭ | મે | ૭-૫-૪૧ |
| બાલમિત્ર | ૨૦ | ૧૦ | મે | ૩-‘-૪૧ |
| બાલસખા | ૪ | ૧૧ | એપ્રિલ | ૧-૪-૪૧ |
| બાળક | ૧૯ | ૫ | મે | ૧-૫-૪૧ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૮ | ૧ | જાન્યુ-માર્ચ | ૩-૫-૪૧ |
| યુવક | ૧૧ | ૪ | એપ્રિલ | ૫-૪-૪૧ |
| રેખા | ૨ | ૮ | એપ્રિલ | ૨૮-૩-૪૧ |
| વૈદ્યકલ્પતરુ | ૪૬ | ૪ | એપ્રિલ | ૧૧-૪-૪૧ |
| વ્યાયામ | ૨૬ | ૭ | એપ્રિલ | ૧૬-૪-૪૧ |
| શારદા | ૩૪ | ૧ | એપ્રિલ | ૧૫-૪-૪૧ |
| શિક્ષણ અને સાહિત્ય | ૨ | ૮ | મે | ૧-૫-૪૧ |
| સુવાસ | ૭ | ૭ | એપ્રિલ | ૧૮-૪-૪૧ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૪ | ૧ | જુન-જુલાઇ-ઑગસ્ટ | ૩-૧-૪૧ |
| સ્ત્રીબોધ | ૮૫ | ૪ | એપ્રિલ | ૫-૪-૪૧ |
| સ્કાઉટવીર | ૧૧ | ૩ | એપ્રિલ | ૧૫-૪-૪૧ |

—✻—

**કુમાર : એપ્રિલ : ૧૯૪૧**

**મારી નજરે :** આ લેખમાં કુમારો-કિશોરોને રાષ્ટ્રવિધાનમાં કંઇક ફાળો આપવા પ્રેરણા આપે છે અને ભોજન તેમ જ ખાનપાન ઇ૦ ને લગતી જરૂરી વ્યવસ્થા સાચવવા અને એને અનુરૂપ વ્રતધારી બનવા પ્રેરણા આપે છે. વળી ભોજન એ સંસ્કૃતિનું પ્રતીક હોવાનું જણાવી જમણવારમાં થતા બગાડને ભાંડનારાઓને પાર્ટીઓમાં થતા બગાડ તરફ ઠીક ધ્યાન દોરે છે. તેમ જ વસ્ત્રોની ટાપટીપ અને એને અંગેની કરકસર તેમ જ કચરામાં જતી ઉપયોગી ચીજો કાઢી લઇ તેનો ઉપયોગ કરવાની સૂચના કરી છે.

**શ્રીમતી નિકસન :** મુંબઇમાં વસતાં આ અંગ્રેજ ચિત્રલેખાનો ટૂંક જીવનપરિચય આ લેખમાં આપ્યો છે. તેમની ચિત્રકલા "ઇલસ્ટ્રેટેડ વિકલી"ના પૂઠા પર, રેલવે સ્ટેશનો પરનાં પોસ્ટરોમાં જોવા મળે છે. વળી મુંબઇના ટાઉન હોલમાં ભરાતાં ચિત્ર પ્રદર્શનોમાં પણ તેમનાં ચિત્રો હોય છે. એમના આ જીવનમાંથી આપણો નારીસમુદાય સારી પ્રેરણા મેળવી શકે.

**આસામની એક ઝાંખી :** આ પ્રદેશનું પ્રાચીન નામ 'પ્રાગ્જ્યોતિષ' છે. આજ એને 'અસમ' કહે છે. ત્યાં થઇને વહેતી

બ્રહ્મપુત્રા નદીની બંને બાજુ ખેતી કરવા લાયકની ખેડાઉ જમીનને લીધે એની આબાદી છે. એના પર કુદરતની અસાધારણ કૃપા છે. અહીંના જેવી ઉપજાઉ ભૂમિ બીજી નથી. તેને લગતી જાણવાજોગ માહિતી આ લેખમાં કાકા સાહેબે એમની હમેશની શૈલીએ આપી છે.

**પાટણના જૈન જ્ઞાનભંડારો :** પાટણના આ ભંડારો સંબંધે અત્યાર સુધીમાં ખૂબ કહેવાયું-લખાયું છે. પરંતુ તેનો અત્યાર અગાઉ દેશી-વિદેશી વિદ્વાનોએ કેવો અને કેટલો લાભ લીધો તેમ જ ગાયકવાડ સરકારે એના ઉદ્ધાર અર્થે શી શી યોજના કરી તે તેમજ ઇતર માહિતી આ લેખમાંથી મળી આવશે.

## ગુણસુન્દરી : મે : ૧૯૪૧

**રાજકીય વિષયમાં સ્ત્રીઓનું સ્થાન :** લેખિકા બ્હેનના મત મુજબ, સ્ત્રીએ દરેક રાષ્ટ્રીય ક્ષેત્રમાં ભાગ લેવો જોઇએ. ખાસ કરીને તમામ રચનાત્મક કામમાં અસ્પૃશ્યતા-નિવારણના કાર્યને ઉપાડી શકે. વળી તે બહેન કહે છેઃ જે સંસ્થાઓમાં બહેનો નથી તે સંસ્થાઓ ચાલવાની નથી. ( આ લેખ લખવા માટે લેખિકાને વડોદરા રાષ્ટ્રીય સ્ત્રીસમાજ તરફથી ઇનામ અપાયું હતું. )

**સંગીતની જીવન પર અસર :** સંગીત વગર માનવી રહી શકે જ નહિ. આ સમગ્ર સંગીત સમજવાને માટે ઇશ્વરે દરેકને શક્તિ અર્પી છે. તેને સમજવી તેનો ઉપભોગ કરવો ને પ્રભુમય જીવન કરવું તે મનુષ્યના હાથમાં છે. આ કળાથી ઇશ્વર મનુષ્ય અને સંસાર વચ્ચેના ભેદો ખુલી જાય છે. ક્ષણે ક્ષણે બદલાતા નાશવંત જગતમાં સંગીતની અસર જ સનાતન રહેવાની છે. ભારતવર્ષમાં જ્યારે આવા કલાકારો થશે ને કળાની અસર થશે ત્યારે તે કળાઓ પૂજા સમાન બનશે. ને તે કળાઓ જીવનને ઉન્નત બનાવશે.

**મહાજનોની માતાઓ :** આ લેખમાં દાદાભાઇ નવરોજી, મહાત્મા ગાંધીજી, શ્રીમતી સ્વરૂપરાણી નહેરૂ અને ગોપાલકૃષ્ણ ગોખલેનાં માતાઓની ઝાંખી જીવનરેખા આપી તેમણે તેમના પુત્રો પર તેમણે કરેલી અસર બતાવી છે.

## ચિત્રમય જગત : મે. ૧૯૪૧

**ગૃહસ્થ સંન્યાસ :** મહાકવિ ન્હાનાલાલે મુંબઇમાં ગુર્જર ચોર્યાશી બ્રાહ્મણ જ્ઞાતિના મેળાવડા સમક્ષ આપેલું આ ભાષણ છે. તેમાં પ્રાચીન કાળના ગૃહસ્થ બ્રાહ્મણો કેવું સંન્યાસી જીવન જીવતા તે કવિશ્રીની પ્રાસાદિક વાણીમાં વર્ણવાયું છે.

**સાત સાગરો :** આ લેખ ઑલ ઇન્ડિયા રેડિયોના મુંબઇ સ્ટેશનેથી બ્રોડકાસ્ટ થયો હતો. તેમાં દુનિયાની ભૂગોળમાં સાત સમુદ્રોને લગતી સમજૂત આપી છે. તેમાં પૃથ્વી પક્ષનો સિદ્ધાંત, મેરુની સમજણ, દ્વીપ શબ્દનો અર્થ અને પંચામૃત તેમ જ પ્રદક્ષિણ સિદ્ધાંતો વિષે જણાવ્યું છે. ભૂગોળવિદ્યામાં રસ ધરાવનારને એમાંથી ઠીક જાણવા જોગ માહિતી મળી આવશે.

## યુવક : એપ્રિલ : ૧૯૪૧

**જર્મન કુમારિકા દળ :** જર્મનીમાં જેમ કુમારો-કિશોરો-જુવાનો માટેનાં તાલિમ-

દળો યોજાય છે, તેમ કુમારિકાઓ માટે-ભવિષ્યની નાગરિક માતાઓ માટેનાં તાલિમ દળો પણ યોજાય છે. એમનાં પર્યટનો પણ યોજાય છે અને વિવિધ કાર્યક્રમો પણ થાય છે.

**મેનિન્જાઇટીસનું મૂળ :** થોડાંક વર્ષો પર અમદાવાદ અને બીજાં શહેરોમાં આ રોગ ફાટી નીકળેલો. એના મૂળ વિષે જાણવા ઇચ્છનારને આ લેખમાંથી ઠીક જાણવાનું મળશે. મૂળ લેખકે ૮૦,૦૦૦ ઉપરાંત સાધ્ય, કષ્ટસાધ્ય અને અસાધ્ય દર્દોથી પીડાતા દર્દીઓને સાજા કર્યા હતા.

**જીવનવેતન એટલે ચારિત્ર્યવેતન :** જીવનવેતનનો સિદ્ધાંત એ કોઇ મામૂલી વસ્તુ નથી. જીવનવેતન એક સામાજિક જવાબદારી છે. જીવનવેતનથી ઓછું આપવું એ તો ખરાબ જ છે, જીવનવેતનનો ઉપયોગ સદાચાર વધારવામાં કરી શકીએ, જે નિર્વ્યસની અને સદાચારી હોય–જે નિર્વ્યસની હોય અને સદાચારી બનવાની ખાતરી આપે તેમને જીવનવેતન પર પહેલો અધિકાર હોય. જીવનવેતન મારફત આપણે સ્વરાજ્ય, સર્વ રાજ્ય તથા રામરાજ્યની દિશામાં આગળ વધી શકીશું.

**શારદા : એપ્રિલ : ૧૯૪૨**

**ધ્વસ્ત થતાં ગોકુળિયાં :** આજે આપણાં ગામડાંની જે અવદશા થઇ રહી છે અને પડતી આવી છે તેનો હૃદયસ્પર્શી ચિતાર આ કાવ્યમાં છે.

**પિત્તળનો લોટો :** આપણા ગુજરાતમાં અગાઉ કળાકારીગરીની કોતરણીવાળાં ચિત્રકામવાળા લોટાઓ પર તેમજ બીજાં વાસણો પર એવું જે ચિત્રકામ થતું તેને લગતી માહિતી છે. ગુજરાતની એ પ્રાચીન કારીગરી સંબંધી ઠીક હકીકત આ લેખમાંથી મળશે.

**કેટલીક રમૂજી કહેવતો :** આપણે ત્યાં જુદા જુદા વિષય પર અનેક કહેવતો છે. કેટલીક માર્મિક અને કટાક્ષમય પણ હોય છે. એના કેટલાક જાણવા જેવા નમુના આ લેખમાં છે.

## ज्ञाने परिसमाप्यते ।

આપણા પ્રભાવશાળી પૂર્વજો જગતમાં જ્યારે સર્વોત્તમ સદ્ગુણો કયા તે સ્પષ્ટ કરી તેમનો પ્રચાર કરવા ઇચ્છતા, ત્યારે તેઓ પોતાની સરકારોને સુવ્યવસ્થિત કરતા. પોતાની સરકારોને સુવ્યવસ્થિત કરતા પહેલાં, તેઓ પોતાનાં કુટુંબોને નિયમમાં આણતા. પોતાનાં કુટુંબોને નિયમમાં આણતા પહેલાં, તેઓ પોતાની જાતને કેળવતા. પોતાની જાતને કેળવતા પહેલાં, તેઓ પોતાના આત્માને પરિપૂર્ણ કરતા. પોતાના આત્માને પરિપૂર્ણ કરતા પહેલાં, તેઓ પોતાના વિચારોમાં પ્રામાણિક અને સત્યનિષ્ઠ થવા મથતા. પોતાના વિચારોમાં પ્રામાણિક અને સત્યનિષ્ઠ થવા મથતા પહેલાં, તેઓ પોતાના જ્ઞાનની સીમા વધારાય તેટલી વધારતા. જ્ઞાનનું આ પ્રકારનું સંશોધન વસ્તુઓની તપાસણીમાં અને તેઓ જેવી હોય તેવી—વાસ્તવિક રૂપે જોવામાં સમાતું. આ પ્રકારે વસ્તુઓ તપાસવામાં આવતી હતી, એટલે જ્ઞાન પરિપૂર્ણ બનતું હતું. જ્ઞાન પરિપૂર્ણ બનતું હતું, એટલે તેમના વિચારો પ્રામાણિક ને સત્યનિષ્ઠ થતા હતા. તેમના વિચારો પ્રામાણિક અને સત્યનિષ્ઠ થતા હતા, એટલે તેમના આત્મા પરિપૂર્ણ થતા હતા. તેમના આત્મા પરિપૂર્ણ થતા હતા, એટલે તેઓ જાતે કેળવાતા હતા. તેઓ જાતે કેળવાતા હતા, એટલે તેમનાં કુટુંબો નિયમમાં આવતાં હતાં. તેમનાં કુટુંબો નિયમમાં આવતાં હતાં, એટલે તેમની સરકારો સુવ્યવસ્થામાં આણી શકાતી હતી. તેમની સરકારો સુવ્યવસ્થામાં આવતી હતી, એટલે આખું જગત શાંત અને સુખી થતું હતું.

કૉન્ફ્યૂશિયસ.

આ ઉપરાંત આ અંક ખાસ અંક હોઇને બીજા પણ કેટલાક લેખો-વાર્તાઓ વાંચવા જેવા છે.

**શિક્ષણ અને સાહિત્ય : મે : ૧૯૪૧**

**સિંધુ પછી ગંગા :** લોકમાતાના લેખક કાકા કાલેલકરે આ લેખમાં ગંગાના બિહારમાંના પટ અને રમણીય દશ્યો તેમ જ સૌંદર્યનું કવિત્વમય સુંદર બ્યાન આપ્યું છે.

**લોકશિક્ષણમાળા :** આ લેખ આ જ અંકના સામયિક દોહન વિભાગમાં છે. જરૂર વાંચો.

**'યુરેકા, યુરેકા' :** આ લેખમાં ઇટાલીના, મહાન શોધક આર્કીમીડીઝનું ટૂંક જીવનચરિત્ર છે. એક સિદ્ધાંતની શોધ કરી–સોનામાં કેટલો ભેગ છે તે શોધી કાઢી તે નાહતો નાહતો નગ્ન નાઠેલો તે એની તલ્લીનતા બતાવે છે. તે ભાષામાં "યુરેકા"નો અર્થ "મેં શોધ્યું" એવો થાય છે. એ ઉપરાંત યુદ્ધોપયોગી પણ કેટલીક શોધો તેણે કરેલી.

**સુવાસ : એપ્રિલ : ૧૯૪૧**

**સર વ્યંકટ રામન :** આ વિખ્યાત હિંદી વિજ્ઞાનશાસ્ત્રીના જીવનની ટૂંક, રૂપરેખા આ લેખમાં છે. અધ્યાપકપદે રહી તેમણે કરેલી વિજ્ઞાનના વિદ્યાર્થીઓની સેવા અણમોલ છે. તેમણે અનેક નવી શોધો કરી છે. સંખ્યાબંધ વિદ્યાર્થીઓને તેમણે વિખ્યાત વિજ્ઞાનિકો બનાવેલા. ૧૯૨૧ માં તેમને "ડૉકટર ઑફ સાયન્સ"ની પદવી મળેલી; ૧૯૨૪ માં તે યુરોપ–અમેરિકાની મુસાફરીએ ગયેલા. વૈજ્ઞાનિક જગતમાં તેમનું નામ જગમશહૂર છે. તેમણે કરેલી શોધો પૈકી "રામન ઇફેકટ" પ્રકાશને લગતી શોધે તેમને જગદ્વ્યાપી સન્માન અપાવેલું.

**ચંપા :** ભારતવર્ષનાં પ્રાચીન સંસ્થાનોમાંનું આ પણ એક છે. ફ્રેન્ચ હિન્દી ચીનના પૂર્વદક્ષિણ ભાગનું અસલ નામ "ચંપા" હતું. ત્યાંની મૂળ પ્રજા અયોધ્યા અને તેની આસપાસના પ્રદેશમાંથી ઊતરી આવેલી. સમય જતાં તે ચીનના સંપર્કમાં આવેલી. બન્ને પ્રજાઓ લોહીથી સંકળાઈ ગઈ. ને તેમના મિશ્રણમાંથી નવી–આમપ્રજા જન્મી. આ પ્રદેશની ઐતિહાસિક હકીકત આ લેખમાં છે.

---

માણસ જે મેળવે છે તેમાં નહિ, પણ જે મેળવવા તે ઝંખે છે તેમાં તેની સાર્થકતા સમાયેલી છે.

* * *

માનવજીવનનું રહસ્ય સિદ્ધિમાં નહિ, પણ તેની સાધ્યની ભક્તિમાં રહેલું છે.

* * *

આપણું મન વાદળી જેવું અને હૃદય પ્રવાહ જેવું છે.

આપણામાંના ઘણા (પ્રવાહ પેઠે) વહેવાનું નહિ પણ (વાદળી પેઠે) ચૂસવાનું પસંદ કરે છે, એ નવાઇ જેવું નથી?

**ખલિલ જિબ્રાન**



**અમદાવાદનું રમખાણ અને પ્રકાશકો**—ગઇ તા. ૧૮મી એપ્રિલે અમદાવાદે છેલ્લાં કેટલાંય વર્ષો સુધીમાં નહિ અનુભવેલો તેવો ભયંકર કેર અનુભવ્યો છે. સંખ્યાબંધ મકાનો અને વેપારી દુકાનો નાશ પામ્યાના હેવાલો બહાર આવે છે. અને જાનમાલની ખુવારીનો અંદાજ પણ જેવો તેવો નથી.

આ રમખાણ દરમિયાન પ્રકાશનકાર્ય કરનારાઓને પણ વેઠવા વારો આવ્યો છે. તે પૈકી ગૂજરાત સાહિત્ય મંદિર અને ગુજરાત ઓરીએન્ટલ બુક ડેપોની દુકાનો નજરે જોતાં જમીનદોસ્ત થઇ ગયેલી જણાય છે. એવી જ રીતે અમદાવાદનાં અખબારો " સંદેશ " અને " ગુજરાતી પંચ "ને માથે જે ગજબ નુકસાન વેઠવા વારો આવ્યો છે, તેના હેવાલો આ અગાઉ દૈનિક વર્તમાનપત્રોમાં આવી ગયા છે. એટલે અહીં તેનો ઉલ્લેખ કરવો અસ્થાને છે.

અને એ બધા ય સાથે વધુ કમકમાટી ઉપજાવે એવા સમાચાર તો એક પ્રકાશક મેસર્સ એસ. બી. શાહની કંપનીમાં કામ કરતા નોકર શ્રી. હરિશંકર ત્રિવેદી જે રમખાણના ભોગ બની ગયા તેમનો છે. કહે છે કે ટૂંકા પગારના એ ભાઈ અમદાવાદના હુલ્લડના ભોગ થયા છે અને તેમની પાછળ નિરાધાર કુટુંબ રહી જવા પામ્યું છે. આવાં નિર્દોષ બલિદાનો તો આ રમખાણે કેટલાંય લીધાં હશે તે તો જ્યારે બહાર આવશે ત્યારે ખબર પડશે.

આ તબક્કે અમે અમારા વ્યવસાયબંધુઓ જેઓ આ રમખાણમાં નુકસાન પામ્યા છે તેમના પ્રત્યે હાર્દિક દિલસોજી વ્યક્ત કરીએ છીએ.

**પૂછપરછ કરશો નહિ**—" બોધ " માસિના સંચાલકે અમને જણાવ્યું છે તેમજ કલકત્તાના " નવચેતન " માસિકે તેમના એપ્રિલ અંકમાં એ માસિકના મે-જુન માસના અંકો સંયુક્ત અંકો તરીકે બહાર પાડવા જાહેર કર્યું છે. તો એ માસિકો વખતસર ન મળે તો તે માટે પૂછપરછ કરવા જરૂર નથી. તેવી જ રીતે અમદાવાદમાં થઇ ગયેલા હુલ્લડમાં " ગુજરાતી પંચ " પત્રની ઓફિસ આગમાં ખાખ થવાથી એ પત્રના સંચાલક એની પુનર્વ્યવસ્થા કરી રહ્યા છે. એ પત્રના ગ્રાહકોની યાદી પણ બચવા પામી નથી, જેથી જે જે પુસ્તકાલયો એ પત્રનાં ગ્રાહક હોય તેઓ પોતાનાં નામ એ પત્રના વ્યવસ્થાપકને લખી મોકલે.

## પુસ્તકાલયોને મળેલી મદદ—

**સા. પુ. માંત્રોજ** ( તા. કરજણ )ને તે જ ગામના શ્રી. મણિશંકર પુરુષોત્તમ ભટ્ટે તેમના પિતાશ્રીના સ્મરણાર્થે રૂ. ૪૦) નું કબાટ ભેટ આપ્યું છે.

**સા. પુ. વાલમ** ( તા. વીસનગર )ને ૨૧) એક નાટકમંડળીના ખેલ મારફત તેનો ખર્ચ જતાં, ૨) ભાન્ડુના સુથાર મોહનલાલ બેચરભાઈ, ૩) મહેસાણાના શા. પ્રહલાદ

નાનચંદ, ૩) પા. અમૃતલાલ ગોપાળ, ૨) જોષી ભીખાલાલ પુરુષોત્તમ, ૨) જોષી ઉમિયાશંકર કિરપાશંકર તરફથી.

**શિષ્ટવાચનની ૨૦મી પરીક્ષા**—વડોદરા રા. પુ. મંડળ તરફથી હવે પછી લેવાનાર શિષ્ટવાચનની ૨૦મી પરીક્ષાસંબંધેની સદર મંડળ તરફથી આ પછીનાં પૃષ્ઠ ૨૯૮ પર પ્રકટ થયેલી જાહેરાત વાંચી તુરત તેમાં બેસવા આજથી જ તૈયારી કરો અને બીજાઓને તે તરફ પ્રેરો.

**વિદ્યાર્થીઓ માટે શિષ્ટવાચન પરીક્ષા**—કરજણ મહાલ પુ. મંડળ તરફથી તા. ૨૯-૬-૪૧ ના રોજ અંગ્રેજી ધોરણ ૧ થી ૪ સુધીના વિદ્યાર્થીઓ માટે રખાઈ છે. એ માટે શ્રી. રસૂલભાઇ વહોરા કૃત " મોતીભાઇ અમીન " એ પુસ્તક પસંદ કરાયું છે. પુસ્તક મેળવવા માટે મહાલ પુ. મંડળના મંત્રીને લખવું.

—**ભાદરણ મહાલ પુ. મંડળ** તરફથી ઉપર મુજબની પરીક્ષા લેવાઇ ગઇ. તેમાં પણ સદર પુસ્તક પસંદ કરાયું હતું. ૯૪ પરીક્ષ્યોએ આ પરીક્ષા આપી હતી તે પૈકી ૬૯ ઉત્તીર્ણ થયા છે, જેમાંના પહેલા ચારને અનુક્રમે રૂ. ૩) ૨) ૧) અને ૧) નાં રોકડ ઇનામો જાહેર થયાં છે.

—**વિસનગર મહાલ પુસ્તકાલય મંડળ** તરફથી ચાલુ માસના પહેલા રવિવારે " હરિશ્ચંદ્ર " નામના પુસ્તકની બાલવિભાગમાં લેવામાં આવી. તેમાં વાલમ, ભાન્ડુ, જેતલવાસણા, દેણપ, કાંસા, ગોઠવા, રાલીસણા, ભાલક, ગુંજા, કડા, કમાણા, ધામણવા વગેરે શાળાઓનાં બાળકોએ સારો લાભ લીધો. કુલ ૩૨૫ વિદ્યાર્થીઓ બેઠેલા છે. વાલમની પરીક્ષામાં બેસનારને ત્યાંના રા. રા. દશરથલાલે બાળકોને ઇનામો તથા ચવાણું વહેંચ્યું હતું.

**વીસનગર મહાલ માનદ પ્રચારક**—શ્રી. ઉમિયાશંકર લ. દવેએ ૧-૧૨-૪૦ થી ૩૧-૩-૪૧ સુધીમાં વડુ, ધામણવા, મહેસાણા, સુંશી, રાલીસણા, ભાલક, ગોઠવા, બાકરપુર, કુવાસણા—એ ગામોમાં જઇ તપાસણી કરી હતી.

**મહાલ પુ. પરિષદો**—સિદ્ધપુર મહાલ તેમ જ કોડીનાર મહાલ પુ. પરિષદો તા. ૧૧-૫-૪૧ ના રોજ અનુક્રમે કરલી અને દેવળી મુકામે મળી હતી. હેવાલ હવે પછી.

**નવસારી મહાલ પુ. પરિષદ** તા. ૧૪-૫-૪૧ ના રોજ શ્રી. રાવજીરાના પ્રમુખપદે મળવા " પુસ્તકાલય "ના ગયા અંકે જાહેર થયું હતું પરંતુ તે તારીખે નહિ મળતાં, તા. ૧૮-૫-૪૧ ના રોજ મળશે.

**મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક**—તરીકે વ. રા. પુ. મંડળ તરફથી શ્રી. ભીમજીભાઈ ટીડાભાઈ ઠાકરની નિમણૂંક થઈ છે. લાગતાવળગતાઓએ નોંધ લેવા ભલામણ.

**નવીન પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલોને**—ચાલુ સાલે ઉઘડેલાં નવીન પુસ્તકાલયોને મંડળ તરફથી પુસ્તકો મોકલવાનું કામ તા. ૧૦-૫-૪૧ થી શરૂ થયું છે. અમદાવાદમાં થયેલા હુલ્લડને કારણે પંદર દિવસ આ પુસ્તકો મોકલવાનું લંબાવા પામ્યું છે. તો જે તે પુસ્તકાલયોના મંત્રીઓ ઉનાળાની રજાઓના વખત દરમિયાનમાં પણ રસીદ મજરે પોતાના પુસ્તકાલયનાં પાર્સલ છોડાવી લેવા તજવીજ કરે.

# પુસ્તકો મોકલ્યાની માહિતી ( એપ્રિલ '૪૧ )

યાદી નં. ૫ : સંખ્યા ૧૮૮ : કુલ ૪૬૪

**પેટલાદ**—ડભોઉ, સુંદરણા, રૂણ, મોરડ, બાલીંટા, મોગરી, માનપુરા, દેવા, માલાવાડા, આણુજ, મઘરોલ, સિંહોલ, દાવિદા, નવાગામ, શેખડી, ગાડા, ગંગાપુર, મહિલા પુ. વસો, બાકરોલ, જાલાબોરડી, બાંટવા, ભડકદ, રામપુર, બોરીઆ, અરડી, કણીઆ, વિશ્રામપુરા, સાંસેદ, રૂણજ, મેઘલપુર, જોળ, વટાવ, સીલવાઇ.

**ભાદરણ**—ગંભીરા, કીંખલોડ, લાલપુરા, જહાજ, કોસિંદ્રા, પીંપળોઇ, ધીણાવ, ઝારોળા, સીસ્વા, મોટી શેરડી, વટાદરા.

**વડોદરા**—અટલાદરા, પાતળવેણી, મહાપુરા, ખાનપુરા, સરાર, શેરખી, રૂંવાદ, મેઘાકુઇ, રણોલી, ચાપડ, દશરથ, પદમલા, ગોરવા, કલાલી, પોર, રમણગામડી, કરચીઆ, માંજલપુર, દામાપુરા, સમા, માણેજા, અંપાડ, સુંદરપુરા, ગોકળપુરા, નિઝામપુરા, લાલજીપુર.

કુરજાલ—અસ્યર.

**સાવલી**—મુઢેલા.

**તિલકવાડા**—આમરોલી.

**સંખેડા**—પાણેજ, વડદલા, કાટા, પતરા, પાટણા, લઢોદ, ખુનવાડ, ચંદાનગર, ચીખોદ્રા, કોસિંદ્રા.

**મહેસાણા**—લાંઘણુજ.

**સિદ્ધપુર**—મહેરવાડા.

**પાટણ**—ડેર, કમલીવાડા, કુણઘેર, ચંદ્રુમણા, નવાપુરા.

**ખેરાળુ**—સીમોર, રાજપુર, શેખપુર, ચોટીઆ.

**ચાણસ્મા**—મણીઆરી, કનોડા, જાખાના, વડાવલી, શંખલપુર, ગોખરવા, વેણુંપુરા, ભાટસર, પીંપળ, બરિયફ, જસલપુર, રણેલા, દાણોદરડા, બહુચરાજી, લણવા, મોડી ધારીઆલ, મોટપ, અંબાલા, મીઠા ધરવા, મેરવાડા, ગાંભુ, ડેશણી, બ્રાહ્મણવાડા, આદિવાડા, પલાસર.

**હારિજ**—હારિજ, અડીઆ.

**નવસારી**—પોંસરા, કાળાકાછા, સીસોદરા, વેસ્મા, ડાભેલ, ચોખડ, માંગરોલ.

**ગણદેવી**—તળોદ કુળિયા, બિલીમોરા.

**પલસાણા**—ઉમરાખ.

**કામરેજ**—નનસાડ, કઠોદરા, અબ્રામા, કરજણ, ખોલેશ્વર, પરબ, નગોડ, દેલાડ, વલણ, વાવ, વિહાણા, માકણા, લાડવી, શેખપુર, નેત્રંગ, ખોલવડ, શામપુરા, દેઘેદ, સેગવા, ચીખલી, પાલી, કામરેજ, ઓરણા, દીગસ, કોળી ભરથાણા, ધાત્વા, વરીઆવ, શેવણી.

**મહુવા**—અનાવળ, અમરોલી, આમચક, ધડોઇ, ઝેરવાવરા, રાણત, વેલણપુર, ગુણસવેલ, ઓડચ, મહુવા, કુરેલ.

**માંગરોલ**—સીમોદરા, ગીજરમ, મોસાલી, હથોડા, લીંબાડા, કંટવા, દીણોદ, કુંવારદા, વાકળ, કોસંબા.

**વ્યારા**—વ્યારા, કપુરા, ગડત, રૂપવાડા, કાંજણ, કલકવા, ધાણી, અંધારવાડીદૂર, વાંસકુઇ.

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૪ / ૧૯૪૦–૪૧

### શિષ્ટવાચનની ૨૦ મી પરીક્ષા

**શિષ્ટવાચનની** ૨૦ મી પરીક્ષા સન ૧૯૪૧ ના જુલાઇ માસની ૨૦ મી તારીખ ને રવિવારે સવારના ૭ાા થી ૧૦ાા ના સમયમાં જે તે સ્થળે લેવાશે. પરીક્ષા માટે નવજીવન પ્રકાશન મંદિર તરફથી બહાર પડેલું '**મારૂં ગામડું**' એ પુસ્તક મુકરરં કરવામાં આવ્યું છે. એ પુસ્તકની કિંમત ૦–૯–૦ હોઇ તે પુ. સ. સ. મંડળમાંથી મળી શકશે. જે પુસ્તકાલયોમાં એ પુસ્તક ન હોય તેમણે વહેલામાં વહેલી તકે તે મંગાવી લઇને તેનો છૂટથી પ્રચાર કરવો જોઇએ, તેમ પરીક્ષામાં બેસવાની પ્રેરણા પણ કરવી ઘટે. પુસ્તકને અભાવે પરીક્ષાનો લાભ લેવાનો વિચાર માંડી વાળવાપણું કોઇને ન રહે એ જે તે સ્થાનના પુસ્તકાલયે જોવું જોઇએ.

ઇચ્છુક ઉમેદવારોએ પોતાનાં નામ, ઠામ, ઉમ્મર, અભ્યાસ, ધંધો ને પોસ્ટનું સ્થળ અવશ્ય જણાવીને રાજ્ય પુ. મંડળના મંત્રીને શિરનામે મોડામાં મોડી તા. ૭–૭–૪૧ સુધીમાં પોતાની ઉમેદવારી નોંધાવી દેવી જોઇશે. શિષ્ટ વાચનની આવી પરીક્ષાનો લાભ સમજનારાં અને એનો સુસ્વાદ ચાખેલાં ભાઇબહેનો તો આ જાહેરાત વાંચતાં જ તેમ કરી દે એમ ઇચ્છીએ છીએ.

ગ્રામપુનર્ઘટનાની વાતો આજકાલ જ્યાં ત્યાં થતી સંભળાય છે. તેવે વખતે એ કાર્યને જ જેણે પોતાનું જીવન સમર્પ્યું છે એવા સાચા ગ્રામસેવકની અનુભવપોથી એ જાતનું કામ કરવા કરાવવાની ઇચ્છા સેવનારાઓને અનેક રીતે માર્ગદર્શક થઇ પડશે, એમાં શક નહિ. એટલે આ પરીક્ષાનો લાભ લેવા લેવરાવવાની ગુજરાતના શિક્ષકવર્ગને, તેમ જ યુવક–યુવતીઓને ખાસ વિનંતિ કરીએ છીએ.

**પરીક્ષા જે ગામે આપવાની હોય તે ગામે ટપાલ અઠવાડિયામાં કયે કયે દિવસે આવે છે તે અચૂક જણાવવું.** પરીક્ષાની મુદત દરમ્યાન શિરનામાનો ફેરફાર થાય તો તેની ખબર જે તે વખતે તરત જ આપવાની નોંધ લેવા ભલામણ છે.

**ઇનામ**—પરીક્ષામાં ઉત્તીર્ણ થતા ઉમેદવારો પૈકી પહેલા ૪ નંબરોને અનુક્રમે રૂ. ૫), રૂ. ૪), રૂ. ૩), રૂ. ૨) તથા નં. ૫ થી ૨૦ સુધીનાં દરેકને રૂ. ૧) નું ઇનામ અપાશે. ઉપરાંત ઉત્તીર્ણ થનાર સ્ત્રીઉમેદવારો પૈકી પ્રથમનાં ૧૦ ને રૂ. એકેકનું તથા ટ્રેનિંગ કૉલેજનો લાભ બિલકુલ નહિ પામેલા શિક્ષકો અંગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થીઓ તથા સામાન્ય ભણતરવાળા ખેડૂત, કારીગર અને વેપારીવર્ગ પૈકી ઉપલા ૧૦ નંબરોને દરેકને રૂ. ૦ાા નું ઉત્તેજનાર્થે ઇનામ આપવાની ગોઠવણ રહેશે. ઇનામ રોકડમાં અપાશે; છતાં જેમની ઇચ્છા હશે તેમની પોતાની પસંદગીનાં પુસ્તક તેમના ખર્ચે મોકલી આપવાની સગવડ રહેશે.

c/o. સેન્ટ્રલ લાયબ્રેરી,
વડોદરા.
તા. ૨૫–૪–'૪૧

મણિભાઇ મં. કાશીવાળા
રામભાઇ કા. પટેલ
માનદ મંત્રીઓ,
વ૦ રા૦ પુ૦ મંડળ

૨૯૮–૩૦૬ ]

# સામયિક દોહન

## લોકશિક્ષણમાળા

---

**આપણે જાણે આરંભશૂરા હોઇએ તેવો આપણા પર એક આક્ષેપ આવતો ચાલ્યો છે. શરૂશરૂમાં આપણે પ્રૌઢશિક્ષણપ્રવૃત્તિ એવા જોરશોરથી ઉપાડી અને તે ઉત્સાહ જોતાં ત્યારે સૌ કોઇને લાગેલું કે આવતી વસતી-ગણતરી પહેલાં આપણે ત્યાં નિરક્ષરતાનું પ્રમાણ રહેવા નહિ પામે. પરંતુ એ ભરતી પાછળ વળી ઓટ આવ્યો છે અને ધારેલું પરિણામ આવ્યું નથી.**

**ગુજરાત વિભાગની પ્રૌઢશિક્ષણ પ્રવૃત્તિના સંચાલક શ્રી. જુગતરામ દવેને પણ એ જ અનુભવ થયો. જણાય છે તે નીચેના લેખ પરથી સહેજે સ્પષ્ટ થશે. છતાં એ પ્રયત્નમાં સતત લાગ્યા રહેવાની તેઓશ્રી પ્રેરણા આપે છે.**

**એવી પ્રેરણા તેઓશ્રીએ લેખકો પાસે પણ મૂકી છે. આ નીચે તે આપી છે. એને કોણ કેટલી અપનાવશે ?**

---

પ્રૌઢશિક્ષણનું મોજું ખૂબ ઉછાળે ચડશે, એવી આશા થોડો વખત બંધાઇ હતી, પણ હાલ તુરત તો તે ઊડી ગયેલી ભાસે છે. ભણેલાઓએ આ બાબતમાં જેટલાં સેવા-ભાવના અને ઉત્સાહ બતાવવાં જોઇએ તેટલાં બતાવ્યાં નથી. વિદ્યાર્થી આલમને, આ કામમાં બેદરકાર રહેવાથી પોતે અમૂલ્ય શિક્ષણની તક ગુમાવી રહ્યા છે, એવું ભાન થયું નથી. શાળાઓના સંચાલકોને પણ હજુ સમજાયું નથી કે, માબાપને તેઓ ભણાવશે તો માબાપની અંદર પોતાનાં બાળકોને અભણ ન રહેવા દેવાનો આગ્રહ પેદા થશે, અને તેઓ શાળાઓને વિદ્યાર્થીઓથી ભરી મૂકશે. કારખાનાંઓને હજુ ભણેલા મજૂરોનો ભય લાગે છે, સરકારને પણ ભણવામાંથી રાજદ્વારી જાગૃતિ થઇ જવાની ભડક છે. રાષ્ટ્રીય મહાસભા જેવી મહાન સંસ્થાઓમાં હજુ આ કામ માત્ર અક્ષરો શીખવવાનું અને તેથી પ્રમાણમાં ઓછા મહત્ત્વનું મનાતું જણાય છે. આ રીતે પ્રૌઢશિક્ષણને રંગે ચડાવી શકે તે સઘળાં તત્ત્વો શંકા, ભય અને સુસ્તીમાં પડેલાં છે.

પણ એક દિવસ એવો આવશે કે જ્યારે નિરક્ષર લોકોમાં ભણવાની, નવું નવું શીખવાની ભૂખ પેદા થશે. જ્યારે દેશના રાજકારણમાં લોકો જોશે કે તેમનો નાનકડો મત તેમની પોતાની સ્થિતિ સુધારવામાં કેવો મોટો ફાળો આપી રહ્યો છે; જ્યારે લોકો જોશે કે, તેઓની સ્થિતિ સુધારનારા અનેક નવા કાયદાઓ થયા છે અને તેનો લાભ ભણવા ગણવાની સહેજ-સાજ મહેનત કરી લેવાથી તેઓ સારી રીતે મેળવી શકે તેમ છે; જ્યારે મજૂરો જોશે કે, જરા ભણવા ગણવાથી તેઓને પોતાનાં મજબૂત મહાજનો બાંધવામાં ઘણી સરળતા પડે છે,—એ દિવસ આવશે ત્યારે બધાની અંદર નવું શીખવાની પ્રબળ ભૂખ જાગશે. એ દિવસે

તેઓ ભણેલાઓના અને જ્ઞાનવાળાઓના ઉંબરા ઘસી નાખશે, પ્રકાશકોને થકવશે અને જે લેખકોને લખતાં નહિ આવડે તો તેમને દેવાળું કઢાવશે.

એ દિવસ દૂર છે એમ માની આપણે આળસમાં રહેવું ન જોઇએ. આપણે ધારીએ છીએ તેના કરતાં તે વહેલો ઊગશે. ચાલો, તે દિવસના સ્વાગતની તૈયારીઓ આપણે આજથી કરીએ.

તે દિવસ આવશે ત્યારે લોકો તરફથી ફળપ્રદ અને આરોગ્યદાયી વાચનની માગણી ઊભી થશે. નવી ઊઘડેલી આંખવાળાં પ્રૌઢ સ્ત્રીપુરુષો, તેમને રસ પડે તેવું, તેમની જિજ્ઞાસાને તૃપ્ત કરે તેવું અને તેમના જીવનમાં નવા જ્ઞાનનું અજવાળું પ્રગટાવે તેવું સાહિત્ય માગશે. તે સાહિત્ય તેઓનાં ખીસાં ખમી શકે તેટલું સસ્તું અને તેઓનાં મગજ ઝીલી શકે તેવું સહેલું હોવું જોઇએ.

આવું સાહિત્ય ધીમે ધીમે રચાતું જાય તેવા હેતુથી લોકશિક્ષણમાળાની આ યોજના પ્રસિદ્ધ કરું છું. જેઓની પાસે લોકહૃદયના તાર હલાવવાની શક્તિ છે, જેઓએ લોકોનાં સુખદુ:ખોમાં ભાગ લીધો છે, જેઓની જીભ ઉપર લોકોની ભાષા વસે છે, જેઓનાં હૃદયો લોકો માટેના સંદેશાથી ઊભરાય છે, અને જેઓ પાસે એ સંદેશા સહેલી, સંક્ષિપ્ત છતાં ઉદાત્ત અને પ્રસાદયુક્ત વાણીમાં અગર ચિત્રમાં મૂકવાની કળા છે, તેઓને આ યોજનામાં ફાળો આપવા નોતરું છું.

આ વસ્તુ હજુ કાચી યોજનારૂપે જ રજૂ કરું છું. પરંતુ જો લેખકો અને કળાકારો તેને વધાવી લેશે અને તેમાં પોતાનો ફાળો પ્રેમથી આપશે, તો તે ચોપડીઓ સુંદર રીતે છાપવાની અને લોકોને બારણે સસ્તામાં સસ્તી કિંમતે ( અને કંઇક ખોટ ખાઇને પણ ) પહોંચાડવાની વ્યવસ્થા ગુજરાતમાં આપણે સહેજે ઊભી કરી શકીશું, એમ હું માનું છું.

## લોકશિક્ષણમાળાની યોજના

૧. આ માળામાં નવું વાંચતાં શીખેલા લોકોને ઉપયોગી થાય તેવી મોટા ટાઇપની પુસ્તિકાઓ કાઢવી.

૨. વાંચનારાંઓને છેક મફત ચોપડીઓ આપવી યોગ્ય નથી, પરંતુ તેમની પાસેથી આવી ચોપડીની બે પૈસાથી વધારે કિંમત લેવી એ પણ યોગ્ય નથી. જો પડતર કિંમત વધારે આવે તો જાહેર ઉઘરાણાની મદદથી વેચાણકિંમત બે પૈસા જેટલી રાખવી જોઇએ.

૩. દરેક ચોપડીમાં ક્રાઉન આઠ પેજી કદનાં પૃષ્ઠો રહે. તે ' ટુ લાઇન ' અથવા ' ગ્રેટ પ્રાઇમર ' ટાઇપમાં વિષય અનુસાર છાપવાં.

' પ્રાઇમર ટાઇપ 'માં સામાન્ય રીતે ૯૦૦ શબ્દોનું તથા ' ગ્રેટ પ્રાઇમર ' ટાઇપમાં ૧૦૦૦ શબ્દોનું વાચન સમાશે.

૪. દરેક ચોપડીમાં વિષયને પોષક એવાં બેથી ત્રણ ચિત્રો મૂકવાં.

૫. નીચે જણાવેલા વિષયો પૈકી દરેક વિષય ઉપર દસ દસ કે વીસ વીસ સુધી પુસ્તિકાઓ તૈયાર કરવામાં આવશે.

**જીવનચરિત્રો**—૧. નેતાઓનાં અને શોધકોનાં; ૨. પેગંબરોનાં અને સંતોનાં; ૩. ગામડાંનાં નાનાં છતાં પ્રેરણાદાયી ગ્રામજનોનાં રેખાચિત્રો.

**વાર્તાઓ**—૪. પૌરાણિક અને ઐતિહાસિક કથાઓ; ૫. ઈસપનીતિ, હિતોપદેશ જેવી ટૂંકી માર્મિક શૈલીની, પશુપક્ષીઓનાં પાત્રોવાળી, ચતુરાઈની નહિ પણ ઉચ્ચ આદર્શો રજૂ કરતી વાર્તાઓ; ૬. લોકજીવન રજૂ કરતી ટૂંકી વાર્તાઓ; ૭. વાર્તાઓ–કવિતામાં.

**ગ્રામસુધારણા**—૮. કુરૂઢિઓ ઉપર પ્રહસનો, સંવાદો, નાટકો; ૯. કૂવા, તળાવ, રસ્તા, વૃક્ષારોપણ, સ્વદેશી, ખાદી, ગ્રામઉદ્યોગ; ૧૦. સહકાર અને સંયોજનપૂર્વકનું ગ્રામજીવન; ૧૧. ખેડૂત, મજૂર, વણકર વગેરે જુદા જુદા ધંધાઓ કરનાર લોકોના પ્રશ્નો.

**સ્વરાજ્ય**—૧૨. સ્વરાજ્ય અને સ્વતંત્રતાની લડતો–હિંદની તેમ જ બીજા દેશોની; ૧૩. સત્યાગ્રહની લડતો–કુટુંબની, ગામની, પ્રજાઓની; ૧૪. ગ્રામપંચાયત, સ્વરાજ્ય પાર્લામેન્ટ.

**અર્થશાસ્ત્ર**—૧૫. હિંદુસ્તાનની ગરીબી–બીજા દેશો સાથે સરખામણી; ૧૬. સારું ધન-ખોટું ધન, અર્થશાસ્ત્રમાં ધર્મનું સ્થાન; ૧૭. વ્યક્તિની દૃષ્ટિએ, ગામની, દેશની અને માનવજાતની દૃષ્ટિએ અર્થશાસ્ત્ર; ૧૮. આર્થિક પરિસ્થિતિથી પ્રજાઓના ઉપર થતી અસરો બતાવનારાં વાર્તાઓ, રૂપકો વગેરે.

**ખેતી અને પશુપાલન**—૧૯. મુખ્ય પાકો અને તેની માવજત; ૨૦. ખાતરો; ૨૧. ખેતીને ઉપકારક તેમ જ અપકારક જન્તુઓ; ૨૨. મનુષ્યના સાથીઓ અને સેવકો–બળદ, ઘોડો, ગધેડું, ઊંટ વગેરે; ૨૩. ગોપાલનના પ્રશ્નો.

**આરોગ્ય**—૨૪. શરીરની, ઘરની, ગામની સફાઇ–તેના નિયમો. ૨૫. આરોગ્યના નિયમો: હવા, પાણી અને આહારના સિદ્ધાન્તો; ૨૬. ગરીબોનાં રોગો, તેનાં કારણો અને સાદા ઈલાજો. ૨૭. માણસને ત્રાસદાયક જન્તુઓનાં જીવન અને ઉપાય ( માખી, મચ્છર, માકડ, ચાંચડ વગેરે ).

**ધર્મ અને નીતિ**—૨૮. ધર્મગ્રંથોમાંથી વચનામૃતો; ૨૯. સંતફકીરોનાં વચનામૃતો અને ભજનો; ૩૦. જુદાં જુદાં ધર્મશાસ્ત્રોમાં આવતાં દૃષ્ટાંતો; ૩૧. જુદા જુદા ધર્મોની સર્વમાન્ય પ્રાર્થનાઓ.

આ વિષયમાં રસ ધરાવનાર મિત્રો ઉપરની યાદીને સંપૂર્ણ બનાવવાની દૃષ્ટિએ સૂચનાઓ મોકલશે તો આવકાર લાયક થઇ પડશે.

ઉપર જણાવેલા વિષયો પૈકી દરેકમાં કેટલી અને કઈ કઈ ચોપડીઓ લખવી તેની યાદી તૈયાર કરી હવે પછી પ્રગટ કરીશ. તેની યાદીઓ પોતપોતાની સૂઝ પ્રમાણે કોઇ સજ્જનો મોકલશે તો મોટો ઉપકાર થશે.

**જુગતરામ દવે**

[ આ વિષે આપણા રાજ્યના પુસ્તકાલય ખાતા તરફથી અવારનવાર વિચારણા થાય છે. એ વિચારણાના એક અંગરૂપે અમદાવાદ પુસ્તકાલય સંમેલન વેળાએ પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. હમેદભાઇ પટેલે અમદાવાદના કેટલાક પ્રકાશકો સાથે આ વિષય ચર્ચવા એક વાર્તાલાપ યોજ્યો હતો. તેમાં પ્રકાશકો તો કંઇ જ ન કરી શકે, પરંતુ લેખકો-ગ્રામજીવન સાથે ઓતપ્રોત થયેલા લેખકોજ સારો ફાળો આપી શકે તેવું તારણ એ વાર્તાલાપ પરથી માલમ પડ્યું હતું. અને " રેખા-અતિ "ના સંચાલક શ્રી. જયંતિ દલાલે આવાં પુસ્તકો સંવાદની શૈલીએ યોજાય તો વધુ આકર્ષક નીવડે તેમ જણાવ્યું હતું. —તંત્રી ]

# શાન્તિનિકેતનમાં ગુજરાતનું લોકસાહિત્ય

ગુજરાતી સાહિત્યમાં લોકસાહિત્યનો વિશિષ્ટ ફાળો નોંધાવનાર જાણીતા રાષ્ટ્રીય શાયર શ્રી. ઝવેરચંદ મેઘાણીને કવિવર ટાગોરના વિશ્વભારતીએ ગુજરાતી લોકસાહિત્યની રસલહાણ અપાવવા માટે ત્યાં આમંત્ર્યા હતા.

વિશ્વભારતી એટલે આંતરરાષ્ટ્રીય શિક્ષણસંસ્થાનું મહાન કેન્દ્ર. ત્યાં વિશ્વના દેશ દેશના વિદ્યાવાંચ્છુઓ વસે છે. તેઓ સમક્ષ શ્રી. મેઘાણીએ ગુજરાતી લોકસાહિત્યનો ડાયરો જમાવ્યો હતો અને ત્યાં તેમનો જે સન્માન સમારંભ યોજાયો હતો તે પ્રસંગે તેમણે ગુર્જર લોકસાહિત્યનો જે લાભ ત્યાં આપ્યો તેની કેટલીક કંડિકાઓ આ નીચે આપી છે. બાકીની આવતે અંકે.

### ઇતિહાસ નર છે; લોકવાણી નારી છે.

તમે ચૌદસો માઇલના અંતર પર તમારો પંજો લંબાવી મારી જે મોહબ્બત માગી છે, તેનો હું જવાબ દેવા આવ્યો છું. એ જવાબ દઉં તે પૂર્વે આ માનપત્ર આપવામાં તમારો હેતુ મને મારી જવાબદારીનું ભાન કરાવવાનો ભાસે છે. મારે તમારાં આદરમાન માટેનો મારો અધિકાર મારાં વ્યાખ્યાનોમાં પુરવાર કરવો રહેશે.

હું તો આવું છું એક જ વાત રજુ કરવા, કે મારી ગુજરાતના આજના નવઘડતરમાં જે થોડાં બળો કામ કરી રહેલ છે (ને જેમાંનું એક બળ તો તમારૂં બંગાળા જ બનેલ છે) તે પૈકીનું આ લોકસાહિત્ય પણ એક બળરૂપે ભાગ ભજવી રહ્યું છે. મારી જન્મદાત્રી ગુજરાતના ભૂતકાળનો પરિચય દેનાર આ લોકસાહિત્યે, ઇતિહાસ જેને કહેવામાં આવે છે તેના દફતરે ન સચવાઇ શકેલી એવી કેટલીક વાતો જનેતાની અદાથી ચીંથરીઓમાં સાચવી છે. ઇતિહાસ નર છે, લોકવાણી તો નારી છે. મારી ગુજરાતના આજના નવજાગરણમાં પ્રેરણા પૂરનાર એનો ભૂતકાળ શું બોલે છે તે તમને એક જ વાતથી બતાવું.

### જ્યારે સરસ્વતીનાં સન્માન થતાં

આજે અમે ઊજવીએ છીએ તે ઉત્સવ અમારા પરમ સામ્રાજ્ય-નિર્માતા સિદ્ધરાજ જયસિંહનો નહિ પણ તેમના સાથી, માર્ગદર્શક અને તત્ત્વજ્ઞ એક સાધુનો. ને તે દિવસે પણ, અમારા પાટનગર પાટણના રાજમાર્ગો પર હાથીની રત્નજડિત અંબાડીએ ચડી શેરી ગલીએ અને આંગણેઉંબરે જાહેર લોકપૂજા પામનાર કોણ હતું ? સમ્રાટ જયસિંહના સામ્રાજ્યવિસ્તારની મહોજ્જ્વલ તાતી તલવાર? ના, ના, એ તો હતું : એક પુસ્તક : વ્યાકરણ-ગ્રંથ : પોતાને આંગણે શિક્ષા લેતા સરસ્વતીપુત્રોને પરભૂમિના ગ્રંથો ભણવા પડે છે, કેમકે ગુજરાતમાં વિદ્વત્તાને સાહિત્ય નથી, એ જાણ્યું ત્યારે સિદ્ધરાજને સામ્રાજ્યવિજય શરમાવનારો લાગ્યો. એણે પૂછ્યું: ' આપણે ત્યાં કોઈ ન રચી શકે આપણું નિજનું વ્યાકરણ ? ' જવાબ હેમચંદ્ર સાધુએ વાળ્યો ને આખરે એનો રચેલો, હિંદ સમસ્તની મગરૂબીરૂપ એ વ્યાકરણ-ગ્રંથ અંબાડીએ ચડયો.

એ બતાવે છે ગુજરાતનો સંસ્કાર. અમારી ગુજરાતને વિદ્યા પરમ વહાલી છે. સનાવાદ અમને સ્પર્શ્યો નથી. એ વિદ્યારસને પોષવામાં લોકસાહિત્યે કેવો ભાગ ભજવ્યો છે તે એક જ દાખલાથી કહું. મેં ૫ ૨૦ વર્ષ પર જ્યારે આ સાહિત્યની શોધખોળ અને એની

જાહેર લહાણી આદરી ત્યારે મને વિરોધ મળેલો, મારી હાંસી થયેલી, ને એક પ્રથમ હરોલના ગુજરાતી વિદ્વાને તો એમ પણ કહેલું કે આવી Vulgar (ગંવાર, ગ્રામિણ) વસ્તુને તું શાદ જોર આપી રહ્યો છે ? એનો જવાબ તે દિવસ મારી પાસે નહોતો. પણ કાળે જ એનો જવાબ આજે દીધો છે. અને કારાવાસ ભોગવતા એ જ વિદ્વાને, હિન્દી માસિક ' સર્વોદય ' માં આજની કોમી અધોગતિની સામે એક નૂતન આદર્શનો પુરાતન કિસ્સો રજુ કરેલ છે– ને તે ક્યાંથી ? મારા સંગ્રહેલ લોકસાહિત્યમાંથી. મૂળીના પરમાર યોદ્ધા આસા અને સિંધના જત યોદ્ધા ઇસા વચ્ચે પાંચ સૈકા પર બનેલો એક યુદ્ધ-ભૂમિ પરના સંધ્યાકાળનો એ પ્રસંગ છે:

## શાંતિનિકેતનમાં ગુજરાતી પુસ્તકો નથી !

કવિવર ટાગોરના વિખ્યાત શાંતિનિકેતનમાં આપણા ગુજરાતી વિદ્યાર્થીઓ સારી સંખ્યામાં અભ્યાસ કરતા રહ્યા છે. તેમને એટલે દૂરથી જન્મભૂમિ ગૂજરાતની સાથે જોડનાર કડી જેવાં બેત્રણ અખબારો ભેટરૂપે મળે છે, પણ ત્યાંના ગ્રંથાલયમાં ગૂજરાતી પુસ્તક બિલકુલ નથી. ગૂજરાતી સાહિત્યના ચાલુ સંપર્ક વગર આપણા યુવકો તલસે છે–એ ગ્રંથાલયમાં ગૂજરાતનું કબાટ હોવું એમાં તો આપણી શોભા છે. લેખકોને, પ્રકાશકોને અને ખાસ કરીને તો કોઇક ઉદાર દાનપ્રેમીને શાંતિનિકેતનની આ ઊણપ પૂરવા વિનંતિ છે.

### એ ઐતિહાસિક પ્રસંગ

શુદ્ધ હિંદુ દેવને પૂજનારા ચુસ્ત રાજપૂત પરમારોએ, કોઈ પણ ઠેકાણે આશરો ન મેળવી શકનાર અને કચ્છ, નગર જેવાં મહાન રાજ્યોમાંથી પણ જાકારો પામનાર મુસ્લિમ જતોને આશ્રય આપ્યો હતો. જતોની પાછળ સિંધનો સુમરો રાજા પડયો હતો. સુમરાને જત આગેવાનની રૂપાળી દીકરી જનાનામાં પૂરવા જોઇતી હતી. સુમરાનાં દાવાનલ સરીખાં સૈન્યોએ આવી પરમારોનું મૂળી ઘેર્યું. પરમારોએ લડાઈ આપી. જતપુત્રોને ખેસવી નાખીને જતો ને પરમારો સુમરાઓને હાથે ત્યાં કપાયા. એ જખ્મીઓ પૈકીના બે પડયા હતા એક ટેકરી ઉપરઃ ઇસો જત ઉંચાણે ને આસો પરમાર નીચાણમાં. ઇસાના જખ્મો-માંથી વહી જતું લોહી નીચાણે ઢળે છે. ને તે દેખી ઇસો જત પોતાની મૃત્યુઘડીનું રહ્યુંસહ્યું જોર વાપરી હાથેથી એ પોતાના લોહીની નીક આડે માટીની પાળ કરે છે, પ્રવાહને આસા-જીથી બીજી દિશામાં વાળવા મથે છે. આસો પૂછે છે કે ઇસા, શું કરે છે ? ઇસો કહે છે કે તારા જેવા ધર્મિષ્ઠ હિંદુનું મોત, મારા મુસ્લિમ લોહીના સ્પર્શે આભડછેટ ન પામે માટે બીજી દિશાએ વાળું છું. આસોજી પરમાર એને વારે છે—

[ દુહો ]

ઇસા સુણ ! આસો કહે : મરતાં પાળ મ બાંધ,
જત-પરમારાં એક જો, રાંધ્યો ફરી મ રાંધ !

**અર્થાત્**—' એ ઇસા ! આપણે જત–પરમાર વચ્ચેનો સંબંધ તો એક વાર રંધાઈ ગયો છે. વિપત્તિમાં આપણે લોહીભાઇ બન્યા; હવે આભડછેટ હોય નહિ. મૃત્યુકાળે આપણી વચ્ચે દિવાલ બાંધ નહિ. '

એ મૃત્યુએ જત-પરમારોને સદાના લોહીભાઈ બનાવ્યા. આવો મહિમાવંત પ્રસંગ એક દુહામાં લોકસાહિત્યે પોતાની જનેતા હૈયે સંઘર્યો. ઇતિહાસે એની નોંધ રાખી નથી.

અમુક માર્મિક ઘટનાઓને તો લોકવાણી જ કંઠોપકંઠ પકડે છે ને જતન કરી જાળવી રાખે છે. મારા પ્રયત્નોને ગ્રામીણ (Vulgar) કહેનાર એ અમારા સાહિત્યમણિની કલમે આ સામગ્રીનો આટલો ગૌરવાન્વિત ઉપયોગ થયો દેખી હું કુલાયો છું.

× × ×

## શીઘ્ર રચનાઓના સંગ્રામો

ને એ કામ તો મારું શરૂ પણ થઈ ગયું છે. આજે જ મને કહેવામાં આવ્યું કે અહીં ગામડાના પ્રદેશમાં 'કવિ-ગાન' નામે સમારંભ થાય છે તે મને દેખાડવો છે. 'કવિ-ગાન' એટલે ગ્રામ-કવિઓની સામસામી શીઘ્ર-રચનાઓના સાહિત્યસંગ્રામો: આવા સંગ્રામો તો છેક ઇંગ્લાંડમાં પણ મચે છે-લોકોના મેળાઓમાંઃ જ્યાં સામસામી જમાતો રચી, અડ્ડા લગાવી, લોકટોળાં બેસે છે, ને સામસામી છાવણીમાંથી ઊઠેલા લોક-કવિઓ સામસામા અઢાર કલાકો સુધી જૂની વાણીની પટ્ટાબાજી ખેલે છે ને જૂનું ખૂટી જતાં નવી કવિતા સ્વયંસ્ફુરણાથી રચે જાય છે.

એ જ હકીકત છે મારા સૌરાષ્ટ્રના મેળાની. એવા એક મેળામાં-ગિરનારના શિવરાત્રિ મેળામાં થોડાં વર્ષો પર હર સાલ બે બે છાવણીઓ પડતી-એક મારા પોતાના ગામ બગસરાના મલ્લાંની, ને સામી એક બરડાની મેરાણી સ્ત્રીની. મલ્લાં મુસલમાન, ને મેરાણી હિંદુ; મલ્લાં મર્દ ને મેરાણી ઓરતઃ સામસામાં મંડાતાં, ત્રણ ત્રણ દિવસ ને રાત સુધી સતત, પોતાની જગ્યા છોડ્યા વગર, દુહા ગાયે જતાં; ભૂખ લાગતી તો સાથીઓ ત્યાં ને ત્યાં દૂધ પાતાં ને છેવટે કોણ જીતતું તે તો અહીં બેઠેલાં બહેનોને કહેવાની જરૂર નથી, વિજય તો સદા સ્ત્રીનો જ છે ને ! મેરાણી જીતતી.

"આપણા કવિવર દિન પ્રતિદિન એક ભવ્ય સ્તોત્ર ગાયા કરેલ છે કે **अमृतस्य पुत्राः वयम्** । આપણે માનવીઓ તો એ અજર અમરનાં, એ મૃત્યુહીનનાં સંતાનો છીએ. એ સ્તોત્રના સત્યનો સાક્ષાત્કાર મને લોકસાહિત્યમાં હંમેશાં થયો છે. માનવજાતિએ પોતાને અમર કરવા માટે, પોતાનો કોળીઓ કરી જનાર કાળને સદા પડકાર્યો છે. મોત આપણને ભલે ખાઈ જતું, આપણે તો પેઢાનપેઢી આપણો જીવન જીવવાનો દઢાગ્રહ ધરાવ્યો છે, આ પારના જીવનને આપણે સત્ય માન્યું છે, એ જીવન પરનો કાબૂ આપણે છોડ્યો નથી. જીવન પરનો આપણો આ મોહ કોઇ કાયરનો કે એદી પ્રમાદીનો નથી. આપણે માનવોએ તો જીવનને બલવાન, ફલવાન અને શ્રીમાન અર્થાત્ સુંદર બનાવવાની અનંતાનંત તરકીબો કર્યા કીધી છે. કેવળ શક્તિનો સંચય નહિ, કેવળ ફલપ્રાપ્તિનો જ લોભ નહિ, પણ એ શક્તિને ને એ જીવનફળને રૂપે મઢવા અને રસે સિંચવા માનવીએ શું શું કરવું બાકી રાખ્યું છે ! એ રૂપમંડિત શક્તિને તેમ જ એ રસસિંચી પ્રાપ્તિને માનવસમૂહે પેઢાનપેઢી પોતાનાં સંતાનોને વારસામાં આપ્યા જ કરેલ છે. ને એ રીતે માનવીએ કાળને ઠેકડીએ ઉડાવીને પોતાનું અમરત્વ નક્કર કરી કાઢ્યું છે.

તેમજ કાળબળોએ જે માનવી માનવીને નોખાં પાડી ભેદો પર ભાર મૂક્યો છે, તો માનવીઓએ આ સુંદરતાના તત્ત્વ મારફત અન્યોન્ય વચ્ચેની યોજનપહોળી ને અંધારી ઊંડી ખાઇઓ પર સૌંદર્યના સેતુ બાંધ્યા છે, સહિયારાપણા ને સમાનતાનો મેળ મેળવ્યો છે.

"લોકસાહિત્યનો પ્રધાન સૂર મને આ લાગ્યો છેઃ વૈવિધ્ય વચ્ચેથી એકતાનું તારણ જટિલ વચ્ચેથી સરલતાનું તારણ, ને સૌંદર્ય દ્વારા જીવનના અમરત્વની ઉપાસના.

## એ કોઇ " હૉબી " નથી.

અથોક અને અસંખ્ય એવી એ લોકવાણીનો, હજારો વર્ષોથી ગર્જતો આવતો જો આ પ્રધાન સૂર ન હોત. તો મેં એનું સેવન ના જ કર્યું હોત. પુરાતન વસ્તુઓના સંગ્રહસ્થાનમાં હાડપિંજરોના નિરીક્ષક લેખે કે પોતાની વાડીમાંનાં પતંગિયાંને મારી મારીને પછી પોતાના ઘરની દીવાલો પર એનાં નિષ્પ્રાણ રૂપરંગની વિવિધતાનો નકશો બનાવનાર કોઇ ' ટૉમી ' તરીકે કે દેશદેશાંતરની પુરાણી સ્ટેમ્પો એકઠી કરનાર કોઇ શ્રીમંતની ' હૉબી ' કેળવવા માટે મેં આ લોકવાણીના મહાલયમાં બેસવું પસંદ ન કર્યું હોત. આ ગીતો ને કથાઓ, જોડકણાં ને હાલરડાં, ઉખાણાં ને કોયડા, કહેવતો ને કહાણીઓ, દુહાઓ ને ભજનો–એમાં મને પ્રતીત થયું છે જીવનબળ, જીવનની સ્ફૂર્તિ અને આનંદની ઉપાસક એવી સંજીવન શક્તિ શોધવાની અથાક લગન.

અભણ અને અક્ષરજ્ઞાન વગરનાં માનવીઓ, સત્તા જુલમોમાં ભુંજાતાં ને રૂઢિ તેમ જ ધર્મઢોંગની વચ્ચે પિસાતાં માનવીઓ, પોતાના જીવનક્રમની પ્રત્યેક ક્રિયાને, ગર્ભાધાનને, જન્મને, પારણે પોઢતી બાલ્યાવસ્થાને, ડગુમગુ પગ માંડતી પંગૂ-દશાને, આંગણાં તેમ જ શેરીઓમાં નાચવા કૂદવાની ચેષ્ટાને, ભણતરને, પરણેતરને અને આખરે મરણને પણ ગીતો–કથાઓમાં લાડ લડાવી વ્યક્ત કરે, કવિતામાં એ સર્વ સ્થિતિઓને ઉચ્ચારણ આપે-ને એક બે કે પાંચ પચાસ કે પાંચસો સાધનવંતો ને નવરાંઓ નહિ પણ લાખો કરોડો ઘરેઘરમાં એનું કાવ્યોચ્ચારણ કરે, એકાદ બે પ્રસંગો સમારંભો પૂરતા જ નહિ પણ સેંકડો વર્ષોથી વહેતી જીવનની સમસ્ત ધારાને કાવ્યે ને કલ્પનાએ, રૂપકે ને ઉપમાએ, ગાને ને છંદે, તાલે ને નૃત્યે નવતર તેમ જ નીરોગી રાખે,–એને આપણે માનવકુલનું પરમ ગૌરવાન્વિત મહિમાદસ્ય કેમ ન કહીએ ?

આટલા પ્રાથમિક વિવેચન વડે મારા શ્રોતાસમૂહને મેં મારું લક્ષ્ય સમજાવીને પછી ગર્ભાધાનથી માંડી, પ્રસવનાં ગીતો, હાલરડાં, નચાવવા કુદાવવાનાં જોડકણાં, શેરી-ગીતો, લગ્નગીતો વગેરે બારેક ગીતો ગાઇ બતાવ્યાં, ને તેના અર્થો કરતો ગયો. સ્ત્રીજનોને ને બાળકોને એહાં એહાં કે કૂદતાં કૂદતાં ગાવાનાં ગીતોના વિભાગોમાં શ્રોતાજનોને ફેરવીને મેં Street Singerના, અર્થાત્ આપણી શેરીઓમાં ને ગલીઓમાં, ઘર ઘરને ઉંબરે ને બહારવટીઆઓને ડુંગરે ટુકડો રોટીથી સંતોષાઇને ભટકતા રાવણહથ્થાવાળાઓના ગીતપ્રદેશમાં જરાક ડોકિયું કરાવી, સ્ત્રીઓનાં ગરબાસાહિત્યને આરે આણી મૂક્યાં. સૈકાઓથી ચગદાતાં ભુંજાતાં સ્ત્રીજીવનમાં એ ગીત નૃત્ય અને કવિતાનું સુંદર શક્તિતત્વ મૂકવા માટે પુરુષ પોતે જ કેવો કોડભર્યો રહેતો તે દાખવતું છેલ્લું ગાયું:

**ગોરી મોરી આછા સાળુ ઓઢો જો, પરબડી ભીડો તો દિસો પાતળા રે લોલ.**
**ગોરી મોરી હળવે તાળી પાડો જો, હાથડીઆ ચમચમાશે ખંભા દુઃખશે રે લોલ.**
**ગોરી મોરી હળવે કૂદડી ફરજો જો, ફેરડીઆ ચડશે ને થાશો આકળાં રે લોલ.**
**ગોરી મોરી ઝીણા રાગે ગાજો જો, જશોદાનો જીવણ જોવા આવશે રે લોલ.**

× × ×

## લોકકવિતા એટલે ?

તે કાળનું જીવન કુડાણું અને એકસૂરીલું હતું. એના પરિણામે તે કાળની આ

લોકકવિતા, અમુક થોડા વિષયોના વર્તુલમાં જ પુરાઈ રહી સમાપ્ત થતી હતી, એ તો સ્વાભાવિક જ હતું. કારણ કે લોકકવિતા એટલે સત્યપરાયણ કવિતા: Sincere Poetry–ખુદ અંતરમાં જેટલું અનુભવાય તેટલું જ કવિતામાં સિંચાય. અનુભવ વગરની બનાવટ એમાં પેસી શકતી નહિ. એટલે એ કવિતાનો ભંડોળ ભલે વિપુલ ન બન્યો ( ને કોને ખબર છે કેટલાંય ગીતો ગયાવા પછી કાળપલટાને પરિણામે અવાસ્તવિક ઠરીને કાળ ભગવાનની ચાળણીમાંથી ચળાઈ ફેંકાઈ ગયાં હશે ! ) છતાં જેટલો એ ભંડોળ હાથમાં રહ્યો છે તે તો પેલી જીવનની સંકુચિતતાને હિસાબે ઘણો વૈવિધ્યવંતો ને બહોળો નથી શું ?

એવું વૈવિધ્ય ને એવી વિપુલતા સોરઠી ગીતોમાં છે ને તે શાને આભારી છે ? સોરઠના સંસ્કારવૈવિધ્યને આભારી છે. પુરાતનતાને ખોળે ઝૂલેલું સુરાષ્ટ્ર એક વાર શારદાનું મહાધામ હતું; મધ્યયુગને ખોળે ખેલતું–સોરઠ એક યુદ્ધક્ષેત્ર હતું ને છેક પંચસિંધુ સુધીની કૈં કૈં માલધારી, નેસવાસી, અરણ્યવાસી જાતિઓનું મહામિલનસ્થાન હતું. સાહસ-શૂરાઓનાં ઘોડલેઘમસાણ, ગોપાલકોના નેસડે ઘૂમતાં વલોણાંઘોર, હેડયુંના હાંકણહારાઓની વણઝાર–ઘંટડીઓ, દેશદેશાવરી સંતોના તંબુર–સ્વર ત્રેફરતી સાગરપાળનાં વહાણવટાંએ ઠાલવેલા વિદેશી તેજનાની જોડાજોડ દેશાવરી ગીતોવાતોના અવિરત ધોધ.

એ સમસ્તની, આંહીં સંસ્કાર–ભાત પડી, તમારે ત્યાંથી બંગાળાની સૌંદર્યભરપૂર ભૂમિની ભોંય પર જેમ સાવ સફેદ વસ્ત્રોની સુમેળવંતી ભાત પડી, તે રીતે, અમારી સૂકી સળગન્તી, રંગવિહોણી ને ભૂખરી સોરઠધરા પર રંગભરપૂર ભાતના ભડાકલા ઉઠયા. જેવી ભોંય, તેથી ઉલટાં જ ભરત, એ છે પ્રકૃતિનો નિયમ, ને એ છે પ્રકૃતિપાયો માનવસંસ્કાર.

પરિણામે સોરઠની ધરાને ખૂંદવા ઊતરી પડેલી જાતિઓના શોણિતપાત ગૌણ બન્યા, ક્ષીણ પડયા; મોખરે તો આવ્યા ને ઘાટા ઘૂંટાયા પ્રેમશૌર્યના કસૂંબલ રંગો. રૂઢિસુસ્તતાના કિલ્લા પર જ નવતર સંસ્કારના વજ્રઘોડા પડયા. જ્ઞાતિઓ હતી. તેમાં 'મારીને મુસલમાન કરવા' ને બદલે કે 'શેરા સારૂ શ્રાવક બનવા' ને બદલેવૈરીજનોની છાવણીઓ વચ્ચે જ આંતરજાતીય વિવાહના સંબંધો રોપાયા, પ્રેમમાંથી વીરત્વવંતતી ઓલાદ નીપજાવવાની ઇચ્છાએ વટાળ થયા, અસ્પૃશ્યતાના રૂઢિફંધ્યા સમાજજીવનમાં કોઈએ પણ ન શીખવેલી એવી મોકળાશ આવી. ચમાર રોહીદાસનો કુંડ અમારૂં જૂનું ગીર ગામડું સરસઇ બતાવે છે. તુળસીશ્યામના હિંદુતીર્થ પાસે તાતા પાણીના પુનિત કહેવાતા કુંડો છે. તેમાં ઢેડના કુંડની પાળ છો જુદી હો, નીર તો એનું એ જ છે. રૂઢિના આગ્રહી 'દેવીપુત્રો' કહેવાતા ચારણોનો આઇ નાગબાઇના ખોળામાં આજે ય ઢેઢેઢેડીની ખાંભી છે. આઇ જાનબાઈના દેરડી ગામની વાવમાં પાણી ભરવાનો ટાળો (ભેદ) નથી કરી શકાતો. એક જ આરે સવર્ણો ને હરિજનો પીતા આવે છે, ને કંઇક સુગાનાર એવા એક વૈષ્ણવ ગોંસાઇની ગરદન ખડી ગયેલી એવું લોકોમાં કહેવાય છે.

વગેરે વગેરે તત્ત્વોએ સાંકડા જીવનને વિપુલ તેમ જ કાવ્યમય બનાવ્યું ને લોક-નારીઓએ માઝમ રાત ગરબે ઘૂમી ઘૂમી ગાયે રાખ્યા–વીરત્વ અને દગલબાજી, વહુવારુઓની વેદનાઓ ને એ વેદનાઓમાંથી ચયેલાં દીકરીઓનાં પરિત્રાણ, લંપટ રાજાઓને વાણિયણોએ સુણાવેલા ચંડીશા જવાબો ને મહરવામીઓએ પોતાની પત્નીના અપહર્તાઓને પોતાનાં લીલવણી માથાં ચુકાવીને પતાવેલા હિસાબો.

× ×

( અપૂર્ણ )

# દોઢ દિવસની રજા

આપણે ત્યાં બધી નિશાળોમાં દર અઠવાડિયે શનિ-રવિની મળીને દોઢ દિવસની રજા પડે છે. આ દોઢ દિવસની રજા સામાન્ય રીતે બાળકોને ગળી લાગે છે અને શિક્ષકોને પણ કામમાંથી રાહત મળતી હોઇ તે ગમે છે. માણસોને કામમાંથી થાક લાગે ત્યારે આરામ જરૂર જોઇએ જ, પણ અહીં તો એક બીજી વાત તરફ જ આપણે દષ્ટિક્ષેપ કરીએ છીએ.

મોટે ભાગે માબાપો બાળકોને નિશાળ કે બાળમંદિરમાં મોકલીને મોકળાશ અનુભવે છે અને જ્યારે રજા હોય છે ત્યારે તેમનો કકળાટ જોયા-સાંભળ્યા જેવો હોય છે. એની પણ આપણે દરકાર ન કરીએ; પણ એ રજાના દિવસોમાં બાળકોની જે કરુણ હાલત થાય છે તે ખરેખર કરુણ જ હોય છે. નથી એમને ઘરમાં સમાસ, નથી એમને નિશાળમાં સમાસ. એટલે શેરી એને સમાસ આપે છે અને એ શેરીનું વાતાવરણ ! તોબા ભગવાન !!

શેરીમાં બાળકો ન રમે, ન જાય એમ કહેવાનો આશય નથી; પણ અત્યારનું આપણું શેરીનું વાતાવરણ કેટલું ગંદું છે તે અહીં લખવાની જરૂર છે ? ઊલટું, શેરીનું વાતાવરણ તો સમાજશિક્ષણની દષ્ટિએ ઘણું જરૂરી છે; પણ એ તો જ્યારે શેરીઓને આદર્શ બનાવીએ ત્યારે.

મૂળ વાત પર આવીએ. શેરીમાં રમવા જતાં બાળકો અનેક ખરાબ દશ્યો જુએ છે, અનેક ખરાબ શબ્દો સાંભળે છે અને પછી તેનું હળવે હળવે અનુકરણ કરે છે. આ સ્થિતિ મટાડવા નીચેના બે ત્રણ ઉપાયો અજમાવવા જેવા છે.

૧ એ દોઢ દિવસની રજાઓમાં નિશાળોએ ગામમાં ને ગામ બહારના પ્રવાસો યોજવા જોઇએ અને એ માટે બધા શિક્ષકોને ન રોકતાં વારાફરતી ઉત્સાહી શિક્ષકોને તે માટે રોકવા;

૨ સમાજસેવા કરવાની ધગશ ધરાવતાં મંડળોએ પોતાની બીજી પ્રવૃત્તિઓ ભેગો આ રજાઓમાં બાળકો માટે પ્રોત્સાહક અને બોધક કાર્યક્રમ અવશ્ય રાખવો;

૩ શેરીના જરા મોટી ઉંમરના લાયક ઉત્સાહી કિશોરો અને કુમારોએ પોતપોતાની શેરી પૂરતાં બાળમંડળો ઊભાં કરી તેમને આવી રજાઓમાં વાચનનો, રમતગમતનો, અખાડાનો અને નાના નાના પ્રવાસોનો કાર્યક્રમ આપી એમાં એનો રસ ઊભો કરવો;

અને ચોથો—ચોથો નહિ પણ સૌથી પહેલો હોવો જોઇએ તે ઉપાય સમજુ માબાપોએ બીજા કોઇની ઉપર નિર્ભર ન રહેતાં પોતે જ પોતાનાં બાળકોનાં હિત સમજી તેમને નિર્દોષ, રોચક અને પ્રોત્સાહક કાર્યક્રમો આપવા.

આ તો એક નોંધ જેવું થયું. કાર્યક્રમોનું વૈવિધ્ય અને તેના ગુણાવગુણ વિષે વળી ફરી કોઇ વાર.

એક શિક્ષક

[ એપ્રિલ-૧૯૪૧ ના " ઘરશાળા "માંથી ]

# નાની નાજુકઃ જાણે જીવતી ઢીંગલી !

જાણે આરસ પહાણમાંથી કોઈ કુશળ સલાટે કંડારી કાઢયાં હોય એવાં નાજુક અને નમણાં, રૂપરૂપની ખાણ જેવાં, કોઇ સરસ્વતીદેવીની મૂર્તિ જેવાં અમારે એક નાજુક બહેન છે.

પૂરાં અઢી ફૂટ માંડ ઉંચાં, નહિ પાતળાં કે નહિ જાડાં, ગંભીર અને ગરવાં છતાં ઘરમાં ખૂબ ગમ્મત કરાવતાં એ નાજુકબહેનને જોઇ જોઇને હું તો હૈયામાં મલકયાં જ કરું છું.

ઉંમર તો માંડ સાડાત્રણ કે ચાર વરસની જ હશે, પણ એની અક્કલ અને હોંશિયારી તો મોટા માનવીથી ય ચડી જાય તેવી.

ઘરમાં ડોસીમા સવારમાં વહેલાં ઊઠી દેવસેવામાં જોડાય, તેની સાથે સાથે જ નાજુક બહેન ઊઠે, દાતણ-પાણી ને દિશાજંગલ પતાવે, નાહ્ય ધુએ અને પોતાનાં કાળાં ભમ્મર જેવા વાળ ઓળાવે. બહેનને વેણી ગુંથાવવી કે ચોટલો બંધાવવો ના ગમેઃ એ તો ખભા નીચે પોતાના લટકતા વાળને છૂટા જ રાખે. બહુ તો ફળિયાના નાનકડા બાગમાંથી ચૂંટેલાં એકાદ બે સુંદર ફૂલ વાળમાં ગૂંથવા દે.

બધાંની સાથે ચા-પાણી પીએ અને પછી પોતાનાં ભાંડરડાંની પેઠે અભ્યાસની ઓરડીમાં પાટી ને પેન કે સિસાપેન અને નાનકડી નોટબૂક લઇ લેસન કરવા બેસે. કોણ જાણે એ શેનાં લેસન કરતાં હશે !

કોઇ કોઇ વાર વળી ફળિયાને છેડે રહેતા અમારા ચોકીદારનાં છોકરાં સાથે રમતાં દેખાય, પણ તે તો કોઇ કોઈ વાર જ.

સવારમાં બા પોતાનું રસોઇનું કામકાજ શરૂ કરે અને નાજુકબહેન ત્યાં પહોંચે. બાને ચીજ વસ્તુ દેવામાં મદદ કરે અને જાણે રસોઇનો ભાર પોતાની ઉપર હોય તેમ બારેખમ મેં રાખી રસોડામાં કે રસોડાની નજીક જ ફરે. દસ સાડાદસ થાય અને જમવાની તૈયારીઓ થાય ત્યારે ય પાટલા નાખવા અને થાળી-વાટકા માંડવામાં બહેન રોકાઇ જાય. નાજુકને બધાંને પીરસવાનો ભારે શોખઃ બાપુ, ભાઇઓ અને બહેનો-સૌને પીરસવા લાગે. બા કહેશેઃ 'બાઇ, હવે તું જમવા બેસને, પાછું તારે બાળમંદિર જવાનું મોડું થશે.' ત્યારે માંડ નાજુકબહેન જમવા બેસે.

જમી કારવીને સૌ પોતપોતાને કામે જવા તૈયાર થાય, અને નાજુક પણ પોતાનાં ફરાક ચડ્ડી ચડાવે, એની પોતાની ખાસ આણેલી થેલી ગોઠવે ને બધાંની સાથે ઘરની બહાર નીકળે.

એનું બાળમંદિર તો દેઢ બાર વાગ્યે શરૂ થાય છે, પણ નાજુક બહેન તો ત્યાં એક કલાક વહેલાં પહોંચે, અને તૈયારી માટે આવેલાં શિક્ષિકા શોભાબહેનની મદદમાં લાગી જાય. દરેક ઓરડામાં આસનો ગોઠવે. નાનકડો રૂમાલ લઈ સાધનો પરની ધૂળ ઉરાડે ને ફૂલદાની ગોઠવવામાં પણ મદદ કરે.

કલાક તો કયાંય ચાલ્યો જાય. બીજાં બાળકો આવવા લાગે ને બાળમંદિર ભર્યું ભર્યું બની જાય. સંગીતનો સમય થાય. દિલરૂબા લઈ વાસુદેવભાઇ શરૂ કરે, અને બધાં નાનાં મોટાં શાંત થઇ સાંભળવા બેસે, તેની સાથે નાજુક બહેન પણ પલાંઠી વાળી બેસવા માટે ખાસ પાડેલી આકૃતિઓમાંની એકમાં સરખાં થઈ ગોઠવાઇ જાય.

સંગીત પછી કોઈ વાર નૃત્ય થાય, તો તેમાં પણ નાજુકબાઇ ખભે ઘૂઘરિયાળા ડાંડિયા લઇ જોડાયાં જ હોય.

પછી બાળમંદિરનું કામ ચાલે. પોતાના ઓરડામાં જઈ નાજુક બહેન કામે લાગે. પૂરાં અઢી કલાક કામ ચાલે. ચારેકોર શાંતિ શાંતિ. સો બાળકોથી ભરેલું બાળમંદિર ખરેખર શાંતિનું ધામ લાગે.

કોઇ વાર નાટક કે કોઇ વાર નૃત્ય કે કોઇ વાર લોકગીત કે કોઇ વાર વાર્તાનો કાર્યક્રમ હોય, તેમાં નાજુક બહેન હોય જ હોય. નાટકમાં એમને મુખ્ય પાઠ લેવો બહુ ગમે. નૃત્ય પણ આવડે તેવું કરે. પોતાની કાલી કાલી ભાષામાં સસ્સાભાઇ સાંકળિયાની વાર્તા કહે કે એકાદ બે લીટીઓ ગીતની પણ ગાય.

પછી નાસ્તો આવે. તેમાં ય નાજુક બહેન કાંઇ ને કાંઇ કામમાં હોય જ. સાંજ થવા આવે ને બાળકો ઘર ભણી વળે, ત્યારે છેક છેલ્લાં અમારાં નાજુકબાઇ પોતાની નાજુક થેલી લઈ બાળમંદિર છોડે.

ઘેરે જઈ કામે વળગે. સાંજે મોડેથી ભાઇબહેનો સાથે ફરવા જાય. રાત્રે વાળુ કરે, બાઇ પાસેથી વારતા કરાવે અથવા કોઇ દિવસ પોતે પણ બધાં રાજી થાય તેવું કાંઇ કરે; ગાય અને નાચે કે વારતા કહે.

નવ વાગે ને નાજુક પોતાની નાનકડી ઢોરણીમાં પોઢી જાય અને ઘસઘસાટ ઊંઘે; ઉંઘતાં હોય ત્યારે તો એવાં રૂપાળાં લાગે કે હું તો તેને બે–ચાર બચીઓ જ લઇ લઉં.

અમારાં નાજુક બહેન જો તમે જુઓ તો જીવતી ઢીંગલી જેવાં જ લાગે. દેશી બનાવટની કે જાપાની કરામતની ઢીંગલી તો બેસાડો ત્યાં બેસે અને ઉઠાડો ત્યારે ઊઠે. આ તો હાલતાં, ચાલતાં, બોલતાં, બોલાવતાં, રમતાં, રમાડતાં, જીવતાં ને જાગતાં તરવરાટથી તગતગતાં, નવીન ને નમણાં ઢીંગલી બહેનને જોતાં મને કદી ધરવ જ થતો નથી. જાણે એને હું સદાય નીરખ્યા જ કરૂં.

હું તો રોજ સવારમાં ઉઠીને નાજુકબહેનનું જ મોં જોઉં છું, અને મારો આખોય દિવસ સુખમાં ભર્યો ભર્યો પૂરો થઇ જાય છે.

શમ.

[ એપ્રિલ–'૪૧ ના " ઘરશાળા "માંથી ]

---

# ૭. દિશાની પૂજા

એક વખત બુદ્ધ ભગવાન મગધની રાજધાની રાજગૃહના વેણુવનમાં રહેતા હતા, ને વખતે સિગાલ નામનો એક કુલીન તરુણ શહેરમાંથી રોજ સવારે બહાર આવી, સ્નાન કરી, પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, ઉત્તર, ઉપર અને નીચે, એમ ૭ દિશાઓને નમસ્કાર કરતો હતો.

બુદ્ધ એક વખત ભિક્ષા માટે નગરમાં જતા હતા, તેવામાં પેલા યુવકને જોઇને બોલ્યાઃ ' હે ગૃહપતિપુત્ર, તેં આ શું માંડયું છે ? '

સિગાલ બોલ્યોઃ ' હે ભગવંત ! મારા પિતાએ મરતી વખતે છયે દિશાઓની પૂજા કરતા રહેવાનું મને કહ્યું હોવાથી, હું આ દિશાઓને નમસ્કાર કરું છું. '

બુદ્ધે કહ્યું: ' પરંતુ તારો આ નમસ્કારવિધિ આર્યોની પદ્ધતિ પ્રમાણે નથી. '

સિગાલે કહ્યું: ' તો હે ભગવંત ! આપ મને આર્યોની પદ્ધતિ પ્રમાણે દિશાઓને નમસ્કાર કરવાનું શીખવો. '

બુદ્ધ બોલ્યાઃ ' હે ગૃહપતિપુત્ર, **માબાપ એ પૂર્વદિશા** છે. તેમની પૂજાનાં આ પાંચ અંગો છેઃ ૧. તેમનું કામ કરવું, ૨. તેમનું પોષણ કરવું, ૩. કુળમાં ચાલી આવેલાં સત્કાર્યો ચાલુ રાખવાં, ૪. તેમની સંપત્તિના વારસ બનવું, અને ૫. તેઓ જીવતા ન હોય તો તેમને નામે દાન કરવું.

' માબાપોને જો આ પાંચ અંગ વડે પૂજવામાં આવે, તો તેઓ બાળકને પાપ કરતાં વારે છે, તેને સુમાર્ગે ચઢાવે છે, તેને કળાકૌશલ્ય શીખવે છે, યોગ્ય સ્ત્રી સાથે તેનું લગ્ન કરી આપે છે, અને યોગ્ય વેળાએ પોતાની મિલકત તેને સ્વાધીન કરે છે.

' હે ગૃહપતિપુત્ર, **ગુરુ એ દક્ષિણ દિશા** છે. તેની પૂજાના આ પાંચ વિધિ છે: ૧. તે આવે ત્યારે ઊઠીને ઊભા થવું. ૨. તે માંદા થાય ત્યારે તેમની સેવાચાકરી કરવી. ૩. તે જે શિખામણ આપે તે શ્રદ્ધાપૂર્વક સમજી લેવી. ૪. તેમનું જે કાંઈ કામ હોય તે કરવું. ૫. તે જે વિદ્યા આપે તે ઉત્તમ રીતે ગ્રહણ કરવી.

' ગુરુને જો આ પાંચ પ્રકારે પૂજવામાં આવે, તો તે શિષ્યને સદાચાર શીખવે છે, ઉત્તમ રીતે વિદ્યા શીખવે છે, પોતાને આવડતી સર્વ વિદ્યા શિષ્યને આપી દે છે, પોતાનાં સગાં–સંબંધીમાં તેની પ્રશંસા કરે છે, અને કોઇ સ્થળે જતાં તેને ખાવાપીવાની અડચણ ન પડે તેવી વ્યવસ્થા કરે છે. '

' હે ગૃહપતિપુત્ર, **પત્ની એ પશ્ચિમ દિશા** છે. તેની પૂજાનાં આ પાંચ અંગો છેઃ ૧. તેને માન આપવું. ૨. તેનું અપમાન ન થવા દેવું. ૩. એકપત્નીવ્રત આચરવું. ૪. ઘરનો કારભાર તેને સોંપવો. ૫. અને વસ્ત્રાલંકારની તેને ખોટ ન પડવા દેવી.

' આ પાંચ અંગોથી તેને પ્રસન્ન રાખવામાં આવે, તો તે ઘરમાં સારી વ્યવસ્થા રાખે છે, નોકર–ચાકરને પ્રેમથી સંભાળે છે, પતિવ્રતા થાય છે, પતિએ મેળવેલી સંપત્તિનું રક્ષણ કરે છે, ઉડાઉ થતી નથી, અને સર્વ ગૃહકૃત્યોમાં તત્પર રહે છે. '

' હે ગૃહપતિપુત્ર **મિત્રમંડળ એ ઉત્તરદિશા** છે. તેની પૂજામાં આ પાંચ અંગ છેઃ ૧. આપવા યોગ્ય વસ્તુ હોય તે તેમને આપવી. ૨. તેમની સાથે પ્રેમથી બોલવું. ૩. તેમને ઉપયોગી થવું. ૪. તેમની સાથે સમાનભાવથી વર્તવું. અને ૫. તેમની સાથે નિષ્કપટ વર્તન રાખવું.

' આ પાંચ પ્રકારે મિત્રમંડળની પૂજા કરવામાં આવે, તો તેઓ એકાએક સંકટ આવી પડે ત્યારે એનું રક્ષણ કરે છે, તેની સંપત્તિનું પણ રક્ષણ કરે છે, સંકટમાં ગભરાઈ જવાય ત્યારે ધીરજ આપે છે, વિપત્તિના સમયે તેને એકલો છોડતા નથી, અને તેની પાછળ તેની સંતતિ ઉપર પણ ઉપકાર કરે છે.

' હે ગૃહપતિપુત્ર; **નોકરચાકર એ નીચેની દિશા છે.** તેમની પૂજાનાં આ પાંચ અંગો છેઃ ૧. તેમની શક્તિ પ્રમાણે તેમને કામ કહેવું. ૨. તેમને યોગ્ય મહેનતાણું આપવું. ૩. તે માંદા પડે ત્યારે તેમની સારવાર કરવી. ૪. પ્રસંગ હોય ત્યારે તેમને ઉત્તમ ભોજન આપવું. ૫. અને વખતોવખત ઉત્તમ કામ બદલ તેમને બક્ષિસ આપવી.

[ અનુસંધાન પાછળ સૂચનાનાં પૃષ્ઠ ૨૫ ને છેડે ]

# આવતા માસની કાર્યદિશા

૧ તમોએ વર્ગીકરણ ન કર્યું હોય તો રજા દરમ્યાન તે કરી નાખવા તજવીજ કરશો. આ કામ માટે પુસ્તકાલય વર્ગમાં તાલીમ પામેલા શિક્ષક ભાઇઓ પોતાની આજુબાજુનાં ગામડાંના તાલીમ પામ્યા સિવાયના ગ્રંથપાલોને પણ મદદ કરશે એવી આશા છે.

૨ વર્ગીકરણ કરતી વખતે આ પ્રમાણે અવશ્ય કરજો:—

(૧) પુસ્તકની પીઠે નીચેથી બે આંગળ છોડી પટ્ટી ચોઢવી. (૨) પુસ્તકના પૂંઠાની અંદરની બાજુએ પુસ્તકાલયનાં નામ છાપેલાં પત્તાં ચોઢવાં. (૩) પુસ્તકના છેવટના પૃષ્ઠની પાછલી બાજુએ પુસ્તક આપ્યાની તારીખ જણાવતું પત્તું ચોઢવું. (૪) પુસ્તકના મુખપૃષ્ઠની પાછલી બાજુએ પુસ્તક ખરીદ્યાની તારીખ, માસ, સન નાખવો તથા કિંમત લખવી તેમ જ પુસ્તકનો રજીસ્ટર નંબર તથા વર્ગીકરણનો અક્ષર અને સંજ્ઞા લખવી. (૫) પુસ્તકના ૧૧, ૧૧૧, ૨૧૧, ૩૧૧ એ પૃષ્ઠો પર સિક્કા મારી પુસ્તકનો રજીસ્ટર નંબર તથા વર્ગ લખવો વગેરે જો બાકી હોય તો તે પણ પૂર્ણ કરવું.

૩ જૂથ મંડળમાં ત્રિમાહી નિવેદનો મોકલવા ચૂકશો નહિ.

૪ જુલાઈ આખર સુધીમાં માગણી પ્રમાણેનાં મળી શકે તેટલાં બધાં પુસ્તકો મોકલવાની તજવીજ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ કરશે જ. માટે આ બાબતમાં પત્રવ્યવહાર કરી વિનાકારણ ખર્ચ કરશો નહિ.

૫ જે પુસ્તકાલયો ચાલુ વર્ષના અંદાજમાં મંજૂર કરાવેલી પુસ્તકખરીદીની રકમમાંથી ખરીદવાનાં પુસ્તકોની યાદીઓ ન મોકલી હોય તેમણે અમારા તરફ તુર્ત મોકલવી. જુન સુધીમાં યાદીઓ નહિ આવશે તો અત્રેના પસંદગીનાં પુસ્તકો મોકલવામાં આવશે.

વડોદરા,
તા. ૨૫-૪-૪૧

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના ૨૨ સને ૧૯૪૦-૪૧

## વિષય

### સરકારમદદ ન લેતાં પુસ્તકાલયોની માહિતી મોકલવા બાબત

આથી તમામ રા. મહાલ શાળાધિકારી સાહેબો અને પ્રચારકોને વિનતિ છે કે વડોદરા રાજ્યમાં સરકારમદદ સિવાય પણ ચાલતાં પુસ્તકાલયો જે પ્રજાને મફત ઉપયોગ માટે ખુલ્લાં હોય તે સંબંધી પુસ્તકો, વાચકો. વંચાયલાં પુસ્તકો વગેરે જરૂરી માહિતી આ તરફ મોકલતા રહેશે એવી આશા છે.

વડોદરા
તા. ૨૫-૪-૪૧

ઉ. મો પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૨૩ સને ૧૯૪૦-૪૧

## વિષય

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| ક્રમાંક | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|---|
| ૧ | ખેતીવિકાસ | માસિક | ૧-૪-૦ | મે. ડિરેક્ટર ઑફ એગ્રિકલ્ચર સા. નવાનગર સ્ટેટ જામનગર |

સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા તા. ૫-૫-૪૧

પુ. ત્રિ. શાહ

પ્ર. ખં. પરળીકર
અ. મદદનીશ વ્યવસ્થાપક

[ અનુસંધાન પૃષ્ઠ ૩૧૮ નું ]

' આ પાંચ પ્રકારે તેમની પૂજા કરવામાં આવે, તો તેઓ પણ પોતાના માલિક ઊઠે ત્યાર પહેલાં ઊઠે છે, માલિક સૂએ ત્યાર પછી સૂએ છે, માલિકના માલની ચોરી કરતા નથી, ઉત્તમ રીતે કામ કરે છે, અને માલિકનો યશ ગાય છે. "

' હે ગૃહપતિપુત્ર, **સાધુસંત એ ઉપલી દિશા છે** તેમની પૂજાનાં આ પાંચ અંગ છેઃ ૧. કાયાથી તેમનો આદર કરવો, ૨. વાચાથી તેમનો આદર કરવો, ૩. મનથી તેમનો આદર કરવો, ૪. તે ભિક્ષાએ આવે ત્યારે તેમને તકલીફ પડવા દેવી નહિ, અને ૫. તેમને ઉપયોગી વસ્તુ આપવી.

' આ પાંચ પ્રકારે તેમની પૂજા કરવામાં આવે, તો તેઓ પણ પાપમાંથી તેનું નિવારણ કરે છે, તેને કલ્યાણકારક માર્ગે લગાડે છે, પ્રેમપૂર્વક તેના ઉપર દયા કરે છે, તેને ઉત્તમ ધર્મ શીખવે છે, તેની શંકાઓનું સમાધાન કરે છે અને તેને સ્વર્ગનો માર્ગ દેખાડે છે. '

આ ઉપદેશ સાંભળી સિગાલ બોલ્યોઃ ' ભગવાન, આ આપનો ઉપદેશ કેટલો બધો સુંદર છે ! કોઇ માણસ ઢાંકેલી વસ્તુ ઉઘાડી કરી બતાવે, અથવા અંધારામાં જોવા માટે દીવો ધરે, કે માર્ગમાં ભૂલા પડેલાને માર્ગ બતાવે, તેમ ભગવાને મારે માટે ધર્મનું ઉત્તમ વર્ણન કર્યું છે. '—ગો૦

[ મે '૪૧ ના " શિક્ષણ અને સાહિત્ય "માંથી ]

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૩ સને ૧૯૪૦–૪૧

| નં. | વર્ગ તથા નંબર | માગણી કરનાર ના લખાણની તારીખ | ભલામણ માટે માગણી કરનારનું નામ અને ઠેકાણું | પુસ્તકનું નામ | કર્તા અગર પ્રકાશકનું નામ અને ઠેકાણું | વર્ષ | કદ | પૃષ્ઠ | બાંધણી | કિંમત |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧ | ટ ૬૨૯૬/૪૭ | ૭–૪–૪૧ | પ્રગતિ સાહિત્ય મંદિર રાજકોટ | નાઝીરાજ, પ્રગતિ ગ્રંથમાળા વ. ૧ પુ. ૪ | શ્રી. ચંદ્રભાઈ કા. ભટ્ટ, પ્રગતિ સાહિત્ય મં. રાજકોટ | ૧૯૪૧ | ૧૬° | ૨૧૯ | કાચી | ૧–૧૨– |
| ૨ | ટ ૨૧૨૯/૨૩ | ૮–૪–૪૧ | નવજીવન કાર્યાલય પો. બો. ૧૦૫ અમદાવાદ | ગામગોષ્ઠી | વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી નવજીવન કા. અમદાવાદ | ,, | ,, | ૧૦૮ | ,, | ૦– ૬–૦ |
| ૩ | — | ૮–૪–૪૧ | ,, | Christion Missions, Their Place in India | M. K. Gandhi | ,, | ૧૨° | 311 | પાકી | ૨– ૦–૦ |
| ૪ | — | ,, | ,, | Status of Indian Princes. | Pyarelal Nair | ,, | ,, | 44 | કાચી | ૦– ૪–૦ |
| ૫ | ઠ ૪૨૫૫૧/૨૩ | ,, | ,, | ગ્રામ પંચાયતના કાયદાને લગતા નિયમો | જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ નવજીવન પ્રકા. મંદિર અમદાવાદ | ,, | ,, | ૨૨ | ,, | ૦– ૨–૦ |
| ૬ | ઢ ૪૨૫૫૧/૫૪ | ૧૪–૪–૪૧ | ,, | પહેલી ચોપડી | ,, | ,, | ૧૬° | ૮૭ | ,, | ૦– ૨–૦ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૭ | ઢ $\frac{૪૨૫૫૧}{૯૫}$ | ,, | નવજીવન કાર્યાલય પો. બો ૧૦૫ અમદાવાદ | સાતમી ચોપડી | જીવણજી ડાહ્યાભાઇ દેશાઈ નવજીવન પ્રકા મંદિર, અમદાવાદ | ૧૯૪૧ | ૧૬° | ૨૦૦ | ,, | ૦– ૭–૦ |
| ૮ | ચ $\frac{૯૯૫૧}{૩૫}$ | ૪–૪–૪૧ | વ્યવસ્થાપક, ભારતી સાહિત્ય સંઘ, ત્રણ દરવાજા પો. બો. ૭૩ અમદાવાદ | ત્રણ પગલાં | સોપાન | ,, | ૧૬° | ૩૬૨ | પાકી | ૨– ૮–૦ |
| ૯ | ત્ર $\frac{૯૭૬૮}{૧૩}$ | ,, | ,, | ઉપવાસ કેમ અને ક્યારે ? | શ્રી. હરજીવન સોમૈયા | ,, | ,, | ૧૫૮ | કાચી | ૧– ૪–૦ |
| ૧૦ | ચ $\frac{૬૨૯૬}{૭૦}$ | ૯–૪–૪૧ | ચંદ્રકાંત ગૌરીશંકર ભટ્ટ લાયબ્રેરી સેક્શન, એજ્યુ. ડિપાર્ટમેન્ટ, ભાવનગર | મારા મનની મોજ | કો. ૪ પ્રમાણે | ,, | ,, | ૧૬૭ | પાકી | ૨– ૦–૦ |
| ૧૧ | જ્ઞ $\frac{૩૯૧૨}{૫૫૨૬}$ | ૧૫–૪–૪૧ | મહાશંકર સોમેશ્વર પાઠક, કોઠીપોળ વડોદરા | દાનેશ્વરી કર્ણ | ,, | ૧૯૩૨ | ,, | ૧૨૪ | કાચી | ૦– ૮–૦ |
| ૧૨ | જ્ઞ $\frac{૮૧૪૪૦}{૫૫૨૬}$ | ,, | ,, | વીર ગરોરગચ્છ | ,, | ૧૯૮૬ | ,, | ૭૬ | ,, | ૦– ૪–૦ |
| ૧૩ | ત $\frac{૭૮૩૪૧}{૫૭}$ | ,, | કીરતન લટકારી વ્યવસ્થાપ બાલશક્તિ ગ્રંથાવલી મોડાસા (A. P. Ry) | પૈકું | ,, | ,, | ,, | ૪૫ | ,, | ૦– ૫–૦ |
| ૧૪ | જ્ઞ $\frac{૧૧૮૭}{૫૬૭}$ | ,, | પ્રકાશક શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ | શ્રી અરવિંદ દર્શન | અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી કર્તા આણંદ- | ૧૯૪૧ | ,, | ૯૨ | ,, | ૦–૧૦–૦ |

સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા, તા. ૬ માહે મે ૧૯૪૧ } પુ. ત્રિ. શાહ.

म. ब. परळीकर'
અ. મદદનીશ વ્યવસ્થાપક



# પુસ્તકાલય




વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૩-૮-૦   પરદેશ રૂ. ૫-૦-૦   છૂટક નકલ રૂ. ૦-૬-૦



તંત્રીઓ :

નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી

મણિલાલ પ્રભાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :

વાઘજીભાઈ નારણભાઈ અમીન બી. કોમ

મંત્રી, પુ. સ. સ. મં. લિ. રાવપુરા, વડોદરા.



| પુસ્તક ૧૬ મું | જુન ૧૯૪૨ | અંક ૬ ઠ્ઠો |
|---|---|---|

# અનુક્રમણિકા


| વિષય | લેખક | પૃષ્ઠાંક |
|---|---|---|
| ગમાર ગ્રંથપાલને પનારે પડેલું પુસ્તકાલય... | શ્રી. મોહનલાલ જીવાભાઈ દેસાઈ | ૩૧૯ |
| સાહિત્યસૃષ્ટિનું અવનવું ... ... | શ્રી. છોટાલાલ મા. કામદાર ... | ૩૨૦ |
| લોકશિક્ષણના કેટલાક મુદ્દાઓ ... ... | શ્રી. ઊમેદભાઈ મો. પટેલ ... | ૩૨૩ |
| આમંત્રણ (કાવ્ય) ... ... ... | શ્રી. નારણભાઈ પટેલ ... | ૩૨૬ |
| શરદબાબુનાં પુસ્તકો વધુ કેમ વંચાય છે ? ... | ... ... ... ... | ૩૨૭ |
| મહાલ પુ. પરિષદો ... ... ... | ... ... ... ... | ૩૩૫થી |
| અમરેલી મહાલ પુ. પરિષદ ... | ... ... ... ... | ૩૩૫ |
| સિદ્ધપુર મહાલ પુ. ત્રીજી પરિષદ ... | ... ... ... ... | ૩૩૮ |
| નવસારી મહાલ ત્રીજી પુ. પરિષદ ... | ... ... ... ... | ૩૪૦ |
| કોડીનાર મહાલ પ્રથમ ,, ,, ... | ... ... ... ... | ૩૪૬ |
| પુસ્તક પરિચય ... ... ... | શ્રી. મણિલાલ પ્ર. વ્યાસ ... | ૩૪૯ |
| નવીન ફાલ ... ... ... ... | ... ... ... ... | ૩૫૩ |
| માસિકો મળ્યા તારીખ ... ... ... | ... ... ... ... | ૩૫૪ |
| સામયિકોમાંથી શું વાંચશો ? ... ... | ... ... ... ... | ૩૫૫ |
| પુસ્તકાલયોની તપાસણી ... ... | ... ... ... ... | ૩૫૮ |
| પુસ્તકાલય નોંધ ... ... ... | ... ... ... ... | ૩૫૯ |
| પુસ્તકો મોકલ્યાની માહિતી ... ... | ... ... ... ... | ૩૬૧ |
| પુ. સ. સ. મંડળની જાહેરાત ૫ ... | ... ... ... ... | ૩૫૨ |
| ,, ,, ,, ૬ ... | ... ... ... ... | ૩૬૮ |

સામયિક દોહન

| | | |
|---|---|---|
| શાન્તિનિકેતનમાં ગુજરાતનું લોકસાહિત્ય | ... ... ... ... | ૮૬૯ |
| પુસ્તકાલય ખાતાના વટહુકમ, સૂચના વગેરે | ... ... ... ... | ૨૮ |


---

આંતરમુંઆ મહાલ પુ. પ્રથમ પરિષદ તા. ૮-૬-'૪૧ ના રોજ વ્યાસવામણા મુકામે ગણી ગઈ. હેવાલ આવતા અંકે.

---


આ માસિક વડોદરામાં 'શ્રી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૬-૪૧

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૬ મું | જુન-૧૯૪૧ | અંક ૬ ઠ્ઠો

# ગમાર ગ્રંથપાલને પનારે પડેલું પુસ્તકાલય

[ રાગ : વૈદર્ભી વનમાં વલવલે ]

પુસ્તકાલય પ્યારૂં કરગરે, દયા કરો દીનાનાથ;
ગમાર ગ્રંથપાલના પાશથી, છોડાવો ગ્રહી હાથ—પુસ્તકાલય૦

પુસ્તક પ્યારાં અતિ ઝરે, પામે પીડા દિનરાત;
કેદ પડયાં રે કબાટમાં, કોઇ સૂણે ના વાત—પુસ્તકાલય૦

ધૂળ તણા ઢગલા અને, કચરા કેરો નહિ પાર;
દુઃખ દાવાનળ આપતો, ગ્રંથપાલ ગમાર—પુસ્તકાલય૦

વાચક આવે મુજ બારણે, ગ્રંથપાલ ગુસ્સે ભરાય;
ધમકાવી પાછા કાઢતો, દિલડું દુઃખે ચિરાય—પુસ્તકાલય૦

પેપર-માસિક ત્યાં ઊડતાં, ખૂણા ખોળી ભરાય;
દશા દેખી દિલડું રૂવે, અફસોસ અદકેરો થાય—પુસ્તકાલય૦

બાંક કબાટ ટેબલ અને ખુરશી ખોખાં અનેક;
આવી કો ત્યાં ઊભે નહિ, લીધી લોકોએ ટેક—પુસ્તકાલય૦

ગુણિયલ ગ્રંથ પડયા અતિ, ઊધઇ થકી રે ખવાય;
મંત્રી મૂરખરાય છે, કયાંથી માગવો ન્યાય—પુસ્તકાલય૦

નાત-જાત જોયા વિના, ખડકયાં સાથોસાથ;
વર્ગીકરણ વિહીન બધાં, પડયાં મૂરખને હાથ—પુસ્તકાલય૦

દુઃખિયાં છે બધાં પુસ્તકો, દુઃખિયાં માસિકનાં જૂથ;
ન્યાય કયાં જઇ માગીએ, "કારોબારી" અડબૂથ—પુસ્તકાલય૦

દયા કરી દીનબંધુ ઓ, સુણજો રંકની રાવ;
દુઃખનિવારણ કારણે, શામળીઆ સજ્જ થાવ—પુસ્તકાલય૦

દાદ સુણીને દીનબંધુએ, આપ્યો 'ઑર્ડર' એક;
પહોંચ પરિષદે પાધરૂં, ન્યાય તોળાશે નેક—પુસ્તકાલય૦

ઑર્ડર લઇ દિનેશનો, આવ્યું પરિષદને શર્ણ;
દયા આવે તો ઉગારજો, નહિતર આવ્યું છે મર્ણ—પુસ્તકાલય૦

મોહનલાલ જીવાભાઇ દેશાઇ

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

તાજેતરમાં એક અમેરિકન પત્રકારે ના. વાઇસરૉયની મુલાકાત લીધી હતી અ: તેના અભ્યાસખંડનું અવલોકન કર્યું હતું. લૉર્ડ લિન્લિથગો નીચેના ચાર સંદર્ભગ્રંથે ( Reference Books )નો સતત ઉપયોગ કરે છેઃ Who's Who' (હુઝ હુ) Barlett's Quotations ( બાર્લેટ્સ 'કવોટેશન્સ' ) Whitaker's Almanacl ( વ્હિટેકર્સ આલ્મેનક ) અને The Civil List ( ધી સિવિલ લિસ્ટ )

× × ×

ગયા જુન માસમાં પી. જી. વોડહાઉસ ફ્રાન્સમાં આનંદપર્યટને ગયો હતો ત્યારે નાઝીઓએ તેને પકડી લીધો હતો. હજુ તે સિલેશિયાની નજરકેદીઓની છાવણીમાં છે. ઇંગ્લંડના તેના પ્રકાશકો જણાવે છે કે, કેદમાં હોવા છતાં તેનો સ્વભાવ તેવો ને તેવો છે. તેણે એક લાંબી નવલકથા પણ લખી કાઢી છે.

× × ×

ગર્ટ્રુડ સ્ટીને Ida ( ઇડા ) નામની નવલકથામાં ' ડચેસ ઑફ વિન્ડસર 'નો વિષય લીધો છે. વાકયરચના તથા વિરામચિહ્નો સાથે છૂટ લેવા માટે મિસ સ્ટીન બે ખંડોમાં પ્રખ્યાત છે. પાંત્રીસ વર્ષમાં તેણે પહેલી નવલકથા ' ઇડા ' જ લખી છે. એમ કહેવામાં આવે છે કે તેના અમેરિકન પ્રકાશકો આખું લખાણ વાંચી ગયા, પરંતુ તેમને જરાયે વહેમ ન આવ્યો કે આ નવલકથા પ્રખ્યાત ડચેસ સંબંધી છે.

× × ×

અમેરિકાનું લોકપ્રિય, ખિસામાં રહી શકે તેવું માસિક The Reader's Digest ( ધી રિડર્સ ડાયજેસ્ટ ) જણાવે છે કે, હવે તેનો ફેલાવો આખા જગતમાં સૌથી વધારે થયો છે. જાન્યુઆરીમાં તેના ગ્રાહકોની સંખ્યા **એકતાળીસ** લાખની હતી. તેમાં બ્રિટિશ સામ્રાજ્યની આવૃત્તિનો તથા લેટિન અમેરિકામાં ફેલાવવામાં આવતી સ્પેનિશ આવૃત્તિનો પણ સમાવેશ થાય છે. આ માસિકની એક ખાસ વિશિષ્ટતા એ છે કે દર મહિને તે ' બ્રેઇલ આવૃત્તિ ' કાઢે છે. તે દુનિયાભરના આંધળા માણસો વાંચે છે.

× × ×

રિચર્ડ લેવેલિન ( Richrd Llewellyn )ની પ્રખ્યાત નવલકથા How Green was my Valley ( હાઉ ગ્રીન વૉઝ માય વેલી )ની ફિલ્મ તૈયાર થાય છે. જોકે આ નવલકથા પ્રગટ થયાને એક વર્ષથી વધારે વખત થયો છે, છતાં હજુ ઇંગ્લંડમાં તેની દર અઠવાડિયે ૧,૫૦૦ નકલો વેચાય છે અને અમેરિકામાં તેનું વેચાણ મહિનાઓ થયાં વધારેમાં વધારે છે. મિ. લેવેલિન અત્યારે વેલ્શગાર્ડમાં અધિકારી છે. તે પોતાના બચત સમયનો ઉપયોગ નવી નવલકથા None but the Lonely Heart ( નન બટ ધી લોન્લી હાર્ટ ) લખવામાં કરી રહેલ છે.

× × ×

આપણે ઘણી વાર સાંભળીએ છીએ કે અમુક પુસ્તક વાંચવાથી ઊંઘ આવે છે. પરંતુ ' આ પુસ્તક વાંચવાથી ઊંઘ આવશે ' તેવી જાહેરાત હજુ સુધી કોઇએ કરી નહોતી. ઠી સ્મિથના પુસ્તક A Black Velvet Story ( એ બ્લેક વેલ્વેટ સ્ટોરી )ના પ્રકાશકોએ તે પુસ્તક વાંચવાથી ચોક્કસ ઊંઘ આવી જશે તેવી જાહેરાત કરી છે. પ્રકાશકો કહે છે કે તેમાં ચોક્કસપણે ઊંઘ લાવવાનો ગુણ છે અને તે પ્રકારની તેની યોજના જ કરવામાં આવી છે.

× × ×

પંડિત જવાહરલાલની આત્મકથા Towards Freedom ( ટોવર્ડ્ઝ ફ્રીડમ )ના શીર્ષકથી અમેરિકામાં થોડાક વખત થયાં પ્રગટ થઇ છે. આ આવૃત્તિ વહેલી પ્રગટ કરી શકાઈ હોત; પરંતુ અલ્હાબાદથી ઑગસ્ટની શરૂઆતમાં એરમેઇલ દ્વારા મોકલવામાં આવેલ છેલ્લું પ્રકરણ પ્રકાશકોને છેક ડિસેમ્બરની આખરે મળ્યું. આ પ્રકરણની કાર્બન નકલ સ્ટીમર મારફત સાથોસાથ મોકલવામાં આવી હતી તે વહેલી પહોંચી જતાં પ્રકાશકો પોતાના કાર્યમાં આગળ વધી શકયા હતા.

× × ×

અત્યારસુધી ધ્યાનમાં ન આવેલ એક વિચિત્ર વસ્તુ પર હમણાં જ ધ્યાન ખેંચાયું છે. ઓસ્કર વાઇલ્ડની પ્રખ્યાત નવલકથા The Picture of Dorian Gray ( ધી પિક્ચર ઑફ ડોરિયન ગ્રે )નો વિષય તથા એડગર એલન પોની નવલિકા The Narrative of William Wilson ( ધી નેરેટિવ ઑફ વિલિયમ વિલ્સન )નો વિષય સરખો છે.

× × ×

યુનાઇટેડ સ્ટેટસની હુટન મિફ્લિન કંપની ઊગતા યુવાન લેખકોને સાહિત્યનું વાર્ષિક વિદ્યાર્થી–વેતન (Fllowship) આપે છે. આર્ચિબાલ્ડ ફ્લેમિંગ મેકલીશ કવિ તથા નવલકથા-લેખક છે. મેરી એન્ટન અંગ્રેજી શિક્ષક છે. બન્નેની ઉંમર હજુ પૂરાં વીસ વર્ષની થઇ નથી. તેમને બન્નેને ચાલુ વર્ષનાં ઇનામો મળ્યાં છે. એકને નવલકથા માટે તથા બીજાને જીવન-ચરિત્ર માટે. દરેકને મળેલ ઈનામની રકમ ૧,૫૦૦ ડૉલર છે. હિંદના પ્રકાશકો ઊગતા યુવાન લેખકોને આવું ઉત્તેજન આપે તેવા શુભ દિન કયારે આવશે ?

× × ×

મદ્રાસના હિંદુ પત્રમાં ડૉ. વી. એન. શર્માએ બાલસાહિત્ય પર એક નિબંધ લખ્યો છે. તે નિબંધમાં તેમણે આવા પ્રકારના યોગ્ય સાહિત્યની આવશ્યકતા પર ભાર મૂકયો છે, અને હિંદમાં તેવા પ્રકારના સાહિત્યનો અભાવ દર્શાવ્યો છે. પશ્ચિમ કરતાં આપણી પાસે વધારે કલ્પનાશીલ તથા પ્રેરણાદાયક સામગ્રી હોવાથી આ પરિસ્થિતિ વધારે શોચનીય છે. બાળકોના માનસને અનુકૂળ સાહિત્ય આ સામગ્રીમાંથી ઉત્પન્ન કરવાનું છે.

હિંદની બધી ભાષાઓમાં આ પ્રકારના સાહિત્યની ઉણપ છે તેમ તો ન જ કહી શકાય. મરાઠી સાહિત્યમાં ૧૯૩૮ ના માર્ચ સુધીમાં બાળકો માટેનાં પુસ્તકોની સંખ્યા લગભગ ૧૫૦૦ ની હતી. ( ત્યારપછી આ સંખ્યા ઠીક પ્રમાણમાં વધી હશે. ) ગુજરાતી સાહિત્યમાં તે આંકડાની ચોક્કસ માહિતી નથી, પરંતુ લગભગ બે હજાર તો હશે જ.

બાલસાહિત્ય સંબંધમાં જાણીને આનંદ થશે કે યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા)માં ફિલાડેલ્ફિયા ખાતે ૧૬૭૦ થી ૧૯૪૦ સુધીમાં બાલસાહિત્યમાં થયેલ પ્રગતિનું એક પ્રદર્શન ચાલુ વર્ષની શરૂઆતમાં ભરવામાં આવ્યું હતું.

× × ×

અમેરિકાની પ્રસિદ્ધ પ્રકાશન સંસ્થા મેસર્સ ડોડમીડ એન્ડ કું.એ રેડબુક મેગેઝીનના સહકારથી ઑક્ટોબરની ૧ લી તારીખ પહેલાં શ્રેષ્ઠ નવલકથા મોકલનાર માટે ૧૦,૦૦૦ ડૉલરનું ઇનામ જાહેર કર્યું છે.

× × ×

યુવાન નીગ્રો લેખક રિચર્ડ રાઇટનાં પુસ્તક 'નેટિવ સન' (Native Son)ની છ અઠવાડિયામાં દશ લાખ નકલો વેચાઇ ગઇ હતી. તેને સ્પિંગર્ન (Spingarn) ચંદ્રક આપવામાં આવેલ છે. આગલા વર્ષ દરમિયાન, જે કોઇ અમેરિકન નીગ્રોએ કોઇ પણ ક્ષેત્રમાં માનનીય યત્ન કર્યો હોય તેને આ ચંદ્રક આપવામાં આવે છે.

× × ×

ઇંગ્લંડમાં પુસ્તકના ધંધાને ૧૯૪૦ માં જે મુશ્કેલીઓ વેઠવી પડી છે તેવી અગાઉ કદી વેઠવી પડી નથી. ૨૯ મી ડિસેમ્બરે થયેલ બોંબમારામાં તેની પરાકાષ્ઠા આવી હતી. આવી અડચણો છતાં વર્ષ દરમિયાન ૧૧,૦૦૦ નવાં પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં હતાં. આ સંખ્યા, ગયા યુદ્ધના પહેલા વર્ષમાં પ્રગટ થયેલ પુસ્તકોની સંખ્યા કરતાં કેટલાક હજાર વધારે છે.

× × ×

બ્રિટિશ બુક કાઉન્સિલે દક્ષિણ અમેરિકાના એક પ્રદર્શનમાં પોતાના દેશમાં પ્રગટ થયેલ પુસ્તકો મોકલ્યાં હતાં. કેટલાક પ્રખ્યાત પ્રકાશકોએ પ્રગટ કરેલ મર્યાદિત નકલોના નમુનાનો પણ મોન્ટીવિડિયોમાં સ્ટૉક એક્સચેન્જ બિલ્ડિંગમાં ભરવામાં આવેલ આ પ્રદર્શનમાં સમાવેશ થતો હતો. છેલ્લા પચાસ વર્ષના પરિપાકરૂપ પ્રગટ થયેલ ૨૫૦૦ પુસ્તકો જોવાને લોકોનાં ટોળાં ઊતરી પડયાં હતાં. હિંદમાં પ્રકાશન એવા પાયા પર મુકાય તથા પ્રકાશકો એવી સારી સ્થિતિમાં આવે કે આપણે પણ આપણાં પ્રકાશનો બીજા દેશોમાં મોકલી શકીએ તે સમયની આપણે કેટલી રાહ જોવી પડશે ?

× × ×

પરદેશમાં પુસ્તકો મોકલવામાં અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સને પણ ખાસ રસ પડે છે. 'રૉકફેલર ફાઉન્ડેશન' તરફથી મળતી ગ્રાંટને લઇને પરદેશોમાં પુસ્તકાલયોને ઘણાં અમેરિકન પુસ્તકો તથા માસિકો ભેટ તરીકે મોકલવામાં આવે છે.

× × ×

હિંદની પારસી કોમ તરફથી ઇરાની કવિ ફિરદોસી તુસીનું કાંસાનું એક પૂતળું ઇરાની પ્રજાને ભેટ આપવાનું છે. તેહરાન વિશ્વવિદ્યાલયના મુખ્ય મકાનના મોખરા પર આ પૂતળું મૂકવાની નામદાર રેઝા શાહ પહેલવીએ હા પાડી છે.

છોટાલાલ માનસિંગ કામદાર

# લોકશિક્ષણના કેટલાક મુદ્દાઓ

**ઉત્તર** અમેરિકામાં આવેલાં સ્વતંત્ર સંયુક્ત સંસ્થાનો એ લોકશાસનવાદનો સૌથી સારામાં સારો નમૂનો છે. એ દેશમાં જુદાં જુદાં સ્વતંત્ર સંસ્થાનો છે અને તે બધાં સ્વતંત્ર સંસ્થાનો પોતાનું સમવાયતંત્ર રચી પોતાનો કારભાર ચલાવે છે. આ દેશમાં પુસ્તકાલયપ્રવૃત્તિ ઘણી આગળ વધેલી છે; અને પુસ્તકાલયો માટે સ્થપાયેલાં મંડળો પુસ્તકાલયો અને દેશની પ્રગતિ માટે ઘણો અગત્યનો ભાગ ભજવે છે. આ દેશમાં મોટા ભાગે ઇંગ્લેન્ડ, જર્મની, ફ્રાન્સ વગેરે યુરોપના જુદા જુદા દેશના મૂળ રહેવાસીઓ પોતાનો દેશ છોડી આવી વસેલા છે. અને દર વર્ષે એવા જુદા જુદા દેશની રૈયત અમેરિકાના આ ભાગમાં રહેવા આવે છે. એટલે અમેરિકાના આ ભાગની રૈયતમાં **"પ્રથમ અમેરિકા"**ની ભાવના ખીલવાવા માટે ૧૯૨૦ ના માર્ચના "લાયબ્રેરી જર્નલ"ના અંકમાં ફ્રેન્ક ફ્રેને "અમેરિકનત્વની ભાવના ખીલવવાના દશ મુદ્દાઓ" એ મથાળા નીચે એક લેખ પ્રસિદ્ધ કર્યો છે. એ દશ મુદ્દાઓ વાચકોને વિચારવા યોગ્ય છે. તે દ્વારા તેણે પુસ્તકાલયો, સંચાલકો અને ગ્રંથપાલોએ અમેરિકામાં પુસ્તકાલય પ્રવૃત્તિ અંગે શું નીતિ અખત્યાર કરવી જોઇએ તે વિષે યથોચિત નિર્દેશ કરેલો છે.

(૧) અમેરિકાના ઇતિહાસશિક્ષણનો પ્રચારઃ—ઝીણી ઝીણી બાબતો પર ભાર મૂકવાનો નથી. પરંતુ ઉચ્ચ જીવનચરિત્રોના અભ્યાસ તરફ વાચકોનું ધ્યાન વધુ ને વધુ દોરવું.

(૨) વાચકોમાં એવી ભાવના કેળવો કે દેશમાં જુદા જુદા વર્ગો જ નથી.

(૩) પ્રજાતંત્રવાદનો વિકાસ અને તે દ્વારા એ બતાવવું કે પ્રજાના વધુમાં વધુ મત ધરાવતી રૈયત પોતાની ઇચ્છા પ્રમાણે રાજ્ય ચલાવી શકશે.

(૪) કેળવણીનો પ્રચાર અને અંગ્રેજી શિક્ષણની અગત્ય.

(૫) રાજ્યનીતિશાસ્ત્રના જ્ઞાનનો પ્રચાર.

(૬) કાયદા અને શિરસ્તનું શિક્ષણ. અહીંઆં દ્વાર ખુલ્લાં છે; કોઇ પણ માણસ ગમે તે વખતે કાયદાનો ભંગ કરે છે અને તેને આપણે ગુન્હેગાર અગર મૂર્ખ અગર બન્ને કહીએ છીએ.

(૭) દેશભક્તિ માટે ખરેખર શિક્ષણ—જે દ્વારા પ્રજાને જણાવવાનું છે કે કવચિત્ પ્રસંગોએ જ અમેરિકા બીજા દેશો સામે યુદ્ધમાં ઊતરવા તૈયાર થાય છે.

(૮) લોકોને સમજાવવું કે આપણે કોઇ દેશને જીતવો નથી અગર તેના ઉપર શાસન કરવું નથી અને આપણને કદીય યુદ્ધ કરવાની ઇચ્છા નથી; અમેરિકાને એકબીજાને હિતકારક થાય તે રીતે બીજા દેશો સાથે વ્યાપાર કરવો કરવો છે અને બીજાદેશોને મદદ કરવી છે, અને આ જ હેતુથી અમેરિકાએ ગયા મહાયુદ્ધમાં ભાગ લીધો હતો.

(૯) સારા આનંદી ખેલાડી કેમ બનવું તેનું શિક્ષણ આપવું.

(૧૦) ઘુદ્દાપણાનું શિક્ષણ.

આપણાં પુસ્તકાલયો પણ આવી કોઇ યોજના વિચારે. આપણે પરાપૂર્વથી રાજસત્તામાં માનીએ છીએ. થોડા સમય પર વડોદરાને આંગણે પધારેલા સર જદુનાથ સરકારે

" રાજસત્તાની ભાવનાનો જુદા જુદા સમયમાં વિકાસ " વિષે ઉત્તમ અભ્યાસાત્મક પ્રવચન કર્યું હતું તેમાં તેઓએ પ્રતિપાદન કર્યું છે કે " રાજા " એ આજે રૈયતનો એક આદર્શ નેતા તરીકે ભાગ ભજવી શકે તેમ છે. આપણા શ્રીમંત મહારાજા સાહેબ પણ આપણને રાજકારોબારમાં સારી રીતે ભાગ લઈ શકાય તે માટે ધારાસભાનો વિસ્તાર કરી રાજકારોબારમાં પણ લોકનિયુક્ત સભ્યોને સ્થાન આપ્યું છે. આપણી ફરજ છે કે આ નવા શાસનને પ્રજાએ વધાવી લઇ તેનો વિકાસ કરવો જોઇએ. પ્રજામાં જ્ઞાનનો ફેલાવો કરવાથી. સરકારના પ્રયાસોમાં મદદ કરનારા સમાજસેવા માટે આગળ આવનારા ભાઇઓ છે. આજે તે ઓછા પ્રમાણમાં દેખા દેતા હોય તો જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં તેવા નાગરિકોને ઉત્તેજન આપવાની સૌ કોઇની ફરજ છે. આપણે ત્યાં ગામડે ગામડે સાર્વજનિક પુસ્તકાલયો ઉઘાડવામાં અને નિભાવવામાં લોકોને સરકાર મદદ કરે છે. આ પુસ્તકાલયોમાં નીચેના લોકશિક્ષણના પ્રચારની અગત્ય છે, એમ મને લાગે છે.

( ૧ ) **" રાજા "** એ આપણા મહાન નેતા છે. એમના તરફ પૂજ્યભાવની લાગણીનો હંમેશાં ફેલાવો. આપણા દેશના મહાન રાજાઓનાં જીવનચરિત્રોના વાચનનો પ્રચાર.

( ૨ ) **વર્ગભેદની ભાવનાનો નાશઃ**—સૌની યોગ્ય કાળજી શ્રીમંત સરકાર રાખે છે એવી લાગણીનો ફેલાવો.

( ૩ ) **આપણે સૌ હિન્દી છીએઃ**—અને હિન્દના ભાવી ઘડતરમાં આપણે પણ એક હિન્દી તરીકે ફાળો આપવાનો છે અને હિંદી શિક્ષણ માટે આપણા રાજાની શુભેચ્છાઓ બર લાવવા માટે યોગ્ય પ્રચાર તથા હિન્દના મહાન પુરુષોનાજીવનચરિત્રોનો પ્રચાર કરવો.

( ૪ ) **શિક્ષણનો અને સામાન્ય જ્ઞાનનો બહોળો ફેલાવોઃ**—આ બાબત પુસ્તકાલયો ઘણું કરે છે જ. દરેક ભણેલો અગર ભણતર પ્રત્યે જેને લાગણી ઊભી થઇ છે તે વહેલી તકે પોતાનાં બાળકોને શાળામાં મોકલે અને શિક્ષણની સામાન્ય અનુકૂળતા મેળવે. તથા એ શિક્ષણ દ્વારા નાગરિક તરીકેની સાદામાં સાદી કેટલીક માહિતી તે અવશ્ય મેળવે. આપણે ત્યાં ફરજીઆત શિક્ષણનો કાયદો છે તેનો અમલ ગ્રામ પંચાયતોએ કરવાનો છે. તેમાં ચોકસાઈભરી રીતે કામ થઇ સામાન્ય મજુરીઆત લોકો પણ જ્ઞાન સંપાદન કરવામાં પાછા ન પડે; તેમનામાં રહેલી જડતા દૂર થાય તે માટે જરૂરી મદદ તથા ભણી રહ્યા બાદ તેમને ગમી જાય તેવું મફત વાચન સહેલાઇથી મળે તેવો પ્રચાર થવાની જરૂર હજી પણ ઓછી નથી. ભણીને ઊઠી ગયેલા બાળકોને વર્ષમાં બે ત્રણ વખત એકઠાં કરી તેમને આનંદ સાથે વાચન મળે તો જ તેઓ પોતાનું જ્ઞાન તાજું રાખી શકશે. ગામના અભણોની હકીકત તૈયાર કરવી, ગામના કિશોરો મારફત આ કાર્ય ઝડપભેર આગળ ધપાવવું અને તેનો પ્રચાર કરવો.

( ૫ ) **રાજકારોબારના જ્ઞાનનો ફેલાવો**—રાજપદ્ધતિ અને તેનો કારોબાર કેમ ચાલે છે, આપણી સામાન્ય ફરજો શું છે તથા સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ જેમાં શ્રીમંતે ગામડાંને પોતાનો વહીવટ કરવાની સત્તા આપેલી છે તે કેવી રીતે સારાં ચલાવી શકાય તેવા જ્ઞાનનો ફેલાવો;

( ૬ ) **કાયદા અને શિસ્તનું પાલન**—આપણા રાજાએ આપણા સમાજની સુધારણા થાય, રૈયતને કનડગતો ઓછી થાય અને શિક્ષણમાં વિકાસ થાય તથા પ્રજાનું રક્ષણ સારી રીતે જળવાય તે માટે કેટલાક કાયદાઓની સમજ પ્રજામાં સારી રીતે ફેલાય તેવા પ્રયાસો પણ થવા જોઇએ. અને કાયદાને માન આપવાની આપણી ફરજ છે તે પ્રમાણે પ્રચાર કરવો. આથી ગુન્હા કરનાર માણસો ઓછાં થશે અને કોઇ કાયદામાં કંઇ ખામી જણાશે તો તેના અમલથી તે જણાઈ આવતાં દૂર કરી શકાશે.

( ૭ ) **ખેતી અને તેને લગતા પેટાઉદ્યોગો તથા ગૃહઉદ્યોગોની ખીલવણી દ્વારા મજૂરોની મહત્તાનો પ્રચાર**—આપણી સ્થળસીમામાં આવેલા ઉદ્યોગો પ્રત્યે સામાન્ય લોકોને માન વધે તેવી રીતે વાતચીત દ્વારા લોકલાગણી કેળવવી, ખેતી તરફ પ્રીતિ ઉત્પન્ન કરવી, કૂવેતર વગેરે કરવા લોકોને પ્રેરવા, રેંટીઓ. પિંજણ, વણાટ, શીવણ, દળવું, ખાંડવું, ટોપલા ગૂંથવા, ચમારકામ, લુહાર, સુથાર તથા ઇતર કારીગરીનું શિક્ષણ મેળવવા સામાન્ય લોકોને ઉત્તેજન આપવું. એ શિક્ષણ મેળવવા ગામના જ જૂના ધંધાદારીઓ સાથે કામ કરવા શીખનાર યુવકને જોડવા પ્રયાસો કરવા. સહકારી ધોરણે કામ કરવા લોકોને સમજાવવા અને શાહુકારના ત્રાસમાંથી બચવા માટે સહેલા અને સરળ ઉપાયો ખેડુતોને બતાવવા. આજે આમ પડેલી રૈયતવર્ગમાં જે નિરાશા છે તે માટે યોગ્ય સંશોધન કરી પોતાના ભાઇઓને યોગ્ય સક્રિય ઉપાયો શોધવા.

( ૮ ) **સામાજિક કુરિવાજો અને વહેમોનો નાશ કરવાની પ્રેરણા આપવી**—આપણા સમાજમાં ગરીબ માણસ ક્યાં પાયમાલ થાય છે તેનો જો વિચાર કરીએ તો સામાજિક કુરિવાજો છે. આમાં બાળલગ્ન, કન્યાવિક્રય, વરવિક્રય, મરણ પાછળ જમણક્રિયાઓ, ખોટા વહેમોની જડ ઘાલી બેઠેલી રૂઢિઓ, આ જેટલું ખેડૂત અને મજૂરને શોષી લે છે તેટલું શોષણ બીજી કોઇ રીતે તેનું થતું નથી. સમાજના આ રિવાજો જુવાન માણસો બંધ કરી પોતાના વસવાટની સ્થળસીમામાં, શાળા, દવાખાનું, અખાડો, પુસ્તકાલય, ગરીબો માટે રાહતકાર્ય વગેરે નિભાવવામાં મદદ કરવા પ્રેરવા; તેમજ ગામનું સામાન્ય આરોગ્ય, સામાન્ય ઉગ્ર રોગોમાં યોગ્ય ઇલાજોની તાત્કાલિક તજવીજો, ગ્રામસંરક્ષણ માટે સંરક્ષક મંડળીઓ, ખેડૂતને માત્ર જરૂરના જ વખતે મદદ આપતી સહકારી મંડળીઓનો યોગ્ય લાભ લેવામાં પોતાનાં નાણાંનો સદુપયોગ કરે તેવો પ્રચાર કરવાની અગત્ય છે.

( ૯ ) **સંઘશક્તિની ખીલવણી**—આપણું ગામડું એ એક રાષ્ટ્રનું એકમ છે. તેમાં રહેલી સંઘભાવના અજોડ છે. એટલે ગામડાના તમામ આબાલવૃદ્ધોમાં સંઘશક્તિની ખીલવણી થાય એ માટે ગામડામાં આખા ગામના લોકો માટે ભજન મંડળીઓ યોજવી, રામાયણ અને મહાભારતની કથાઓ તેના સાચા સ્વરૂપમાં ગામના જ કોઈ ભાઈએ કહેવી અને તેનો બોધ મેળવવો, આખા ગામના યુવકોની સામુદાયિક ઘરસફાઈ વરસમાં એક બે દિવસ ચોક્કસ દિવસોએ કરાવવા લોકમાં પ્રેરણા કરવી. સામાન્ય રીતે ઘણા લોકોને નુકસાન થતું હોય એવું કાર્ય કોઇ ભાઇ તરફથી થતું હોય તો તે અટકાવવા ગામની તમામ વ્યક્તિઓ પ્રેરાય તેવી ભાવના પેદા કરવી,

ઉપરની ભાવનાઓ ખીલવવા માટે પુસ્તકાલયો કેવી રીતે કાર્ય કરશે ? એ સહજ પ્રશ્ન થાય છે. પુસ્તકાલયો એટલે તેની કારોબારી એકલી જ નહિ પણ તેમાં તમામ વાચકોનો પણ સમાવેશ થાય છે. મોટે ભાગે ગામડાની કારોબારીઓમાં તો ગામના પંચો પણ હોય છે, તેમ જ શાળાના શિક્ષકો પણ હોય છે. વળી મોટાં શહેરોમાં પણ શિક્ષિત ભાઈઓ અને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાના સભ્યો હોય છે. જો તેઓ પ્રજાની સેવાની ધગશ રાખતા હશે તો પુસ્તકાલય કહો કે ગમે તે સંસ્થા કહો, પણ તે દ્વારા સામુદાયિક લોકલાગણી શુભ વિકાસ પામે તે માટે ઉપર બતાવેલી યોજનાનો પ્રચાર કર્યે જ આજે જોવામાં આવતી બાહ્ય તેમજ આંતરિક અશાંતિ દૂર થઈ શકે તેમ છે. અને આ કાર્ય કોઈ બહારના માણસો કરી શકવાના નથી. ગામડામાં તો આવાં કામો માટે આગેવાનીભર્યો ભાગ ભજવવા બહુ થોડા સ્થળોએ યુવાનો આગળ આવે છે. આ કાર્યને માધ્યમિક શાળાઓના સંચાલકો પણ આવી રીતે વેગ આપી નવા યુવાનોમાં નવીન જુસ્સો પેદા કરાવી શકે તેમ છે. આજે જોઈએ છીએ **મનુષ્યમાં રહેલી સામાજિક પ્રેરણાશક્તિના વિકાસમાં સક્રિય ફાળો આપનારા શિસ્તબદ્ધ કાર્ય કરો.**

ઊમેદભાઈ મોતીભાઈ પટેલ

---

# આમંત્રણ

આવો આવો શારદસૂત સ્નેહે વિદ્યાની આ વાડી મહીં;
વાડી વારિ સિંચી મ્હેકાવો સ્નેહે સૌ પધારો અહીં.

જો જો અર્ધખીલી કળિઓ વિલાય મારેઃ
જોજો વિકસંતો એ ચીમળાય વારે.
પ્રાણ પેખી પોષી પ્રફુલ્લાવો વિદ્યાની આ વાડી તમે;
આવો આવો શારદસૂત સ્નેહે વિદ્યાની આ વાડી મહીં.

કોક ગુલ ફૂલને બટમોગરા શા,
કોક કુમુદિની, સૂર્યમુખી ચોપણાશા,
પેલા ઉત્કટ ચંપા જગ મ્હેકે વિદ્યાની આ વાડી મહીં;
આવો આવો શારદસૂત સ્નેહે વિદ્યાની આ વાડી મહીં.

ભરી સંસ્કૃતિના અર્ક રજ રજમાં રસી,
ભરી જ્ઞાનવીર્ય તેજ વાયુ કણમાં કસીઃ
મ્હેકાવો, મ્હેકાવો, મહેકાવો વિદ્યાની આ વાડી હવે;
આવો આવો શારદસૂત પ્રેમે વિદ્યાની આ વાડી મહીં.

નારણભાઇ પટેલ

# શરદ્‌બાબુનાં પુસ્તકો વધુ કેમ વંચાય છે ?

( ગતાંકથી ચાલુ )

**સામાન્ય** રીતે સ્ત્રીમાં માતા બનવાની ભાવના નાનપણથી જ ઊંડે ઊંડે રહેલી હોય છે અને જીવનપર્યંત એ ભાવના એનામાં રહે છે. "વચેટ બહેન"ના કિશનમાં શ્રીકાન્તના બાલ્યકાળનું દશ્ય દેખાય છે. માતાના મરણ બાદ કિશનને સાવકી બહેનેને ત્યાં આશ્રય મળે છે. ત્યાં એને અનેક કષ્ટો સહન કરવાં પડે છે. માતા તરફનો ગુમાવેલો પ્રેમ એને આ વચેટ બહેન હેમાંગિનીથી મળી આવે છે. હેમાંગિની શરીરે રોગીષ્ઠ છે; હીસ્ટીરિયા રોગનાં લક્ષણો પણ એનામાં છે. તે કોઇ વાર કિશન પ્રત્યે પ્રેમ દાખવે છે ત્યારે કોઇ વાર તેને માર પણ મારે છે. કિશનને એનો આશ્રય ગુમાવવા વખત આવે છે, પરંતુ છેલ્લે હેમાંગિની તેના પતિનો પણ ત્યાગ કરીને તેની સાથે જવા તૈયાર થાય છે. આખરે એના પતિદેવને કિશનને આશ્રય આપવો જ પડે છે અને કિશનને એ બહેનના માતૃસ્નેહથી વંચિત થવું પડતું નથી. "સુમતિ"માં રામલાલને આવો જ આશ્રય ભાભી નારાયણીને ત્યાં મળે છે: 'રામે ફરીવાર ભાભીની છાતી સરસું મોં છુપાવી દીધું. અહીં મોં રાખીને તેણે લાંબાં તેર વર્ષ વીતાવ્યાં હતાં–અહીં જ તે મોટો થયો હતો.' તો પછી એ કેમ જ છૂટી શકે ? તરછોડાયેલાની માફક આજ ભાભી રામલાલને નેતર વડે ફટકારતી હતી અને અંતે પાછી પોતાના પાલવનો આશરો આપતી હતી. માર અને પ્યાર–બન્ને પરસ્પર વિરોધી વાતનું કારણ સ્પષ્ટ જ છે. પતિથી અસંતુષ્ટ રહેતી નારાયણી માતૃત્વનો વિકાસ ઇચ્છતી હતી; રામલાલ એના એ વિકાસમાં સહાયભૂત થતો જણાય છે; પરંતુ એ એની આકાંક્ષા પૂરી પાડી શકતો નથી. અન્યનું સંતાન પોતાની કૂખે જન્મનાર સંતાન સરખું સુખ નથી આપી શકતું. આથી જ રામલાલ અને કિશનને માર પણ મળે છે અને માતા સરખો પ્યાર પણ મળે છે.



સ્વ. શરદ્‌બાબુ

જ્યારે 'શ્રીકાંત' વયમાં વધતો જાય છે ત્યારની એક ઝાંખી "મોટી બ્હેન" (બડી દીદી) માં જોવા મળે છે. શ્રીકાન્તની માફક સુરેન્દ્ર પરાયા મોં સામે જોનારો છે ખવરાવવું, પીવરાવવું, સુવાડવું–એ બધા માટે પણ એકાદ સહાનુભૂતિ બતાવનાર પણ જોઇએ જ ને ! ઘર આગળ એના પ્રત્યે સહાનુભૂતિ બતાવનાર એની અપર માતા છે, પરંતુ બીજાં પાત્રોની

પેઠે એ પણ ઘર છોડીને ભાગે છે: અહીં એને ચૌદ વર્ષની અવસ્થામાં વિધવા થયેલી માધવી એના પ્રત્યે સહાનુભૂતિ દાખવનાર તરીકે મળી જાય છે. માધવીની નાની બહેનને ભણાવવા માટે એને શિક્ષક તરીકે રોકવામાં આવ્યો છે, પણ જ્યારે ભણાવતો નથી ત્યારે તેને દમદાટી પણ દેવામાં આવે છે અને સ્વમાનરક્ષણને કાજે એને ઘર છોડવું પડે છે. રસ્તામાં ગાડી નીચે આવી જવાથી એ ઘવાય છે, પિતા આવીને લઇ જાય છે, ત્યાં એનો વિવાહ થાય છે, પરંતુ કદાચ લગ્નનું દુ:ખ દૂર કરવા માટે એ મિત્રોની સાથે શરાબખોરીમાં સપડાય છે. એનું શરીર અસ્વસ્થ રહે છે અને પછી તો એ ઘટનાચક્ર એની અસ્વસ્થતાને વધારી એને માધવીની ગોદમાં લાવી મૂકે છે અને એ જ ગોદમાં શાન્તિપૂર્વક માથું મૂકી એ પ્રાણત્યાગ કરે છે. " જાણે સમસ્ત વિશ્વનું સુખ એની ગોદમાં જ ન છુપાયું હોય! આટલા દિવસો બાદ સુરેન્દ્રનાથે આજ એ સુખને શોધી કાઢ્યું છે. "

દેવદાસના કથાનકથી, એની ઊતરેલી ફિલ્મથી ભાગ્યે જ કોઇ અપરિચિત હશે. જમીનદારનો એ પુત્ર, એ બાળપણથી જ તમાકુથી ટેવાઈ ગયો છે. પાર્વતી દેવદાસને ચાહે છે, પરંતુ દેવદાસ અનિશ્ચિત છે. પરસ્પર લગ્ન થનાર છે, છતાં એ પાર્વતી જાતે જ એક રાત્રે સાહસ કરીને એકાંત સ્થાને દેવદાસ પાસે આવે છે. દેવદાસ વિચારે છે: કોણ જાણે શા માટે એ આવી હશે ? પાર્વતીની લાજની કલ્પના કરતાં દેવદાસ પોતે જ શરમાય છે. પણ પ્રેમ દર્શાવવાનું કામ પુરુષને પલ્લે નથી આવતું; શરદ્‌બાબુની નવલકથાઓમાં તો એ કામવિવશ થઇ જતી સ્ત્રીને માથે આવે છે. પાર્વતી એના ચરણોમાં આશ્રય ઇચ્છે છે, પરંતુ દેવદાસ દુ:ખી થતો પૂછે છે: " શું તારે માટે મારા સિવાય બીજો કોઇ ઉપાય નથી ? " માતાપિતાનો આજ્ઞાકારી પુત્ર દેવદાસ કલકત્તે ચાલ્યો જાય છે. ત્યાંથી એ પાર્વતીને પત્ર લખે છે કે એણે પાર્વતી પ્રત્યે કદી પણ વધુ પ્રેમ દાખવ્યો નથી. પાર્વતીને જ શા માટે, શું એણે કોઇનીય સાથે વધુ પ્રેમ દાખવ્યો છે ? એ જ શ્રીકાંત સરખી પરિસ્થિતિ છે. પ્રેમ છે પણ ખરો અને નથી પણ. પાર્વતીનું લગ્ન થઇ જાય છે, અને દેવદાસ ચંદ્રમુખીને ત્યાં દારૂ પીધા કરે છે. એની અર્ધી મિલ્કત તો એ આમ જ ઉડાવી દે છે. રાજલક્ષ્મીની માફક ચંદ્રમુખી પણ વેશ્યાવૃત્તિનો ત્યાગ કરી જાણે વૈરાગ્ય ધારણ કરે છે. દેવદાસ પોતાને પાર્વતી અને ચંદ્રમુખી–બન્નેથી દૂર રાખે છે; પરંતુ ચંદ્રમુખી એક દિવસ સડક પર બેશુદ્ધ પડેલા દેવદાસને એને ઘેર લઇ આવે છે. દિલમાં દર્દ અને તાપ થઇ આવે છે અને ચંદ્રમુખી એની ચાકરી કરે છે; પછી ચંદ્રમુખીનો ત્યાગ કરી દેવદાસ દેશનાં અનેક નગરોમાં ભ્રમણ કરે છે અને અંતે અત્યંત અસ્વસ્થ થઇ જઇ એ પાર્વતીના ગામે જાય છે. પણ એ ગામે પહોંચે તે પહેલાં તો એનું અવસાન થાય છે. આ પ્રમાણે દેવદાસ એકલામાં જ નથી; એ તો શરદ્‌બાબુની અન્ય નવલકથાઓમાં પણ જીવતો જાગતો દેખા દે છે. ખરી રીતે જોતાં તો એ એના મરણબાદ પાર્વતીનાં આંસુની કલ્પના કરી પ્રસન્ન થતો જણાય છે: " મરવા બાબત તો કંઇ હરકત નહિ; પણ એ વખતે એવું થાય કે એક સ્નેહાળ હાથ એના મસ્તક સુધી લંબાય અને એ કરુણાર્દ્ર સ્નેહભર્યું મુખ જોતાં જોતાં આ જીવનનો અંત આવે: મરતી વખતે એ કોઇક આંખોમાંથી ટપકી પડતા એકાદ અશ્રુબિંદુ જોઇને મરી શકે. " પુરુષને આ સહાનુભૂતિથી સંતોષ થાય છે; તે પોતાનું પુરુષત્વ કોઇકના હૃદયમાં કરુણાસ્રોત વહાવીને કરવામાં જ સફળતા સમજે છે.

" **કાશીનાથ** "નું લગ્ન થતાં જ એ સુકાવા માંડે છે. કોઇ સ્ત્રીને માટે એને ઓળખવાનું કેટલું કઠણ છે-તે એ જાણે છે. એની સ્ત્રી એનો ત્યાગ કરી ચાલી જાય છે, અને ત્યારે કાશીનાથ અસ્વસ્થ થતાં 'બહેન' બિંદુવાસિની એની સેવા માટે આવી હાજર થાય છે. 'અનુપમાનો પ્રેમ' દેવદાસના કથાનક જેવું જ છે. અનુપમાનું લગ્ન એક વૃદ્ધની સાથે થાય છે. એ વિધવા થાય છે, અને અંતે દારૂડિયો લલિત એને આપઘાત કરતાં બચાવે છે. અનુપમાને પણ બીજાંઓની માફક મૂર્ચ્છા આવતી હોય છે. 'દર્પચૂર્ણ'માં પણ કાશીનાથવાળો જ કોયડો છે. ધનવાન ઘરની પુત્રી ઇંદુ સાથે નિર્ધન નરેન્દ્રનું લગ્ન થાય છે. આથી પતિ-પત્નીનો મેળ મળતો નથી. નરેન્દ્રની છાતીમાં દુઃખ થાય છે અને બહેન વિમળા એની સેવા માટે આવી પહોંચે છે. વળી નરેન્દ્ર નવલકથાકાર પણ છે. 'તસ્વીર' વાર્તા બ્રહ્મદેશમાં અંગ્રેજો જવા પહેલાંની છે. આમ છતાં એમાંની ઘટનાઓ અને પાત્રો જૂનાં છે. બાથિન્ ચિત્રકાર અને ધનવાન યુવતી માશોયેમાં પરસ્પર પ્રેમ છે. પ્રેમની અતૃપ્તિમાં આશોએ એના પ્રત્યે ઘણો દાખવે છે અને એના પર રૂપિયા બાબત ફરિયાદ કરે છે. આથી એ એનું સર્વસ્વ વેચી સાટી તાવથી પીડાતો રૂપિયા લઇને એની સામે આવી હાજર થાય છે. માશોયે એને એના ઓરડામાં સુવાડે છે અને એની સેવા-સુશ્રૂષા કરે છે.

**ગૃહદાહ**માં મહિમને અચલા એની વીંટી પહેરાવી દે છે; પરંતુ મહિમબાબુ એના બાપની રૂબરૂમાં જ પૂછે છે: " શું તું તારી વીંટી પાછી મેળવવા માગે છે ? " અચલા એને સુરેશ સરખા કસાઇથી બચાવવા માટે વિનંતિ કરે છે; મહિમ એને બચાવે પણ છે, છતાં એને વળી પાછું એ કસાઇને પલ્લે પડવું પડે છે. અને સુરેશની પાસેથી વળી પાછી મહિમ પાસે જાય છે. એને ક્યાંય સ્થિર આશ્રય મળતો નથી: એમાંથી એકેય જણ એને આશ્રય આપી શકતો નથી. મહિમ જ્યારે માંદો પડે છે ત્યારે એના જ ગામની એક બહેન મૃણાલ જે વિધવા થઇ છે તે એની દેખરેખ રાખે છે. સુરેશ દગો કરીને અચલાને મહિમ પાસેથી પોતાની સાથે કોઇ બીજા સ્થળે લઇ જાય છે. અહીં સુરેશને તાવ આવે છે અને અચલા એની સેવા-સુશ્રૂષા કરે છે. મૃણાલનું જે સ્થાન મહિમ આગળ છે તે જ સ્થાન *અચલાનું સુરેશને માટે પણ છે. બન્ને બાઇઓ પતિ સિવાયના પુરુષોની સેવા બજાવે છે.* આવી પતિથી નિરાશા પામેલી સ્ત્રીઓને આવા અન્ય પુરુષો પાસે કંઇક આશા-અપેક્ષા પણ રહેતી હશે. સેવા એ આશાના દીપકને તેજવંત રાખે છે, પરંતુ તે પણ એક દિવસ હોલવાઈ જ જાય છે. રાજલક્ષ્મીની માફક એ એમના પતિને પામી શકતી નથી. સુરેશની પણ છાતીમાં દર્દ થાય છે; ફલાલીન વડે અચલા તેને છાતી પર ગરમાનો શેક કરે છે, અને સુરેશ એ ફલાલીનના કપડા સહિત એનો હાથ પોતાની છાતી પર દબાવે છે. વળી બાહુમાં લઇને એનું મોં પણ ચૂમે છે. આમ છતાં અચલા ક્રોધ નથી કરતી; કેટલીક વાતચીતને અંતે એ એને ઘેર ચાલી જાય છે. કદાચ એમ સમજતી હોય કે એકાદ બાળકની માફક સુરેશનું ચુંબન પણ નિર્દોષ હશે. સુરેશને નસાડી જે લાવ્યો હતો તેનાથી એ છૂટકારો પામવા વિચારે છે. દુઃખી થઇ અચલા પૂછે છે: " હવે શું તમે મને નથી ચ્હાતા ? " એક દિવસ અચાનક મહિમ સાથે તેનો ભેટો થઇ જાય છે અને અચલાને મૂર્ચ્છા આવી જાય છે. સુરેશ પ્લેગમાં મરણ પામે છે; એના મરણ વખતે અચલા એની પાસે હોય છે. હવે

અચલા મહિમને આશરે છે; છતાં તે તેને સ્વીકારતો નથી અને આખરે એક બાઈ એને આશ્રય આપે છે. મૃણાલ એને પોતાની સાથે લઇ આવે છે.

શ્રીકાન્તની વાર્તાના કંઈક મહત્ત્વપૂર્ણ અંશનું ઉછરતું ચિત્રણ "**ચરિત્રહીન**"માં છે. જમીનદારના રખડતા અને આળસુ પુત્રનું નામ આ નવલકથામાં સતીશ છે. તે પોતાના મિત્રો સાથે પૂર્વવત્ શરાબબાજી પણ કરતો હોય છે. અહીં એની સહાનુભૂતિક સાવિત્રી છે. એ એક વિધવા છે. એના વિધવા થયા પછી એની પ્રેમીએ એને તરછોડેલી પણ છે. હવે એની સેવાપરાયણતા સતીશ પ્રતિ વળેલી છે. સાવિત્રીને ભયંકર ફેફરાનો રોગ થયેલો છે. એક બીજા પ્રત્યે ઈર્ષ્યા અને શંકાને કારણે સાવિત્રી અને સતીશ છૂટાં પડી જાય છે. પછી તો એક બાવાની સંગત થતાં સતીશ દારૂ-ગાંજાની લતમાં વધી જાય છે. અને જ્યારે એ અત્યંત અસ્વસ્થ થઈ ગયો હોય છે ત્યારે એનો નોકર સાવિત્રીને શોધી લાવે છે. એક સુશીલ છોકરાની માફક સતીશ સાવિત્રીનું કહ્યું કરે છે અને તાવમાં એ જ એની ચાકરી કરે છે.

સાવિત્રી અને સતીશના ચરિત્રચિત્રણને ફિકાશ આપનાર એક બીજું પાત્ર એમાં કિરણનું છે. સ્ત્રીની વિવશતા, ખિન્નતા, વ્યાકુળતા, એની તરછોડાયેલી સ્થિતિ, અતૃપ્ત વાસનાની પીડા—આ બધીય નારકી યાતનાઓને એના બદતર રૂપમાં શરદ્‌બાબુએ કિરણમાં ચીતરી છે. એનો સ્વામી જન્મથી જ નીરસ હોય છે. એ એને દર્શનશાસ્ત્ર શીખવતો. ( આવો પતિ–પત્નીને બદલે ગુરુ-શિષ્ય તરીકેનો સંબંધ અન્ય નવલકથાઓમાં પણ જોવા મળે છે. રાત્રે પુસ્તકો વાંચવાં એ તો શરદ્‌બાબુનાં પતિ તરીકેનાં પાત્રોમાં ઘણે ઠેકાણે મળે છે. ) પતિની માંદગી વખતે એ ડૉ. અનંગથી એની પ્રેમતૃષાને બુઝાવે છે. ઉપેન્દ્રને જોતાં એની તમામ વાસના એના તરફ ખેંચાય છે. ઉપેન્દ્રની સ્થિતિ શ્રીકાન્ત સરખી છે. કિરણ એને બળપૂર્વક રોકવા ઇચ્છે છે અને કહે છે: " પુરુષને માટે આવી શરમ શોભતી નથી. " પરંતુ શરદ્‌બાબુની નવલોમાં તો શરમ એ પુરુષના ભૂષણરૂપ છે. ઉપેન્દ્ર એની પાસેથી જેમ તેમ કરીને છૂટે છે, વૈરાગી સતીશને એ ભાઈ માને છે. એની પાસેથી એણે કદી કશી જ આશા રાખી નથી. અને એની વાસનાનું બીજું નિશાન દિવાકર બને છે. જ્યારે દિવાકર એની અશ્લીલ મશ્કરીથી કમકમી ઊઠે છે, ત્યારે એ કહે છે કે શરમાવાનું કંઇ જ કારણ નથી; આ તો દિયર–ભોજાઈના સ્વાભાવિક સંબંધો ગણાય. છેલ્લે કિરણ દિવાકરને બર્મા લઈ જાય છે. સ્ત્રીપુરુષને ઘર બહાર કાઢી લાવે છે. શ્રીકાન્તમાં અભયા પણ રોહિણી સિંહને એ જ રીતે બર્મા લઇ જાય છે. વહાણ પર જ્યારે એ દિવાકરને પૂછે છે કે તમે મને ચાહો છો ? ત્યારે દિવાકર રોવા લાગે છે. એની પછી જે દશ્યનું વર્ણન આવે છે તે વિષે લખવું અહીં અસ્થાને છે. એ તો એની બીભત્સતા અને ભોળપણમાં અજોડ છે.

દિવાકરના બ્રહ્મચર્યભંગ પછી કિરણને ખેદ થાય છે. એ ખેદનો એવો પ્રત્યાઘાત થાય છે કે બર્મામાં એકસાથે ૬ માસ રહેવા છતાં, દિવાકરનો માર ખાવા છતાં, એના પ્રેમદર્શન છતાં, એ એને પોતા પાસે આવવા જ નથી દેતી. કિરણને પણ મૂર્છા આવતી હોય છે. સતીશ કિરણ અને દિવાકરને લઈ જાય છે. કિરણ ગાંડી બની જાય છે અને અંતે એની નિર્બળતા એની અતૃપ્તિનો નાશ કરે છે, પુરુષ ન પામનાર એને ભગવાનની પ્રાપ્તિ થાય છે. કિરણની કથા એ પુરુષની પુરુષાર્થહીનતાની કથા છે અને શ્રીકાન્તની કથાના પ્રમાણમાં એમાં વધુ કટુતા છે.

( ૩ )

" પથેર દાવી " ને શરદ્બાબુની રાજનૈતિક નવલકથા તરીકે લેખવામાં આવે છે; એમાં રાજનૈતિક આંટીઘુંટી પર વાદવિવાદ પણ છે. પરંતુ એનું મુખ્ય પાત્ર અપૂર્વ અને સાથેસાથે એજ શ્રીકાન્ત અને વજાનંદ, સતીશ અને ઉપેન્દ્ર વગેરે છે. અપૂર્વમાં શ્રીકાન્તની અનિશ્ચિતતા છે અને સવ્યસાચીમાં વજાનંદની દ્દઢતા જોવા મળે છે. સવ્યસાચી અને વજાનંદ શ્રીકાંતથી જુદા નથી. શ્રીકાંત જે બનવા માગે છે અને નથી, તેનું ચિત્રણ આ વિરાગી સંન્યાસીઓમાં કરવામાં આવ્યું છે.

અપૂર્વ અને એના જોડીદારોમાં પરદેશી શાસન પ્રત્યે જે એક પ્રકારની ઘૃણા ઉત્પન્ન થયેલી છે તેથી એનું બાલીશપણું અને એના મગજની અપરિપકવતા સ્પષ્ટ ઝળકી નીકળે છે. અપૂર્વને પણ દિવાકર વગેરેની માફક એજ મુસાફરી ખેડવી પડે છે. ત્યાં એની ઓરડી ઉપર લાકડાની છતમાં થઇને એક દેશી ખ્રિસ્તી સાહેબ પાણી રેડે છે અને અહીંથી અપૂર્વના બળવાની શરૂઆત થાય છે. ખ્રિસ્તીઓને એ રાજકર્તાવર્ગ સાથે ભેળવીને રાજકર્તાઓ પ્રત્યે ઘૃણાપૂર્વક વળતો હોય છે. એક બગીચામાં અપૂર્વ ગોરાઓ માટેની એક બેન્ચ પર બેસે છે; પાછળથી કેટલાક ગોરાઓ આવી એને લાત મારી કાઢી મૂકે છે. એ એમને ખૂબ મારત. એ તો કસરતી જીવ છે–પણ લોકો એને પકડી રાખે છે. સ્ટેશન માસ્તરને એ એનું દુઃખ કહી સંભળાવે છે અને પીઠ પરનો જોડાનો માર બતાવે છે, સ્ટેશનમાસ્તર ચપરાસીને એને કાઢી મૂકવા હુકમ કરે છે. આ વખતે સ્ટેશન માસ્તર પાસે એને પકડનાર કોઇ નહોતું. પરંતુ માસ્તરના સદ્‌ભાગ્યવશાત્ એને ક્રોધ જ ન આવ્યો.

હવે ક્રાંતિકારી સવ્યસાચી મલ્લિક તરફ વળીએ. " એ ખાંસી ખાતો સામો આવ્યો. એનું વય ૩૦–૩૨ વર્ષથી વધુ નહિ હોયઃ દુબળો-પાતળો શક્તિહીન માણસ ! થોડીક ખાંસી ખાતાં તો એ હાંફવા લાગ્યો. એના તરફ જોતાં જાણે લાગતું હતું કે એની આ સંસાર-યાત્રા હજી બાકી છે.-અંદરના કોઇ અનિવાર્ય રોગને લીધે જાણે એનું આખું શરીર ક્ષય તરફ દોડી રહ્યું હતું. " દેવદાસને પણ આ શબ્દો લાગુ કરી શકાય. માત્ર દેવદાસથી જુદી આ વ્યક્તિમાં અસાધારણ માનસિક દ્દઢતા જ નહિ પરંતુ એનાં સૂકાં હાડકાંમાં દાનવ સરખું અપાર બળ પણ છે. દેવદાસ જો એનું એક આદર્શ ચિત્ર દોરે તો એ સવ્યસાચીનું જ થાય. સવ્યસાચીના અંગુઠા પર ગાંજો બનાવવાનો ડાઘ પણ છે. આદર્શ ચિત્ર હોવાના કારણે એને એક સ્થળે " અતિમાનવ " તરીકે ઓળખવામાં આવ્યો છે.

સવ્યસાચી ક્રાંતિકારી કેવી રીતે બન્યો તે ઇતિહાસ મનોરંજક છે. એના કાકાના છોકરાને લૂંટારાઓએ મારી નાખ્યો હતો; ભાઇને બંદૂક જોઇતી હતી, પરંતુ માજિસ્ટ્રેટે ન આપી. આથી ભાઇએ એને અંગ્રેજો પાસે બદલો લેવાનો એને સંદેશ આપ્યો. એના ક્રાંતિકારી જીવનનું આ રહસ્ય છે. સવ્યસાચીની અતિમાનવતા ઉપજાવવા માટે શરદ્બાબુએ અનેક ઉપાયો કામમાં લીધા છે. એના સાથીદારો એના પર અગાધ શ્રદ્ધા રાખતા હોય છે અને ભારતીની શ્રદ્ધા કવિતારૂપે ફૂટી નીકળીને વહેવા લાગે છે. એને દેશ–વિદેશમાં પરિભ્રમણ કરાવ્યું છે; સુન-યાત-સેન સરખી વ્યક્તિઓ સાથે એનો મેળાપ કરાવ્યો છે; એમણે એના વ્યક્તિત્વને અદ્દભુત બનાવવામાં કશી કમી રાખી નથી. એને જોઇને માનવજિજ્ઞાસા સહજે જાગ્રત થઈ આવે છે. ચોતરફ ભય અને વિપત્તિનું વાતાવરણ એને એથી યે વધુ આકર્ષક

બનાવે છે. સમાજ તરફથી પણ એને સહાનુભૂતિ નથી મળતી; આત્મબલિદાનને બદલે એને ઘૃણા મળે છે. એક બાજુ એ છે અને બીજી બાજુ સંસાર. બાયરનના નાયકના અનેક ગુણો એનામાં છે. એ સમિતિનો અગ્રણી છે અને એનો શબ્દ એ જ નિયમ છે, વધુમત અપૂર્વને શિક્ષા કરવાની તરફેણમાં છે; પરંતુ એ તો એને ક્ષમા આપે છે અને વિરોધી બહુમત એને કંઇ જ નુકસાન કરી શકતો નથી. એના સાથીદારો તો એમ જ જાણતા હોય છે કે એ બધું જાણે છે, બધું કરી શકે છે. એની વિદ્યા, પાંડિત્ય, બળ, બુદ્ધિ–બધું જ અગાધ છે.

એક વ્યક્તિને " અતિમાનવ " ચીતરવામાં શરદ્બાબુનો વ્યક્તિવાદ જ કામ કરે છે. સમિતિનું સંગઠન પણ વ્યક્તિપ્રધાન છે; એક વ્યક્તિની શક્તિ એ જ ઘણું કરીને સમસ્ત સમિતિની શક્તિ છે. સમિતિની સંગઠિત શક્તિ નેતાની વ્યક્તિગત શક્તિથી ઊતરતી છે. એમનો આ વ્યક્તિવાદ સમાજવાદની આધુનિક ધારણાઓ સાથે મેળ નથી મળતો. વ્યક્તિવાદનો જે મધ્યમ વર્ગ અથવા ભદ્ર સમાજની સાથે સંબંધ છે, એ જ મધ્યમ વર્ગમાં સવ્યસાચીને વિશ્વાસ છે. એ કિસાનો અને મજૂરોની ચળવળમાં શ્રદ્ધા ધરાવતો નથી, એનો વિશ્વાસ તો મધ્યમ વર્ગની ક્રાન્તિમાં છે. એ શરાબી શશિને મધ્યમ વર્ગની ક્રાન્તિનાં ગીત ગાવાનું કહે છે. ( જેવો કવિ છે તેવી જ ક્રાન્તિ થશે. ) એ તો સમજે છે કે શિક્ષિત ભદ્ર લોકો સૌથી વધુ લાંચ્છન પામેલા છે. એ વર્ગવિગ્રહથી ડરતા હોય છે. એ મજૂરોમાં જાય છે તો ક્રાન્તિનુ ઝેર ફેલાવવા માટે. મધ્યમ વર્ગમાં ક્રાંતિનું વિષ ફેલાવવા સંબંધમાં કદાચ એ એમ પણ સમજતો હોય કે મધ્યમ વર્ગની ક્રાંતિ દ્વારા મજૂરો પાસેથી મહત્ત્વની મદદ મળી શકે. અને છેલ્લે કડકડતી વીજળી અને વરસતા વરસાદમાં સવ્યસાચી પગે ચાલીને સિંગાપુરને માર્ગે પળે છે. નજીકમાં જ કંઇક વીજળી પડે છે અને સિનેમાના ' ક્લોઝ–અપ ' ની પેઠે વીજળીના ઝબકારામાં એના સાથીઓને એના દર્શનનો લાભ મળે છે.

શરદ્બાબુએ " ચરિત્રહીન "માં બર્માના કૂલી ( મજુરો ) ની ઝાંખી કરાવી છે. થોડી સરખી પૂંજીને કલ્પનાના આશ્રયપૂર્વક વિકસાવીને એને " પથેર દાવી "માં કૂલીઓનું ચિત્ર દોર્યું છે. એ કૂલીઓમાં જે બીભત્સ અનાચાર અને વ્યભિચારપ્રિયતા જોવામાં આવે છે એથી સવ્યસાચીનો મધ્યમ વર્ગની ક્રાંતિમાંનો વિશ્વાસ યોગ્ય હોય તેમ લાગે છે. જો બર્માના કૂલીઓ જુદા જ હોય અને એમનામાં દેશના અન્ય કૂલીઓની વર્ગીય વિશેષતાઓનો અભાવ ન હોય તો કહેવું પડશે કે, એમનું એ ચિત્રાંકન એકપક્ષી છે. આ ઉપરાંત શરદ્બાબુએ મધ્યમ વર્ગના જે દાખલા એમની નવલકથાઓમાં મૂકયા છે એનાથી કઈ ક્રાંતિની શકયતા છે ? એ સઘળો ભાર સ્ત્રીઓને માથે નાખી દઇ વૈરાગ્ય ધારણ કરે તો ભલે એક ક્રાન્તિ થાય. "પથેર દાવી "માંનું અપૂર્વનું ચરિત્ર જ લઇએ. ભારતી પ્રત્યેનું એનું આકર્ષણ અને વિકર્ષણ–એ પ્રેમનો જૂનો વ્યાપાર તો અહીં પણ છે. અપૂર્વની નિરુપાયતા પર ભારતી મુગ્ધ થઇ જાય છે; એકાંત ઓરડામાં ભારતી સાથે અપૂર્વ બનાવટી નિદ્રા લેવાનો અભિનય પણ કરે છે. અપૂર્વ સંન્યાસી પણ થઇ જાત. પરંતુ માતાને કારણે તેમ નથી કરતો. પણ પછી જ્યારે માતા નથી હોતી ત્યારે ભારતીને લીધે એ સંન્યાસ નથી લેતો. ત્યારબાદ અપૂર્વ જ્યારે સ્વદેશ આવે છે ત્યારે ભારતીની મર્મવેદનાનું એ જ જૂનું ચિત્ર જોવા મળે છે. સવ્યસાચી પણ ભારતી તરફ આકર્ષાય છે; એને બહેન, મોટી બહેન, મા વગેરે કહે છે. ભારતીએ બહેન, મોટીબહેન કે મા બનીને જીવનમાં જે સંતોષ મેળવ્યો તે એના એક

વાક્યમાં સાંભળવા મળે છેઃ " જો ભ્રમરમાં મધ ભેગું કરવાની શક્તિ ન હોય તો એ માટે કોની સાથે લડવું ? " અને આગળ ચાલતાં સવ્યસાચીને કહે છેઃ " ઠીક ભાઇ ! હું તમારી સુમિત્રા હોત તો શું તમે મને પણ એની માફક છોડીને ચાલી જાત ? " પરંતુ સવ્યસાચીનું હૃદય તો પથ્થરનું છે; એ તો સુમિત્રા, ભારતી હરકોઇનો ત્યાગ કરી દઇ શકે છે. શરદ્‌બાબુના પુરુષોનો નારી જાતિ પ્રત્યેનો આજ જૂનો પુરાણો અભિયોગ છે. સવ્યસાચી ભારતીને સાવચેત કરે છે અને કહે છેઃ " ભારતિ ! હવે તું મને તારા તરફ ખેંચી લે. " અને ભારતી રોતી રોતી નિસાસા નાખતી સ્તબ્ધ થઇને બેસી રહે છે. જેમ શ્રીકાન્તમાં રાજલક્ષ્મી શ્રીકાન્તને કે વજ્રાનંદને રોકી શકતી નથી, તેમ ભારતી અપૂર્વને કે સવ્યસાચીને કોઇને પામી શકતી નથી. ભારતીના હાથમાં તો માત્ર રોવાનું જ રહે છે. રોવાનો વ્યાપાર તો શરદ્‌બાબુની નવલોમાં ચિરન્તન છે. શરદ્‌બાબુનાં સ્ત્રીપાત્રો જેટલાં આંસુ સારે છે તેને એકઠાં કરવામાં આવે તો જાણે એક મોટું તળાવ ભરાઇ જાય. રોવું, રોવું અને રોવું— મળે તો રોવું, વિયોગ વખતે રોવું–આ બધું વાંચતાં તો જીવ ગભરાઇ જાય છે. રાજલક્ષ્મીએ ખોટું નહોતું કહ્યું કે " તમે મારી આંખોમાંથી જેટલું પાણી વહાવ્યું છે તેને સૂર્યદેવે સૌભાગ્યવશાત્ સુકાવી નાખ્યું છે. " નહિ તો આંખોનાં પાણીથી એક તળાવ ભરાઇ જાત. અને આ તો બાઇજીના રૂપમાં એની શ્રીકાન્ત સાથે પહેલી મુલાકાત છેઃ શ્રીકાન્તના પ્રથમ પર્વમાં-નવલકથામાં બીજે પણ જ્યાં જ્યાં અશ્રુસારણના દાખલા છે એની તો કંઈ ગણતરી જ નથી. શરદ્‌બાબુ એ નાયકોની પુરુષાર્થહીનતા આ આંસુ સારવાથી કંઇક સંતોષ પામે છે.

શરદ્‌બાબુનાં પાત્રોની જે વિશેષતા છે તે વારંવાર આવવાથી એમની નવલકથાઓમાં એકધારો રસ જામે, એ સ્વાભાવિક છે. એમની નવલકથાઓ ઘટનાપ્રધાન–બનતા બનાવોવાળી નથી હોતી. પરંતુ દર વખતે કંઇક વિશિષ્ટ પરિસ્થિતિ રજૂ કરે છે, જેથી પાત્રોમાં એક ખાસ કક્ષાના મનોભાવોની સૃષ્ટિનું નિર્માણ થાય છે. આ મનોભાવોનું ચિત્રણ કરવાનું જ શરદ્‌બાબુનું ધ્યેય હોય છે. પાત્રોની સમાનતાની સાથે સાથે એમના મનોભાવોનું છે; એકસરખી-સમાન પરિસ્થિતિમાંથી જે કવિતાનો ઉદ્‌ભવ થાય છે તે પણ સમાન જ હોય છે. એમનાં પાત્રોની પુરુષાર્થહીનતાને લીધે સ્ત્રીપાત્રોનાં નયનો જાણે અશ્રુઓનો ઝરો બની જાય છે. આથી એ કવિતાને રોગી મસ્તકમાંથી ઉપજેલી અને નાદુરસ્ત કહી શકાય. એમની નવલકથાઓમાંથી આ અશ્રુસારણ કાઢી નાખવામાં આવે તો જીવ જ ઊડી જશે. ઘટનાઓ ઘટાવવાનું સ્થાન શરદ્‌બાબુની નવલકથામાં નથી. જેમ એમના નાયકો ધ્યેયહીન હોય છે, તેમ ઘટનાઓ પણ એક લક્ષ્યહીનતા સાથે કોઇ પણ જાતના ક્રમ વિના જ બને છે. " શ્રીકાંત "ની કથા તો પ્રવાસકહાણી છે જ, " ચરિત્રહીન "માં પણ જુદાં જુદાં અનેક કથાનકો છે અને એથી કથાનો થવો જોઇતો વિકાસ નથી થતો. ' ચરિત્રહીન 'માં મહત્ત્વની વાત કિરણની છે; પરંતુ એના કથાનાયક સતીશ સાથે ખાસ કોઇ સંબંધ નથી. એમની નાની નવલકથાઓ વધુ ક્રમબદ્ધ છે; પણ એમની ચિત્રભૂમિ એટલી સંકુચિત છે કે એ નથી તો વાર્તા રહેતી કે નથી રહેતી નવલકથા.

જેને પ્રેમના અશ્રુસારણમાં વધુ આનંદ આવે તે જ વાચક શરદ્‌બાબુની નવલકથાઓ રસપૂર્વક વાંચે તેમ હોય છે. સમાજના રખડતા, નકામા થઇ પડેલા, અસંતુષ્ટ આકાંક્ષાઓ-

વાળા માણસોને શરદ્‌બાબુ પાસેથી સહાનુભૂતિ મળી શકશે; કથાનાયકમાં પોતાનું પ્રતિબિંબ જોઇ એવા વાચકો ગદ્‌ગદ્‌ થઇ જાય છે; પરંતુ સમાજની પ્રાણશક્તિ એમની વિકાસપ્રેરક શક્તિઓ વ્યાપારની વિરોધી છે; શરદ્‌બાબુ એનાથી વેગળા છે. એમની પાસે પોતાનું પોતાપણું ભૂલવાની શક્તિ છે; સર્જનની, વિકાસની શક્તિ નથી. એમનો નાયક પોતાની પ્રાણઘાતક વૃત્તિઓથી ત્રાસી જઇ એકાદ સ્ત્રીના અંચલ નીચે આશ્રય શોધે છે. સવ્યસાચી પણ એમાં અપવાદરૂપ નથી. " આજે પણ આ દેશમાં એવા છોકરા ઉત્પન્ન થાય છે ભારતિ ! તો બાકીની જીંદગી તારા પાલવ નીચે છુપાઇને વીતાવવાની મરજી હતી." આ પાલવની છાયામાં કે સંસારમાં સેવાકર્મ–જીવન વીતાવવાના બે માર્ગો છે.

પાલવની છાયામાં પ્રાણઘાતક વૃત્તિઓથી બચી શકાતું નથી; અરે, પાલવવાળી પોતે પણ સુરક્ષિત નથી હોતી. એ પોતે પણ આશ્રય શોધતી હોય છે, એ જાતે મૂર્છાના રોગથી ઘેરાયેલી હોય છે; સેવામાર્ગ તો પાલવની પછવાડે છુપાવાનું ન મળે ત્યારે થતો પ્રત્યાઘાત હોય છે. " ગૃહદાહ "માં સુરેશ જ જુઓ. જ્યારે તે અચલાનો પ્રેમ પામી શકતો નથી, અથવા નજીક રહીને નાસવા ઇચ્છે છે, ત્યારે એ પ્લેગ–કૉલેરાવાળા વિસ્તારમાં પહોંચી જઈ લોકસેવા કરવામાં લાગે છે. સતીશના દવાખાનાના ઊંડાણમાં પણ આ જ છે. સવ્યસાચી, સુમિત્રા અને વ્રજેન્દ્રની વાત પણ કંઇક આને મળતી જ છે. શરદ્‌બાબુના નાયકોની લોકસેવામાં એક પ્રકારનું ભંગાણ હોય છે, પોતાના બચાવની આકાંક્ષા હોય છે. લોકસેવા અથવા ભટકેલપણું એ બન્નેનો ઉદ્‌ભવ સ્ત્રી સામે પુરુષની અસમર્થતામાંથી થાય છે. આથી જ એ સેવાની પાછળ વિચાર અને સામાજિક આદર્શ નથી હોતો; એ તો પોતાની પ્રાણઘાતક વૃત્તિઓથી બચવા માટેની, એક આશ્રયની ઇચ્છા જ હોય છે.

ઘણું ખરું શરદ્‌બાબુનાં પાત્રો ઈશ્વર પર શ્રદ્ધા રાખનાર નથી હોતાં. શ્રીકાન્તની અભયાને, ચરિત્રહીનની કિરણને કે ગૃહદાહના સુરેશને જુઓ; એઓ તો સમાજના પુરાતન આદર્શોનાં ભક્ત હોય છે. કિરણ જો કોઇની પણ પાસે હાર કબૂલ કરતી હોય તો મહાભારતમાં અંધવિશ્વાસ રાખતી સુરબાળા સાથે. એનું કારણ એ છે કે એના નાયક–નાયિકાનો સમાજ પ્રત્યેક વ્યક્તિગત બળવો હોય છે. આ બળવો એ એક પ્રકારની ઉચ્છૃંખલતા છે; એમાં રચનાત્મક જેવું કંઇ જ નથી હોતું. આથી જે સામાજિક આદર્શોનું ઓથું બતાવવામાં આવ્યું છે તેમાં અંધભક્તિ પણ પ્રદર્શિત કરવામાં આવી છે.

શરદ્‌બાબુની વ્યક્તિગત ચારિત્ર્યવિષયક વિશિષ્ટતા, એક ધ્વંસ પામતી ભદ્રલોકની " પરમેનન્ટ સેટલમેન્ટ "ની સભ્યતા સાથે મેળ પામી ગઇ હતી; બન્નેમાં સંઘબદ્ધ કીટાણુઓ પોતાનું ધ્વંસકારી કાર્ય પૂરું કરી રહ્યાં હતાં. આ એમની લોકપ્રિયતાનું કારણ છે. પરંતુ યુગની જરૂરિયાતો પૂરી પાડતા પ્રચાર પામવાની ઇચ્છાવાળા ભારતીય સાહિત્યને આપવા માટે એમની પાસે રચનાત્મક એવું કંઇ નથી. વર્ગવિગ્રહને ગતિ આપવા માટે અથવા સમાજના પુનર્નિમાણમાં સહાય આપવા અર્થે એમની પાસે કોઈ ખાસ સંદેશ નથી. એમનું સાહિત્ય એક વ્યક્તિને કેન્દ્ર બનાવી તેની ચોતરફ ઘૂમે છે અને એ કેન્દ્ર અસમર્થતાનું, પુરુષાર્થહીનતાનું કેન્દ્ર છે. આ અક્ષમતાનું એક મનોવિજ્ઞાનિક મૂલ્ય હોઇ શકે, પરંતુ સામાજિક દૃષ્ટિએ એનું મૂલ્ય નહિવત જ છે *

( સંપૂર્ણ )

* આંતર્પ્રાંતીય હિંદી માસિક " હંસ "ના જાન્યુઆરી ૧૯૪૧ ના અંકમાં છપાયેલા શ્રી. રામવિલાસ શર્માના લેખ પરથી અનુવાદ.

# મહાલ પુ. પરિષદો

## અમરેલી મહાલ પુ૦ પરિષદ

**અમરેલી** મહાલ પુસ્તકાલય પરિષદનું પ્રથમ અધિવેશન અમરેલી મુકામે તા. ૪–૫–૪૧ના રોજ મહિલા પુસ્તકાલયના ઉપરના ખંડમાં ભરાયું હતું. અધિવેશન અગાઉ પુસ્તકાલય ખાતા તરફથી તેમ જ સ્થાનિક કાર્યકરો તરફથી પ્રચારકાર્ય હાથ ધરવામાં આવ્યું હતું. ગામવાર પ્રતિનિધિઓને સમયે હાજર રહેવા માટે વડોદરા રાજ્ય મધ્યવર્તી પુસ્તકાલય ખાતાના મે. ઉમેદભાઈ પટેલ સાહેબે યોગ્ય સવલતો કરી આપી હતી અને મોટી સંખ્યામાં ગામડાના શિક્ષકોએ અધિવેશનમાં હાજરી આપી પુસ્તકાલય-પ્રવૃત્તિની પ્રેરણાઓ પીધી હતી.

તા. ૪–૫–૪૧ ના રોજ સાર્વજનિક, મહિલા અને બાલ પુસ્તકાલયને ધ્વજાપતાકાથી શણગારી સ્વચ્છ કરવામાં આવ્યું હતું. અધિવેશનનો સમય થતાં સ્થાનિક સદ્‌ગૃહસ્થો, નાગરિકો, તેમ જ સ્ત્રીપ્રવૃત્તિઓમાં રસ લેતી બહેનો અને અન્ય મહિલાઓ સારી સંખ્યામાં હાજર રહી હતી.

બરાબર ૫–૩૦ વાગે સભાખંડ આમંત્રિત ગૃહસ્થો તેમ જ સન્નારીઓથી ચીકાર ભરાઈ ગયો હતો. વડોદરેથી અત્રે પધારેલા ન્યાયમંત્રી શ્રી. સુધાલકર સાહેબ, શ્રી. લાલસિંહજી ગાયકવાડ, સ્થાનિક ગૃહસ્થોમાં પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેનારા બંધુઓએ હાજરી આપી હતી.

શરૂઆતમાં કન્યાશાળા નં. ૧ ની બાળાઓએ પ્રાર્થના ગાઈ હતી અને ત્યાર બાદ શ્રીમંતપ્રશસ્તિ સુંદર રીતે ગાઈને સ્વાગતગીત પણ અનોખી ઢબથી સંભળાવ્યું હતું.

ત્યારબાદ અધિવેશનના સ્વાગતપ્રમુખ શ્રી. હરિભાઈ પટેલે ભાષણની શરૂઆત કરતાં પધારેલા મહેમાનોને આવકાર આપી પુસ્તકાલય પ્રવૃત્તિમાં



### એક પ્રશ્ન અને ઉત્તર

### “ લોકો નિબંધો કરતાં નવલકથાઓ વાંચવાનું કેમ પસંદ કરે છે ? ”

ટૂંકો જ જવાબ જોઈતો હોય તો એમ કહું કે લોકો હજી બાળકો કરતાં વધુ આગળ નથી વધ્યા એટલે એમને વાર્તાઓ જ વધુ ગમે છે. વિસ્તૃત જવાબ નીચે પ્રમાણે:

૧. લોકો શરીરથી જેટલા આળસુ છે તે કરતાં મનથી વધુ આળસુ છે. લોકોના મોટા ભાગને કામ ન હોય તે દિવસે સારૂં લાગે છે તેમ જ વિચાર ન કરવો પડે તો પણ સારૂં લાગે છે. મોટા ભાગની નવલકથાઓમાં વિચારવા માટે તકલીફ નથી લેવી પડતી.

૨. લોકોને કોઇના પણ જીવન વિષે જાણવાની હંમેશ જિજ્ઞાસા રહે છે. એ જિજ્ઞાસા નવલકથાનાં પાત્રોના જીવન દ્વારા સંતોષાય છે.

૩. કંઇ કંઇ કરી નાખવાના તરંગો ને વિચારો ઘણા જુવાનોના મગજમાં હોય છે. કયારેક પ્રેરણા મેળવવા અને કયારેક માત્ર લાગણીઓને તાણ આપીને શાંત થવા જુવાનો વધુ પ્રમાણમાં નવલકથાઓ વાંચે છે.

૪. અતૃપ્ત માણસો ઘણીવાર તરંગોથી, દશ્યોથી અને વાંચનથી તૃપ્તિ મેળવી લે છે. એ તૃપ્તિ ઝાંઝવાંના જળ જેવી જુઠી હોય છે અને એમાંથી અનેક વિકૃતિઓનો જન્મ થાય છે; છતાં માનવ-સમૂહનો મોટો ભાગ તો એ સ્થિતિમાં જ છે, એટલે જ વાર્તાઓ, નવલકથાઓ, નાટકો ને ચલચિત્રો આટલા પ્રમાણમાં પ્રચાર પામ્યાં છે.

નિબંધો અને નવલકથા વચ્ચેનો તફાવત તમે હવે સમજ્યા હશો. મનુષ્યની ઉપર જણાવેલી લાગણીઓને બહેલાવે એવા નિબંધો પણ હોય છે અને તે નવલકથા જેટલા જ રસથી વંચાય છે. ( “ પ્રવાસી ”માંથી )

રસ લેવા બદલ યોગ્ય શબ્દોમાં આમંત્રણ આપી આભાર માન્યો હતો.

પુસ્તકાલયપ્રવૃત્તિને જરૂરી વેગ મળે અને તેમાં પ્રાણસંચાર થાય તેમ જ ખાસ કરીને ગામડાઓમાં શિક્ષકોને પ્રેરણા આપે તેનો ઉલ્લેખ કર્યો હતો. શિક્ષકો જ ગ્રંથપાલ તરીકે હોય છે. એટલે આ પ્રવૃત્તિને સક્રિય બનાવતાં જરૂર તેનું સારું ફળ આવે એ સ્પષ્ટ છે. એમ જણાવી ઉચ્ચ ભાવનાથી જ્ઞાનપરબનો લાભ જનતાને મળે એટલા માટે જૂથ પદ્ધતિથી કામ થાય તો સત્વરે આ કામને વેગ મળે તે બદલની સૂચનાઓ કરી હતી.

ત્યારબાદ શિષ્ટવાચનના મુદ્દાઓ ઉપર બોલતાં આ પ્રાંતમાં તેનું ફળ સારું આવ્યું છે, અને વધારે સારું આવવા માટે શિક્ષકોએ બનતો પ્રયાસ કરવો જોઇએ, અને તેમાં પોતાની સાત ચીજો પણ સામેલ કરવી જોઇએ કે જેથી એક પડાળિયો ધર્મ પાળ્યો ન કહેવાય વગેરે જણાવ્યું હતું.

પ્રમુખશ્રીની દરખાસ્ત મૂકતાં શ્રી. કૃષ્ણપ્રસાદ વૈદે જણાવ્યું હતું કે આજના પ્રમુખ સાહેબ એ પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ ધરાવતા તેમ જ જૂના અનુભવી હોઇ સઘળી રીતે યોગ્ય છે. અને તેઓ આજનું કામ સફળ બનાવશે એમ મને દરેક રીતે યોગ્ય લાગે છે. પ્રમુખની દરખાસ્તને શેઠ શ્રી. હાજીભાઈ ઇરમાઇલે અનુમોદન આપતાં મે. રા. રા. રાજરત્ન રામચંદ્ર રાવજી પવાર સાહેબે પ્રમુખપદ સ્વીકાર્યું હતું.

ત્યારબાદ સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી શ્રી. ભોગીલાલ તારાચંદ મહેતાએ નિવેદન વાંચી સંભળાવ્યું હતું, જેમાં તેમણે અમરેલીની ભૌગોલિક વિશિષ્ટતા, કેળવણી-પ્રચાર, સુધારા અને પુસ્તકાલયની યોજનાને લગતી પ્રાંતની સ્થિતિ સંબંધમાં વિવેચન કરી આ પ્રાંતમાં બાકી રહેલા શાળા અને શાળા વિનાના જે જે ગામોમાં પુસ્તકાલય કે વાચનાલય નથી તેમાં આ પ્રવૃત્તિ શરૂ કરવા લોકમદદ મળવા ભારપૂર્વક જણાવ્યું હતું. જ્યાં બની શકે ત્યાં પુસ્તકાલયોનાં સ્વતંત્ર મકાનો હોવાં જોઇએ. ગામડામાં ગ્રંથપાલ શિક્ષક પોતાનું ગૌરવ જાળવી શકે તે માટે "પુસ્તકાલય" માસિક જે માર્ગદર્શન કરાવે છે તેને અનુસરવા, ગામડા અને શહેરમાં, સુસંસ્કાર ફેલાવવામાં આ પાવનકારી પ્રવૃત્તિ શરૂ કરી શકે એમ આશા વ્યક્ત કરી હતી. કૈલાસવાસી શ્રીમંત મહારાજા સાહેબના પુણ્યપ્રતાપે આ સ્થિતિ પ્રાપ્ત થઇ છે. તેને આગળ વધારવા આપણા શ્રીમંત પ્રતાપસિંહ મહારાજ પણ પ્રજાપ્રગતિના આવા કાર્યમાં આગળ વધ્યા છે. અને રાજ્યશાસનમાં પ્રજાકીય તત્ત્વોનો સમાવેશ થઇ બંધારણીય પ્રગતિ થઇ રહી છે. એ પ્રગતિમાં ફતેહમંદ થવા માટે આવા લોકશિક્ષણનાં કાર્યોની મહત્તા છે. વગેરે જણાવી પધારેલા મહેમાનો મે. ન્યાયમંત્રી સુધાલકર સાહેબ, શ્રી. લાલસિંહરાવ વગેરેનો આભાર માની કાયમ ફંડની યોજનાનો કડક અમલ થતાં કંઇક સહાનુભૂતિથી વધારે મદદ અપાય, એવું વલણ ધારણ કરવા અને તે માટે જરૂરી અને યોગ્ય આંદોલનો ઊભાં કરવા વિનંતિ કરી હતી.

ત્યારબાદ પ્રમુખસ્થાનેથી શ્રી. પવાર સાહેબે બોલતાં જણાવ્યું હતું કે, રાષ્ટ્રની ઉન્નતિ કેળવણી ઉપર નિર્ભર છે. આપણો ઉદ્દેશ સુધારણા વગેરે મહત્તાનાં કાર્યોના પરિણામે સ્વતંત્ર રાષ્ટ્ર તૈયાર કરવાનો છે, તેનો મૂળ પાયો કેળવણી છે. શ્રીમંત સરકારે કેળવણીની શરૂઆત પોતાના રાજ્યની અંદર અમરેલી પ્રાંતમાંથી જ શરૂ કરી હતી અને હાલ જે

સુશિક્ષિત અમરેલી પ્રાંત આપણે જોઇ રહ્યા છીએ તે તેમની મહેનત અને બીજારોપણનું પરિણામ છે. ગામના સદ્‌ગૃહસ્થોની ફરજ છે કે, તેમણે ફાળો એકઠો કરી પુસ્તકાલયપ્રવૃત્તિને જોમ આપવું જોઇએ. અત્યારે વસ્તુસ્થિતિ એવી પ્રવર્તે છે કે ગામમાં કોઇ આગેવાન નથી અને હોય તો સઘળા છેઃ આવી સ્થિતિમાં પુસ્તકાલય જેવી જાહેર સંસ્થાની પ્રગતિઓ બગડે એ સ્વાભાવિક છે. સેવા કરનારા ઘણા નીકળ્યા છે. સેવા શુદ્ધ ભાવનાની હોય તો કેટલી સફળ થાય છે, એ વસ્તુ આપણે શાંતિનિકેતન જેવી પ્રવૃત્તિ ઉપરથી જોઇ શકીએ છીએ. શિક્ષકો જો સેવાભાવી પ્રવૃત્તિ ઉપાડે તો તેમનું કામ ઘણું જ જવાબદારીવાળું છતાં પણ એટલું જ પવિત્ર છે. પ્રજાનું ભવિષ્ય અને તેની સુધારણામાં શિક્ષકોનો મહત્ત્વનો હિસ્સો છે અને મજકુર કાર્ય શિક્ષકો શુદ્ધ ભાવનાથી કરે તો સારું પરિણામ આગળ ઉપર આવી શકે.

ગ્રામોન્નતિ થવામાં પુસ્તકાલયપ્રવૃત્તિનો જબ્બર હિસ્સો છે. તેથી પુસ્તકાલયમાં સારાં પુસ્તકો રાખી માર્ગદર્શન અપાય તો સારા નાગરિકો ભવિષ્યમાં પેદા થાય અને સાથે ગામનું વાતાવરણ પણ સ્વચ્છ થાય; લોકોને મહત્ત્વનું જ્ઞાન મળે, પુસ્તકોની પસંદગી પણ સારી રીતે અને શિષ્ટ રીતે થવી જોઇએ. અને તેના માટે પોતાના અનુભવોનો નિતાર શિક્ષકોને દાખલા-દલીલથી સુંદર રીતે સમજાવ્યો હતો.

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—શ્રીમંત મહારાજા સાહેબની ઉદાર રાજનીતિના પરિણામે તેમને મળેલ ખિતાબ બદલ અભિનંદનનો;

**ઠરાવ ૨**—જૂથમંડળનાં કામોની વધુ સ્પષ્ટતા કરનારો;

**ઠરાવ ૩**—શિષ્ટવાચનની પરીક્ષામાં પુસ્તકની પસંદગી બદલ મહાલ મંડળોનો અભિપ્રાય મેળવવા;

**ઠરાવ ૪**—મધ્યવર્તી પુસ્તકાલયમાંથી પુસ્તકો કમી થાય તે ગામડાનાં પુસ્તકાલયોને આપવા સંબંધે;

**ઠરાવ ૫**—પુસ્તકાલયમાં એક એક દિવસ બાળક અને સ્ત્રીઓ માટે ઠરાવવા બદલ;

**ઠરાવ ૬**—ગ્રામજનોની નિરક્ષરતા નિવારણ માટે પાંચ વર્ષની યોજના કરવાનો;

**ઠરાવ ૭**—જ્યાં જ્યાં પુસ્તકાલયો નથી ત્યાં ત્યાં ઉઘાડવા નીચેના ગૃહસ્થોની સમિતિ નિયુક્ત કરવાનોઃ શ્રી. ભોગીલાલ તારાચંદ મહેતા, શ્રી. દરભાઇ ના. પટેલ, શ્રી. વિદ્યારામ વસનજી ત્રિવેદી, શ્રી. રતિલાલ સુંદરજી શાહ.

**ઠરાવ ૮**—પુસ્તકાલય ખાતાએ સૂચના નં. ૯ સને ૪૦-૪૧ ની બહાર પાડી છે તેનો અમલ ચુસ્તપણે કરવા બાબતનો;

**ઠરાવ ૯**—પુસ્તકાલયોમાં એવાં પુસ્તકો પસંદ થવાં જોઇએ કે બાળકો અને સ્ત્રીઓને પુરૂષો નિઃશંક રીતે એકબીજાની રૂબરૂ વાંચી શકે તેવાં શિષ્ટ ભાષાનાં પુસ્તકો પસંદ થવા વિષે.

ઠરાવો થયા બાદ પ્રમુખશ્રીએ સમગ્ર કામનો ટૂંકમાં ઉપસંહાર કરી થએલ કામો બદલ સંતોષ વ્યક્ત કર્યો હતો. પછી શાળાધિકારી શ્રી. બાલચંદ્ર વ્યાસે પધારેલા મહેમાનો અને પ્રતિનિધિઓને પરિષદમાં રસપૂર્વક ભાગ લેવા બદલ અભિનંદન આપ્યું હતું. છેલ્લે આભાર મનાઇ પરિષદની પૂર્ણાહુતિ થઈ હતી.

---

# સિદ્ધપુર મહાલ પુ. ત્રીજી પરિષદ

ઉપર્યુક્ત પરિષદ તા. ૧૧-૫-૪૧ ના રોજ પાટણ વિભાગ શાળાધિકારી શ્રી. ગોવિંદજી ના. પટેલના પ્રમુખપદે મળ્યું હતું. એ પ્રસંગે પ્રતિનિધિઓ ઉપરાંત પુસ્તકાલય ખાતા તરફથી અ. મદદનીશ વ્યવસ્થાપક શ્રી. પરળીકર તથા ફરતા પુ. શાખાવાળા શ્રી. એકનાથ પટેલ પણ હાજર હતા.

શરૂઆતમાં ઇશસ્તુ થઇ રહેતાં સ્વાગતગીત ગવાયું હતું અને સ્વાગતપ્રમુખે તેમનું વ્યાખ્યાન વાંચ્યું હતું, જેમાં તેઓશ્રીએ પુસ્તકાલયોની વિશિષ્ટતા દર્શાવી તે પરત્વે ગ્રંથપાલો-નાં કર્તવ્યનો નિર્દેશ કરી જણાવ્યું કે,

પુસ્તકાલયોનો ઉપયોગ જનતાનો પુરુષવર્ગ મોટા ભાગે કરે છે. સ્ત્રીવર્ગને કેટલેક અંશે સામાજિક અને બીજાં કારણે તે ઉપયોગની સુલભતા થઈ શકતી નથી. દેશની હાલની આર્થિક ખરાબ હાલતના જમાનામાં સ્ત્રીવર્ગ માટે ગામડાંઓમાં જુદાં પુસ્તકાલયો ખોલવાનું શક્ય દેખાતું પણ નથી. પરંતુ ગામડાનાં પુસ્તકાલયોમાં અમુક વખત પૂરતો ઉપયોગ સ્ત્રીવર્ગ માટે અનામત રાખીને કે બીજી સુયોગ્ય રીતે પ્રબંધ કરીને આ બાબત બંદોબસ્ત કરવો ઘટે છે.

હરકોઇ પુસ્તકાલયનો લાભ જે સ્થળમાં તે આવ્યું હોય તે સ્થળના રહીશો જ મોટે ભાગે લે છે. પણ જો ગ્રંથપાલ ધારે અને પ્રવૃત્તિ કરે તો તેવા સ્થળની આજુબાજુના પુસ્તકાલય વિનાના સ્થળોના રહીશોને તેવો લાભ લેતા બનાવી શકાય. આ તાલુકામાં જેટલાં પુસ્તકાલયો આજે હયાતિમાં છે તેની આસપાસનાં બીજાં નાનાં ગામોમાં સ્વતંત્ર પુસ્તકાલયો સ્થાપવાની પ્રવૃત્તિને વેગ આપવા કરતાં અત્યાર પહેલાં **સ્થપાયેલાં પુસ્તકાલયોને વધારે સાધનસંપન્ન બનાવી તેમના ઉપયોગના ક્ષેત્રને આસપાસનાં ગામોમાં વિસ્તરણું કરશો તો વધુ સારાં પરિણામો લાવનારૂં નીવડશે એમ હું માનું છું.**

આગળ ચાલતાં કરલીના પુસ્તકાલયને લગતી કેટલીક વિગતો તેમણે આપી હતી.

ત્યારબાદ પ્રમુખશ્રીની વરણી થતાં તેઓશ્રીએ તેમનું પ્રમુખ તરીકેનું છાપેલું વ્યાખ્યાન વાંચી સંભળાવ્યું હતું, જેમાં તેઓશ્રીએ પુસ્તકો ખરીદવા-વાંચવા બાબતમાં આપણી ઉદાસીનતા દર્શાવી એની ઉપયોગિતા સમજાવી હતી. આગળ ચાલતાં તેઓશ્રીએ જણાવ્યું હતું કે,

આપણા રાજ્યમાં ગામે ગામ પુસ્તકાલયોની સ્થાપના કરવા માટે સરકાર તરફથી જેવી સગવડ રાખવામાં આવી છે તેવી સગવડ હિંદુસ્તાનમાં બીજે કોઈ સ્થળે ભાગ્યે જ હશે. પુસ્તકાલયની કિંમત પુસ્તકોની સંખ્યા ઉપર આધાર રાખતી નથી, પરંતુ સારાં સારાં પુસ્તકોની સંખ્યા ઉપર તેની કિંમત અંકાય છે. જે પુસ્તકાલયમાં ખગોળનાં, ભુસ્તરનાં, ખેતીનાં, ભૂગોળનાં, પ્રવાસનાં, ઇતિહાસનાં, વિજ્ઞાનનાં, રસાયણનાં વગેરે ઉપયોગી જ્ઞાન આપનારાં પુસ્તકોનો તેમ જ ધર્મગ્રંથો, વૈદક ગ્રંથોનો સારો સંગ્રહ ન હોય તે પુસ્તકાલયની કિંમત નહિ જેવી ગણાય; માટે સારાં પુસ્તકાલયમાં વાર્તા ઉપરાંત ઉપર બતાવેલા વિષયોના સારા સારા ગ્રંથોનો સંગ્રહ હોવો જોઇએ. ગ્રંથોને રાખવા માટે બને ત્યાં સુધી કાચના બારણાવાળાં કબાટો હોવાં જોઇએ. અને વારંવાર પુસ્તકો ઉપર જામી રહેતી ધૂળ ઝાડી નાખવી

જોઇએ. પુસ્તકાલયમાં પુસ્તકોને જોતાં કોઇને પણ એમ લાગવું જોઇએ કે પુસ્તકો સાફસૂફ અને નવા જેવાં છે.

પુસ્તકાલયની ઉન્નતિ–અવનતિ અને ઉપયોગિતાનો આધાર ગ્રંથપાલ ઉપર રહે છે. ગ્રંથપાલ સારો હોય તો તે પુસ્તકાલયમાંનાં તમામ પુસ્તકોને વાંચી જવાની મહત્ત્વાકાંક્ષા રાખે. વાચકને વાંચવા લાયક પુસ્તકોની ભલામણ કરે, સમાજ સાથે વિવેકભર્યું વર્તન રાખે, પુસ્તક લેવા આવનાર તરફ અણગમો ન જણાવે, પુસ્તકો વ્યવસ્થિત અને આખું પુસ્તકાલય સ્વચ્છ અને સુઘડ દેખાય તેને માટે યોગ્ય પગલાં ભરે. પુસ્તકાલયનું સ્થાન એવે ઠેકાણે પસંદ કરવું જોઈએ કે જ્યાં સ્વચ્છ અને ખુલ્લી હવા મળે અને સારા પ્રમાણમાં અજવાળું આવે; વળી આજુબાજુ કોલાહલ ન હોય.

બાદ ગ્રંથપાલે પુસ્તક આપ–લે કરવામાં રાખવી જોઇતી કાળજી રાખવા જણાવી કહ્યું કે, વ્યવસ્થાપક મંડળમાં વિદ્વાન માણસો ચૂંટવા જોઇએ. ધનવાન માણસો વિદ્વાન હોવા જોઇએ, એ માન્યતા ભૂલભરેલી છે. સારાં સારાં પુસ્તકો પસંદ કરવાનું કામ વ્યવસ્થાપક મંડળનું છે. વિદ્વાન માણસોના અભાવે સારાં સારાં પુસ્તકોની પસંદગી કરવામાં અંતરાય આવે છે. માટે જ વ્યવસ્થાપક મંડળમાં વિદ્વાનોની જરૂર હોય છે.

ગુજરાતી ભાષાનાં પુસ્તકો પુસ્તકાલયમાં હોય છે જ. પરંતુ રાષ્ટ્રભાષા હિંદીનાં પુસ્તકોની એટલી જ આવશ્યકતા છે. હિંદી ભાષાનાં પુસ્તકોની પસંદગી કરવામાં એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે ગદ્યનાં સાદાં અને સરળ પુસ્તકો જ પસંદ કરવામાં આવે. કાવ્યો તરફ શરૂઆતમાં ઝાઝું ધ્યાન આપવાની જરૂર નથી. '**બાળસખા**' '**સબકી બોલી**' અને '**સર્વોદય**' જેવા સરળ હિંદીમાં છપાતાં માસિકો પ્રત્યેક પુસ્તકાલયમાં મંગાવવાં જ જોઇએ. વર્ધાની રાષ્ટ્રભાષાની પરીક્ષાનાં પાઠ્યપુસ્તકોનો સંગ્રહ પ્રત્યેક પુસ્તકાલયમાં હોવો જોઇએ. રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ તરફથી પ્રગટ થએલાં પુસ્તકો ઘણાં જ સારાં હોય છે.

બાદ સંવાદોનો તેમ જ ગરબાનો કાર્યક્રમ યોજાયો હતો. તે થઈ રહેતાં ઠરાવોનું કામ હાથ ધરવામાં આવ્યું હતું.

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—પુસ્તકાલયપ્રવૃત્તિના પોષક શ્રીમંત મહારાજા સાહેબ દીર્ઘાયુ ભોગવે એમ આ પરિષદ અંતઃકરણપૂર્વક ઇચ્છે છે. —**પ્રમુખસ્થાનેથી.**

**ઠરાવ ૨**—ગ્રામ પુસ્તકાલય માટે મકાન બાંધવામાં લોકમદદ રૂ. ૧૦૦૦) મકાનફંડ ખાતે અને રૂ. ૧૦૦૦) કાયમફંડ ખાતે મૂકવા પડે છે તેને બદલે રૂ. ૧૦૦૦) ની લોકમદદ મકાન માટે અને ૫૦૦) રૂ. કાયમફંડ ખાતે સ્વીકારી મકાનો થાય એવી વિનંતિ આ પરિષદ ખાતાને કરે છે.

**દ. મૂ.—લક્ષ્મુભાઇ ગોવિંદરામ**  **અનુ.—રત્નાભાઇ ખેમચંદ**

**ઠરાવ ૩**—ફરતાં પુસ્તકાલયોની પેટીઓમાં માગણી પ્રમાણેનાં પુસ્તકો ન મોકલતાં ગમે તે પુસ્તકો પેટી ભરી મોકલાય છે તેથી તેનો ઉપયોગ વધુ પ્રમાણમાં થતો નથી; તો માગણી પ્રમાણેનાં જ પુસ્તકો મોકલવાનો ચુસ્ત પ્રબંધ કરવા આ પરિષદ ખાતાના અધિકારી સાહેબને વિનંતિ કરે છે.

**દ. મૂ.—છોટાલાલ મોતીલાલ**  **અનુ.—મંગળભાઇ મોતીરામ**

**ઠરાવ ૪**—વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી શિષ્ટ વાચનની આગામી પરીક્ષાનું પુસ્તક " મારું ગામડું " વાંચી તેનો લાભ મહાલના શિક્ષક ભાઇઓ તેમ જ મોટી ઉંમરનાં બાળકો લે તેવો ખાસ પ્રયત્ન કરવા મહાલના કાર્યકર્તાઓને વિનંતિ છે.

**દ. મૂ.—ચિમનલાલ મનસુખરામ** **અનુ.—ખીમજીભાઇ ટી. ઠાકર**

**ઠરાવ ૫**—દરેક ગ્રામ પુસ્તકાલયોમાં એક દિવસ બહેનો માટે ખાસ દિવસ મુકરર કરી બહેનોમાં જ્ઞાનપ્રચાર વધારવા ગ્રંથપાલ કે મંત્રી ભાઇઓ તજવીજ કરે એવી આ પરિષદ આગ્રહભરી વિનંતિ કરે છે.

**દ. મૂ.—પ્રેમકુંવરબેન પોપટલાલ** **અનુ.—શંકરલાલ મહાસુખરામ**

**ઠરાવ ૬**—પરિષદનું પ્રમુખસ્થાન સ્વીકારી પરિષદને સફળ બનાવ્યા બદલ મે. રા. રા. ગોવિંદજી નારણજી પટેલ સા. નો તેમ જ પરિષદને ફરલી ગામે આમંત્રી આ પ્રવૃત્તિને ઉત્તેજન આપવા બદલ રા. મોહનલાલ વીરચંદદાસનો આ પરિષદ આભાર માને છે.

**દ. મૂ.—પ્રભાશંકર મોતીરામ** **અનુ.—કાળુગીર ભગવાનગીર**

બાદ પરિષદનું કામ પૂરું થયું હતું.

---

# નવસારી મહાલ ત્રીજી પુ. પરિષદ

નવસારી મહાલ ત્રીજી પુ. પરિષદ ગઇ તા. ૧૮–૫–૪૧ ના રોજ કાછિયાવાડી મુકામે મળી હતી. આ પ્રસંગે ત્યાં ભરાયેલા નવસારી પ્રાંત પુ. શિક્ષણવર્ગોમાં તાલિમ લેવા આવેલા ગ્રંથપાલો અને પ્રતિનિધિઓ ઉપરાંત નવસારીથી વ. રા. ધારાસભાના સભ્ય શ્રી. કનૈયાલાલ મજમુદાર, શ્રી. મણિભાઇ દ્વિવેદી, પુસ્તકાલય ખાતા તરફથી શ્રી. એકનાથ પટેલ અને અન્ય સજ્જનો તેમ જ નવસારીની કેટલીક બહેનોએ ખાસ હાજરી આપી હતી.

શરૂઆતમાં કાછિયાવાડી શાળાની કન્યાઓનું સ્વાગતગીત ગવાયા બાદ નવસારીથી આવેલી પારસી બહેનોએ " આવો મારે ગ્રંથાશ્રમે હો બેનડી " શીર્ષક ભાવનાભર્યો ગરબો સુંદર મધુર કંઠે શુદ્ધ ગુજરાતી ઉચ્ચાર અને હલકપૂર્વક ગાયો હતો.

ત્યારબાદ સ્વાગતપ્રમુખ શ્રી. ઉકાભાઇએ સ્વાગતવ્યાખ્યાન આપ્યું હતું, જેમાં તાલુકાનો અને કાછિયાવાડી ગામનો ઇતિહાસ અને તેની સંસ્થાનો ઉલ્લેખ કર્યો હતો.

સ્વાગતવ્યાખ્યાન થઇ રહેતાં શ્રી. કનૈયાલાલ મજમુદારે પ્રમુખપદ માટેની દરખાસ્ત મૂકતાં શ્રી. રાયસુરાની ઓળખ આપી હતી અને અનુમોદન અપાયા બાદ પ્રમુખશ્રીએ તેમનું સ્થાન લીધું હતું અને તેમનું છાપેલું વ્યાખ્યાન વાંચ્યું હતું, જેમાં તેઓશ્રીએ ભક્તકવિ દુલાભાઈ કાગની " બાવલીઆનાં નવાં પુરાણ લખાશે " વાળી કાવ્યપંક્તિઓ ઉતારી નવાં પુરાણ લખાવાની આગાહી આપી હતી. અને ગામડાંઓના ઉદ્ધારમાં દેશનો ઉદ્ધાર હોવાનું જણાવ્યું હતું. આગળ ચાલતાં તેઓશ્રીએ ભલે ઓછા ઠરાવો થાય, પણ સક્રિય કાર્ય કરવાને લગતા ઠરાવો કરવા અપીલ કરી હતી. તથા પુસ્તકાલયો દેશના સ્થિતિ-પલટામાં કેવો સાથ આપી શકે તે જણાવ્યું હતું. તથા કહ્યું કે, આ કાર્ય તો શ્રીકૃષ્ણે ગોવર્ધન તોળ્યો ત્યારે જેમ દરેક ગોવાળે પોતાનો ટેકો આપ્યો હતો તેમ સૌએ આ પ્રવૃત્તિને પોતાનો ટેકો આપવો જોઇએ. આગળ ચાલતાં તેમણે પોતે ગામડામાં વસતા હોય તો પુસ્તકાલને પોતાની મુખ્ય પ્રવૃત્તિ તરીકે સ્વીકારવાનું જણાવી કહ્યું કે,

## ગામડામાં વસતો હોઉં તો

જો હું આ ગામડામાં વસતો હોઉં તો મારા ગામડાનું પુસ્તકાલય એ મારી મુખ્ય પ્રવૃત્તિ બને. જેમ અસલના વખતમાં ગામડાંનાં સ્ત્રીપુરુષો દેવમંદિરે નાહી ધોઇ દર્શન કર્યા વિના જલ ન લેતાં એ રીતે હું અને મારૂં કુટુંબ આ જ્ઞાનમંદિરને દર્શને આવ્યા વિના જલ ન લઇ શકીએ. ગામડામાં જેને ત્યાં લગ્ન હોય એને ત્યાં હું પહોંચી જાઉં અને આ જ્ઞાનમંદિર માટે એની પાસેથી એ રાજીથી આપે એટલી રકમ લઉં, ગામડામાં કોઇને ત્યાં કોઇ પણ પ્રકારનું ધર્મકાર્ય હોય એમાં પુસ્તકાલયપ્રવૃત્તિને માટે સ્થાન હોય તો હું ત્યાં જાઉં અને એની પાસેથી મારાથી બનતી મદદ પુસ્તકાલય માટે મેળવું; જો હું આ ગામનો ખેડૂત હોઉં તો મારે ત્યાં જે દર વર્ષે ઉત્પન્ન થાય એમાંથી નિયમિત અમુક ભાગ હું આ જ્ઞાનમંદિર માટે જુદો કાઢું; જો હું આ ગામનો વ્યાપારી હોઉં તો મારા ચોપડામાં જે ધર્માદો જમે થાય એમાંથી અમુક હિસ્સો પુસ્તકાલયને માટે રાખું; જો હું આ ગામનો મોટો અમલદાર હોઉં તો મને મળતા પગારમાંથી મારા સંજોગ મુજબ આ પુસ્તકાલયને માટે રૂપિયે અમુક આના જુદા કાઢું; જો હું આ ગામનો ગરાસિયો હોઉં તો મારા ગરાસની ઉપજનો અમુક ભાગ પુસ્તકાલય માટે વપરાય એવો પ્રબંધ કરૂં.

આ રીતે જો દરેક જણ પુસ્તકાલય પ્રવૃત્તિને પોતાની કરી લેય તો નાની નાની રકમોની, બજેટોની અને મદદ વિષેની ચર્ચાઓમાં આપણે મુખ્યત્વે બધો સમય રોકીએ છીએ એને બદલે પુસ્તકાલયોમાં કેવાં પુસ્તકો લાવવાં, પુસ્તકાલયોને ને વાંચનાલયોને લોકોપયોગી શી રીતે બનાવવાં, લોકોને વધુ વાંચતાં શી રીતે કરવાં એ જરૂરની પ્રવૃત્તિ પર આપણે એકાગ્રતા સાધી શકીએ.

## સમિતિ સહેલાઇથી પતાવી શકે

આનો અર્થ એ નથી કે આપ બજેટોની, મદદની ચર્ચાઓ ન કરો. પણ એવાં આપણાં કાર્યો તો ગામની એક સમિતિ આપણે નીમી હોય એ સહેલાઇથી પતાવી શકે. અને પરિષદો તો મુખ્યત્વે લોકોમાં વાચનનો શોખ વધે, લોકો ઉપયોગી અને સારૂં વાચન શી રીતે વાંચતા થાય, લોકરુચિને કેવાં પુસ્તકો અનુકૂળ આવશે એવી એવી બાબતોમાં વિચારની આપ–લે કરી કંઇક અમલી માર્ગદર્શન આપે તો જ પરિષદ પાછળ આપણે સહુ જે સમય, સંપત્ત અને શક્તિ ખરચીએ છીએ એની સાર્થકતા થાય.

પુસ્તકાલય પરિષદમાં આવતા ગ્રંથપાલો ઉપરની દૃષ્ટિએ તૈયાર થઇને આવે અને પોતપોતાના અનુભવો આવી પરિષદોમાં રજૂ કરી પોતાના ગામને કયા પ્રકારનાં પુસ્તકો, માસિકપત્રો સાપ્તાહિકો વગેરે જોઇએ છે એ અહીં રજુ કરે. એ રીતે જુદા જુદા ગ્રંથપાલોના અનુભવનું નવનીત પ્રજાશરીરને સાચાં તત્ત્વો આપવામાં આપણને જરૂર સહાયભૂત થશે. અને ગ્રંથપાલ કે જે ગામડાના દેવમંદિરનો પૂજારી છે એણે પોતાના મંદિર તરફ ભકતોનો ભાવ કેવી રીતે ઉત્પન્ન થાય એ વિષે સતત ચિંતન કરી, આવી પરિષદોમાં પોતાને જે કંઇ કહેવું હોય એ બેધડક રીતે કહે, એ મને જરૂરનું લાગે છે. દેવમંદિરની મહત્તા વધારવી એ પૂજારીના હાથમાં છે. એટલું ગ્રંથપાલ ભાઇઓ અને બહેનો જો લક્ષમાં રાખે તો પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ વડોદરાના રાજાપ્રજા જે શ્રમ લઈ રહ્યાં છે એની સાર્થકતા થાય.

## ગ્રંથપાલ શું કરે ?

કોઈ મને પૂછે કે તમે ગ્રંથપાલ હો તો શું કરો ?

હું એને જવાબમાં ટુંકાણમાં એટલું જ કહું કે જો હું ગ્રંથપાલ હોઉં તોઃ—

( ૧ ) મારે ત્યાં પુસ્તકો આવે એ સઘળાં હું વાંચી જાઉં,

( ૨ ) પુસ્તકોમાં કોઇ પ્રજાશરીરને નુકસાન કરનારૂં પુસ્તક હોય તો પુસ્તકાલય ખાતાના વડાને એ વિષે મારો મત હું લખી મોકલું.

( ૩ ) અશિષ્ટ જાહેરાતવાળાં વર્તમાનપત્રો કે પુસ્તકોની તારવણી કરી ખાતાના વડાને લખું કે તેઓશ્રી એ વર્તમાનપત્રોના તંત્રીઓને અને પુસ્તકોના પ્રકાશકોને લખે કે આ જાતની જાહેરાત નહિ બંધ કરો તો તમારાં વર્તમાનપત્રો અને પુસ્તકોને હવેથી અમારાં વાંચનાલયો અને પુસ્તકાલયો માટે અમે અયોગ્ય ગણીશું.

( ૪ ) પુસ્તકાલયમાં કાવ્યનાં પુસ્તકો આવે તો એ કાવ્યો એના કવિઓને સ્વમુખે મારાં ગામડાંઓને સંભળાવવાની યોજના કરૂં. દાખલા તરીકે કવિ શ્રી. ખબરદારનાં કાવ્યો હોય તો ખબરદારને મારે ગામડે નોતરૂં, કવિ શ્રી. લલિતનાં કાવ્યો હોય તો લલિતજીને અહીં આવીને એ સંભળાવવાનું આમંત્રણ આપું, કવિ શ્રી. ત્રિભુવન વ્યાસનાં ગીતો હોય તો સ્વકંઠે એ મારાં ગામડામાં આવીને ગાઇ જાય એવી ગોઠવણ કરૂં, ચારણી છંદ હોય તો ગઢવી મેરૂભાને નોતરી એના બુલંદ કંઠમાંથી નીકળતા ચારણી સાહિત્યનો લાભ મારા પુસ્તકાલયના વાચકોને આપું, 'કાગવાણી'નું પુસ્તક મારા પુસ્તકાલયમાં આવ્યું હોય તો ભક્ત કવિ દુલાભાઇ કાગને વિનંતિ કરી એ કાગવાણી એમના મીઠા કંઠે સંભળાવવાની રચના કરૂં. અને એ રીતે કાવ્યસાહિત્યનો શોખ પ્રજામાં ફરીવાર જગાડી જેવી રીતે પ્રેમાનંદે અને દયારામે ગામડાંઓને કાવ્યસાહિત્યમાં જીવતાં રાખ્યાં હતાં એવી રીતે ગામડાંઓમાં કાવ્યજીવન જીવતું રાખવાના પ્રયાસ કરૂં.

( ૫ ) પ્રસંગે પ્રસંગે પુસ્તકોનાં પ્રદર્શન ભરી એના લેખકોની છબીઓ, એના લેખકોનાં જીવનવૃત્તાંત અને એના લેખકે લખેલાં સર્વ પુસ્તકોની પિછાણ કરાવું.

( ૬ ) મારા વાંચનાલયમાં આવતાં વર્તમાનપત્રો, સાપ્તાહિકો અને માસિકોના તંત્રીઓને આમંત્રણ આપી એ સહુને લોકપરિચય થાય અને લોકોને પ્રજાના એ દોરનારાઓનો પરિચય થાય એવી ગોઠવણ વખતોવખત કરૂં.

( ૭ ) ગામનો સ્ત્રીવર્ગ વધુ સંખ્યામાં આ દેવમંદિરે આવે એ માટે જાણીતાં સ્ત્રીકાર્યકર્તાઓને વર્ષમાં એક વાર તેડાવી આ જ્ઞાનમંદિરના ચોકમાં લોકભાષામાં બહેનો ઝીલી શકે એ પ્રકારના વિષયોમાં વ્યાખ્યાનો ગોઠવું.

આ રીતે પુસ્તકાલય પરિષદોમાં જો ગ્રંથપાલની દૃષ્ટિએ વિચારણા થાય તો વાટે ને હાટે મંચાનારાં નવાં પુરાણમાં સાથ આપવાનું ભાગ્ય આપણને સહુને સાંપડશે.

જગત ઝપટભેર બદલાઇ રહ્યું છે, નવી ભાવના, નવા વિચારો, નવા અભિલાષો, નવાં સર્જન અને નવી નવી રચના તરફ જગત મંડાયું છે. એ વખતે આપણા દેશ માટે રચાતાં નવાં પુરાણમાં આ પુસ્તકાલયો સાથ શી રીતે આપે એ આપણે સહુએ વિચારવાનું છે.

અને આપણે વિચાર કરીએ કે ન કરીએ તોપણ સમય સમયનું કાર્ય કરશે જ. આપણે તો એ સમયદેવની કૃતિ, જો લોકવર્ગને અને લોકજીવનને ઉપયોગી હોય, જો આપણાં ગામડાંનો પુનરુદ્ધાર કરનારી હોય તો એમાં સાથ આપીએ.

પ્રમુખશ્રીનું વ્યાખ્યાન વંચાઈ રહેતાં નિબંધવાચનનું કાર્ય હાથ પર લેવામાં હતું, માં એક શ્રી. ધન મહેતા અને બીજો શ્રી. મણિભાઈ દ્વિવેદીના મુખ્ય હતા.

ત્યારબાદ ઠરાવોનું કામ હાથ ધરવામાં આવતાં નીચેના ઠરાવો પસાર થયા હતા.

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—સ્વ. શ્રી. દ્વારકાનાથ શેઠજીના અવસાન બદલ શોક પ્રદર્શિત કરતો હોઈને **બીજો ઠરાવ** શ્રીમંત મહારાજા સા. ને અને રાજકુટુંબને દીર્ઘાયુ ઈચ્છનારો હતો, જ્યારે **ત્રીજો ઠરાવ** શ્રી. હમેદભાઇ પટેલ પુસ્તકાલય ખાતાના મદદ. વ્યવસ્થાપક તરીકે કાયમ થવા માટે અભિનંદનનો હતો.

**ઠરાવ ૪**—વ. રા. પુ. મંડળ તથા મહાલ મંડળ તરફથી લેવાતી શિષ્ટવાચનની પરીક્ષાનો લાભ લેવાને લગતો હતો, જે પર વ. રા. પુ. મંડળના સહમંત્રી શ્રી. ચોકસીએ શિષ્ટવાચનની વિશિષ્ટતા સમજાવી હતી.

**ઠરાવ ૫**—મહાલમાં આવેલાં જૂથ મંડળોના મંત્રીઓને વર્ષ દરમિયાન નીચેનાં કાર્યો બીનચૂક કરતા રહેવાની આ પરિષદ આગ્રહભરી ભલામણ કરે છે.

(૧) જૂથમંડળની વાર્ષિક સભા ઑગસ્ટ માસના પહેલા રવિવારે ભરવી.
(૨) જૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયોનાં નિવેદન અને બજેટ ઠરેલી મુદ્દત દરમિયાન ખાતા તરફ જાય તેવી તજવીજ રાખવી.
(૩) જૂથમાંનાં પુસ્તકાલયોની વર્ષમાં એક વખત તપાસણી કરવી;
(૪) સહકારના ધોરણે બજેટ બનાવવાં; (૫) શિષ્ટવાચનની પરીક્ષાનો પ્રચાર કરવો.

દ. મૂ.—**શ્રી. છગનલાલ પ્રાગજી નાયક**　　　　અનુ.—**શ્રી. સોમાભાઈ રૂઘનાથ**

**ઠરાવ ૬**—કસ્બાનાં સ્થળોમાં મુખ્ય પુસ્તકાલય સિવાયનાં બીજાં વાચનાલયોને સરકાર, પંચાયત મદદ નહિ આપવાની જે નીતિ પુસ્તકાલય ખાતાએ સ્વીકારી છે, તે પ્રત્યે આ પરિષદ પોતાનો અણગમો જાહેર કરે છે. અને પહેલાંની માફક મદદ આપવાની નીતિ ચાલુ રાખવા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

દ. મૂ.—**શ્રી. મણિભાઇ દ્વિવેદી**　　　　અનુ.—**શ્રી. કસનજી દયાળજી વકીલ**

**ઠરાવ ૭**—જનતામાં બહુ વંચાતાં પત્રો તેમ જ પુસ્તકોનાં વાચનવિભાગની આગળ પાછળ તેમ જ વાચનવિભાગમાં પણ ગંદી લાગણીઓ પેદા કરે એવી બાપારીલીની જાહેર ખબરો આકર્ષક રીતે છપાય છે. તે પ્રથા તરફ આ પરિષદ પોતાનો સખત અણગમો જાહેર કરે છે. અને એના પર યોગ્ય અંકુશ મુકાય એમ હૃદયપૂર્વક ઇચ્છે છે.

દ. મૂ.—**શ્રી. ગુલાબભાઇ નીછાભાઈ**　　　　અનુ.—**શ્રી. ઝીણાભાઇ અંબેલાલ નાયક**

**ઠરાવ ૮**—નવસારી પ્રાંત સિવાયના બીજા ત્રણે પ્રાંતના કસ્બાઓમાં સ્થપાએલાં મહિલા પુસ્તકાલયોથી કેટલાંકનાં તો સરકાર, પંચાયત મદદથી સ્વતંત્ર મકાન બંધાઇ ચૂક્યાં

છે, જ્યારે નવસારી પ્રાંતના મુખ્ય સ્થળ નવસારીમાં સ્થપાએલાં શ્રીમંત મહારાણી શાન્તાદેવી મહિલા પુસ્તકાલયના મકાન માટે સરકાર, પંચાયત મદદની માગણી આશરે આઠ વર્ષથી કરવામાં આવે છે તો પણ તે સ્વીકારાતી નથી, જેથી તે સ્વીકારવા આ પરિષદ પુસ્તકાલય ખાતાને તેમ જ શ્રીમંત સરકારને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

દ. મૂ.—બાઇમાય રૂસ્તમજી દાણુ અનુ.—નાજુ રુસ્તમજી કોટવાલ

**ઠરાવ ૯**—પુસ્તકાલય ખાતાને અપાતી ગ્રાન્ટ વખતોવખત ઘટતી જાય છે, તેથી વિશેષ કરીને કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયોની વાર્ષિક ગ્રાન્ટ પર કાપ પડે છે. નવાં પુસ્તકાલયો કાઢવા મુશ્કેલ થઇ પડે છે. તેથી આ પરિષદ શ્રીમંત સરકારને વિનંતિ કરે છે કે પ્રગતિના આ ખાતાની ગ્રાન્ટમાં કાપકુપ ન કરતાં આ ખાતું માગે તેટલી રકમ દર વર્ષે આપવા કૃપા કરવી.

દ. મૂ.—કનૈયાલાલ મજમુદાર અનુ.—મણિભાઇ દ્વિવેદી

**ઠરાવ ૧૦**—રાજ્યના ઠરેલા ધોરણની અવગણના કરી નવસારી પ્રાંત પંચાયત કસ્બા પુસ્તકાલય યાને સુધરાઇ ધરાવતાં કસ્બામાં આવેલાં પુસ્તકાલયો ઠરેલી કે રકમ આપતાં નથી ને પંચાયત પર સરકાર તરફથી કંઇ ફરજ નાખવામાં આવી નથી તેથી કસ્બા પુસ્તકાલયોને ખર્ચમાં ઘણી કાપકુપ કરવી પડે છે. તેવી સ્થિતિ દૂર કરવા નવસારી પ્રાંત પંચાયતને ઠરાવેલા ધોરણે કસ્બા પુસ્તકાલયને મદદ કરવા ફરજ પાડવા હુકમ કરવા આ પરિષદ શ્રીમંત સરકારને વિનંતિ કરે છે.

દ. મૂ.—રા. કસનજીભાઇ દ. વકીલ અનુ.—રા. રાજેન્દ્રપ્રસાદ જ. મજમુદાર

કસ્બા પુસ્તકાલયને મદદ આપવાની નીતિને લગતા ઠરાવ પર બોલતાં શ્રી. કસનજી દેસાઇએ જણાવ્યું હતું કે, કસ્બા પુ. ભવિષ્યમાં પોતાના પગ પર કદાચ ઊભું રહી શકે પરંતુ અત્યારે તો તેને મદદ મેળવ્યા વિના ચાલે તેમ નથી. જનતા એને પોષે એટલું સંપૂર્ણ સ્થાન પુસ્તકાલયે હજી પ્રાપ્ત કર્યું નથી. દિવસે દિવસે મદદમાં કાપ મૂકવામાં આવે છે. વળી કસ્બામાં મુખ્ય પુસ્તકાલય સિવાયનાં અન્યને મદદ આપવાનું ધોરણ બંધ કરવાની નીતિ ખાતાએ અખત્યાર કરી છે.

આ નીતિ સમજાવતાં શ્રી. ચોકસીએ કેવા સંજોગોમાં ખાતાને આ નીતિ ગ્રહણ કરવી પડી છે તે સમજાવી જણાવ્યું હતું કે, આ પુસ્તકાલયપ્રવૃત્તિ જેની ઋણી છે તે સ્વ. મો. ન. અમીનના સ્મારકરૂપે ચાલતા વાચનાલયને પણ સરકારમદદ મળી શકી નથી.

આ સંબંધે શ્રી. કનૈયાલાલ મજમુદારે બોલતાં જણાવ્યું કે, પ્રજાની સેવા નહિ કરતાં એવાં પણ ખાતાં નિભાવાય છે, તેમના કાપ સંબંધે એક શબ્દ પણ બોલાતો નથી, પણ જ્ઞાનપરબોમાં આનાકાની કરવામાં આવે છે. એકાદ મોટા અમલદારનો પગાર આ પ્રવૃત્તિને આપવામાં આવે તોપણ ઘણી મદદ થાય. આવી મદદ ન મળવાને કારણે પ્રવૃત્તિ બંધ થવી ન જોઇએ.

ફાળો મેળવવા સંબંધે શ્રી. મણિભાઇ દ્વિવેદીએ કેટલુંક વિવેચન કર્યું હતું.

આ સંબંધે પ્રમુખશ્રીએ બોલતાં જણાવ્યું કે, આ આમ્રવૃક્ષની છાયા અને એની

ફળ અમને ખાવા દેજો. આ રીતે ઠરાવ આવશ્યક છે. આ પ્રવૃત્તિ તો રાજા-પ્રજાને ગૌરવ અપાવે તેવી પ્રવૃત્તિ છે. આ માટે તો મોટી પરિષદ ભરી આંદોલન કરવું જોઇએ.

ત્યારબાદ અશિષ્ટ જા. ખ. ને લગતા ઠરાવ પર શ્રી. ચોકસીએ કેટલુંક વિવેચન કર્યું હતું. તેમજ શ્રી. બાયમાય દાણુએ પૂર્ણ વિવેચન કરતાં જણાવેલું કે, અશિષ્ટ જા. ખ. માટે એટલી અકળામણ થાય છે કે જાણે સ્ત્રીઓની મર્યાદાને પણ લજવાવે છે. મા-દીકરી સાથે બેસી વાંચી ન શકે તેવી પણ કેટલીક સ્રો હોય છે. આથી સ્ત્રીઓનું માન ઘવાય છે.

ત્યારબાદ નવસારી મહિલા પુ૦ ના મકાનનો ઠરાવ આવતાં તે પર શ્રી. બાયમાય દાણુએ સરકારમદદ મળવા માટે ખાસ આગ્રહ વ્યક્ત કર્યો હતો.

ઠરાવ ૯ પર બોલતાં શ્રી. કનૈયાલાલ મજમુદારે જણાવ્યું કે, પહેલાં સરકારમદદ મેળવવા માટે લોકમદદ ઊભી કરવી પડતી, જ્યારે આજે લોકમદદ ઊભી કરવા છતાં પૂરતી સરકારમદદ મળતી નથી. સરકારને કાપકુપની જરૂર હોય તો કેળવણી અને એના અંગરૂપ આ પુ૦ પ્રવૃત્તિ પર કાપ ન મૂકતાં મોટાં ખાતાં તરફ નજર દોડાવે તો સારું. માસ્તરોના પગારો કાપવા વિચારાય છે, પણ કોલેજના પ્રોફેસરોનું શું ? હજુરોના પગારો પર કોઇ સૂચના કે અમલ થતાં નથી. ગ્રામ અને કસ્બા પુસ્તકાલયો પર કાપ મુકાય છે, પણ મધ્યવર્તી પુસ્તકાલય પર કંઇ કાપ પડયો કે નહિ તે આપણે જાણતા નથી. વડોદરા સરખું શહેર પાઇ પણ લોકમદદ આપતું નથી, જ્યારે વડોદરા શહેર સિવાયનાં તમામ પુસ્તકાલયોને લોકમદદ ઊભી કરવી પડે છે. એ મધ્યવર્તી પુસ્તકાલયનાં કાચનાં પાટિયાં પર ચાલીને વડોદરાની પ્રજા તેનો લાભ લે છે. બાદ કેટલુંક અન્ય પ્રવચન કરી આગળ ચાલતાં તેઓશ્રીએ જણાવ્યું કે, એક બાજુ ૨૩ લાખની પ્રજા છે, જ્યારે બીજી બાજુ ૧ લાખની પ્રજા છે. વિગતવાર આંકડા જોઇએ તો વસ્તીના પ્રમાણમાં વડોદરા શહેરને વધુ લાભ મળે છે. વડોદરામાં રહેનારા વર્ગ માટે વધુ ખર્ચ થાય છે. ગ્રા. પુ. ના પ્રમાણમાં મધ્યવર્તી પુસ્તકાલયમાં કાપ થયો છે ? વડોદરાને એ લાભ ભલે આપો, પણ અમને પણ સાથે સાથે એ લાભો આપતા રહો; કેમકે શિક્ષણની ભૂખ તો અમને છે; વડોદરા તો શિક્ષિત છે. ૫૦-૬૦ રૂપિયાની કિંમતનાં પુસ્તકો ત્યાંની અભરાઈ પરથી કેટલી વાર કયા વર્ગે વાપર્યાં ? ખાતું નિરૂપાય છે. પણ આપણે તો આપણો અવાજ સરકાર સુધી પહોંચાડવો જોઇએ.

ઠરાવ ૧૦ પર બોલતાં શ્રી. કસનજીએ કસ્બાઓને પંચાયતમદદ ફરજિયાત મળવાનું ધોરણ થાય તેવો આગ્રહ વ્યક્ત કર્યો હતો.

## ઉપસંહાર

બાદ ઉપસંહાર કરતાં પ્રમુખશ્રીએ જણાવ્યું કે હું તો સ્ત્રીશિક્ષણનો ભક્ત છું. પારસી બહેનોએ જે રાસ અહીં ગાયો તેમાં તેમણે શુદ્ધ ઉચ્ચારપૂર્વક તે ગાયો. તેમાં મને નૂતન ગુજરાતનાં દર્શન થયાં છે. હું પારસીઓ સાથે ભણ્યો છું. હવે તેમનામાં ઉચ્ચારશુદ્ધિ આવવા માંડી છે. આજે તો યુગફેર થયો છે. ગાંધીયુગ ચાલે છે.

બાદ પરિષદનાં ઠરાવોનો અમલ કરવાનો આદેશ આપી પરિષદની પૂર્ણાહુતિ થઇ હતી.

રાત્રે શ્રી. રાયસુરાએ તથા કિસાન કવિએ લોકસાહિત્યની પિછાણ આપી હતી.

# કોડીનાર મહાલ પ્રથમ પુ૦ પરિષદ

કોડીનાર મહાલ પ્રથમ પુસ્તકાલય પરિષદ દેવળી મુકામે તા. ૧૧-૫-૪૧ ના રોજ શેઠશ્રી સોરાબશા આદરજીના પ્રમુખસ્થાને મળી હતી. એ પ્રસંગે તાલુકાના પ્રતિનિધિઓ ઉપરાંત પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી, ઉમેદભાઇ પટેલ વ. રા. પુ. પ્રચારક શ્રી. વલ્લભભાઇ વગેરે હાજર હતા.

પરિષદનો કાર્યક્રમ શરૂ થતાં ઇશ્વિરસ્તુતિ, શ્રીમંતયશોગાન અને વિદ્યાર્થીઓનું સ્વાગતગીત થઇ રહેતાં બાળાઓએ પુસ્તકાલયને લગતો ગરબો ગાયો હતો. ત્યારબાદ સ્વાગતપ્રમુખ શ્રી. ભગવાનભાઇ ભાભાભાઈએ પરિષદમાં પધારેલાઓનું સ્વાગત કરતાં દેવળી ગામનો ઇતિહાસ આપી આ દેવળી ગામના પૂર્વપુરુષ દેદા પટેલની દેવળી નામ શાથી પડયું તે તથા અન્ય ઇતિહાસ આપી જણાવ્યું કે, આજે પણ આ ગામના લોકો તેના સ્થાપક મૂળ પુરુષને માન આપે છે. બાદ આગળ ચાલતાં તેમણે ગામની પુસ્તકાલયપ્રવૃત્તિની ૧૯૩૬ થી '૪૦ સુધીની વાચકો અને વંચાયેલાં પુસ્તકોને લગતી વિગત જણાવી પુસ્તકાલયને લગતી અન્ય માહિતી પણ આપી હતી. તે ઉપરાંત તેઓશ્રીએ આપણા પૂર્વજો દુષ્કાળપ્રસંગે વરસાદ માટે યજ્ઞો કરતા તેમ આ જ્ઞાનયજ્ઞમાં પોતાની આહુતિ આપવા સૌને ઉદ્દબોધન કર્યું હતું.

ત્યારબાદ પ્રમુખસ્થાન માટે દરખાસ્ત અનુમોદન થતાં પ્રમુખે પોતાનું સ્થાન લઇ તેમનું વ્યાખ્યાન આપ્યું હતું. તેમાં તેઓશ્રીએ વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિનો ઉલ્લેખ અને ઉપયોગિતા જણાવી કહ્યું કે, સાચા નાગરિક બનવા માટે જ્ઞાનની જરૂર છે. અને તે માટે પુસ્તકવાચનનો રસ લાગવો જોઇએ; પણ કેવાં પુસ્તકો વાંચવાનો રસ લાગવો જોઇએ એ જાણવું ખાસ જરૂરનું છે. પુસ્તકો જેટલાં પ્રસિદ્ધ થાય છે તેટલાં બધાં જ સારાં હોય છે અથવા વંચાવવા જેવાં હોય છે, એમ હોતું નથી.

આપણાં પુસ્તકાલયોમાં નવલકથાનાં પુસ્તકો મોટે ભાગે હોય છે. અને તે પુસ્તકો લોકો વાંચે છે પણ મોટા પ્રમાણમાં.

## કેવાં પુસ્તકો હોવાં જોઇએ ?

પરંતુ જે શિષ્ટ અને સંસ્કારી લેખકોના હાથે લખાઈ હોય તેવી જ નવલકથાઓ વંચાય તો જ તે યોગ્ય થશે.

પુસ્તકો દ્વારા આપણે આપણું સમાજજીવન ઊંચી કક્ષાનું બને એ જાતનું માનસ ઘડવાનું કાર્ય કરવાનું છે. એટલે આપણાં પુસ્તકાલયોમાં પુસ્તકો એવા પ્રકારનાં હોવાં જોઇએ કે જે દ્વારા આપણા વાચકોને નીતિ, ધર્મ, વેપાર, ઉદ્યોગ અને ખેતી વગેરે વિષયોનું જ્ઞાન આપી શકાય. વળી ચારિત્રને ઘડે અને મુસીબતોમાં માણસ ધીરજ અને હિંમત મેળવી શકે તેવાં જીવનચરિત્રો પણ આપણાં પુસ્તકાલયોમાં વસાવવાં જોઇએ

આપણો પ્રદેશ મોટે ભાગે ખેતીપ્રધાન છે, જેથી ખેતીના ધંધાને મદદરૂપ થઈ પડે તેવાં. તેમજ ગામડાંના ઉદ્યોગોને વિકસાવે તેવાં પુસ્તકો પણ આપણાં પુસ્તકાલયોમાં હોવાં

જોઇએ. આ વિષયનું જ્ઞાન આપતાં અને લોકો સમજી શકે તેવી સરળ ભાષાનાં પુસ્તકો ન મળતાં હોય તો તે તૈયાર કરાવવા આપણાં મંડળોએ યોજના વિચારવી જોઇએ.

જ્ઞાન આપે પણ સાન ન આપે તે સાચી કેળવણી નથી:
• વિદ્વાન અને જ્ઞાનવાન બનાવે પણ ભાનવાન ન બનાવે તે સાચી કેળવણી નથી;
• બુદ્ધિને બહેલાવે પણ મનને મારી નાખે તે સાચી કેળવણી નથી;

પણ

સાચી કેળવણી તે જ છે કે જે માણસને પોતાને ખરી રીતે જીવતાં અને બીજાને ખરી રીતે જીવાડતાં શીખવાડે. ( "ઘરશાળા"માંથી )

### વર્તમાનપત્રો

બીજો પ્રશ્ન વર્તમાનપત્રોનો છે. આજે આપણને જે વર્તમાનપત્રો માસિકો વાંચવાનાં મળે છે તેમાં આપણે બહુ વિચારપૂર્વક પસંદગી કરવાની જરૂર છે. પુસ્તકાલયોના મંત્રીઓએ ખોટો પ્રચાર કરતાં તેમ જ એકબીજાની ખોટી બદબોઈ કરનારાં નિંદાત્મક પત્રો મંગાવવા કરતાં જે પત્રો–માસિકો દ્વારા પ્રજાને સારાસાર તેમ જ તેની રહેણી કરણી સુધારવાને મદદરૂપ થાય તથા પોતાના ધંધાને લગતી સાચી માહિતી આપે તેવાં ખરીદવાં જોઇએ.

## ગ્રંથપાલ શું કરે ?

હવે આપણે આપણાં પુસ્તકાલયોના ગ્રંથપાલો સંબંધી વિચારીએ. આપણાં પુસ્તકાલયરૂપી આ મંદિરનો પૂજારી એ આપણો ગ્રંથપાલ છે. પૂજારી પોતાના મંદિરને આકર્ષક બનાવી આકર્ષે છે અને દરરોજ કથાવાર્તા, કીર્તન વગેરે બાબતોમાં રસ લગાડે છે. તે પ્રમાણે આપણા પુસ્તકાલયને પણ ગ્રંથપાલે ખૂબ આકર્ષક બનાવવું જોઇએ અને પુસ્તકાલયોમાં આવતાં વર્તમાનપત્રો અને માસિકોમાં આવતા સમાચારો આપણાં જીવનને લગતા ખેતી, ગૃહઉદ્યોગ, સહકાર વગેરે વિષયોને લગતા લેખો વાચકો આગળ રજૂ કરી લોકોને તે વાંચવા તરફ રસ ઉત્પન્ન થાય તેવા પ્રયત્નો કરવા જોઇએ.

પુસ્તકો એ આપણાં ઉત્તમ મિત્રો છે. અને ગ્રંથપાલ વાચકોને એ ઉત્તમ મિત્રોની સોબત કરાવી આપે તો જ પોતાનું કાર્ય બરાબર બજાવ્યું ગણી શકાય.

ઉત્તમ પુસ્તકોનો માત્ર સંગ્રહ એ પુસ્તકાલયની શોભા નથી, પણ તે પુસ્તકો લોકોમાં ખૂબ વંચાય અને ફાટી જાય તથા ટૂંક મુદતમાં નવીન ખરીદવાનો પ્રસંગ આવે એમાં જ પુસ્તકાલયની ખરી શોભા છે. પુસ્તકો પસંદ કરતી વખતે જે પુસ્તકો લોકોને વધારે પ્રિય હોય તે પુસ્તકો ખાસ ખરીદવાં જોઇએ. પુસ્તકાલયના મંત્રી ભાઇઓ પુસ્તકો ખૂબ વંચાવે, ફાટી જાય કે ખોવાઇ જાય એની ચિન્તા ન રાખે, પણ તેની ઉપયોગિતા તરફ ખાસ ધ્યાન આપે એવી મારી આગ્રહભરી વિનંતિ છે.

વળી શ્રોતાજનોને ઉદ્દેશી તેમણે જણાવ્યું કે, જમાનાની સાથે આપણે રહેવું જ પડશે. દુનિયામાં શું ચાલી રહ્યું છે તે પણ જાણવું જ પડશે. આપણાં જીવનધોરણ આજે અતિ ઊંચાં ગયાં છે. તે જમાનામાં કમાણીનું ધોરણ જો આપણે ઉંચું નહિ કરીએ તો આપણે દુનિયામાંથી ધકેલાઇ જઇશું. વળી કમાણી કરવા માટે તમારે તમારા ધંધાને લગતું શાસ્ત્રીય જ્ઞાન મેળવવું જોઇશે. તમે બધા જાણો છો કે વૈજ્ઞાનિક ખાતરો વાપરવાં જોઇએ,

પણ તે કેમ વાપરવાં તે જાણવા માટે તો તમારે તે વિષયને લગતાં પુસ્તકો વાંચવાં જોઇશે અને એ પુસ્તકો વાંચવા તમારે પુસ્તકાલયમાં જવું જોઇશે. અને તેથી જ પુસ્તકાલયોનો ખૂબ ઉપયોગ કરવાની વિનંતિ કરૂં છું અને પુસ્તકાલયોની તો ફરજ છે કે જેને જેવું ભાવે તેને તેવું પીરસણ આપે. તમે તે જરૂર મેળવો.

છેલ્લે મહાલમાં શાળાવાળાં પણ પુસ્તકાલયો વિનાનાં ગામોમાં પુસ્તકાલયો સ્થાપવા અપીલ કરી હતી.

પ્રમુખશ્રીનું ભાષણ પૂરૂં થઈ રહેતાં પરિષદની સફળતા ઇચ્છતા બહારથી આવેલા સંદેશાએ વાંચવામાં આવ્યા હતા. બાદ મહાલ મંડળના મંત્રીએ મહાલની પ્રવૃત્તિનું નિવેદન વાંચી સંભળાવ્યું હતું, જે પછી કેટલોક ગરબા-સંવાદ વગેરેનો મનોરંજક કાર્યક્રમ થઇ ઠરાવોનું કામ હાથ ધરવામાં આવ્યું હતું.

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—શ્રીમંત મહારાજા સા. નું દીર્ઘાયુ ઇચ્છતો હોઇને **ઠરાવ ૨**—મહાલનાં શાળાવાળાં પણ પુસ્તકાલય વિનાનાં ગામોએ પુસ્તકાલયો વહેલી તકે શરૂ કરવા માટે તજવીજ કરવા સારૂ વગદાર કમિટિ નીમવાનો હતો.

**ઠરાવ ૩**—વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાને આ પરિષદ આવકારે છે. તેવા જ પ્રકારની વિદ્યાર્થીઓ માટેની પરીક્ષા લેવાની યોજના કરવા મહાલ પુસ્તકાલય મંડળના કાર્યવાહકોને આ પરિષદ વિનંતિ કરે છે.

દ. મુ.—**શ્રી. નાનજીભાઇ જેઠીદાસ** અ. આ.—**શ્રી. મોહનલાલ જેઠાલાલ**

**ઠરાવ ૪**—મહાલમાં આવેલા તમામ જૂથ મંડળોના મંત્રીઓને આ પરિષદ આગ્રહપૂર્વક વિનંતિ કરે છે કે તેઓ હવેથી દર વર્ષે વાર્ષિક સભા ભરે. જૂથમાં આવેલાં પુસ્તકાલયોની તપાસણી કરે. જૂથમાંનાં પુસ્તકાલયોના દર ત્રણ માસે ત્રિમાસિક નિવેદન મંગાવી ખાતા તરફ મોકલી આપે. જૂથમાંનાં તમામ પુસ્તકાલયનાં અજેટ તથા નિવેદન વખતસર ખાતા તરફ મોકલે.

દ. મુ.—**શ્રી. ભગવાનજી રાઘવજી** અ. આ.—**શ્રી. ચંદુલાલ કલ્યાણજી**

**ઠરાવ ૫**—મહાલની જે સહકારી મંડળીઓ તથા ગ્રામ પંચાયતો પોતાની હદમાં આવેલાં પુસ્તકાલયોને મદદ આપે છે, તે મંડળીઓ તથા પંચાયતોને આ પરિષદ અભિનંદન આપે છે. અને તેઓના માર્ગે ચાલી બીજી સહકારી મંડળીઓ તથા ગ્રામ પંચાયતોને પોતાની હદનાં પુસ્તકાલયોને મદદ આપવા આ પરિષદ આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

દ. મુ.—**શ્રી. ભગવાનજી રાઘવજી** અ. આ.—**શ્રી. સામંતભાઇ જગાભાઇ**

ત્યારબાદ છેવટના બે ઠરાવો પ્રમુખશ્રીના તથા દેવળી ગામે પરિષદ ભરનાર ભાઇઓના આભારને લગતા પસાર થયા હતા.

ઠરાવોનું કામ પૂરૂં થઇ રહેતાં કેટલાંક પ્રાસંગિક વિવેચનો પણ થયાં હતાં, છેલ્લે ઉપસંહાર કરતાં પ્રમુખશ્રીએ ઠરાવો કરી બેસી ન રહેતાં એ ઠરાવોનો અમલ કરી પરિષદની સાર્થકતા બતાવવા અપીલ કરી હતી.

છેલ્લે કન્યાઓ અને વિદ્યાર્થીઓના રાસ-ગરબા થઇ, ઇનામો અપાઇ, આભારદર્શન બાદ પરિષદનું કાર્ય પૂરૂં થયું હતું.

---




**૧. બીજી ચોપડી** ( વિદ્યાપીઠ વાચનમાળા )—પ્રકાશકઃ નવજીવન કાર્યાલય, અમદાવાદ; પૃષ્ઠ ૬ + ૧૦૪; પૂઠું હાથબનાવટના જાડા કાગળનું; કિંમત ૦-૨-૬.

વિદ્યાપીઠ વાચનમાળાની આ બીજી ચોપડી અગાઉ આ માસિકમાં અવલોકેલી પહેલી ચોપડીના ધોરણે જ લખાયેલી છે. આ ચોપડીમાં પણ ભાષાસાહિત્યના અભ્યાસ સાથે જીવનઘડતરનો ખ્યાલ પાકો લખવામાં રાખ્યો છે; અને એ એકંદરે સ્તુત્ય છે. કોઈક કોઈક જગ્યાએ ભાષાસાહિત્યનો અને જીવનઘડતરના ખ્યાલનો સુમેળ નથી સાધી શકાયો. આવી જગ્યાએ છીછરું પ્રચારકપણું દેખાઈ આવે છે. **સ્થિર આસન, સ્વતંત્ર, કપાસના સૂરજ, હવાનો બરફ** વગેરે પાઠો વાંચતાં એમ લાગશે.

પ્રચારના ઉત્સાહમાં કેટલુંક અધરું લખાણ પણ આવી ગયું છે. પાઠ ૪થામાં શાળાની કવિતામાં ૪, ૫, ૬, ૭ તેમ જ છેલ્લી ત્રણ કડીઓ, પાઠ ૭મામાં છેલ્લો પરિચ્છેદ, પાઠ ૧૩માની આખી કવિતા, પાઠ ૩૫માની કવિતા, તથા પાઠ ૪૬માની કવિતા, વગેરે લખાણ બાળકો માટે અઘરું ગણી શકાય; પાઠ ૪૬માની કવિતા તો ખાસ કરીને.

કવિતામાં પ્રચારકપણું ઓછું રાખી બાળકોને ઉચ્ચ કવિત્વવાળી કવિતા આપવાનો પ્રયત્ન કર્યો હોત તો સારું. અલબત્ત, આમાં લીધેલી ઘણી કવિતાઓ સારી છે; એમ છતાં શ્રી. ત્રિભુવન વ્યાસ, શ્રી. મૂળજીભાઈ ભક્ત, શ્રી. સોમાભાઈ ભાવસાર, શ્રી. દેશળજી પરમાર વગેરે બાલકવિઓની કવિતામાંથી પણ પસંદગી થઈ હોત તો સારું.

ચોપડી એકંદરે ઘણી સારી છે; અને છપાઈ, ચિત્રો, વગેરે સુઘડ છે. આપણે આશા રાખીએ કે આ માળાની ત્રીજી તથા ચોથી ચોપડીઓ પણ વેળાસર બહાર પડે.

**શાં. સો. પટેલ**

**૨. નાના ફડનવીસ અને પાવાગઢ તથા મહારાણા પ્રતાપ**—લેખક : શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ, એમ. એ; સોલ એજન્ટસઃ એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪+૧૯૨, બોર્ડ પટીનું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂ. એક.

સયાજી બાલજ્ઞાનમાળા દ્વારા આ ત્રણ બાલોપયોગી પુસ્તકો અગાઉ પ્રકટ થઈ ગયેલાં તેની આ દ્વિતીયાવૃત્તિ છે. ઉપરનાં ત્રણે પુસ્તકો આ એક પુસ્તકમાં ગ્રંથાકારે પ્રકટ કરવામાં આવ્યાં છે. પહેલું પુસ્તક નાના ફડનવીસનું છે. તેમાં દક્ષિણના એ રાજકાર્યકુશળ નરવીરનું બાલસુલભ ભાષામાં જીવનચરિત્ર આપ્યું છે. નાનાએ દક્ષિણમાં પેશ્વાઈ રાજ્ય કેવી કુનેહપૂર્વક ચલાવેલું તે તેમ જ તેના અન્ય ગુણો અને કર્તવ્યો આ પુસ્તકમાંથી ઉપલા વર્ગના વિદ્યાર્થીઓને જાણવા મળે તેમ છે. આવાં જીવનચરિત્રો આપણા વિદ્યાર્થીવર્ગને વંચાવવામાં આવે તો તેઓ જરૂર તેમાંથી ઉત્તમ પ્રેરણાઓ પામી શકે. અને શ્રી. રમણલાલ દેસાઈની બાલસુલભ આ ચરિત્રરચના વિદ્યાર્થીઓ સહેલાઈથી ઝડપી શકે તેવી છે.

એ જ ગ્રંથમાં સાંકળવામાં આવેલું અને એ જ લેખકનું લખેલું બીજું પુસ્તક **પાવાગઢ** છે. એમાં પાવાગઢનો પ્રાચીન ઇતિહાસ આપી તેની જાણવા જોગ ઐતિહાસિક વિગતો પણ આપી છે. ઉપરાંત પાવાગઢની આસપાસનાં જોવાલાયક સ્થળોનું પણ દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. પ્રવાસ એ પણ શિક્ષણનું એક અંગ હોઇને આ પાવાગઢનું વર્ણન એવો પ્રવાસ ખેડવાની વિદ્યાર્થીમાં પ્રેરણા જગાડે તેવું છે. લેખકની વર્ણનાત્મક શૈલી વાંચનાર વિદ્યાર્થીને પાવાગઢનો પ્રવાસ કરવા પ્રેરે તેવી છે.

અને આમાં છેલ્લે જોડેલું જીવનચરિત્ર મહારાણા પ્રતાપનું છે.

હિંદના ઇતિહાસમાં પ્રતાપે એનાં વીરત્વભર્યાં કાર્યો, પરાક્રમો અને અડગ ટેકીપણાથી હિંદી જનતામાં જે આદર્શ બેસાડયો છે તે ચિરકાળપર્યંત હિંદી જનતામાં ઘર કરી ગયેલ છે. એ વીર પુરુષની જીવનઝાંખી આ પુસ્તકમાં આપી લેખકે વાંચનાર બાળક કે કુમાર–કિશોરને મહારાણા પ્રતાપનો પરિચય અને એનાં પરાક્રમોની યશગાથાઓ જાણવા–સમજવામાં ઠીક ઉપયોગી થઈ પડે તેમ છે.

આપણા ઇતિહાસના પાઠો ભણવામાં પણ આ પુસ્તક વિદ્યાર્થીઓને સારું સહાયરૂપ થઇ પડે તેવું છે.

પુસ્તકમાં બે જીવનચરિત્રોની વચમાં પ્રવાસવર્ણનનું પુસ્તક ગોઠવી દીધું છે તેને બદલે બન્ને જીવનચરિત્રો સાથે લેવાઇ પ્રવાસનું પુસ્તક પાવાગઢ પહેલું કે છેલ્લું લેવાયું હોત તો એક સાથે બે મહાપુરુષોનાં જીવન આપી શકાયાં હોત.

પુસ્તકની છપાઇ-સફાઇ સારી છે. ઊંચા જાડા કાગળ પર છપાયું હોવાથી પુસ્તક ટકાઉ લાગે છે.

**૩. આકાશનાં ફૂલ**—લેખિકા : શ્રી. જ્યોત્સ્નાબહેન શુકલ. પ્રાપ્તિસ્થાનઃ યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સૂરત. પૃષ્ઠ ૮૪, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦–૧૨–૦

શ્રી. જ્યોત્સ્નાબહેન એક સારાં કવિ છે, તેમણે રચેલાં કોઇ કોઇ કાવ્યો આ માસિકના સામયિક દોહન વિભાગમાં પણ અગાઉ અપાયેલાં.

એ બહેને રચેલાં કાવ્યો–રાસો પૈકી કેટલાંક આ સંગ્રહમાં આપવામાં આવ્યાં છે. આ કાવ્યો સુગેય હોઇને ભાવનાભર્યાં છે. છેક ૧૯૨૩ થી ૧૯૪૦ સુધીમાં રચાયેલાં કાવ્યો પૈકીનાં ગ્રંથસ્થ કરવા જેવાં કાવ્યો આમાં છે. વાંચનારને તેમાં સરળ એકધારા વાંચ્યે જવાનો રસ આપે તેવાં આ કાવ્યો છે. કેટલાંક રાષ્ટ્રીય રંગે રંગાયેલાં પણ છે.

જેલ જતાં જતાં પણ તેમણે એમનો આ કાવ્યસંગ્રહ, જે વેરવીખેર થઈ ગયો હતો તેને ચિરંજીવ સ્વરૂપ આપી આજે પ્રકટ કરવા માટે ધન્યવાદ.

**૪. રસધારા**—લેખકઃ શ્રી. જેહાંગીર માણેકજી દેસાઇ, દેસાઇવાડ, નવસારી. ક્રાઉન, કદનાં પૃષ્ઠ ૨૮ + ૨૨૮, કવર જેકેટ સાથે પાકું પૂઠું, મૂલ્ય રૂ. એક.

અવારનવાર આપણાં ગુજરાતી સામયિકોમાં કવિ શ્રી. જેહાંગીર દેસાઇનાં કાવ્યો પ્રકટ થતાં જોયેલાં ત્યારે આ ગુજરાતના એક સારા કવિનો પરિચય મળેલો. કવિ શ્રી. ખબરદારની જેમ, એમની સરખામણી સરખું નહિ તો પણ પારસી કવિઓમાં અગ્રસ્થાન

લે તેવાં કાવ્યો શ્રી. દેસાઇનાં છે. સાદી અને સરળ ભાષામાં તેમ જ નવીન કાવ્યશૈલીનાં કાવ્યો પણ દેસાઇએ રચ્યાં છે. એટલે નવા જૂના કવિઓની શૈલી શ્રી. દેસાઇને વરી છે. આ કાવ્યસંગ્રહમાં તેમણે જુદા જુદા વિષયો પર રચેલાં કાવ્યોનો સંગ્રહ એકઠો કર્યો છે. એમાં ભક્તિ, પ્રેમ, આવેગ, આશ્ચર્ય, હાસ્ય, કારુણ્ય—એ બધી ભાવનાઓથી ભરેલાં કાવ્યો આ સંગ્રહમાંથી મળશે. કાવ્ય-શોખીનો અને કવિત્વમાં રસ ધરાવનારાઓને આ પુસ્તક ઠીક રસપ્રદ નીવડે તેવું છે.

**૫. ઈશુ ખ્રિસ્ત**—લેખકઃ શ્રી. કિશોરલાલ ઘનસ્યામલાલ મશરૂવાળા, પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬+૧૨૧, સાદું પૂઠું, મૂલ્ય ૦-૬-૦

શ્રી. કિશોરલાલભાઇ એક અચ્છા અભ્યાસી તરીકે આપણને અવારનવાર વિચારણીય સાહિત્ય આપે છે. આ અગાઉ તેમણે લખેલા રામ અને કૃષ્ણ, બુદ્ધ અને મહાવીર, સહજાનંદ વગેરે જીવનચરિત્રો આપણને મળ્યાં છે. એવું જ આ મહાત્મા ઇસુના જીવનને લગતું પુસ્તક છે.

મહાત્મા ઇસુના જીવન અને કાર્યો સંબંધે વિવિધ પ્રકારના ભ્રમો પ્રચલિત છે. એમના ચમત્કારો સંબંધે જુદીજુદી જાતની કલ્પનાઓ ચાલે છે. એ ચમત્કારોના ભ્રમાત્મક અંશને છોડી દઈ નિર્મળ સત્વપૂર્ણ જીવન લેખકે આ પુસ્તકમાં આપ્યું છે. સાંપ્રદાયિક દૃષ્ટિથી અલગ રહીને લેખકે આ ચરિત્ર આપી સર્વસામાન્ય ધાર્મિક દૃષ્ટિવાળા જિજ્ઞાસુને ઠીક પ્રકાશ મળે તેવી સામગ્રી આપી છે. બીજા ખંડમાં મહાત્મા ઈશુની પરમવાણી પણ આપી છે.

**૬. Christian Missions: Their Place in India**—લેખક ગાંધીજી. પ્રકાશક ઉપર પ્રમાણે ડેમી કદનાં પૃષ્ઠ ૮ + ૩૧૨, હાથબનાવટના જાડા કવર આચ્છાદનવાળું બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂપિયા બે.

નવજીવન પ્રકાશન મંદિર તરફથી ગાંધીજીના લેખો, ભાષણો અને જુદા જુદા વિષયોને લગતા વાર્તાલાપો પ્રકટ કરવાની જે યોજના કરી છે તેને અનુસરીને આ પુસ્તક પ્રકટ કરાયું છે. તેમાં ખ્રિસ્તીધર્મને લગતા સિદ્ધાંતો જે ઘણે ભાગે સર્વધર્મસમન્વયમાં ઉપયોગી થઇ પડે તેવા લેખો આ પુસ્તકમાં સંગ્રહાયા છે. ખ્રિસ્તી ધર્મ સંબંધે જાણવાની જિજ્ઞાસા ધરાવનારને તેમ જ સર્વ ધર્મોનો અભ્યાસ કરવા ઇચ્છનારને આ પુસ્તકમાંથી ઘણું જાણવાનું મળશે.

ગાંધીજીનાં લખાણોમાંથી આપણને ઊંડું વિચારવાનું પણ મળી આવે છે. ખ્રિસ્તી ધર્મ સંબંધે પણ વાચકને અભ્યસનીય બાબતોમાંથી આમાંથી મળી આવશે.

ગ્રામ પુસ્તકાલયો કરતાં કસ્બા પુસ્તકાલયો આ પુસ્તક પોતાને ત્યાં વસાવવા પ્રયત્ન કરે. પુસ્તક અંગ્રેજીમાં હોવાથી ગ્રામ પુસ્તકાલયોમાં એનો ઉપયોગ કરનારા જૂજ-જાજ મળી આવશે.

**૭. The Indian States Problem**—લેખકઃ ગાંધીજી. પ્રકાશક, કદ, પૂઠું ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૧ + ૬૮૭, મૂલ્ય રૂ. ચાર.

ઉપલા પુસ્તકના પ્રકાશન સંબંધે જણાવેલી યોજના મુજબ આ પુસ્તક પણ પ્રસિદ્ધ કરાયું છે. એમાં ગાંધીજીના દેશી રાજ્યોને લગતા જુદા જુદા પ્રસંગે ગાંધીજીએ લખેલા

લેખો, પ્રસંગો પરત્વે આપેલાં ભાષણોની નોંધો તેમ જ જુદા જુદા રાજદ્વારીઓ સાથે ગાંધીજીને થયેલા રાજસ્થાની પ્રશ્નો પરત્વેના વાર્તાલાપોની નોંધો એકત્ર કરી આ પુસ્તકમાં આપવામાં આવી છે.

આજે જ્યારે હિંદના રાજકીય વાતાવરણમાં રાજસ્થાની પ્રશ્નો રાજકીય નેતાઓ માટે વિચારણાના મહત્ત્વના પ્રશ્નરૂપ થઈ પડેલ છે તે તબક્કે ગાંધીજીના રાજસ્થાનો પરત્વેના વિચારોના પડઘારૂપ આ પુસ્તક દેશી રાજ્યોમાં રાજકીય પ્રવૃત્તિ કરનારને અતિ ઉપયોગી નીવડશે. પુસ્તક અંગ્રેજીમાં લખાયલું હોવાથી અને વિષય રાજદ્વારી હોવાથી કસ્બા પુસ્તકાલયોમાં એનો ઉપયોગ કરનારા મળી આવશે; ગ્રામ પુસ્તકાલયોમાં કદાચ મળે. કસ્બા પુસ્તકાલયો અવશ્ય ખરીદે.

૮. **Status of Indian Princes** - લેખક: શ્રી. પ્યારેલાલ, પ્રકાશક, કદ ઉપર પ્રમાણે, સાદુ પૂઠું, પૃષ્ઠ ૪ + ૪૪, મૂલ્ય ચાર આના.

રાજસ્થાની પ્રશ્નોના ઊંડા અભ્યાસી શ્રી. પ્યારેલાલે લખેલાં આ પુસ્તકમાંનાં પ્રકરણો ઉપર જણાવ્યું તેમ રાજસ્થાની પ્રશ્નોની છણાવટ કરતાં હોઈને તાજ સાથે દેશી રાજાઓના સંબંધોને લગતી માહિતી આમાં આપી છે. રાજસ્થાની પ્રશ્નોમાં પડેલા અને એના પ્રશ્નોનો અભ્યાસ કરવા ઇચ્છતા રાજસ્થાની રાજદ્વારીઓને તેમની પ્રવૃત્તિમાં સાથ આપે તેવાં આ પુસ્તકનાં પ્રકરણો છે. પુસ્તકનું પુરોવચન ગાંધીજીએ લખેલ છે. આ પુસ્તક પણ ઉપરની કક્ષાનું જ હોઈને એના વાચકો પણ ઉપર જણાવ્યા મુજબ જ મળી આવશે.

નવજીવન પ્રકાશન મંદિરે ગાંધીજીનાં તમામ ઉપયોગી લખાણો આ રીતે પ્રસિદ્ધ કરવાની જે યોજનાનો અમલ કરવા માંડ્યો છે તેને અમે વધાવી લઈએ છીએ અને આવું અણમૂલ સાહિત્ય વસાવવા માટે પાત્ર પુસ્તકાલયોને ભલામણ કરીએ છીએ.

૯. **ગામગોઠી**:—યોજકો: શ્રી. વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી અને શ્રી. રાવજીભાઈ નાથાભાઈ પટેલ; પ્રકાશક ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮ + ૧૦૮, સાદુ પૂઠું, મૂલ્ય ૦–૬–૦.

આ પુસ્તકમાં બે ગ્રામસેવકોએ ગ્રામજનતાનો સંપર્ક સાધી જુદા જુદા વિષયો પર ગામડાના લોકો સમજી શકે તેવી ભાષામાં સંવાદ યોજેલા છે.

આજે ગામડાંઓમાં પ્રૌઢ શિક્ષણના વર્ગો દ્વારા શિક્ષિત થયેલાઓ વાંચી શકે તેવા થયેલાઓને આમાંની વાતોમાંથી ગ્રામજીવનને સ્પર્શતી એવી ઘણી બાબતો મળી આવશે. એમાં સામાજિક તથા આર્થિક પ્રશ્નોની પણ ઠીક છણાવટ છે. છેલ્લે ખેડુતને ઉપયોગી થઈ પડે તેવા ત્રણ કાયદાઓ–ગણોતનો, ઋણરાહતનો અને ગ્રામ પંચાયતનો–સંવાદાત્મક શૈલીએ ચર્ચી ગામડાના લોકોને આવા કાયદાઓ સમજવાની પ્રેરણા આપી છે.

પુસ્તકાલયના મંત્રી–ગ્રંથપાલો આ પુસ્તક અવશ્ય પોતાને ત્યાં વસાવે અને નવા શીખેલા પ્રૌઢોને તે વાંચવા આપે તેમ જ અભણોને એ વાંચી સંભળાવે તો અભણો પણ ભણવા તૈયાર થશે અને ભણેલા પ્રૌઢોને વાંચવાની પ્રેરણા મળશે.

પુસ્તકના પ્રસ્તાવનાલેખક શ્રી. જુગતરામભાઈના શબ્દો સાથે અમે પણ સહમત થઈએ છીએ કે, ગામડે ગામડે આવી ગામગોઠીઓ ચાલે અને ગામડે ગામડે આવી ગામગોઠીઓમાં લોકોને રસ લગાડનાર સેવકો પહોંચો.

( અનુસંધાન પૃષ્ઠ ૩૬૦ ઉપર )



નવજીવન પ્રકાશન મંદિર તરફથી-
૧ ગુજરાતી બીજી ચોપડી : મૂલ્ય ૦-૨-૬.
**2 Indian States** : લેખક: ગાંધીજી, મૂલ્ય રૂા. ૪).
૩ ઈસુ ખ્રિસ્ત : લેખક: કિશોરલાલ ધ. મશરૂવાળા, મૂલ્ય ૦-૬-૦.
૪ જીવનશોધન : લેખક: ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૧-૪-૦.
૫ હિંદસ્વરાજ : લેખક: ગાંધીજી. મૂલ્ય ૦-૪-૦
એન. એમ. ઠક્કર એન્ડ કંપની તરફનાં
**૬ નાના ફડનવીસ, પાવાગઢ અને પ્રતાપ** : લેખક-શ્રી. ર. વ. દેસાઈ. મૂલ્ય રૂા. ૧-૦-૦
**૭ કમલિની** : લેખકો: ચાર ઉત્કૃષ્ટ બંગાળી લેખકો. મૂલ્ય રૂા. ૩-૦-૦
**૮ નાનકડો કનુ** : લેખિકા: વિમળાબ્હેન સેતલવડ, મુંબઈ. મૂલ્ય ૦-૩-૦
**૯ વિનુભાઈ અને કલાબહેન** : લેખિકા અને મૂલ્ય ઉપર પ્રમાણે.
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં
**૧૦ સોરઠ તારાં વહેતાં પાણી** : ( બીજી આવૃત્તિ ) લેખક: શ્રી. ઝવેરચંદ મેઘાણી મૂલ્ય રૂા. ૨-૮-૦
**૧૧ રંભા** : લેખક: શ્રી. જેઠાલાલ નારાયણ ત્રિવેદી. મૂલ્ય રૂા. ૧-૪-૦
જીવનલાલ એન્ડ સન્સ તરફનાં
**૧૨ પશુમાંથી દેવ** : યોજક: શ્રી. મોહનલાલ વી. ગાંધી, મૂલ્ય ૦-૧૨-૦
**૧૩ ધની વણકર અને બીજી વાતો** : લેખક: શ્રી. ઉછરંગરાય ઓઝા.
અન્ય પ્રકાશનો
**૧૪ રાસચંદ્રિકા** : લેખક અને પ્રકાશક: કવિ શ્રી. અરદેશર ફરામજી ખબરદાર, ૭૮૮, પારસી કોલોની, દાદર, મુંબઈ ૧૪
**૧૫ રસધાર** : લેખક અને પ્રકાશક: શ્રી. જેહાંગીર માણેકજી દેસાઈ, દેસાઈવાડ, નવસારી. મૂલ્ય રૂા. ૧-૮-૦
**૧૬ ઈશ્વરનું ખૂન** : લેખક: શ્રી. દિવ્યાનંદ, પ્રકાશક: નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય રૂા. ૨-૪-૦
**૧૭ લખેશરી** : લેખક: શ્રી. ગોકુલદાસ દ્વા. રાયચુરા. સોલ એજન્ટસ: પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. રાવપુરા, વડોદરા. મૂલ્ય રૂા. ૨-૮-૦
**૧૮ રંગતરંગ** : ( ભા. ૧-૨-૩ ) લેખક: શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે; પ્રકાશક: ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. મૂલ્ય દરેકનું રૂા. ૧-૪-૦
**૧૯ આધ્યાત્મિક પકવાન્ન** : સંપાદક: શ્રી. કાન્તિલાલ મ. ગાંધી, પ્રકાશક: મંજુબહેન રંગીલદાસ મહેતા, કૃષ્ણભુવન, વિલેપાર્લે ( પૂર્વ ) મુંબઈ
**૨૦ કાગળ** : લેખક અને પ્રકાશક: શ્રી જયંતકુમાર યાજ્ઞિક, બાજવાડા, વડોદરા. રૂ. ૧-૦-૦

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| ઊર્મિ | ૧૦ | ૧૧ | ફેબ્રુઆરી | ૫-૨-૪૧ |
| કિશોર | ૬ | ૨-૩ | ઑક્ટો.-નવે. | ૧૨-૧-૪૧ |
| કુમાર | ૧૮ | ૫ | મે | ૧૬-૫-૪૧ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૨૯ | ૮ | મે | ૧-૫-૪૧ |
| ગુણસુન્દરી | ૩૫ | ૧૦ | જુન | ૧-૬-૪૧ |
| ગ્રામજીવન | ૧૧ | ૧૧ | જુન | ૧-૬-૪૧ |
| ધરશાળા | ૧ | ૯ | મે | ૯-૫-૪૧ |
| ચરોતર | ૧૧ | ૫ | મે | ૧૬-૫-૪૧ |
| ચિત્રમય જગત | ૨૭ | ૩ | જુન | ૩-૬-૪૧ |
| નવચેતન | ૩૮ | ૮-૯ | મે-જુન | ૨૮-૫-૪૧ |
| નવરચના | ૫ | ૧૨ | માર્ચ | ૧-૪-૪૧ |
| પાટીદાર | ૧૮ | ૮ | જ્યેષ્ઠ | ૨૬-૫-૪૧ |
| પ્રસ્થાન | ૧૫ | ૨ | માગશર | ૧૩-૨-૪૧ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૩ | જાન્યુ-માર્ચ. | ૩-૫-૪૧ |
| બાલજગત | ૩ | ૫ | મે | ૯-૫-૪૧ |
| બાલજીવન | ૨૧ | ૮ | જુન | ૭-૬-૪૧ |
| બાલમિત્ર | ૨૦ | ૧૧ | જુન | ૩-૭-૪૧ |
| બાલસખા | ૪ | ૧૨ | મે-જુન | ૭-૬-૪૧ |
| બાળક | ૧૯ | ૬ | જુન | ૧-૬-૪૧ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૮ | ૧ | જાન્યુ-માર્ચ | ૩-૫-૪૧ |
| યુવક | ૧૧ | ૪ | એપ્રિલ | ૫-૪-૪૧ |
| રેખા | ૨ | ૮ | એપ્રિલ | ૨૮-૩-૪૧ |
| વૈદ્યકલ્પતરુ | ૪૬ | ૫ | મે | ૧૭-૫-૪૧ |
| વ્યાયામ | ૨૬ | ૮ | મે | ૧૬-૫-૪૧ |
| શારદા | ૩૪ | ૨ | મે | ૧૫-૫-૪૧ |
| શિક્ષણ અને સાહિત્ય | ૨ | ૯ | મે | ૧-૬-૪૦ |
| સુવાસ | ૪ | ૧ | મે | ૨૫-૫-૪૧ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૪ | ૧ | જુન-જુલાઇ-ઑગસ્ટ | ૩-૧-૪૧ |
| સ્ત્રીબોધ | ૮૫ | ૫-૬ | મે-જુન | ૫-૬-૪૧ |
| સ્કાઉટવીર | ૧૧ | ૩ | એપ્રિલ | ૧૫-૪-૪૧ |

—✠—



કુમાર : મે : ૧૯૪૧

કલાર્ક ગેબલ : અંગ્રેજી ફિલ્મક્ષેત્રના એક ઉત્તમ અભિનેતા તરીકે એ આજે જગવિખ્યાત થયો છે. પણ એના ફિલ્મક્ષેત્રના કાર્ય કરતાં એનું પૌરુષ જરાય ઓછું આંકી શકાય તેમ નથી. એ દેખાવે સાદો પણ ખુમારીભર્યો, માયાળુ અને હાસ્યરસિક છે. એને ગમે છે સાદું જીવન, સાદી રમતગમત અને કદીક ચિંતન માટે એકાંત. એ બહુ સાધારણ સંજોગોમાં ઊછર્યો હતો. જીવનના એના બે દસકા એણે પારાવાર હાડમારીઓમાં વીતાવેલા. કેટલીય વખત એણે ભૂખતરસ વેઠી માત્ર આકાશનો જ આશ્રય સેવ્યો છે. એવા પુરુષાર્થી નરની જીવનકથા જાણવા આ લેખ વાંચો.

રેડિયો : સામાન્ય માણસને મન રેડિયો એટલે જાદુઇ પેટી જ છે. ખરું જોતાં આધુનિક જીવનમાં રેડિયોની શોધે બીજી અનેક શોધોને સ્થાન આપ્યું છે. રેડિયો હવે કેળવણી આપવાના કામમાં પણ વપરાય છે. રેડીઓની સહાયથી સ્થિર ફોટોગ્રાફ મોકલવાની શોધ થઇ છે અને તેને પણ પાછી પાડે તેવી શોધ ટેલિવિઝનની છે. આવા રેડિયોને લગતી જાણવા જેવી માહિતી આ લેખમાં સચિત્ર અપાઇ છે.

એનું નામ તે સાધુ : મુકદનની મેડિકલ કોલેજનો એક ભાગ ચીના બોમ્બે પોતે

આર્થર જેકસન નામના અંગ્રેજી મિશનરી દાકતરના સ્મારક તરીકે ચણાવ્યો છે એણે જનસેવા કરતાં કરતાં એનું જીવન ખપાવી નાખ્યું હતું. ૧૯૧૧માં મુકદનમાં મરકી ફાટી નીકળી તે વખતે રેલવે સ્ટેશન પર ગાડીના ડબ્બામાં રહી એણે માંદાઓની માવજત કરેલી.

**ગુણસુન્દરી : જુન : ૧૯૪૧**

**સાસુને વહુ શું સમજાવે ? :** આપણાં જૂનાં લોકગીતોમાંનું આ એક છે. એમાં સાસુ જાણે વહુ રેંટિયો કાંતશે એમ માની તે વહુને કાંતેલા સૂતર માટે પૂછપરછ કરે છે. તેને લગતા રમુજી સવાલજવાબ આ લોકગીતમાં છે.

**શરદ્બાબુનાં સ્ત્રીપાત્રો :** "પુસ્તકાલય" માસિકના ગયા ( મે ) તેમ જ આ ચાલુ ( જુન ) અંકમાં શરદ્બાબુની નવલકથાઓ કેમ વધુ વંચાય છે તેને લગતો લેખ છે તેવી જ કંઇક સમસ્યા તેમનાં સ્ત્રીપાત્રોને લગતી આ લેખમાં છે. જેમને શરદ્સાહિત્યનું વિશેષ આકર્ષણ છે તેમને આ લેખ જરૂર આકર્ષશે. એમાંનું આટલું અવતરણ અહીં બસ થશેઃ તેમનાં લગભગ બધાં જ સ્ત્રીપાત્રો સેવાપરાયણ અને દુઃખકષ્ટમાં સહનશક્તિવાળાં છે. પતિ ગંજેરી હોય, સવારે ખાધું હોય ત્યાં સાંજે શું થશે તેની ચિંતા થતી હોય ને પતિ તરફથી દરેક પ્રકારના ત્રાસ અને જુલમ હોય છતાં ય અનીદા કે શુભદા જેવી સ્ત્રીઓ જીવન ટકાવી શકે છે તે આ ગુણોના બળે કરીને જ. તેમનામાં આ ગુણો સ્વયં વિકસિત છે; તેમના સંસ્કારમાં જ છે. આ એમ જ હોવું જોઇએ, આજ સાચું છે, સ્ત્રીહૃદયની આ જ સ્વાભાવિક ગતિ છે એમ તેઓ માને છે.

**ચિત્રમય જગત : જુન : ૧૯૪૧**

**આવો પ્યારા વીર જુવાનો :** કવિશ્રી ખબરદારનું આ કાવ્ય આપણા જુવાનોને ઠીક પ્રેરણા આપે તેવું છે.

**પોષણનો પ્રાણપ્રશ્ન :** હિંદમાં આજે પોષણનો મહાપ્રશ્ન કેવો અગત્યનો છે તેની વિચારણીય નોંધ આ લેખમાં છે.

**ભારતવર્ષ અને અરબસ્તાન :** આ બન્ને દેશોની પ્રાચીનતા અને તે પર પૂર્વે આર્યોનું આધિપત્ય હોવાની ઐતિહાસિકતા એ લેખમાં છે. તે સમયની વિગતવાર માહિતી જાણવા માટે આ લેખ વાંચો.

**નવચેતન : મે-જુન : ૧૯૪૧**

**શ્રીયુત નંદલાલ બોઝ :** જાણીતા બંગાળી કલાકાર શ્રી. નંદલાલ બોઝનું સંક્ષિપ્ત જીવન આ લેખમાં આપ્યું છે. તેમની કલાકારકિર્દી નવ વર્ષની વયે શરૂ થયેલી. તેમણે બચપણમાં કરેલી કલાકૃતિઓમાં છબિઓ, અનુકૃતિઓ, પદાર્થચિત્રો, ફલોનાં ચિત્રો વગેરે છે. આ સુનંદા અને જન્મજાત કલાકારની જીવનરેખા અને કાર્યકુશળતાનો પરિચય આ લેખમાંથી મળશે.

**હવાઇ હુમલા અને વર્તમાનપત્રો :** આ લેખમાં બ્રિટનમાં વરસતા બોમ્બમારામાં પણ વર્તમાનપત્રના કાર્યાલયમાં કામ કરનારાઓ તેમનું કામ કેવા સાહસપૂર્વક કર્યે જાય છે તેનો સુંદર ચિતાર આપ્યો છે. એ જાણવા આ લેખ વાંચો.

**હિંદના આર્થિક ક્ષેત્રમાં ગુજરાતીઓ :** સેંકડો વર્ષ પહેલાં જાવામાં અને એ પછી જંગબાર, મસ્કત અને રાતા સમુદ્રનાં બંદરોમાં ગુજરાતીઓ વેપારઉદ્યોગમાં મહત્વ

ભોગવી રહ્યા છે. એમનાં સાહસોનો ઇતિહાસ લખાયો નથી. વર્તમાન પરિસ્થિતિ પણ અજ્ઞાત રહી છે. એ સંજોગોમાં એને લગતી કેટલીક માહિતી આ લેખમાં આપી છે.

**શારદા : મે : ૧૯૪૧**

**રામાયણકાળના પક્ષી આપણે થશું ?** : રામાયણના પ્રસંગમાં સીતાહરણ વખતે જટાયુ પક્ષીએ સીતાજીના બચાવ અર્થે જે પરાક્રમ કરી પ્રાણાર્પણ કરેલું તે ઉમદા પ્રસંગ આપી જણાવ્યું છે કે, આજે તો આપણે માનવતાનો દાવો કરતા લૂખી ફિલસૂફીની વાતો કરતા ભારતવર્ષમાં અનેક સીતાઓને અનેક રાવણોના પાસમાં પડેલી જોઈએ છીએ છતાં, ' સબ સબકી સંભાલો મેં મેરી ફોડતા હું ' એ રીતે જીવવા ખાતર ગમે તેમ જીવી રહ્યા છીએ.

રામાયણકાળના પક્ષી તો બનીએ, પછી માનવી થવાનો દાવો કરીએ

**મુંબઈની ખોલી** : આ કાવ્યમાં એના રચયિતાએ મુંબઈની નાની નાની ખોલીઓમાં કેવી સજાવટ હોય છે અને તેમાં માણસો કેવી રીતે રહે છે તે ઠીક માર્મિક ઉક્તિમાં સમજાવ્યું છે.

**રાજમાન્ય જુગાર** : રેસ સટ્ટાને જુગારમાં આજે ગણવામાં આવતા નથી. એમાંના રેસમાં કેવા પ્રકારે જુગાર ખેલાય છે અને તે કેવો રાજમાન્ય છે તે આ લેખમાં લેખકે દર્શાવ્યું છે. લેખ અપૂર્ણ છે.

**શિક્ષણ ને સાહિત્ય : જૂન : ૧૯૪૧**

**ચાંદીપુર અથવા પૂર્વનું બોરડી** : કલકત્તા-કટકના રસ્તા પર આવેલા વાલેશ્વર કસ્બાથી આઠેક માઈલ દૂર સમુદ્રકિનારે આ સ્થાન આવેલું છે. લશ્કરી ખાતાએ એનો કંઈક ઉપયોગ કર્યો છે, પણ એની પાસેની બુઢ્ઢી બલંગ નદી જ્યાં સમુદ્રને મળે છે ત્યાં બંદર થાય તેવું છે. આ ચાંદીપુરનું મહત્ત્વ એની પ્રાકૃતિક શોભાને લીધે જ છે. એ પ્રાકૃતિક સૌંદર્યનું કવિત્વમયું વર્ણન કાકા સાહેબે આ લેખમાં આપ્યું છે.

**મનુષ્યની ખોજ** : મનુષ્યની ખોજ શી છે ? તે વિષે પં. જવાહરલાલે " જગત ઇતિહાસના રેખાદર્શન " નામે પુસ્તકના કોઈ પ્રકરણમાં આપ્યું છે. એને લગતો વિષય આ લેખમાં ચર્ચ્યો છે.

**પુસ્તકાલયપ્રવૃત્તિની શહેરી યોજના** : કોંગ્રેસ સરકારે મુંબઈ ઇલાકામાં પુસ્તકાલય જાળગૂંથણી કરવા માટે જે સમિતિ નીમેલી અને તેણે જે હેવાલ તૈયાર કર્યો છે, ( જે વિષે " પુસ્તકાલય "ના મે '૪૧ના અંકમાં અમે પણ લખ્યું છે ) તેને લગતું વિચારદર્શન આ લેખમાં છે.

**ગૃહઉદ્યોગના વિકાસ માટે શું કરવું ?** : ઉપર જણાવ્યું તેમ કોંગ્રેસ સરકારે મુંબઈ ઇલાકા માટે ગૃહઉદ્યોગોની તપાસ માટે જે સમિતિ નીમેલી તેનો હેવાલ આ લેખમાં છે.

**સુવાસ : મે : ૧૯૪૧**

**મહામાનવોનાં ગાંડપણ** : મોટા ગણાઈ ગયેલા અનેક માનવોમાં કોઈ કોઈ વિશિષ્ટ ગુણાવગુણો હોય છે. એના યુરોપમાં મોટા ગણાઈ ગયેલા કેટલાક માણસોમાં જગતની નજરે ગાંડપણમાં ગણાય એવી કેટલીક ખાસિયતોનું આ લેખમાં વર્ણન છે.

**માંડવગઢ** : માળવામાં આવેલા આ કિલ્લાની સ્થાપના કેવી રીતે થઈ અને તેને લગતી ઐતિહાસિક વિગતો આ લેખમાં આપી છે. સંશોધનકાર્યમાં રસ ધરાવનારને એમાંથી ઠીક ઐતિહાસિક સામગ્રી મળશે.

**સિયામ** : વર્તમાન યુરોપીય યુદ્ધમાં હમણાં હમણાં આ દેશનું નામ વધુ પ્રચલિત થતું જાય છે. એની પ્રાચીન ઐતિહાસિકતા ઉપરાંત આધુનિક પરિસ્થિતિને લગતી માહિતી પણ આ લેખમાં છે.

---

# પુસ્તકાલયોની તપાસણી

**પ**ગારદાર પ્રાંત તેમ જ માનદ મહાલ પ્રચારકોની માસિક કામગીરીની નોંધ જરૂરી વિગતો સાથે પ્રસિદ્ધ કરવાની નીતિનો અમલ, સ્થળસંકોચના કારણે, છેલ્લા બે માસથી થઇ શક્યો નથી. પરિષદોના અહેવાલ. વગેરેના કારણે હજી પણ વધુ જગા એ માટે ફાજલ પાડી શકાય તેમ નથી, છતાં પ્રચારકો કયા તાલુકાનાં કયાં ગામોની કામગીરી કરી ચૂકયા છે તે લાગતા વળગતાઓ તેમ જ જાહેરની જાણ માટે પ્રસિદ્ધ થાય એ જરૂરી હોવાથી બાકી રહેલા માસોની નોંધ ગામના નામનિર્દેશ પૂરતી આ નીચે આપવામાં આવે છેઃ--

૧. **વડોદરા પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઈ પટેલ માહે ફેબ્રુઆરી માં, પેટલાદ મહાલનાં** (૧) દેવા, (૨) બાંટવા, (૩) ભડકદ, (૪) નવાગામ, (૫) રૂણ, (૬) ડભોઉ, (૭) લીંબાલી, (૮) ગાડા, (૯) ડાલી, (૧૦) કોઠાવી, (૧૧) કાસર, (૧૨) ત્રંબોવડ, (૧૩) મધરોલ, (૧૪) માલાવાડા, (૧૫) મેઘલપુર, (૧૬) બાલીન્ટા, (૧૭) મોગરી, (૧૮) વિરોલ, (૧૯) સિલવઇ.

**માહે માર્ચ માસમાં, પેટલાદ મહાલનાં** (૧) ખણુસોલ, (૨) પલોલ, (૩) રૂણુજ, (૪) ભાળેલ. **વડોદરા મહાલનાં** (૫) છાણી, (૬) ખાનપુર, (૭) સૈયદ વાસણા, (૮) ગોકળપુરા, (૯) શેરખી, (૧૦) કોયલી, (૧૧) તાંદળજા. **કરજણ મહાલનાં** (૧૨) ભરથાલી, (૧૩) ગણપતપુરા, (૧૪) કણભા, (૧૫) ચોરભુજ.

**માહે એપ્રિલ માસમાં, નવસારી મહાલનાં** (૧) ધામણ (૨) ચોખડ, (૩) વેજલપુર, (૪) સરાઇ, (૫) પરથાણ, (૬) ડાભેલ, (૭) સંદલપુર, (૮) પીનસાડ, (૯) સીસોદ્રા, (૧૦) કુચેદ, (૧૧) વેસ્મા, (૧૨) કાલાકાછા, (૧૩) આસણા.

૨. **વડોદરા મહાલ માનદ પ્રચારક રા. છોટાભાઇ રાયજીભાઇ પટેલઃ**— માહે માર્ચ માસમાં—(૧) વડસર, (૨) કલાલી, (૩) સાંકરદા, (૪) ધનિયાવી.

૩. **ચાણસ્મા મહાલ માનદ પ્રચારક રા. સાંકળેશ્વર જીભાઇ વ્યાસઃ**— માહે જાન્યુઆરીથી માર્ચ સુધીમાં (૧) જીતોડા, (૨) દાણોદરડા, (૩) પલાસર, (૪) શેલાવી, (૫) કનોડા, (૬) મોપ્પ, (૭) ધીચાલ.

૪. **સાવલી મહાલ માનદ પ્રચારક રા. છગનલાલ સોમેશ્વર જોશીઃ**— માહે માર્ચ માસમાં—(૧) પોઇચા, (૨) રાણીઆ.

તપાસણીમાં પ્રચારકોએ જે જે ખામીઓ બતાવી હોય તે તે સુધારી લેવા અને જે સૂચના સમજૂત આપી હોય તેનો યથાયોગ્ય અમલ કરવા જે તે મંત્રીભાઇઓને ખાસ ભલામણ.

**ના. નં. ચોકસી.**
સહમંત્રી,
વ. રા. પુ. મં.




## વડોદરા રાજ્ય

### પુસ્તકાલયોને મળેલી મદદ

**સા. પુ. ભાટપુર** ( તા. કરજણ ) ને તેજ ગામના પટેલ ગરબડભાઇ ગોકળભાઇએ તેમનાં પત્ની બાઇ ગંગાના સ્મરણ નિમિત્ત રૂા. ૫૦૧) પુસ્તકાલયના કાયમ ફંડ માટે આપ્યા છે. સ્તુત્ય.

**સા. પુ. જાસ્કા** ( તા. ખેરાળુ )ને ૫) રાવળ લલ્લુરામ ઉમરેશ્વર–સુંઢિયા, ૩) પા. જોઇતનદાસ નાગરદાસ–સુરપરા, ૪) પા. શંકરદાસ બાભઇદાસ–સુરપરા, ૩) પા. છગનદાસ જોઇતનદાસ–ચાણસ્મા, ૨) પા. જેઠીદાસ તળજનદાસ–રણછોડપુરા, ૨) પા. મગનદાસ ભાઇસંગદાસ–જગન્નાથપુરા, ૨) પા. મંગળદાસ ઉકીદાસ–કરલી, ૩) પા. શિવાભાઇ જેશંગભાઈ–સુંઢિયા, ૨) પા. રણછોડ ભાઇચંદ–ખદલપુર તરફથી.

**સા. પુ. ગંગેટ** ( તા. ચાણસ્મા )ને ૨) પટેલ બાભઈદાસ માનદાસ–માતપુર, ૨) પટેલ વીરચંદ માધવદાસ શેમાળી, ૨) પટેલ ઇશ્વરદાસ અંબારામ–ધરવા તરફથી.

**સા. પુ. ચાપડ** ( તા. વડોદરા ) ને અજરપુરાના ૧૧) પટેલ પુરુષોત્તમદાસ હરમાનદાસ, ૧૧) પટેલ સોમાભાઇ બહેચરભાઇ, ૫) સારસાના પા. ઇશ્વરભાઇ મોતીભાઈ, ૫) અડાસના પા. ઉમેદભાઇ મનસુખભાઈ, ૨) બારિયા રણછોડ મહીજી તરફથી.

**સુધારો**—" પુસ્તકાલય " માસિકના ગયા મે '૪૧ ના અંકમાં મહેસાણા–અમરેલી પ્રાંત પ્રચારક તરીકે **શ્રી. ભીમજીભાઈ ટીડાભાઇ ઠાકર** એમ છપાયું છે તે સુધારીને **ભાઇશંકર ટીડાભાઇ ઠાકર** એમ સુધારીને વાંચવું.

**નાહક પત્રવ્યવહાર કરશો નહિ**—અમદાવાદ અને મુંબઇ ખાતે ગયા એપ્રિલ–મે માસમાં થઇ ગયેલા હુલ્લડને કારણે ત્યાંથી પ્રકટ થતાં પત્રો–સામયિકોમાંના ઊર્મિ, નવરચના, બાલજગત, પ્રસ્થાન અને કિશોરના ઉપર્યુક્ત માસના અંકો હજી પ્રકટ થયા નથી તે પ્રકટ કરવા માટે જે તે સામયિકોના પ્રકાશકો પ્રયત્ન કરી રહ્યા હશે. તો તે અંકો નહિ મળ્યાનો પત્રવ્યવહાર કરશો નહિ.

**માસિક નહિ પણ ત્રિમાસિક**—અત્યાર સુધી સામયિક " ઊર્મિ " જે દર માસે પ્રકટ થતું હતું તે હવેથી ત્રિમાસિકમાં ફેરવી નાખવામાં આવ્યું છે. અને વેનું વાર્ષિક લવાજમ રૂા. ૫) છે.

**" બાલજગત "** માસિકનો જુન–જુલાઇ અંક સંયુક્ત પ્રકટ થશે, એમ નવચેતન સાહિત્ય મંદિર જણાવે છે.

**વહીવટદાર સા. નો હુકમ**—કરજણ મહાલ વહીવટદાર સાહેબે દફતરી હુકમ કર્યો

છે કે, ગ્રામ પંચાયતના બજેટમાં પુસ્તકાલયને આપવાની મદદ માટે મુકાયેલી રકમ, તાત્કાલિક જે તે પુસ્તકાલયોને અદા કરવી એવો હુકમ આખા કરજણ મહાલનાં ગામોની પંચાયતોના અધ્યક્ષોને કર્યો છે. અન્ય મહાલના વહીવટદાર સા.ને આવો હુકમ બહાર પાડવા વિનંતિ.

## વ. રા. પુ. મંડળ

**શિક્ષણવર્ગો**—ચાલુ સાલે ભરવા ઠરેલા અમરેલી તથા નવસારી પ્રાંતો માટેના પુ. શિક્ષણ વર્ગો મે માસમાં ભરાઇ ગયા છે. અમરેલી પ્રાંતનો વર્ગ અમરેલીમાં ભરાયો હતો અને તેનો લાભ જે ભાઇબહેનોએ લીધો હતો, અને નવસારી પ્રાંતનો વર્ગ નવસારી તાલુકાના કાછિયાવાડી ગામે ભરાયો હોઇ તેનો લાભ જે ભાઇબહેનોએ લીધો હતો તેમનાં નામઠામ જુલાઈ અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે.

**શિષ્ટવાચનની ૨૦ મી પરીક્ષા**—આગામી જુલાઈ માસની ૨૦ મી તારીખે લેવા ઠરેલી ૨૦ મી પરીક્ષા બાબત ગતાંકમાં પ્રસિદ્ધ થયેલી જાહેરાત ન જોઇ હોય તો તે જરૂર જોઇ લેવા તથા પરીક્ષા માટે પોતાની ઉમેદવારી તત્કાળ નોંધાવી લેવા ગુજરાતના શિષ્ટ વાચન રસિક ભાઇબહેનોને આગ્રહયુક્ત ભલામણ કરીએ છીએ. પરીક્ષા માટે નમૂદ થયેલું પુસ્તક '**મારૂં ગામડું**' એક વાર તો જરૂર વાંચી જવા જેવું છે.

---

( અનુસંધાન પૃષ્ઠ ૩૫૨ નું )

**૧૦. રાસચંદ્રિકાઃ**—લેખકઃ અને પ્રકાશકઃ કવિ શ્રી. અરદેશર ફરામજી ખબરદાર, ૭૮૮, પારસી કોલોની, દાદર, મુંબઇ ૧૪.

કવિશ્રી ખબરદારના નામથી આજે ભાગ્યે જ કોઇ શિક્ષિત ગુજરાતી અજાણ હશે. આ અગાઉ "પુસ્તકાલય"માં એઓશ્રીના જુદા જુદા કાવ્યગ્રંથોનો પરિચય અપાઇ ગયો છે. કવિશ્રીની નૈસર્ગિક કાવ્યશક્તિ એમનાં કાવ્યો વાંચનાર-ગાનારને અનેરો આહ્લાદ આપે છે. એમનાં સઘળાં કાવ્યો ભાવનાભરપૂર પણ હોય છે. કવિશ્રીએ એમનાં કાવ્યો વિભાગવાર પુસ્તકરૂપે પ્રકટ કરવાની જે યોજના કરી છે તદનુસાર આ અગાઉ દર્શનિકા, ભજનિકા, રાષ્ટ્રિકા વગેરે વિભાગસૂચક પુસ્તકો આપણને પ્રાપ્ત થયાં છે.

આ "રાસચંદ્રિકા" પણ એવું જ એક વિભાગીય પુસ્તક છે. એમાં, કવિશ્રીએ આજ સુધીમાં રચેલા તમામ રાસ-ગરબાઓનો એકત્ર સંગ્રહ આપ્યો છે. અને તેમાં પણ પૂજન, આમંત્રણ, વિશ્વલીલા, પૃથ્વીકુંજ, પર્વોત્સવ, હાલરડાં, ગૃહમંડપ, ગોપગુંજ વગેરે વિભાગોમાં વહેંચી એની એવી ગોઠવણીમાં આ રાસો આપ્યા છે કે કયે પ્રસંગે કયો ગરબો કે રાસ પસંદ કરવો તે સહેલાઇથી અને સરળતાપૂર્વક સમજી શકાય તેમ છે.

કવિશ્રીના આમાં આપેલા અનેક ગરબા રાસ આ અગાઉ પ્રકટ થઇ ગયેલ "રાસચંદ્રિકા"ના પહેલા ભાગમાં અપાઇ ગયા છે. એ ગરબા-રાસોની મનોરમતા, ભાવોલ્હાદકતા અને રસિકતા સંબંધે અમે કહીએ તે પહેલાં અનેક પ્રસંગોએ આપણી ગુર્જર રમણીઓએ એને પોતાના કંઠાભરણરૂપે સ્વીકારી લીધા છે એટલે એ વિષે અમે કંઇ લખતા નથી. અત્રે કવિશ્રીના શબ્દો સાથે કંઇક અસંમત થઇને અમે કહીએ છીએ કે, કવિશ્રીનો આ છેલ્લા દિનનો આ છેલ્લો ગરબો ન હો; પરંતુ હજી પણ તેઓ ગુજરાતને વધુ ને વધુ આવું સાહિત્ય આપતા રહો અને માતા ગુર્જરી તેમના ઋણ નીચે વધુ ને વધુ નીચી નમતી રહો.

મણિલાલ પ્ર. વ્યાસ

# પુસ્તકો મોકલ્યાની માહિતી ( મે '૪૧ )

## યાદી નં. ૬ : સંખ્યા ૧૬૨ : કુલ ૬૨૫

**પેટલાદ**—મલાતજ, દંતાલી, કાસર, મહિલા પેટલાદ, ભુરાકોઇ, પલાણા, રામોલ.

**ભાદરણ**—રૂદેલ, સુવા, બામણગામ, ચમારા, બાલ પુસ્તકાલય ભાદરણ.

**વડોદરા**—આજોડ, તરસાલી, વરણામા, તતારપુરા, વાસણા કોતરિયા, બાજવા, રાવપુરા, સુંદરપુરા, સોખડા, દુમાડ, સેવાસી, સમસાબાદ, બિલ, ધટાલા, ઊંડેરા.

**પાદરા**—વડદલા, રણું, લુણા, મુજપુર, દરાપુરા, તાજપુરા, દુધવાડા, ડબકા, કુરાલ, ચાણસદ, માસર, અંબાડા, ઉમરાયા, સેજાકુવા, કોટણા, સાધી, વણછરા, મુવાલ, નેદરા, કણઝટ, ચિત્રાલ, આંતી, જલાલપુરા, તિથોર, હુંશેપુર, બ્રાહ્મણવસી, ગણપતપુરા, સાંગમા, કરખડી, વડુ, સોખડાખૂર્દ, ગવાસદ.

**કરજણ**—માંગરોલ, માત્રોજ, પીંગળવાડા, ભરથાણા, સામરા, સીમળી, સણીઆદ, વેમારડી, વેમાર, છંછવા, ગંધારા, ગણપતપુરા, ખાંધા, કોરલ, કોઠીઆ, કુંરાલી, કંથારીઆ, ઉરદ, આલમપુર, અણસ્તુ, અટાલી, તેગવા, સારીંગ, માંગલેજ, કંડારી, સંભોઇ, માનપુર કંબોલા, આસનેરા, દેથાણ.

**શિનોર**—તરવા, ટીંગલોદ, માલેથા, સેખડા, બીથલી, બરકાલ, તેરસા, ઝાંઝડ, છાણભોઇ, આણંદી, અવાખલ, સાંધા, પુનીઆદ, ઉતરાજ, સેગવા, તેનતલાવ, દિવેર, માલસર, અંબાલી, સાઢલી.

**સાવલી**—નમીસરા, નાની ભાડોલ, પીલોલ, રતનપુર, ધર્મપુર, ગરધીઆ, મુવાલ, સમલાયા સ્ટેશન, તુલસીપુરા, શાન્તિપુરા, મંજુસર, શારદાપુર, ડેસર, વેજપુર, ઇંદ્રાડ.

**વાઘોડિયા**—રવાલ, સાકરીઆ, કાશીપુરા, ગણેશપુરા, ગુતાલ, લીલોરા, આસોજ, શંકરપુરા, જરોદ, ખેરવાડી, કામરોલ, રસુલાબાદ.

**સંખેડા**—કાવિઠા, ટીંબા.

**આતરસુંબા**—કમાલબંધ વાંસણા, સંદેસર.

**કડી**—અળદેસણ.

**સિદ્ધપુર**—બિલિયા, ચંડાળજ.

**ખેરાળુ**—ડભાડ.

**ચાણસ્મા**—સેલાવી.

**હારીજ**—પીપલાણા.

**નવસારી**—ધામણ, કરાખટ, બાલપુસ્તકાલય નવસારી, મહિલા પુસ્તકાલય નવસારી.

**ગણદેવી**—અજરાઇ.

**પલસાણા**—વણેસાપીસાદ.

**કામરેજ**—જોખા.

**માંગરોળ**—વેલાછા, પીપોદરા, નાની નરોલી.

**મહુવા**—કાન્હી.

**અમરેલી**—રંગપુર, બાલાપુર, સાજીયાવદર.

**ઓખામંડળ**—બાલ દ્વારકાં.

---

પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

# જાહેરાત નં. ૫/૪૦—૪૧

પુસ્તકાલય સહાયક-સહકારી મંડળ લિ. વડોદરાના નીચે જણાવેલા સભાસદોની તેમની સામે જણાવ્યા પ્રમાણેની વિગતે ડિવિડન્ડની રકમો મંડળમાં જમા છે. ડિવિડન્ડની રકમો દરેક સભાસદે ડિવિડન્ડ વોરંટ મળે એટલે તેના ઉપર સહી કરી મોકલીને જે તે વર્ષની મંગાવી લેવી જોઇએ; પણ તેને બદલે ઘણા સભાસદોનાં ડિવિડન્ડ અત્રે જમા પડી રહ્યાં છે તે મંગાવી લેવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે. આ લગત પ્રસિદ્ધ કરેલી યાદીમાં જણાવેલી રકમો પૈકી મોટે ભાગે વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોની ઘણી રકમો છે, કે જેમને માટે જ મંડળ ઊભું કરવામાં આવેલું છે. એટલે તેમને નુકસાન થાય નહિ તે હેતુથી જેમની તેમની જાણ તેમ જ અમલ માટે આ યાદી પ્રસિદ્ધ કરવામાં આવી છે. જે સભાસદોને જે તે વર્ષનાં ડિવિડન્ડ વૉરંટ પોતાની પાસેથી મળી આવે નહિ તેમણે ડ્યુપ્લિકેટ ડિવિડન્ડ વોરંટ કે જે ઇન્ડેમ્નિટી બોન્ડ ભરાવીને આપવામાં આવે છે તેની માગણી કરવી એટલે તે માટેની જે તે વિધિ કરવાની હોય છે તે કરીને ડ્યુપ્લીકેટ ડિવિડન્ડ વોરંટ મોકલી આપીશું.

પો. બો. નં. ૧૦
વડોદરા, તા. ૮-૬-૪૧

વા. ના. અમીન
મંત્રી
પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરાના જે સભાસદોની ડિવિડન્ડની રકમ મે ૧૯૪૧ આખરે મંડળમાં જમા છે તેની યાદી**

૧૦ રૂ. ૧-૩-૦. ડાહ્યાભાઈ ચુનીભાઇ પટેલ વડોદરા—૨૪-૨૫ ના રૂ. ૦-૧૨-૦, '૨૫-૨૬ ના રૂ. ૦-૭-૦. શેર નામફેર થવાથી સભાસદપણામાંથી મુક્ત થયેલા છે.

૧૪ રૂ. ૧-૨-૦. સા. પુ. બેડવા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૧૫ રૂ. ૧-૨-૦. „ રણોલી તા. ભાદરણ—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૧૭ રૂ. ૬-૧૦-૦. સ્વ. દેવીદાસ હરગોવનદાસ શાહ પેટલાદ,—૩૪-૩૫, ૩૫-૩૬, ૩૬-૩૭, ૩૮-૩૯, '૩૯-૪૦ = ૫ × રૂ. ૧-૨-૦, '૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦.

૨૨ રૂ. ૧-૧૪-૦. સા. પુ. જરોદ—૩૯-૪૦ ના રૂ. ૧-૧૪-૦.

૨૫ રૂ. ૯-૧૪-૬. „ કરમાલીઆપુરા તા. વાઘોડીઆ—૨૬-૨૭ ના રૂ. ૧-૮-૦, ૩૩-૩૪ ના રૂ. ૧-૧૨-૬, ૩૪-૩૫ ના ૩૫-૩૬, ૩૬-૩૭, ૩૮-૩૯, ૩૯-૪૦ = ૫ × રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦.

૨૭ રૂ. ૧-૨-૦. „ આડોધર તા. વાઘોડીઆ—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૩૧ રૂ. ૨-૨-૦. પટેલ બ્રધરહુડ નૈરોબી—૩૭-૩૮, રૂ. ૧-૦-૦, ૩૯-૪૦ ના ૧-૨-૦.

૩૩ રૂ. ૧૧-૬-૬. નવયુગ પ્રેસ-સુરત—૧૯૩૧, ૧૯૩૨, ૨ × રૂ. ૧-૮-૦, ૩૩-૩૪, રૂ. ૧-૧૨-૬, ૩૪-૩૫, ૩૫-૩૬, ૩૬-૩૭, ૩૮-૩૯, ૩૯-૪૦, ૫ × રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦.

૩૮ રૂ. ૧-૨-૦. બોમ્બે ફાઇન આર્ટ પ્રિં. વર્કસ કલકત્તા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૩૯ રૂ. ૧-૨-૦. સા. પુ. પીપળીઆ તા. વાઘોડીઆ—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૪૦ રૂ. ૨-૨-૦. „ ભીલ તા. વડોદરા—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦.
૪૩ રૂ. ૪-૬-૦. „ જૂની માંગરોળ તા. ડભોઇ—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૪૮ રૂ. ૧-૨-૦. „ સેવાસી તા. વડોદરા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૫૨ રૂ. ૧-૨-૦. „ રણોલી તા. વડોદરા—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦.
૫૬ રૂ. ૧-૧૨-૬. મહિલા પુસ્તકાલય પેટલાદ—રૂ. ૩૩-૩૪ ના રૂ. ૧-૧૨-૬.
૫૯ રૂ. ૨-૪-૦. સા. પુ. રારોદ તા. કરજણ—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૬૦ રૂ. ૨-૪-૦. સા. પુ. ભૂરાકોઇ તા. પેટલાદ—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૭૦ રૂ. ૩-૪-૦. „ માસર તા. પાદરા—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના ૧-૨-૦.
૭૧ રૂ. ૧-૨-૦. „ પાટણ—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦.
૮૩ રૂ. ૧-૦-૦. „ દરાપુરા તા. પાદરા—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦.
૮૪ રૂ. ૨-૪-૦. „ કડોદરા તા. કોડીનાર—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૮૬ રૂ. ૨-૨-૦. „ સિંજીવાડા—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦.
૮૯ રૂ. ૨-૪-૦. „ થોળ તા. કડી—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૯૦ રૂ. ૩-૪-૦. „ જલુંધ તા. ભાદરણ—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦.
૯૫ રૂ. ૧-૨-૦. „ સુંદણ તા. ભાદરણ—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૯૯ રૂ. ૧-૨-૦. „ સોખડા ખુર્દ તા. પાદરા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૧૦૨ રૂ. ૧૨-૮-૬. „ રાણુત તા. મહુવા—૨૮-૨૯ ના રૂ. ૨-૧૦-૦, ૧૯૩૧ ના રૂ. ૧-૮-૦, ૧૯૩૩-૩૪ ના રૂ. ૧-૧૨-૬, ૩૪-૩૫, ૩૫-૩૬, ૩૬-૩૭, ૩૮-૩૯, ૩૯-૪૦, ૫ × રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦.
૧૦૩ રૂ. ૩-૪-૦. સા. પુ. કનોડા તા. ચાણસ્મા—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ રૂ. ૧-૦-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૧૦૭ રૂ. ૧-૨-૦. „ સેરથા તા. કલોલ—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૧૧૧ રૂ. ૧-૨-૦. „ પીનસાડ તા. નવસારી—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૧૧૭ રૂ. ૩-૪-૦. „ ભોરિયાદ તા. ડભોઇ—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦.
૧૨૩ રૂ. ૧-૨-૦. „ વટાદરા તા. ભાદરણ—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦

૧૨૫ રૂ. ૨-૪-૦. „ ગાડા તા. પેટલાદ—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ના રૂ. ૧-૨-૦.

૧૩૧ રૂ. ૩-૪-૦. „ લાલાવદર તા. અમરેલી—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ ૧-૨-૦.

૧૪૧ રૂ. ૨-૪-૦. „ સાદરા તા. પાદરા—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૧૫૪ રૂ. ૨-૨-૦. „ મોટા હબીપુરા તા. ડભોઈ—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૧૫૯ રૂ. ૨૧-૧૪-૦. „ ગુલાસણ તા. કડી—૩૬-૩૭ ના રૂ. ૫-૧૦-૦, ૩૭-૩૮ ના રૂ. ૫-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૫-૧૦-૦, ૩૯-૪૦ ના રૂ. ૫-૧૦-૦.

૧૬૧ રૂ. ૪-૬-૦. સા. પુ. વરખડ તા. શિનોર—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૧૬૫ રૂ. ૨-૪-૦. સા. પુ. ગવાસદ તા. પાદરા—રૂ. ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૧૬૮ રૂ. ૧-૨-૦. „ ખારા તા. મહેસાણા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૧૭૦ રૂ. ૨-૪-૦. „ કુંઢેલા તા. ડભોઇ—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૧૭૩ રૂ. ૧-૨-૦. „ ધાંટવડ તા. કોડિનાર—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦.

૧૭૮ રૂ. ૧-૨-૦. પાટણ મિત્રમંડળ વાચનાલય—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૧૮૧ રૂ. ૪-૬-૦. સા. પુ. વીરપુર તા. પાદરા—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૧૮૨ રૂ. ૩-૬-૦. સા. પુ. મોટા માંડવડા તા. અમરેલી—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૧૮૭ રૂ. ૨-૪-૦. „ ફોલવડા તા. વિજાપુર—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૧૮૯ રૂ. ૧-૨-૦. „ રણુંજ તા. પાટણ—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦.

૧૯૦ રૂ. ૧-૨-૦. „ સાધી તા. પાદરા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૧૯૨ રૂ. ૧-૨-૦. સા. પુ. ઝારોળા તા. ભાદરણ—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦

૧૯૩ રૂ. ૦-૬-૬. „ સીસ્વા તા. ભાદરણ—૩૭-૩૮ ના રૂ. ૦-૬-૬.

૧૯૪ રૂ. ૪-૬-૦. „ બામણગામ તા. ભાદરણ—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૧૯૬ રૂ. ૨-૪-૦. સા. પુ. હારિજ તા. હારિજ—૩૮-૩૯ રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦

૧૯૯ રૂ. ૧-૨-૦. „ રાંધેજા તા. કલોલ—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦.

૨૦૦ રૂ. ૧-૦-૦. „ રતનપુર તા. રતનપુર—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦.

૨૦૪ રૂ. ૨-૪-૦. „ પલીઅડ તા. કલોલ—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૦૭ રૂ. ૧-૨-૦, „ અડીઆ તા. હારિજ—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૧૧ રૂ. ૫-૧૪-૦. સા. પુ. સરાર તા. વડોદરા—૨૮-૨૯ ના રૂ. ૨-૧૦-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૧૩ રૂ. ૧-૨-૦. „ ગોઝારીઆ તા. વિજાપુર—૩૯-૪૦ ના ૧-૨-૦.

૨૧૪ રૂ. ૩-૪-૦. „ પરાંતીઆ તા. દહેગામ—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના ૧-૨-૦.

૨૧૬ રૂ. ૨-૪-૦. „ અંગુઠણુ તા. ડભોઇ—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૨૪ રૂ. ૧-૨-૦. મોહનભાઇ મૂળજીભાઇ બારોટ-વડોદરા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૨૬ રૂ. ૧-૨-૦. સા. પુ. અંબાડા તા. પાદરા—'૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૨૭ રૂ. ૪-૬-૦. „ કુરાલી તા. કરજણુ—૩૬-૩૭, ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ના રૂ. ૧-૨-૦.

૨૨૮ રૂ. ૧-૨-૦. „ ડભાસા તા. પાદરા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૩૦ રૂ. ૧-૦-૦. ગોરધનભાઈ તુલસીભાઈ પટેલ, કોસંબા—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦.

૨૩૧ રૂ. ૧-૨-૦. ગોરધનભાઇ કિશોરભાઈ પટેલ-વડોદરા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૩૩ રૂ. ૧-૨-૦. સા. પુ. ગણુપતપુરા તા. કરજણુ—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦.

૨૩૪ રૂ. ૧-૨-૦. „ સોખડા તા. વડોદરા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૩૬ રૂ. ૧-૨-૦. „ ઉનાવા તા. સિદ્ધપુર—'૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૪૦ રૂ. ૩-૪-૦. „ મકરપુરા તા. વડોદરા—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૪૧ રૂ. ૧-૨-૦. „ સરઢવ તા. કલોલ—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૪૬ રૂ. ૩-૪-૦. „ અમરોલી તા. મહુવા—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૫૨ રૂ. ૧-૨-૦. „ નાંદોલ તા. દહેગામ—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૫૫ રૂ. ૧-૨-૦. „ ડેરીઆનાગસ તા. અમરેલી—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૫૭ રૂ. ૨-૪-૦. „ કુકડ તા. ડભોઇ—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦, ૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦.

૨૫૯ રૂ. ૩-૪-૦. „ રાજપુર તા. કડી—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના ૧-૨-૦.

૨૬૧ રૂ. ૧-૨-૦ „ માલાવાડા તા. પેટલાદ—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૭૨ રૂ. ૧-૨-૦. „ પરબ તા. કામરેજ—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૭૬ રૂ. ૧-૨-૦. „ ચોકારી તા. પાદરા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૭૮ રૂ. ૨-૪-૦. „ બાંધણી તા. પેટલાદ—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૮૨ રૂ. ૧-૨-૦. „ સંખેડા—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦.

૨૮૩ રૂ. ૨-૨-૦. „ અજરાઇ તા. ગણુદેવી—૩૭-૩૮, રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦.

૨૮૮ રૂ. ૩-૪-૦. „ સીમળી તા. શિનોર—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૯-૪૦ ના ૧-૨-૦,

૨૮૯ રૂ. ૧-૨-૦. ઇંડિયન સ્કૂલ જીંજા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૯૦ રૂ. ૧-૨-૦. નાનજી લાયબ્રેરી જીંજા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૨૯૪ રૂ. ૨-૪-૦. એચ. એચ. ધી આગાખાન લાયબ્રેરી મોમ્બાસા—૩૮-૩૯ ના રૂ. ૨-૪-૦

૩૦૨ રૂ. ૨-૪-૦. સા. પુ. સીતપુર, તા. ડભોઈ—૩૮-૩૯, રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૩૦૮ રૂ. ૧-૨-૦. „ આલમપુર, તા. કરજણ—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૩૧૩ રૂ. ૫-૮-૦. વી. એન. હાઇસ્કૂલ ધર્મજ—૩૫-૩૬ ના રૂ. ૧-૨-૦, ૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૩૧૪ રૂ. ૧-૨-૦. સા. પુ. મોટી દાઉ, તા. મહેસાણા—૩૯-૪૦ ના ૧-૨-૦.

૩૧૯ રૂ. ૧-૨-૦. „ પાદરા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૩૨૦ રૂ. ૭-૬-૬ સ્વ. ન્યુટન એમ. દત્ત, વડોદરા—૨૮-૨૯ ના રૂ. ૨-૧૦-૦, ૧૯૩૦ ના રૂ. ૧-૮-૦, '૩૧ ના રૂ. ૧-૮-૦, '૩૩-૩૪ ના રૂ. ૧-૧૨-૬. શેર નામફેર થઈ ગયેલા છે. એટલે સભાસદપણામાંથી મુક્ત થયેલા છે.

૩૩૦ રૂ. ૨-૨-૦. સા. પુ. પીપળાવ, તા. બોરસદ—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦.

૩૩૫ રૂ. ૩-૪-૦. જ્ઞાનોદય લાયબ્રેરી નરસંડા,—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૩૩૯ રૂ. ૧-૨-૦. વિદ્યાર્થી સમાજ પુસ્તકાલય કરમસદ—'૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૩૪૦ રૂ. ૬-૧૨-૦. સા. પુ. મોટા કરાળા તા. શિનોર—'૩૮-૩૯ ના રૂ. ૩-૬-૦, ૩૯-૪૦ ના રૂ. ૩-૬-૦.

૩૪૪ રૂ. ૧-૨-૦. દાદાભાઇ પુરૂષોત્તમદાસ અમીન ગોધરા—'૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૩૪૮ રૂ. ૧-૨-૦. લોહાણા બંધુ લાયબ્રેરી નૈરોબી—'૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૩૪૯ રૂ. ૪-૬-૦. એમ. કે. ગાંધી લાયબ્રેરી અને પારસી રૂસ્તમજી હૉલ કમીટી ડર્બન—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૩૫૫ રૂ. ૧-૨-૦. ઠા. વિ. પુ. લો. મિ. મં. લા. પોરબંદર—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦.

૩૬૧ રૂ. ૭-૪-૬. અંબાલાલ ડાહ્યાભાઈ પટેલ, જીંજા—'૩૩-૩૪ ના રૂ. ૧-૧૨-૬, ૩૫-૩૬ ના રૂ. ૧-૨-૦, ૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૩૬૩ રૂ. ૧-૨-૦. શાન્તિલાલ નરસિંહદાસ હાટડીઆ વડોદરા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૩૭૦ રૂ. ૧-૨-૦. સા. પુ. કોયલી તા. વડોદરા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૩૭૨ રૂ. ૧૯-૧૩-૦. શોભરાજ એમ. મકવાણા, અમરેલી—૧૯૩૨, રૂ. ૩-૮-૦, ૩૩-૩૪ રૂ. ૩-૯-૦, ૩૪-૩૫ ના ૩૫-૩૬, ૩૬-૩૭, ૩૮-૩૯ ના ૩૯-૪૦, ૫ × રૂ. ૨-૪-૦; ૩૭-૩૮, ના રૂ. ૨-૦-૦.

૩૭૩ રૂ. ૪-૬-૦. સ્થાનકવાસી જૈન મંડળ નૈરોબી—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.

૩૭૫ રૂ. ૩-૪-૦. સા. પુ. ધારી—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ રૂ. ૧-૨-૦.

૩૮૪ રૂ. ૨-૪-૦. સા. પુ. કોડીનાર —૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૩૮૬ રૂ. ૪-૬-૦. „ ઇંડિયન પબ્લીક લાયબ્રેરી દીકા—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૩૯૮ રૂ. ૧-૨-૦. સા. પુ. પીહીજ—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૩૯૯ રૂ. ૦-૧૨-૦. ભૂપેન્દ્રભાઈ વલ્લવભાઇ પટેલ—૧૯૩૨ ના રૂ. ૦-૧૨-૦.
૪૦૩ રૂ. ૩-૪-૦. બાલ પુસ્તકાલય ભાદરણ—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૪૦૪ રૂ. ૨-૪-૦. મહિલા પુસ્તકાલય ભાદરણ—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૮-૩૯ ના. રૂ. ૧-૨-૦.
૪૦૬ રૂ. ૪-૬-૦. વી. ઓ. જૈન જ્ઞા. વ. મંડળ નૈરોબી—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૪૧૨ રૂ. ૨-૨-૦. સા. પુ. રણાપુર તા. કરજણ—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૪૧૪ રૂ. ૨-૦-૦. સા. પુ. વણિયાદ તા. શિનોર—૩૭-૩૮ ના રૂ. ૨-૦-૦.
૪૧૬ રૂ. ૧-૦-૦. ચંદુભાઇ ફકીરભાઇ અમીન વડોદરા—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦.
૪૧૯ રૂ. ૨-૪-૦. સા. પુ. બહાદરપુર—૩૯-૪૦ ના રૂ. ૨-૪-૦.
૪૨૦ રૂ. ૬-૧૦-૦. પ્રદ્યોતકુમાર ભોગીન્દ્રરાવ દીવેટીઆ અમદાવાદ—૩૪-૩૫, ૩૫-૩૬, ૩૬-૩૭, ૩૮-૩૯, ૩૯-૪૦, ૫ x ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦.
૪૨૧ રૂ. ૧-૨-૦. સા. પુ. માલપુર તા. શિનોર—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૪૨૫ રૂ. ૨-૪-૦. „ સંદલપુર તા. નવસારી—૩૮-૩૯ ના રૂ. ૨-૪-૦.
૪૨૬ રૂ. ૧-૨-૦. નારણભાઇ વલ્લવભાઇ પટેલ વડોદરા—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦.
૪૨૯ રૂ. ૨-૪-૦. સા. પુ. લાંઘણજ તા. મહેસાણા—૩૯-૪૦ ના રૂ. ૨-૪-૦.
૪૩૨ રૂ. ૨-૪-૦. ગિરધરલાલ મોતીલાલ કંટ્રાકટર-ડભોઈ—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૪૩૩ રૂ. ૨-૪-૦. અંબાલાલ ભાઇલાલભાઇ પટેલ મોમ્બાસા—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૪૩૫ રૂ. ૨-૨-૦. સા. પુ. ડાવિઠા તા. પેટલાદ—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૪૩૮ રૂ. ૪-૬-૦. સા. પુ. તરભ તા. વિસનગર—૩૬-૩૭ ના ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૪૪૦ રૂ. ૪-૬-૦. સા. પુ. ગુંડીચા તા. સંખેડા—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૪૪૨ રૂ. ૪-૮-૦. સા. પુ. પીપલસઠ તા. સંખેડા—૩૮-૩૯ ના રૂ. ૨-૪-૦, ૩૯-૪૦ ના રૂ. ૨-૪-૦.
૪૪૯ રૂ. ૨-૦-૦. સા. પુ. કરાખટ તા. નવસારી—૩૭-૩૮ ના રૂ. ૨-૦-૦.
૪ ૦ રૂ. ૩-૪-૦. છોટાભાઇ ઉમેદભાઇ પટેલ વાસદ—૩૬-૩૭ ના રૂ. ૧-૨-૦, ૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦.

૪૫૧ રૂ. ૨-૨-૬. નાગરભાઈ ભગુભાઈ પટેલ માતા—૩૫-૩૬ નાં રૂ. ૧-૦-૬, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦.
૪૫૯ રૂ. ૨-૪-૦. મગનલાલ પી. સીડસમેન વડોદરા—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૪૬૨ રૂ. ૩-૪-૦. મહિલા પુસ્તકાલય ધર્મજ—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૪૬૭ રૂ. ૨-૪-૦. સા. પુ. જોષીકુવા તા. બાદરણ—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૪૮૭ રૂ. ૧-૨-૦. મૂળજીભાઈ શિવાભાઈ પટેલ મુંબઈ—૩૯-૪૦ ના રૂ ૧-૨-૦.
૪૯૧ રૂ. ૦-૭-૬. સા. પુ. વાંકીઆ તા. ખાંભા—૩૬-૩૭ ના રૂ. ૦-૭-૬.
૫૦૩ રૂ. ૧-૨-૦. હરિવલ્લભદાસ ચુનીલાલ શાહ પેટલાદ—૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦.
૫૧૧ રૂ. ૧-૨-૦. ગોવિંદલાલ હરિલાલ કાંટાવાળા વડોદરા—૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૫૧૪ રૂ. ૩-૪-૦. બાઈ પરસન ભટ્ટ ઉમિયાશંકર ઉત્તમરામની વિધવા બીલ—૩૭-૩૮ ના રૂ. ૧-૦-૦, ૩૮-૩૯ ના રૂ. ૧-૨-૦, ૩૯-૪૦ ના રૂ. ૧-૨-૦.
૫૩૨ રૂ. ૦-૧૨-૦. સા. પુ. મલેકપુર તા. ખેરાળુ—૩૯-૪૦ ના રૂ. ૦-૧૨-૦.
૫૩૬ રૂ. ૦-૬-૦. „ ખડોરણ તા. વિસનગર—૩૯-૪૦ ના રૂ. ૦-૬-૦.
૫૩૯ રૂ. ૦-૧૨-૦. „ વલણ તા. કરજણ—૩૯-૪૦ ના રૂ. ૦-૧૨-૦.

---

## જાહેરાત નં. ૬ / ૪૦-૪૧

ગ્રામ પુસ્તકાલયો તથા કસ્બા પુસ્તકાલયોના મંત્રીઓને આથી જણાવવામાં આવે છે કે જેમણે વડોદરા સહકારી લેન્ડ મોર્ટગેજ બેંક લિ. ના શેરો તથા ડિબેન્ચર્સ ખરીદેલાં છે તે પૈકી કેટલાક મંત્રીઓ સદરહુ બેંકનાં ડિવિડન્ડ વોરંટ તથા વ્યાજનાં વાઉચરો વટાવવા માટે અત્રે મોકલી આપે છે. પરંતુ કેટલાક મંત્રીઓની સહીઓમાં ફેર હોય છે અને કેટલાક સહીઓ જ કરેલી હોતી નથી. આવા કોઈ કારણે સદરહુ બેંકમાંથી નાણાં મળી શકતાં નથી અને વાઉચરો અમારા તરફ પરત આવે છે; એટલે તેની પૂર્તતા કરાવવા માટે જેમના તેમના તરફ અમારે પોસ્ટેજ ખર્ચ કરીને પરત મોકલી આપવા પડે છે. માટે વાઉચરો ઉપર સહીઓ કરીને સદરહુ બેંક તરફ પરભાર્યાં જ વાઉચરો મોકલી આપવાનો વહિવટ રાખીને જો નાણાં મંડળમાં જમા કરાવવાનાં હોય તો તે પ્રમાણેની હકીકત વાઉચર સાથે લખી મોકલવી, એટલે નાણાં તેમના તરફથી અત્રે આવેથી અત્રે જમા કરીશું. નાણાં જે ખાતે જમા કરવાનાં હોય તેની વિગત પણ વાઉચર સાથેના પત્રમાં જરૂરથી લખવી.

સદરહુ બેંકમા શેરો તથા ડિબેન્ચરો ખરીદતી વખતે જેઓ મંત્રી હોય તેઓ જો આજે કાયમ હોય તો તેમણે સહીઓ કરવી જોઈએ અને જો તેઓ બદલાયા હોય તો તેમની જગોએ નવીન નિમણુંક જેમની મંત્રી તરીકેની થઈ હોય તેમણે સહીઓ કરવી અને તેમની નિમણુંક થયા બદલના ઠરાવની ખરી નકલ સાથે બીડવી, એટલે નાણાં મળવામાં હરકત આવશે નહિ.

પો. ઓ. નં. ૧૦ }
વડોદરા, તા. ૨૩-૫-૪૧ }

ક. ના. ગામીન
મંત્રી, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.

ત્રીજું દશ્ય : કોઇ ગઢ કિલ્લા કે રાજપૂત ઠકરાતની દોઢી: દાઢીવાળાનો હાંસોહાંસ દાયરો: પ્રભાતની કે નમતા બપોરની વેળા: કસુંબોભરી અંજલિઓ ને કુંડાળે ફરતો હુક્કો: સામે બેઠો છે એક વાર્તાકાર, લાંબા હાથ કરે છે, કંઠને લહેકે નાખે છે, ને ગાય છે કોઇ જૂની કથા:

મતિ ફરી મંડળીકરી કાંધે ચડી કમત
હતી નવસરઠાં ધરે તે ગઇ તરકાં હથ.
સખર રે દેવળે ઘુમટ જ્યાં શોભતા મસીતાં હજીરા હુવા માથે (૧)
મટી તળસી અને મોલ મરવા ચિયા ખોઇ બાજી ચિયો ખાખી,
ગીવ મરસી જંઠે હરિગુણ ગાવતો આરબાં કલબલે સાત આખી. (૨)
હવેલી મેડીએ જાબદાસું હતી શેરીએ વળાકે ઝોક સીંડાં,
વંકડા જઠે રજપૂત ફરતા વહર અલ્લાળા ચૂસતા ફરે ઈંડાં. (૩)
હાથીઆં હજારાં ધાટ પર હાલતાં પાટ જૂનો ગિયો પલમાં,
ભાગવત વેદ જ્યાં જૂજવા ભણાતા કતીબાં વાંચતા ફરે કલંબાં. (૪)
નાર સરબે જઠે રમન્તી નોરતે રેંણુના ખપર જી ફરે ડોલા,
મેડીએ કીર જ્યાં રામ કે'તા મુખે, હજારૂં કબૂતર ફરે હોલા. (૫)
ગંગાજળીઆ તણી નોબત્યું ગગડતી (ત્યાં) બંગાળા તણી ફૂંકાણુ બાજે,
ચરે ને નેસ ચારણ તણો ચોંપથી વધાવા મોતીએ થાળ વાજે. (૬)
કોપ સુદા ધરે નાગબાઇએ કિયો હુંહારી કરામત કોણ તાગે,
રાવ મંડળીકના પાટની રાણિયું મેડીઆં છોડ હટિયાણુ માગે. (૭)

ત્રણે જુદા જુદા આ કાવ્યપ્રકારો, એક ને એક જ પ્રકારના કિસ્સાની તસવીરો ઉઠાવે છે.. ત્રણે ઘટનાઓ પરસ્ત્રિયા પર ઊતરેલી રાજાની કુદૃષ્ટિના છે. 'રંગભીલડી'ના રાસડામાં ભીલડી રાજાની માગણીને મશ્કરીએ વધાવે છે ને એ કાવ્ય દળવી,' સ્ફૂર્તિવંત શૈલીએ વહે છે. (જુઓ એને જ મળતું મોરબીની વાણિયણ!) બીજું દશ્ય વર્ણવતું ગીત તે સમાધનું ભજન છે. (સેંકડો આતમવાણીનાં પદો માંહેનું એક) જેમાં પોતાના પર કુદૃષ્ટિ કરનાર 'નુગરા' (*Godless : Unholy*) રાજાની દૃષ્ટિ માત્રથી પોતાને ભ્રષ્ટ બનેલી માનનારી એક શિયળવંતી અછૂત નારી દફનાઈ જવા માગે છે, ને એને ઘેર રાજા આવીને પોતાના ગંભીર દોષ બદલ ક્ષમા માગી, 'નુગરો' મટી એ અછૂતના આધ્યાત્મિક પંથમાં જ દીક્ષા સ્વીકારે છે. એ કાવ્યનું સમગ્ર વાતાવરણ જ પરમ ગાંભીર્યને પાથરી રહે છે. એનો કાળ જ પાછલી નિઃસ્તબ્ધ રાત્રિનો છે. એના ગાંભીર્યમાં ભંગ પાડતાં તમામ તત્ત્વોને ચૂપ કરી દેવામાં આવ્યાં છે.

ત્રીજું કાવ્ય એ બેઉથી શૈલીએ ને શબ્દે, ગાને ને છંદે, મિજાજે ને મરોડે નોખું જુદું તરી રહે છે! એ ય છે તો એક નારી પર કુદૃષ્ટિ નોંધનાર રાજાને લગતું, છતાં તેમાં હાંસી નથી, ક્ષમા નથી, પાપનું શમન નથી, પણ શાપ છે, કુદૃષ્ટિ કરનારનાં રાજપાટનો ધ્વંસ ચીતરાયો છે. હિન્દુ રાજાની હિન્દુવટ નષ્ટ થઈ જઈ તેને સ્થાને ઇસ્લામી ચક્રની પ્રતિષ્ઠા થઇ હોવાનો ગર્વભર્યો ચિતાર છે.

## એ થઈ ચારણવાણી

ને ચારણી સંસ્કારની એ એક વાનગી છે. પુંજેપુંજ વીરસાહિત્યની વાણીનો કર્તા એ ચારણ લોકકવિ હતો, વાર્તાકાર હતો, કિલ્લાની કુંચીઓનો વિશ્વાસુ રખેવાળ ( ગઢવી ) હતો, બિરદાવનાર તેમ જ ફિટકારનાર હતો, સ્તુતિ તેમ જ નિંદામાં શૂરો હતો, પવિત્ર પણ હતો ને સ્વાર્થી પણ હતો, ગંભીર પણ હતો ને ગમ્મતી પણ હતો, દુષ્કૃતોમાંથી વીરોને વારનાર પણ હતો ને ઘણી વાર દુષ્કૃતોના કરવૈયાને પોતાની વાણી-શોભા વડે ઢાંકનાર પણ હતો.

કેવી હતી તેની દુત્તાઇ ! એક તેરમી સદીનો કિસ્સોઃ ધોળકાના વીરધવલે વામનસ્થલી ભાંગવાનું વિરલ શૂરાતન બતાવ્યું તે દિને ચારણે બિરદાઇના દુહાનાં ફક્ત બે અધૂરાં ચરણો કહ્યાંઃ

જીતઉ છઉ જણેહ, સાંભલી સમહરુ વાજિયઉ

( અર્થ-એ છ જણાએ જીત કરી છે એવું સાંભળીને સમરભોમ ગાજી ઊઠી. )

બાકીનાં બે ચરણોની પૂર્તિ બીજા પ્રભાત પર રાખીને ચારણ ઉતારે ગયો. ત્યાં સુવર્ણની થેલીઓ લઈ લઈ કૈંક યોદ્ધા એક પછી એક છાનામાના આવ્યા ને વિનવતા ઊભાઃ 'કવિરાજ, એ છમાં મારું એક નામ મૂકશો ?' તો કહે કે 'હા બાપ !' સૌને એમ કહી, પ્રત્યેકનું દ્રવ્ય પડાવી, પછી વળતા દિવસે ચારણે વીરધવલના દુહાની પૂર્તિ આ રીતે કરી—

દુઈ ભુજ વીર તણોહ ચહુ પગ ઉપરવટ તણે ।

અર્થ—કયા છએ વિજય કીધો ? એ તો વીરધવલના ભુજ, ને ચાર એના અશ્વ ઊપરવટના પગઃ એમ મળીને છએ. )

સાંભળીને ચારણને છૂપી રૂશ્વતો દેનારા ભોંઠા પડયા. તેમણે ચારણને આમ ઠેગાઇની રીતે પણ સત્યપરાયણ રહેવા બદલ ફરીથી બક્ષીસો દીધી.

એની કાતિલ કટાક્ષ-કટારીનો વર્તમાન દાખલો દઉં: કોઇ ઠાકોરને ઘેર ચારણ મહેમાન આવ્યો છે. રાત્રિએ ઠાકોર અને કવિ ભોજન કરવા બેઠા છે. દૂર બેઠેલ ચારણની તીણી આંખોએ જોઇ લીધું કે પીરસવામાં ભેદ રખાયો છે, ઠાકોરની થાળીમાં સુરખી રાંધેલી મુકાઈ છે, પોતાને જરીય ભાગ મળ્યો નથી !

" આહાહાહા ! " એણે ભોજન લેતાં લેતાં ઉદ્‌ગાર કાઢયો. ' શી પ્રભુની લીલા !' એ લીલાનો કોઇ પાર પામી શક્યું છે ! '

" અરે પણ ગઢવા, છે શું ? " યજમાન ઠાકોર પૂછે છે.

" બીજું તો શું બાપ ! " ચારણ કહે છેઃ " જુઓને ! આ કુકડી ! સાંજ સુધીમાં તો ફળીમાં હડીઉં કાઢતી'તી. કોઇના હાથમાં આવતી નો'તી. ને અટાણે, આટલી વારમાં તો એની કેવી અવસ્થા થઇ ! ઇ તમારી થાળીમાંથી ઠેકીને એને આટલે જ ઓરે, આંહીં મારા ભાણામાં આવવાની ય તાકાત રહી છે ! ઓહોહો ! શી લીલા હરિની ! '

એ રીતે એણે ઠાકોરની પટકી પાડેલી. એમ એના ભૂતકાળમાં તમે ચાલ્યા જાઓ.

રો, એના સત્યવક્તૃત્વની, એના પુણ્યપ્રકોપની, ને ગુડાકુવેડાની કેંક ઘટનાઓ સાહિત્યમાં માલૂમ પડશે.

## એ સાહિત્ય પુરાતન છે

કેમકે ચારણ પુરાતન છે. એ નામનું ઋષિકુળ રામાયણમાં ઉલ્લેખાયું છે. એ નામ જૈન શાસ્ત્રોમાં એક દેવતાઇ જાતિનું છે. એની વાણીને આજે ડીંગળ કહે છે. ને ડીંગળ છે 'પુરાની રાજપૂતાની,' નામથી ઓળખાતી સુવિશાળ ને સમૃદ્ધ ભાષામાંથી જન્મેલ નાદપ્રધાન ગરીડવાળી ભાષાનું નામ. એ તો છે પુરાતન અપભ્રંશની વારસદાર. પ્રાકૃત અને અપભ્રંશમાં જે ચારણી વાણી રચાઇ હતી તેને યુગે યુગે કેટલેક વધુ ને વધુ સુરમ્ય બનાવી અપનાવનાર ચારણ હતો. એનાં દાખલા હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણમાં પુષ્કળ જડે છે. આ રહ્યો—

वायसु उड्डावन्तीए, पिउ दीट्ठउ सहसत्ति
अद्धा वलया महीहि गय, अद्धा फुट्ट तडत्ति

(કાગડાને ઉડાડી રહેલી વિજોગણે એકાએક પિયુને વિદેશથી ઘેરે આવી પહોંચેલો દીઠો. પરિણામ કે અરધાં બલોયાં (કંકણો) ધરતી પર ટપકી પડ્યાં ને અરધાં તૂટી ગયાં).

મતલબ કે પિયુવિજોગે ક્ષીણ બનેલી એ પ્રિયાએ કાગડાને ઉડાડવા હાથ વીંઝ્યો, ત્યારે ચૂડીઓ સરીને નીચે પડવા લાગી; પણ તે જ ક્ષણે પ્રિયતમને આવેલો દેખતાં તેને ક્ષણે દેહ હર્ષે ફુલાઇ ગયો, એટલો બધો હર્ષપ્રફુલ્લિત બન્યો, કે પડતી પડતી બાકી રહેલી ચૂડીઓ તો દુર્બળ હાથમાં થોડી ભરાઇ જતાં, સાંકડી પડી ને તડાક તડાક તૂટી ગઇ!

ચારણી વાણી બે પ્રવાહોમાં વહેંચાઇ ગઇ. એક પ્રવાહ રાજાઓ, ઠાકોરો અને યોદ્ધાઓના મામેલમહેલાતો ને દરબાર કચેરીઓ તરફ ચાલ્યો. બીજું વહેન વનવાસી, ગ્રામવાસી; પશુપાલ પ્રજાજનોને નેસડે ઝૂંપડે ને નદીતીરે કે ડુંગરધારે રેલાયું. પહેલા પ્રવાહે વીર-પ્રશસ્તિની અત્યુક્તિભરી ઝડઝમકદાર કવિતા પેદા કરી, બીજે પ્રવાહે નેસડાવાસીઓનાં પ્રેમશૌર્યને અને ઔદાર્યને કવિતાની ક્યારીઓમાં સપ્રમાણ સ્વાભાવિક સૌંદર્ય સાથે ફિગાડ્યાં.

વીર પ્રશસ્તિની ગાથાઓ ગાતો ચારણ રૂપકો, ઉપમાઓ વગેરે અલંકારો પર વધુ એકાગ્ર બન્યો. જ્યારે વનવાસી નેસવાસી જીવનની નજીક જઇ ઊભેલો કવિ લોકહૃદયોની આપદા, ઉરવ્યથા ને પ્રેમ-ઝંખનાનો ચિત્રક બન્યો. વીર-પ્રશસ્તિના ડીંગળી ભાષા-મરોડ કેવળ એ પ્રશસ્તિ ગાનાર ચારણવર્ગની જ જીભ પર જડાઇ રહ્યાં, અને ફક્ત ઠકરાતી-અમીર વર્ગને જ રોમાંચકારી બન્યા, ત્યારે લોકજીવનના સર્વાંગી ઊર્મિ ધબકારામાં જીભને ઝબકોળનાર ચારણે અજ્ઞાન, અભણ ગ્રામેડિયાં-ગોવાળોને ને કૃષિકારોને કંઠે પોતાની કવિતાના બોલ રમતા કર્યા. આજની પરિભાષામાં કહીએ તો એક બન્યું Aristocratic સાહિત્ય ને બીજું બન્યું Democratic સાહિત્ય: પહેલામાં અમર્ત્ય અને અમાપ Heroic Lore-શૌર્યવાણીના ખજાના ખડકાયા, બીજામાં જાણે કે લોકવાણીના કણ્ઠાગાર ઊભરાયા. દાખલા તરીકે સિંહનો શિકાર કરનાર એક કાઠી ઠાકોરને ચારણે આ રીતે બિરદાવ્યો:

ઘોસ હાંકતા કોસીઆને, કડે, ગાયો ને ભેંસો ચારતા નેસવાસીને 'ગળે' કે રેંટીઆ કાંતતી રમણીને હૈયે આ કૃતિ પહોંચી શકશે નહિ. રેંટીઆના સંગીતસૂર સાથે તો 'સેજંમલ ઠાકોર' નામનું એક છોકરી શૌર્યગાથા વર્ણવતું ગીત જ સૂરો મેળવી શકશે! (એ ગીત મેં આઇ બતાવેલું.) ને ઢોર ચારતા ધીંગા વનવાસીઓ તો પેલી સો-સો દુહાબંધ વાર્તાઓને જ વંશપરા લલકારતા રહ્યા છે.

## અમીર આશ્રિત વીરપ્રશસ્તિની ગાથાઓ ને લોકાશ્રિત પ્રજાજીવનની ઊર્મિકથાઓ

અમીર વર્ગને રીઝતા ડીંગળી ચારણ-સાહિત્યમાં પણ લોકસ્પર્શી કાવ્યકણિકાઓ અનેક ઠેકાણે ઝલક ઝલક કરી ગઇ છે, દાખલા તરીકે રાજપૂતાનાના સુપ્રસિદ્ધ બિરદાઇ દુરશા આઢારજીએ રાણા પ્રતાપને માટે ગાયેલા દુહા, કોની છાતીએ નહિ ચોટે !—

અકબર ઘોર અંધાર, (એમાં) ઊંઘાણા હિંદુ અવર;
(પણ) જાગે જગદાધાર, પહોરે રાણ પ્રતાપશી.

[ અર્થ—અકબરરૂપી ઘોર અંધકાર ઊતર્યો; ને તેમાં બીજા તમામ હિંદુઓને મોહનું ઘારેણું વળી ગયું. પણ એ અંધકારભરી અકબરશાહીની રાત્રિમાં, પહોરે પહોર, આલબેલ દેતા એકનો એક પ્રહરી પ્રતાપસિંહ જાગતો રહ્યો. ]

અકબર સમદ અથાહ, (એમાં) ડુબાવી સારી દુણી;
મેવાડો તિણ માંય, પોયણ રાણ પ્રતાપશી.

( અર્થ—અકબરરૂપી અતાગ અતલ સમુદ્રે હિંદની સમસ્ત દુનિયાને ડુબાડી દીધી, પણ મેવાડા પ્રતાપરૂપી પોયણું (કમળ) તો એ અકબરશાહીના અતાગ નીરની સપાટીની ઉપર ને ઉપર તરતું રહ્યું. જ્યાં સુધી એના લુંવાળા ચાહે તેટલા ઊંચા ચડે ! પોયણું તો ઉપર ને ઉપર.

અને એ અમીર–આશ્રિત ચારણોએ કેટલી કેટલી વાર તો પોતાના આશ્રયદાતાઓને જ કલેજે ચોંટકતી ગોળીશા બોલ ચોડયા છે! રાજા માનસિંહે અકબરના સૈન્યને લઇ ઉદેપુર પર ઝીંકી ત્યાંના પીચોળા તળાવમાં પોતાના ઘોડલાને ઘેર્યાં (પાણી પાયું) તે વખતે એણે બડાશ મારી કે આખરે મેં પીચોળે ઘોડાં પાયાં ને ! તે જ વખતે, ઘોડાં પીતાં હતાં તેં જ બળે, એના સહગામી ચારણે સાદ સુણાવ્યું—

માની ગુમાન મ કર મતી, (તું) અકબરે બળ આયાહ;
પ્રતાપે પીચોળે પતંગ પાણી બળ પાયાહ.

( અર્થ—હે માનસિંહ ! શેખી ન કર, તું તો અાંહી અકબરના જેરે આવી શક્યો છે, જ્યારે પ્રતાપે તો કેવળ પોતાના ભુજબળે આ પીચોળામાં પોતાના પતંગ (ઘોડા)ને પીવાડેલ હતા. )

એવી મર્મોક્તિઓનો તો કોઇ શુમાર નથી રહ્યો રાજસ્થાની ચારણ–વાણીમાં. તે વાણીએ પોતાની તાકાત સંસ્કૃત કવિઓની કવિતામાંથી એનાં રૂપકો અલંકારોના અનુકરણોમાંથી નહિ પણ પ્રાકૃત ને અપભ્રંશ સમી સ્વાધીન વિકાસ સાધનારી જનતાની વાણી-

માંથી મેળવી હતી. ક્રમભાગ્યે તે પછી ઉત્તરોત્તર ચારણ વ્રજભાષાની તકલાદી કુમાશના પ્રભાવ તળે સરતો ચાલ્યો, ને એને સંસ્કૃત અલંકારોનું ઘેલું લાગ્યું. એની કવિતા ઉત્તરોત્તર નિજત્વને-પોતાપણાને ગુમાવતી ગઇ. એ કેવળ સભારંજક શબ્દચાલક બન્યો. એની વાણી ધરતીની સુવાસને છોડી સંસ્કૃત વાણીવિલાસની સ્પર્ધામાં ઊતરી ગઈ. એણે કેવળ એકના એક પ્રકારોના અલંકારબંધોમાં કવાયત કર્યાં કીધું.

લોકજીવનને ગ્રામપંથે પળેલા લોકાશ્રિત ચારણી વાણીપ્રવાહે પોતાનો દોર ન ગુમાવ્યો. એણે વિષયોની પસંદગીમાં જેમ આહિર, ગોવાળ, ચારણ, રજપૂત, મેંહીઆ ને હાટી ઇત્યાદિ રસીલાં ને બહાદરિયાં લોકોની ઘટનાઓ લીધી, તેમ એણે અલંકારોની ખોળ પણ એનાં પોતાનાં હૈયાંમાંથી નૂતન, ભૂમિગત, તળપદા તોરથી જ કીધી. એટલે જ વાયેર વીરના મોતને એણે આવું મહિમાવંત આલેખ્યું—

ગોમતીએ ઘુંઘટ ઢાંકિયા, ( ને ) રોયા રણછોડરાય;
મોતી હતું તે રોળાઇ ગયું માણેક બરડા માંય.

( અર્થ—મૂળુ માણેક મુવો ત્યારે ખુદ દ્વારકાની પુનિતનીરા નદી ગોમતીજીએ માતાની મિસાલ મોં પર ઘુંઘટ ઢાંકીને વિલાપ માંડેલા. ને રણછોડરાય પ્રભુ પોતે રડેલા !...)

ને એ જ વીરનું અટંકી અણનમપણું આ ચારણને હાથે છેક જ નવીન, સંસ્કૃતમાં કદી ન જડે તેવી, ખૂબીદાર તળપદી વર્ણન-કલાને પામ્યું—

મૂળુ મૂછે હાથ (ને) તરવારે બીજો તવાં;
હત જો ત્રીજો હાથ (તો) નર અંગ્રેજ આગળ નમત.

( અર્થ—મૂળુ માણેક અંગ્રેજ સરકારની આગળ કેમ કરીને સામે-સલામ ભરે ? એનો એક હાથ મૂછે તાવ દેવામાં રોકાઇ ગયો છે ને બીજો હાથ તલવારની મૂઠ પર ચોંટ્યો છે. હા, જો ત્રીજો હાથ હોત એને, તો જ એ અંગ્રેજ સરકાર પાસે નમી શરણાગતિ પોકારી શકત.)

આવું તળપદાપણું, આવો અણિશુદ્ધ નિજભોમનો સંસ્કાર જ લોકબંધી એવી પ્રેમ-શૌર્ય-ગાથાઓને સરજાવી ગયો છે કે જે ગાથાઓના દુહાને પોતાની જીભ પર ન રમાડનાર ભાગ્યે જ કોઇ ગ્રામમાનવી હતું. નાનાં ને મોટાં, નર ને નારી, સૌ એ દુહા લલકારતાં પહાડની એક બીજી ટુંકો પરથી, ઝરણાંને સામસામે તીરથી, મેળાઓની મેદની વચ્ચે કે હોળી જન્માષ્ટમી જેવી લોકપર્વણીનાં જનજૂથોમાં જઇને, એ દુહા નાથ અને જોગી ગાતા, ભવાયા ને ભાંડ ગાતા, કણબી ને ઢેઢ તુરી ગાતા, વાણિયા ને બ્રાહ્મણો ગાતા. એ દુહામાં દોસ્તો દોસ્તોના મરશિયા ગાતા, માતા પુત્રના મૃત્યુ પર રડતી ને આત્મઘાની સતાર તંબુરાના તાર પર ગાતો. એ દુહાનું ગાન પચરંગી મેદનીનું ય હતું, ને એકલવારી જખમી દિલોનું યે હતું. એ દુહો સર્વનો ને સર્વ કાળનો સાથી હતો. એના સરજનહાર શાયરો ચારણો હતા તેમ મીરો ને મોતીસરો પણ હતા, કદાચ કોઈ ગોવાળો કે ખેડૂતો પણ હશે. પણ એનું આદ્યકવિત્વ તો ચારણે જ દાખ્યું હતું.

( સંપૂર્ણ )

# આવતા માસની કાર્યદિશા

૧ તમારા પુસ્તકાલયનાં અંદાજોમાં મંજૂર થયેલી રકમનાં પુસ્તકોની યાદીઓ હજી પણ ન મોકલી હોય તો છેવટ તા. ૩૦મી જુન સુધીમાં અમારી કચેરી તરફ મોકલી આપો અને એ મુદત દરમિયાન તે અમને નહિ મળી જાય તો અમારી પસંદગીનાં પુસ્તકો મોકલવા તજવીજ કરવામાં આવશે. માટે ખાસ ધ્યાન આપો અને તમારી યાદીઓ તાત્કાલિક મોકલી આપો.

૨ તમામ પુસ્તકાલયોના ગ્રંથપાલોએ, જુલાઇ માસમાં પોતાનાં પુસ્તકોની મેળવણી કરી, પુસ્તકાલયના સરક્યૂલર નં. ૩૬ પ્રમાણે જનરલ રજીસ્ટરે શેરા કરવો.

૩ જે શિક્ષકોએ પુસ્તકાલય શિક્ષણવર્ગોની તાલીમ લીધી છે તેમણે પુસ્તકાલયના દફતરની વ્યવસ્થા અચૂક વ્યવસ્થિત બનાવી દેવી.

૪ કમી થવા પાત્ર પુસ્તકોની યાદીઓ વ્યવસ્થાપક મંડળના અભિપ્રાય સહ મોકલવા તજવીજ કરવી.

૫ અગાઉ પ્રસિદ્ધ થયા પ્રમાણે પ્રૌઢ શિક્ષણની યોજનાનો વિચાર કરી પોતાના પુસ્તકાલય અંગે વર્ગો શરૂ કરવા વ્યવસ્થાપકોએ ઘટિત તજવીજ કરવી.

૬ માનદ પ્રચારકોએ તેઓ જ્યારે જ્યારે પુસ્તકાલયની કામગીરી માટે જુદે જુદે સ્થળે જાય ત્યારે ત્યારે, શ્રીમંત સરકાર તરફથી યોજાયેલી પ્રૌઢ શિક્ષણ યોજના જે તે ગામના કાર્યકરો ઉપાડી લે તેવી સમજૂત આપતા રહેવી.

વડોદરા,
તા. ૧૦-૬-૪૧

ઉ. મો. પટેલ
અ. વ્યવસ્થાપક

## વટહુકમ નં. ૪ સન ૧૯૪૦-૪૧

# વિષય

## પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળની સભાઓ અંગે કામ બાબત

**વટહુકમ કાઢવાનું કારણુ**

મકાનવાળાં ગ્રામ અને કસ્બા પુસ્તકાલયોની અમારી તપાસણીમાં જણાયું છે કે, વ્યવસ્થાપક મંડળની સભા નિયમિત રીતે ઠર્યા પ્રમાણે ઘણાંખરાં પુસ્તકાલયોમાં મળતી નથી; તે પ્રમાણે સભાઓ મળે તેમ જ ગ્રંથપાલ કે મંત્રી જે કાર્ય કરે છે તે પદ્ધતસર કે નિયમ પ્રમાણે ચાલે છે કે કેમ તથા ખાતા તરફથી સૂચના, સરક્યૂલરો વગેરે શું શા હેતુથી થાય છે તે પણ વ્યવસ્થાપકોની જાણમાં આવે એ હેતુથી આ સભાઓ દર માસે બોલાવવાની જરૂર વિસરાઇ ગઇ છે. આ પરિસ્થિતિ હવે પુસ્તકાલયોની ત્રીસ વર્ષની પ્રગતિ પછીથી આપણે ચલાવી લઇએ એમ કોઇ પણ પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ ધરાવતી વ્યક્તિ સ્વીકારશે નહિ. સબબ આથી સૂચવવામાં આવે છે કેઃ—

**વ્યવસ્થાપક મંડળની સભા**

દર માસની તારીખ ૧૦ સુધીમાં વ્યવસ્થાપક મંડળના નિદાન ત્રણ દિવસ અગાઉ ખબર આપી વ્યવસ્થાપક મંડળની સભા ભરવા તમામ પુસ્તકાલયોના મંત્રીઓએ તજવીજ કરવી.

આ સભાઓમાં નીચેનાં કાર્યો અવશ્ય થવાં જોઇએ.

**અવશ્ય કરવાનાં કામ**

(૧) ગ્રંથપાલ તરફથી પુસ્તકો મુદત અંદર પરત ન આવ્યાના બનાવોની નોંધ અને ઉઘરાણી અગર વિશેષ ઇલાજો લેવાના હોય તો તે સંબંધે ચર્ચા અને ઠરાવ.

(૨) ફાટેલાં પુસ્તકો માસ દરમિયાન ગ્રંથપાલ પાસેથી દર માસે રજૂ કરાવી જુદાં મુકાવી અનુકૂળતા પ્રમાણે બંધાવવાં અગર જે તે વખતે કમી કરવાં.

(૩) કમી કરવા જેવાં અગર ગૂમ થએલાં પુસ્તકોની નોંધ ગ્રંથપાલ પાસેથી આવેલી હોય તો તે સંબંધે ઘટિત તજવીજ કરવી.

(૪) મંત્રી પાસે રહેતી રકમમાંથી માસ દરમિયાન થયેલો બાબતવાર ખર્ચ વંચાણમાં લઇ મંજૂર કરવો.

(૫) વાચકો તરફથી સૂચનાબૂકમાં રજૂ થયેલી મુશ્કેલીઓના મંત્રીએ કરેલા ખુલાસા વંચાણમાં લઈ બહાલ રાખવા કે વિશેષ સલાહ આપવી.

(૬) ખાતા તરફથી પુસ્તકાલય સંબંધી જે કંઇ વહીવટી સૂચના કે વટહુકમ થયો હોય તેની નોંધ લેવી.

(૭) લવાજમ ( માસિક કે વાર્ષિક ) જે તે માસમાં કેટલું આવ્યું તથા લવાજમ આવ્યાં સિવાય સભાસદોને ચાલુ રાખવામાં આવે છે કે કેમ તે બાબતની તપાસ.

(૮) ઇતર ઉત્પન્ન સ્થાવર મિલકતનું અથવા વ્યાજનું આવ્યું હોય તો તે.

(૯) વાચક રજીસ્ટર પ્રમાણે માસમાં વધેલા વાચકોની નોંધ.

(૧૦) વંચાયેલાં પુસ્તકોના તારીખવાર અને વિષયવાર નોંધપત્રક પરથી ગ્રંથપાલ અને મંત્રીના નિવેદનની નોંધ અને તે ઉપર જરૂરી સલાહ.

ઉપરનાં કામો મંત્રીએ દર માસે વ્યવસ્થાપક સમિતિ આગળ રજૂ કરવાં જોઇએ

**વિશેષ કામો** અને તે ઉપરાંત પ્રમુખની સંમતિથી પુસ્તકાલય ખાતાના વટહુકમ સરક્યૂલરથી વિરુદ્ધ ન હોય તેવાં કોઇ પણ કામ આ સભામાં ચર્ચી શકાશે.

સૂચના કાઢવા છતાં કોઈ કારણે સભા ન ભરાય તો જે તે પ્રશ્નો સંબંધે તમામ

**સભા ન ભરાય તો** સભ્યોના લેખી મત મંગાવવા તજવીજ કરવી અને વધુમતે જે તે ઠરાવ કરવો અને લેખી મતથી ઠરાવ કર્યો હોય તો કામના તમામ કાગળો કાયમની ફાઇલે રાખવા.

જે પુસ્તકાલયોએ પોતાના નિયમો ઘડયા હોય તેમણે જરૂર તે સ્થળે ઉપરનો હેતુ

**મંજૂર થયેલા નિયમોમાં ઘટિત ફેરફાર કરવા બાબત** સિદ્ધ થાય તે પ્રમાણે પોતાના નિયમોમાં ફેરફાર કરી મંજૂરી માગવા તજવીજ કરવી.

વડોદરા ⎫ ઉ. મો. પટેલ
૭–૬–૪૧ ⎭ અ. વ્યવસ્થાપક.

---

## સૂચના નંબર ૨૪ સને ૧૯૪૦–૪૧

# વિષય

### મકાનોવાળાં પુસ્તકાલયોએ અને કસ્બા પુસ્તકાલયોએ પુસ્તકાલયના નિયમો મોકલવા બાબત

રાજ્યનાં કસ્બા પુસ્તકાલયોએ, સ્વતંત્ર મકાન ધરાવતાં પુસ્તકાલયોએ અને મોટાં ગ્રામ પુસ્તકાલયોએ પોતાના નિયમો ઘડી લોકોપકારક મંડળ સંબંધી નિયમ અન્વયે નોંધાવી છપાવી તેની બે પ્રતો મોકલવા આ તરફથી વ. હુ. નં. ૩/૧૯૪૦–૪૧ તા. ૮–૧–૪૧ નો બહાર પાડવામાં આવ્યો છે. છતાં હજુ સુધી ૨૫ પચીસ જ પુસ્તકાલયોના નિયમો આ તરફ આવ્યા છે. તેમાં કેટલાક નિયમો ચાલુ સાલે જ મંજૂર કરેલા છે હજુ ઘણાં જ

પુસ્તકાલયોના નિયમોના મુસદ્દા મંજૂર થવા આવ્યા નથી. સબબ આથી રાજ્યનાં કસ્બા, સ્વતંત્ર મકાનવાળાં અને મોટાં ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓને અને વ્યવસ્થાપક મંડળના કાર્યકરોને જણાવવામાં આવે છે કે અમારા વ. હુ. નં. ૩ મુજબ પોતાના પુસ્તકાલયના નિયમના મુસદ્દા તૈયાર કરી વ્યવસ્થાપક-મંડળમાં મંજૂર કરાવી તેની પ્રતો અત્રેની મંજૂરી માટે સૂચના મળેથી માસ ૧ ની અંદર આ તરફ મોકલી આપવા તજવીજ કરવી. જે કસ્બા પુસ્તકાલયોએ પોતાના નિયમો આ તરફ મોકલ્યા નથી તેમનાં બીજાં બિલો નિયમો આવ્યા સિવાય મંજૂર થશે નહિ તે જાણવું. મદદ લેનાર પુસ્તકાલયે પણ પોતાના નિયમ મોકલી આપવા. નીચે જણાવેલા **કસ્બા પુસ્તકાલયોના** નિયમો હજુ આવ્યા નથી.

| વડોદરા પ્રાંત | | નવસારી પ્રાંત | મહેસાણા પ્રાંત | અમરેલી પ્રાંત |
|---|---|---|---|---|
| ૧ કરજણ | ૮ બહાદરપુર | ૧ કઠોર | ૧ ઊંઝા | ૧ કોડીનાર |
| ૨ ડભોઇ | ૯ મહેળાવ | ૨ પલસાણા | ૨ કલોલ | ૨ દામનગર |
| ૩ તિલકવાડા | ૧૦ વસો | ૩ બીલીમોરા | ૩ ખેરાળુ | ૩ ધારી |
| ૪ ધર્મજ | ૧૧ વાઘોડીઆ | ૪ વ્યારા | ૪ ચાણસ્મા | ૪ દ્વારકાં |
| ૫ નાર | ૧૨ શિનોર | ૫ સોનગઢ | ૫ દહેગામ | |
| ૬ પાદરા | ૧૩ સંખેડા | | ૬ સિદ્ધપુર | |
| ૭ પીઝ | | | | |

ઉપરનાં કસ્બા પુસ્તકાલયોના મંત્રીઓએ અવશ્ય નિયમોની બે પ્રતો ચાલુ માસ આખર સુધીમાં મોકલી આપવા તજવીજ કરવી.

વડોદરા,
તા. ૧૦-૫-૪૧ } પું. ત્રિ. શાહ

प्र. खं. परळीकर
અ. મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૨૫ સને '૪૦-૪૧

## વિષય

### દફતરી વ્યવસ્થા

હજીએ કસ્બા પુસ્તકાલયોની તપાસણીમાં જણાયું છે કે તેમના પુસ્તકાલયોનાં દફતરો નિયમ પ્રમાણે વ્યવસ્થિત અને પદ્ધતિસર રહેતાં નથી. દફતરી વ્યવસ્થાની ચોકસાઈ તો તમામ કાર્યકરે ચોક્કસપણે રાખવી જ જોઇએ. આ બાબતમાં પુસ્તકાલય ખાતા તરફથી વટહુકમ નં. ૫ સને ૧૯૩૮-૩૯ થી તમામ માહિતી પ્રસિદ્ધ થઈ છે. તો તે "પુસ્તકાલય" માહે મે ૧૯૩૯ ના અંકમાંથી જોઇ તે પ્રમાણે દફતરી વ્યવસ્થા રાખવા કસ્બા તેમ જ રાજ્યનાં તમામ પુસ્તકાલયોએ તજવીજ કરવી. ચાલુ સાલે જે દફતરી અવ્યવસ્થા પુસ્તકાલયની જણાઇ છે તે તેઓ સુધારી નિયમ અને ધોરણ રાખે છે કે નહિ તે જણાવવામાં

આવ્યું નહિ હશે તો તેમની સરકારમદદ પૂરતા પ્રમાણમાં મળી શકશે નહિ, અને ખામીવાળું કામ તેમણે સંપૂર્ણપણે પૂરું કરી આપવું પડશે. સબબ આશા છે કે તમામ પુસ્તકાલયો આ બાબતમાં પૂરતી કાળજી રાખશે અને દફતરી વ્યવસ્થાને સંગીન બનાવવા ઘટિત તજવીજ કરશે.

વડોદરા,
તા. ૭-૬-૪૧

ઉ. મો. પટેલ
અ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૨૬ સન '૪૦-૪૧

## વિષય

### મિ. વૂડ-યોજનાના અમલ માટે પુસ્તકાલયોનો ઉપયોગ કરવા દેવા છૂટ આપ્યા બાબત

**પુસ્તકાલયોનાં મકાનોનો ઉપયોગ કરવા દેવા બાબત.**

નાનાં બાળકોની કેળવણીમાં બહેનોને રસ લેતી કરવાની યોજનામાં રસ પડે તે માટે જ્યારે જ્યારે રા. મહાલ શાળાધિકારી સા. તરફથી અમના શિક્ષકો કે શિક્ષિકાઓના પ્રચાર દ્વારા સાપ્તાહિક સંમેલનો યોજવા કે રમતગમત અને શિક્ષણ માટે પુસ્તકાલયનું મકાન માગે ત્યારે ત્યારે જ્યાં મહિલા પુસ્તકાલયો અને બાલ પુસ્તકાલયો હોય ત્યાં તેમનાં મકાનોમાં અને જ્યાં આવાં સ્વતંત્ર બાલ કે મહિલા પુસ્તકાલયો ન હોય ત્યાં સાર્વજનિક પુસ્તકાલયનાં મકાનોનો ઉપયોગ કરવા દેવા રાજ્યનાં તમામ પુસ્તકાલયોના મંત્રીઓને આથી સૂચવવામાં આવે છે. આશા છે કે આ બાબતમાં પુસ્તકાલયો આવી યોજનાઓને પૂરતો સહકાર આપી પુસ્તકાલયો તરફ લોકરુચિ વધુ ને વધુ કેળવશે. વળી મહિલા પુસ્તકાલયો આ બાબતમાં સ્થાનિક શિક્ષિકાઓને મળી ખાસ યોજનાઓ ગોઠવશે એવી ખાસ વિનતિ છે.

**વિશેષ તજવીજ.**

આ મકાનના ઉપયોગ ઉપરાંત આવી યોજનાનો અખતરો જે સ્થળે ચાલુ હશે અને સારી રીતે ચાલતો હશે એવી માહિતી રા. મહાલ શાળાધિકારી સા. તરફથી અમને મળશે તો તેવાં સ્થળોએ રમતગમતનાં સાધનો અને દશ્ય ચિત્રો તથા ઈતર શક્ય તે મદદ આપવા જે તે સ્થળનાં પુસ્તકાલયોના સંચાલકોને વિનંતિ કરવા અત્રેથી ખાસ તજવીજ કરવામાં આવશે; સબબ આવી પ્રગતિ જ્યાં ચાલુ હોય ત્યાંની માહિતી વખતોવખત જે તે સ્થળ તરફથી અત્રે મોકલવા તજવીજ કરવી, જેની નોંધ પણ 'પુસ્તકાલય' માસિકમાં લેવામાં આવશે.

વડોદરા
૭-૬-૪૧

ઉ. મો. પટેલ
અ. વ્યવસ્થાપક.

## સૂચના નં. ૨૭ સન '૪૦-૪

## વિષય

## પ્રૌઢ શિક્ષણ અને પુસ્તકાલયો

**નવીન પ્રૌઢ શાક્ષરોને પુસ્તકાલયો તરફથી વાચનની સવલત.**

પ્રૌઢ શિક્ષણનો પ્રચાર કરવા માટે વડોદરા રાજ્ય તરફથી સને ૧૯૩૯-૪૦ માં જુદા જુદા પ્રાંતોમાં સારો પ્રયાસ થયો હતો. તે સાલ દરમ્યાન અમે પણ પ્રૌઢ શિક્ષણને વેગ મળે તે હેતુથી પુસ્તકાલયના સંચાલકોને આવા નવીન તૈયાર થતા પ્રૌઢોને ક્રમશઃ પુસ્તકો વાચન માટે આપવાની એક યાદી પ્રસિદ્ધ પણ કરી હતી. જો કે આ યાદીનો ઉપયોગ થયો છે, પણ તે નવીન શિક્ષિત થયેલાઓ માટે જોઇતા પ્રમાણમાં થતો જણાયો નથી. આથી તમામ સેવાભાવી કાર્યકરો તથા પ્રૌઢ શિક્ષણનું કાર્ય કરનાર તમામ શિક્ષકોને વિનંતિ છે કે અત્રેની સૂચના નં. ૪૬૫ સન ૩૮-૩૯ થી પ્રસિદ્ધ થયેલી યાદીનાં પુસ્તકો પૈકી નવીન ભણેલા વાચકોને અનુકૂળ પુસ્તક વાંચવા આપી ક્રમશઃ તેને વાંચનમાં રસ ઉત્પન્ન કરવા ઘટતા પ્રયાસો તેઓ કરશે. અને પ્રૌઢ શિક્ષણના કેન્દ્રસ્થળો તરફથી જોઇતી વાચનની ચોપડીઓની માગણી આવે તે પુસ્તકાલયોમાંથી પૂરી પાડશે.

**વધુ અક્ષરજ્ઞાનના પ્રચારની જરૂરીઆત.**

આપ સૌ સમજો છો કે આપણી પાડોશમાં કે ઘરમાં સાથે રહેનાર વ્યક્તિ અક્ષરજ્ઞાન પામે તો આજે તેની જાણબહાર કે લોકોક્તિથી તેઓ જે માત્ર શ્રવણથી જ જાણી કે યાદ રાખી શકે છે તે પ્રત્યક્ષ વાચન તથા લેખનથી સ્વતંત્ર જ્ઞાન મેળવ્યાનો આનંદ પામશે. અને ઈશ્વરે તેને આપેલી કુદરતી શક્તિ દ્વારા તેના પર સારાસારનો વિચાર કરતાં શીખશે. આ કથન જો આપણે સ્વીકારીએ તો પછી આપણો પડોશી ગરીબ, બેદરકાર કે આળસુ હોય તો તેના વાતાવરણનો અભ્યાસ કરી સમાજના હિતચિંતકોએ તેમને તૈયાર કરવા પૂરતા પ્રયાસો કરવા જ રહ્યા. લોકોને નિરક્ષરતામાં ડૂબતા અટકાવવા અગર અક્ષરજ્ઞાન આપી તેમનામાં જ્ઞાનનો દીવો પ્રગટાવવાનું કાર્ય આ પળે આપણે જતું કરી શકીએ તેમ નથી. વડોદરા રાજ્યની રૈયત આ બાબતમાં ઢીલ નહિ રાખે એવી આશા છે. અને તેમાં પુસ્તકાલયોમાં અને શાળાઓમાં કામ કરતા શિક્ષકો, યુવકો અને માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓ તો આ બાબતમાં ખૂબ રસપૂર્વક કાર્ય કરી શકે તેમ છે. દરેક પુખ્ત ઉમરનો ભણેલો માણસ એક અભણ માણસને વર્ષ દરમ્યાન ભણેલો બનાવવા પ્રયાસ કરે તો આપણે આપણા ભાઇઓ માટે ઘણુંજ કર્યું ગણી શકાશે.

**ખાનગી રાત્રિશાળાઓની મુશ્કેલી અને ઈલાજ.**

અક્ષરજ્ઞાન માટેની ખાનગી રાત્રિશાળાઓ જોઇએ તેટલો આ બાબતમાં ફેલાવો કરી શકી નથી તેનાં કારણો ઘણાં છે. તેમાંનું એક શિક્ષણના સમયની પ્રતિકૂળતા, અને બીજું શિક્ષક અને અશિક્ષિત વચ્ચે ન૨મનું અંતર. આ બન્નેનો ઉકેલ એક ભણેલો માણસ પોતાના તરફ લાગણી હોય તેવા એક કુટુંબના અભણને ભણેલા કરવા પ્રયાસ

કરે તેમાં છે. વિદ્યાર્થી કે વિદ્યાર્થિની પોતાના ભાઇ બાપ કે મા બ્હેન અગર ઇતર સંબંધી કે મિત્રવર્ગ અગર નોકરવર્ગમાંથી જે અભણ હોય તેને સહેલાઇથી ભણેલો બનાવી શકે. આ માટે પોતામાં જુસ્સો, ખંત, આનંદ અને અશિક્ષિત તરફ ખરા દિલના આદરની ભાવનાની જરૂર છે. આ વસ્તુઓ ગામના જુવાનોમાં ઊભી કરવાનું કાર્ય ગામના યુવાન કાર્યકરો અને શિક્ષકોનું છે. આ માટે ગુજરાત પ્રૌઢ શિક્ષણ સમિતિ તરફથી શ્રી. જુગતરામ દવેએ તેમ જ શ્રી. ભાગવતે બતાવેલી યોજનાઓ "પુસ્તકાલય" માસિકનાં અંક ઑગસ્ટ ૧૯૩૯ ના પૃષ્ઠ ૭૨ પર સૂચના અંક ૧ સન '૩૯-૪૦ વાંચવા સૌને ભલામણ છે.

**પુસ્તકાલયોએ કરવાની તજવીજ.**

પુસ્તકાલયોના સંચાલકો પૈકી વ્યવસ્થાપક સમિતિના સભ્યો આ બાબતમાં વિચારણા કરી વાચકવર્ગને આ કાર્યમાં પરોવવા જરૂર પ્રયાસો કરી શકશે એમ અમારી ખાતરી છે. અને આ સૂચનાથી તેમને જણાવવામાં આવે છે કે સને ૧૯૪૧-૪૨ માં આ કાર્યકરો ઊભા કરવામાં, તેમની પ્રેરણા માટે જુદા જુદા લત્તાઓમાં સભા ભરવા માટે ગામની અનુકૂળતા પ્રમાણે જરૂરી ખર્ચ તથા નાની નાની પુસ્તિકાઓની એક કરતાં વધુ પ્રતો અને તખ્તા ખરીદવા માટે તેઓ પોતાના અંદાજમાં રકમ રાખી તેની માંગણી કરી શકશે. તેમજ પોતાને ત્યાં આવતાં વર્તમાનપત્રો, સાપ્તાહિકોના સમાચારનાં મોટા અક્ષરનાં મથાળાંની કાપલીઓ બનાવી આવા નવીન શીખનારાઓને આપી તેમનામાં વાચન માટે રસ ઉત્પન્ન કરી શકશે અને તેમને આનંદ મળે તેવી નાની નાની રમતો, ચિત્રપોથીઓ, દૃશ્યચિત્રો અને દૂરબીન પણ મંગાવી શકશે.

**પુસ્તકાલય મંડળો અને મહાલ શાળાધિકારી સા. તરફથી વેગ મળવા બાબત.**

આશા છે કે આ પ્રવૃત્તિ તરફ પુસ્તકાલયના સંચાલકો અને યુવાન વાચકોનું ધ્યાન ખેંચવા રાજ્ય પુસ્તકાલય મંડળ, પ્રાંત તથા મહાલ પુ. મંડળો તેમ જ રા. મહાલ શાળાધિકારી સા. ઘટતા પ્રયાસો કરી તેની માહિતી "પુસ્તકાલય" માસિકમાં વખતોવખત મોકલતા રહેશે.

વડોદરા,
તા. ૭-૬-૪૧.

**ઉ. મો. પટેલ**
અ. વ્યવસ્થાપક.

# પુસ્તકાલય



વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૩-૮-૦ પરદેશ રૂ. ૫-૦-૦ છૂટક નકલ રૂ. ૦-૬-૦

: તંત્રીઓ :

નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી

મણિલાલ પ્રભાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :

વાઘજીભાઈ નારણભાઈ અમીન બી. કોમ.

મંત્રી, પુ. સ. સ. મં. લિ. રાવપુરા, વડોદરા

| | | |
|---|---|---|
| પુસ્તક ૧૬ મું | જુલાઈ ૧૯૪૧ | અંક ૭ |

# અમારી સોલ એજન્સીનાં પુસ્તકો.

હાલચિવડાની દશ વાર્તાઓ (આવૃત્તિ ૨ જી) ૧-૮-૦
કુળદીપક શ્રી. રાયચુરા ૧-૮-૦
કૂચગીતો " ૦-૧૨-૦
હુલ્લાની રમઝટ " ૧-૮-૦
કાઠિયાવાડની લોકવાર્તા ભા. ૨ જો ૧-૮-૦
હાલચિવડાનું હાસ્યદફતર " ૧-૮-૦
રાસમંદિર " ૧-૦-૦
સોરઠી વીરાંગનાની વાર્તાઓ " ૨-૦-૦
રાયચુરાની રસીલી વાર્તાઓ " ૧-૮-૦
રસિયાના રાસ " ૧-૦-૦
પ્રેમલીલા-ભાગ ૧ લો " ૧-૪-૦
ગાંધીયુગની વાર્તાઓ " ૦-૧૨-૦
મહીપાળદેવ " ૨-૮-૦
હાલચીવડાનો ડાયરો " ૧-૮-૦
રાયચુરાની રસકથા " ૧-૮-૦
સોરઠી લોકવાર્તાઓ " ૧-૧૨-૦
" " ભાગ બીજો " ૧-૮-૦
સોરઠપતિ " ૧-૮-૦
સોરઠરાણી " ૧-૮-૦
સોમનાથની સખાતે " ૧-૮-૦
નગાધિરાજ " ૧-૮-૦
જીવનસંભારણાં (શારદા મહેતા) ૨-૮-૦
ખેતીની જમીનના ટુકડા પડી જતા અટકાવવાને અને પડી ગયેલાને એકત્ર કરવાને વડોદરા રાજ્યમાં થયેલી તજવીજ (G. H. Desai) ૧-૦-૦

પ્રાથમિક શાળાના શિક્ષકનો સાથી ૧-૦-૦
વડોદરામાં ચાળીસ વર્ષ (ગુજરાતી) ૧-૦-૦
" " (અંગ્રેજી) ૧-૦-૦
ગુજરાતણ ટાઇપીસ્ટઃ ગંગાબેન પટેલ ૧-૪-૦
જાપાનની કેળવણી ૦-૮-૦
પટેલપોથી ૦-૩-૦
જાતકકથાઓ ચંદ્રશંકર ભટ્ટ ૦-૧૦-૦
રામસિંહ રાઠોડ " ૦-૬-૦
ક્રિસ્ટોફર કોલમ્બસ " ૦-૬-૦
પચાસ પ્રેરક પ્રસંગો " ૦-૬-૦
કુમાર વીરસેન ભા. ૩ " ૦-૬-૦
વિજ્ઞાનસૃષ્ટિ રે. ઓ. સોમપુરા ૧-૦-૦
યૌગિક સાધન અરવિંદ ઘોષ ૦-૮-૦
Mother America S. Bose 5-0-0
કબીર સાહેબનું બીજક ભા.૧-૨ ૩-૦-૦
બળવાખોર પિતાની તસ્વીર ૨-૮-૦
જીવન અને વિજ્ઞાન ૧-૩-૦
(ડૉ. ત્રિવેદી અને કોઠારી)

લખોઃ—

## પુસ્તકાલય સહાયક સહકારી મં. લિ.

પો. બો. નં. ૧૦, રાવપુરા—વડોદરા.

# અનુક્રમણિકા


| વિષય | લેખક | પૃષ્ઠાંક |
|---|---|---|
| બજેટ બનાવવા માટેનું માર્ગદર્શન ... | —તંત્રીસ્થાનેથી ... ... | ૩૭૫ |
| પુસ્તકાલયનાં પ્રકાશકિરણો ... ... | શ્રી. વ્રજલાલ દ. મહેતા ... | ૩૭૮ |
| ગુજરાતના ગૌરવગ્રંથો ... ... ... | શ્રી. તખ્તસિંહ પરમાર ... | ૩૭૯ |
| ગંગા તરવાડીની લાયબ્રેરી ... ... | શ્રી. પ્રતાપરાય ગિ. મહેતા ... | ૩૮૮ |
| આતરસુંબા મહાલ પ્રથમ પુ. પરિષદ ... | ... ... ... ... | ૩૯૩ |
| પુસ્તકપરિચય ... ... ... ... | શ્રી. મણિલાલ પ્ર. વ્યાસ, 'દ્રષ્ટા' | ૩૯૭ |
| નવીન ફાલ ... ... ... ... | ... ... ... ... | ૪૦૫ |
| માસિકો મળ્યા તારીખ ... ... ... | ... ... ... ... | ૪૦૬ |
| સામયિકોમાંથી શું વાંચશો ? ... ... | ... ... ... ... | ૪૦૭ |
| પુસ્તકાલયોની તપાસણી ... ... | ... ... ... ... | ૪૧૧ |
| પુસ્તકાલય નોંધ ... ... ... | ... ... ... ... | ૪૧૨ |
| સન ૧૯૪૦–૪૧ ના પુસ્તકાલયશિક્ષણવર્ગો ... | શ્રી. ના. નં. ચોકસી ... | ૪૧૪ |
| વ. રા. પુ. મંડળની જાહેરાત નં. ૬ ... | ... ... ... | ...૪૧૪-૨ |
| " " " ૭ ... | ... ... ... | ...૪૧૪-૩ |
| પુસ્તકો મોકલ્યાની માહિતી (જુન '૪૧) ... | ... ... ... | ...૪૧૪-૪ |
| સામયિક દોહન | | |
| આવો, પ્યારા વીર જુવાનો! (કાવ્ય)... | શ્રી. અ. ફ. ખબરદાર ... | ૪૧૫ |
| મારી આર્થિક કારકિર્દી ... ... | શ્રી. હેમંત ... ... | ૪૧૬ |
| આપણું કલંક ... ... ... | શ્રી. જ્યોત્સના શુક્લ... ... | ૪૨૦ |
| વર્ધા યોજનાનું હાર્દ ... ... | શ્રી. નાનાભાઈ ભટ્ટ... ... | ૪૨૨ |
| મૌલાના ઓબેદુલ્લા... ... ... | શ્રી. ઝવેરચંદ મેઘાણી ... | ૪૨૭ |
| પુસ્તકાલય ખાતાના સૂચના, સરક્યૂલરો ... | ... ... ... ... | ૩૫ |


---


આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિ. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૭-૪૧

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૬ મું જુલાઇ-૧૯૪૧ અંક ૭ મો

## બજેટ બનાવવા માટેનું માર્ગદર્શન

—તંત્રીસ્થાનેથી

જુલાઇ માસ આવે છે અને રાજ્યનાં પુસ્તકાલયોના જાગતા મંત્રી-ગ્રંથપાલો નવા વર્ષ માટે પત્રો-માસિકોને પુસ્તકોની પસંદગીમાં લાગી જાય છે. એ પસંદગી કરતા પહેલાં તેઓ લોકમદદ કેટલી મળશે વા મળી ગઇ તેનો ચોકસાઇ કરી લે અને તેના પ્રમાણમાં ખાતાએ નક્કી કરેલા ટકાવારીના ધોરણે પત્રો-માસિકો કે પુસ્તકોની પસંદગી કરવામાં લાગી જાય છે.

### પત્રો-માસિકોની પસંદગી

પત્રો-માસિકો પસંદ કરતી વખતે કેટલાક મંત્રી વા ગ્રંથપાલો પોતાની જ પસંદગીનાં પત્રો-માસિકો માગે છે, અને પાછળથી એક યા બીજા કારણે તે નહિ પણ બીજાં જ પત્રો-માસિકોની માગણી કરતા જણાય છે. આવે વખતે બજેટમાં એક પત્ર માગ્યું હોય, તે માગણીને ખાતાએ મંજૂર કરી હોય અને પાછળથી તેમાં ફેરફાર કરાવવા આવે છે. કેટલીકવાર ટકાવારીના ધોરણની મર્યાદાને વટાવી જઇને પણ કેટલાક પત્રો-સામયિકોની માગણી કરતા હોય છે. આવે વખતે ખાતુ તેમાં ફેરફાર કરે છે અને પાછળથી પત્રવ્યવહાર ચાલતાં વખત લંબાય છે અને વખતસર પત્રો ચાલુ થઇ શકતાં નથી. આવી પરિસ્થિતિ ઊભી ન થાય તે માટે સરળ રસ્તો એક જ છે અને તે એ કે, કોઇપણ મંત્રી વા ગ્રંથપાલે પોતાની પસંદગીનાં સામયિકો ન મૂકતાં વ્યવસ્થાપક મંડળની સંમતિપૂર્વકની પસંદગીનાં ખાતાની સૂચવેલી ટકાવારીની હદમાં રહીને જ માગવાં વધુ ઇષ્ટ છે, કે જેથી પાછળથી ફેરફાર કરવા માટે ખાતા સાથે વ્યર્થ પત્રવ્યવહારમાં ઊતરવું ન પડે અને નિયમિત વખતસર પત્રો મળવાં ચાલુ થાય.

વળી આવાં પત્રો-માસિકો પસંદ કરતી વેળા કેટલીક વાર આગલા વર્ષે

પસંદ કરાયાં હોય તેનાં તે જ સામયિકો—ખાસ કરીને માસિકો—ની પસંદગી થાય છે તે પદ્ધતિ બરાબર નથી. ગયા વર્ષે મંગાવેલાં માસિકોમાં વાચકોએ કયાં વાંચવામાં વધુ રસ લીધો અને જનતાને કયાં વધુ ઉપકારક નીવડયાં તે પણ વિચારવું જોઇએ. ખાસ કરીને બાલમાસિકો અથવા સ્ત્રીમાસિકોમાં આ બાબત ખાસ તપાસવી જોઇએ. એવું કોઇ માસિક સસ્તું હોય છતાં તેમાં આવતું વાચન બાળકો કે સ્ત્રીઓને રુચિકર અથવા વાંચવામાં રસ ઉત્પન્ન કરે કે જ્ઞાનદાયક ન હોય તો નવે વર્ષે તેમાં ફેરફાર કરી શકાય. અથવા ગયે વર્ષે અમુક બાલમાસિક કે સ્ત્રીમાસિક મંગાવ્યું હોય તો નવે વર્ષે બીજું નવું મંગાવી બાળકોને તે કેટલું વધુ રુચિકર નીવડે તેમ છે તે પણ જોવું જોઇએ. આ સિવાય એ બાબતમાં સરળ ઉપાય એ છે કે, આવાં માસિકોના નમુનાના અંક મંગાવી જોવા, બાળકોમાં ફરતા કરવા અને બાળકની વાચનવૃત્તિ કયા પર ઊતરે છે તે અજમાવીને તે માસિક મંગાવવું વધુ ઠીક થઇ પડશે. અને આવાં માસિકોના સંચાલકો નમુનાનો અંક મોકલવા ભાગ્યે જ ના પાડશે; અરે, કેટલાક તો નમુનાનો અંક મફત પણ મોકલી આપે છે. અન્ય માસિકોની પસંદગીમાં પણ આ અખતરો અજમાવશો તો તેમાંથી પણ તમોને કયું માસિક પસંદ કરવું તે વધુ સુગમ અને સરળ થઇ પડશે.

દૈનિક વા અઠવાડીક પત્રોની બાબત પણ જરા વિચાર માગી લે છે. નાની રકમનું બજેટ હોય છતાં ભારે કિંમતનું દૈનિક વર્તમાનપત્ર માગવામાં આવે તો તે ન સ્વીકારાય એ સ્વાભાવિક છે. એટલે પોતાની બજેટની રકમ લક્ષ્યમાં રાખીને પુસ્તકાલયને પરવડે તેવું દૈનિક મંગાવવું વધુ ઇષ્ટ છે. અને દૈનિક પત્ર માટે રકમની જોગવાઇ ન થઈ શકે તેમ હોય તો અર્ધસાપ્તાહિકથી અથવા અઠવાડીકથી સંતોષ માનવો જોઇએ અને છેક નાની રકમના બજેટવાળાં પુસ્તકાલયોએ તો રાજ્યમાંથી પ્રકટ થતાં અઠવાડીકોથી જ સંતોષ માનવો જોઇએ.

## પુસ્તકપસંદગી

પુસ્તકો પસંદ કરતી વખતે કેટલેક સ્થળે બુકસેલરો તરફથી મળેલાં સૂચિપત્રોમાં છપાતાં પુસ્તકોનાં નામોના આધારે પસંદગી કરવામાં આવે છે અથવા મંત્રી કે ગ્રંથપાલ અથવા ગામમાં વધુ લાગવગ ધરાવનાર વ્યક્તિની માગણીનાં પુસ્તકો પણ માગવામાં આવે છે પુસ્તકપસંદગીની બાબતમાં આ નીતિ બરાબર નથી. પુસ્તકો પસંદ કરતી વખતે વ્યવસ્થાપક મંડળના સભ્યોની સલાહ લો, તમારે ત્યાં આવતાં વાચકોને અવારનવાર પૂછતા રહો અને "પુસ્તકાલય" માસિકમાં વા અન્ય માસિકો કે સામયિકોમાં આવતાં અવલોકનો કે પુસ્તકપરિચયોથી વખતોવખત વાકેફગાર થતા જાઓ. એટલે કયું બહાર પડેલું પુસ્તક

ખરીદવા જેવું છે તેનો કંઇક ખ્યાલ તમને મળશે. અને એ રીતે પુસ્તકપસંદગીનો તમારો માર્ગ સરળ બની જશે. પરંતુ ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે, **અશિષ્ટ કે અનિષ્ટ પુસ્તકો તમારા પુસ્તકાલયમાં ન પેસી જાય** તેની પણ ખાસ તકેદારી રાખજો.

## બાળકો અને પ્રૌઢો માટે

વળી પુસ્તકાલયમાં વધુ વાચકો તો ગામના ઉછરતા બાળકો અને જુવાનો હશે, તેમ જ પ્રૌઢશિક્ષણપ્રવૃત્તિના પરિણામે નવા વાંચતા શીખેલા પ્રૌઢો માટેનાં પુસ્તકોનો પણ તમારે વિચાર કરવાનો છે. આ બાબતમાં બાળકો અને પ્રૌઢો સરળતાથી વાંચી સમજી શકે તેવી નાની નાની સરળ ભાષામાં અને મોટા અક્ષરે જ્ઞાન આપે એવી જે પુસ્તિકાઓ પ્રકટ થઇ હોય તે પણ લક્ષ્યમાં લેતા જજો અને એમને માટેનાં પુસ્તકો પણ વસાવવાનું રખે ચૂકતા.

## ગ્રંથમાળાઓ શા માટે ?

વળી એક વધુ લાલ બત્તી અહીં ધરવી યોગ્ય થઈ પડશે અને તે ગ્રંથમાળાઓને લગતી. આપણે ત્યાં હમણાં હમણાં જુદા જુદા પ્રકારની અને જુદી જુદી લાલચો બતાવતી સંખ્યાબંધ ગ્રંથમાળાઓ અગાઉથી લવાજમ લઇ બહાર પાડવાની જાહેરાતો થાય છે અને પાછળથી તેનું પરિણામ કેટલીક વાર લવાજમનાં નાણાં ગુમાવવામાં આવે છે. આવું ન થાય તે માટે ખાસ તકેદારી રાખવી જરૂરી છે. એટલે અગાઉથી લવાજમ માગતી ગ્રંથમાળાઓના ગ્રાહકો થઇ ગમે તેવાં–કદી કદી અણગમતાં પુસ્તકો વહોરી લઇ પાછળથી પસ્તાવા વખત ન આવે તે માટે પ્રતિષ્ઠિત ગ્રંથમાળાઓ સિવાયની ગ્રંથમાળાના ગ્રાહક થવાનું હંમેશ માટે માંડી વાળજો. **રખે એવી ગ્રંથમાળાઓના ગ્રાહક થતા**

હવે છેલ્લી પણ અગત્યની લક્ષ્યમાં રાખવા જેવી એક બાબત છે. કેટલાક ગ્રંથપાલો બજેટમાં પુસ્તકોની યાદી જ લખતા નથી, જ્યારે કેટલાકો ખાતાની પસંદગીનાં પુસ્તકો મોકલવા જણાવે છે. આ રીત બરાબર નથી. ખાતુ પોતાની પસંદગીનાં પુસ્તકો મોકલે તેમાં કોઇ એવાં પણ હોય જે અગાઉ પુસ્તકાલયમાં આવી પણ ગયાં હોય; સ્વાભાવિક છે કે, ખાતાને આ વિષેનો ખ્યાલ ન પણ હોય.

**વળી પોતે મોકલે તે યાદીમાં ખાસ જરૂરી પુસ્તકો કયાં છે તે અવશ્ય** જણાવવું કે જેથી તે મોકલવા પુ. સ. સ. મંડળ ખાસ તજવીજ કરી શકે.

બજેટ બનાવતી વખતે પુસ્તકાલયના મંત્રી–ગ્રંથપાલો આટલી બાબત ધ્યાન પર રાખશે તો તેમનો પત્રો–માસિકો તેમ જ પુસ્તકપસંદગીનો માર્ગ સરળ બની જશે અને વ્યર્થ પત્રવ્યવહારમાં નહિ ઊતરવું પડે.

# પુસ્તકાલયનાં પ્રકાશકિરણો

(૧૯)

૧૮૧. માનવજીવનને ઉજ્જવળ બનાવવું એ આપણી પહેલી ફરજ છે; એ ફરજને અદા કરવામાં પુસ્તકાલય પોતાનાં સુંદર પુસ્તકો દ્વારા ઘણી મદદ કરે છે.

૧૮૨. સમાજને ઝપાટાબંધ પ્રગતિને પંથે લઈ જવો હશે તો પ્રૌઢશિક્ષણ અને પુસ્તકાલય-પ્રવૃત્તિને અપનાવ્યા સિવાય છૂટકો જ નથી.

૧૮૩. ગામડાંમાં તમે અનેક પ્રવૃત્તિને સ્થાન આપો, પણ અક્ષરજ્ઞાન અને તેની પૂર્તિરૂપ પુસ્તકાલયપ્રવૃત્તિ નહિં ઉપાડો ત્યાંસુધી તમામ પ્રવૃત્તિનું પરિણામ અધૂરું જ રહેશે.

૧૮૪. તમે ખૂબ વાંચવાની ટેવ કેળવો એ સારું છે, પણ કેવા પ્રકારનું વાચન તમે વાંચો છો તે વસ્તુ જરૂર વિચારવી ઘટે છે

૧૮૫. જીવનચરિત્રોનું વાચન માણસને વિચારવંત બનાવે છે.

૧૮૬. આજે અશિષ્ટ સાહિત્યનો એટલો બધો ધસારો થઈ રહ્યો છે કે જો તમે સાવચેત નહિ રહો તો એ ગમે તે રસ્તે તમારા પુસ્તકાલયમાં ઘૂસી જશે; માટે પુસ્તકાલયમાં આવતાં સાહિત્ય ઉપર તમારો મજબૂત ચોકી-પહેરો રાખો અને તેવું સાહિત્ય પુસ્તકાલયને ખૂણે ખાંચરે પણ ભરાઈ જવા ન પામે તે માટે વારંવાર તમારા પુસ્તકાલયની ઝડતી લીધા કરો.

૧૮૭. તમારા પુસ્તકાલયને એવું ચેતનવંતું અને પ્રગતિમય બનાવો કે એ તમારા ગામનું સંસ્કારકેન્દ્ર બની રહે.

૧૮૮. આપણે ઘણાંયે પર્વો ઉજવીએ છીએ. પણ જે પ્રવૃત્તિ સારાયે જનસમાજનું કલ્યાણ કરનારી છે તે પુસ્તકાલયપ્રવૃત્તિનું પર્વ ઉજવવાનું આપણે નક્કી કરેલું-વસંતપંચમીનું પુસ્તકાલયપર્વ ઉજવવાનું કેમ ભૂલીએ ? .

૧૮૯. તમને વખતનો બહુજ અભાવ હોય, તો તમારા ફરવાના કે દેવદર્શને જવાના વખતમાંથી પણ થોડો વખત કાઢીને તમારા ગામના પુસ્તકાલયમાં એક લટાર જરૂર મારી આવજો; દેવદર્શન તમને ધાર્મિકતા અર્પશે, ખુલ્લી હવા તમને આરોગ્ય આપશે તો પુસ્તકાલય તમને સર્વાંગી જ્ઞાન આપશે.

૧૯૦ તમે જ્યારે જ્યારે મુંઝાઓ, વિચારોને વમળે ચઢો ત્યારે જરૂર સદ્ગ્રંથોનું સેવન કરજો. એની સહાયતાથી તમે પુનઃ શાંતિ પ્રાપ્ત કરી શકશો અને હૃદયને ખૂબ હળવું કરી શકશો.

મગનલાલ દ. મહેતા

# ગુજરાતના ગૌરવગ્રંથો*

## શ્રી. કનૈયાલાલ મુનશીનાં

# પુસ્તકોનું વિહંગાવલોકન

### : એક વાચકની નજરે

### જીવનપરિચય

શ્રી. કનૈયાલાલ મુનશીનો જન્મ ભરૂચમાં તા. ૨૯-૧૨-૧૮૮૭ ના રોજ થયો હતો ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં આ વર્ષ ઐતિહાસિક અગત્ય ધરાવે છે. દલપતશાહી કવિતાથી વિમુખ રહી, તેની અસરથી મુક્ત કુસુમમાળા આપણને આ વર્ષે મળી. નવો જ ભાવ, નવી જ શૈલી અને નવો જ વિષય. ગુજરાતની મહાન નવલકથા સરસ્વતીચંદ્રનો પહેલો ભાગ પણ આ જ વર્ષમાં પ્રસિદ્ધ થયો. ૧૮૮૭ નું વર્ષ એટલે નવીનતા. શ્રી. મુનશીના એ જન્મસંસ્કારને લઇને તો તેઓ આટલા નવીન વિચારો દર્શાવતા નહિ બન્યા હોય ?

શ્રી. મુનશી જ્ઞાતિએ ભાર્ગવ બ્રાહ્મણ અને ભરૂચના વતની છે. એમના પિતાનું નામ માણેકલાલ નરભેરામ મુનશી અને માતાનું નામ તાપીલક્ષ્મી. એમના પિતા અને કાકાશ્રી વગેરે સરકારી નોકરીમાં ઊંચે હોદ્દે પહોંચી, મુત્સદ્દી તરીકે મશહૂર થયા હતા. આ ગુણો શ્રી. મુનશીમાં પણ ઊતર્યાં છે.

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ એક જ સ્થળે લેવાનું બનેલું નહિ. તેઓ ૧૯૦૨ માં મેટ્રીક થઇ વડોદરા કૉલેજમાં દાખલ થયા. ઐચ્છિક વિષય ફિલોસોફી લઇ ૧૯૦૬ માં બી. એ. ની પરીક્ષા 'ઓનર્સ' વર્ગમાં પસાર કરી. સન ૧૯૧૦ માં એલએલ. બી. અને ૧૯૧૩ માં એડવોકેટ થયા. વકીલનો ધંધો શરૂ કર્યો; સાથે સાથે અન્ય પ્રવૃત્તિઓમાં ભાગ લેવાનું પણ ચાલુ

* આ અંકથી શરૂ થતી આ લેખમાળામાં એક પછી એક ગુજરાતને ગૌરવભર્યું" ગ્રંથસાહિત્ય આપનાર વિદ્યમાન લેખકોનાં પુસ્તકોનો અલ્પ પરિચય આપવાની યોજના છે. ક્રમશઃ એક પછી એક લેખકની કૃતિઓનું વિહંગાવલોકન આપવા-પુસ્તકાલયોને જે તે લેખકનો ગ્રંથપરિચય કરાવવા-નો જ માત્ર આમાં હેતુ છે. તેમાં ચડતો ઉતરતો વા એવો કોઇ ખાસ ક્રમ રખાયો નથી.

શ્રી. ક. મા. મુનશી

રાખ્યું. સન ૧૯૧૩ માં 'સ્ટુડન્ટસ બ્રધરહુડ' તરફથી સમાજસેવા વિષે ઇનામી નિબંધ લખી મોતીવાળા પ્રાઇઝ મેળવ્યું હતું. મુંબઇમાં સ્થપાયેલી ગુર્જર સભામાં જોડાઇ, દેશના અનેકવિધ પ્રશ્નો ચર્ચવામાં તેઓ અગ્રેસર ભાગ લેતા હતા. તેમની લેખનની શરૂઆત આ જ વખતથી થઇ. સ્વ. રણજિતરામ વાવાભાઇ મહેતા જેવાનું પ્રોત્સાહન મળ્યું એટલે તેમની લેખનકળા ખીલી અને ગુજરાતને તેની અસ્મિતાનો પૂજારી મળ્યો.

તેઓ ઉત્તમ લેખક હોવાની સાથે એક સારા વક્તા પણ છે. તેમની કલમની જેમ તેમની વાણીનો પ્રવાહ એટલો જ ઓજસ્વી અને આકર્ષક માલૂમ પડયો છે. સાહિત્યસેવાની ધગશ તેમનામાં નાનપણથી જ હતી. અભ્યાસ પૂરો થતાં જ પોતે એક પત્ર 'નવજીવન અને સત્ય' ચલાવેલું અને 'યંગ ઇન્ડિયા' અઠવાડીકના સહતંત્રી તરીકે પણ કામ કરેલું. તેમની ખરી સેવા તો તેમણે 'ગુજરાત'ના તંત્રીસ્થાનેથી કરી તે છે. સ્વર્ગસ્થ હાજી.મહમદના 'વીસમી સદી'ની હરોળમાં ઊભું રહે એવું કોઇ પણ માસિક હોય તો તે 'ગુજરાત' હતું. અત્યારના આપણા પ્રતિષ્ઠિત લેખકો-તે વખતે ઊગતા લેખકો હતા. ગુજરાતના તંત્રીના પ્રોત્સાહનથી તેઓ આગળ આવી શક્યા છે.

૧૯૨૨ માં એમણે મુંબઇમાં સાહિત્ય સંસદ્ સ્થાપી અને આ સંસદ્ દ્વારા ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ કરવાનો પ્રયત્ન કર્યો. આઠમી સાહિત્ય પરિષદને સંસદ તરફથી નોતરી, ત્યારથી મુનશી સાહિત્ય પરિષદની પ્રવૃત્તિ સાથે સંકળાએલા છે. કરાંચીની સાહિત્ય પરિષદના તેઓ પ્રમુખ હતા, અને કેટલાક ચર્ચાસ્પદ વિચારો રજુ કર્યા હતા. (તે ચર્ચવાનું આ સ્થળ નથી.) શ્રી. મુનશી એટલે પરિષદ મંડળ. આ વર્ષે જ મુનશીજી જેલમાં જતાં ડિસેમ્બરની આખરમાં ભરાનાર સાહિત્ય સંમેલન અંધેરીના કાર્યકર્તાઓએ મુલતવી રાખ્યું. આટલે સુધી તેમની અસર પહોંચી છે.

પોતાના પ્રવૃત્તિમય જીવનમાં મુનશીને લેખનસમય ઝાઝો રહેતો નહિ. એટલે તે ઘણું થોડું લખી શકતા. જેલનિવાસ દરમ્યાન તેઓએ ઘણાં પુસ્તકો લખ્યાં, જેમાં સૌથી વધારે મહત્વ Gujarat and its Literature ધરાવે છે. જેલમાંથી છૂટયા પછી તેમણે દેશસેવામાં જ પોતાનું હિત છે એમ માની રચનાત્મક કાર્યક્રમ દ્વારા દેશસેવા શરૂ રાખી. આ પછીની શ્રી. મુનશીજીની જીવનરેખા આજે ભાગ્યે જ કોઇથી અજાણ હશે.

**શ્રી. મુનશીએ ગુજરાતી સાહિત્યની અનેકવિધ સેવા કરી છે. તેમણે નવલકથાઓ, નાટકો, તેમ જ વિવેચનલેખો લખ્યા છે. તેમને સંશોધનમાં પણ રસ છે. "વામનકાય મુનશી વિરાટ બનવાના પ્રયાસ કરે છે" એ પ્રોફેસર શાસ્ત્રીનું મંતવ્ય તદ્દન ખોટું નથી. દેશની દરેક પ્રવૃત્તિમાં તેઓ આગળ પડતો ભાગ લે છે અને પોતાની પ્રવૃત્તિ સફળ કરે છે. તેમનું લક્ષ્ય સાધન તરફ છે; સાધ્ય ગમે તે હોય! ઐતિહાસિક નવલકથાના બધા નાયકો સાધનની સારાસારતાની પરવા નહિ કરતાં સાધ્ય તરફ જ લક્ષ રાખે છે.**

---

## એમના ગ્રંથો

શ્રી. મુનશીના ગ્રંથો અનેક છે. તેમનો પરિચય આપવા અહીં આપણે તેમને ત્રણ વિભાગમાં જોઇએ: ૧. નવલકથા અને નવલિકાકાર, ૨. નાટયકાર, ૩. નિબંધકાર

આ વિભાગોને ધ્યાનમાં રાખી આપણે પ્રથમ તેમની નવલકથાઓ લઇએ.

લેખનકાર્યની શરૂઆત કરતાં દરેક લેખકને વિષયની મુશ્કેલી નડે છે. એ મુશ્કેલીમાંથી બચવા માટે વસ્તુ ઇતિહાસમાંથી કે દંતકથાઓમાંથી લેવામાં આવે છે અને તેની આસપાસ લેખક કલ્પનાના રંગો પૂરી તેને ગ્રંથરૂપે રજૂ કરે છે. શ્રી. મુનશીએ પણ પ્રથમ

ઐતિહાસિક નવલકથા લખવાનું યોગ્ય ધાર્યું અને તેમની પ્રથમ નવલકથા ' **પાટણની પ્રભુતા** ' ૧૯૧૬ માં " ગુજરાતી "ની ભેટ તરીકે બહાર પડી.

## નવલત્રયી

' પાટણની પ્રભુતા 'ના અનુસંધાનમાં તેમણે ' ગુજરાતનો નાથ ' અને ' રાજાધિરાજ ' નામની બે નવલકથાઓ લખી.

આ ત્રણે નવલકથાઓ ગુજરાતી સાહિત્યમાં વિકાસક્રમ તરીકે નહિ, સીમારથંભ તરીકે નહિ પણ અનુકરણીય આદર્શ માટે ચિરંજીવ રહેશે.

સરસ્વતીચંદ્રનો ચોથો ભાગ બહાર પડયો ૧૯૦૧ માં. ત્યારપછી ગુજરાતમાં ન્હાનાલાલ યુગ શરૂ થયો. ગુજરાતમાં સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીઆ સિવાય નોંધપાત્ર નવલકથાકાર બીજો કોઇ ન હતો. ૧૯૦૧ થી ૧૯૧૬ સુધીનો ગુજરાતી સાહિત્યનો ગાળો ઉત્તમ નવલકથાઓ વગેરેનો છે. લોકોની વૃત્તિ સામાજિક નવલકથાઓ વાંચવા તરફ વધતી જતી હતી. ' સરસ્વતીચંદ્ર ' ' અલક્ષ્ય જ્યોતિ ' વગેરે લોકપ્રિય નવલકથાઓ હતી. ઓગણીસમી સદીમાં ઐતિહાસિક નવલકથાએ જે સ્થાન પ્રાપ્ત કર્યું હતું–તે હવે રહ્યું ન હતું. સઘળી ઐતિહાસિક નવલકથાઓમાં–જેમાંની ઘણીખરી પરભાષાની હતી–એક શૈલી–સ્કૉટની શૈલીનું અનુસરણ–માલૂમ પડતી. આ નવલકથાકારો વસ્તુ તરફ દૃષ્ટિ રાખતા, પાત્ર તરફ નહિ. વળી ઐતિહાસિક વફાદારી જાળવવામાં રસક્ષતિ પણ થતી.

મુનશીએ ' ઘનશ્યામ ' તખલ્લુસથી ' પાટણની પ્રભુતા ' લખી અને ઐતિહાસિક નવલકથાને નવો વેગ આપ્યો. ઇતિહાસને ક્યાં સુધી વફાદાર રહેવું, પાત્રોને બીજી રીતે રજૂ કરી શકાય કે કેમ, પ્રસંગો સાથે છૂટ લેવાય કે કેમ એ બધા પ્રશ્નો આ નવલકથાએ વહેતા મુકાવ્યા.

ત્યારપછી ૧૯૧૯ માં ' ગુજરાતનો નાથ ' અને ૧૯૨૧ માં ' રાજાધિરાજ ' બહાર પડયાં.

આ નવલકથાઓમાં શ્રી. મુનશી ગુજરાતની અસ્મિતા જગવવાનો પ્રયાસ કરે છે. ગુજરાતની મહત્તા કેવાં કેવાં મહાનુભાવ પાત્રોથી જળવાઈ હતી, કેવાં કેવાં બલિદાનોથી ઉજ્જવળ થઈ હતી તે બતાવવાની એમની નેમ છે.

અગીઆરમી સદીના ગુજરાતની આ વાર્તાઓ છે. સોમનાથની પુનઃસ્થાપના કર્યા પછીનો આ સમય છે મુંજાલ મહેતો દક્ષિણમાં જાય છે. ત્યાં તે મિનળને જુએ છે. તેની પાસે ગુજરાતની ભૂમિનાં વખાણ કરે છે. મિનળ મુંજાલના પ્રેમમાં પડે છે. તે મુંજાલ પાસે રહેવા માગે છે. મુંજાલ તેનું કરણદેવ સાથે લગ્ન કરાવે છે. તેઓ બન્ને વિશુદ્ધ રહેવાની પ્રતિજ્ઞા કરે છે. કર્ણદેવ મૃત્યુ પામે છે. મુંજાલ ગુજરાતને વ્યવસ્થિત રાખે છે. મોટો થતાં સિદ્ધરાજ ગાદીએ આવે છે. તે મુંજાલ, કાક અને ત્રિભુવનપાળની મદદથી ગુજરાતને કુકકુટધ્વજ લાટ સુધી અને ઉત્તરે માળવા સુધી ફરકાવવા શક્તિમાન થાય છે. આ છે આ વાર્તાઓનું મુખ્ય વસ્તુ.

આ નવલકથાઓમાં મુખ્ય પ્રશ્ન પ્રેમનો છે. લેખકે ત્રણ પ્રેમી યુગલો આપણી સામે રજૂ કર્યાં છે. મીનળ અને મુંજાલ, પ્રસન્નદેવી અને ત્રિભુવનપાળ, મંજરી ને કાક.

મુંજાલ અને મીનળનો પ્રેમ સુરુચિના ઉપાસકોને અણગમો ઉત્પન્ન કરાવે એવો છે. એમાં મલિનતા છે અને મીનળના પાત્રને અન્યાય થયો છે, એમ ઘણા માને છે. આ વિષે કેટલોક ઉહાપોહ પણ થએલો અને સ્વ. નારાયણ વિસનજી ઠક્કુરે મીનળની મહત્તા બતાવવા 'મહારાણી મયણલ્લા યાને ગુજરાતની માતા' નામની નવલકથા લખી. એટલું તો ચોક્કસ છે કે મીનળ અને મુંજાલનો પ્રેમ ઇતિહાસમાં કે પ્રબંધમાં ક્યાંય લખાયેલો નથી; છતાં એમ કહી શકાય કે લેખકે આપણને આ બે મહાન પ્રેમપાત્રો આપ્યાં છે. યુવાન મીનળ મુંજાલને જોઈ આકર્ષાય છે, મુંજાલનું સાન્નિધ્ય અનુભવતા તે મુંજાલના રાજાને પરણવા તૈયાર થાય છે, એ પરણે છે તે જ રાત્રે બન્નેએ વિશુદ્ધ રહેવું જોઈએ, એમ ભાન થાય છે. ફરી પાછું સ્ખલન થાય છે અને મીનળ મુંજાલને કહે છેઃ 'તું એક વાર હતો તેવો થઈને રહે." બન્ને પડે છે, પાછું બન્નેને ભાન થાય છે અને છેવટે વિશુદ્ધિ જાળવવા શક્તિમાન થાય છે. બન્ને વિકારવૃત્તિ સાથે પ્રચંડ યુદ્ધ ખેલે છે અને વિજયને વરે છે.

પ્રસન્ન ( કાશ્મીરાદેવી ) અને ત્રિભુવનપાળનો પ્રેમ Romantic છે.

મંજરીને કાક સાથે પરણવું ન હતું. તેને તો **कैलास इव दुर्धर्षः कालाग्निरिव दुःसहः** પતિ જોઈતો હતો. કાક તેને બે વાર છોડાવે છે છતાં તે તેનો ઉપકાર માનતી નથી; તે તો તેને કાકભટ કહીને નવાજે છે. જ્યારે તેને માલૂમ પડે છે કે કાકને નહિ પરણે તો ઉદા મંત્રી સાથે હેરાન થવું પડશે. એટલે તે કાકને પરણે છે. પણ તે કહે છેઃ "મને પરણ્યા પછી મારા દાદાને ઘેર મૂકી આવજો." કાક કબૂલ થાય છે. ધીમે ધીમે વસ્તુસ્થિતિ પલટાય છે. તે કાક તરફ આકર્ષાવા લાગે છે. અને કીર્તિદેવ સાથે જેલખાનામાં તો કાકને **सौभाग्य-नाथो मम** કહે છે. પણ કાક હવે માનમાં રહે છે. કાક મંજરીને જૂનાગઢ લઈ જાય છે. પાછળથી તે કેદ પકડાય છે. મંજરી તેને છોડાવે છે અને ગીરના જંગલમાં બન્નેનાં મન મનાય છે. આ સ્થળ બતાવવામાં લેખકે ઘણું જ ઔચિત્ય સાચવ્યું છે. બન્નેનું દંપતીજીવન સુખમાં જાય છે. છેવટે મંજરી મરણ મૃત્યુ પામે છે.

આ નવલકથાઓમાં પાત્રાલેખન અદ્દ્ભુત છે, વસ્તુસંકલના કંઈક શિથિલ જણાય છે-મૂળ વિષય વેગળો રહી જાય છે, પણ જીવંત પાત્રો નજર સામેથી ખસતાં નથી. બધાં પાત્રોને પોતપોતાનું વ્યક્તિત્વ છે. આ પાત્રો Types નથી, પણ Individuals છે. આવાં પાત્રો શોધ્યે ન જડેઃ તે તો વીરલ જ હોય. મુંજાલ અને મીનલ, કાક અને મંજરી, ખેંગાર અને રાણક, અને ગૌણ પાત્રોમાં નેરો બોબડો અને મણિભદ્ર, કીર્તિદેવ-આ બધાં જીવંત પાત્રો છે. સિદ્ધરાજનું પાત્ર જોઈએ તેવો ન્યાય નથી પામી શક્યું.

આ વાર્તાઓમાં મુખ્ય રસ શૃંગાર અને વીર છે; સંજોગવશાત્ અદ્દ્ભુત અને કરુણ થાય છે. બર્બરકનું પાત્ર મૂકીને શ્રી. મુનશીએ અદ્દ્ભુત રસ યોજ્યો છે. કાકનું સ્મશાનમાં જવું એ પણ અદ્દ્ભુત રસની ખીલવણી માટે જ છે.

આ પ્રમાણે આ નવલકથાઓ સરળ અને વેગવંતી શૈલી, અદ્દ્ભુત પાત્રાલેખન અને સ્વદેશધર્મથી અંકુરિત ભાવનાને લીધે અનુકરણીય થઇ રહી છે. અને કેટલીક ઐતિહાસિક

નવલકથાઓ, આ નવલકથાઓને દૃષ્ટિ સમક્ષ રાખીને લખાઇ છે. કાન્તાની કાવ્યત્રયી-વસંતવિજય, ચક્રવાકમિથુન અને દેવયાની–જેમ ગુજરાતી સાહિત્યમાં અમર રહેવા સરજાઇ છે, તેમ આ નવલત્રયી પણ અમર રહેશે.

### જય સોમનાથ

ઉપરની ત્રણ નવલકથાઓના પુરઃસંધાનરૂપે શ્રી. મુનશીએ ચોથી નવલ હમણાં આપણને આપી છે.

મહમદ ગીઝનીનો સોમનાથનો વિજય અને તેને અનુભવવી પડેલી મુશ્કેલીઓનો આ નવલમાં ચિતાર આપવામાં આવ્યો છે. પ્રાણ જતાં પણ ધર્મને રક્ષવાની રાજપૂતોની અડગ ભાવનાનો આમાં પરિચય મળે છે.

ભીમદેવ, ચૌલા, સજ્જન અને સામંત ચૌહાણ-એ આ નવલનાં મુખ્ય પાત્રો છે. ગંગ સર્વજ્ઞ સોમનાથના દેવળના અધિષ્ઠાતા છે. ચૌલા એ દેવદાસી છે. તેના નૃત્યથી ભીમદેવ અને સામંત આકર્ષાય છે. એ બન્ને ચૌલાના પ્રોત્સાહનથી વિજય મેળવવા તત્પર બને છે. ચૌલા ભીમદેવ સાથે પ્રેમમાં પડે છે. સામંત નાસીપાસ થાય છે, પણ તે ચૌલાનો ધર્મનો ભાઇ થઇ રહે છે. અને ભીમદેવને ચૌલાનું કન્યાદાન કરે છે.

ઘોઘા ચહુઆણના અનેક પ્રયત્નો છતાં મહમદ ગીઝની ગુજરાતમાં આવે છે. સામંત તેને મારી નાખવાનો પ્રયાસ કરે છે, પણ નિષ્ફળ નીવડે છે. તે ભીમદેવને સોમનાથમાં જવાનું સમજાવે છે. આખું સોમનાથ લશ્કરી કિલ્લો બની જાય છે.

રાજપૂતોની અપ્રતિમ વીરતા છતાં સોમનાથ પડે છે; ચૌલા ખિન્ન થાય છે. તેને પુત્ર પ્રસવે છે, પણ તેને આરામ નથી; તે તો અપાર્થિવ સુંદરી હતી. તેનો પતિ તો શંકર હતો. છેવટે પુનઃસ્થાપના વખતે તે શિવમાં એકાકાર થઈ જાય છે.

આ નવલનું પાત્રાલેખન જોઇએ તેવું સારૂં નથી. સામંત ચૌહાણનું પાત્ર ઠીક દોરાયું છે. ચૌલાનું પાત્ર સારૂં છે, પણ ધૂમકેતુની ચૌલા સાથે સરખાવતાં ( આ લેખકના મત મુજબ ) તે કંઇક ઝાંખી લાગે છે.

શૈલીમાં પણ ફેર પડી ગયો છે. શ્રી. મુનશી પોતે કબૂલે છે કે એલેકઝાંડર ડુમાની અસર પોતાની ઉપરથી ઊતરી જતાં આમ થવા પામ્યું છે.

### ભગવાન કૌટિલ્ય

શ્રી. મુનશી પ્રસ્તાવનામાં લખે છે કે ભગવાન કૌટિલ્યે મારાં બારણાં ઠોકયાં અને અંદર દાખલ થયા. કૌટિલ્યની બુદ્ધિમત્તા–શાસ્ત્રીય તેમ જ શસ્ત્રીય–એટલી પ્રબળ છે કે શ્રી. મુનશી તેવા પાત્રને આદર આપ્યા વગર રહે જ નહિ.

નંદ રાજાઓના સમયનો ચિતાર આ નવલકથામાં આપવાનો પ્રયાસ થયો છે. તક્ષશિલાના રાજાનો પરાજય કરી મહાપદ્મ નંદ સુમોહાને પરણ્યો હતો. તેને તે કનડતો હતો. નંદ બ્રાહ્મણ વિદ્વેશી હતો. બ્રાહ્મણોની પુત્રીઓને ક્ષત્રિયો પરણતા. વિષ્ણુગુપ્તને આ પ્રત્યે રોષ ઉપજ્યો અને તે માટે પ્રયત્નો કર્યા ત્યાંથી શરૂ થઈ સેનાજિતને ગૌરી સાથે પરણાવી ત્યાં

૨

સુધી આ વાર્તાનું વસ્તુ છે. અલેકઝાંડરની સવારી આવતી હોવાથી વિષ્ણુગુપ્ત અને સાંભિ તક્ષશિલા ચાલ્યા જાય છે-આ વાર્તાનું વસ્તુ છે.

લેખકે આ વાર્તામાં બ્રાહ્મણ અને શ્રમણના કજીઆનો પ્રશ્ન રજૂ કર્યો છે. બ્રાહ્મણોને અન્યાય થતો હતો માટે ચાણક્યે નંદ ઉપર વેર લેવાનું નક્કી કર્યું, એમ લેખકનું મંતવ્ય છે. પણ આ ઐતિહાસિક સત્ય નથી. ચાણક્યે અંગત દ્વેષથી નંદનું વેર લીધું હતું એમ ઇતિહાસ રજૂ કરે છે. વળી હિંદુ જેવો સહધર્મસહિષ્ણુતાવાળો બીજો ધર્મ નથી. એટલે તેમાં પશ્ચિમની છાંટ છે. ખ્રિસ્તી ધર્મગુરુનો જુસ્સો કૌટિલ્યમાં રજૂ કરવામાં આવ્યો છે, એ કૌટિલ્યના પાત્રને અન્યાય કર્યો અમને લાગે છે.

શૈલી સરળ અને વેગવંત છે. નૈમિષારણ્યનું વર્ણન કવિત્વમય છે.

કૌટિલ્ય, ગૌરી, સેનાજિત, ઐનાકી વગેરે પાત્રો જીવંત છે.

## પૃથિવીવલ્લભ

મારી નમ્ર દૃષ્ટિએ શ્રી. મુનશીની સર્વ ઐતિહાસિક અને સામાજિક નવલકથાઓમાં આ નવલકથા ઉત્તમ છે.

તેનો કાર્યવેગ, અદ્ભુત માનસવિશ્લેષણ તેમ જ જીવંત પાત્રાલેખન માટે આ નવલકથાને હું તે સ્થાન આપું છું. બીજી નવલકથામાં બધાં પાત્રો જીવંત નથી હોતાં, ત્યારે આમાં તો બધાં પાત્રો સ્પષ્ટ દોરાએલાં છે. અપૂર્વ દૃઢતાવાળો અને રસિક મુંજ, તપસ્વી, તપથી પતિત બીજાને પોતાના જેવાં કરવા મથતી, મુંજના વ્યક્તિત્વથી આકર્ષાતી અને વશ થતી દંભી મૃણાલ; ક્રૂર તૈલપ; કઠોર અને સંયમી સત્યાશ્રય; રસિકવિલાસ અને રસનિધિ; દશરૂપનો લેખક ધનંજય; તૈલપથી ડરતો પણ પાછળથી સ્વાતંત્ર્ય માટે લડતો ભીલ્લમરાજ; અને પરતંત્રતાની શૃંખલામાંથી છૂટવા માગતી, ધણીને ઉશ્કેરતી, ધનંજય અને રસનિધિને કાવત્રામાં મદદ કરતી એક હાથમાં મૃતપુત્રીનું માથું રાખી લડતી જોગમાયાશી લક્ષ્મીદેવી.

ઐતિહાસિક વિકૃતિ કંઇક આમાં પણ છે. મૃણાલ એ તૈલપની સગી બહેન નથી, પણ દાસીપુત્રી છે.

આ નવલકથામાં નાટ્યતત્ત્વો વિશેષ છે. તેને 'માલવપતિ મુંજ' નામે ભજવવામાં પણ આવી છે.

## ઐતિહાસિક નવલકથાઓમાંની ભાવના

શ્રી. મુનશીની બધી ઐતિહાસિક નવલકથાઓ એક જ ભાવના રજૂ કરે છેઃ સ્વદેશભક્તિ. દરેક નાયક સ્વદેશભક્તિ માટેજ પોતાનો પ્રાણ ધારણ કરે છે અને કોઇપણ ઉપાયે સ્વાતંત્ર્ય મેળવે છે.

આ બધી નવલકથાઓ ભલે ભવ્ય ભૂતકાળના પ્રસંગો ઉપર રચાઇ હોય, પણ તેમાં રજૂ થતા ભાવો તો જાણે વર્તમાન હોય એમ લાગે છે.

ઐતિહાસિક નવલકથામાં જે સમયને પસંદ કરવામાં આવ્યો હોય તે સમયનો સામાજિક, રાજકીય, ધાર્મિક અને આર્થિક ઇતિહાસ લેખકે જાણવો જોઇએ. અને તે જ

વાતાવરણને વફાદાર રહેવું જોઈએ. શ્રી. મુનશી આમ કરી શકયા નથી. વીસમી સદીનું ગુજરાત તેમાં પ્રતિબિંબિત થાય છે. અરે ગુજરાત શું! એથી પણ વધારે આગળ ગણાતો દેશ–પશ્ચિમ. મંજરીને ગોતવા જઈએ તો ગુજરાતમાં શંકર ભગવાનને અને કાલિદાસને પોતાના આદર્શ પતિ માનતી સ્ત્રી મળી આવે કે કેમ એ શંકા છે. મુંજાલ અને કીર્તિદેવ, કાક અને ત્રિભુવનપાળ એ બધા નૂતનત્વના રંગે ઓપતાં પાત્રો છે.

એમ કહેવામાં આવે છે કે શ્રી. મુનશીમાં પાત્રવૈવિધ્ય વધુ છે; પણ મને એમ નથી લાગતું. એમનાં બધાં પાત્રોમાં એક જ ગુણ છેઃ કોઇ પશ્ચિમવાસીમાં હોય એવોઃ તેમનાં પાત્રો વિચાર કર્યા વગર સામે આવી પડેલું કામ હાથ લે છે. તેઓ સાહસપ્રિય છે. શ્રી. મુનશીએ આટલાં બધાં પાત્રો આપ્યાં પણ તે એક જ છે; પ્રસંગફેર છે. કૌટિલ્યની જગ્યાએ કાક હોત તો તે કૌટિલ્ય જેમ વર્તે છે તેમ જ વર્ત્યો હોત.

શ્રી. મુનશી ઐતિહાસિક વસ્તુમાં કેટલીક વધુપડતી છૂટ લેવા છતાં તે આપણને તેમની રસભરી શૈલી દ્વારા સુંદર નવલકથા આપે છે. આપણે તેમની પાસે ઇતિહાસ માટે નહિ પણ વાર્તા માટે જવું જોઇએ. અને વાર્તાઓ તો અલબત્ત, તે ઉત્તમ જ આપે છે.

## સામાજિક નવલકથાઓ

ઐતિહાસિક નવલકથાઓ ઉપરાંત એમણે સામાજિક નવલકથાઓ પણ લખી છે. 'કોનો વાંક?' 'વેરની વસુલાત,' 'સ્વપ્નદ્રષ્ટા' અને 'સ્નેહસંભ્રમ'.

### વેરની વસુલાત

વેરની વસુલાત એ એમની પ્રથમ સામાજિક નવલકથા છે.

આમાં દેશી રાજ્યની ખટપટનો ચિતાર આપવામાં આવ્યો છે. જગત્કિશાર પોતાની માતાનું વેર લેવા માગે છે. એ વેરની કિંમત તેને ઘણી આપવી પડે છે. જગત્કિશોરને એ વેરના ભૂતમાંથી મુકત કરવા અનંતાનંદ પોતાની જાતને પોલીસને સોંપી દે છે. જગતને પોતાની ભૂલ સમજાય છે. વેર લેવા જતાં પોતાનો જ નાશ થાય છે, એમ તે સમજે છે. અને પારકાનું બૂરૂં કરનારને ઇશ્વિરી ન્યાય તો મળી જ રહે છે એટલે વેર લેવા માટેના ધમપછાડા નકામા છે એવું તેને ભાન થાય છે. અને રમાને સ્વીકારે છે.

આમાં સમાજ તરફ કટાક્ષ પણ છે. તનમન તેના કિશોરને ચાહતી હતી, છતાં ગુલાબબાએ અને શ્યામુ મામાએ તેને કરમદાસ શેઠ સાથે પરણાવી. તેનું પરિણામ એ આવ્યું કે તનમને પોતાનો પ્રાણ આપ્યો.

આ નવલકથા ઉપર સરસ્વતીચંદ્રની અસર છે. ગોવર્ધનરામની કલ્યણગ્રામની યોજના વાર્તાના આદર્શ ગામમાં મૂર્તિમંત થાય છે. અહીં લેખક એક નાનાશા સોવિયેટની રચના રચતા હોય એમ લાગે છે. અને પ્રતિપાદન કરે છે કે હિંદને બારે મારતા બાવાઓ જો પોતાનું કર્તવ્ય કરે તો તો હિંદ સ્વર્ણભૂમિ થઇ રહે.

તનમનનું પાત્ર શ્રી. મુનશીનાં સ્ત્રીપાત્રોમાં નિરાળું છે. એમનાં બીજાં સ્ત્રીપાત્રો છેવટે હારીને પુરુષને શરણે જાય છે, જ્યારે તનમન તો અડગ છે. તેને બળજબરીથી પરણા-

સુધી આ વાર્તાનું વસ્તુ છે. અલેકઝાંડરની સવારી આવતી હોવાથી વિષ્ણુગુપ્ત અને સાંભિ તક્ષશિલા ચાલ્યા જાય છે–આ વાર્તાનું વસ્તુ છે.

લેખકે આ વાર્તામાં બ્રાહ્મણ અને શ્રમણના કજીઆનો પ્રશ્ન રજૂ કર્યો છે. બ્રાહ્મણોને અન્યાય થતો હતો માટે ચાણાક્યે નંદ ઉપર વેર લેવાનું નક્કી કર્યું, એમ લેખકનું મંતવ્ય છે. પણ આ ઐતિહાસિક સત્ય નથી. ચાણક્યે અંગત દ્વેષથી નંદનું વેર લીધું હતું એમ ઇતિહાસ રજૂ કરે છે. વળી હિંદુ જેવો સહધર્મસહિષ્ણુતાવાળો બીજો ધર્મ નથી. એટલે તેમાં પશ્ચિમની છાંટ છે. ખ્રિસ્તી ધર્મગુરુનો જુસ્સો કૌટિલ્યમાં રજૂ કરવામાં આવ્યો છે, એ કૌટિલ્યના પાત્રને અન્યાય કર્યો અમને લાગે છે.

શૈલી સરળ અને વેગવંત છે. નૈમિષારણ્યનું વર્ણન કવિત્વમય છે.

કૌટિલ્ય, ગૌરી, સેનાજિત, મૈનાકી વગેરે પાત્રો જીવંત છે.

## પૃથિવીવલ્લભ

મારી નમ્ર દૃષ્ટિએ શ્રી. મુનશીની સર્વ ઐતિહાસિક અને સામાજિક નવલકથાઓમાં આ નવલકથા ઉત્તમ છે.

તેનો કાર્યવેગ, અદ્ભુત માનસવિશ્લેષણ તેમ જ જીવંત પાત્રાલેખન માટે આ નવલકથાને હું તે સ્થાન આપું છું. બીજી નવલકથામાં બધાં પાત્રો જીવંત નથી હોતાં, ત્યારે આમાં તો બધાં પાત્રો સ્પષ્ટ દોરાએલાં છે. અપૂર્વ દૃઢતાવાળો અને રસિક મુંજ, તપસ્વી, તપથી પતિત બીજાને પોતાના જેવાં કરવા મથતી, મુંજના વ્યક્તિત્વથી આકર્ષાતી અને વશ થતી દંભી મૃણાલ; ક્રૂર તૈલપ; કઠોર અને સંયમી સત્યાશ્રય; રસિકવિલાસ અને રસનિધિ; દશરૂપનો લેખક ધનંજય; તૈલપથી ડરતો પણ પાછળથી સ્વાતંત્ર્ય માટે લડતો ભીલ્લમરાજ; અને પરતંત્રતાની શૃંખલામાંથી છૂટવા માગતી, ધણીને ઉશ્કેરતી, ધનંજય અને રસનિધિને કાવત્રામાં મદદ કરતી એક હાથમાં મૃતપુત્રીનું માથું રાખી લડતી જોગમાયાશી લક્ષ્મીદેવી.

ઐતિહાસિક વિકૃતિ કંઇક આમાં પણ છે. મૃણાલ એ તૈલપની સગી બહેન નથી, પણ દાસીપુત્રી છે.

આ નવલકથામાં નાટ્યતત્ત્વો વિશેષ છે. તેને ' માલવપતિ મુંજ ' નામે ભજવવામાં પણ આવી છે.

## ઐતિહાસિક નવલકથાઓમાંની ભાવના

શ્રી. મુનશીની બધી ઐતિહાસિક નવલકથાઓ એક જ ભાવના રજૂ કરે છેઃ સ્વદેશભક્તિ. દરેક નાયક સ્વદેશભક્તિ માટેજ પોતાનો પ્રાણ ધારણ કરે છે અને કોઇપણ ઉપાયે સ્વાતંત્ર્ય મેળવે છે.

આ બધી નવલકથાઓ ભલે ભવ્ય ભૂતકાળના પ્રસંગો ઉપર રચાઇ હોય, પણ તેમાં રજૂ થતા ભાવો તો જાણે વર્તમાન હોય એમ લાગે છે.

ઐતિહાસિક નવલકથામાં જે સમયને પસંદ કરવામાં આવ્યો હોય તે સમયનો સામાજિક, રાજકીય, ધાર્મિક અને આર્થિક ઇતિહાસ લેખકે જાણવો જોઇએ. અને તે જ

વાતાવરણને વફાદાર રહેવું જોઈએ. શ્રી. મુનશી આમ કરી શકયા નથી. વીસમી સદીનું ગુજરાત તેમાં પ્રતિબિંબિત થાય છે. અરે ગુજરાત શું ! એથી પણ વધારે આગળ ગણાતા દેશ–પશ્ચિમ. મંજરીને ગોતવા જઈએ તો ગુજરાતમાં શંકર ભગવાનને અને કાલિદાસને પોતાના આદર્શ પતિ માનતી સ્ત્રી મળી આવે કે કેમ એ શંકા છે. મુંજાલ અને કીર્તિદેવ, કાક અને ત્રિભુવનપાળ એ બધા નૂતનત્વના રંગે ઓપતાં પાત્રો છે.

એમ કહેવામાં આવે છે કે શ્રી. મુનશીમાં પાત્રવૈવિધ્ય વધુ છે; પણ મને એમ નથી લાગતું. એમનાં બધાં પાત્રોમાં એક જ ગુણ છેઃ કોઇ પશ્ચિમવાસીમાં હોય એવોઃ તેમનાં પાત્રો વિચાર કર્યા વગર સામે આવી પડેલું કામ હાથ લે છે. તેઓ સાહસપ્રિય છે. શ્રી. મુનશીએ આટલાં બધાં પાત્રો આપ્યાં પણ તે એક જ છે; પ્રસંગફેર છે. કૌટિલ્યની જગ્યાએ કાક હોત તો તે કૌટિલ્ય જેમ વર્તે છે તેમ જ વર્ત્યો હોત.

શ્રી. મુનશી ઐતિહાસિક વસ્તુમાં કેટલીક વધુપડતી છૂટ લેવા છતાં તે આપણને તેમની રસભરી શૈલી દ્વારા સુંદર નવલકથા આપે છે. આપણે તેમની પાસે ઇતિહાસ માટે નહિ પણ વાર્તા માટે જવું જોઇએ. અને વાર્તાઓ તો અલબત્ત, તે ઉત્તમ જ આપે છે.

## સામાજિક નવલકથાઓ

ઐતિહાસિક નવલકથાઓ ઉપરાંત એમણે સામાજિક નવલકથાઓ પણ લખી છે. ' કોનો વાંક ? ' ' વેરની વસુલાત, ' સ્વપ્નદ્રષ્ટા ' અને ' સ્નેહસંભ્રમ '.

### વેરની વસુલાત

વેરની વસુલાત એ એમની પ્રથમ સામાજિક નવલકથા છે.

આમાં દેશી રાજ્યની ખટપટનો ચિતાર આપવામાં આવ્યો છે. જગત્‌કિશોર પોતાની માતાનું વેર લેવા માગે છે. એ વેરની કિંમત તેને ઘણી આપવી પડે છે. જગત્‌કિશોરને એ વેરના ભૂતમાંથી મુક્ત કરવા અનંતાનંદ પોતાની જાતને પોલીસને સોંપી દે છે. જગતને પોતાની ભૂલ સમજાય છે. વેર લેવા જતાં પોતાનો જ નાશ થાય છે; એમ તે સમજે છે. અને પારકાનું બૂરૂં કરનારને ઈશ્વરી ન્યાય તો મળી જ રહે છે એટલે વેર લેવા માટેના ધમપછાડા નકામા છે એનું તેને ભાન થાય છે. અને રમાને સ્વીકારે છે.

આમાં સમાજ તરફ કટાક્ષ પણ છે. તનમન તેના કિશોરને ચાહતી હતી, છતાં ગુલાબબાએ અને સ્વાથુ મામાએ તેને કરમદાસ શેઠ સાથે પરણાવી. તેનું પરિણામ એ આવ્યું કે તનમને પોતાનો પ્રાણ આપ્યો.

આ નવલકથા ઉપર સરસ્વતીચંદ્રની અસર છે. ગોવર્ધનરામની કલ્યાણગ્રામની યોજના વાર્તાના આદર્શ ગામમાં મૂર્તિમંત થાય છે. અહીં લેખક એક નાનાશા સોવિયેટની રચના રચતા હોય એમ લાગે છે. અને પ્રતિપાદન કરે છે કે હિંદને બારે મારતા બાવાઓ જો પોતાનું કર્તવ્ય કરે તો તો હિંદ સ્વર્ણભૂમિ થઇ રહે.

તનમનનું પાત્ર શ્રી. મુનશીનાં સ્ત્રીપાત્રોમાં નિરાળું છે. એમનાં બીજાં સ્ત્રીપાત્રો છેવટે હારીને પુરુષને શરણે જાય છે, જ્યારે તનમન તો અડગ છે. તેને બળજબરીથી પરણા-

વવામાં આવે છે; પણ તેની માની માન્યતા પ્રમાણે ' પડયું પાનું નિભાવી ' નથી લેતી. તે પોતાનો જાન આપે છે. કિશોર તેને ' દેવી ' કહે છે, પણ તેને તે ' દેવ ' નથી કહેતી. તેને તો તે કિશોર જ કહે છે. તે સમાનતા માગે છે, ગુલામી નહિ.

અનંતાનંદ, ચંપા, જગતકિશોર, રઘુભાઇ, રમા, શીરીન વગેરે પાત્રો સારાં દોરાયાં છે.

## કોનો વાંક ?

આ વાર્તાનો ઉદ્દેશ " સામાજિક દૂષણોની ભયંકરતાને ખરે સ્વરૂપે " દેખાડવાનો છે. તેમાં કહેવાતા સમાજસુધારકો ઉપર ચાબખા લગાવવામાં આવ્યા છે. મણિ એક નિર્દોષ બાલવિધવાનું જીવન કેવી રીતે ખરાબે ચડી જાય છે અને પાછું કેમ સ્થિર થાય છે, એ આ વાર્તાનું કથિતવ્ય છે. રખડતી રઝળતી મણિને મુચકંદ નામનો એક ગ્રેજ્યુએટ આવકાર આપે છે અને પોતાની સાથે રાખે છે. ધીરે ધીરે તેમની લાગણીઓ કુંળી બનતી જાય છે. મુચુકંદને પરાણે પરણાવવામાં આવે છે. પણ તેની સ્ત્રી મરી જાય છે એટલે તે મણિ સાથે લગ્ન કરે છે.

આ વાર્તામાં એકધારો રસ જળવાઇ નથી રહેતો, વસ્તુગુંફન પણ અસાધારણ નથી. લેખક વસ્તુનાં ગૂંચળાં વાળતા હોય એવું લાગે છે. પાત્રાલેખન પણ જીવંત નથી. વિચારો ચોક્કસ રીતે રજૂ નથી કરાયા. એક વખત કહે છે કે મુચકંદને બે ટયુશન હતાં અને શેઠની ઑફિસમાં કામ કરતો તેમાંથી તેને ૪૫ મળતા; પણ મમન પાસે કહેવરાવે છે કે એ તો ફેલો છે. ત્યારે ફેલોને પગાર મળે છે તેનું કેમ ?

એકંદરે આ નવલકથા મને તો નબળી લાગે છે.–તે એક પ્રચારકથા છે, એટલું તેનું વિશેષ મહત્ત્વ છે.

### સ્વપ્નદ્રષ્ટા

આ વાર્તા લખવાનો લેખકનો ઉદ્દેશ ૧૯૦૬ ની હિંદની રાજકારણીય પરિસ્થિતિ રજૂ કરવાનો છે. તેને રજૂ કરવા માટે તેની પૂર્વભૂમિ ૧૯૦૬ પૂર્વેનો રાષ્ટ્રીય ઇતિહાસ પણ આપવામાં આવ્યો છે.

સુદર્શન ભાવનાશીલ યુવક છે. તે અરવિંદ ઘોષની અસર નીચે આવ્યો છે. માની મુક્તિ માટેજ પોતે છે, એમ તે નિશ્ચય કરે છે. તે સુલોચનાને નકારે છે. સુલોચના તેને ' બોચિયું ' નામ આપીને નવાજે છે.

સુદર્શન અને તેના મિત્રો સુરત કોંગ્રેસમાં જાય છે. એ આખું વર્ણન ઘણું સુંદર અને આકર્ષક છે. તિલક-ફિરોઝશાહ સમાધાન ન થવા દેવામાં આ યુવાને સફળતા મેળવે છે.

' મા ભારતીની ઓળખાણ ' એ પ્રકરણ કવિત્વમય છે. એમાં મુનશીનું ભક્તહૃદય પરખાઇ આવે છે.

સુદર્શન સ્વપ્નદ્રષ્ટા છે, પણ તેનાં સ્વપ્નો સિદ્ધ થતાં નથી. તેના મિત્રો ધંધે લાગી જાય છે, પરણી જાય છે. તેણે જેને આદર્શ સ્ત્રી માની હતી તે ધની પણ પરણી જાય છે

અને તે એકલો રહે છે.સુદર્શનના પાત્રમાં ઘેલછા વધારે છે. શ્રી. મુનશી એ વખતનું વાતાવરણ રજુ કરવા શક્તિમાન થયા છે

પડિયા–પત્રાળાના વેપારી મામાભાઇનું પાત્ર એમણે બહુ ખૂબીપૂર્વક દોર્યું છે અને સર થવા ઇચ્છતા હિંદીઓ ઉપર ટીકા કરી છે. એમાં અંગ્રેજોની રીતભાતની પણ ખબર લેવામાં આવી છે.

આ નવલકથામાં આત્મીયતા વધારે છે. શિશુ અને સખીના અનુસંધાનમાં આ પુસ્તક લખાયું હોય એમ લાગે છે. આ પુસ્તક કોઇને દોરવણી આપી શકે તેવું નથી લાગતું. રાષ્ટ્રીય અસ્મિતા એ નાગરિક અસ્મિતા ઉપર આધાર રાખે છે, એમ લેખક પ્રોફેસર કાપડીઆ પાસે કહેવરાવે છે તે સત્ય છે.

### સ્નેહસંભ્રમ

આ વાર્તા છે, પ્રાણ પ્રહસન જેવી છે. આ જ વાર્તામાં થોડા ઘણા ફેરફાર કરી શ્રી. મુનશીએ "પીડાગ્રસ્ત પ્રોફેસર" નામનું નાટક બહાર પાડયું છે.

આમાં કોઇ ગહન પ્રશ્નની ચર્ચા નથી કરવામાં આવી. આ તો પ્રોફેસરના વ્યક્તિત્વથી આકર્ષાતી સ્ત્રીઓની મૂર્ખાઇ, ધનકોર બહેન–પ્રોફેસરનાં પત્ની, સ્વેન હાડીન અને રૂસ્વેલ્ટના સાથીદાર તરીકે ઓળખાતા જોરાવરસિંહ ને જામનગરનો ખવાસ 'પ્રેમાનો પેરૂ' તરીકે ઓળખતાં જસકોર કાકી, જોરાવરસિંહનાં પત્ની વસુમતી, કાકાજી છબીલદાસ વગેરે પાત્રોના સંભારથી ભરેલું પ્રહસન છે.

શૈલી રમતિયાળ અને સરળ છે, હાસ્ય મર્માળો છે. પ્રોફેસર પ્રીતમલાલનું પાત્ર સારો ઉઠાવ પામ્યું છે. બીજાં પાત્રો પણ ઠીક દોરાયાં છે.

### સમગ્ર દૃષ્ટિ

સમગ્ર દૃષ્ટિએ જોતાં ઐતિહાસિક નવલકથાઓની સરખામણીમાં સામાજિક નવલકથાઓ ઝાંખી લાગે છે. શૈલી, વસ્તુપ્રવાહ, પાત્રાલેખન, સંવાદ–બધુ એમાં ઝાંખું લાગે છે. ઐતિહાસિક નવલકથાઓમાં શ્રી. મુનશી પોતાના વિચારો રજૂ કરે છે. એટલે કાર્ય અને કથાપ્રવાહ મંદ પડી જાય છે.

### નવલિકાઓ

નવલકથાઓ ઉપરાંત શ્રી. મુનશીએ ટૂંકી વાર્તાઓ પણ લખી છે. આ વાર્તાઓમાં પાત્રો મધ્યમ વર્ગનાં છે. તે કોઇ પ્રાચીનતા ઉપર કે અર્વાચીન વિચારો ઉપર કટાક્ષરૂપે લખાઇ છે. 'કુંકુ આખ્યાન' લખીને તેમણે વર્તમાન પ્રશ્ન–'પિતા અને પુત્રી સાથે બેસીને વાંચે તેવું સાહિત્ય'–નો જવાબ આપે છે. મોટા ભાગની વાર્તાઓ કટાક્ષવાર્તાઓ છે. તેમને જે કહેવાનું છે તે મુનશી કહી શકયા છે. શૈલી સચોટ અને વેગવંત છે. 'કોકિલા' 'ગૌમતિ દાદાનું ગૌરવ' 'શામળશાહનો વિવાહ' 'ખાનગી કારભારી' 'મારી કામચલાઉ ધર્મપત્ની' 'ફોજદાર સાહેબ' વગેરે વાર્તાઓ ઉલ્લેખપાત્ર છે.

—તખ્તસિંહ પરમાર

# ગગા તરવાડીની લાયબ્રેરી

**ભૂતિયું** નહેરૂં છોડી, તે ત્રણ જુવાન ઘોડેસ્વારો લખમણ, કરશન ને પાનો જ્યારે આગળ વધ્યા ત્યારે આંખમાં ન સમાય તેવું મનોરમ દશ્ય તેમને દેખાયું. લખમીપુરને ત્રણે બાજુ વીંટી વળતી નદી ખળખળ અવાજે વહેતી હતી. આમ્રકુંજમાં કોયલો ટહૂકી રહી હતી. નાનકડી પહાડી ઉપર વસેલા ગામના ચડઉતર ગારાનાં મકાનોનું પ્રતિબિંબ નદીના પાણીમાં પડતું હતું. છેક ટોચ ઉપર આવેલ મિનારા જેવું, એ એક જ માત્ર પથ્થરનું મકાન હતું, અને અત્યારની તેની ખંડિયેરની દશામાં પણ નગરરક્ષા કરવાનો ગર્વ ધરી સૌથી ઊંચું ઊભું હતું.

નદીએ પહોંચી હાથ મોઢું ધોઈ ત્રણે જણ કિનારા પરના શંકરના મંદિરમાં દર્શન કરવા ગયા. મંદિરના વાડામાં એક દીર્ઘકાય વડ ઊભો હતો. લખમણે પોતાના સાથીઓને જણાવ્યું કે લખમીપુરના જે વડની વાત તેમણે વાંચી હતી એ ' એભલવડ ' તે આ જ. વડની નીચે એભલવાળાની ખાંભી હતી, તેનાં ભાવપૂર્વક દર્શન કર્યાં. પૂજારી સાધુને પૂછતાં, એ ' શુરાપુરા 'ની ખાંભી છે, અને અષાઢી એકાદશીને દિવસે બાબરીઆવાડમાંથી 'શુરાપુરા'ના વંશજો આવી સવામણ લાપશી કરી જાય છે, એમ જણાવ્યું.

ઝાલરટાણું થવા આવ્યું હતું તેથી આરતી સુધી રોકાઇ જવા પૂજારીએ આગ્રહ કર્યો. ' કાલે નિરાંતે આવશું ' એમ કહી તેઓ ઘોડેસ્વાર થયા. બાવાજીને આવી ઝીણવટથી વડનો ઇતિહાસ પૂછનારા માણસો માત્ર બે વાર મળ્યા હતાઃ એક તો થોડા વખત પહેલાં કોઇ ધોળી ટોપીવાળા વડનો, પાળિયાનો ને ગામના મુકુટસ્થાને વિરાજેલા પેલા ભવ્ય કીર્તિસ્તંભનો ફોટો ખેંચી ગયેલા ત્યારે તેમણે પૂછેલું: તેમણે તો વડ પાસે તેને ઊભો રાખેલો ને ફોટો ખેંચેલો. વળી તેની નકલ મોકલશે એમ પણ કહેલું. ત્યારનો તે ફોટાની રાહ જોઇ રહ્યો હતો. રખે આ લોકો એ ફોટો દેવા તો નહિ આવ્યા હોય ? ના, પણ આ તો કોઇ પટેલિયા લાગે છે. તે વખતે તે કેટલી હોંશથી તેમને મિનારે લઈ ગયો હતો. અક્ષર જેવું દેખાતું હતું તે જગા તેણે છેક નીચેથી પાણી લાવી ધોઇ દીધી હતી, અને પેલા એકસોદશ-અગીઆર વર્ષના ધના-ભગતને આ જગ્યાની વાતું કહેવા ઉપર લઇ ગયો હતો, તે બધું આજે એને ફરીથી યાદ આવ્યું. એ ગાંધીના માણસોએ રાણીછાપનો રૂપિયો રૂપિયો બંનેને આપેલ હતો, તે કેમ ભૂલી જવાય ? આજ તો એ ધનો ભગતેય મરી ગયા છે. વળી પાછા ગામડાના આ જુવાનડા એનું એ જ પૂછી રહ્યા છે. તેમની સાથે વાતો કરવાનું તેને બહુ આકર્ષણ થયું. મોડું થવાની બીકે ઇચ્છા છતાં ન રોકાઇ શકતા એ પટેલિયા ડાહ્યા પટેલને ત્યાં ' ચુંદડી ' લઇને શંભુપુરથી આવતા હતા એમ જાણી લીધું. ફરી જરૂર આવવાનું આમંત્રણ દઈ, અને મિનારા ઉપર જવું હોય ત્યારે સાથે જવાની ઉત્સુકતા પ્રદર્શિત કરી, પટેલની ડેલીનું એંધાણ આપી, બાવાજી થોડા રસ્તો સાથે જઇ આરતી કરવા પાછા ફર્યા, અને ત્રણેય ઘોડેસ્વારોએ ગામમાં પદપ્રવેશ કર્યો.

* * *

ડાહ્યા પટેલની ડેલી તોરણ, ચાકળા, ચંદરવા ને ટોડલિયાના શણગારથી દીપી રહી છે. મોટો ડાયરો એકઠો થયો છે, ગીતની રમઝટ બોલે છે. બાળકીને ' સુંદડી ' લઈને શંભુપરથી વેવાઈ આવ્યા હતા. ભગો વાળંદ ચા ઉકાળી રહ્યો છે.

સવારનો પહોર છે, અને તેને છાજે તેવી વાતો ડાયરામાં ચર્ચાઈ રહી છે: " અંગ્રેજોએ હમણાં એવું એક સાધન શોધી કાઢ્યું છે, જેથી બે માઈલ ઊંચેથી જેનું ધારે તેનું અપહરણ કરી શકે છે, અને થોડા વખતમાં હીટલરનું પથારીમાંથી અપહરણ એનાથી થવાનું છે. " એમ રાઘવ પાનશેરીઆએ ચોક્કસ સાધન દ્વારા જાણેલી અતિ ખાનગી હકીકત કહી. જર્મનીના રાજકુંવર હર હેસનું હરણ એ રીતે જ અંગ્રેજોએ કર્યું છે. દેવા ઠક્કરને રેલવેના એક ' પાસંજર ' પાસેથી પાકી ખબર મળી હતી કે જર્મનીએ વિલાયત ઉપર છાપો મારવા રેલવેના પાટા દરિયામાં છૂપી રીતે નાખ્યા છે. નથુ કયાંકથી ખબર લાવ્યો હતો કે મુંબઈના ને જાફરાબાદના ખારવાઓએ મળી જર્મનીનાં કેટલાંક બંદર સર કર્યાં છે, અને જામનગરના લશ્કરની વીરતા માટે જર્મનીના પાદશાહ તરફથી પણ મોટા ચાંદ મળ્યા હતા. ભગલાને આ વાતમાં રસ પડયો, અને ચાની નીચે થોડી વધુ સાંઠી નાખી દાયરામાં દોડી આવ્યો ને જણાવ્યું કે, વિલાયતના જોશીઓનો વર્તારો બહાર પડયો છે કે ગાંધીજીના હાથે મહા મહિનામાં હીટલર મરવાનો છે.

" બાળો ધાંયજો ! કાંઈ ગાંધીજી હાથમાં તોપ ઓછી લેવાના છે ? અક્કલ જ બળે નહિં ! "

હોહા શરૂ થઈ, તે અટકાવવા ડાહ્યા પટેલે કહ્યું: " આપણા કાઠિયા રાજ કરતાં ગાયકવાડીમાં લડાઈના વધુ સમાચાર આવતા હશે. આ મહેમાનો આપણને વધુ કહી શકશે. "

' ઈ વાત ખરી ' કોઈએ ટાપશી પૂરી. ત્રણેય મહેમાનો અત્યાર સુધી શ્રોતા બની માત્ર સાંભળી રહ્યા હતા, ને આવી ઠંડા પહોરની તોપું સાંભળવામાં તેમને બહુ રસ આવતો હતો, પણ વેવાઈની ઈચ્છાને માન આપી લખમણે લડાઈની સાચી વિગતો અને તેનાં અજબ હથિયારોની વાતો કહી. હર હેસ રાજકુમાર નહિ પણ મોટો સરદાર છે ને કેવી રીતે વિલાયત પહોંચ્યો છે, અમેરિકાની મદદ કેમ મળી રહી છે, ફ્રાંસની અજેય ગણાતી લાઈનદોરી કેવી હતી ને કેમ નિષ્ફળ ગઈ, જર્મન જાસુસી કેવી જબ્બર છે, સ્ત્રીઓ લડાઈમાં કેવો હિસ્સો આપી રહી છે, પંખીઓ કેમ સંદેશા લઈ જાય છે–તે બધું ગ્રામભાષામાં રસિકતાથી સમજાવ્યું. લખમીપુરમાં ગપગોળા સિવાય કદી લડાઈની સાચી વાતો આવતી જ ન હતી. લડાઈ તો લાખો ગાઉ દૂર છે, એમ લોકોની જાણમાં હતું; પરંતુ હવે તો છેક આપણે આંગણે આવી પહોંચી છે ને શહેરોમાં અંધારપીછેડા કરવા પડે છે, એ વાતની તો અત્યારે ખબર પડી. સૌ એકચિત્તથી સાંભળી રહ્યા.

વાઘો પટેલ અચંબો પામી બોલ્યા: " હેં લખમણ, આ બધું તને કયાંથી ખબર ? તારા ગામમાંથી કોઈ લડાઈમાં ગયેલો ? "

વચમાં ડાહ્યા પટેલનો પાંચિયો બોલી ઉઠયો: " બાળું લખમણ પટલ, વિમાનની આટલી બધી વિગત્યું તમે કઈ, તે કોઈ દિ' જોયું છે ? કોઈ દિ' બેઠા છો ? "

' મૂંગો મરને; માળો ડાયલો ! લખમણ મુંબઈ ભણવા ગયો' હશે, જ્યાં નિશાળમાં બધું શીખવતા હશે. "

" ના, અદા, ના. હું મુંબઇ ગયો નથી કે નિશાળમાં એવું શીખવાડયું નથી. આ તો બધું છાપામાં છપાઇને રોજ ને રોજ આવે. કાલે જે વિલાયતમાં બન્યું તે તારથી આવે, તરત છપાઈ જાય, અને આપણે વાંચીએ.

" ને માળું રોજ ને રોજ છાપવા કોણ નવરૂં હશે ? "

" આપણો જેમ ખેતીનો ધંધો છે ને, તેમ છાપાવાળાનો છાપવાનો ધંધો છે. અરે, છાપામાં તો લડાઇના, સ્ટીમરો ડૂબવાના, વીમાનોમાંથી બોંબ ફેંકવાનાં વગેરે જે તે વખતે લીધેલાં ચિત્રો પણ આવે. જુઓ, આ ગઇ કાલનું છાપું. "

છાપાની ચોતરફ ઘેરકું વળી બધા બેઠા. ઇસ્પિતાલમાં થતી બૉંબપીડિતોની સારવાર, દરદીને જીવાડવાનું પુણ્ય લેવા કે દેશસેવા કરવા પોતાનું લોહી બીજા માટે ખેંચાવતાં સ્ત્રીપુરુષો, લાહોરની સ્ત્રીઓને અપાતું હવાઈ હુમલા અંગેનું સંરક્ષણ, અંબાલામાં વિમાન-શિક્ષણ, શહેનશાહ બાનુની હિંદી લશ્કર તપાસણી વગેરે ચિત્રો જોઈ સહુ મંત્રમુગ્ધ બન્યા.

" આ તે કાંઇ જમાનો છે ! જૂની આંખે નવા તમાશા. " ખૂણામાંથી એક આંધળો ડોસો બોલી ઉઠયો.

કરશને છાપામાંથી થોડા ફકરા વાંચી બતાવ્યા.

" ને ત્યારે હેં કરશન ! તમારો કોઇ સગો કે ભેરૂબંધ છે, જે રોજ છાપું મોકલે ? "

" ના મામા, જે મંગાવે તેને છાપાવાળા છાપાં મોકલે. બધા જણા છાપું ન મંગાવી શકે. પણ અમારા ગામમાં તો પંચ મંગાવે છે. પંચે ભેગા થઇ એક પુસ્તકાલય સ્થાપ્યું છે, એમાં આવા પાંચ-સાત જાતનાં છાપાં જુદે જુદે ગામથી આવે છે. "

પછી લાયબ્રેરી એટલે શું, કોણ કોણ પૈસા કાઢે, વડોદરા રાજ્યનાં ગામોમાં સરકાર તેને કેમ મદદ કરે છે, તેનાથી જ્ઞાન કેમ વધે છે, તે લખમણે સમજાવ્યું. ત્યાં મંગળો ગંજેરી અર્ધ ઊંઘમાં બોલી ઉઠયો: " નવરાના ધંધા. ગાયકવાડીમાં આવાં ને આવાં કેટલાંય તૂત ચાલે છે. લડાઈ હાલે છે કઇ હાલે છે, છાપાંથી કાંઈ ઓછી બંધ થવાની છે ? અંગ્રેજ જીતે તોય શું ને જર્મનો હારે તોય આપણાં બાપનું શું જાય તે આપણે લાયબ્રી કાઇબળીની માથાકૂટ કરીએ ? "

ડાહ્યો પટેલ ગંજેરીને ટપારવા જતા હતા ત્યાં લખમણે કહ્યું: " મંગળકાકા, લડાઈનું જ કાંઇ એમાં નથી આવતું. એમાં તો બધુંય આવેઃ ઘઉં, માંડવી ને તલના મુંબઇ, ભાવનગર ને અમરેલી શું ભાવ રહ્યા, તેય લખ્યું હોય જેથી ગામડાં પણ છેતરાય નહિ. કયાં વાવણી શરૂ થઇ ને કયાં મોડું થયું, કયાં પાક્યું ને કયાં દુકાળ પડયો, કઇ જાતનું બી વાવીએ તો વધુ પાકે, ઓછા વરસાદમાં શું વાવીએ તો સારૂં એવું એવું ય આ છાપામાં આવે. "

ઘેરાતી આંખે મંગળો બોલ્યોઃ " ત્યારે તો આ વાતુડિયું સારૂં ખરૂં. " મહેમાનો પૈકી પાનાએ ખડિયામાંથી બે મોટાં પોપૈયાં ને નંદીનાકાં ( Bull Nose ) મરચાં કાઢયાં. આ તે પોપૈયું કે પોપૈયાનો દાદો, ને આ મરચું કે તુંબડું ?

પાનાએ કહ્યું: " છાપામાં વાંચ્યું કે ધારીના રામબાગમાં ' મધુબિંદુ ' પોપૈયાં થાય છે, ને અમે ત્યાંથી બી મંગાવ્યું; વાવ્યું, નવમે મહિને તો ફળ આવ્યાં, ને છેક થડથી તે ઊંચી ડાળ સુધી પોપૈયાં જ પોપૈયાં ! "

" બધું ય સાચું, પણ આ કાંઈ બને ? કહે છે કે નાનો ગગલો ય એડો એડો તોડી શકે!" ત્યાં તો પાનાએ પોપૈયા તોડતા બાળકનો ને તેવા ઝાડના વનનો ફોટો પણ દેખાડ્યો.

પોપૈયાને મોળી સહુએ ચીરચીર ખાધી. જાણે અમૃતફળ ! પછી તો, એકઓળિયા ખેતીની, બવાડું ન જણવે તેવી શેરડીની, ગંધક છાંટી આંબાને ' મધીઓ ' કે ' સાકરીઓ ' રોગ અટકાવી શકાય તેવું વાંચી અટકાવેલ આફતની પણ વાતો કરી. ગઈ સાલ લખમીપુરના આંબાઓને આવેલો ' સાકરીઓ ' અટકાવાયો હોત તો ? અરેરે ! વહેલી ખબર પડી હોત તો ગામમાં લાયબ્રેરી વહેલી સ્થાપત, તો આ વિનાશ તો અટકત !

ગુલાબગરજી બોલી ઉઠયા : " રામ ! રામ ! રામ ! કૈસા કળજુગ આયા હૈ ? કોઇ હરિકા નામ તો સુનાતે બી નહીં ? "

લખમણ : " અરે મહાત્માજી ! લાયબ્રેરી એટલે છાપાંજ નહિ. એમાં તો રામાયણ, ભાગવત, ગીતા, મહાભારત ને અન્ય પુરાણો પણ મફત ઘેર લઇ જઇ વાંચવા મળે. દ્રોપદી, દમયંતી, સાવિત્રી ને સીતાની વાતું પણ વાંચવા મળે. સતવાદી હરિશ્ચંદ્ર, બુદ્ધ, કપિલદેવ, જ્ઞાનેશ્વર ને તુકારામ, નરસી ભગત ને મીરાંબાઇ, ઇસુ ને મહમદ, શિવાજી ને પ્રતાપ, ગાંધીજી ને નેહરૂની કથાઓ પણ ત્યાંથી સાંપડે; વળી સત્યનારાયણની કથા ને વગર-દોકડાનો વેદ પણ વાંચવા મળે. "

ગુલાબગરજી છોભીલા પડી ગયા. તેણે તો આટલા ભક્તજનોનાં નામ પણ કદી સાંભળ્યાં ન હતાં. ગગા તરવાડીને પણ આ વાતોમાં ભાવ થયો.

હવે લખમણને શર ચઢ્યું: " ને, ડાહ્યા પટેલ, તમારા ગામના એભલવડની વાત આમાં, એ વડના ચિતર સાથે આ નવા ' શારદા 'માં આવી છે; તે તો જુઓ. "

આશ્ચર્યની અવધિ થઇ. એ જ શિવમંદિર, એ જ પ્રાચીન દીર્ઘકાય વડ, એ એભલની ખાંભી, ને બાજુમાં ઊભેલા એ જ ગંગારામ બાવાજી.

કોઇ બોલી ઉઠ્યું: " એલા કયાં ગ્યો ગંગલો બાવો ? એઈ, આમાં તારો ફોટું !"

લખમણ:—' દૂર દૂર ભગવી ગયેલ ધણને પાછું વાળવા, પોતાને ગામથી જુવાન કાઠી એભલ સંચર્યો હતો. લખમીપુરને પાદર સાંજ પડી જવા આવી હતી. ભૂતિયા નહેરામાં બહારવટીઆનો ભેટો થયો. વીરતાથી લડી ગૌધણ પાછું વાળ્યું, પણ દેહ ઉપર ઘણા ઘા પડયા હતા. આ વડની નીચે તેણે અને તેના પ્રિય ઘોડાએ પ્રાણ છોડયો. સંવત ૧૭૫૫ની આ વાત છે. તે દિવસની આ ખાંભી છે. નહેરામાં મરી તે બહારવટીઓ ભૂત થયો, પણ એભલવાળાની આ ખાંભી ગામની સામે ગામશેઢાની રક્ષા કરે છે. આં રહી આખી વારતા."

અત્યાર સુધી મૌન સેવતા ગગા ત્રવાડી બોલી ઉઠયાઃ

" શાબાશ ! લખમણ; શાબાશ ! ધન્ય તમારી માતને ! અરે ! જે અમે ગામલોકો પૂરૂં નથી જાણતા તે તેં અમને જણાવ્યું. ધન્ય તમારી લાયબ્રેરી ! **અમર રહો એ તારૂં પુસ્તકાલય.** "

. ગામલોકોએ મોંમાં આંગળાં ઘાલ્યાં. ગગો તરવાડી તો આભો જ થઇ ગયો. પટારાના ચોરખાનામાં વંશપરંપરાથી મળેલું તામ્રપત્ર તેના જીવની જેમ તે સાચવી રહ્યો હતો, પણ તેના ઇતિહાસની આટલી બધી ખબર તેને પણ ન હતી. આ ત્રણ જુવાનડાએ તો હદ કરી. ભલી તેની લાઇબ્રેરી ! શું તેનો પ્રતાપ ! આ વાત સાંભળી ત્રવાડી ગદગદ્ થઇ ગયા.

***

લાયબ્રેરી વિનાનું ગામ ઝાડ વિનાના રૂક્ષ ટેકરા જેવું છે. લખમણનાં ગામમાં તો લાયબ્રેરીને સરસ મકાન પણ છે. સર અવસરે લોકો મદદ આપે છે; પણ ગામલોકોને થયું, ચાલોને આપણે લક્ષ્મીપુરમાં પણ પુસ્તકાલય સ્થાપીએ !

લખમણે સમજાવ્યુંઃ "ઉનાળામાં પાણીનો ભોકારો બોલે છે, ત્યારે આપણે ઠેર ઠેર પાણીની પરબ બેસાડીએ છીએ. અત્યારે આપણા દેશમાં જ્ઞાનનો દુકાળ છે. ચાલો આપણે જ્ઞાનનું એવું એક પરબ બેસાડીએ. જ્ઞાન એક વાર મળ્યું પછી લુંટાય નહિ, ચોરાય નહિ ને વધ્યા જ કરે. "

તરત ફાળો થયો. તરવાડી ઊભા થયા. સ્વસ્થ થવા ખોંખારો મારી કંઠ ઠીક કર્યો. બીવર્ગે ઓરડામાંથી બહાર ડોકિયું કર્યું. " એ સાંભળજો, મારા બાપુ કરૂં ! એ, ડાયરાને રામ રામ ! હું આખરી અવસ્થાએ છું. મારી પાછળ કોઇ ખાનાર નથી. મારૂં પેલું વધારાનું નવું ઘર હમણાં ગામને આપી દઉં છું. જ્ઞાન દેવું એ અમારો બ્રાહ્મણોનો ધરમ છે. હાલ મારી મૂડીમાંથી એક હજાર રૂપિયા આપું છું. પછીથી મારી બધી મિલકત આ ગામમાં અરપણ છે. "

તેની આંખમાં હર્ષાશ્રુ હતાં. તે વધુ બોલી ન શકયા. બંધ આંખે હાથ જોડી ઊભો રહ્યો. દૃશ્ય હૃદયસ્પર્શી બન્યું. કોઇકે પૂછયુંઃ–' લાયબ્રેરીનું નામ ગગા તરવાડીની લાયબ્રેરી રાખશું. "

ત્રવાડી સ્વસ્થ થયા. " ના ભાઇ ના. આ પુસ્તકાલયનું નામ ' શ્રી લક્ષ્મીદેવી પુસ્તકાલય ' રહેશે. સ્વર્ગમાંથી એ ધન્ય નામ રાજદંપતિના આ સંસ્થા ને ગામ ઉપર આશીર્વાદ હો!"

***

તેનો ભાવ સમાતો ન હતો. મુખ ઉપર તેજની અજબ છાયા હતી. ગામ લોકોની આંખમાં આંસુ હતાં, જયજયકારથી ગામ ગાજી રહ્યું હતું.

પ્રતાપરાય ગિરધરલાલ મહેતા

# આતરસુંબા મહાલ પ્રથમ પુસ્તકાલય પરિષદ

**આતરસુંબા** મહાલ પ્રથમ પુસ્તકાલય પરિષદ વ્યાસવાસણા મુકામે તા. ૮–૬–૪૧ ને રવિવારે દહેગામ મહાલ શાળાધિકારી શ્રીયુત ચિમનલાલ ભોગીલાલ ગાંધીના પ્રમુખપદે મળી હતી. તે પ્રસંગે પુસ્તકાલયવાળા શાળાના કમ્પાઉન્ડમાં સુશોભિત મંડપ ઊભો કરવામાં આવ્યો હતો.

પરિષદમાં પ્રતિનિધિ બંધુઓ, સ્વાગત સમિતિના સભ્યો, આમંત્રિત મહેમાનો, નિરમાળી તાબે મહીકાંઠાના મે. થાણદાર સાહેબ તથા મે. ડૉક્ટર સાહેબ, વકીલ રા. જટાશંકરભાઇ, નિરમાળી તાલુકા સ્કૂલ માસ્તર શ્રી. નાથાલાલભાઇ, વડોદરા રાજ્ય પુ. મંડળ તરફથી રા. રા. વલ્લભભાઇ, ઉપરાંત ગ્રામજનતા અને આજુબાજુના ગામોથી સારા એવા પ્રમાણમાં માનવસંખ્યાએ હાજરી આપી ભાગ લીધો હતો.

શરૂઆતમાં શાળાની વિદ્યાર્થિનીઓએ સરસ્વતીની સ્તુતિનો રાસ ગાયો હતો. શ્રીમંતપ્રશંસાનો રાસ થયા બાદ સ્વાગતપ્રમુખ શ્રી. વૈદ્ય નાથાલાલ રૂપરામ જોશીએ આવકારનું ભાષણ આપતાં ભૂતકાળનાં અને હાલનાં પુસ્તકાલયોની સરખામણી કરતાં સાથે 'થવાનું; ઋષિમુનિઓ જેમ ઘેર ઘેર અને ઝૂંપડે ઝૂંપડે' ફરી ઉપદેશ આપી સમાજમાં માનવતાની અને સ્વદેશાભિમાનની સુવાસ ફેલાવતા, તેમ હાલનાં પુસ્તકાલયોનો આપણે એવો સદુપયોગ કરીએ કે તેનો ઘેરેઘેર અને ઝૂંપડે ઝૂંપડે સારો એવો ઉપયોગ થતો નિહાળી શકીએ. જ્યારે આપણે આવી પરિસ્થિતિ ઉત્પન્ન કરી શકીશું, ત્યારે આપણે જે કરવા ધારીએ છીએ તે કરી શકીશું–ઉજ્જવલ ભાવિ નીરખી શકીશું.

હાલનો સજ્ઞાન જનસમૂહે અજ્ઞાનતાનો અંચળો ઓઢી સૂતેલા માનવસમાજને સજ્ઞાન બનાવવા કટિબદ્ધ થવાનું સમજાવ્યા બાદ તેઓશ્રી ગ્રામસાહિત્ય તરફ વળ્યા હતા. હાલમાં સંસ્કૃતિ પામેલા માણસો માટે સાહિત્ય તૈયાર થાય છે, પણ ગ્રામજનતા માટે તે નિરૂપયોગી છે. તેમને માટે તેઓ સમજી શકે એવા–તેમની તમામ પ્રકારની ઉન્નતિ થઈ શકે–તેઓ સમજી શકે એવી ભાષામાં લખાએલા ગ્રામસાહિત્યની ઘણી આવશ્યકતા છે એમ જણાવી ગ્રામ સાહિત્ય તૈયાર કરાવી ગ્રામ જનતાને પીરસવામાં આવે તો તેની ઉત્તમ સેવા બજાવી ગણાય.

**અક્ષરજ્ઞાન આપો**—હાલમાં તાલુકાનાં ઘણાં ગામો શાળાવિહોણાં હોઇ, તેમને અક્ષરજ્ઞાન આપવાને વ્યવસ્થા કરવી જોઇએ. જ્યાં સુધી તેમને અક્ષરજ્ઞાન ન મળે ત્યાંસુધી આપણે આ પ્રચારની વધુ આશા સેવી શકીએ નહિ.

**ગ્રામ પંચાયતનાં ફરજિયાત કામોમાં પુસ્તકાલયોનો સમાવેશ કરો**—એ મુદ્દા પર તેમણે ગ્રામ પંચાયતોનાં મરજિયાત કામોમાં પુસ્તકાલયોને મદદ આપવાનું ઠરાવેલું છે. તેને બદલે મદદ આપવાનું કામ ફરજિયાત કામોમાં દાખલ કરી લોકમદદ જેટલી જ રકમ ગ્રામ પંચાયતો આપે એમ પોતાનું મંતવ્ય જાહેર કર્યું હતું. કારણ કે

પુસ્તકાલયો લોકસંસ્થા છે, અને લોકસંસ્થા સમી ગ્રામ પંચાયતો તેને નિભાવે એ ઇચ્છવા યોગ છે.

**ગ્રામ પુસ્તકાલયોને ઓછા ખર્ચે મકાનો બાંધી આપો**—શાળાના ફંડમાં શાળાના ઓરડાઓને જોડીને પુસ્તકાલયો માટે પણ ઓછા ખર્ચે થઇ શકે એવા રૂમ બંધાવી આપી પુસ્તકાલયોને સ્વતંત્રતા આપવાની જરૂર પર ભાર મૂકયો હતો.

**થાપણો સંબંધી** બોલતાં તેમણે જણાવ્યું હતું, કે કોઇ પણ સાર્વજનિક સંસ્થા મૂડીવાદી બને છે, ત્યારે તેના કાર્યકર્તાઓ ગમે તેવાં કામ કરવા તૈયાર થાય છે, સેવાનો ખરો હેતુ ઉડી જાય છે. અને બાપની મિલકત ઉપર તાગડધિન્ના કરનારા બાળકો જેવી દશા થાય છે. માટે લોકો આવી સંસ્થાઓને સેવાની લાગણીથી કામ કરી ટકાવી રાખે એવી મિલકતની યત્તા હોવી જોઇએ, એમ મારૂં માનવું છે.

**પારિતોષક વિના સાર્વજનિક કામો પાંગળાં બને છે**—સામાજિક અને સાર્વજનિક કામો સેવાભાવે આપણા ધાર્યા પ્રમાણે થઇ શકતાં નથી. આવાં કામો કરનારને યોગ્ય મહેનતાણું આપવા ઠરાવ્યું હોય તો કામ કરનારાઓ પોતાની વિશેષ જવાબદારીથી કામ કરતા થઇ જાય. અને એટલા માટે ગ્રામ પંચાયતોના મંત્રીઓની માફક પુસ્તકાલયોના મંત્રી ભાઇઓને યોગ્ય મહેનતાણું આપવું જોઇએ એમ હું ઇચ્છું છું.

**મંત્રી શ્રી. જયશંકર જી. ભટ્ટનું નિવેદન**

**પરિષદોનો હેતુ**—સાર્વજનિક અને પ્રજા ઉન્નતિનાં કામો પ્રચાર વિના પાંગળાં રહે છે. એને સજીવ રાખવા માટે લોકોમાં તેના પ્રચારની ઘણી જરૂર છે. એ પ્રચાર પરિષદો અને સભાઓ દ્વારા જેટલો કરી શકાય તેટલો અન્ય કોઇ પ્રયાસથી કરી શકાતો નથી. એટલા માટે જ્યાં જ્યાં આવી પરિષદો ભરાય ત્યાં ત્યાં દૂર દૂરના ને નજીકના સમાજે ભાગ લેવા જવું જોઇએ. અને ત્યાંથી મેળવેલો જનકલ્યાણનો સંદેશો સ્થળે સ્થળે પહોંચાડવો એ દરેક પોતાની ફરજ અદા કરે એટલું જ ઇચ્છીએ છીએ.

**પુસ્તકાલયોનું મહત્ત્વ**—પુસ્તકાલયો આપણને જગતભરના દેશમાં–દેશોન્નતિ કેવી રીતે થઇ, માનવસમાજ કેમ કરી સુખી થયો, કેવી રીતે સુખી થવા માગે છે એવા સર્વ પ્રકારની અવનવી બાબતોનો સંદેશો પાઠવનાર સ્વર્ગીય દૂતસમી સામગ્રી પીરસે છે. એનો ઉપયોગ જેટલો ઓછો કરીશું, તેટલો ઉન્નતિ મેળવવાનો અવરોધ થતો સમજવો રહ્યો.

બાદ તાલુકાનાં પુસ્તકાલયો સંબંધે જણાવી તેમણે કહ્યું કે, પુસ્તકફેરી દ્વારા અઢેલોને ઘેર બેઠાં પુસ્તકો પૂરાં પાડવાં. શાળા ટાઇમ પહેલાં બાળકોને અડધો કલાક વાર્તાઓ વાંચી સંભળાવી બાળકોને વાચનમાં રસ લેતાં કરવાં, વાચકોની નોંધ રખાવી પુસ્તકનો સાર નોંધે એમ કરવું વગેરે મુદ્દાઓ પર વિવેચન કર્યું હતું.

ત્યારબાદ પ્રમુખશ્રીએ પુસ્તકાલયોની મહત્તા, તેનો પ્રજામાં બહોળો ફેલાવો કેમ

કરવો, પ્રજાએ તે માટે કરવાની તજવીજ અને પુસ્તકાલયોના નિભાવ અને પ્રચાર સંબંધે મનનીય પ્રવચન કરી સદ્બોધ આપ્યો હતો.

છેવટે " જ્ઞાનધકુલો ભરવા કાજે " એ જ્ઞાનાંકુર કૃત નવીન રાસ ગવાયા બાદ નીચે પ્રમાણે ઠરાવો રજૂ થયા હતાઃ

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા સાહેબ પોતાના પિતામહના પગલે ચાલી પુસ્તકાલયપ્રવૃત્તિને પોષી રહ્યા છે તે બદલ આ પરિષદ એઓશ્રીને અભિનંદન અર્પે છે અને હવે પછી ઉત્તરોત્તર આ પ્રવૃત્તિના વિકાસ માટે વધુ ઉદાર નીતિ દર્શાવવા આ પરિષદ આગ્રહપૂર્વક વિનંતિ કરે છે. **—પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૨**—ગ્રામ પંચાયતના નિબંધમાં પુસ્તકાલયોને મદદ આપવાનું કામ મરજિયાત રાખેલું હોવાથી પુસ્તકાલયોને જોઇતા પ્રમાણમાં ગ્રામ પંચાયતો તરફથી મદદ મળતી નથી, જેથી આ પરિષદ મરજિયાતને બદલે ફરજિયાતમાં પુસ્તકાલયોને મદદ આપવાનું દાખલ કરવા શ્રીમંત સરકારને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

**દ. મૂ.—નાથાલાલ રૂપરામ જોષી** **અનુ.—અમૃતલાલ ભી. શાહ**

**ઠરાવ ૩**—હાલ પ્રસિદ્ધ થતું સાહિત્ય ગામડાંની સામાન્ય જનતા સહેલાઇથી વાંચી અને સમજી શકે તેવા પ્રકારનું નહિ હોવાના કારણે પુસ્તકાલયપ્રવૃત્તિનો જોઇએ તેટલો ઉદ્દેશ ગ્રામજનતામાં બર આવતો નથી, જેથી આ પરિષદ ગ્રામજનતાને પોતાનું જીવન ઉન્નત બનાવવામાં પ્રેરણા આપે તેવા પ્રકારનું સસ્તું સાહિત્ય પ્રસિદ્ધ કરવા આ પરિષદ ગુજરાતી સાહિત્ય પ્રસિદ્ધ કરનાર સંસ્થાઓને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

**દ. મૂ.—જયશંકર ઘેલારામ ભટ્ટ** **અનુ.—નાથાલાલ રૂપરામ જોષી**

**ઠરાવ ૪**—શિષ્ટ પુસ્તકો જનતામાં ખૂબ વંચાય એ હેતુથી રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ આતરસુંબા મહાલની સામાન્ય જનતા વધુ પ્રમાણમાં લે એમ આ પરિષદ ઇચ્છે છે અને તે માટે યોગ્ય પ્રચાર કરવા આ મહાલનાં પુસ્તકાલયોના મંત્રીઓને આ પરિષદ વિનંતિ કરે છે.

**દ. મૂ.—યુસુફભાઈ મનસુરી** **અનુ.—અમૃતલાલ શાહ**

**ઠરાવ ૫**—આતરસુંબા મહાલ મહેસાણા પ્રાંતના બીજા મહાલોથી ઘણો જ દૂર હોઇ પ્રાંતનાં બીજાં સ્થળોમાં ભરાતા પુસ્તકાલયશિક્ષણ વર્ગોનો આતરસુંબા મહાલનાં પુસ્તકાલયોના મંત્રી વા શિક્ષક ભાઇઓ તે લાભ લઇ શકતા નથી, જેથી આતરસુંબા મહાલમાં જ તેવો વર્ગ ઉઘાડવા પુસ્તકાલય મંડળને આ પરિષદ આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

**દ. મૂ.—નટવરલાલ કેશવલાલ** **અનુ.—યુસુફભાઇ હસનભાઇ મનસુરી**

**ઠરાવ ૬**—પુસ્તકાલય ખાતાએ સહકારના ધોરણે બજેટ બનાવવાની અને પુસ્તકો, માસિકો એકબીજાને વાંચવાનાં મળી શકે તે માટેની જે યોજના પ્રસિદ્ધ કરી છે તે યોજનાને આ પરિષદ આવકારે છે; અને તેનો ચુસ્તપણે અમલ કરવા મહાલનાં તમામ પુસ્તકાલયોના મંત્રીઓને આ પરિષદ ભલામણ કરે છે.

**દ. મૂ.—અંબાલાલ મથુરદાસ શાહ** **અનુ.—દામોદર મગનલાલ**

ઠરાવ ૭—ન્યૂથમાં આવેલાં પુસ્તકાલયોની ટપાલ ન્યૂથ મંડળોના મુખ્ય સ્થળોની મારફતે મોકલવાના ઠરાવથી મુખ્ય સ્થળોને પોતાના નાના બજેટમાં પોસ્ટેજ ખાતે વધુ ખર્ચ વેઠવો પડે છે, જેથી આ પરિષદ જે તે પુસ્તકાલયોને પોતાની ટપાલ સીધી ખાતા તરફ મોકલાવી આપવાની યોજના કરવા પુસ્તકાલય ખાતાને વિનંતિ કરે છે.

દ. મૂ.—જયશંકર ઘેલારામ ભટ્ટ  અનુ.—નટવરલાલ કેશવલાલ ભાવસાર

ઠરાવ ૮—પ્રજાને રાજ્યના કાયદા કાનુનની માહિતી મળી શકે એટલા માટે પુસ્તકાલયોના બજેટમાં જનતાને હરહંમેશ ઉપયોગી થઇ પડે એવા કાયદા કાનુનનાં પુસ્તકો મંજૂર કરવા આ પરિષદ પુસ્તકાલય ખાતાને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

દ. મૂ.—અંબાલાલ કાળીદાસ પટેલ  અનુ.—અંબાલાલ રેવનદાસ પટેલ

ઠરાવ ૯—મહાલનાં કમાલબંધવાસણા, સંદેશર ઝંડા, વાઘજીપુર અને ગરોડ એ પાંચ શાળાવાળાં ગામોએ વહેલી તકે પુસ્તકાલય ઉઘડે એમ આ પરિષદ ઇચ્છે છે અને તે માટે યોગ્ય તજવીજ કરવા, જે તે ગામોના મુ. શિક્ષકોને, ન્યૂથમંડળોના મંત્રીઓને અને મહાલ મંડળના કાર્યકરોને આ પરિષદ વિનંતિ કરે છે.

દ. મૂ.—ચુનીલાલ ગોપાળદાસ  અનુ.—શનાલાલ ખેમચંદ

ઠરાવ ૧૦—મહાલનાં ઠરેલાં ન્યૂથમંડળો હજુ જોઇએ તે પ્રમાણમાં કાર્ય કરતાં થયાં નથી જેથી ન્યૂથમંડળના મંત્રીઓને પોતાની નીચેની ફરજો ચુસ્તપણે બજાવતા થઇ જાય એવી આ પરિષદ વિનંતિ કરે છે.

(૧) દરેક ન્યૂથમંડળ પોતાના ન્યૂથની વાર્ષિક સભા ભરે.
(૨) ન્યૂથમાં આવેલાં પુસ્તકાલય વાંચનાલયનું, વાર્ષિક નિવેદન અને બજેટ બનાવડાવે અને તે ખાતા તરફ મોકલી આપે.
(૩) ન્યૂથમાં આવેલાં પુસ્તકાલયોની તપાસણી કરે.
(૪) શિષ્ટ વાંચનની પરીક્ષાઓનો પ્રચાર કરે.

દ. મૂ.—અંબાલાલ મથુરદાસ શાહ  અનુ.—ચુનીલાલ ગોપાળદાસ

ઠરાવ ૧૧—આતરસુંબા મહાલની આ પ્રથમ પુસ્તકાલય પરિષદ હોવા છતાં પણ મહાલના મોટા ભાગના પુસ્તકાલયના મંત્રીઓએ ભાગ લીધો નથી તે બદલ આ પરિષદ ઊંડો ખેદ પ્રદર્શિત કરે છે અને હવે પછી ભરાનાર અધિવેશનોમાં મહાલનાં તમામ પુસ્તકાલયના મંત્રીઓ સક્રિય ભાગ લેશે એવી આશા રાખે છે.

દ. મૂ.—નાથાભાઇ સવળદાસ પટેલ.  અનુ.—નટવરલાલ કેશવલાલ

ઠરાવોનું કામ પૂર્ણ થતાં ફૂલહાર અર્પણનો વિધિ થયો હતો.

ત્યાર બાદ નિરમાળીના મે. થાણદાર સાહેબે શાળાનાં બાળકોને રૂા. ૫) પતાસાં માટે અને રાસ ગાનાર કન્યાઓને રૂા. ૪) પ્યાલાં બદલ આપ્યા હતા. તેઓ સાહેબે આવા નાનકડા ગામે પરિષદ ભર્યા બદલ અને કન્યાઓના રાસ સંબંધી ઉત્તમ તાલીમ બદલ આનંદ પ્રદર્શિત કર્યો હતો.

સ્વાગતપ્રમુખશ્રીએ આભારદર્શન કર્યા બાદ ગન્જગીત ગવાયું હતું અને ભોજન સમારંભ થયા બાદ મહેમાનો વગેરેએ વિદાયગીરી લીધી હતી.

---




૧. **લખેશરી**:—લેખક : શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા; સોલ એજન્ટસ: પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨ + ૨૬૮, બોર્ડ પટીનું પૂઠું, સચિત્ર કવર જેકેટ સાથે. મૂલ્ય રૂ. અઢી.

"શારદા" માસિકના તંત્રી શ્રી. રાયચુરાથી આજે ભાગ્યે જ કોઈ અજાણ હશે. એમનું લોકસાહિત્ય અને ઐતિહાસિક નવલકથાઓ ઠીક પ્રમાણમાં ગુજરાત–બૃહદ્ગુજરાતમાં વંચાય છે. લેખકની આ નવી જ શૈલીએ લખાયેલી સામાજિક નવલકથા છે.

લેખકે કથાની શરૂઆતમાં લગ્નદિન ઉજવાયાનું પ્રથમ પ્રકરણ મૂક્યું છે. આપણે ત્યાં લગ્નદિનની પચીસીઓ ઉજવાયાના મેળાવડા થયા ક્યાંય જાણ્યા નથી; છતાં એ મેળાવડા પરત્વેનો કાન્તાનો કટાક્ષ સરસ મૂક્યો છે. અંધારામાં તેજના કિરણની કેટલી કિંમત હોય છે તેનો ખ્યાલ આપવા અંધારાનું વાતાવરણ પણ મૂક્યું છે. વાતોનું વસ્તુ–નાના માણસમાં પણ ચારિત્ર્યની ઝલક કેવી તેજસ્વી રીતે ઝગી ઉઠે છે તેનો સરસ ઉઠાવ લેખકે આ પુસ્તકમાં આપ્યો છે અને તક મળતાં તે કેવું જવાહિર સરખું પ્રકાશી નીકળી છે તેનો આદર્શ ઇન્દુલાલના પાત્રે આપ્યો છે. રસિકલાલ અને ચંદુલાલ સરખાં પાત્રોના સહવાસમાં કાંતા અને હસમુખ સરખાં પાત્રો, કેવું ચારિત્ર્યશીલ જીવન પોતાના ચારિત્ર્યબળે જીવી શકે છે તેના ઉત્તમ પુરાવારૂપ છે; જ્યારે 'સંતુરાંનું' વિષયલોલુપ પાત્ર ચારિત્ર્યશીલ ઇંદુલાલના સત્સંગમાં આવતાં લોહને પારસનો સ્પર્શ થતાં તે કેવું સુવર્ણસમ પલટો લે છે એ ઇન્દુલાલના પાત્રની નિર્દોષ અને ચારિત્ર્યભરી પ્રતિભાના પુરાવારૂપ છે.

નવલકથાનું વસ્તુ ૧૯ મી સદીના મુંબઈના વાતાવરણ સાથે સર્જાયું હોઈને ત્યારના મુંબઈના વાતાવરણનો ઠીક પરિચય આપે છે.

એકંદરે નવલકથામાં ચારિત્ર્યવિશુદ્ધિ પર ભાર મુકાયો હોઈને આજના લખેશરીઓને એવી શુદ્ધિ સાધવાનો આદેશ આપે છે.

૨. **ભારતનો ટંકાર** ( આવૃત્તિ ત્રીજી ):—લેખક અને પ્રકાશક: કવિ શ્રી. અરદેશર ફરામજી ખબરદાર, ૭૮૮, પારસી કૉલોની, દાદર, મુંબઈ ૧૪, ડેમી કદનાં પૃષ્ઠ ૧૬+૭૭, પાકું પૂઠું, મૂલ્ય રૂ. એક.

"ભારતનો ટંકાર"નાં દેશભક્તિ ભરપૂર કાવ્યોના સંગ્રહની આ ત્રીજી આવૃત્તિ છે. આ અગાઉ પહેલી આવૃત્તિ પ્રકટ કરતી વખતે કવિશ્રીએ લખેલ ધર્મભક્તિ અને દેશભક્તિને લગતી પ્રસ્તાવના આ આવૃત્તિમાં પણ આપી તે બન્નેનું સાચું મૂલ્યાંકન વાચકને તાજું કરાવી આપ્યું છે.

બીજી આવૃત્તિની પ્રસિદ્ધિ વખતે અમે આ પુસ્તકનો આપેલો પરિચય આ રહ્યોઃ

"પ્રસ્તુત કાવ્યસંગ્રહ ભારત માટેની તેમની અનન્ય ભક્તિ પ્રકટ કરે છે અને તેની અંદરનાં 'નવજીવનનાં ઘણાં ખરાં કાવ્યો પ્રત્યેક વાચકને પ્રેરણારૂપ' નીવડે તેવાં છે.

'અર્પણ', 'રત્નહરણ', 'પ્રયત્ન', 'ભારત મૈયાની હોરી', 'ભારતનો વિજયધ્વજ', 'ભારતનું નગારૂં', 'રણવિદાય', 'નવજીવનનાં આવાહન', 'શૌર્યનાં સ્મરણ' અને 'હે ભારતના લડવૈયા' એ કાવ્યો તો આખાયે સંગ્રહમાં ભાત પાડી રહે તેવાં છે.

શરૂઆતમાં સ્વપ્નવિભાગમાં ભારતનાં ગત આત્માઓએ પોતે એક વખતે ભારતને માટે જે હજારો જંગ ખેડેલા તેનું હૂબહૂ વર્ણન આપણી આગળ જોરદાર વાણીમાં રજૂ કરે છે; તેમની વીર વાણી સાંભળીને કવિ ઉદ્બોધન પામે છે અને તેમને ઉદ્દેશીને કહે છેઃ—

નહિ, નહિ !—આ ઊઠયા આજે અમ કમ્મર કસિયે તંગ
અમ નસમાં ભારત વહે છે અમ રૂધિરે ભારત રંગ
ભારત, ભારત ને ભારત ઉછળે અમ શ્વાસોચ્છ્વાસ,
વીરા ! ૯ ભારતપ્રેમીનો બતલાવો મરણવિલાસ."

પોતે રચેલાં આ 'રણગીત' નામક છંદમાં કવિએ જે જોમ, અને નસેનસમાં ઉછળતી ભારતભક્તિ પ્રગટ કર્યાં છે તે ચિરસ્મરણીય થઇ પડશે, એ નિઃસંશય છે. એમનું 'રણવિદાય' કાવ્ય પણ અત્યંત સુંદર છે અને તેમના ગુરુપુત્ર કવિવર ન્હાનાલાલે રચેલા 'વીરને વિદાય' કાવ્યનું સ્મરણ કરાવે છે; તદુપરાંત તેમનાં 'સદાકાળ ગુજરાત' અને કવિ નર્મદનાં 'જય જય ગરવી ગુજરાત'નું સ્મરણ પણ આપોઆપ ઉપડી આવે છે."

આ પુસ્તકને મુંબઇ વિદ્યાપીઠે કૉલેજના પ્રથમ વર્ષમાં પાઠય પુસ્તક તરીકે નિમેલ કરી એની ઉપયોગિતાની કદર કરવા માટે અભિનંદન.

૩. **ભજનિકા**—લેખક-પ્રકાશક, કદ ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૧૬+૧૪૬, પાકું આચ્છાદનવાળું પૂઠું. મૂલ્ય બે રૂપિયા.

કવિશ્રી ખબરદારે જેમ સ્વદેશભક્તિનાં કાવ્યો લખ્યાં છે, ભક્તહૃદયની ઊર્મિઓને તત્ત્વજ્ઞાનથી તરબોળ સુગેય કાવ્યો-કલ્યાણિકા આપી છે, જીવનનાં ગૂઢ રહસ્યોસમ-જીવતી દર્શનિકાનું દર્શન આપ્યું છે તેમ જ એક ભક્તહૃદયના ઊંડાણમાંથી નીતરતાં ભક્તિરસભરપૂર ભજનો પણ આપ્યાં છે. માત્ર વાણીવિલાસ પૂરતાં કવિશ્રીએ આ ભજનો આલેખ્યાં નથી; પરંતુ તેમાં ભક્ત હૃદયનો સાચો નિતાર છે; પ્રભુદર્શન પામવાની ઘડી સુધી પહોંચેલા ભક્તકવિના આધ્યાત્મિક અનુભવોનો સંચય છે. પ્રભુદર્શનમાં નહિ માનનારાઓને પણ એ દિશા પ્રતિ-જો ધારે તો-લઇ જઇ શકે તેવાં આ ભજનો છે. વાચક એ ભક્તિરસમાં તરબોળ બને, અને પ્રભુદર્શન પામવાનો પ્રયત્ન કરવા આ ભજનો દ્વારા પ્રેરાય.

૪. **જીવનશોધનઃ**—લેખકઃ શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા, પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, ગાંધીરોડ, અમદાવાદ. ડેમી કદનાં પૃષ્ઠ ૩૨ + ૪૦૦, આચ્છાદનસહિત બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂા. સવા.

આ પુસ્તકની બે આવૃત્તિઓ પ્રસિદ્ધ થઇ ગયા પછી આ બીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ પ્રકટ કરાયું છે.

આધ્યાત્મિક જીવન જીવનારાઓ માટે તત્ત્વજ્ઞાનની નવીન વિચારસરણી આપવા માટે આ પુસ્તકનું આયોજન થયું છે. આપણા પ્રાચીન શાસ્ત્રકારોએ તત્ત્વજ્ઞાનની રચના કરી જનતાને ધર્મજીવન જીવવાનાં સૂત્રો બાંધી આપ્યાં છે. તેને અનુસરીને આજપર્યંત ધર્મજીવન જીવવાની જિજ્ઞાસા ધરાવતી જનતા જીવતી આવી છે. પરંતુ તે પછી કોઇ આર્ષ દ્રષ્ટા કે સૂત્રકારે આ દિશામાં વધુ પ્રયત્ન કર્યો જાણ્યો નથી. અને લેખકના શબ્દોમાં કહીએ તો

> "આદરાયણના કાળથી તત્ત્વજ્ઞાનનો વિકાસ લગભગ અટકી ગયો છે. એમણે જનતાને સૂત્રબદ્ધ કરી નાખી તત્ત્વજ્ઞાનનું બારણું વાસી દીધું અને શંકરાચાર્ય અને પાછલા આચાર્યોએ એ બારણે તાળાં માર્યાં: એ તાળાં ખોલ્યે જ છૂટકો છે."

અને સાથે જ, શ્રી. કિશોરલાલભાઇએ તાળાં ખોલી એની અંતરતલની ખોજ કરી એને સ્પષ્ટ કર્યાં છે વા તેને નવીન રૂપે સૂત્રબદ્ધ કર્યાં છે, એમ કહીએ તો ચાલે. માત્ર જૂનું એટલું સારુંની માન્યતાવાળા સ્થિતિચુસ્તોનો આ પ્રયત્ન કદાચ રોષ વહોરાવશે, છતાં નવીન વિચારદષ્ટિવાળાને આપણા તત્ત્વજ્ઞાનનાં અનેક નવાં વિચારણો મળી આવશે.

પુસ્તક તત્ત્વજ્ઞાનને લગતું હોઇ એ વિષયમાં નવીન દૃષ્ટિયુક્ત રસ ધરાવનારને જરૂર ગમશે.

શરૂઆતમાં લેખકના ગુરુદેવની લખેલી ભૂમિકા અપાઈ છે. તે એને સમજવામાં કંઇક સુગમતા કરી આપે તેમ છે.

## દોષ કોનો ?

ગુજરાતીઓ વાંચતા નથી એ એક ફરિયાદ છે; ગુજરાતીઓ પુસ્તક ખરીદતા નથી એ બીજી ફરિયાદ છે; ગુજરાતીઓ પુસ્તકો માગીને જ વાંચે છે એ ત્રીજી ફરિયાદ છે–આ સઘળી ફરિયાદોમાં વજૂદ છે એ છતાં આટલું ચોક્કસપણે કહી શકાય કે, ગુજરાતીઓ પાસે એકધારાં શ્રેષ્ઠ પુસ્તકો મૂકનારી કોઇ બળવાન સંસ્થા નથી. જે છે તેમાં અનેક ક્ષતિઓ છે, અને ગુજરાતીઓને શી રીતે વાંચતા કરવા એ પ્રશ્ન ઉપર કોઇએ સતત વિચાર કર્યો નથી. નહિતર, વધુ કાંઇ નહિ તો, ગુજરાતીઓ એટલાં પુસ્તકો તો જરૂર ખરીદે કે જેથી એકાદ સંસ્થાની પ્રતિષ્ઠા હમેશને માટે સચવાઇ રહે.

ગુજરાતીઓ સિનેમાઓ જુએ છે, ગુજરાતીઓ રેડિયો રાખે છે, ગુજરાતીઓ નૃત્યપ્રયોગોમાં રસ લઇ શકે છે, ગુજરાતીઓ કેવળ પુસ્તકોમાં રસ નથી લેતા એમ કહેતાં પહેલાં, ગુજરાતીઓને પુસ્તકોમાં રસ લેતા કરવા માટે કોણે સતત, સત્ય અને વ્યવહારુ પ્રયોગ કર્યો છે એ જાણવું આનંદદાયક થઇ પડશે.

—ધૂમકેતુ

**૫ હિંદ સ્વરાજ**—લેખકઃ શ્રી. મોહનદાસ કરમચંદ ગાંધી, પ્રકાશક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૩૨+૧૪૪, સાદુ પૂઠું, મૂલ્ય ચાર આના.

સ્વરાજ્ય પ્રવૃત્તિના બીજરૂપ મણાતા આ પુસ્તકની આ બીજી આવૃત્તિ છે. એમાં ગાંધીજીએ સ્વરાજપ્રવૃત્તિનાં બીજનું દર્શન કર્યું છે, જ્યારે સ્વ. ગોખલેજીએ આ પુસ્તક વિષે એવો અભિપ્રાય ઉચ્ચાર્યો હોવાનું કહેવાય છે કે ગાંધીજી આ પુસ્તકનો આવતે વર્ષે નાશ કરશે. પરંતુ તે પછી તો આ પુસ્તકમાં રજૂ કરવામાં આવેલા વિચારો દિનપ્રતિદિન સ્વરાજ્યયાત્રાના મૂળ બીજરૂપ પૂરવાર થયા છે. અને "આર્યન પાથ" નાં સંપાદક

મેડમ સોફિયા વાડિયાએ તો એ "હિંદ સ્વરાજ"ને લગતો ખાસ અંક પ્રકટ કરેલો, જેમાં દેશવિદેશના અનેક નામાંકિત લેખક-લેખિકાઓના વિચારો-મંતવ્યો રજૂ કરાયાં હતાં.

૧૯૦૮ માં લખાયેલી આ પુસ્તકના વિચારો આજે પણ એટલા જ ઉપયોગી જણાય છે. આજની સ્વરાજપ્રાપ્તિના ઇતિહાસના મૂળરૂપ આ પુસ્તક સૌ કોઇ ફરીફરીને વાંચે.

**૬ રંગતરંગ—ભાગ ૧ થી ૪.** લેખકઃ શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે; પ્રકાશકઃ ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયો ચકલો, સૂરત. ક્રાઉન કદનાં ચાર પુસ્તકો; દરેકનું સાદુ સચિત્ર પૂઠું, મૂલ્ય રૂા. સવા.

શ્રી. જ્યોતીન્દ્ર દવે આપણા ગણ્યાગાંઠ્યા હાસ્યરસિક લેખકોમાંના એક છે. એમણે અવારનવાર લખેલાં તેમ જ નવાં તૈયાર કરેલાં હાસ્ય-કટાક્ષ-રમૂજ ઉત્પન્ન કરે તેવાં જુદા જુદા વિષયો પરનાં કટાક્ષલેખનો આ ચાર ભાગમાં સંગ્રહવામાં આવ્યાં છે.

લેખક આ સર્જનો દ્વારા જુદા જુદા વિષયો—વસ્તુઓ પરની તેમની લખાવટથી વાચકને મર્માળુ હાસ્ય આપે છે. અને એ જ એમની જે તે વસ્તુને રજૂ કરવાની ખરી ખુબી છે. કટાક્ષલેખોનું આ એક આબાદ લક્ષણ લેખી શકાય. થાકેલા મગજને આરામ આપવા અને ઘડીભર વિનોદ મેળવવામાં જુદા જુદા વિષયો પર લખાયેલાં આ કટાક્ષ આલેખનો વાંચતાં મનની ગમગીની દૂર થાય તેવાં છે.

પુસ્તકાલયો જરૂર પોતાને ત્યાં વસાવવા પ્રયત્ન કરે.

**૭ સરસ્વતીપુરાણ**—સંશોધક અને વિવેચકઃ શ્રી. કનૈયાલાલ ભાઇશંકર દવે; પ્રકાશકઃ ફાર્બસ ગુજરાતી સભા—મુંબઈ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૪+૧૧૮, બોર્ડ પટીનું સાદુ પૂઠું, મૂલ્ય રૂા. બે. ૧૯૪૦

આપણા ગુજરાતના સંશોધનને લગતાં ગણ્યાં ગાંઠ્યાં પુસ્તકો આપણે ત્યાં છે તેમાં આ એક ઉમેરાય છે. શ્રી. કનૈયાલાલ દવે એક સારા સંશોધક હોઇને તેમના જુદા જુદા સામયિકોમાં લખાયેલા સંશોધનલેખોથી તેઓ સારા જાણીતા છે.

આ પુસ્તકમાં તેમણે સરસ્વતી નદીની પ્રાચીનતા અને તેની ઐતિહાસિકતા દર્શાવી કયો પ્રદેશ કયાં આવ્યો અને તેની ઐતિહાસિક મહત્તા શોધખોળને લગતાં કેટલાંક પ્રમાણો આપી દર્શાવી છે. વળી સરસ્વતીને તીરે આવેલાં પ્રાચીન તીર્થોની ઐતિહાસિકતા પ્રમાણો આપી આ પુસ્તકમાં રજૂ કરી છે. અને મૂળ સંસ્કૃતમાં સરસ્વતી પુરાણના શ્લોકો આપી તેનું ભાષાન્તર અને યોગ્ય ટિપ્પણો પણ આપ્યાં છે.

પુરાતત્ત્વ જાણવાની જિજ્ઞાસા ધરાવનારાઓને આ પુસ્તક ઉપયોગી નીવડશે.

**૮. આધ્યાત્મિક પકવાન**—સંપાદકઃ શ્રી. કાન્તિલાલ મ. ગાંધી; પ્રકાશકઃ મંજુબહેન રંગીલદાસ મહેતા, શ્રીકૃષ્ણભુવન, વિલેપાર્લે, ( પૂર્વ ) મુંબઈ.

ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૪ + ૨૧૬, સાદુ પૂઠું, મૂલ્ય લખ્યું નથી.

આપણાં સામયિકોમાં ઘણીયે વાર એવું ઉત્તમ કોટિનું સાહિત્ય આપવામાં આવે છે કે જેનો સંગ્રહ કરવામાં આવે તો ચિરકાળ માટેનું એક ઉત્તમ પુસ્તક થઇ જ્યારે વાંચીએ ત્યારે તેમાંથી આપણને ઉત્તમ વિચારો જાણવા મળે.

આ પુસ્તક કંઈક અંશે આ દિશાના પ્રયત્ન સરખું છે. એમાં આપણા ગીતા સરખા પ્રાચીન ગ્રંથોમાંથી અવતરણો પણ છે અને મહાપુરુષોનાં વચનામૃતરૂપ પરાવાણી પણ છે; ભક્તકવિઓનાં ભક્તિપ્રેરક પદો-ભજનો પણ છે તેમ જ ઇતર સુવાક્યોનો સંગ્રહ પણ છે. આ દૃષ્ટિએ જોતાં પુસ્તકને આધ્યાત્મિક પકવાન્નનું જે નામાભિધાન આપવામાં આવ્યું છે તે યથાર્થ જ છે. જનતા આવાં ભાવનાપ્રેરક વચનો વાંચી પચાવતી થાય તો જગતમાંનાં અનેક અનિષ્ટો નાબૂદ થાય. આ પુસ્તક ગામડાની જનતાને ઠીક ગમશે.

**૯. કાગળ**—લેખક અને પ્રકાશકઃ શ્રી. જયંતકુમાર યાજ્ઞિક. ઠે. શેઠશેરી, બાજવાડા, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૧૦૬, બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂ. એક.

આજે કાગળ એ ઘરઘરની જરૂરિયાતની વસ્તુ થઇ પડી છે. રાય કે રંક સૌ કોઇને એની વધુ-ઓછી જરૂર પડે જ છે, એ કાગળ કેવી રીતે તૈયાર કરવામાં આવે છે તેને લગતી માહિતી તેમ જ છાપખાનાવાળા અને પુસ્તકો બાંધનારાઓને કામ લાગે તેવી કેટલીક માહિતી લેખકે આ પુસ્તકમાં આપી છે; જ્યારે હાથબનાવટના કાગળને લગતી માહિતી વધુ સ્પષ્ટતા અને સમજાવટ માગી લે છે. અને તો જ હાથબનાવટના ઉદ્યોગ કરવા માગનારને આ પુસ્તક ઉપયોગી નીવડી શકે. કેટલેક સ્થળે યંત્રને લગતાં તેમ જ બીજાં ચિત્રો પણ આપ્યાં છે. પુસ્તક કાગળની માહિતીને લગતી કંઇક પ્રાથમિક માહિતી આપે છે, પરંતુ એ ઉદ્યોગને અપનાવવા માગનાર માટે તો વધુ ખુલાસા અને માહિતીભર્યા વ્યાવહારિક જ્ઞાન આપે તેવા મોટા વિસ્તૃત પુસ્તકની ઉણપ તો રહે છે જ. એકંદરે પ્રયાસ ઠીક આવકારપાત્ર છે.

**૧૦. નાનકડો કનુઃ**—લેખિકાઃ શ્રી. વિમળાબહેન સેતલવડ, સોલ એજન્ટસઃ એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ-મુંબઈ ૨. ક્રાઉન કદનાં જાડા કાગળનાં પૃષ્ઠ ૩૨, સચિત્ર સાદું પૂઠું મૂલ્ય ૦-૩-૦.

આ બાલોપયોગી વાર્તા છે તો નાની, પણ એને બાળકો ઝટ વાંચી શકે તેવા મોટા અક્ષરે અને પાને પાને વાર્તાને સમજાવતાં ચિત્રો આપી બાળકોને વાંચતાં કરવાને ઠીક આકર્ષણ કર્યું છે. આપણાં બાલોપયોગી અને નવા શીખેલા પ્રૌઢોપયોગી પુસ્તકોનો ઉઠાવ (Got-up) જો આવી રીતે તૈયાર કરવામાં આવે તો બાળકો અને નવા શીખેલા પ્રૌઢો જરૂર વાચન પ્રતિ આકર્ષાય.

**૧૧. વિનુ અને કલાબહેનઃ**—લેખિકા તથા સોલ એજન્ટસ, કદ, ઉઠાવ ઉપર પ્રમાણે.

આ નાની પુસ્તિકા પણ ઉપરની જ શૈલીએ લખેલી એક વાર્તા આપે છે. એમાં પણ ઉપર જણાવ્યા પ્રમાણેના મોટા અક્ષરો, પાને પાને ચિત્રો તેમ જ સુંદર ઉઠાવ આપ્યો છે.

બાલસાહિત્યનાં પુસ્તકો આપણા પ્રકાશકો આવી રીતે આપતા થાય તો બાળ-વાચકો જરૂર વિના પ્રેરણાએ વાંચવા આકર્ષાશે.

પુસ્તકાલયમાં આવતાં બાળકો માટે આ બન્ને પુસ્તિકાઓ વધુ સંખ્યામાં પણ વસાવાય તો તે પણ ઇષ્ટ જ લેખાશે.

**૧૨. પુરાણી પ્રજ્ઞાઃ—**( બ્રહ્મવિદ્યાનાં મૂળતત્ત્વ ) મૂળલેખિકાઃ એની બિસેન્ટ; ભા. ક. પરશુરામ હરિસુખરામ મહેતા, પ્રાપ્તિસ્થાનઃ જશવંતરાય હિંમતલાલ ભટ્ટ. મુ. સરખેજ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨ + ૨૮૮, બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂ. સવા.

જ્યારે થિયોસોફીનો ગુજરાતમાં કંઇક પ્રવેશ થતો હતો, ગુજરાતની જનતા જ્યારે થિયોસોફીના સિદ્ધાંતો સમજવા પ્રયત્ન કરતી હતી તે અરસામાં આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું.

આ પુસ્તક મૂળ અંગ્રેજીમાં વિદુષી એની બેસન્ટે "એન્શિયન્ટ વિઝડમ" નામે પ્રસિદ્ધ કરેલું. તેનું આ સરળ ભાષાંતર છે. એમાં તત્ત્વજ્ઞાનને લગતા જ્ઞાનનો સમાવેશ છે. આ લોક અને પરલોક તેમ જ ઇતર લોકની મીમાંસા આપેલી છે. ઉપરાંત સર્વ ધર્મ અને થિયોસોફીનો સમન્વય પણ દર્શાવાયો છે. આ પુસ્તકમાં ચર્ચેલા વિષયોમાં મુખ્યત્વે ભૂલોક, ભુવર્લોક, કામલોક અને અન્ય લોકની માહિતી ઉપરાંત જન્મ અને પુનર્જન્મ તેમ જ કર્મના સિદ્ધાંતોનું ઠીક પ્રતિપાદન કરેલું છે. આધ્યાત્મિક જિજ્ઞાસા ધરાવનારને એમાંથી ઠીક ખોરાક મળી આવશે.

**૧૩. ગુરુમુખવાણી**— સંપાદક : બ્ર. નિ. મહારાજ શ્રી. ગોપાળરામ ગુરુ દેવશંકર શર્મા; પ્રકાશક : નટવરલાલ લલ્લુરામ પંડ્યા, નિરાંત મંદિર, ફતેપુરા, વડોદરા.

ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૨+૧૯૦, બોર્ડ પટીનું પૂઠું, મૂલ્ય રૂા. સવા.

આ અગાઉ ઉપર્યુક્ત પ્રકાશક તરફથી નિરાંતકાવ્ય, ગોપાળકાવ્ય, ભક્તિરસામૃત વગેરે જ્ઞાનભક્તિપ્રેરક પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. એમના જ તરફથી આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે.

આ પુસ્તકમાં નિરાંત સંપ્રદાયની ગુરુપરંપરામાં આવેલા તેમ જ ગુરુસ્થાને નહિ બિરાજેલા છતાં એ કક્ષાના પુરુષોનાં જ્ઞાન–ભક્તિપ્રેરક કાવ્યો–ભજનો, પદોનો સંગ્રહ આપવામાં આવ્યો છે. તેમાંનાં કેટલાંક તો અતિ પ્રાસાદિક જણાય છે, જ્યારે કેટલાંક અંતરના અવાજ સરખાં જણાઇ આપોઆપ કાવ્યપ્રવાહ વહ્યો હોય તેમ લાગે છે; એમાંનાં શ્રી ઠાકોરસિંગ ભગતનાં રચેલાં કેટલાંક કાવ્યો અમને ખૂબ ગમી ગયાં છે.

**૧૪. કીર્તિમંદિરઃ—**લેખકઃ શ્રી. કેશવલાલ લ. શાહ; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪+૬૪, સાદુ સચિત્ર પૂઠું, મૂલ્ય ૦–૮–૦.

આ બાલોપયોગી પુસ્તિકામાં દેશ-પરદેશનાં મહાન ગણાતાં માનવીઓના જીવનના પ્રસંગો બાલભોગ્ય શૈલીએ આપ્યા છે. એમાં અશોક, નેપોલિયન, જગદ્ગુરુ શંકરાચાર્ય,

સ્વીટઝરલૅન્ડના વીર વિલિયમ ટેલ, મીરાંબાઇ, ઇશુ ખ્રિસ્ત, કોલંબસ અને ગુજરાતની રાજમાતા મીનલ વગેરે આ જગતમાં પોતાની કીર્તિપતાકા ફરકાવી જનાર મહાન વ્યક્તિઓના જીવનમાંથી બાળકો-કુમારો-કિશોરોને પ્રેરણા આપે તેવા વિવિધ પ્રસંગો આપ્યા છે.

પ્રસંગોની ગોઠવણીમાં દેશની અને પરદેશની વ્યક્તિઓના પ્રસંગો નોખા નોખા તારવી સાથે સાથે અપાયા હોત તો ઠીક થઇ પડત.

એકંદરે લખાવટ બાળકો સમજી શકે તેવી છે. પુસ્તકાલયો બાળકો માટે વસાવે.

**મણિલાલ પ્ર. વ્યાસ**

**૧૫. વીર જવાહરલાલઃ**—લેખકઃ લાલુબેન મહેતા. પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ ત્રણ દરવાજા, અમદાવાદ. પૃષ્ઠ ૯૪, પૂઠું કાગળનું, કિંમત ૦-૪-૦. આવૃત્તિ ૧ લી, ઈ. સ. ૧૯૪૧

આ અરુણ પુસ્તકમાળાનું દશમું પુસ્તક છે. આમાં બાળકોને ગમે એવી શૈલીમાં વીર જવાહરલાલનું ચરિત્ર સારી રીતે આલેખવામાં આવ્યું છે. સૌ કોઇને એ ગમશે. ધો. ૪ અને તે ઉપરાંતનાં બાળકો સારી રીતે સમજશે.

**૧૬. બોલીઓ મતઃ**—લેખકઃ દિનેશ ઠાકોર, પ્રકાશકઃ નટવરલાલ લ. વોરા, શ્રીમતી પારેખ. નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ. પૃ. ૪૦, પૂઠું કાગળનું, કિં. ૦-૪-૦.

આ પુસ્તિકા 'આપણી બાળ ગ્રંથમાળા'ના પુસ્તક તરીકે અપાઇ હોઈ 'બાલ-જગત'ના સહતંત્રી દિનેશ ઠાકોરે લખી છે. કુલ ૭ વાર્તાઓમાંની છેલ્લી વાર્તા 'બોલીઓ મત' એના ઉપરથી પુસ્તિકાનું નામ રાખવામાં આવ્યું છે. 'ચલ બે ટટવા, ગજબ ગકુંર' એ વાર્તાઓ પણ સારી છે. ધો. ૨-૩ નાં બાળકો ખુશીથી ઉપયોગ કરી શકશે.

**૧૭. સુરભીઃ**—લેખકઃ ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી, પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર—૨૪૫૬, ભદ્ર, અમદાવાદ, પૃ. ૮૦, કિં. ૦-૪-૦.

'આપણી બાળ ગ્રંથમાળા'ના પુ. ૫-૬ તરીકે બહાર પડયું છે. એમાં કુલ ૧૦ વાર્તાઓ છે. શેઠાણીની દિકરી સુરભીના નામ ઉપરથી વાર્તાનું અને પુસ્તકનું નામ 'સુરભી' રાખવામાં આવ્યું છે. 'સોનાપગ, ત્રણ મિત્રો, રાજકુમાર અને ભરવાડ' સારી વાર્તાઓ છે. ધોરણ ત્રણ ચારનાં બાળકોને એ વાંચવી જરૂર ગમશે.

ઉપરનાં ત્રણેય પુસ્તકાલય સવડે ભલે ખરીદે.

'દ્રષ્ટા'

## સામયિકો

**નવચેતન ( રંગભૂમિ અંક )**—તંત્રી શ્રી. ચાંપશીભાઈ ઉદેશી; ૨૫, પોલક સ્ટ્રીટ; કલકત્તા-વા. લ. રૂા. ૬)

એક કાળે સ્વ. હાજીમહમદનું "વીસમી સદી" માસિક આપણે ત્યાં સાહિત્ય-કળાના

એક વિશિષ્ટ માસિક તરીકે પંકાતું. એના અસ્ત થયા પછી "નવચેતન" એનું સ્થાન લેતું જાય છે અને શ્રી. ચાંપશીભાઈના તંત્રીપણા હેઠળ એ દર અંકે કંઈ ને કંઈ સાહિત્ય-કલાવિષયક નવીન સામગ્રી આપતું રહે છે. "નવચેતન"નો જુલાઈ અંક ખાસ રંગભૂમિ અંક તરીકે પ્રકટ થયો છે. એમાં રંગભૂમિના અંતરંગ વ્યવહારને જાણનારા-સમજનારાના લેખોનો ઠીક સંગ્રહ અપાયો છે. રંગભૂમિના રસિયાઓને એમાંથી ઘણું જાણવાનું મળશે.

શ્રી. ચાંપશીભાઈ પોતે એક નાટયલેખક હોઇને અંકમાં અપાયેલ વસ્તુને ઠીક ન્યાય આપી શકયા છે. આ વિષય પર આવો દળદાર અંક આપવા માટે શ્રી. ચાંપશી-ભાઇને અભિનંદન.

આરોગ્યઃ—સંપાદકઃ અને પ્રકાશકઃ શ્રી. માણેકલાલ શાહ, મામાની પોળ, વડોદરા. વાર્ષિક લવાજમ રૂ. બે.

ઘણા વખતથી વડોદરામાં "આરોગ્ય" માસિક બહાર પડવાના સમાચારો છાપામાં વાંચવામાં આવતા હતા. આજે એનો પ્રથમ અંક બહાર પડી ગયો છે. અમારૂ "પુસ્તકાલય" માસિક સાથે દર ત્રણ માસે આરોગ્ય પત્રિકા ઇન્ડીઅન રેડક્રોસ સોસાઇટિની વડોદરા રાજ્યની શાખા તરફથી અપાતી હતી. તેનું પ્રકાશન કેટલાક વખતથી બંધ થયું હતું. અને એવા સામયિકની કંઇક ખોટ ત્યારથી હતી.

આજે આ "આરોગ્ય" દ્વારા એ ખોટ કંઈક અંશે પુરાશે એમ એનો પ્રથમ અંક જોતાં જણાય છે. શરૂઆતમાં રાજ્યના જાણીતા આગેવાનોના સફળતા ઇચ્છતા સંદેશાઓ અપાયા હોઇને રાજ્યના જાણીતા તબીબોના લેખો અને કેટલીક વ્યવહારૂ સૂચનાઓ પણ આપી છે.

કેટલીક સૂચનાઓ અંગ્રેજી દવાઓ વાપરવા સંબંધેની છે તે આમજનતા શહેરમાંથી મેળવી શકે ત્યારે જ તેનો ઉપયોગ કરી શકે. પણ ત્યાંસુધી શું ?

એકંદરે માસિકનો પહેલો અંક આશાસ્પદ લાગે છે. અમે ભાઇ માણેકલાલ શાહની, મોંઘવારીના વખતમાં અલ્પ લવાજમે આપવા ધારેલી આ પત્રિકાને સફળતા ઇચ્છીએ છીએ.

બાલજગત ( વાર્તાઅંક )—તંત્રીઓઃ શ્રી. સોમાભાઇ ભાવસાર, દિનેશ ઠાકોર; પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ; વા. લવાજમ રૂ. ત્રણ

"બાલજગત" માસિક જાણીતા બાલશિક્ષણશાસ્ત્રીઓ શ્રી. સોમાભાઇ ભાવસાર અને દિનેશ ઠાકોરના સંપાદન હેઠળ પ્રકટ થાય છે. આ અંકમાં અપાયેલી વાર્તાઓ પણ જાણીતા બાલશિક્ષણના અનુભવીઓએ આપેલી છે. એટલે બાળકોને ગમી જાય તેવી છે.

મણિલાલ પ્ર. વ્યાસ



## ભારતી સાહિત્ય સંઘ—અમદાવાદ તરફથી

**૧ ઘરની વહુ** : લેખિકા : શ્રી. લાભુબ્હેન મહેતા, મૂલ્ય રૂા. દોઢ.
**૨ વીર જવાહરલાલ** : લેખિકાઃ ઉપર પ્રમાણે, મૂલ્ય ૦–૮–૦
**૩ ત્રણ પગલાં** : લેખકઃ શ્રી. સોપાન, મૂલ્ય રૂા. અઢી.
**૪ શરીરરચનાનું રહસ્ય** : લેખકઃ શ્રી. ધનવંત ઓઝા, મૂલ્ય રૂા. સવા.
**૫ ઉપવાસ કેમ અને કયારે ?** લેખક : શ્રી. હરજીવન સોમૈયા, મૂલ્ય રૂા. સવા.

## કવિ શ્રી. અ. ફ. ખબરદાર—મુંબઇ તરફથી

**૬ ભજનિકા** ( નવી આવૃત્તિ ): લેખકઃ કવિ શ્રી ખબરદાર, મૂલ્ય રૂા. ૨
**૭ ભારતનો ટંકાર** (નવી આવૃત્તિ): લેખક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૧

## નવચેતન સાહિત્ય મંદિર—અમદાવાદ તરફથી

**૮ બોલિયો મત** : લેખકઃ શ્રી. દિનેશ ઠાકોર, મૂલ્ય ૦–૪–૦
**૯ સુરભી** : લેખકઃ શ્રી. શિવપ્રસાદ ત્રિવેદી, મૂલ્ય ૦–૪–૦

## શ્રી. મૂળજીભાઇ પી. શાહ તરફનાં

**૧૦ ત્રિનેત્ર** : લેખક અને પ્રકાશક : શ્રી. મૂળજીભાઈ પી. શાહ, મૂલ્ય રૂા. દોઢ.
**૧૧ વસુન્ધરા** : લેખક–પ્રકાશક : ઉપર પ્રમાણે, મૂલ્ય રૂ. બે.
**૧૨ આબુનો પ્રવાસ** : લેખક–પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૪–૦.

## એન. એમ. ઠક્કરની કંપની તરફથી

**૧૩ પતિપત્ની** : લેખિકા : શ્રી. નિરુપમાદેવી, મૂલ્ય રૂા. ૨)
**૧૪ કમલિની** : ચાર ઉત્કૃષ્ટ બં. લેખકો, મૂલ્ય રૂા. ૩)

## અન્ય પ્રકાશકોનાં

**૧૫ શ્રી ગુરુમુખવાણી** : સંપાદકઃ બ્ર. નિ. મહારાજ શ્રી. ગોપાળરામ ગુરુ દેવશંકર શર્મા, પ્રકાશકઃ નટવરલાલ લલ્લુરામ પંડયા, ફતેપુરા, વડોદરા. મૂલ્ય રૂા. ૧–૪–૦
**૧૬ ઉછળતાં પૂર** : લેખક અને પ્રકાશકઃ અંબાશંકર ના. પંડયા, કોળિયાક, (ભાવનગર) મૂલ્ય રૂા. દોઢ.
**૧૭ પુરાણી પ્રજ્ઞા** : ( બ્રહ્મવિદ્યાનાં મૂલ તત્ત્વ ) ભાષાન્તરકારઃ પરશુરામ હરિસુખરામ મહેતા, પ્રકાશકઃ હિંમતલાલ જમનાશંકર ભટ્ટ, ખંભાત. મળવાનું સ્થળઃ જશવંતરાય હિંમતલાલ ભટ્ટ–સરખેજ. મૂલ્ય રૂા. સવા.
**૧૮ જીવો દાંડ** : લેખકઃ શ્રી. પનાલાલ પટેલ, પ્રકાશકઃ રેખા–ગતિ કાર્યાલય, કારંજ, પિપલ્સ બેન્ક બિલ્ડિંગ, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય ૦–૧૨–૦.
**૧૯ ફૂલવાડી** : સંગ્રાહકઃ નરહરિપ્રસાદ શી. ભટ્ટ, પ્રકાશકઃ લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, રાવપુરા–વડોદરા. મૂલ્ય ૦–૪–૦.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
| --- | --- | --- | --- | --- |
| ઊર્મિ | ૧૧ | ૧-૨-૩ | એપ્રિલ-મે-જુન | ૧-૭-૪૧ |
| કિશોર | ૬ | ૪ | ડિસેમ્બર '૪૦ | ૧૮-૬-૪૧ |
| કુમાર | ૧૮ | ૬ | જુન | ૧૮-૬-૪૧ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૨૯ | ૯ | જુલાઇ | ૧-૭-૪૧ |
| ગુણસુન્દરી | ૧૮ | ૫ | જુલાઈ | ૧-૭-૪૧ |
| ગ્રામજીવન | ૧૧ | ૧૨ | જુલાઇ | ૧-૭-૪૧ |
| ઘરશાળા | ૧ | ૧૧ | જુન | ૯-૬-૪૧ |
| ચરોતર | ૧૧ | ૬ | જુન | ૧૬-૬-૪૧ |
| ચિત્રમય જગત | ૨૭ | ૪ | જુલાઇ | ૬-૭-૪૧ |
| નવચેતન | ૨૦ | ૪ | જુલાઈ | ૩-૭-૪૧ |
| નવરચના | ૫ | ૧-૨-૩ | એપ્રિલ-મે-જુન | ૨૧-૬-૪૧ |
| પાટીદાર | ૧૮ | ૯ | અષાઢ | ૨૬-૬-૪૧ |
| પ્રસ્થાન | ૧૬ | ૩-૪ | પોષ-મહા | ૨૧-૬-૪૧ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૩ | જાન્યુ-માર્ચ. | ૩-૫-૪૧ |
| બાલજગત | ૩ | ૩૦-૩૧ | જુન-જુલાઇ | ૧-૭-૪૧ |
| બાલજીવન | ૨૧ | ૯ | જુલાઇ | ૮-૭-૪૧ |
| બાલમિત્ર | ૨૦ | ૧૨ | જુલાઇ | ૩-૭-૪૧ |
| બાલસખા | ૫ | ૧ | જુલાઇ | ૧-૭-૪૧ |
| બાળક | ૧૫ | ૭ | જુલાઇ | ૧-૭-૪૧ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૮ | ૧ | જાન્યુ-માર્ચ | ૩-૫-૪૧ |
| યુવક | ૧૧ | ૫ | મે | ૫-૬-૪૧ |
| રેખા | ૨ | ૮ | એપ્રિલ | ૨૮-૩-૪૧ |
| વૈદ્યકલ્પતરુ | ૪૬ | ૬ | જુન | ૧૦-૭-૪૧ |
| વ્યાયામ | ૨૬ | ૮ | મે | ૧૬-[illegible]-૪૧ |
| શારદા | ૩૪ | ૩ | જુન | ૧૫-૬-૪૧ |
| શિક્ષણ અને સાહિત્ય | ૨ | ૯ | જુલાઇ | ૧-૭-૪૧ |
| શિક્ષણ પત્રિકા | ૧૬ | ૪ | જેઠ | ૨૨-૬-૪૧ |
| સુવાસ | ૪ | ૩ | જુન. | ૧-૭-૪૧ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૪ | ૧ | જુન-જુલાઇ-ઑગસ્ટ | ૩-૬-૪૧ |
| શ્રીબોધ | ૮૫ | ૭ | જુલાઇ | ૮-૭-૪૧ |
| સ્કાઉટવીર | ૧૧ | ૪ | જુન | ૧૫-૬-૪૧ |



—ૠ—



**ઊર્મિ : એપ્રિલ-મે-જૂન**

આપણા સાહિત્યના પ્રશ્નોની છણાવટ કરતાં શ્રી. ધૂમકેતુ સાહિત્યને અનુરંગી રંગભૂમિ, એને લાયકનાં નાટકોની ઉણપ, અભિનયકલા સ્વીકારનારાઓનો અભાવ તેમ જ ઐતિહાસિક સાહિત્ય ન હોવાનું જણાવી લેખકોની લેખનકળાનો પૂરતો વિકાસ ન હોવાની ફરિયાદ કરે છે અને કહે છે:

" ગુજરાતીઓ વાંચતા નથી એ એક ફરિયાદ છે; ગુજરાતીઓ પુસ્તક ખરીદતા નથી એ બીજી ફરિયાદ છે; ગુજરાતીઓ પુસ્તકો માગીને જ વાંચે છે એ ત્રીજી ફરિયાદ છે—આ સઘળી ફરિયાદોમાં વજૂદ છે એ છતાં આટલું ચોકકસપણે કહી શકાય કે, ગુજરાતીઓ પાસે એકધારાં શ્રેષ્ઠ પુસ્તકો મૂકનારી કોઈ બળવાન સંસ્થા નથી. જે છે તેમાં અનેક ક્ષતિઓ છે, અને ગુજરાતીઓને શી રીતે વાંચતા કરવા એ પ્રશ્ન ઉપર કોઈએ સતત વિચાર કર્યો નથી. નહિતર, વધુ કાંઈ નહિ તો, ગુજરાતીઓ એટલાં પુસ્તકો તો જરૂર ખરીદે કે જેથી એકાદ સંસ્થાની પ્રતિષ્ટા હમેશને માટે સચવાઈ રહે. "

ગુજરાતીઓ સિનેમાઓ જુએ છે, ગુજરાતીઓ રેડિયો રાખે છે, ગુજરાતીઓ નૃત્યપ્રયોગોમાં રસ લઈ શકે છે, તો ગુજરાતીઓ કેવળ પુસ્તકોમાં રસ નથી લેતા

એમ કહેતાં પહેલાં, ગુજરાતીઓને પુસ્તકોમાં રસ લેતા કરવા માટે કોણે સતત, સત્ય અને વ્યવહારૂ પ્રયોગ કર્યો છે એ જાણવું આનંદદાયક થઇ પડશે. ''

**યુદ્ધકાળમાં અમેરિકાપ્રયાણ :** અમેરિકા જતાં પોતે અનુભવેલા અનુભવોનું બ્યાન બાલ કાલેલકરે આ અગાઉ આપ્યું હતું. આ અંકમાં પણ તેમનો આ પત્ર છે. તેમાં તેમના પિતાની જેમ કોઇ કોઇ સ્થળે કવિત્વદર્શન જોવા મળે છે

**શ્રીમદ્ ભગવદ્ ગીતા :** શ્રી. કાલેલકરે ગીતાના અધ્યાયમાંના વધુ પડતા જણાતા શ્લોકો ટાળી સંક્ષિપ્ત ગીતા આપવાનો આ પ્રયત્ન છે. એના આ અંકમાં ૪૧ થી ૪૫ અધ્યાયો આપ્યા છે.

**આયર્લેન્ડનું મુક્તિયુદ્ધ :** આ લેખમાં આયર્લેન્ડે વખતોવખત મુક્તિ મેળવવા માટે કરેલા પ્રયત્નોનો ઇતિહાસ આપેલો છે.

## કિશોર : ડિસેમ્બર : ૧૯૪૧

**ફ્લૉરેન્સ નાઇટિંગેલ :** ઇંગ્લેન્ડમાં જન્મેલી આ બાઇ નાનપણથી જ માંદાંની માવજતના અખતરા કરતી. તેની રમવાની ઢીંગલીને પણ તે માંદી કલ્પીને તેની સેવા-સુશ્રૂષા કરતી. મોટપણે તેણે દયાની દેવીનું કામ કરેલું. અંગ્રેજોને ક્રીમિયાના યુદ્ધમાં ઘવાયેલાઓની પરિચર્યાને લગતી સારી મદદ કરેલી. એના સમય પહેલાં ઇંગ્લેન્ડમાં માવજતવિદ્યાનું નામ જ નહોતું તે નાઇટિંગેલે ફ્રાન્સ-જર્મનીમાં જઇ શીખી આવી ઇંગ્લેન્ડમાં પ્રચલિત કરેલું. યુદ્ધ પૂરું થતાં એના માનમાં સમારંભ ગોઠવી ખાસ વહાણમાં તેને ઇંગ્લેન્ડ મોકલવાની વ્યવસ્થા કરી હતી, પરંતુ તે તો છાનીમાની કોઇ ફ્રેન્ચ વહાણમાં વિદાય થઇ ગઇ હતી.

**સીતાનહાણી** · કાકા કાલેલકરે દક્ષિણના પ્રવાસ દરમિયાન વેળગંગાના પ્રપાતમાં કરેલા સ્નાનનું કવિત્વમય સુંદર વર્ણન આ લેખમાં છે.

**જ્ઞાને કે ઉરશાસને ?**

વિદ્વાન વેણો સુણવા ન કાને, કે સંતવાણી ધરવા ન ધ્યાને;
ભલે મળે ના વળી પૃષ્ઠ જોવા, વેદો ગીતા વા · ઉપનિષદોના.
બ્રહ્માંડ કેરું નવ જ્ઞાન ચાહું, વર્તી શકું જો ઉરશાસને હું.

## કુમાર : જુન : ૧૯૪૧

**તમે બહાદુર ખરા ? :** આપણ પ્રત્યેક જણમાં બહાદુરીનાં રજકણો તો હોય જ છે. માત્ર આપણે તેનો આપણા મનમાં કેટલો સંચય કરી શકીએ છીએ તેના પ્રમાણમાં, વખત આવ્યે, એ સંકલ્પ અને શક્તિ ક્રિયાનું રૂપ લેવાનાં.

બહાદુરી કાંઈ કોથળીમાંથી સમસમું કે સાપ કાઢનાર મદારીની જેમ, જરૂર પડયે એકાએક બહાર લાવી શકાય તેવી નથી હોતી. એને માટે શૌર્ય ને શક્તિનાં રજકણ રોજ-બ-રોજ તમારા ચારિત્ર્યમાં ઘુંટાતાં રહેવાં જોઇએ. અને તો જ તે ખરે વખતે પ્રકટી નીકળે. સામે જે કંઇ પ્રસંગ આવી પડે તે હસતે મોંએ આવકારવો એ બહાદુરીનું પહેલું લક્ષણ.

૩૮૨ : દુનિયાભરના સમાચારો પૂરી પાડનાર આ વિશાળ પાયા પર ચાલતી સંસ્થાનો આ લેખમાં પરિચય અપાયો છે. 'ઝડપ' એ રોઈટરનો મુદ્રાલેખ છે. એના માણસો સમાચારો પહેલા ઝડપવાને સેકંડે સેકંડ સાથે શરત ખેલતા હોય છે. ઝડપની કારીગરી સાથે સમાચારોમાં સત્ય અને ખાત્રી માટે સંપૂર્ણ દરકાર રાખવામાં આવે છે

**કાળપ્રવાસ :** વિખ્યાત અંગ્રેજ લેખક એચ. જી. વેલ્સે 'કાળયંત્ર" નામનું પુસ્તક લખ્યું છે. તેમાંની ભૂત અગર ભવિષ્યકાળમાં સદેહે સફર કલ્પી તે વખતનાં માનવી ૪૦ ને લગતી કલ્પનાપ્રધાન વાર્તા આ લેખમાં છે.

**ગુણસુન્દરી :**

**નૃત્યની જીવનપર અસર :** આપણા દેશમાં થોડો કાળ એવો ગયો કે નૃત્ય એ હલકી કલા ગણાઈ. જે નૃત્યે નીતિશાસ્ત્રને જન્મ આપ્યો તે જ કલાએ નીતિને અધોગતિએ પહોંચાડી છે; એ વાત તદ્દન ખરી છે. પરંતુ તે કલાએ નીતિ નથી બગાડી. આપણાં જીવન જ તેને માટે જવાબદાર કેમ ન હોઇ શકે ? અત્યારે સમષ્ટિઓમાં કલાનો શોખ દિનપ્રતિદિન વધતો ગયો છે અને જીવનમાં કલાએ સ્થાન લીધું ત્યારે નૃત્યકલાને પણ જીવનમાં જનતાએ અપનાવી.

હાલ નૃત્યના પ્રકારો ઘણા છે, અને તે બધા નૃત્યોની મુદ્રાઓ સમજવી તે ભાષા સમજવા બરાબર છે; કારણ, મુદ્રા તે જ નૃત્યની ભાષા છે. તેના પ્રકારોમાં મુખ્ય કથક, કથકલ્લી, મણીપુરી તથા ભારત નૃત્ય પ્રખ્યાત છે. આ શાખાઓના નૃત્યકારો પણ સાચા કલાકાર તરીકે પ્રખ્યાત છે; ઉદયશંકર, સીમ્કી, તથા રૂક્મણીદેવીને એ કલા વરી છે. અને સમગ્ર ભારતવર્ષમાં એનો પ્રચાર ઉત્તમ રીતે થાય અને લોકોની કલા તરફ રુચિ વધે તેમ જનતાને ઉચ્ચ કલાનું ભાન કરાવે છે.

**અંતરની વરાળ :** અમદાવાદના જ્યોતિ સંઘ સમક્ષ સ્વામી આનંદે આપેલું આ ભાષણ છે. એમાં આ સત્યકથાઓનું ઝૂમખું છે. એમાં તલસ્પર્શી વિચારો છે. એમાં નારીત્વની ભૂત અને વર્તમાન દશાનો કરૂણ તેમજ આશાજનક ચિતાર છે. આ શુષ્ક પ્રવચન નથી; વર્ષોના ચિંતન અને અવલોકન પછીના હૃદયોદ્‌ગાર છે. સ્ત્રી શું છે, કોણ છે, પુરુષે આદિકાળથી એની સાથે કેવો વ્યવહાર રાખ્યો છે, પૂર્વ અને પશ્ચિમની સ્ત્રીઓની સ્થિતિમાં કોઇ તફાવત છે ? ઇત્યાદિ અનેક પ્રશ્નોના જવાબો આ પ્રવચન આપે છે. એમ લાગે છે કે આપણે વાંચતાં નથી, પણ સાંભળીએ છીએ.

**શિવજીની વાર્તા :** શ્રાવણ માસમાં ભણેલી અને અભણ પણ શ્રદ્ધાળુ સ્ત્રીઓ આ વાર્તા પરસ્પર કહેવા સાંભળવાનો રિવાજ આપણે ત્યાં છે. તે કયાંય છપાયેલી જાણી નથી. તે અહીં આપવામાં આવી છે.

**નવરચના : એપ્રિલ-મે-જુન : ૧૯૪૧**

**ગુરુકુળ પ્રણાલીની વિશેષતાઓ :** ગુરુકુળ શિક્ષણપદ્ધતિનો સાર એ છે કે, કોઇ પણ પ્રકારનું શુલ્ક લીધા વગર ભોજન-કપડાં-રહેઠાણ આદિનો પ્રબંધ કરી બાળકને ગુરુના કુટુંબનું એક અંગ બનાવવું, એને સાદા અને યોગ્ય રહન-સહન તથા તપસ્યાના વાતાવરણમાં

રાખવું, તથા ચરિત્રનિર્માણની સાથે એના બૌદ્ધિક વિકાસમાં સહાયભૂત થવું. ગુરુકુલપ્રણાલી કંઇ નિયમબદ્ધ પ્રણાલી નથી. એનો આદર્શ અને વિચાર નિત્ય છે. શિક્ષણાલયમાં ઘર જેવા વાતાવરણનું હોવું એ ગુરુકુલશિક્ષાપ્રણાલીની વિશેષતા છે.

**કોઇપણ સંસ્થાને ભાંગવાના ઉપાયો :** કોઇપણ સંસ્થાને તોડી પાડવા માટે કેવા કેવા ઉપાયો કામ લેવાય છે તેને લગતા ૨૦ નિયમો આલેખવામાં આવ્યા છે.

**હુતાત્મા ગણેશ શંકર વિદ્યાર્થી :** કોમી આગ હોલવવા જતાં જીવનનું બલિદાન દઇ દેનાર સ્વ. ગણેશ શંકર વિદ્યાર્થીનું જીવનચરિત્ર આ લેખમાં છે. આજના કોમી તંગ વાતાવરણ વખતે આ આત્મચરિત્ર ઐકયની પ્રેરણા પાય તેવું છે. અવશ્ય વાંચો.

**પ્રસ્થાન : પોષ-માઘ : ૧૯૯૭**

**ચારિત્ર્યવેતન :** જીવનવેતનનો સિદ્ધાંત કોઈ મામુલી વસ્તુ નથી. જીવનવેતનથી ઓછું આપવું એ તો બહુ જ ભયજનક છે. સંસ્થાની માફક કાર્યકર્તાઓ ધર્મપરાયણ બને તો સમાજનું ચારિત્ર્ય જલદી ઉન્નત કરી શકે.

પ્રામાણિક અને સમાજોપયોગી કામ દ્વારા જીવનવેતન મેળવવાની પ્રથમ એવા માણસને તક આપવામાં આવે, કે જે દુરાચારી નથી, વ્યસની નથી અને જે બિલકુલ દરિદ્રી છે. તેમાં જાત, ધર્મ, પંથ અથવા પક્ષનો જરા પણ ખ્યાલ કરવામાં ન આવે. એ જ રીતે સચ્ચરિત્ર વિકારોને જીવનદાયી ઉદ્યોગ આપનાર કાર્યકર્તા રાષ્ટ્રીય ચારિત્ર્યની સંપત્તિ વધારે છે.

**પુરુષનો પક્ષાઘાત :** " ગુણસુંદરી " માસિકમાં આ લેખ " અંતરની વરાળ " શીર્ષક નીચે છપાયો છે. એમાં શું છે તે ઉપર " ગુણસુંદરી "માં જુઓ.

**અને :** " અને " શબ્દનો ઉપયોગ આપણી ભાષામાં કેવો વારવાર થાય છે તેના કેટલાક દાખલા અને વિકૃતિઓ આ લેખમાં છે

**રાવ કમિટીની પ્રશ્નાવલીના ઉત્તરો :** હિંદી સરકારે હિંદુ કાયદામાં સુધારો કરવા અંગે જે સમિતિ નીમેલી તેના તરફથી એક પ્રશ્નાવલી બહાર પાડવામાં આવી હતી. તે પ્રશ્નાવલીના, એક વકીલે આપેલા ઉત્તરો આ લેખમાં છે.

**એક વ્યાખ્યાન :** વડોદરામાં મળેલી મરાઠી વાઙમય પરિષદના અધ્યક્ષસ્થાનેથી આપેલું ભાષણ છે. એમાં પ્રાંતીયતા પર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે અને શ્રી. ક. મા. મુનશીના ' ગુજરાતની અસ્મિતા "ને સ્થળે સ્થળે આગળ કરી છે.

**શારદા : જુન : ૧૯૪૧**

**ચમત્કારિક ચિઠ્ઠી :** એક નવીન ઢબે લખાયેલી સરસ વાર્તા છે. વાર્તાકલા અને વાર્તારસ માણવા માટે એ વાંચો.

**ઈસ્લામ ધર્મના સિદ્ધાંતો :** મૂળ ડૉ. શેલ્ડ્રીકે લખેલા આ ૧૮ સિદ્ધાંતો જાણે એ ધર્મની મુક્તામાળાનાં મુકતાફળ સરખા છે. તદનુસાર જીવન જીવવામાં આવે તો આજની કોમી કલહને સમાજમાં ક્યાંય સ્થાન ભાગ્યે જ રહે.

**બે વ્યાખ્યાનો :** કરજણ તથા નવસારી મહાલ પુ. પરિષદો પ્રસંગે શ્રી. રાયસુરાએ આપેલાં ભાષણો છે, જે "પુસ્તકાલય"ના પાછલા અંકોમાં આવી ગયાં છે.

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત તેમ જ માનદ મહાલ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે, અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના સમજૂત આપી છે; તથા પુસ્તકાલય વિનાનાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચાર-કાર્ય કર્યું છે:—

**૧. અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઈશંકર ટી. ઠાકર એપ્રિલ-મે માસમાં— અમરેલી મહાલનાં** (૧) કેરાળા ( સોરઠ ) (૨) માંડવડા (૩) ટીંબલા (૪) ખારી ખીજડીઆ (૫) કમીગઢ; **ધારી મહાલનાં** (૬) સરસિયા (૭) વીરપુર (૮) ધારંગણી (૯) દીતલા (૧૦) કમી (૧૧) કેરાળા; **ખાંભા મહાલનાં** (૧૨) ખાંભા (૧૩) સમઢિયાળા (૧૪) રૂઘનાથપુર (વાં.) (૧૫) ભાડ (૧૬) ઇંગોરાળા (૧૭) તાંતણીઆ (૧૮) વાંકિયા (૧૯) પીપળવા (વાં.); **કોડીનાર મહાલનાં** (૨૦) દેવળી (૨૧) ગોહિલની ખાણ (૨૨) પણાદર (૨૩) પીપળી (૨૪) છારા (૨૫) સરખડી (૨૬) વેલણ (૨૭) માલગામ (૨૮) પાંચ પીપળવા (૨૯) ડોલાસા (૩૦) જમનવાડા (૩૧) છાછર (૩૨) સિંધાજ (૩૩) વડનગર (૩૪) અરણેજ (૩૫) ધાંટવડ (૩૬) પ્રાચી સરસ્વતી (૩૭) અડવી (૩૮) હરમડીઆ.

**૨. અમરેલી મહાલ માનદ પ્રચારક રા બ્રજલાલ દ. મહેતા ઑગસ્ટ ૧૯૪૦ થી માર્ચ ૧૯૪૧ સુધીમાં**—૧. માંડવડા (૬), ૨. ખીજડીઆ ખારી (૪), ૩ કમીગઢ (૪), ૪. જાળીઆ (૫), ૫. ઢોલરવા, ૬. રંગપુર (૨), ૭ વીરપુર, ૮. ખીજડીઆ, ૯. સણોસરા (૩), ૧૦. ટીંબલા, ૧૧. ગાવડકા.

**૩. અમરેલીપ્રાંત માનદ પ્રચારક રા. બ્રજલાલ દ. મહેતા—માહે એપ્રિલથી જુનમાં—અમરેલી મહાલનાં** ૧. ટીંબલા (૩), ૨. મોટા માંડવડા (૨); ૩. ખીજડીઆ-ખારી (૨); ૪. જાળીઆ (૩), ૫. કમીગઢ (૩); ૬. ઢોલરવા (૨); ૭. માંડવડા (૨); **ધારી મહાલનાં**—૮. ભલગામ (૩); ૯. સરસિયા ૧૦. અમૃતપુર; ૧૧. છીરા. ૧૨. દેવળા, ૧૩. ખીમા, ૧૪. ભાડેર.

**૪. વિસનગર મહાલ માનદ પ્રચારક રા. ઉમિયાશંકર લ. દવે માહે ડિસેંબર '૪૦ થી માર્ચ ૧૯૪૧ સુધીમાં**—(૧) ધામણવા (૨) મહેસાણા ( પરિષદ અંગે ) (૩) સુંશી (૪) સાલીસણા (૫) ભાલક (૬) ગોઠવા (૭) બાકરપુર (૮) કુવાસણા.

**૫. વડોદરા મહાલ માનદ પ્રચારક રા. છોટાભાઈ રાયજીભાઇ પટેલ— માહે મે-જુનમાં**—(૧) ગોરવા (૨) હરણી (૩) સમા (૪) ગોત્રી.

**૬. સાવલી મહાલ માનદ પ્રચારક શ્રી. સોમાભાઈ ગરબડભાઈએ**—(૧) કડાચલા (વાં.) (૨) રતનપુર (૩) બાકરોલ (૪) ધનતેજ (૫) શાન્તિપુરા (વાં.) (૬) શારદાપુર.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ બતાવી હોય તે તે સુધારી લેવા, તથા જે સૂચના સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ !

**ના. નં. ચોકસી**
સહમંત્રી,
વ. રા. પુ. મં.




## વડોદરા રાજ્ય
## પુસ્તકાલયોને મળેલી મદદ

**કોયલી** (તા. વડોદરા) ને પટેલ શનાભાઇ અમથાભાઇ તરફથી રૂા. ૪૦) નું કબાટ નંગ એક તથા રૂા. ૧૮૧) નાં જૂનાં પુસ્તકો.

**વડસ્મા** ( તા. મહેસાણા )ને ચાવડા મનજીભાઇ રવજીભાઇ તરફથી રૂા. ૨)

**કંડારી** ( તા. કરજણ )ને ૨૦) ડાહ્યાભાઇ ભાઇલાલભાઇ બામણગામ, ૧૧) નરસિંહભાઇ નરોત્તમભાઇ રણું, ૧૧) ફુલશંકર મનસુખરામ ચોરંદા, ૧૧) મોતીભાઇ શિવાભાઇ સુણાવ, ૧૧) પુરુષોત્તમભાઇ શંકરભાઇ આણંદ, ૧૧) શનાભાઇ ખોડાભાઇ આણંદ, ૫) પંડયા હર્ષદલાલ છોટાલાલ બહાદરપુર, ૫) શિવશંકર પ્રભાશંકર બહાદરપુર, ૫) નાગરદાસ સેવાદાસ ઓસલામ તરફથી તેમજ સભ્ય તરીકે ૨) મગનભાઇ મોતીભાઈ પટેલ કંડારી, ૨) સોમાભાઇ ગુલાબભાઇ પટેલ કંડારી, ૨) મણિલાલ કેસુરભાઇ અમીન કંડારી.

**માસિક તરીકે ચાલુ છે**—" પુસ્તકાલય "ના ગયા અંકમાં અમે જણાવ્યું હતું કે, " ઊર્મિ " માસિક ત્રિમાસિકમાં ફેરવાનાર છે; પરંતુ ત્યારપછી તેના સંચાલક તરફથી જાણવા મળે છે કે, તેના સંચાલકોએ તેને ત્રિમાસિકમાં ફેરવવાનો વિચાર માંડી વાળ્યો છે અને હવે તે પૂર્વવત્ માસિક તરીકે જ બહાર પડશે.

**પુ. સ. સ. મંડળના શેરના પાછલા વર્ષનાં ડિવિડન્ડ મંગાવી લ્યો :** ".પુસ્તકાલય " માસિકના જુન ૧૯૪૧ ના અંકમાં પૃષ્ઠ ૩૬૨ થી ૩૬૮ ઉપર પુ. સ. સ. મં. લિ. ના સભાસદોના ડિવિડન્ડની મંડળમાં જમા પડતી રકમોની યાદી છાપી છે તે પૈકી જેમણે હજી સુધી ડિવિડન્ડની રકમો મંગાવી લીધી ના હોય તેમને મંગાવી લેવા વિનંતિ.

**વીસનગર મહાલ મંડળની ત્રિમાહી સભા**—ગઇ તા. ૮–૬–૪૧ ના રોજ મળી હતી, જે પ્રસંગે મહાલનાં ૯ ગામોના પ્રતિનિધિઓ હાજર હતા. તેમાં (૧) ગત ત્રિમાહીનું નિવેદન મંજૂર કરાયું, (૨) ૧૯૪૧–૪૨ નાં બજેટો સહકારના ધોરણે ટકાવારી પ્રમાણે બનાવવાં, (૩) વીસનગર અને વાલમનાં સા. પુ. લોકોપકારક મંડળ તરીકે નોંધાયાં છે તે મુજબ સ્વતંત્ર મકાનવાળાં ભાન્ડુ અને કડાનાં સા. પુ. લોકોપકારક નિબંધ મુજબ નોંધવવાની ભલામણનો, (૪) ચિ. વા. પરીક્ષામાં ઉત્તીર્ણ થનારને રૂા. ૮) ની મંજૂરીના તથા દરેક પુસ્તકાલયે " પ્રજામંડળ " પત્રિકા ખરીદવાના ઠરાવો થયા હતા.

**કડી મહાલ પુ. મંડળની** એક સભા તા. ૧૫-૬-૪૧ ના રોજ મળી હતી. તેમાં (૧) કડી મહાલ પુ. મંડળના પ્રમુખની ખાલી પડેલી જગ્યાએ શ્રી. વાડીલાલ શાહની વરણીનો, (૨) મહાલની પાંચમી પુ. પરિષદ્ કંડ મુકામે રવિવાર તા. ૭-૯-૪૧ ને રોજ ભરવાનો, (૩) શિષ્ટ વાચન પરીક્ષા માટે એન્ડ્રુ કાર્નેગી પુસ્તક મુકરર કરી તે પરીક્ષા તા. ૨૭-૯-૪૧ ના રોજ લેવાનો, અને (૪) નિવૃત્ત થતા પ્રમુખ શ્રી. ગિરિજાશંકર ત્રિવેદીએ મંડળના કરેલા કાર્ય બદલ ધન્યવાદના ઠરાવો પસાર થયા હતા.

**શિષ્ટવાચન પરીક્ષા માટે ઇનામની રકમ**—કરજણ મહાલ તરફથી લેવાયલી બાળકો માટેની શિષ્ટ વાચન પરીક્ષાનો ૭૪ બાળકોએ લાભ લીધો હતો. પરીક્ષામાં ઉત્તીર્ણ થનારને ઈનામ આપવા માટે ૫) કરજણના લોખંડના વેપારી રા. છગનભાઇ એન્ડ સોમાભાઇએ તથા ૫) પિત્તળ અને ગ્યાસતેલના વેપારી રા. મથુરભાઇ ખુશાલભાઇ તરફથી મળ્યા હતા.

## વ. રા. પુ૦ મંડળ

**શિક્ષણવર્ગોનું નિવેદન**—અમરેલી તથા કાછિયાવાડી મુકામે ભરાયેલા સન ૧૯૪૦-૪૧ ના શિક્ષણવર્ગોનો લાભ લેનાર ઉમેદવારોનાં નામ ઠામસહની યાદી ચાલુ અંકમાં અન્યત્ર છપાઇ છે તે જોઇ લેવા લાગતા વળગતાઓને ભલામણ !

**જૂથ વ મહાલ મંડળની સભાઓ**—સદરહુ બાબત ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલી જાહેરાતોનો મજકુર ધ્યાનમાં લઇ તેનો અમલ કરવા લાગતા વળગતા મંત્રી ભાઇઓને ખાસ ભલામણ !

**પંચાયત સુધરાઇ મદદ ફરજિયાત નહિ થાય**—ઝારોળા મુકામે ભરાયલી ૭ મી રાજ્ય પુ. પરિષદે પસાર કરેલા ઠરાવ નં. ૫-૬ ના અમલ બાબત પુ. ખાતાએ યોગ્ય તે તજવીજ કરતાં ઠરાવ નં. ૫ નો આંશિક સ્વીકાર થયો છે ને તેની રૂએ હાલ તુરત ૧૧ નવીન પુસ્તકાલયો માટે જરૂરી લોકમદદનો ફાળો શ્રી સયાજી હીરક નિધિમાંથી મળવાનું ધોરણ સ્વીકારાયું હોઇ તેનો અમલ ચાલુ વર્ષથી થઈ પણ ગયો છે. પરંતુ ઠરાવ નં. ૬ ના અમલ માટે ખાતાએ પેશ કરેલા ટિપ્પણની ભલામણ શ્રીમંત સરકારના હુકમ નં. ૧૧૬/૪૪ તા. ૨૮-૪-૪૧ થી અગ્રાહ્ય રહી છે.

---

## દમ-ઉધરસ માટે ઘરગથ્થુ ઇલાજ

વડોદરાના પટેલ જીવાભાઈ હીરાભાઇ લખી જણાવે છે કે, સુમારે પાશેર વજનનું એક શક્કરિયું લઇ ભડસાળમાં ઘાલી બરાબર શેકાવા દઇને રાત્રે સૂતી વખતે છાલ સાથે હરીકું હરીકું ખાતા રહેવાથી ગમે તેવુ હઠીલું દરદ મટી જાય છે. ખાધા પછી ઉપરથી પાણી પીવું નહિ. મટતા લગી ઇલાજ ચાલુ રાખવો.

આ ઉપાય એક સંન્યાસી મહાત્માએ બતાવેલો હોઇ એનાથી હજારો દરદીઓને ફાયદો થયો છે. એટલે ઉપાય અનુભવસિદ્ધ છે. સારો તંદુરસ્ત માણસ પણ આ પ્રમાણે ખાશે તો ઝાડો સાફ આવી શરીરમાં તાકાત આવશે.

# સન ૧૯૪૦-૪૧ના પુસ્તકાલય-શિક્ષણવર્ગો

**ચાલુ** સન ૧૯૪૦-૪૧ની સાલે **અમરેલી** અને **નવસારી** પ્રાંતોના શિક્ષણવર્ગો, અગાઉ જાહેર થયા પ્રમાણે, મે માસમાં ભરાઇ ગયા. અમરેલી પ્રાંતનો વર્ગ તળ અમરેલીમાં તા. ૨-૩-૪ ના રોજ, તથા નવસારી પ્રાંતનો વર્ગ નવસારી નજીકના કાછિયાવાડી ગામે તા. ૧૫-૧૬-૧૭ ના દિવસોએ ભરાઇ ગયો. અમરેલી પ્રાંતના વર્ગનો લાભ ૨ બેનો અને ૩૭ ભાઇઓએ મળી ૩૯ જણે અને નવસારી પ્રાંતના વર્ગનો લાભ ૪ બેનો અને ૨૯ ભાઇઓએ મળી ૩૩ જણે લીધો. એ દરેક વર્ગમાં પુસ્તકાલયપ્રવૃત્તિનો ઇતિહાસ, વડોદરા રાજ્યની પુ. પ્રવૃત્તિની યોજના, તેના ધારાધોરણ અને વહિવટ, તથા દફતરી કામ, બજેટ, નિવેદન, પુસ્તકપસંદગી, પુસ્તકોનો વિધિ ને વર્ગીકરણ, પુસ્તકાલય પ્રવૃત્તિપોષક વિવિધ યોજનાઓ વગેરે આવશ્યક બાબતોની મૌલિક સમજૂત ઉપરાંત, વર્ગીકરણ કામનું ક્રિયાત્મક શિક્ષણ આપવામાં આવ્યું હતું.

વર્ગસંચાલનની કામગીરી રાજ્ય પુસ્તકાલય મંડળના સહમંત્રી રા. ચોકસી, તથા રાજ્ય પુ. પ્રચારક રા. વલ્લભભાઇએ મુખ્યત્વે બજાવી હતી. અમરેલી વર્ગને અવેજી વ્યવસ્થાપક રા. રા. ઉમેદભાઇ સાહેબની હાજરીનો લાભ પણ મળ્યો હતો.

શિક્ષણવર્ગો અંગે શક્ય હોય છે ત્યાં પ્રાચીન સ્થાપત્ય કે જોવાલાયક સ્થળો વા સંસ્થાઓના પ્રવાસ વા મુલાકાત ગોઠવાય છે. તે મુજબ અમરેલીના વર્ગ અંગે અમરેલીની સાર્વજનિક, મહિલા અને બાળ પુસ્તકાલય સંસ્થાઓ, તથા વડી નદીના પાત્રમાં આવેલા પ્રાચીન ટીંબાની મુલાકાત ગોઠવાઇ હતી. કાછિયાવાડીના વર્ગ અંગે નવસારી પ્રાંત પુસ્તકાલય, મહેરજી રાણા લાઇબ્રેરી, મહિલા પુસ્તકાલય, સ્વ. શ્રી જહાંગીરજી દેસાઇના પુરાતત્ત્વ સંગ્રહ એ સંસ્થાઓની મુલાકાતો ઉપરાંત તા ૧૮મીની સવારે સુપા ગામ તથા સુપા ગુરુકુળ સંસ્થાનો મોટરપ્રવાસ યોજાયો હતો. તદુપરાંત પરથાણના કિસાન કવિ શ્રી. ગોવિંદજીભાઇ તેમજ શ્રી. રાયચુરાજીના ડાયરાની રસલ્હાણ પણ રાત્રે કાછિયાવાડી વર્ગને મળી હતી.

ચાલુ સાલના શિક્ષણવર્ગોનો લાભ લેનારા મંત્રી, ગ્રંથપાલ વ ઇતર ભાઇબેનોનાં નામ નીચે પ્રમાણેઃ—

## અમરેલી પ્રાંત

**અમરેલી મહાલ**—૧ શ્રી. અનસુયાબહેન જોશી-અમરેલી, ૨ શ્રી. નાથીબહેન મૂળજીભાઇ-અમરેલી, ૩ શ્રી. નવલરામ રઘનાથ અગ્રાવત-અમરેલી, ૪ શ્રી. બાઇલાલ પરમાણંદ-અમરેલી, ૫ શ્રી. હમીદખાં હાજી મહમદખાં-અમરેલી, ૬ શ્રી. હરગોવિંદ મોરારજી પંડ્યા-ચાડીઆ, ૭ શ્રી. જયશંકર ભાણજી પંડ્યા-સોનારીઆ, ૮ શ્રી. બાબુલાલ માધવજી ત્રિવેદી-ખીજડીઆખારી, ૯ શ્રી. ધનજીભાઇ ભુરાભાઇ-મોટા આંકડીઆ, ૧૦ શ્રી. કાનજીભાઇ ત્રિકમજી દવે-ટીંબલા, ૧૧ શ્રી. રતિલાલ ગોવિંદજી મહેતા-હડીડા, ૧૨ શ્રી. બળવંતરાય પ્રાણલાલ ત્રિવેદી-તરકતળાવ, ૧૩ શ્રી. નાનજી પ્રેમજી ઠાકર-ચાંદગઢ, ૧૪ શ્રી. જીવરાજ નાનજી-સણોસરા, ૧૫ શ્રી. મૂળશંકર કુંભાભાઇ-રાજસ્થળી, ૧૬ શ્રી વલ્લભજી ગંગારામ-ટોલરવા, ૧૭ શ્રી. જેરામ પાંચાભાઇ-રંગપુર, ૧૮ શ્રી. બાલુભાઇ રણછોડભાઇ-મોટા ગોખરવાળા, ૧૯ શ્રી. મનુલાલ દ. મહેતા-કેરાળા, ૨૦ શ્રી. કરુણાશંકર રામેશ્વર-ત્રેવિયાનાગસ, ૨૧ શ્રી. બાળાશંકર શંકરલાલ-માળીલા, ૨૨ શ્રી. લક્ષ્મણ દેવીસિંહ-દેવળીઆ, ૨૩ શ્રી. ભાણજી રામજી-લાલાવદર, ૨૪ શ્રી. હરગોવિંદ કાશીરામ-લાલાવદર, ૨૫ શ્રી. દામોદર માધવજી બાયાણી-આંબરડી, ૨૬ શ્રી. જાદવજી ત્રિભુવનભાઇ વરસડા, ૨૭ શ્રી. પ્રાણશંકર હીરજી જાની-ઇશ્વરીઆ, ૨૮ શ્રી. ગૌરીશંકર જીભાઇ-નાના માચિયાળા.

**કોડીનાર મહાલ**—૧ શ્રી. ગિરજાશંકર ભ. જોશી-સિંધાજ.

**દામનગર મહાલ**—૧ શ્રી. ભાઈશંકર ગોપાળજી ત્રિવેદી-દહીંથરા, ૨ શ્રી. ભાનુશંકર મણિશંકર ઠાકર-હાંસા, ૩ શ્રી. મૂળચંદ દામોદર ચોટલિયા-કાંચરડી, ૪ શ્રી. રાણા વીરા-શાખપુર.

**ધારી મહાલ**—૧ શ્રી. કામેશ્વર લવજી-ધારી, ૨ શ્રી. જમાલહુસેન કુરેશી-વીરપુર, ૩ શ્રી. ભાઇશંકર ઠાકર-સરસિયા.

**ખાંભા મહાલ**—૧ શ્રી. ઈશ્વરલાલ મૂળશંકર ઠાકર-ભાડ, ૨ શ્રી. ભગવાનજી કરસનજી બલદાણિયા-વાંકિયા (ભાડ), ૩ શ્રી. કાળીદાસ પ્રભુરામ-ખાંભા.

**પ્રાંત બહારના**—૧ શ્રી. પ્રબોધચંદ્ર ના. ચોકસી-વડોદરા.

## નવસારી પ્રાંત

**નવસારી મહાલ**—૧ શ્રી. બાઇમાય શે. તાતા-નવસારી, ૨ શ્રી. બચુબાઈ દીનશાજી મહેતા-નવસારી, ૩ શ્રી. નાજુ અરદેશર કરકરિયા-નવસારી, ૪ શ્રી. ધન અરદેશર મહેતા-નવસારી, ૫ શ્રી. શંકરલાલ મોહનલાલ દેસાઇ-નવસારી, ૬ શ્રી. રણછોડજી ભુદરજી ધનગર-નવસારી, ૭ શ્રી. રામચંદ્ર નારણજી દેસાઇ-નવસારી, ૮ શ્રી. મોરારભાઇ રામભાઇ ભક્ત-સીસોદરા, ૯ શ્રી. ઝીણાભાઇ અંબેલાલ-પરથાણ, ૧૦ શ્રી. રણછોડજી દયાળજી દેસાઇ-સંદલપુર, ૧૧ શ્રી. મોતીભાઇ ભીખુભાઇ મિત્ર-કુચેદ, ૧૨ શ્રી. રણછોડજી મોરારજી-કાછિયાવાડી, ૧૩ શ્રી. જશવંતરામ ગજાનન પુરોહિત-સરઇ, ૧૪ શ્રી. ભીમભાઇ ગોવિંદજી નાયક-કરચાપાર, ૧૫ શ્રી. મગનલાલ ગાંડાભાઈ-નડોદ, ૧૬ શ્રી. છગનલાલ પ્રાગજીભાઇ નાયક-મહુવર, ૧૭ શ્રી. સોમાભાઇ રૂગનાથજી નાયક-મરોલી, ૧૮ શ્રી. ગુલાબભાઇ નીછાભાઈ-આમડપુર.

**ગંગરોળ મહાલ**—૧ શ્રી. ભીમજીભાઇ સમુભાઈ રાઠોડ-સરદા, ૨ શ્રી. પુરુષોત્તમભાઇ કીકાભાઇ પટેલ-કોસંબા.

**ગણદેવી મહાલ**—૧ શ્રી. રામજીભાઇ ફકીરભાઇ લાકડાવાળા-બીલીમોરા, ૨ શ્રી. ધીરજલાલ મણિલાલ દેસાઇ-તોરણગામ, ૩ શ્રી. નારણજી અમ્મુભાઇ નાયક-ગાંદરખા, ૪ શ્રી. ભીખુભાઇ ગોપાળજી દેસાઈ-દેવસર.

**મહુવા મહાલ**—૧ શ્રી રણછોડજી જીવણજી-આરતાડ, ૨ શ્રી. કલ્યાણજી ભાણાભાઇ પટેલ-કુરેલ, ૩ શ્રી. કેવળદાસ કુંવરજી-ખરવાણ, ૪ શ્રી. રેવાભાઈ કેશુરભાઇ-વલવાડા, ૫ શ્રી. ડાહ્યાભાઇ છગનભાઇ-આગણીયા, ૬ શ્રી. ગોવિંદજી ગોરધનભાઇ-ડુંગરી, ૭ શ્રી. છીતાભાઇ દુર્લભભાઈ-મહુવરિયા.

**કામરેજ મહાલ**—૧ શ્રી ડાહ્યાભાઇ ગોપાળજી-ઘેરણપારડી, ૨ શ્રી. રણછોડજી ખુશાલભાઇ દેસાઇ-અબ્રામા.

આ પ્રમાણે બે પ્રાંતમાં થઈ કુલ ૭૩ જણને ચાલુ સાલે પુસ્તકાલયવિષયની તાલીમ અપાઇ છે. આશા રાખવામાં આવે છે કે આ બધાં ભાઈબહેનો પોતપોતાના ગામની તેમ જ આજુબાજુની પુસ્તકાલયપ્રવૃત્તિને સુવ્યવસ્થિત ને સંગીન બનાવવામાં સક્રિય ભાગ ભજવી શિક્ષણવર્ગમાં મેળવેલી તાલિમ અને પ્રેરણાને સાર્થક કરી દેખાડશે.

વડોદરા,
તા. ૨૧-૬-૪૧

ના. નં. ચોકસી
સહમંત્રી
વ. રા. પુ. મંડળ

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## જાહેરાત નં. ૬ / ૪૦-૪૧

### વિષયઃ—જૂથ પુસ્તકાલય મંડળોએ વાર્ષિક સભા ભરવા બાબત

પુસ્તકાલય ખાતાના વટહુકમ નં. ૧૩/તા. ૮-૭-૩૦ થી રાજ્યનાં દરેક જૂથ પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા, દર વર્ષે ઑગસ્ટના પહેલા રવિવારે ભરવાનું ઠર્યું છે. તે મુજબ સન ૧૯૪૧-૪૨ ના નવા વર્ષની વાર્ષિક સભા ઑગસ્ટ '૪૧ ના પહેલા રવિવારે તા. ૩-૮-૪૧ ના રોજે ભરવાનું અને તેમાં નીચે જણાવેલાં કામો કરવાનું, રાજ્યનાં દરેક જૂથ મંડળના મંત્રીઓને ખાસ સૂચવવામાં આવે છે. આ સભામાં, જૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયો વાચનાલયોના મંત્રીઓએ આવવાનું હોઈ, જૂથમંત્રીએ સભાની તારીખના ચાર-પાંચ દિવસ અગાઉ, જે તે મંત્રીભાઈઓને સદર તારીખે સભામાં આવવાનું આમંત્રણ મોકલી આપવું. જૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયોનાં ગત સાલનું વાર્ષિક નિવેદન તથા નવીન સાલનું બજેટ તમામ મંત્રીભાઈઓએ એકઠા થઈ, આજ સભામાં ભરવાનાં હોવાથી તેને લગતા સાધનિક કાગળો પણ સાથે લેતા આવવાનું, દરેકને ખાસ જણાવવું.

આ સભામાં નીચેનાં કામો ખાસ કરવાં.

૧ દરેકે પોતાના પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન, પોતાનાં પત્રકો ઉપરથી તૈયાર કરવું.

૨ આ જ અંકમાં ખાતા તરફથી પ્રસિદ્ધ થયેલી સૂચના નં. ૨૮ માં જણાવ્યા પ્રમાણે તથા જુલાઈ-'૪૦ ના અંકમાં પ્રસિદ્ધ થયેલી "**સહકારના ધોરણે બજેટ બનાવવાની યોજના**" પ્રમાણે દરેકે પોતાના પુસ્તકાલયનાં બજેટ બનાવવાં.

૩ મહાલ પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળ માટે બે પ્રતિનિધિઓની ચૂંટણી કરવી, અને મહાલ પુ. મંડળને તે નામોની ખબર આપવી.

૪ આ સિવાય (૧) જૂથમાં આવેલાં પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામે પુસ્તકાલય ઉઘાડવા બાબત (૨) જૂથમાં આવેલાં પુસ્તકાલયોની તપાસણી કરવા બાબત (૩) મહાલ તથા રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી શિ. વા. ની પરીક્ષાનો લાભ લેવા બાબત વગેરે વગેરે પ્રશ્નો પણ વિચારવા.

આ સભાના અહેવાલની—હાજર રહેલા મંત્રી ભાઈઓનાં નામ ગામ સાથેની એક નકલ મહાલ પુ. મંડળ, પ્રાંત પુ. મંડળ અને રાજ્ય પુ. મંડળ એ દરેક તરફ સભા ભરાઈ ગયા પછી દિન ૮ માં દરેક જૂથ મંડળના મંત્રીએ ખાસ મોકલી આપવી.

વડોદરા
તા. ૩-૭-'૪૧

મણિભાઈ મં. કાશીવાળા
રામભાઈ કા. પટેલ
મંત્રીઓ
વડોદરા રાજ્ય પુસ્તકાલય

૪'૪-૨ ]

# વડોદરા-રાજ્ય પુસ્તકાલય મંડળ

## જાહેરાત નં. ૭ સન / ૪૦–૪૧

### વિષય—મહાલ પુસ્તકાલય મંડળોએ, વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા ભરવા બાબત.

પુસ્તકાલય ખાતાના વટહુકમ નં. ૧૪ / તા. ૮–૭–૩૦ થી રાજ્યનાં દરેક મહાલ પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા દર વર્ષે ઑગસ્ટના ત્રીજા રવિવારે ભરવાનું ઠર્યું છે. તે મુજબ સન ૧૯૪૧–૪૨ ના નવા વર્ષની વાર્ષિક સભા ઑગસ્ટ' ૪૧ના ત્રીજા રવિવારે તા. ૧૭–૮–૪૧ ના રોજે–પોતપોતાના મહાલના અનુકૂળ સ્થળે ભરવાનું અને તેમાં નીચે જણાવેલાં કામો કરવાનું, રાજ્યનાં દરેક મહાલ પુ. મંડળના મંત્રીઓને ખાસ સૂચવામાં આવે છે.

જે તે મહાલનું મહાલ વ્યવસ્થાપક મંડળ, જે તે મહાલના જૂથમંડળે, ઑગસ્ટના પહેલા રવિવારની વાર્ષિક સભામાં ચૂંટેલા બબ્બે પ્રતિનિધિઓનું બને છે. જે જૂથ મંડળ તરફથી નવા વર્ષના પ્રતિનિધિઓનાં નામ–ગામ આવ્યાં હોય તે પ્રતિનિધિઓને, સભાની તારીખના એક અઠવાડિયા અગાઉ, સભાની તારીખ, સ્થળ, ટાઇમ તથા કરવાનાં કામોની યાદી સાથે એક આમંત્રણપત્રિકા મોકલવી. જે જૂથમંડળ તરફથી પ્રતિનિધિઓનાં નામ–ગામ આવ્યાં ન હોય ત્યાં તે જૂથમંડળના મંત્રી તરફ આમંત્રણ મોકલવું, અને એમાં બે પ્રતિનિધિઓને ચૂંટીને સભામાં મોકલવા જણાવવું.

આ સભામાં દરેક મહાલ મંડળે નીચેનાં કામો ખાસ કરવાનાં છેઃ—

૧ મંત્રીએ રજુ કરેલાં પૂરી થયેલી સન ૪૦–૪૧ની સાલનું નિવેદન તથા હિસાબ મંજૂર કરવાં.

૨ મહાલ વ્યવસ્થાપક મંડળ માટેના પ્રતિનિધિઓમાંથી એક પ્રમુખ અને મંત્રીની ચૂંટણી કરવી.

૩ પ્રાંત પુસ્તકાલય મંડળ માટે કસ્બા પુસ્તકાલયોમાંથી એક અને ગ્રામ પુસ્તકાલયો તરફથી એક એમ બે પ્રતિનિધિઓની ચૂંટણી કરવી, અને તે નામ પ્રાંત મંડળ તરફ મોકલી આપવાની મંત્રીને સત્તા આપવી.

૪ નવા વર્ષનો કાર્યક્રમ ગોઠવવો તથા તે માટેનું અંદાજી બજેટ મંજૂર કરવું.

ટીપઃ—નવા વર્ષના કાર્યક્રમમાં નીચેના પ્રશ્નો ખાસ વિચારવાઃ—

૧ મહાલ પરિષદ ભરવા બાબત; ૨ મહાલ પૂરતી શિ. વા. ની પરીક્ષા લેવા બાબત; ૩ શાળાવાળાં બાકી રહેતાં ગામોએ પુસ્તકાલય ઉઘાડવા બાબત; ૪ મહાલનું દરેક પુસ્તકાલય નવીન વર્ષનું અંદાજ બનાવે તથા પૂરી થયેલી સાલનું નિવેદન મોકલે તેવી તજવીજ રાખવા બાબત, ૫ જૂથમંડળો પોતાના જૂથનાં પુસ્તકાલયોની તપાસણી કરવાની ભલામણ કરવા બાબત; ૬ મહાલ માટે માનદ પ્રચારક નીમવા બાબત; ૭ મહાલનાં તમામ પુસ્તકાલયોએ પોતપોતાના જૂથમાં આવેલાં પુસ્તકાલયોની સાથે અરસપરસ સહકાર સાધી સહકારના ધોરણે અંદાજ બનાવવા બાબત; ૮ રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી શિ. વા. ની પરીક્ષાનો તથા પુસ્તકાલય શિક્ષણ વર્ગોનો લાભ લેવા બાબત વગેરે વગેરે.

આ સભાના કામકાજના અહેવાલની સભામાં હાજર રહેલાઓનાં નામ સાથેની તથા હિસાબ સાથેની વાર્ષિક નિવેદનની એક નકલ પ્રાંત પુ૦ મંડળ અને એક નકલ રાજ્ય પુ. મંડળ તરફ સભા ભરાઈ ગયા પછી દિન ૮ માં દરેક મંડળે ખાસ મોકલી આપવી.

વડોદરા,
તા. ૩–૭–૪૧

મણિભાઈ મં. કાશીવાળા
રામભાઇ કા. પટેલ
મંત્રીઓ
વડોદરા રાજ્ય પુ. મંડળ.

[ ૪૧૪–૩

# પુસ્તકો મોકલ્યાની માહિતી ( જુન '૪૧ )

યાદી નં. ૭ : સંખ્યા ૨૭૨ : કુલ ૮૯૭

**પેટલાદ**—થલેડી, ડમોલ, બામણોલી, રામોદડી, ખણુસોલ, ભાટીએલ, ચાંગા, બાંધણી, બાલ. પુ. વસો, પાડગોલ, સીમરડા, કોહાવી, ડાલી, ધુંટેલી, પંસરાણીઆ, રાવલી, પેટલી.

**ભાદરણ**—પીંપળી, ટીંબા, કણઝટ, જલુંધ, ભુવેલ, જોશીકુવા, જલસણ.

**વડોદરા**—સૈયદવાસણા, વડસર, કાશીપુરા, અંકોડીઆ, કોયલી, સમીઆળા, સલાડ, સાંકરદા, વેમાલી, સીસ્વા, વડદલા, આસોજ, ગોત્રી, ભાયલી.

**પાદરા**—મેઢાદ, ભાણપુર, સોખડારાઘુ, સરસવણી, લતીપુરા, મોભા, નરસીપુરા, ડભાસા, ચોકારી, ગામેઠા, વિશ્રામપુરા, કરણાકુવા, સાંપલા, કાંદા, ગોરીઆદ.

**કરજણ**—વીરજઇ, સાદરણા, કરણ, લાકોદરા, અભરા, કીયા, ઉમજ, હળદરવા, સગડોળ, ચોરંદા, નવી જીયરડી, પાછીઆપુરા, ફતેપુર, બામણગામ, કોલીઆદ, રોપા, ભરથાલી, જૂની જીયરડી, દેરોલી, પુરા, સરોદ, એઝ, ઓસલામ, કરમડી, હાંડોદ, મિયાગામ, કુરાઇ, ધાવટ, કાસમપુર, ધામણજા.

**ડભોઇ**—વડજ, અમરેશ્વર, ધમેલી, જુની માંગરોલ, માન્નલી, કડધરા, અંગુઠણ, બાણજ, બહેરામપુરા, ફરતીકુઇ, પુડા, કુંવરપુરા, સીતપુર, મઢેલી, કરાળી, સાઠોદ, બ્યારા, વસાઇ, રાજલી, મોટા હબીપુરા, પીસાઈ, બોરીઆદ, ભીલુપુર, પુનીઆદ, પારીખા, બોરબાર, નહારીઆ, લીંગસ્થલી, પલાસવાડા, કરણેટ, કુવરવાડી, ગામડી, છત્રાલ, ઢોલાર, થુવાવી, વઢવાણા, વણાદરા, કારવણ.

**શિનોર**—સતીસણા, અચીસરા, અનસુયા, નાના હબીપુરા, કોઠ્ળીઆ, માંડવા, વણીઆદ, સુરાશામળ, શિરોળા, કણજેઠા, માલપુર, દામનગર, બાવળીઆ, સીમળી, ભીઢોળ, નાના કરાળા.

**સાવલી**—ખાખરીઆ, વેમાર, ગાંગડીઆ, અંજેસર, વાલાવાવ, વરસડા, રાણીપુરા, ટુંડાવ, રામપુરા, મનતેજ, પોઇચા, બાલ. પુ. સાવલી.

**વાઘોડીઆ**—સાંગાડોલ, દાંડીઆપુરા, ગજાદરા, માડોધર.

**સંખેડા**—ભાટપુર, વાસણા, તાંદળજા, પીપલસટ, બોડેલી, માલપુર, માલુ, લાછરસ, સુર્યાઘોડા, સોનગીર-(મન્દ્રાડ), ડોળમાર, રતનપુર-(કમારજ), અરીઠા, રાજનગર, હાંડોદ, કાંકટ, અલ્હાદપુર, વડેલી, પરવેટા.

**તીલકવાડા**—કરનાલી, બુજેઠા.

**કહેગામ**—ઇસનપુર મોટા, જીંડવા, ધમીજ, વાસણારાઠોડ, લ્હીએલ, ચિશોડા, મહુદરા, કડવાડા, છાલા.

**કડી**—કૈયલ, ગલેદરા, ચારોલ, બોરજના દોડા, ધુમાસણ, ઝુલાસણ, ડરણ, મણિપુર, વામજ, જાસલપુર, કરજીસણ, વડુ, કાસ્વા, કંડ, આણંદપુરા, નાની કડી, આથાસુળ, ધરાણા, વડાવી, ચંડાસણ, કણઝરી.

**કલોલ**—ડીંગુચા, પીપળજ, રાંચરડા, શોભાસણ, વાગોસણ, મોટી આદરજ, છત્રાલ.

**વિજાપુર**—પામોલ, ચડાસણ, દેવડા, વેડા, પેઢામલી, તાતોસણ, ખણુસા, આમણવા, મહાદેવપુરા, રણાસણ, રીદરોલ, ડાભલા, અંબોડ.

**વિસનગર**—સાતુસણા, ખરસદા.

**મહેસાણા**—માકણજ, વડસ્મા, દેલા, લાખવડ, પઢારીઆ, ધનપુરા, મેવડ, ધાંધુસણ, નવી શેઢાવી, અંબાસણ, મીઠા, ભાસરીઆ, જગુદણ, અલોડા, મેઉ.

**બેરાણુ**—ઉણાદ, મંડોપુર, હસનપુર, વિઠોડા, ચાણુસોલ, લુણવા, શોભાસણ, મંડાલી, ડેસીંપા, બલાદ, મછાવા, કરસનપુરા.

**ચાણસ્મા**—વડાવલી, ચવેલી, છમીછા, દાંતકોડી, ધેલીઆવાસણા, ધાણોધરડા, સેલાવી, પીંઢારપુરા, વીરતા, સઠુથળા, કંબોઇ.

**નવસારી**—કડોલી. **પલસાણા**—વડદલા.

**કામરેજ**—ટીંબા. **માંગરોલ**—સરદા.

**મહુવા**—કોસ. **અમરેલી**—વરસડા.

**દામનગર**—છભાડીઆ. **ધારી**—વીરપુર.

૪૧૪-૪ ]

# સામયિક દોહન

## આવો, પ્યારા વીર જુવાનો !

આવો, પ્યારા વીર જુવાનો, કરીએ કંઇ હૈયાની વાત;
અમર તપે જોબન તમ ઝળતું, અચળ ઝગો તમ તેજ પ્રભાત!
જય જય પ્યારા વીર સજાત ! ૧

રંગે રંગ તરંગ ઉડાવો, કિરણે કિરણે રસની ધાર;
રગરગમાં છે લોહી ઉકળતું ડગડગમાં છે બળ ઠણકાર.
જય જય પ્યારા વીર સજાત ! ૨

આંખોમાં છે કંઇ કંઇ સ્વપ્નાં હૈયે શૌર્ય તણો છે ટેક;
સાહસપંથે ધસવા કાજે, દિનદિન રાખો કોડ અનેક.
જય જય પ્યારા વીર સજાત ! ૩

ઘરડેરાં અનુભવી ને ડાહ્યાં, પણ નહિ અંતરના ઉછળાટ;
બાળકિશોર તણા તો હજી છે કળી જેવા કુમળા પમરાટ.
જય જય પ્યારા વીર સજાત ! ૪

પૂંછ ધરી હાથી શોભવતા, વાઘ તણે મુખ ગણતા દંત,
એ તો પ્યારા વીર જુવાનો, છે જોબનનું જોમ અનંત.
જય જય પ્યારા વીર સજાત ! ૫

પવનતણી પાંખે ચઢી ઊડો, વાદળ તોડી લાવો સોમ,
સિંધુતરંગે સ્વાર બનો કે રમો દડે સૂરજ ને સોમ.
જય જય પ્યારા વીર સજાત ! ૬

સ્વપ્નાંના આરસ લઇ આવી બાંધો અદ્દભુત તાજમહાલ,
રવિ ચંદાનાં તેજ મિલાવી ઝળકાવી દો સ્નેહ કમાલ.
જય જય પ્યારા વીર સજાત ! ૭

છે આદર્શ હિમાચળ જેવા, આશા તો ઉડે નભ પાર,
એક ફલંગે સાગર કુદવા છે અંતર તંતો તૈયાર
જય જય પ્યારા વીર સજાત ! ૮

ધન ધન પ્યારા વીર જુવાનો ! ધન ધન શૌર્યભરી તમ વાણુ,
ગાજો તેવા વરસી જાજો, કરતા જગત તણું કલ્યાણ.
જય જય પ્યારા વીર સજાત ! ૯

અંધારાં ઉડતાં આવે તે કાપો વીંઝતા તમ વીજ;
આંખોમાંથી ઝરતા તણુખા તે તો છે જ્યોતિનાં બીજ !
જય જય પ્યારા વીર સજાત ! ૧૦

અંધારી ખાણોથી ખોદી લાવો નત્ર નવ તારક રત્ન;
યૌવનની ગતિ કો નહિ રોકે જ્યાં યૌવનનાં સત્ય પ્રયત્ન !
જય જય પ્યારા વીર સજાત ! ૧૧

સાગરમાં ડુબકી મારીને લઈ આવો ગોતી અણુમૂલ !
શક્તિ અને સાહસ છે હૃદયે તે નહિ કરશે હાર કબૂલ !
જય જય પ્યારા વીર સજાત ! ૧૨

ડુંગર ફોડો, ખીણો જોડો, ઊડી આભ ભરો નિજ બાથ !
અણુઘડ જગને સુઘડ બનાવે, તે તો યૌવનના દૃઢ હાથ !
જય જય પ્યારા વીર સજાત ! ૧૩

અધૂરાંને પૂરાં કરવાં સૌ, એ યૌવનનો હક્ક અમોલ,
ધર્મ સદા સેવાનો પાળો, કાર્ય કરો–ના બોલો બોલ !
જય જય પ્યારા વીર સજાત ! ૧૪

કાયર ને રોતલ છો કકળે, ફુંકો શૌર્ય તણો તમ શંખ !
ધસો અને જીતો નિજ કાર્યે નવ ગણુકારો જગના ડંખ !
જય જય પ્યારા વીર સજાત ! ૧૫

ઉઠો પ્યારા વીર યુવાનો ! આજ સમી નહિ આવે કાલ !
અદલ સફળ તમ કરો જુવાની, વરો અમર કીર્તિની માળ !
જય જય પ્યારા વીર સજાત ! ૧૬

[ કવિત્વાર્ષિક ] અરદેશર ફરામજી ખબરદાર

# મારી આર્થિક કારકિર્દી !

[ એક હળવી વાર્તા ]

બૅંકમાં જતાં વેંત હું મુંઝાઇ જાઉં છું. બૅંકમાં કામ કરી રહેલા કારકુનો, બૅંકનાં બારીબારણાં, ઢગલાબંધ પૈસા–એ બધાંથી મૂંઝાઈ જાઉં છું.

બૅંકનો ઉમરો ઓળંગીને અંદર જતાં વેંત જ મારી છાતીમાં ધબકારા વધી પડે છે. ત્યાં જો કાંઇ કામ હોય તો તે કરવાને બદલે હું બાઘા સરખો ચારે તરફ ટગરમગર જોયા કરું છું.

બૅંકના કમ્પાઉન્ડમાં પગ મૂકવાની મારા દિલમાં હિંમત રહેતી નથી.

મને આ વાતની પહેલેથી ખબર હતી; પણ થોડા દિવસ પહેલાં જ મને 'બઢતી' મળી હતી. મહિને મને ૫૦ ડૉલર વધારે મળવા લાગ્યા હતા. મને લાગ્યું કે મારા પૈસા મૂકવાની સૌથી સલામત જગ્યા બૅંક જ છે.

એટલે એક દિવસ લથડતે પગે મેં બૅંકમાં પ્રવેશ કર્યો ને કારકુનો તરફ ભયભીત નજરે જોયું. મને કંઇક એવો ખ્યાલ હતો કે બૅંકમાં જો 'ખાતું ખોલવું' હોય તો મૅનેજરને પહેલાં મળવું જોઇએ.

એક બારી આગળ 'એકાઉન્ટન્ટ'નું પાટિયું હતું. એની પાછળ એક ઊંચો ને બહુ જ ઠંડા મગજનો આદમી બેઠો હતો. એને જોઇને જ મને પરસેવો છૂટયો. મારો અવાજ કબરમાંથી પાછા ઉઠીને આવેલા આદમીની જેમ કંપાયમાન થતો હતો.

'મારે મૅનેજરને મળવું છે.' એટલું કહીને મેં ધીમેથી ગંભીર સ્વરે ઉમેર્યું 'એકલા જ.' 'એકલા જ' એમ મેં શા માટે કહ્યું ? કોણ જાણે !

'જરૂર ! જરૂર ! !' કહીને એકાઉન્ટંટ મૅનેજરને બોલાવી લાવ્યો.

મૅનેજર પણ ગંભીર ને શાંત આદમી હતો. ગજવામાં હાથ નાખીને છપ્પન ડૉલરની નોટો મેં મૂઠીમાં જકડી રાખી.

'આપ મૅનેજર છો કે ?' મેં પૂછયું. પ્રભુ સાક્ષી છે કે મને એ વાતની લગીરે શંકા ન હતી.

'હા.' તેણે કહ્યું.

'હું આપને મળી શકું ? એકલો જ !' ફરી વાર 'એકલો જ' એમ કહેવાનું મને લગીરે મન ન હતું, પણ મને લાગ્યું કે કહેવું જોઇએ.

મૅનેજરે મારા તરફ કંઇક ભયની નજરે જોયું. એને લાગ્યું કે મારે એને કંઇક ભયંકર રહસ્ય જણાવવાનું હશે.

'મારી પાછળ આવો.' એમ કહીને તે મને એક ખાનગી ઓરડીમાં લઈ ગયો ને બારણાને અંદરથી તાળું વાસી દીધું.

'આપ બેસો. આપણે અહીં તદ્દન એકલા છીએ. અહીં કોઇ નહિ આવે.' તેણે કહ્યું. અમે બંને જણા બેસી ગયા ને એકબીજા સામું જોવા માંડયું.

'મને લાગે છે કે તમે પિંકરટનના માણસ છો, નહિ કે ?' તેણે કહ્યું.

મારી ભેદી રીતભાત ઉપરથી હું ડિટેક્ટિવ છું એવું તેણે અનુમાન કર્યું. હવે હું પહેલાંના કરતાં પણ વધારે ગભરાઇ ગયો.

' ના, પિંકરટનને ત્યાં હું નથી. ' મારા કહેવાનો અર્થ એવો થતો હતો કે બીજી કોઇ હરીફ ડિટેક્ટિવ એજન્સીનો હું પ્રતિનિધિ હતો.

પછી મેં આગળ ચલાવ્યું:

' ખરી વાત કહું તો મારે કોઈપણ ડિટેક્ટીવ સંસ્થાની સાથે સંબંધ નથી. મારે આપની બેંકમાં ખાતું ખોલવું છે. બધા પૈસા આ બેંકમાં મૂકવાનો મારો ઇરાદો છે. '

મૅનેજરનું કાળજું કંઇક હેઠે પડ્યું હોય એમ લાગ્યું; છતાં પણ હજી તે ગંભીર હતો. હવે એને એમ લાગ્યું કે હું બૅરન રૉથ્સચાઈલ્ડનો બેટો યા તો કોઇ નવજુવાન કરોડપતિ છું.

' મોટી રકમ હશે. ' તેણે સૂચન કર્યું.

' બહુ મોટી તો ન કહેવાય. ' મેં ધીરેથી કહ્યું: ' મારે આજે ૫૬ ડૉલર મૂકવા છે ને હવે દર મહિને ૫૦ ડૉલર નિયમિતપણે મૂકતો જઇશ. '

મૅનેજર કૂદકો મારીને ઊભો થયો ને બારણું ઉઘાડ્યું. તેણે એકાઉન્ટન્ટને બૂમ મારી.

' એકાઉન્ટંટ, આ બાઇને બેંકમાં ખાતું ખોલવું છે. તેમને ૫૬ ડૉલર મૂકવા છે. ગુડ મોર્નિંગ ! ' એના અવાજમાં કઠોરતા હતી.

હું ઉઠ્યો.

અમે બેઠા હતા એ ઓરડીનું લોઢાનું મોટું બારણું ઉઘડ્યું.

' ગુડ મૉર્નિંગ ' મેં કહ્યું. ને મેં એ તરફ જવા માંડ્યું.

' આ બાજુ ' મેનેજરે ઠંડા અવાજે કહ્યું. ને મને બહાર જવાને રસ્તો બતાવ્યો.

હું એકાઉન્ટંટની બારી પાસે ગયો ને ગજવામાંથી ૫૬ ડૉલરની નોટોનું ચોળાયલું પડીકું તેના આગળ એવી સીફતથી ધર્યું કે જાણે હું જાદુનો કશોક ખેલ કરતો હોઉં.

મારો ચહેરો પૂણી જેવો ધોળોધબ થઇ ગયો હતો.

' મારે આટલા પૈસા મૂકવા છે. ' મારો અવાજ દયામણો થઇ ગયો હતો. એ દુઃખદ ક્રિયા જેમ બને તેમ જલદી પતાવી દેવાની મારી ઇચ્છા હતી.

તેણે પૈસા લઇને બીજા એક કારકુનને આપ્યા.

તેણે કાગળની એક કાપલી પર એ રકમ લખવાનું કહ્યું. બીજા એકે રજીસ્ટરમાં મારી સહી લીધી. હું શું કરી રહ્યો હતો એની મને હવે કશી સમજણ પડતી ન હતી. આખી બૅંક જાણે કે મારી આંખો આગળ ચક્કર ચક્કર ફરતી હતી.

' બસ, બધું પતી ગયું ? ' મેં ઊંડા ધ્રૂજતા અવાજે કહ્યું.

' હં. ' એકાઉન્ટંટે કહ્યું.

' તો પછી મારે હવે એક ચેક કાઢવો છે. '

છપ્પન ડૉલરમાંથી મારે ૭ ડૉલર વાપરવા માટે કાઢવા હતા. એટલામાં કોઇએ મને બારીમાંથી એક ચેકબુક આપી ને બીજા કોઈએ મને ચેક કેવી રીતે લખવો એની સમજણ પાડી. બૅંકનાં બધાં લોકોને એમ લાગતું હતું કે હું કોઇ બિમાર કરોડપતિ છું. ચેકમાં મેં કંઇક ઘસડી કાઢ્યું ને કારકુનને આપ્યો. તેણે એ વાંચી જોયો.

' શું તમારે બધા યે પૈસા પાછા લઇ લેવા છે ? ' તેણે તાજ્જુબ બનીને પૂછ્યું. ત્યારે મને ખબર પડી કે મેં ૬ ને બદલે ૫૬ ડૉલર લખ્યા હતા ! પણ હવે દલીલ કરવામાં કશો માલ ન હતો. મને લાગ્યું કે આ બધું સમજાવવાનો પ્રયત્ન કરવો એ પણ મિથ્યા છે. બધા યે કારકુનો લખતા થંભી ગયા હતા ને મારા તરફ તાકી રહ્યા હતા.

છેવટે કેસરિયાં કરીને મેં જવાબ આપ્યો:

' હા; બધાય. '

' તમારે બેંકમાંથી બધાય પૈસા પાછા લઇ લેવા છે ? '

' એકે એક સેન્ટ. '

' તમારે પૈસા બૅંકમાં નથી મૂકવા ? ' કારકુને પૂછ્યું.

' કદી પણ નહીં. '

ચેક લખતી વખતે મારું કંઈક અપમાન થયું હોય, ને એને લીધે મેં બધાય પૈસા ઉઠાવી લેવાનો વિચાર કર્યો હોય, એમ એ લોકોને લાગે તો સારું. એવી બેવકૂફ આશા મારા દિલમાં ચમકી ગઈ. હું જાણે બહુ જ મિજાજખોર હોઉં એવા દેખાવાનો મેં નિષ્ફળ પ્રયત્ન કર્યો.

કારકુને પૈસા આપવાની તૈયારી કરવા માંડી.

' પૈસા કેવી રીતે લેશો ? '

' એટલે ? '

' કેવી રીતે લેશો ? '

' હં ' આખરે એ શું કહે છે એનો મારા દિલમાં પ્રકાશ પડ્યો. ' પચાસ પચાસની નોટો. '

તેણે મને પચાસ ડૉલરનું એક બીલ આપ્યું.

' અને બાકીના છ ? '

' છની નોટ. '

તેણે મને છ ડૉલરનું બીલ આપ્યું ને હું બૅંકમાંથી બહાર ભાગ્યો.

બૅંકનું ભારે બારણું મારી પાછળ બંધ થયું ને ગગનભેદી હાસ્યના ખડખડાટનો ધ્વનિ મારે કાને પડ્યો. ત્યાર પછી મેં બૅંકમાં કદી પણ પૈસા મૂકયા નથી. ત્યારથી હું મારા પૈસા પાટલૂનના ખીસામાં રાખું છું ને બચે તો મોજામાં સાચવી રાખું છું.*

[ મૂળલેખક : સ્ટીફન લીકૉક ] —હેમંત

---

## કેટલીક વ્યાખ્યાઓ

**બાળકો** : લગ્નરૂપી સાંકળના ખીલા.

**સભ્ય ગૃહસ્થ** : જે બીજાની સાથે સહમત થઇ શકતો નથી, પણ જેના પ્રત્યે તિરસ્કાર ઉપજતો નથી.

**મુત્સદ્દી** : જેને લોકોની જન્મતારીખની ખબર હોય છે પણ ઉમ્મરની ખબર નથી હોતી.

**સ્ત્રી** : પુરુષોનાં કરતાં વધારે ડાહ્યું પ્રાણી. તેને જ્ઞાન બહુ થોડું હોય છે, પણ સમજશક્તિ ઘણી વધારે હોય છે.

**સુધારક** : જે બહુજ ગરબડ મચાવે છે, પણ પોતે સુધરેલો નથી હોતો.

---

* " ચિત્રમય જગત "ના મે-૧૯૪૧ ના અંકમાંથી

# આપણું કલંક

કીમતી સાડી અને સુંદર અલંકારોમાં સજ્જ થયેલી એક સ્ત્રી કોઇ કાગળ ઉપર સહી કરવાની જગ્યાએ પોતાના અંગુઠાની છાપ મારતી હતી.

હું જોઇ રહી. મને આશ્ચર્ય તો ન થયું, પણ ચીરાતા હૃદયે એ દૃશ્ય હું જોઈ રહી.

એ બહેનની વય વીસ બાવીસ વર્ષથી વધારે નહિ હોય. પોષાક અને અલંકારોમાં વર્તમાન યુગની ફેશન તરી આવતી હતી. અને છતાં કાગળ પર મતું મારવા માટે એ બિચારાં બહેનને અંગુઠાનો જ ઉપયોગ કરવાનો હતો !

મને કમકમાં આવ્યાં. મેં ધીમેથી પૂછયું: ' બહેન ! તમને તમારું નામ લખતાં યે નથી આવડતું ? " બહેન હસી પડયાં પણ ઉત્તર મળ્યો નહિ.

પાસે ઉભેલા એક ભાઇને મેં કહ્યું: " બહેન લાગે છે તો કોઇ શ્રીમંત કુટુંબનાં, એમને પણ ભણવા માટે સગવડ ન મળી ? "

" અમારી સ્ત્રીઓ ભણે નહિ " પેલા ભાઇએ ઉત્તર વાળ્યો અને જાણે કેવું ક ગહાન સત્ય ઉચ્ચાર્યું હોય એમ મુખ મલકાવવા લાગ્યા. આ બેદરકારી મને અસહ્ય લાગી અને હું ત્યાંથી ચાલી ગઇ.

***

આ વાતને ઘણો વખત થયો છે, અને એવા તો અનેક પ્રસંગો રોજ રોજ બને છે. છતાં જ્યારે જ્યારે ગામડાંની કે શહેરના બહેનોની નિરક્ષરતાનો વિચાર હું કરું છું ત્યારે ઉપલી વાત મને યાદ આવ્યા વિના રહેતી નથી, હજી આ જમાનામાં પણ નિરક્ષરતા કોઇને સાલતી ન હોય એવું બની શકે ? આ પ્રશ્ન સતત મારા મગજમાં ઉઠે છે અને એનો ઉત્તર મળતો નથી. જો નિરક્ષરતા ખરેખર સાલતી હોય તો એ ટાળવા માટેના ઉપાયો કેમ ન થાય ? માણસને જે વસ્તુ સાલતી હોય એને દૂર કરવા માટે તો ખંતપૂર્વક જીવ લઇને તેની પાછળ પડવું જોઇએ. આવું કેમ નથી થતું ?

સ્વતંત્રતા માટેના આટઆટલા પ્રયાસ છતાં આપણે ગુલામ છીએ; કારણ કે પાંત્રીસ કરોડનાં હૈયાંમાં–એ એકે એક હૈયામાં ગુલામીના એ કારી ઘા વાગતા નથી. દેશને સ્વતંત્ર કરવાની તાલાવેલી એ એક એક હૈયામાં જાગી હોત તો પરાધીનતાની કાળી ટીલી ક્યારની યે ભુંસાઇ ગઇ હોત. આપણાં ઘરો, આપણી શેરીઓ, આપણાં ગામડાં અસ્વચ્છ રહે છે. કારણ કે અસ્વચ્છતા આપણને સાલતી નથી. સુગાળવા હોવાનો દેખાવ આપણે કરીએ છીએ ખરાં, પણ ખરેખર જ અસ્વચ્છતાની સુગ આપણને લાગતી હોત તો તો અસ્વચ્છતાનું જે પ્રદર્શન આપણી આસપાસ થાય છે એનું દર્શન પણ દુર્લભ થઇ પડયું હોત. આ પ્રમાણે નિરક્ષરતાના કલંકને માટે પણ આપણી બેદરકારી જ મુખ્યત્વે જવાબદાર છે. દરેક બાબતમાં આમ બેદરકાર રહેવાની આપણને ટેવ પડી ગઈ છે: સુતા હોઇએ ત્યાંથી બેઠા થઇને, બેઠા હોઇએ ત્યાંથી ઊભા થઇને, ઉભા હોઇએ ત્યાંથી ચાલવા માંડીને આગળ વધવાની આપણને ક્વચિતજ ઇચ્છા થાય છે. જે સ્થિતિ હોય એ ગમે કે ન ગમે પણ સુખે દુઃખે નભાવી લઇને આપણે જીવન પૂરું કરીએ છીએ. ક્વચિત પ્રયત્ન કરીએ તોયે તરત થાકીને કંટાળીને પાછા બેસી જઇએ છીએ.

***

નિરક્ષરતા માટે બીજાં અનેક કારણો બતાવવામાં આવે છે, અને એ સાચાં પણ છે, છતાં એમાં પણ આગળ વધવાની ઇચ્છાનો અભાવ, સંજોગોની સામે થવાની માની લીધેલી અશક્તિ અને એ કારણોને લીધે ઊભાં થતાં આળસ અને બેદરકારીએ નિરક્ષર

સ્ત્રીપુરુષોનું પ્રચંડ જૂથ આપણી આંખ સામે ખડું રાખ્યું છે. આજે સુરત જિલ્લામાં ૪૫,૦૦૦૦ સ્ત્રીપુરુષો નિરક્ષરતાની કાળી ટીલી લઇને ફરે છે. એ કલંક એકલું એ નિરક્ષર ભાઇ બહેનોનું જ નથી; એ કલંક આપણું સૌનું છે. એ એમની ત્રુટિથી એમને એકલાંને જ નુકસાન નથી. એ નુકસાન તો આપણને સૌને થાય છે. પ્રજાના મોટા ભાગમાં કોઈ પણ પ્રકારની અશક્તિ કે ઉણપ હોય તો તેથી આખા દેશને નુકસાન થાય છે, અને આ જ કારણે આવા પ્રશ્નો દેશહિતને લક્ષમાં રાખીને વિચારવા જોઇએ.

સુરત જિલ્લા સ્કૂલ બોર્ડે નિરક્ષરતાનિવારણની પંચવર્ષીય યોજના ઘડી અને જિલ્લાનાં ગામડાંઓમાં રાત્રિશાળાઓ શરૂ થઇ ત્યારે એમાંની ઘણી શાળાઓ મેં જોઇ હતી. પ્રૌઢ વયનાં સ્ત્રીપુરુષોને પોતાનાથી વયમાં ઘણાં નાનાં એવાં ભાઇબહેનો પાસે બેસીને ઉત્સાહથી શિક્ષણ લેતાં મેં જોયાં છે. ક્યાંક ક્યાંક સ્ત્રીપુરુષોના ભેગા વર્ગો ચાલતા, ક્યાંક ક્યાંક અલગ ચાલતા; કેટલાક વર્ગોમાં તો વાતાવરણ એવું જીવંત લાગતું કે જોનારને પણ ઉલ્લાસિત બનાવી દે. એ દસ્યો પ્રેરક અને આશાજનક હતાં. ચોર્યાસી તાલુકાના એક રાત્રિવર્ગમાં ભણતાં એક પ્રૌઢ બહેન તો મને હંમેશાં યાદ આવે છે. એ બહેનની વય ૭૦થી ઉપરની હતી. એમને નિકટનું કોઇ સગું નહોતું. એકનો એક દિકરો બે માસ પહેલાં અવસાન પામ્યો હતો. એ બહેન વર્ગમાં શીખવા આવતાં અને નિયમિત હાજરી આપતાં. મેં એમને પૂછયું: "તમને અહીં આવીને શીખવું ગમે છે?" ઉત્તર મળ્યો: "હા રતો, અહીં આવું છું ત્યારે મને લાગે છે કે હું જીવું છું. એકનો એક દિકરો ગુજરી ગયો, ઘરમાં બેસીને રડયા કરૂં એ કરતાં અહીં આવીને કંઇક શીખું શા માટે નહિ?"

રાત્રિવર્ગોમાંથી આવા આવા કંઇ કંઇ અનુભવો જાણવાના મળતા અને એમ થતું કે આ વર્ગો દ્વારા ટૂંક સમયમાં સુરત જિલ્લાનાં ગામડાંમાં કંઇક વધુ ચેતન આવશે, પણ શીખનારનો નિરુત્સાહ કહો કે શીખવનારનો નિરુત્સાહ કહો, કે કોઇ ત્રીજા હાથની ડખલ કહો, ગમે તે કારણ હોય; પણ જિલ્લા માટેની આ આશા ફળી નહિ. રાત્રિવર્ગો ટપોટપ બંધ થવા લાગ્યા અને એના પરિણામે ઊભું થયેલું પેલું જીવંત વાતાવરણ પણ જાણે અદશ્ય થઇ ગયું.

આ અદશ્ય થયેલા વાતાવરણને પાછું ઊભું કરવું જોઇએ, અને એમાં પ્રથમની માફક ગામ લોકોએ, શિક્ષક-શિક્ષિકાઓએ, વિદ્યાર્થીઓએ, નિરક્ષરોએ-સૌએ મળીને સહકારથી કામ કરવું જોઇએ. એક વાર વર્ગો ભલે બંધ થયા હોય, એમાં શું થયું? એકને બદલે અનેક વાર નિષ્ફળતા મળે તોયે સારૂં કામ ફરી ફરીને કર્યા જવું એ જ આગળ વધવાનો એકમાત્ર રસ્તો છે. પ્રજાજીવનને નવપલ્લવિત બનાવવા માટે નિષ્ફળતાની કંઇ કંઇ ઊંડી ખાઇઓ આપણે ઓળંગવાની છે, અનેક પર્વતો વટાવવાના છે. એ અનેક પર્વતોમાંનો એક પર્વત નિરક્ષરતા છે. એ પર્વત કોઇએ પણ ઓળંગ્યે જ છૂટકો છે. બેઠા બેઠા કે સૂતા સૂતા આગળ નથી વધાતું, આગળ વધવાનો માર્ગ હંમેશાં મુશ્કેલીભર્યો હોય છે. આપણે આપણાં ગામડાંઓને સુધારવા માંગતા હોઇએ, ગામપ્રજામાં નવજીવન રેડવા માગતા હોઇએ, તો નિરક્ષરતાનું આ ભયંકર પ્રમાણ ઓછું કરવાનું કામ આપણે કરવું જ પડશે.

ગામડાંઓમાંથી નિરક્ષરતાના દાનવને સમૂળો દૂર કરવા માટે સુરત જિ. સ્કૂ. બોર્ડની 'નિરક્ષરતાનિવારણ પંચવર્ષીય યોજના' સુંદર હતી. સાધનો માટે ધનિકોનાં નાણાં અને કાર્ય માટે સેવાભાવીઓની સેવા એ બેનો સુમેળ સાધીને વેગભર્યું કાર્ય કરવાની સ્કૂલબોર્ડને અભિલાષા હતી. કામ સહેલું તો નહોતું જ. જેમણે પરિશ્રમપૂર્વક એ કાર્યમાં ઓછી વધતી સેવા અર્પી હતી તેમને જરૂર ધન્યવાદ ઘટે છે; પણ આજે શું? એ પ્રશ્ન ફરી સૌએ વિચારવાનો છે.*

**જયોત્સ્ના શુકલ**

* એપ્રિલ ૧૯૪૧ ના "સ્થાનિક સ્વરાજ્ય" માંથી.

# વર્ધા યોજનાનું હાર્દ

[ વેડછી તાલીમ વર્ગમાં તાલીમ લઇ આવેલા જિલ્લા બોર્ડના શિક્ષકોને તા. ૨૧-૧૧-૪૦ને રોજ પ્રમાણપત્રો અર્પણ કરતાં શ્રી. નાનાભાઇ ભટ્ટે આપેલું મનનીય ભાષણ ]

આજે તમે સૌએ મારી પાસેથી વર્ધા યોજના સંબંધી કંઇક સાંભળવા આશા રાખી હશે એમ માનું છું. આજનો યુગ આપણા દેશ માટે જ નહીં પણ જગતને માટે ક્રાંતિનો યુગ છે અને એ ક્રાંતિ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં જોવામાં આવે છે. યુરોપમાં આજે ભીષણ યુદ્ધ ચાલી રહ્યું છે. આજથી પંદર વર્ષ પહેલાં જર્મનીમાં કેવી શિક્ષણપદ્ધતિ હતી અને ત્યાંની પ્રજાને કેવી તાલીમ આપવામાં આવે છે એ વિષે જેઓ વાંચત તેઓ જોઇ શકત કે જર્મનીના પુનરુત્થાન માટે પ્રાથમિક શિક્ષણથી માંડી કોલેજના શિક્ષણ સુધીમાં બનતું બધું કરવા જર્મની થનગની રહ્યું છે. ઇંગ્લેંડ, અમેરિકા, ડેન્માર્ક, વગેરે દેશોમાં પોતપોતાના દેશના ઉત્થાનની કલ્પનાને અનુસરીને શિક્ષણપદ્ધતિની રચના કરવામાં આવે છે, કે તેમાં ફેરફાર કરવામાં આવે છે ભાવિ સમાજની રચના કેવી કરવી છે તે મુદ્દા ઉપરજ કોઇ પણ દેશમાં કેળવણી ને શિક્ષણપદ્ધતિમાં ફેરફાર થાય છે.

### જાણવા છતાં એના એજ માર્ગે જાય છે

આજે આપણે ત્યાં કેળવણીની જે પદ્ધતિ ચાલે છે તેને જીવન સાથે બહુ જ ઓછો સંપર્ક છે. કોઇએ વિચારેલી, કોઇએ આણેલી, એ પદ્ધતિ કોઇએ પારકી જમીનમાં રોપી છે અને કોઇએ એને મળ્યું એવું પાણી પાયું છે અને તેથી કેળવણીરૂપી નવપલ્લવિત વૃક્ષ નહિ, પણ સુકા ઝાડના ઠુંઠા જેવી કેળવણી આપણે ત્યાં છે. આ દશા સામે બધા પોકાર પાડે છે, પણ એ પોકાર વિધવાના પોકાર જેવો છે; કારણ કે પોકાર પાડનારા જ પાછા એની એ શાળા કોલેજમાં જાય છે અને બીજાને મોકલે છે. ગુજરાત વિદ્યાપીઠમાં મેં જોયું હતું કે લોકોનો વિદ્યાપીઠ પ્રત્યે સદ્‌ભાવ હતો, પૈસાની મદદ કરતા પણ ખરા, પણ પોતાના છોકરાઓને ભણવા તો સરકારમાન્ય શાળા કોલેજોમાં જ મોકલતા. ગુજરાત વિદ્યાપીઠ જેવું થાય, રાષ્ટ્રીય અને સાચી કેળવણી અપાય એ ઘણી સારી વાત છે અને એમ થાય એમ બધા ઇચ્છે છે પણ ખરા, પણ તે મુડદાલ ઇચ્છા છે. એનાથી ધારી ઝડપથી કામ નહિ થાય ને સફળતા નહિ મળે.

### શરીરશ્રમ : આવશ્યક અને ઉદાત્ત વસ્તુ

ગાંધીજીએ પોતે જણાવ્યું છે કે અહિંસાના વ્યવહારૂ ફળ સ્વરૂપ એવી બે ચીજો મેં દેશને ભેટ આપી છે. એક ખાદી અને બીજી વર્ધા યોજના. વર્ધા યોજના વિષે વિસ્તારપૂર્વક વાતો કરવામાં ઘણો સમય જાય પણ વર્ધા યોજનાનું હાર્દ શું એનો આપણે આજે વિચાર કરીએ તો જણાશે કે આપણા દેશની ધરતીમાંથી કેળવણીનું ઝાડ ઉત્પન્ન થવું જોઇએ. હિંદીઓનાં જીવનમાંથી એનો ઉદ્‌ગમ જોઇએ. ગ્રામીણોના જીવન સાથે એનો મેળ બેસવો જોઇએ. બહારથી લાદેલી વિચારસરણીથી મળેલી નહિ પણ આપણા જીવનમાંથી ઉદ્‌ભવેલી એવી વસ્તુ જોઇએ. જે લોકો વર્ધા યોજનાના અખતરાની સફળતા કે નિષ્ફળતા વિષે ચૂંથણાં કરે છે તેઓ એ યોજના સમજતા નથી. ગામડાંના જીવનમાંથી શરીરશ્રમને આપણે ઇચ્છીએ

તો પણ બાદ કરી શકવાના નથી. મહાત્માજીએ આવતી કાલના સમાજની જે કલ્પના કરી છે તેમાં શરીરશ્રમને જીવન માટે આવશ્યક અને ઉદાત્ત વસ્તુ માની છે. પરસેવો ઉતાર્યા વિના રોટલો મેળવવા ઇચ્છનારને આવતી કાલના સમાજમાં જીવવાનો ઓછો જ અધિકાર રહેશે. આ વાત જો બરાબર સમજાય તો વર્ધા યોજના અંગે જે આંટીઘુંટી જણાય છે, કેળવણીનું વાહન ઉદ્યોગ કે શરીરશ્રમ કેમ એવી જે શંકાઓ થાય છે એ બધાનો ઉકેલ થઇ જાય. બુદ્ધિપૂર્વકના શરીરશ્રમનું કેળવણીમાં અનિવાર્ય સ્થાન હોવું જોઇએ.

## ના અહીંના, ના ત્યાંના

આંબલામાં એક કુંભાર છે. એ મોટો વૈદ્ય પણ છે. નાના છોકરાઓને ચાકડાની કળા શીખવવા મેં તેને કહ્યું. તેમણે કહ્યું કે એ કળા તમને કે છોકરાઓને હું નહિ શીખવું, કારણ કે મારા મોટા છોકરાને એ કળા આવડતી નથી. મેં નહિ આવડવાનું કારણ પૂછતાં તેણે કહ્યું કે તમારા જેવાની વાત માનીને મેં એને ભણવા મૂકયો. પહેલી ને બીજી ભણ્યો. ઘડીક ચાકડો ચલાવ અને એકાદ હાંડલું ઉતાર એમ કહું તો મને કહે કે મારે બહુ લેસન કરવાનું છે. એમ છતાં મેં એને પાંચ ચોપડી ભણાવ્યો. તે પછી મને લાગ્યું કે મારી ઉંમર થવા આવી માટે એને હવે ધંધે નાખવો જોઇએ. એટલે મેં તેને ચાકડે બેસવા કહ્યું, પણ એ વાતને આજે સાત વર્ષ થયાં તો પણ ચાકડો ને એનો જીવ એક થતાં નથી. અમે માટી ખુંદીએ ત્યારે માટી ને જીવ એક થાય તો માટી ચાકડા પર કામ આવે, નહિ તો માટી જોઇએ એવા બરની ન થાય. આ પરથી દાખલો લઇ મેં નાના છોકરાને ભણાવ્યો નહિ ને નાનપણથીજ તેની પાસે માટી ગુંદાવી. મોટા છોકરાને માટીની કંઇ ખબર ન પડે, જ્યારે નાનો છોકરો હાથ અડાડે ને પરખ કરે. મોન્ટેસોરી પદ્ધતિમાં ખરબચડું કે લીસું છે તેની પરખ માટે હાથ ફેરવાય છે ને ? પણ એમાં તો અનુભવે હાથમાં આવેલી કુમાશ પેલાને માટીની પરખમાં કામ લાગે છે. મોટો ભણેલો તે ગધેડાં ખદેડી માટી લઇ આવે છે ને નાનો ચાકડે બેસી સુંદર હાંડલાં ઉતારે છે. કોઇ વખત મોટાને ચાકડો સોંપાય તો ફૂટલાં ને કાણાં હાંડલાંનો ઢગ વળે. આમ નાની અવસ્થામાં હાથની કેળવણીની જરૂર છે. ખેડૂતો પોતાના છોકરાઓને ભણાવવા રાજી નથી હોતા તેનું કારણ સમજાતું ન હતું તે મને આમ આંબલામાં સમજાયું. ભણે તો દેવાળું કાઢે, ખેતીના કામનો ન રહે ને ખળાં ટાણે ચોપડી વાંચવા બેસે એમ ખેડૂતો માને છે. હું ખેતી આજે શીખું છું; પણ કોશ ચલાવતાં, બેલ હાંકતાં કે ગોડતાં મને બેસતું નથી. મહેનત કરું છું, પણ છોકરાં ને ખેડૂતો જેવું કામ થતું નથી. બહુ જ નાની ઉંમરથી જીવનમાં જે સ્વાભાવિક તેની ટેવ નહિ ને આબોહવામાં સંસ્કાર નહિ તો મોટી ઉંમરે હાથોટી બેસતી નથી. એટલે વર્ધા યોજનાનો વિચાર કરનાર શિક્ષકે પહેલી વાત એ યાદ રાખવાની જરૂર છે કે શરીરશ્રમ જીવન માટે આવશ્યક છે. એના વિના જીવન લૂખું ને ફીકું છે.

## કટકો રોટલો પેદા કરે એવી યોજના જોઇએ

કોઇ પણ માણસે જે માર્ગનો નિર્દેશ નથી કર્યો એવા સુંદર માર્ગનું ગાંધીજીએ દર્શન કરાવ્યું છે અને કેળવણીની તમામ પદ્ધતિઓના સારરૂપ આ યોજના છે. બધી

પદ્ધતિઓનાં જરૂરી તત્ત્વોના મિશ્રણથી આ યોજનાનું કલેવર ઘડાયું છે. જેનાથી કંઇ શુક્રવાર નહિ વળે એવી ક્રિકેટની રમત ને ડંબેલ્સની કસરત ને ટેનીસ પાછળ આપણા જુવાનો પડયા છે. માબાપો પેટે પાટા બાંધીને ભણાવતાં હોય ત્યાં દીકરા માસિક પોણુસો ખર્ચો મોજ ઉડાવે. હું પણ પ્રિન્સિપલ મેકમિલનના હાથ નીચે ભણતો ત્યારે એવો ધૂમ ખરચ કરતો હતો. પણ એવા ખરચા ઘરનું નખ્ખોદ વાળે છે તેનું શું ? ઉત્પાદક શ્રમને ભોગે રમતો ને પ્રોજેક્ટ મેથડો ન જોઇએ. જેમની પાસે વધારે પૈસા હોય તેમને એ મોજશોખ પોષાય, પણ મોટા ભાગને માટે તો તે કંઇક પેદા કરે ને તેથી તેના પેટમાં કટકો રોટલો પડે એવી જ યોજના હોવી જોઇએ.

વર્ધા યોજના વિષે તર્કવિતર્કો છોડી તમે ગામડાંમાં જઇને બેસી જાવ ને શરીરશ્રમને તમારા જીવનમાં ગૌરવનું સ્થાન આપો તો તમને એ યોજનાનો મર્મ સમજાશે. એ યોજનામાં ગડ ઘણી છે, તેથી જાતે પ્રયોગો કરી અનુભવ મેળવનારા શિક્ષકો એની ખૂબીઓ સમજવાને શક્તિમાન થશે. વેડછીમાં તમે જે જોયું તેવું તમે જે ગામમાં વસો ત્યાં થોડું જોશો ને તેના જેવું જીવન જીવશો તો રસ્તો તો તમને આપમેળે સૂઝશે.

## આજના શિક્ષણશાસ્ત્રીનો આદર્શ

થોડી મુશ્કેલી તો છે કારણ કે આપણે ત્યાં થોડું ઊંધું ચાલે છે. સમાજમાં જાણે વર્ગના લેબલ ચોડવામાં આવે છે. એક વાર પ્રિન્સીપાલ સહાનીએ મને કહ્યું કે તમો આંબલા જઇને કેળવણીની સંસ્થા કાઢી, તેનું નામ શું ? તમારો હોદ્દો શું ? મેં કહ્યું કે 'આંબલાની ગ્રામશાળા' એ નામ ને મારો હોદ્દો મહેતાજીનો. પ્રિન્સીપાલ સાહેબને આ વાત ન ગમી; તેમણે સૂચવ્યું કે એ સંસ્થાનું નામઃ " ધી ગ્રામ દક્ષિણામૂર્તિ ઇન્સ્ટીટયુટ " એવું રાખવું જોઇએ અને તમારો હોદ્દો પ્રિન્સીપલનો હોવો જોઇએ. ત્યારે મેં તેમને કહ્યું કે આજનું ધોરણ જ ઊંધું છે. તમને પાંચસોનો પગાર મળે ને એક શિક્ષકના પંદરના સોળ કરવા હોય તો રોજ કેટલો ખર્ચ વધશે તેનો વિચાર બેસે, અને એમ કહે કે બજેટમાં એટલા પગારવધારાનું પોષણ થાય એમ નથી. તમારા પ્રમોશનમાં તો એકસામટા વર્ષે ૨૫-૫૦ રૂપિયા વધે ને શિક્ષકને એ ચાર વર્ષે પણ રૂપિયાના વધારાના વાખા. તે પછી પ્રિન્સિપાલ સાહેબે મને કહ્યું કે " તમે મોટર તો રાખો. " એટલે મેં કહ્યું કે " ભાઇ ! મારી પાસે પૈસા નથી તો હું મોટર ક્યાંથી રાખું ? " તો કહે કે " મોટર વસાવી શકો એટલો શાળામાંથી પગાર તમારે લેવો જોઇએ." આવો આ વર્ગનો આદર્શ છે, એ બતાવવા મેં આ દષ્ટાંત રજુ કર્યું છે.

## મેટ્રિકને મોટું ગણ્યું; દેવના દેવનું શું ?

તેમને એક બાળકની બાળમંદિરની માસિક ત્રણ રૂપિયાની ફી ભારે પડે છે એ પણ આવી મનોદશાજ બતાવે છે. પ્રાથમિક શાળાનો શિક્ષક ઘેર ભણાવવા આવે તેને માસિક ૪-૫-૯ કે ૧૦ રૂપિયા આપતાં આપણે વિચાર કરીએ છીએ, જ્યારે મેટ્રિકમાં ભણતા છોકરાને ગણિતમાં પાસ કરાવવો હોય તો ૭૫ રૂપિયા તો હસતાં હસતાં આપી દઇએ છીએ. આમ મેટ્રિક મોટું બન્યું છે ને નાના છોકરાનું ભણતર નાનું ગણાયું છે. ઉંધા ચશ્મા નહિ તો બીજું શું છે ? પ્રાથમિક શિક્ષણ પાછળ ખર્ચ ઓછો થાય છે ને માધ્યમિક શિક્ષણમાં ક્રિકેટ,

ટેનીસ ને બીજા ઘણા ઘણા ખર્ચ થાય છે છતાં પ્રાથમિકને નીચું સ્થાન અપાય છે. મોટા છોકરાનું શિક્ષણ ઉપયોગી ને તેની પાછળ મોટો ખર્ચ કરવો જોઇએ, એ માન્યતા બરાબર નથી. વિચારકો તો એમ કહે છે કે બાળકના શરૂઆતના વર્ષમાં જ ખરી કેળવણીનો પાયો નંખાય છે. એ પછી જે શિક્ષણ મળે છે તે તો ચણતર જેવું છે. જો પાયો કાચો હોય તો ઇમારત તૂટી જ પડવાની. સરકારને આ કેળવણીના પાયાની દરકાર નથી ને આપણને પણ નથી. પ્રાથમિક શાળાના શિક્ષક ઘેર ભણાવવા આવે તો "આવો" કહીને કોઈ સન્માનતું નથી; પણ 'કેમ વ્હેલા ગયા, કેટલા બેઠા' એવી ઘણી ઝીણી ઝીણી નોંધો તેમની વિરુદ્ધની રખાય છે. જ્યારે હાઇસ્કૂલના શિક્ષકોને અને પ્રોફેસરોને ચા પીવા બોલાવાય છે ને આદરમાન અપાય છે, આમ પ્રાથમિક શિક્ષકોનું સમાજમાં જાણે સ્થાન જ નથી. ભવિષ્યની પ્રજાને ઘડનારા એમને કહેવાય છે; પણ એમનું સ્થાન ક્યાં છે ? ગામડાંના શિક્ષકનું સ્થાન નાનું છે એમ સમાજે માનતાં બંધ થવું જોઇએ. બાળકો આપણા ઘરના દેવ છે ને એ દેવને ઘડનારા દેવને આપણે યોગ્ય સન્માન ન આપીએ એ તે કેવું ? એ શિક્ષકોને પગાર ગમે તેટલો ઓછો હોય એમને માટે સમાજમાં સારું સ્થાન, મીઠો શબ્દ ને ઉત્તેજન હોય તોયે બસ છે.

## ગામડાં પ્રત્યેની ભણેલાઓની બેદરકારી

ગામડાંઓ ને ગામડાંની પ્રાથમિક શાળાના શિક્ષકોને આજની સ્થિતિમાંથી મુક્ત કર્યા વિના છૂટકો નથી. આજે ગામડિયાઓને આપણે અજ્ઞાન ગણીએ છીએ, કારણ કે આપણે આપણી નજરે તેમનું માપ કાઢવા બેસીએ છીએ. હમણાં મેં આંકલામાં ભાગવતનું પારાયણ કર્યું હતું, તેમાં મારી ભૂલ કાઢનારા ત્યાં હતાં. જેને આપણે અજ્ઞાન ગણીએ છીએ તેવાઓ ધ્રુંધલીનો પ્રસંગ રજુ કરી શકે છે, ડોસાઓ પાસે જાણેલી વાતો કહી શકે છે, ભજનોનો ભંડાર ધરાવે છે, અલખ નિરંજનનો ઘોષ ગજવી શકે છે. શંકરાચાર્ય ને સુકેતુની વાતો કહી શકે છે. કાશ્મીરથી કન્યાકુમારી સુધી તેમણે દેશને ખૂણેખૂણે જ્ઞાનનાં ઝરણાં વહાવ્યાં છે અને આ દેશની સંસ્કૃતિને આજ સુધી જીવતી રાખી છે; એ જૂના જમાનાના બ્રાહ્મણો જ્ઞાનદાતાઓની સિદ્ધિ આજે રસાતળ જવા બેઠી છે, એ વસ્તુ આપણે નવા જમાનાના બ્રાહ્મણો-શિક્ષકો ન સમજીએ, એનાં મૂલ ન કરીએ તો આપણાં કમનસીબ. આજે ગૂજરાત કાઠિયાવાડમાં ગામડાં ભાંગીને ભૂક્કો થઇ રહ્યાં છેઃ મને શું મોઢું લઇને ગામડામાં આવ્યો, એમ કોઇ કહે તો તેમાં કંઇ ખોટું નથી, કારણ કે ૫૦ વર્ષથી કોઇ સારો માણસ ગામડામાં જઇને વસ્યો નથી. ગામડાવાસીઓ તો કહે છે કે, બાવા, અમલદારો, જોગીઓ, ને શાહુકારોનેજ અમે તો જોયા છે, તેઓ અમને લૂંટવાજ આવ્યા હશે એમ માનીએ તો ખોટું શું છે ? ગામડાંના કેળવાયલી, દષ્ટિવાળા લોકો મુંબઇ, સુરત, તરફ ભાગે છે કાઠિયાવાડમાં હું ભાવનગર ગયો ને જુગતરામભાઇ સુરત આવ્યા. આમ ગામડામાં તમામ એંઠવાડ રહી ગયો છે. કજીઆ-કુસંપ, કાયરતા, સિવાય બીજું જોવાનું મળતું નથી. ગામડામાં આજે કસ રહ્યો નથી. આજના ગુજરાતના ગામડાનું આવું દુઃખદ ચિત્ર છે. એ ચિત્રને ઉજળું આકર્ષક કરવું હોય તો સારા માણસોનું ખાતર ગામડાંઓને જોઇશે. તાલીમ ને આદર્શ લઇને જઇ બેસનારા

શિક્ષકો ને સેવકોની જરૂર પડશે. નવા વિચાર ને જીવનસરણી તમે વેડછીમાંથી મેળવી છે. તે ગામડામાં જઈને સંક્રાંત કરો. એ તાલીમની સુગંધથી ગામડાંઓને ભરી મૂકો તો તમારી તાલીમ પ્રમાણ ગણાશે. એકડો ઘુંટાવનારા મહેતાજીઓ તો ઘણા પાક્યા, પણ નવી દુનિયામાં, આવતી કાલના સમાજમાં માત્ર એકડો ઘુંટાવનારા મહેતાજીઓનું સ્થાન નથી.

## પાયામાંના પથ્થર

સમાજને શિક્ષકો તરફના દષ્ટિબિંદુમાં ફેરફાર કરવાની મારી વિનંતિ છે. આપણે આપણાં રતન જેવાં બાળકોને એમના હાથમાં મૂકીએ છીએ, એ ભૂલશો નહિ. શિક્ષકોને મારી વિનંતિ છે કે તમે તમારો ધર્મ સમજો. એક મોટું મકાન ચણાતું હોય તેનો નકશો તૈયાર થાય; તેમાં રવેશ, અટારી ને મેડી બધું આલેખાય; પણ પાયામાં જે મોટા પથરા નાખવા પડે તે દેખાતા નથી. એ તો રેતી ને માટીમાં ધડબાઈને ઢંકાઇ જાય. બહારના મકાન જોવા આવે તેને અટારી ઝરૂખા ને મેડી બતાવાય, પણ પાયામાં દફનાયલા પથરા કોઇ બતાવતું નથી. એમ છતાં એ આખા મકાનનો આધાર તો એ પાયામાં પડેલા પથરાઓ પર છે. એજ રીતે તમે બધા આવતી કાલના સમાજના પાયામાં ચણાઇ જવા માંગતા હો તો જ તમારૂં કામ ઉગી નીકળવાનું છે, તમને કોઇ દેખાડશે નહિ, તમે કામ કરશો ને કીર્તિ ખાટશે ઇન્સ્પેકટરો કે ડી. પી. આઇ. ઓ; એટલે આ પાયામાં અણજાણ દશામાં પડવાની હિંમત હોય તો જ ગામડામાં શિક્ષક તરીકે જજો. સમાજ તમને ઓળખે કે ન ઓળખે, તમારી કિંમત આંકે કે ન આંકે; પણ એ યાદ રાખજો કે આ દુનિયામાં હજારો માણસો કીર્તિ ને આશા વિના કામો કરી ગયા છે. પુષ્પો અરણ્યમાં ખીલે છે, ત્યાં કોઇ સુગંધી લેનાર હોતું નથી. સાગરના પેટાળમાં મોતીના ઢગલા પડયા હોય છે, પણ ત્યાં કોઈનો પ્રવેશ નથી. એ જ આપણા અસ્તિત્વની કલ્યાણકારી યોજના ગણીને જીવન સાર્થક કરો; કારણ કે ઇશ્વર તો બધાનું કામ જોતો બેઠો જ છે; તે સાથે બીજા માટે નહિ પણ તમારા આત્માની તૃપ્તિ માટે એ કામ કરજો. જેમનામાં આવી દઢ શ્રદ્ધા હોય તે જ પાયાના પથરા થઇ શકે. પાયામાં દફનાઇ ગયા વિના આત્મતૃપ્તિ નથી, જીવન નથી. તમારી વેડછીની તાલીમનું નિવેદન વાંચી મને પણ વેડછીમાં ભણવાનું મન થયું. તમે એવી કેળવણી મેળવી શકયા તે માટે તમને ધન્યવાદ આપું છું. આ ઉપરાંત તમે સચ્ચાઇપૂર્વક માંગી હકીકતો મોકલીને તમારી નબળાઇઓ પણ ઢાંકી નથી ને સાફ દિલી બતાવી છે તે માટે પણ તમને ધન્યવાદ આપું છું. તમે આવતી કાલના ઘડનારા છો. ભાવિ ગૂજરાતના તમે વિધાતા છો; અને વર્ધા યોજનાના ઘડનારાએ ગૂજરાત કે હિંદ નહિ પણ માનવજાતની આવતી કાલ સુધારવાનાં ભવ્ય સ્વપ્નાં સેવી આ વર્ધા યોજના ઘડી છે. એ યોજનાને મૂર્તિમંત કરવામાં તમે બધા જેટલો સક્રિય ફાળો આપશો તેટલે અંશે જગતનું કલ્યાણ જ થવાનું છે એવી મારી શ્રદ્ધા છે. *

**નાનાભાઈ ભટ્ટ**

* "સ્થાનિક સ્વરાજ" પત્રિકાના મે-૧૯૪૧ ના અંકમાંથી.

# મૌલાના ઓબેદુલ્લા

**મૌ. ઓબેદુલ્લા સિંધીનું નામ આજે હિન્દી રાજકારણની ક્ષિતિજ પર એક અણિશુદ્ધ રાષ્ટ્રવાદી મુસ્લિમ તરીકે ચમકી રહ્યું છે. હિન્દમાંથી અનેક ક્રાંતિકારીઓ વિદેશ ઘૂમી આવેલ છે અને એમ. એન. રોય તથા વીર સાવરકર જેવા કેટલાક હિન્દ પાછા આવેલ છે. પણ અહીં આવ્યા બાદ તેમની રાષ્ટ્રીયતા અખંડિત જળવાઇ રહી નથી; એમાં કોઇ પક્ષ, કોઇ કોમ, કોઇ વાદ ઘૂસી જતાં એ અણીશુદ્ધ રાષ્ટ્રવાદી રહી શક્યા નથી; જ્યારે ઓબેદુલ્લા સિંધી બાવીસ બાવીસ વર્ષની રખડપાટ પછી યે અણીશુદ્ધ રાષ્ટ્રવાદી તરીકે હિન્દ પાછા ફર્યા છે એ હિન્દ માટે મગરૂબીની વાત છે.**

## શ્રી. ઓબેદુલ્લાના સ્વમુખે કહેવાયલી આત્મકહાણી

### શીખમાંથી મુસ્લિમ

'શિયાળકોટમાં એક પ્રતિષ્ઠિત શીખને ઘેર મારો જન્મ. પિતા તો નાનપણમાં ગુમાવી દીધેલ, સગાંવહાલાંમાં કોઇ જ ન હતું; એક માત્ર મા હતી. સોળ વર્ષની ઉંમરે હું મુસલમાન બની ગયો.'

### 'ઓબેદુલ્લા' નામનો ભેદ

"હા, પણ એની પાછળ એક વિચિત્ર ઇતિહાસ છે. મારો એક આર્યસમાજી મિત્ર હતો. નામ અનંતરામ, એણે મને આર્યસમાજીસ્ટ બનાવવા એક પુસ્તક વાંચવા આપેલું. એ પુસ્તકનું નામ 'તોફાતુલ હિન્દ' જાણીને આશ્ચર્ય થાય તેમ છે, પણ એ પુસ્તકના લેખક એક મુસલમાન હતા. મુસલમાન હોવા છતાં એમણે એમાં મુસ્લિમ અને હિન્દુ ધર્મની તુલના કરીને હિન્દુ ધર્મ શ્રેષ્ઠ છે, એમ પ્રતિપાદન કર્યું હતું. પણ એ તુલનામાં એમણે વેદને જ પ્રાધાન્ય આપીને અન્ય હિન્દુ ધર્મશાસ્ત્રો, પુરાણો વગેરેને ભૂલભર્યાં દર્શાવ્યાં હતાં. વાંચતાં વાંચતાં તો મને હિન્દુ ધર્મ પ્રત્યે નફરત વધી; પણ સાથોસાથ એ તુલનામાં જ્યાં જ્યાં કુરાનનો ઉલ્લેખ આવતો હતો એ મને આકર્ષતો ગયો. કુરાનની મારા પર સરસ છાપ પડતી ગઈ. અને એ પુસ્તક પૂરું કર્યું ત્યારે મેં આર્યસમાજીસ્ટ બનવાને બદલે મુસ્લિમ બનવાનું જ નક્કી કર્યું. હું મુસલમાન બન્યો. એ પુસ્તકના લેખકનું નામ ઓબેદુલ્લા હતું. તેની યાદમાં મેં મારું નામ ઓબેદુલ્લા રાખ્યું.'

### 'સિંધી' અટકનો ભેદ

"હું મુસલમાન બન્યો, પણ શીખ મુસલમાન બને એટલે પંજાબમાં એ રહી શકે નહિ. હું ભાગ્યો, સિંધ ગયો, સિંધના એક ગામડામાં ભટકતો હતો. સાંજનો વખત હતો, એમ ને એમ ચાલ્યો જતો હતો ત્યાં એક સાંઇ મળ્યા. એમણે કહ્યું: 'બચ્ચા! કહાં જા રહા હૈ?' મેં કહ્યું: 'વૈસે હી ઘૂમતા ફિરતા હૂં.' વધારે પૂછતાં મેં મારી વાત રજુ

કરી. એમણે કહ્યું: ' અલ્લાહ કે લિયે તુમને માબાપ હૂં. ' મને તેમણે આશરો આપ્યો. એમનું નામ મહમદ સિદિક. એ મારા મુર્શિદ બન્યા. એ સિંધી હતા. સિંધમાં મને આશ્રય મળ્યો, તેથી મેં અટક અપનાવી " સિંધી. "

### મા અને દિકરો.

" હું ભલે મુસ્લિમ થયો, પણ એ મારી મા અને હું એનો બાળક ઓછો જ મટી જવાનો હતો ? સિંધમાં સ્થિર થયા પછી માને હું તેડી લાવેલો, મા વર્ષો સુધી મારી સાથે રહેલાં; મા રોટી પકાવી દેતાં, હું ખાતો; એમની પૂરેપુરી આમન્યા પાળતો. એ એમનો ધર્મ પાળતાં, ' હું મારો ધર્મ પાળતો, પણ... ' એક વખત બહારથી હું ઘેર આવ્યો, મા બેઠી બેઠી રડતી હતી. મેં પૂછ્યું: ' મા કેમ રડે છે ? ' એણે રડતાં રડતાં કહ્યું: ' બચ્ચા, તું તો મુસલમાન બની ગયો; મારા મોત બાદ બ્રાહ્મણને તું ગાય કેવી રીતે દઈશ અને મારો જીવ કેમ ગતિ પામશે ? ' હું કાંઇ જ ન બોલ્યો. સાંજે એક ગાય ખરીદીને બ્રાહ્મણ સાથે ઘરને આંગણે ઊભો રહ્યો. મેં કહ્યું: ' મા ! તારા મૃત્યુ બાદ કોને ખબર શું થશે ? તારા જીવતાં તારે જ હાથે બ્રાહ્મણને ગાય આપી દે એટલે નિરાંત.' " મુઝે શર્મ આતી હૈ. પર જો મૈં કર સકતા થા તો અપને હાથોંસે હી કરતા થા. " માની આંખમાંથી આંસુ ટપકી પડ્યાં.

### કુરાનનો અભ્યાસ

' પણ હજી સુધી હું સાચો મુસલમાન બન્યો ન હતો. હું કાંઇ આ મુસલમાનોની મુસલમાની શીખવા મુસ્લિમ બન્યો ન હતો. આથી મેં ખુદ કુરાનનો જ અભ્યાસ કરવાનો નિર્ણય કર્યો. પણ કુરાન તો અરેબીક ભાષામાં હતું. મેં દેઓબંદ ( યુ. પી. )ની અરેબીક યુનિવર્સિટીમાં અરબ્બીનો અભ્યાસ શરૂ કર્યો. રાતદિવસ ન જોયાં. અમારા મૌલવી મહમુદ હસન, શેખ-અલ-હિંદ હતા. સાત વર્ષનો અભ્યાસ મેં ત્રણ વર્ષમાં પતાવ્યો. પરીક્ષા આપતાં મારો એ વખતે જે નંબર આવેલો એટલો હજી સુધી કોઇ વિદ્યાર્થીએ મેળવ્યો નથી.

' આ પછી મેં કુરાન પઢવું શરૂ કર્યું: સાત વર્ષ સુધી અભ્યાસ કર્યો. પણ *અભ્યાસ કરતો ગયો તેમ તેમ શંકાઓ વધતી ગઇ. અને કુરાનમાં યકીન ન બેઠો. એવામાં* ૨૦૦ વર્ષ પહેલાં દિલ્હીમાં થઇ ગયેલ વલી ઉલ્લાહ નામના એક મુસ્લિમ ફિલસૂફનું કુરાનનું વિવરણ કરતું પુસ્તક મારા હાથ આવ્યું. એમણે જે રીતે કુરાનનો અર્થ સમજાવ્યો છે તેવો આજ સુધી કોઇએ નથી સમજાવ્યો. એમણે કુરાનને આખું વેદાંતની રીતે ઘટાવેલ છે. અને એ વાંચ્યા પછી તો જૈન, શૈવ, વૈષ્ણવ, વેદાંતી, શીખ, બૌદ્ધ, બધા ધર્મોનાં તત્ત્વો એક જ લાગ્યાં. અને એ બધાં તત્ત્વોનો એક જ સાર માત્ર મેં તારવ્યો કે **' ઇન્સાનિયત કી ખિદમત કી જાય તો અંદરસે હી પરમાત્મા મિલ જાય. '**

### જીવનકાર્યની શરૂઆત

' આ પછી જ મારે માટે જીવનનો કોયડો ઊભો થયો. મને ઇસ્લામ ધર્મ બરાબર સમજાયો. પણ હું મુસ્લિમ બનેલો તે વખતના ઇસ્લામ કરતાં એ જુદો હતો. એ ઇસ્લામ ધર્મ માટે મારે કંઇ કરવાનું રહેતું ન હતું. પણ હું શીખ કોમમાં જન્મ્યો હતો, શીખ

બચ્ચાને દૂધમાં જ પાવામાં આવે છે કે પંજાબ શીખનું છે અને શીખ માટે એ તારે મેળવવાનું છે. એ માટે શીખ-મુસ્લિમ વચ્ચે ઝગડા ચાલે છે.

## સત્તર વર્ષ સિંધમાં

'પણ હવે હું ન તો શીખ માટે કાંઇ કરવા તૈયાર હતો કે ન તો મુસ્લિમો માટે કાંઇ કરવા તૈયાર હતો. વિચાર કરતાં જણાયું કે શીખ-મુસ્લિમને બઝાડનાર પરાયા છે. તો એની સામે જ કાં ન લડું ? એમાંથી હિંદની આઝાદી હાંસલ કરવાના વિચાર પર આવી પહોંચ્યો. મારો મોરચો બદલાયો. શીખનું કેન્દ્ર લાહોર, તેમ બ્રિટિશ સરકારની રાજધાની દિલ્હી. આથી મેં દિલ્હીમાં પડાવ નાખ્યો. મારા મુર્શીદ દેઓબંદીના માલાના મહમુદ હસનની દોરવણી નીચે કામ શરૂ કર્યું. બે ત્રણ વર્ષ દિલ્હીમાં રહ્યા બાદ એમની આજ્ઞા અનુસાર સિંધમાં ૧૮ વર્ષ સુધી કામ કર્યું. પણ પછી સિંધમાં કામ કરવા જેવી સ્થિતિ ન રહી અને હું કાબૂલ પહોંચ્યો '

## અફઘાનિસ્તાનમાં

'કાબુલમાં ગયા પછી પણ મારા મગજમાં પાન-ઇસ્લામીઝ જ ઘૂમતું હતું. પણ એ વખતના ત્યાંના અમીર હબીબુલ્લાહે ( અમીર અમાનુલ્લાખાનના પિતાએ ) મને ચેતવ્યો. એ કહેઃ આ તું શું કરી રહ્યો છે ? આ રીતે તો હિન્દના ભાગલા પડી જશે. આમ તારા દેશનો ઉદ્ધાર નહિ થાય. એ માટે તમારે પરદેશી સરકારને કાઢવી પડશે. એ માટે હિન્દુ-મુસ્લિમ બન્ને એક બની કામ કરશો તો જ તમારો એક દિવસે ઉદ્ધાર થશે. પાન-ઇસ્લામીઝમથી તારી મુરાદ સફળ નહિ થાય. હિંદને માટે તો એક રાષ્ટ્રવાદ જ તરણોપાય છે.' આવી અમારી ઘણી ચર્ચાઓને અંતે હબીબુલ્લાહ મને એમની વાત સમજાવી શક્યા. મેં પાન-ઇસ્લામીઝમ છોડયું અને સંપૂર્ણ રાષ્ટ્રવાદી બન્યો.

'હિંદમાં રાષ્ટ્રવાદની રીતે કામ કરનાર એક માત્ર સંસ્થા કૉન્ગ્રેસ હતી. અફઘાનિસ્તાનમાં બેઠાં બેઠાં મેં કૉન્ગ્રેસને મારી સંસ્થા બનાવી. પણ મારો આત્મા કામ માગતો હતો. હિંદ તો જઇ શકું તેમ ન હતો. આથી અફઘાનિસ્તાનમાં જ કૉન્ગ્રેસ કમિટીની સ્થાપના કરી. સભ્યો નોંધ્યા, કૉન્ગ્રેસના સિદ્ધાંતોનો પ્રચાર કર્યો. ૧૯૨૨માં ગયા અધિવેશન વખતે અમારી અફઘાનિસ્તાનની કમિટીનો કૉન્ગ્રેસે સ્વીકાર કર્યો.

## રશિયામાં

'પણ પછી આ રીતે કાબૂલમાં રહી શકાય તેમ ન હતું. ૧૯૨૨ માં મેં યુરોપ તરફ પ્રયાણ કર્યું. એ વખતે યુરોપમાં રશિયાની ક્રાન્તિની બોલબોલા હતી. હું ત્યાં કૉન્ગ્રેસવાદી તરીકે ગયો. ત્યાં જ મને આપણી કૉન્ગ્રેસનું મહત્ત્વ સમજાયું. એ સમયે રશિયામાં કોઇ પોતાના દીન-ધર્મને બતાવી શકતું ન હતું. હું મુસ્લિમ હતો, પણ ત્યાં દાઢી રાખીને જાહેર રીતે મુસ્લિમ તરીકે રહી શકું તેમ ન હતો. પણ એક માત્ર ઇન્ડીઅન નેશનલ કૉન્ગ્રેસના નામને ખાતર મને દાઢીવાળાને-એક ઇસ્લામ ધર્મી છતાં રશિયાની સરકારે પોતાને ત્યાં ઉતાર્યો, સાત મહિના સુધી પરરાષ્ટ્રના એલચીની જેમ સાચવ્યો. એ બધું એક માત્ર કૉન્ગ્રેસના નામ પર. શું રશિયામાં કે શું બીજે, કોઇ હિન્દની બીજી સંસ્થાને ઓળખતું નથી, સિવાય કે ઇન્ડીઅન નેશનલ કૉન્ગ્રેસ.'

'ત્યાં સાત માસ રહ્યા બાદ યુરોપમાં પાછો ફર્યો. ઇટાલી વગેરે દેશો ઘૂમતો ઘૂમતો ટર્કી આવ્યો.'

× × ×

## ટર્કીનો બોધપાઠ

'ઘૂમતો ઘૂમતો ટર્કી પહોંચ્યો. ત્યાં એ વખતે ઇન્કલાબ ચાલી રહ્યો હતો, કમાલ આતાતુર્ક એનો આગેવાન હતો. એણે થોડા જ વર્ષમાં આખા તુર્કીની કાયાપલટ કરી નાખી. જૂના ધર્મમાં સબડતા મુસ્લિમોને એણે રાષ્ટ્રવાદી બનાવી દીધા. ત્યાં મેં પણ કામ કર્યું. પણ કામ કરવા કરતાં એક મુસલમાન રાષ્ટ્ર સંપૂર્ણ રાષ્ટ્રવાદી કેમ બન્યો એનો અભ્યાસ કર્યો અને હિંદના મુસ્લિમોને રાષ્ટ્રવાદી કેવી રીતે બનાવી શકાય એની મેં મનમાં વિચારણાઓ કરી, યોજનાઓ ઘડી, અને ત્યાંથી જ એનો ચોક્કસ ખ્યાલ મેળવ્યો. આ રીતે ચાર સાલ ટર્કીમાં કાઢી.'

## મક્કા-મદીનામાં

'એ પછી હું મક્કા આવ્યો. મક્કા-મદિના ૧૨ વર્ષ સુધી રહ્યો. સાત વર્ષ સુધી મેં ફરીથી ઇસ્લામનો અભ્યાસ કર્યો. પણ એનો એક શબ્દ પણ ન લખ્યો. એ પછીનાં વર્ષ લખવા પઢવામાં ગાળ્યાં. 'આઝાદી હિન્દુસ્તાનકી' નામક અરબ્બીમાં એક પુસ્તક લખ્યું, હું હવે મઝહબને રાષ્ટ્રની રીતે જ જોતો થયો હતો. મને થતું હતું કે મઝહબી સરમુખત્યારીએ માણસોને કચડી માર્યાં છે, દિલ-દિમાગ ઠેકાણે રહેવા નથી દીધાં. એની સામે ઝંડો ઉઠાવવાનો નિર્ણય મક્કા-મદિનાની પાક ભૂમિમાં જ કરી એક યોજના ઘડી.'

## બાવીસ વર્ષે હિંદમાં

૧૯૩૯ માં કોંગ્રેસની સરકાર આવતાં, મારા પરથી પ્રતિબંધ ઉઠાવી લેવામાં આવ્યો અને હું મક્કાથી દેશ પાછો ફર્યો. બરાબર ૨૨ વર્ષે આ ભૂમિ પર પગ મૂકયો. હિંદ કેટલો પલટાઇ ગયો હતો? અહીં આવ્યા પછી બે વર્ષથી મારા જેવાને સંઘરતી નીડર સંસ્થા જામિયા મીલિયામાં બેઠો છું. હવે ધીમે ધીમે કામ કરવા વિચાર છે.'

## હિંદની આઝાદીની ધૂન

'હિંદુસ્તાનની આઝાદી જ મેં જીવનમંત્ર બનાવ્યો છે. એની સાધના જ મારે કરવાની છે. જેટલા વર્ષ જીવવાનું છે એટલાંનો કેમ સદુપયોગ કરવો એ જ મારા દિમાગમાં ઘૂમ્યા કરે છે. થાય છે કે ઇન્સાનની થાય એટલી સેવા કરી લઉં.'

## થાક નથી લાગતો?

'થાક હું સમજ્યો જ નથી. માબાપ બનનાર મારા મુર્શીદનું મારા પર હજી ઋણ અદા કરવા હવે પછી હું સિંધમાં કામ કરવા માગું છું, પણ એ કામ હું સભાઓ અને ભાષણો કરવામાં સમાવતો નથી. હું તો ઇચ્છું છું કે સિંધના ગામડે ગામડે નહિ પણ ઘર ઘર ઘૂમી વળું અને ઇન્સાનની સેવા કર્યા કરું. અને જીવતો રહું તો મારું સ્થાન ત્યાંનાં ઘરોમાં હશે, જાહેર સપાટી પર નહિ.'

મૌલાનાનો સંદેશ છે: **'જો ઇન્સાન જમીન કે રહનેવાલોં પર રહમ કરતા હૈ, અલ્લાહ ઉસ પર રહમ કરેગા.'**

[ તા. ૫-૭-૪૧ ના "ફૂલછાબ"માંથી. ] ઝવેરચંદ મેઘાણી

# આવતા માસની કાર્યદિશા

(૧) વાર્ષિક નિવેદનો ઑગસ્ટના પહેલા અઠવાડીઆમાં તૈયાર કરી તમારા જૂથ મારફત ખાતા તરફ તુર્ત મોકલી આપો.

(૨) સને ૧૯૪૦–૪૧ માં મંજૂર કરેલા અંદાજ પ્રમાણેનો ખર્ચ તમારા વ્યવસ્થાપક મંડળ પાસે મંજૂર કરાવો. રૂા. ૭૫) ઉપરાંતના અંદાજવાળાઓએ હાથ પર રાખેલી રકમના ખર્ચની પાવતીઓ વ્યવસ્થાપક મંડળમાં મંજૂર કરાવ્યા બાદ પુસ્તકાલય ખાતા તરફ તપાસવા માટે મોકલી આપો.

(૩) ઑગસ્ટના પહેલા અઠવાડીઆમાં નવા વર્ષના અંદાજ માટે વાર્ષિક સભા બોલાવી તેમાં નવા વર્ષનું અંદાજપત્ર ખાતાના ધારાધોરણને અનુસરી બનાવો તથા નવા વર્ષનું વ્યવસ્થાપક મંડળ ચૂંટો.

(૪) અંદાજપત્રોમાં વર્તમાનપત્રો, પુસ્તકો, સામયિકો, લાકડી સામાન, રમતો, ઇતર સાહિત્યની યાદીઓ જરૂર સામેલ રાખો.

(૫) અંદાજપત્રો જૂથની સભામાં ચર્ચી સહકારના ધોરણે શકય તે ફેરફાર કરી ઑગસ્ટ આખર સુધીમાં ખાતા તરફ મોકલવાં.

(૬) જુલાઇ આખરે તમામ દફતરો, શિલકી સામાન, પુસ્તકો વગેરે વ્યવસ્થિત કરો. શિલ્કી સામાન તથા પુસ્તકોની મેળવણી બદલ જે તે રજીસ્ટરો પર શેરા કરી પ્રમુખ–મંત્રીની સહીઓ કરાવો.

(૭) રોજમેળ ને ખાતાવહીઓ ઉપરથી સંસ્થાની મિલ્કતની તારીજ કાઢી નવા વર્ષે તેની ખાતાવહીમાં નોંધ લેવી.

(૮) અંદાજપત્રો તથા નિવેદનોની બે પ્રતો આ માસિકના છેવટના ભાગમાં જોડીને રાજ્યનાં તમામ મદદ મેળવતાં અગર મદદ નહિ લેનારાં પુસ્તકાલયોને મોકલી છે તેમાં હકીકત ભરી મોકલવી.

વડોદરા,
તા. ૨૧–૬–૪૧

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

સૂચના નં. ૨૮ સને ૧૯૪૦–૪૧

## વિષય

### સાર્વજનિક પુસ્તકાલયોનાં અંદાજપત્રો મંજૂર કરતી વખતે લક્ષમાં લેવાનારી બાબતો

*રાજ્યની મદદ મેળવનારાં તમામ સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓને વિનંતિ*

**ઑગસ્ટ ૧૯૪૧ આખર સુધીમાં અંદાજો મોકલવા બાબત.**

કરવામાં આવે છે કે પોતાના પુસ્તકાલયના ૧૯૪૧–૪૨ નાં અંદાજપત્રો "પુસ્તકાલય" માસિકના જુલાઇ ૧૯૪૧ માસના અંકમાં છાપેલા નમુના પ્રમાણે બે પ્રતો તૈયાર કરી પુસ્તકાલય ખાતા તરફ ઓગસ્ટ માસની આખર તારીખ સુધીમાં મોકલી આપવા તેઓ મહેરબાનીથી તજવીજ કરશે.

**અંદાજમાં થતા ફેરફારની ગેરસમજ દૂર થવા બાબત.**

પુસ્તકાલય ખાતા તરફથી અંદાજ મંજૂર કરતી વખતે કોઈ પત્ર કે સામયિક કાઢી નાખવામાં આવે છે ત્યારે એમ માનવામાં આવે છે કે આ બાબતમાં ખાતાએ મનસ્વી તજવીજ કરી છે. ખરું જોતાં તેમ થતું નથી. અંદાજો મંજૂર કરતા અગાઉ કેટલીક અગત્યની બાબતો તરફ દર વર્ષે વ્યવસ્થાપકોનું ધ્યાન દોરવામાં આવે છે. અને એવી કોઈ બાબત તેમના તરફથી વિચારાઇ ન હોય અને તેમ કરવું પુસ્તકાલયની પ્રગતિની દૃષ્ટિએ ઇષ્ટ લાગે તો અંદાજ મંજૂર કરતી વખતે ઘટિત ફેરફાર થાય છે. મંજૂર કરેલું અંદાજપત્ર પુસ્તકાલય તરફ પહોંચ્યા બાદ તેમને નિયમને અનુસરીને બીજી વધઘટ કરવી હોય તો તે પણ કરાવી શકે છે. સબબ આ ગેરસમજૂત દૂર થાય તે માટે આ સૂચના પુસ્તકાલયના જાહેર કાર્યકરો માટે પ્રસિદ્ધ કરવામાં આવી છે.

**અંદાજ મંજૂર કરતી વખતે લક્ષમાં લેવાનારી બાબતો.**

અંદાજ મંજૂર કરતી વખતે પુસ્તકાલય ખાતુ નીચેની બાબતોનો વિચાર કરી અંદાજ મંજૂર કરશે. તો આશા છે કે પુસ્તકાલયના સંચાલકો અંદાજો બનાવતી વખતે ખાસ તે બાબતો લક્ષમાં લેશે.

(૧) સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવાના નિયમોની કલમ ૧૮, ૧૯ તથા ખાતાના અંગે થએલી છેલ્લી સૂચના નં. ૪૬ સને ૧૯૩૯–૪૦ "પુસ્તકાલય" માસિકના જુલાઇ ૧૯૪૦ ના અંકમાં પ્રસિદ્ધ થયા પ્રમાણે બનતા સુધી જે તે પુસ્તકાલયે અંદાજ ગોઠવતી વખતે ખર્ચની રકમો માટે ટકાવારી જાળવવી જોઇએ.

(૨) પુસ્તકાલયની સ્થળ સ્થિતિ, વાચકોનું પ્રમાણ, પુસ્તકાલયની નિવેદનો મોકલવાની નિયમિતતા, જૂથમંડળ કે મહાલ મંડળની કરેલી કામગીરી, અંદાજની સહકારના ધોરણે કરેલી ગોઠવણી, તપાસણી અધિકારી તરફથી લેવાયલા વાંધાના નિકાલ વગેરે વ્યવસ્થાની બાબતોનો ઘટિત વિચાર કરી અંદાજો મંજૂર કરવામાં આવે છે.

(૩) વર્તમાનપત્ર અને સામયિક વિભાગમાં બાળકો માટે એકાદ માસિક ખર્ચની મર્યાદામાં રહીને પુસ્તકાલયોએ વસાવવું જ જોઇએ. કારણ, મોટા ભાગે આપણી શાળાઓમાં જ આ પુસ્તકાલયો છે અને બાળકો તેનો બહોળો ઉપયોગ કરે છે.

(૪) પુસ્તકોમાં પણ બાળકો, બહેનો, સામાન્ય થોડું ભણેલા માણસો સમજી શકે તેવા બાળોપયોગી, સ્ત્રીઉપયોગી અને સામાન્ય પ્રૌઢોને ઉપયોગી સાહિત્ય અવશ્ય થોડું ઘણું દર વર્ષે વસાવવું જ જોઇએ.

(૫) છેલ્લા ત્રણ વર્ષમાં સરકાર પંચાયતની મદદ જે મળી હશે તેની સરેરાશમાં જ ચાલુ સાલે પણ મદદ મળશે. વધારે માગણી હશે તો તે નછૂટકે કાપવી પડશે. અને તે પ્રમાણે ખર્ચની બાબતમાં પણ જુદે જુદે સ્થળે કપાત કરી પુસ્તકો, માસિકો કે ઇતર સાહિત્ય કમી કરવું પડશે.

(૬) કાયમનિધિની રકમ ખાતાએ માન્ય કરેલ સ્થળે મુકાયેલી હોવી જોઇએ, અગર તેથી કાંઇ વિરુદ્ધ હકીકત હોય તો તે દર્શાવવી જોઇએ અને મંજૂરી મળી હોય તો મંજૂરીની નકલ પણ સામેલ રાખવી જોઇએ.

(૭) લોકમદદની નીમે રકમ કાયમનિધિ ખાતે દર વર્ષે મૂકવી જોઇએ.

ઉપરની બાબતોને અનુલક્ષીને સાર્વજનિક પુસ્તકાલયોનાં સને ૧૯૪૧-૪૨ નાં અંદાજો મંજૂર થશે તો આશા છે કે પુસ્તકાલયો પોતાનાં અંદાજો વ્યવસ્થિત રીતે બનાવી મોકલી આપશે. તારીખ ૨૧ માહે જુન સને ૧૯૪૧.

| | | |
|---|---|---|
| વડોદરા,<br>તા. ૨૧-૬-૧૯૪૧ | ઉ. મો. પટેલ<br>મદદનીશ વ્યવસ્થાપક. | त्र्यं. दि. वाकनीस<br>વ્યવસ્થાપક. |

---

## સૂચના નં. ૨૯ સને ૧૯૪૦-૪૧

## વિષય

### વાર્ષિક નિવેદનો મોકલવા બાબત

**સને ૧૯૪૦-૪૧ નાં વાર્ષિક નિવેદનો પુસ્તકાલય ખાતા તરફ મોકલવા.**

સને ૧૯૪૦-૪૧ ની સાલનાં વાર્ષિક નિવેદનો વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો વેળાસર મોકલે તેમ જ હકીકત મોકલવામાં અનુકૂળતા થાય એ હેતુથી તેનાં ફોર્મો ચાલુ માસના પુસ્તકાલયના અંકમાં છેવટના ભાગમાં સાંધેલાં છે તે કાઢી લઈ તેનો ઉપયોગ કરવો.

આ અંક રાજ્યનાં તમામ પુસ્તકાલયોને ( મદદ મેળવતાં અને ન મેળવતાં ) મોકલવા " પુસ્તકાલય " માસિકના વ્યવસ્થાપકોએ ઉદારતા બતાવી છે.

**નિવેદનો તૈયાર કરવા બાબત.**

આશા છે કે આ નિવેદનો જે તે પુસ્તકાલયના મંત્રીઓ તૈયાર કરી એક પ્રત પોતાને ત્યાં રાખી બીજી પ્રત પુસ્તકાલય ખાતા તરફ પોતાના જૂથ મારફત ઑગસ્ટ માસની તારીખ પંદર પહેલાં મોકલી આપવા ચૂકશે નહિ.

**મહાલ મંડળ અને રા. મહાલ શાળાધિકારી સાહેબોએ સહકાર આપવા બાબત.**

રાજ્યનાં જુદાં જુદાં મહાલ અને જૂથ પુસ્તકાલય મંડળો, તેમ જ રા. મહાલ શાળાધિકારી સા. પણ આ બાબતમાં પોતાની સ્થળસીમામાં આવેલાં પુસ્તકાલયોને ઘટિત સૂચના આપી સૌને જાગૃત રાખી ઉપર જણાવેલી તારીખ સુધીમાં નિવેદનો પુસ્તકાલય ખાતા તરફ બીનચૂક મોકલી આપવામાં જરૂરી સહકાર આપશે.

| | |
|---|---|
| વડોદરા,<br>તા. ૨૧-૬-૪૧ | ઉ. મો. પટેલ<br>મદદનીશ વ્યવસ્થાપક |

## સૂચના અંક ૩૦ સન '૪૦-૪૧

# વિષય

## પુસ્તકાલયોની ડિરેક્ટરી

અખિલ હિંદનાં પુસ્તકાલયોની ડિરેક્ટરી તૈયાર કરવા માટેની પ્રશ્નાવલિ ભરી તા. ૩૦ એપ્રિલ ૧૯૪૧ સુધીમાં અત્રે મોકલવા સૂચના અંક ૨૧ સન ૪૦-૪૧ નો એપ્રિલ ૧૯૪૧ ના અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવેલી હતી પરંતુ કેટલાંક ગ્રામ પુસ્તકાલયોની હકિકત અદ્યાપિ આવેલી નહી હોવાથી આ સૂચના ફરીથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

કારણ

જે પુસ્તકાલયની હકિકત ભરી મોકલવામાં આવેલી નહી હોય તે પુસ્તકાલયની તા. ૩૧ જુલાઇ ૧૯૪૧ સુધીમાં હકિકત ભરી બીનચૂક અત્રે મોકલવા પ્રબંધ કરવો.

**હકિકત મોકલવાની મુદ્દત**

જૂથ પુસ્તકાલય મંડળના મંત્રીએ પોતાના જૂથમાંનાં તમામ પુસ્તકાલયોએ પ્રશ્નાવલિ ભરી મોકલ્યાની ખાત્રી કરવી.

**જૂથમંડળની કામગિરી**

વડોદરા
તા. ૨-૭-૧૯૪૧

**प्र. खं. परळीकर**
અ. મદદનીશ-વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૩૧ સન '૪૦-૪૧

# વિષય

## રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયો માટે "સંદેશ" અને 'સેવક" પત્રનાં લવાજમના ઘટાડા બાબત

અમદાવાદથી પ્રગટ થતા "સંદેશ" અને "સેવક" પત્રના વ્યવસ્થાપકે તેમના તા. ૪ ૭-૪૧ ના પત્રથી, તેમનાં પત્રોનું વાર્ષિક લવાજમ તેમના સર્વસાધારણ દરો જે અનુક્રમે રૂા. ૧૯-૮-૦ અને રૂા. ૧૧-૦-૦ છે તેમાં ઘટાડો કરી રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયો માટે અનુક્રમે રૂા ૧૮-૦-૦ અને રૂા. ૯-૦-૦ માં આપવા જણાવ્યું છે. તેમજ **"સંદેશ"** પત્રના વાર્ષિક ગ્રાહક થનારને વાર્ષિક **દીપોત્સવી ખાસ અંક ભેટ** આપવા જણાવ્યું છે.

સબબ રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયોને ઉપરની જાણ થવા અને ઓછા લવાજમનો તેમજ ઓછી લોકમદદમાં દૈનિક પત્ર મેળવવાની ખાહેશ રાખતાં પુસ્તકાલયોને આ યોજનાનો બની શકતો લાભ લેવા ભલામણ કરવામાં આવે છે.

વડોદરા
તા. ૪-૭-'૪૧

**ર્ડ. મો. પટેલ**
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૩૨ સને ૧૯૪૦–૪૧

# વિષય

## ૧૯૪૦-૪૧ માં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો

સામાન્ય રીતે પુસ્તકોની પસંદગી કરતી વખતે પુસ્તકાલયના મંત્રી-ગ્રંથપાલો પુસ્તકપ્રકાશકો તરફથી અવારનવાર થતી જાહેરાતો તેમજ તેમનાં સૂચિપત્રો પરથી પુસ્તકોની પસંદગી કરે છે. એથી કેટલીક વાર, બહુ વખત પર પ્રસિદ્ધ થયેલાં અને પોતાના પુસ્તકાલયમાં પણ કદાચ હોય તેવાં પુસ્તકો પસંદ થવાનો સંભવ છે. આમ ન થાય તે માટે ૧૯૪૦-૪૧ ના વર્ષ દરમિયાનમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની વિષયવાર યાદી આ નીચે આપી છે, કે જેથી નવીન પ્રકટ થયેલાં પુસ્તકો પસંદ કરવાની સરળતા થાય.

ઉપર પ્રમાણે આ યાદી પ્રસિદ્ધ કરવાનો ઉદ્દેશ છે. તેમાં લેખકોના ક્રમાનુસાર અથવા કોઇ ચોક્કસ ક્રમપૂર્વક આ યાદી અપાઇ નથી. પણ જે તે વિષયના શરૂભાગમાં તાજેતરમાં જ આવેલાં પુસ્તકો પ્રથમ અપાયેલાં આ યાદીમાં જણાશે. આ યાદી તૈયાર કરવામાં "પુસ્તકાલય" માસિકના તંત્રી શ્રી. મણિભાઇ વ્યાસની ખાસ મદદ લેવામાં આવી છે. આશા છે કે તે પુસ્તકાલયોને ઉપયોગી નીવડશે.

| | લેખક | કિંમત |
|---|---|---|
| **ટૂંકી વાર્તા–નવલકથા-નાટક** | | |
| પતિપત્ની | ટાગોર | ૨–૮–૦ |
| કમલિની | ચાર ઉત્કૃષ્ટ બં. લેખકો | ૩–૦–૦ |
| આનંદી | મૂ. લે. રવીન્દ્રનાથ ટાગોર | ૨–૮–૦ |
| વિભાવરી | મૂ. લે. રવીન્દ્રનાથ ઠાકુર | ૨–૮–૦ |
| રંભા | જેઠાલાલ નારાયણ ત્રિવેદી | ૧–૪–૦ |
| મુક્તિદાર | રમણીકલાલ જ. દલાલ | ૧–૪–૦ |
| શયતાન | મૂ. લે. ટૉલ્સ્ટૉય | ૧–૦–૦ |
| ધની વણકર અને બીજી વાતો | ઉછરંગરાય ઓઝા | ૧–૮–૦ |
| વાંક વિનાની | ચંદ્રકાન્ત જી. મહેતા | ૨–૦–૦ |
| છલા | ભગવાનદાસ સાહિત્યવિલાસી | ૧–૮–૦ |
| ઘટમાળ | પ્રમોદ બી. એ. | ૨–૦–૦ |
| સમ્રાટ વિક્રમ અથવા અવંતિપતિ | જેઠાલાલ ના. ત્રિવેદી | ૨–૦–૦ |
| રાધારાણી | મૂ. લે. બંકિમબાબુ | ૦–૮–૦ |
| લખેશરી | ગોકુલદાસ દ્વા. રાયચુરા | ૨–૮–૦ |
| ઇશ્વરનું ખૂન | દિવ્યાનંદ | ૨–૪–૦ |
| બહેન | મૂ. લે. બંકિમબાબુ | ૩–૮–૦ |
| હૃદયવિભૂતિ | રમણલાલ વ. દેસાઇ | ૨–૮–૦ |
| જીવનનાં વહેણ | રસિકલાલ છો. પરીખ | ૨–૮–૦ |
| રાજદુલારી | બંકિમબાબુ | ૨–૮–૦ |
| મારાં મનની મોજ | ચંદ્રકાન્ત ગૌ. ભટ્ટ. | ૨–૦–૦ |

| | | |
|---|---|---|
| સોરઠી સોમનાથ | દયાશંકર ભ. કવિ | ૧–૮–૦ |
| જવનિકા | જયંતિ દલાલ | ૦–૮–૦ |
| ધરતી વહુ | મૂ. લે. પ્રભાવતીદેવી સરસ્વતી | ૧–૮–૦ |
| હિમાલયસ્વરૂપ | હંસા મહેતા | ૧–૦–૦ |
| તણખા (નવી આવૃત્તિ) | ધૂમકેતુ | ૧–૮–૦ |
| સોરઠ તારાં વહેતાં પાણી | મેઘાણી | ૨–૮–૦ |
| દુર્ગા* | શરદ્‌બાબુ | ૨–૮–૦ |
| મોહિની | ભો. ર. દ્વિવેદીઆ | ૩–૦–૦ |
| ભાભી | ટાગોર | ૩–૦–૦ |
| રંગલીલા (નાટક) | કલમ મંડળ | ૦-૧૪-૦ |
| ગંગાનાં નીર | ચન્દ્ર વસાવડા | ૨–૮–૦ |
| કાઠિયાવાડની લોકવાર્તાઓ ભા. ૨ જો | ગો. દા. રાયચુરા | ૧–૮–૦ |
| જીવનનું ઝેર | હરજીવન સોમૈયા | ૨–૦–૦ |
| પલ્લવ | દુર્ગેશ શુક્લ | ૨–૦–૦ |
| પિયાસી | સુન્દરમ્ | ૨–૮–૦ |
| સંભાવિત સુંદરલાલ (નાટક) | વીરમિત્ર દ્વિવેદીઆ | ૧–૪–૦ |
| સમિધ | જાણીતા લેખકો | ૧–૮–૦ |
| ચૌલાદેવી | ધૂમકેતુ | ૨–૮–૦ |
| પુત્રજન્મ | ગુણવંતરાય આચાર્ય | ૨–૮–૦ |
| તુલસીક્યારો | ઝવેરચંદ મેઘાણી | ૨–૮–૦ |
| જયસોમનાથ | કનૈયાલાલ મુનશી | ૩–૦–૦ |
| વહેમી (નાટક) | વ્યોમેશચંદ્ર પાઠકજી | ૦–૮–૦ |

* આ પુસ્તક આ અગાઉ જ્ઞાનદા નામથી બહાર પડી ગયું છે.

| | | |
|---|---|---|
| ચાર અધ્યાય અને માલંચ | કવિવર ટાગોર | ૧-૧૨-૦ |
| શૌર્યનાં તેજ | મનુભાઇ જોધાણી | ૧-૧૨-૦ |
| પશ્ચિમના સમરાંગણે | હરજીવન સોમૈયા | ૧–૮–૦ |
| પારકાં જણ્યાં | ઉમાશંકર જોષી | ૦-૧૨-૦ |
| સુભગા | સીતારામ શર્મા | ૨–૮–૦ |
| **હાસ્ય-કટાક્ષ-રમુજ** | | |
| રંગતરંગ ભા. ૧–૨–૩–૪ | જ્યોતીન્દ્ર હ. દવે | ૫–૦–૦ |
| પાનગોષ્ઠિ | ધૂમકેતુ | ૧–૮–૦ |
| રમતારામ | બેકાર | ૨–૦–૦ |
| મીઠી નજરે | ધનસુખલાલ મહેતા | ૧–૮–૦ |
| **ધર્મ–નીતિ** | | |
| જીવનશોધન | કિશોરલાલ ઘ. મશરૂવાળા | ૧–૪–૦ |
| ક્રિશ્ચિયન મિશન્સ | ગાંધીજી | ૨–૦–૦ |
| સર્વોદય | ,, | ૦–૧-૬ |
| વાલ્મીકિનો જય | ,, | ૦–૬–૦ |
| પશુમાંથી દેવ | (મૂળલેખક જેમ્સ એલન) | ૦-૧૨-૦ |
| આધ્યાત્મિક પકવાન્ન | કાન્તિલાલ મ. ગાંધી | અમૂલ્ય |
| શ્રી માતાજી સાથે વાર્તાલાપ | શ્રી માતાજી | ૨–૦–૦ |
| ગીતામંથન | કિશોરલાલ મશરૂવાળા | ૧–૪–૦ |
| ગીતાબોધ | ગાંધીજી | ૦–૨–૬ |
| સૂત્રાવલિ | શ્રી. અરવિંદ | ૦–૪–૦ |
| પાપ–પુણ્ય અને સંયમ | ગોપાલદાસ જીવાભાઇ | ૦-૧૨-૦ |
| મંગળ પ્રભાત | ગાંધીજી | ૦-૧–૦ |
| ભક્તિયોગ | શ્રી. અરવિંદ | ૧–૮–૦ |
| ગુરુમુખવાણી | સં. મહારાજ શ્રી ગોપાળરામ | ૧–૪–૦ |

## જીવનચરિત્રો

| | | |
|---|---|---|
| સહજાનંદ સ્વામી (બીજી આવૃત્તિ) | કિ. ધ. મશરૂવાળા | ૦-૧૦-૦ |
| સત્યના પ્રયોગો અથવા આત્મ-કથા (દેવનાગરી લિપિમાં) | ગાંધીજી | ૦-૧૪-૦ |
| ઇસુ ખ્રિસ્ત | કિશોરલાલ ધ. મશરૂવાળા | ૦-૬-૦ |
| એક સત્યવીરની આત્મકથા | ગાંધીજી | ૦-૧-૦ |
| નાના ફડનવીસ, પ્રતાપ (પાવાગઢ સાથે) | રમણલાલ વ. દેસાઇ | ૧-૦-૦ |
| મહાત્મા સરયૂદાસજી, ભૂધર-ભક્ત, તથા જાનકીદાસજી | ભિક્ષુ—અખંડાનંદ | ૦-૧૦-૦ |
| હેમચંદ્રાચાર્ય | ધૂમકેતુ | ૧-૮-૦ |
| ભારતની મહાન જ્યોતિઓ | એમ. એફ. હમદાની | ૦-૩-૦ |
| વર્તમાન યુગના વિધાયકો | શારદાપ્રસાદ વર્મા | ૦-૧૦-૦ |
| કવિચરિત ભા. ૧-૨ | કેશવરામ કા. શાસ્ત્રી | ૧-૦-૦ |
| જવાહરલાલ નહેરૂ | લાભુબહેન મહેતા | ૦-૮-૦ |
| આપવીતી | ધર્માનંદ કોશાંબી | ૧-૪-૦ |
| બુદ્ધલીલાસારસંગ્રહ | કિ. ધ મશરૂવાળા | ૦ ૧૦-૦ |
| સ્વાતંત્ર્યવીર સાવરકર | ચંદ્રગુપ્ત વેદાલંકાર | ૦-૮-૦ |
| સ્થૂલિભદ્ર | જયભિખ્ખુ | ૨-૮-૦ |
| મૌલાના મહમદઅલી | " ગરીબ " | ૧-૪-૦ |

## બાલોપયોગી

| | | |
|---|---|---|
| નાનકડો કનુ | વિમળાબહેન સેતલવડ | ૦-૩-૦ |
| વિનુભાઇ અને કલાબહેન | " | ૦-૩-૦ |
| હંસાકુમારી | " | ૦-૩-૦ |
| ફૂલવાડી | નરહરિપ્રસાદ ભટ્ટ | ૦-૪-૦ |
| ગુજરાતી બીજી ચોપડી | ગૂજરાત વિદ્યાપીઠ | ૦-૭-૦ |
| " પાંચમી છઠ્ઠી ચોપડી | " | |

| | | |
|---|---|---|
| કીર્તિમંદિર | કેશવલાલ લ. શાહ | ૦-૬-૦ |
| વિદ્યાર્થીવાચનમાળા શ્રેણી ૧૦મી | જયભિખ્ખુ | ૨-૦-૦ |
| જનપદ | મનુભાઇ જોધાણી | ૦-૧૨-૦ |
| કૂતરાંની કહાણી | રમણલાલ ના. શાહ | ૦-૮-૦ |
| કિશોરવાર્તાવલી | " | ૦-૬-૦ |
| શિશુ સા. માળાનો સેટ ૧થી૫૦ | બાળલેખકો | ૮-૧૧-૬ |
| વાચનપ્રવેશપોથી ભા. ૧-૨ | રતિલાલ શ. અધ્વર્યુ દરેકનો | ૦-૧-૩ |
| ગણિત પ્રવેશપોથી ભા. ૧લો | " | ૦-૧-૩ |
| આવાની મજા | મૂળજીભાઇ ભક્ત | ૦-૨-૦ |
| ખોવાએલો રાજકુમાર | " | ૦-૨-૦ |
| હું રાજા થયો | " | ૦-૨-૦ |
| બાળવાર્તાવલિ | હંસા મહેતા | ૧-૦-૦ |
| સારી રીતભાત | રા. બ. ગો. હા. દેસાઈ | ૦-૪-૦ |
| વાંચવાની મજા (૮ પુસ્તિકાઓ) | મૂળજીભાઇ ભક્ત દરેકનાં | ૦-૨-૩ |
| કાસમ ચાઉસ | હિંમતલાલ મર્થક | ૦-૪-૦ |
| કલમની પીંછીથી | ગિજુભાઇ | ૦-૪-૦ |
| હરતાં ફરતાં | સોમાભાઇ ભાવસાર | ૦-૪-૦ |
| ચિત્રલેખા | નાગરદાસ ઇ. પટેલ | ૦-૪-૦ |
| ગરવી ગુજરાત | " | ૦-૩-૦ |
| માણસ | હિં. યુ. શાહ | ૦-૬-૦ |

## સાહિત્ય

| | | |
|---|---|---|
| સાહિત્યવિચાર | આ. બા. ધ્રુવ | ૧-૦-૦ |
| સાહિત્ય અને વિવેચન ભા. ૨ જો | કેશવલાલ હ. ધ્રુવ | ૧-૦-૦ |
| રશ્મિકલાપ (સાહિત્યવિભાગ) | પ્રહ્લાદ ચં. દીવાનજી | ૨-૮-૦ |

## રાજકીય

| | | |
|---|---|---|
| હિંદ સ્વરાજ | ગાંધીજી | ૦-૪-૦ |
| રાજ્ય અને રાજકારણ | હરકાન્ત શુક્લ | ૬-૮-૦ |

| | | |
|---|---|---|
| નાઝીરાજ | ચંદ્રભાઈ કા. ભટ્ટ | ૧-૧૨-૦ |
| હિંદુસ્તાનનો રાજકારભાર | ચિમનલાલ મ. ડૉક્ટર | ૧-૬-૦ |

**કાવ્યો**

| | | |
|---|---|---|
| રાસચંદ્રિકા | કવિશ્રી અ. ફ. ખબરદાર | ૦-૮-૦ |
| રાષ્ટ્રિકા | ” | ૨-૮-૦ |
| દર્શનિકા | ” | ૨-૮-૦ |
| કલ્યાણિકા | ” | ૨-૦-૦ |
| ભારતનો ટંકાર | ” | ૧-૦-૦ |
| ભજનિકા | ” | ૨-૦-૦ |
| રસધાર | જેહાંગીર માણેકજી દેસાઇ | ૧-૦-૦ |
| અર્જ‌પાની માધુરી | સ્વપ્નસ્થ | ૧-૦-૦ |
| મહાસભાનાં ગીતો | ચિ. પ્રા. ભટ્ટ | ૦-૧-૬ |
| બાલભજનાવલિ | શંકરલાલ દા. પરીખ | ૦-૩-૦ |

**શિક્ષણ**

| | | |
|---|---|---|
| મારી વ્યાપક કેળવણી | ચંદુભાઇ રાવજીભાઇ પટેલ | ૧-૪-૦ |
| ઇંગ્લીશ પ્રવેશપોથી ભા. ૧ થી ૬ | ઉપેન્દ્ર આર. અધ્વર્યુ | દરેકનો ૦-૧-૬ |
| સહશિક્ષણ | રણજિતભાઇ એમ. પટેલ | ૦-૧-૬ |
| એક્રિક ઇંગ્લીશ (પુ. ૯ મું) | હરિકૃષ્ણ વ્યાસ | ૨-૦-૦ |

**વ્યાપાર ઉદ્યોગ**

| | | |
|---|---|---|
| હુન્નરઉદ્યોગ અને વ્યાપાર | ડુંગરશી ધરમશી સંપટ | ૧૦-૦-૦ |
| કાગળ | જયંતકુમાર યાજ્ઞિક | ૧-૦-૦ |

**ઐતિહાસિક**

| | | |
|---|---|---|
| દ. આફ્રિકના સત્યાગ્રહનો ઇતિહાસ ( દ્વિ. ખંડ ) | ગાંધીજી | ૧-૦-૦ |
| સ્વાધ્યાય ( દ્વિ. ખંડ ) | કે. હિં. કામદાર | ૩-૦-૦ |

**વૈદક અને આરોગ્ય**

| | | |
|---|---|---|
| બ્રહ્મચર્ય મીમાંસા | જટાશંકર નાન્દી | ૩-૮-૦ |
| સો વર્ષ જીવવાની કળા | ” | ૧-૮-૦ |
| શરીરરચનાનું રહસ્ય | ધનવંત ઓઝા | ૧-૪-૦ |
| ઉપવાસ કેમ અને ક્યારે ? | હરજીવન સોમૈયા | ૧-૪-૦ |
| નિસર્ગોપચાર અને ઉગ્ર રોગો | રમણલાલ એન્જીનિયર | ૧-૮-૦ |
| નિસર્ગોપચાર | ડૉ. સાકરલાલ તુ. યાજ્ઞિક | ૦-૧૨-૦ |
| ગામડાનું આરોગ્ય કેમ સુધરે ? | કેશવલાલ ચ. પટેલ | ૦-૧-૬ |
| દૂધ | ડૉ. નરસિંહ મૂ. શાહ | ૦-૬-૦ |
| યૌગિક જીવન | હરિભાઇ ના. પટેલ | ૦-૬-૦ |

**પ્રકીર્ણ**

| | | |
|---|---|---|
| બુદ્ધિપ્રકાશ લેખસંગ્રહ | રસિકલાલ છો. પરીખ | ૧-૦-૦ |
| માનવજીવનનો ઉષઃકાળ | અશોક હર્ષ | ૦-૭-૦ |
| અંબુભાઇના પત્રો | અંબાલાલ બા. પુરાણી | ૦-૧૨-૦ |
| બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા. ૧ લાની પૂરવણી | જીવરામ જોષી | ૦-૧૨-૦ |
| હિંદુસ્તાની પ્રારંભ | સંતોકલાલ ભટ્ટ | ૦-૬-૦ |
| સ્વદેશી સમાજ | કવિવર ટાગોર | ૦-૮-૦ |
| ગ્રામ પંચાયતનો કાયદો | નરહરિ પરીખ | ૦-૪-૦ |
| યંત્રની મર્યાદા | નરહરિ પરીખ | ૦-૧૪-૦ |
| ખિસ્સાકોષ | મગનભાઇ દેસાઈ | ૦-૬-૦ |
| ઊધઈનું જીવન | કિ. ઘ. મશરૂવાળા | ૦-૧૦-૦ |
| ગજવે ઘૂમતો કોષ | ત્રિપાઠી અને વોરા | ૧-૪-૦ |
| શુભસંગ્રહ ભા. ૯ મો | ભિક્ષુ–અખંડાનંદ | ૨-૦-૦ |
| ખેડૂત કર્જ નિયમન નિબંધ નિયમ ( સટીક ) | વી. ભ. વાકડે | ૨-૦-૦ |
| સરળ ધારાપોથી | મોદી | ૨-૮-૦ |

વડોદરા,
તા. ૯–૭–૪૧

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૩૩ સન '૪૦–૪૧

## વિષય

### આરોગ્ય માસિક પુસ્તકાલયો માટે મંજુર કર્યા બાબત

આરોગ્ય માસિક જે શાહ માણેકલાલ કરસનદાસ–તંત્રી અને વ્યવસ્થાપક, આરોગ્ય, મામાની પોળ, વડોદરા એમના તરફથી બહાર પડે છે અને જેનું લવાજમ વાર્ષિક રૂા. ૨) બે છે, તે રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો માટે મંજુર કરવામાં આવે છે.

વડોદરા,
તા. ૧૦–૭–૪૧

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૩૪ સન '૪૦–૪૧

## વિષય

### પુસ્તકની એકથી વધારે પ્રત રાખવા બાબત

૧ નવીન પુસ્તકાલયો મંજૂર કરવામાં આવે છે તેમના માટે નવીન પુસ્તકોનો સેટ ઠરેલા ધોરણ પ્રમાણે જે તે નવીન પુસ્તકાલય તરફ મોકલવામાં આવે છે. આ પુસ્તકાલય પાસે પ્રથમના વાચનાલયમાંનાં આવેલાં પુસ્તકો કોઈ પ્રસંગે હોય છે, જેથી એક જ જાતનાં પુસ્તકો બેવડાતાં હોવાથી તે બાબત લખાપડી કરવામાં આવે છે તે બંધ કરવા માટે આથી જે તે પુસ્તકાલયોના સંચાલકોને જણાવવામાં આવે છે કે જે પુસ્તકાલયોમાં એક જ જાતન પુસ્તકોની એકથી વધારે પ્રતો હશે તો તેનો વાંધો ખાતા તરફથી લેવામાં આવશે નહિં એટલે આ બાબત આશા છે કે પુસ્તકાલયો લખાપડી કરશે નહિ અને જે પુસ્તકો વધુ. સંખ્યામાં હોય તેનું વિશેષ વાચન સમાજમાં કરાવશે.

વડોદરા,
તા. ૫–૭–'૪૧

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૩૫ સન '૪૦–૪૧

## વિષય

### પુસ્તકાલય માસિક મહાલ શાળાધિકારી સાહેબોને આપવા બાબત

વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો સરકારમદદથી ચાલતાં હોય તેની દફતર તપાસણી અને દેખરેખ જે તે મહાલના રા. મહાલ શાળાધિકારી સા. મારફત લેવાનું ઠરેલું હોવાથી તેમને છેલ્લા એક વર્ષથી પુસ્તકાલય ખાતાના સૂચના સરક્યુલરો મોકલવામાં આવતાં, પરંતુ પુસ્તકાલયને લગતાં વ્યવહાર માર્ગદર્શનો, પુસ્તકપરિચય, નવીન ફાલ વગેરે સાહિત્યથી આ તપાસનીશોને વાકેફ રાખવામાં આવે તો કામ વધારે સરળ બને એમ કરનાળી મુકામે મહાલ શાળાધિકારી સા. ની સમિતિમાં ઠરેલું તે આધારે અમે પુસ્તકાલય સહાયક સહકારી મંડળના વ્યવસ્થાપક મંડળને વિનંતિ કરતાં હાલ છ માસ માટે તેઓએ માસિક પ્રત્યેક રા. મહાલ શાળાધિકારી સા. ને મોકલી આપવા સ્વીકાર્યું છે. 'પુસ્તકાલય' માસિક હવે દરેક રા. મહાલ શાળાધિકારી સા. ને મળશે એટલે તેઓ ડિસેમ્બર સુધીમાં પોતાની તપાસણી પૂરી કરશે એવી આશા છે. પુસ્તકાલયોનાં અંદાજો, યાદીઓ, હિસાબો વગેરેમાં ઘટિત મદદ કરશે એવી આશા છે.

વડોદરા,
તા. ૯–૭–૧૯૪૧

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

# ખાસ ઘટાડેલી કિંમતે આપવાનાં છે

## માત્ર જૂજ પ્રતો સિલક છે

પાછળથી નહિ મળે માટે આજે જ મંગાવીને વસાવો

| મૂળ કિંમત | પુસ્તકનું નામ | લેવાની કિંમત |
|---|---|---|
| રૂ. આ. | | રૂ. આ. |
| ૭– ૦ | ૮૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલી ભા. ૧ લો | ૫– ૪ |
| ૫– ૦ | ૪૮૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલી ભા. ૨ જો | ૩–૧૨ |
| ૩– ૦ | વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ | ૧– ૮ |
| ૦–૧૪ | કસરત અને આરોગ્ય | ૦– ૭ |
| ૦– ૩ | નળદમયંતી | ૦– ૨ |
| ૧– ૧ | પ્રગતિને પંથે | ૦– ૮ |
| ૦–૧૧ | ભૂરચના | ૦– ૫ |
| ૧– ૧ | વિદ્યાશાળા | ૦– ૮ |
| ૦– ૬ | સિંહ | ૦– ૩ |
| ૦–૧૪ | આહારશાસ્ત્ર | ૦– ૭ |
| ૦–૧૪ | બાળકેળવણી | ૦– ૭ |
| ૦–૧૨ | તારાશાસ્ત્ર | ૦– ૬ |
| ૦– ૬ | રામાયણ રહસ્ય | ૦– ૩ |
| ૦– ૬ | શ્રેષ્ઠ સલાહકાર ભા ૨ જો | ૦– ૩ |
| ૦–૧૧ | મધુમક્ષિકા અને ભ્રમર | ૦– ૫ |
| ૦–૧૪ | ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિહાસ | ૦– ૭ |
| ૦–૧૩ | કેટલાક રોગો—ભા. ૩ જો | ૦– ૬ |
| ૧– ૮ | વીર ગાર્ફીલ્ડ | ૧– ૦ |
| ૦–૧૪ | માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણ | ૦– ૭ |
| ૧– ૫ | રોગ અને આરોગ્ય | ૦–૧૦ |
| ૦–૧૩ | માટીનો પ્રાકૃતિક ઇતિહાસ | ૦– ૬ |
| ૮–૧૧ | શિક્ષણનો શાસ્ત્રાર્થ | ૦– ૫ |
| ૦–૧૨ | હિંદના ઇતિહાસની વાતો | ૦– ૬ |
| ૦– ૮ | હાડપિંજર | ૦– ૪ |
| ૦– ૫ | પરિમલ | ૦– ૩ |
| ૦–૧૨ | વીરકથાઓ | ૦– ૮ |
| ૨– ૦ | ફૂલછાબ | ૦–૧૦ |
| ૧– ૦ | અ. સૌ. કુમારી | ૦–૧૦ |
| ૦–૧૦ | મદનમંદિર | ૦– ૬ |
| ૧– ૮ | વૈયાસિક ન્યાયમાળા | ૦–૧૨ |
| ૧– ૨ | મોન્ટેસરી પદ્ધતિનો આત્મા | ૦– ૯ |
| ૦– ૫ | આર્યોની ઓળખાણ | ૦– ૨ |
| ૧–૧૨ | બુકર ટી. વૉશિંગ્ટન | ૧– ૦ |
| ૧– ૮ | બાલવિજ્ઞાન ભાગ ૩ જો | ૧– ૪ |
| ૨– ૦ | અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો | ૧– ૦ |
| 1– 8 | Flowers of Life | 1– 0 |

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.** રાવપુરા, **વડોદરા**

# પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ

( સહકારી મંડળીઓ સંબંધી નિબંધ અન્વયે વડોદરામાં નોંધાયલું. )

## રજાઓની યાદી

## ૧૯૪૧

| | | |
|---|---|---|
| શ્રાવણી, નાળિયેરી પુનમ | ... ૭ મી ઓગસ્ટ | ગુરૂવાર |
| જન્માષ્ટમી | ... ૧૪ મી ,, | ગુરૂવાર |
| ગોકુલ અષ્ટમી | ... ૧૫ મી ,, | શુક્રવાર |
| ગણેશ ચતુર્થી | ... ૨૬ મી ,, | મંગળવાર |
| શ્રી ગણપતિ વિસર્જન સ્વારી | ... ૪ થી સપ્ટેંબર | ગુરૂવાર |
| વિજયાદશમી | ... ૨૯ મી ,, | સોમવાર |
| દિવાળી | ... ૧૮ મી ઓક્ટોબર | શનિવાર |
| ,, | ... ૨૦ મી ,, | સોમવાર |
| ,, | ... ૨૧ મી ,, | મંગળવાર |
| ,, | ... ૨૨ મી ,, | બુધવાર |
| ,, | ... ૨૩ મી ,, | ગુરૂવાર |
| ,, | ... ૨૪ મી ,, | શુક્રવાર |
| ,, | ... ૨૫ મી ,, | શનીવાર |
| પ્રબોધિની એકાદશી | ... ૩૦ મી ,, | ગુરુવાર |

## ૧૯૪૨

| | | |
|---|---|---|
| ન્યુ ઈયર્સ ડે | ... ૧ લી જાન્યુઆરી | ગુરૂવાર |
| સ્વ. મહારાજા સાહેબનો હીરક મહોત્સવ દિવસ | ... ૩ જી ,, | શનિવાર |
| *શ્રી. મહારાજા સાહેબનો જન્મદિવસ | | |
| મકર સંક્રાંતિ | ... ૧૪ મી ,, | બુધવાર |
| વસંત પંચમી | ... ૨૧ મી ,, | બુધવાર |
| મહોરમ | ... ૨૮ મી ,, | બુધવાર |
| શ્રીમંત મહારાજા સાહેબનો ગાદીનો વાઢ દિવસ | ... ૭ મી ફેબ્રુઆરી | શનિવાર |
| મહાશિવરાત્રી | ... ૧૩ મી ,, | શુક્રવાર |
| હોળી | ... ૨ જી ,, | સોમવાર |
| | ... ૩ જી ,, | મંગળવાર |
| | ... ૪ થી ,, | બુધવાર |
| રંગ પંચમી | ... ૭ મી ,, | શનિવાર |
| ગુડી પાવો | ... ૧૭ મી ,, | મંગળવાર |
| રામ નવમી | ... ૨૬ મી ,, | ગુરૂવાર |
| ઇસ્ટર | ... ૬ ઠ્ઠી એપ્રિલ | સોમવાર |
| *ના. શહેનશાહનો જન્મદિવસ | ... જુન | |
| અષાઢી એકાદશી | ... ૨૪ મી જુલાઇ | શુક્રવાર |

વડોદરા
૧૨ મી જુલાઇ ૧૯૪૧

વા. ના. અમીન
મંત્રી

* રાજ્ય તરફથી મુકરર કરવામાં આવે તે દિવસ.

# પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિ.

**પો. બો. નં. ૧૦, રાવપુરા–વડોદરા**

**અમારે ત્યાંથી મળી શકતાં પુસ્તકોમાંથી ખાસ ચૂંટી કાઢેલાં ઉત્તમ નવાં પુસ્તકોની યાદી.**

**સન ૧૯૪૦–૪૧ માં પ્રસિદ્ધ થયેલાં**

| પુસ્તકનું નામ | કર્તા વા પ્રકાશક | કિંમત |
|---|---|---|
| ઈશુખ્રિસ્ત | મશરૂવાળા | ૦–૬–૦ |
| જીવનશોધન | „ | ૧–૪–૦ |
| હિંદસ્વરાજ | ગાંધીજી | ૦–૪–૦ |
| નાના ફડનવીસ, પાવાગઢ, પ્રતાપ | ર. વ. દેસાઈ | ૧–૦–૦ |
| કમલિની | ચાર બંગાળી લેખકો | ૩–૦–૦ |
| રંભા | જેઠાલાલ ત્રિવેદી | ૧–૪–૦ |
| પશુમાંથી દેવ | મોહનલાલ ગાંધી | ૦–૧૨–૦ |
| ધની વણકર અને બીજી વાતો | ઉ. કે. ઓઝા | ૧–૦–૦ |
| રાસચંદ્રિકા | ખબરદાર | ૧–૪–૦ |
| ઈશ્વરનું ખૂન | દિવ્યાનંદ | ૨–૪–૦ |
| લખેશરી | રાયચુરા | ૨–૮–૦ |
| રંગતરંગ ભા. ૧ થી ૪ | જ્યોતિંદ્ર દવે | ૫–૦–૦ |
| કાગળ | જ. યાજ્ઞિક | ૧–૦–૦ |
| મહાત્મા સરયુદાસજી ભૂધરભક્ત તથા જાનકીદાસજી | સ. સા. કાર્યાલય | ૦–૧૦–૦ |
| ગામગોષ્ટી | વિઠ્ઠલદાસ કોઠારી | ૦–૬–૦ |
| ગુજરાત વિદ્યાપીઠ પુ. ૧–૨–૫–૬–૭ | નવજીવન કાર્યા. | ૧–૭–૦ |
| Status of Indian Princes: | Pyarelal | ૦–૪–૦ |
| Christian Missions: | Gandhiji | ૨–૦–૦ |
| આનંદી | ટાગોર | ૨–૮–૦ |
| હિમાલયસ્વરૂપ | સૌ. હંસા મહેતા | ૧–૦–૦ |
| ઇંગ્લિશ પ્રવેશપોથી ભા. ૧ થી ૬ | ઉપેન્દ્ર અધ્વર્યુ | ૦–૯–૦ |

| પુસ્તકનું નામ | કર્તા વા પ્રકાશક | કિંમત |
|---|---|---|
| રાજ્ય અને રાજકારણ | હરકાંત શુક્લ | ૬–૮–૦ |
| રાજદુલારી | બંકિમ બાબુ | ૨–૮–૦ |
| સોરઠી સોમનાથ | દયાશંકર કવિ | ૧–૮–૦ |
| નાઝીરાજ | ચં. કા. ભટ્ટ | ૧–૧૨–૦ |
| મુક્તિદ્વાર | ગૂર્જરગ્રંથ કાર્યા. | ૧–૪–૦ |
| વાંકવિનાની | ચં. જી. મહેતા | ૨–૦–૦ |
| સો વર્ષ જીવવાની કળા | જ. નાન્દી | ૧–૮–૦ |
| જીવનનાં વહેણ | ર. છો. પરીખ | ૨–૮–૦ |
| અંબુભાઈના પત્રો | અં. પુરાણી | ૦–૧૨–૦ |
| વર્તમાન યુગના વિધાયકો | શારદાપ્રસાદ વર્મા | ૦–૧૦–૦ |
| હૃદયવિભૂતિ | ર. વ. દેસાઈ | ૨–૮–૦ |
| બાલ સાહિત્ય સર્વ સંગ્રહ ભાગ ૧ લાની પૂરવણી | | ૦–૧૨–૦ |
| કવિ શામળ | વ. સા. સભા | ૨–૦–૦ |
| મારી વ્યાપક કેળવણી | નવજીવન કા. | ૧–૪–૦ |
| એક સત્યવીરની કથા | ગાંધીજી | ૦–૧–૦ |
| નવલિકા | જયંતિ દલાલ | ૦ ૮— |
| વિભાવરી | રવિન્દ્ર. ટાગોર | ૨–૮–૦ |
| વિદ્યાર્થી વાંચનમાળા શ્રેણી ૧૦ મી | ગૂર્જર ગ્રં. કા. | ૨–૦–૦ |
| પાનગોષ્ટી | ધૂમકેતુ | ૧–૮–૦ |
| સર્વોદય | ગાંધીજી | ૦–૧–૬ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | કાકા કાલેલકર | ૦–૩–૦ |
| વાલ્મીકિનો જય | નવજીવન કા. | ૦–૬–૦ |
| અવંતિપતિ | જેઠાલાલ ત્રિવેદી | ૨–૮–૦ |
| ઇલા | જી. અ. મહેતા | ૧–૮–૦ |
| રાધારાણી | બંકિમબાબુ | ૦–૮–૦ |

| | | |
|---|---|---|
| શયતાન | ટૉલસ્ટૉય | ૧–૦–૦ |
| હેમચંદ્રાચાર્ય | ધૂમકેતુ | ૧–૮–૦ |
| રમતારામ | બેકાર | ૨–૦–૦ |
| બહેન | બંકિમબાબુ | ૩–૮–૦ |
| રાષ્ટ્રિકા | ખબરદાર | ૨–૮–૦ |
| હુન્નરઉદ્યોગ અને વ્યાપાર | ડુંગરશી સંપટ | ૧૦–૦–૦ |
| ગીતામંથન | મશરૂવાળા | ૧–૪–૦ |
| આપવીતી | ધર્માનંદ કોસંબી | ૧–૪–૦ |
| ગીતાબોધ | ગાંધીજી | ૦–૧–૬ |
| સ્વદેશી સમાજ | ટાગોર | ૦–૬–૦ |
| ગ્રામ ભજનમંડળી | નવજીવન કા. | ૦–૨–૦ |
| ગ્રામ પંચાયતનો કાયદો | નરહરિ પરીખ | ૦–૪–૦ |
| દુર્ગા | શરદબાબુ | ૨–૮–૦ |
| મોહિની | બો. ર. દ્વિવેદીઆ | ૩–૦–૦ |
| ભાભી | ટાગોર | ૩–૦–૦ |
| દર્શનિકા | ખબરદાર | ૩–૦–૦ |
| રંગલીલા | કલમ મંડળ | ૦–૧૪–૦ |
| પરાગ | યુગાંતર કા. | ૧–૦–૦ |
| શુભ સં. ભા. ૯ મો | સ. સા. વ. કા. | ૨–૦–૦ |
| ગંગાનાં નીર | ઇન્દ્ર વસાવડા | ૨–૮–૦ |
| કાઠીઆવાડની લોકવાર્તાઓ ભા. ૨ જો | રાયચુરા | ૧–૮–૦ |
| જીવનનું ઝેર | ભારતી સા. સંઘ | ૨–૦–૦ |
| પલ્લવ | દુર્ગેશ શુક્લ | ૦–૧૨–૦ |
| યંત્રની મર્યાદા | નરહરિ પરીખ | ૦–૧૪–૦ |
| પાપ પુણ્ય અને સંયમ | નવજીવન કા. | ૦–૧૨–૦ |
| ખિસ્સાકોશ | ,, | ૦–૬–૦ |
| સહજાનંદસ્વામી | મશરૂવાળા | ૦–૧૦–૦ |
| ઉધઈનું જીવન | ,, | ૦–૧૦–૦ |
| મંગળપ્રભાત | ગાંધીજી | ૦–૧–૦ |
| મહાસભાનાં ગીતો | નવજીવન કા. | ૦–૧–૬ |
| ગજવે ઘૂમતો શબ્દકોશ | ત્રિપાઠી અને વોરા | ૧–૪–૦ |
| બાળવાર્તાવલિ | સૌ. હંસા મહેતા | ૧–૦–૦ |
| પિયાસી | સુંદરમ્ | ૨–૮–૦ |
| સંભાવિત સુંદરલાલ | ગૂ. ગ્રંથ કાર્યા. | ૧–૪–૦ |
| કલાનો નાદ | સ્ત્રીશક્તિ કા. | ૧–૪–૦ |
| ચૌલાદેવી | ધૂમકેતુ | ૨–૮–૦ |
| પુત્રજન્મ | ગુ. આચાર્ય | ૨–૮–૦ |
| બાલભજનાવલિ | શં. દા. પરીખ | ૦–૩–૦ |
| તુલસીક્યારો | મેઘાણી | ૨–૮–૦ |
| જયસોમનાથ | ક. મા. મુન્શી | ૩–૦–૦ |
| બાલકુંજના પાઠો | પુ.સ.સ.મં.લિ. | ૦–૪–૦ |
| સારી રીતભાત | ,, | ૦–૪–૦ |
| બેઝીક ઇંગ્લિશ | હરિકૃષ્ણ વ્યાસ | ૫–૦–૦ |
| શૌર્યનાં તેજ | મ. જોધાણી | ૧–૮–૦ |
| માણુસ | બાલસખા કા. | ૦–૬–૦ |
| ચાર અધ્યાય | ટાગોર | ૧–૧૨–૦ |
| બ્રહ્મચર્યમીમાંસા | જટાશંકર નાન્દી | ૩–૮–૦ |
| ૮૦ દિવસમાં પૃથ્વી પ્રદક્ષિણા | મું. મો. ભટ્ટ | ૦–૮–૦ |
| દાલચીવડાનું હાસ્યદફતર | રાયચુરા | ૧–૮–૦ |
| બારીબહાર | પ્રહ્લાદ પારેખ | ૧–૪–૦ |
| કલાનું સ્વપ્ન | એન.એમ.ત્રિપાઠી | ૨–૮–૦ |
| સાહિત્ય વિમર્શ | રા. વિ. પાઠક | ૧–૧૨–૦ |
| કાવ્યની શક્તિ | ,, | ૧–૧૨–૦ |
| વસુંધરા અને બીજી વાતો | ગુ. ઠાકર | ૨–૩–૦ |
| હુએનસંગ | દે. મજમુદાર | ૧–૮–૦ |
| The Indian States problem | Gandhiji | ૪–૦–૦ |
| રાષ્ટ્રીય ઉદ્યોગો | મૃદુલ | ૧–૮–૦ |
| સંતનાં સંસ્મરણો | મિસિસ પોલાક | ૧–૪–૦ |
| ભારતના મહાન વૈજ્ઞાનિકો | સોમપુરા | ૩–૦–૦ |
| લીઝા | ભોગીલાલ ગાંધી | ૨–૦–૦ |
| એકતારો | મેઘાણી | ૧–૦–૦ |
| બચુકડો ઉંદર | વીમળા સેતલવાડ | ૦–૨–૬ |
| નાનકડો કનુ | ,, | ૦–૩–૦ |
| બહાદુર હંસા | ,, | ૦–૩–૦ |

| | | | |
|---|---|---|---|
| વિનુભાઇ અને કલાબ્હેન ,, | ૦-૪-૦ | હિમાલયનો પ્રવાસ | ૧-૦-૦ |
| ગુરુમુખવાણી ગોપાળરામ મહારાજ | ૧-૪-૦ | જીવતા તહેવારો | ૦-૧૨-૦ |
| પુત્રદા અને પારણું વૈદ્ય જાદવજી | ૨-૦-૦ | ઓતરાતી દિવાલો | ૦-૬-૦ |
| નિરંજન ભજનમાળા સ્વા.પ્રકાશાનંદ | ૦-૮-૦ | જીવનવિકાસ | ૨-૮-૦ |
| મીઠી નજરે ધનસુખલાલ મહેતા | ૨-૦-૦ | જીવનનો આનંદ | ૧-૮-૦ |
| ટ્રાવેલર્સ ગાઇડ (ભારતનો ભોમિયો) | ૩-૮-૦ | જીવન ભારતી | ૨-૮-૦ |
| સુખદુઃખનાં સાથી પન્નાલાલ | ૨-૦-૦ | જીવન સંસ્કૃતિ | ૨-૮-૦ |
| પતિપત્ની નિરૂપમાદેવી | ૨-૦-૦ | **કિશોરલાલ મશરૂવાળાનાં પુસ્તકો** | |
| વસુંધરા મૂળજીભાઇ શાહ | ૨-૦-૦ | જીવનશોધન | ૧-૪-૦ |
| ત્રિનેત્ર ,, | ૧-૦-૦ | વિદાય વેળાએ | ૦-૮-૦ |
| આબુનો પ્રવાસ | ૦-૪-૦ | ગાંધી વિચારદોહન | ૦-૮-૦ |
| **ગાંધીજીનાં પુસ્તકો** | | નામાનાં તત્વો | ૨-૮-૦ |
| આત્મકથા | ૧-૦-૦ | કેળવણીના પાયા | ૧-૦-૦ |
| ધર્મમંથન | ૦-૧૨-૦ | ઉધઇનું જીવન | ૦-૧૦-૦ |
| વ્યાપક ધર્મભાવના | ૦-૧૪-૦ | ગીતામંથન | ૧-૪-૦ |
| ખરી કેળવણી | ૦-૧૨-૦ | સત્યમય જીવન | ૦-૧૦-૦ |
| કેળવણીનો કોયડો | ૧-૦-૦ | સહજાનંદ સ્વામી | ૦-૧૦-૦ |
| અહિંસા | ૦-૮-૦ | વાલ્મીકિનો જય | ૦-૬-૦ |
| વર્ણવ્યવસ્થા | ૦-૬-૦ | ગીતાધ્વનિ | ૦-૧-૬ |
| ગોસેવા | ૦-૫-૦ | રામ અને કૃષ્ણ | ૦-૮-૦ |
| નીતિનાશને માર્ગે | ૦-૪-૦ | બુદ્ધ અને મહાવીર | ૦-૬-૦ |
| ત્યાગમૂર્તિ | ૦-૧૨-૦ | ઇશુખ્રિસ્ત | ૦-૬-૦ |
| અનાસક્તિયોગ | ૦-૨-૦ | **રમણલાલ વ. દેસાઇના પુસ્તકો** | |
| ગીતાપદાર્થકોશ | ૦-૪-૦ | જયંત | ૨-૦-૦ |
| ગીતાબોધ | ૦-૧-૬ | શિરીષ | ૨-૮-૦ |
| મંગળ પ્રભાત | ૦-૧-૦ | કોકિલા | ૨-૮-૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦-૨-૦ | હૃદયનાથ | ૨-૮-૦ |
| હિંદ સ્વરાજ | ૦-૪-૦ | સ્નેહયજ્ઞ | ૨-૮-૦ |
| ગામડાની વહારે | ૦-૧-૦ | દિવ્યચક્ષુ | ૨-૮-૦ |
| સંપૂર્ણ દારૂનિષેધ | ૦-૮-૦ | પૂર્ણિમા | ૨-૮-૦ |
| સત્યવીરની કથા | ૦-૧-૦ | ભરેલો અગ્નિ | ૩-૦-૦ |
| **કાકા કાલેલકરનાં પુસ્તકો** | | ગ્રામલક્ષ્મી ભા. ૧ થી ૪ | ૧૦ ૮-૦ |
| લોકમાતા | ૦-૪-૦ | બંસરી | ૨-૮-૦ |
| કાલેલકરના લેખો | ૩-૦-૦ | પત્રલાલસા | ૨-૮-૦ |
| સ્મરણયાત્રા | ૧-૮-૦ | ઠગ | ૨-૮-૦ |

| | |
|---|---|
| ઝાંઝવાં | ૨–૮–૦ |
| પંકજ | ૨–૮–૦ |
| શંકિત હૃદય અને સંયુક્તા | ૨–૮–૦ |
| નિહારિકા | ૨–૦–૦ |
| જીવન અને સાહિત્ય ભા. ૧–૨ | ૫–૦–૦ |
| સુવર્ણરજ | ૩–૦–૦ |
| પરી અને રાજકુમાર | ૧–૮–૦ |
| ક્ષિતિજ (પૂર્વાર્ધ) | ૨–૮–૦ |
| અંજની | ૨–૦–૦ |
| શોભના | ૨–૮–૦ |
| ગ્રામોન્નતિ | ૨–૦–૦ |
| નાના ફડનવીસ, પાવાગઢ, પ્રતાપ | ૧–૦–૦ |
| મારું જીવન અને કાર્યક્ષેત્ર | ૧-૧૨-૦ |

### શ્રી. કનૈયાલાલ મુન્શીનાં પુસ્તકો

| | |
|---|---|
| પાટણની પ્રભુતા | ૨–૮–૦ |
| ગુજરાતનો નાથ | ૩–૦–૦ |
| રાજાધિરાજ | ૩–૮–૦ |
| જય સોમનાથ | ૩–૦–૦ |
| પૃથ્વીવલ્લભ | ૧-૧૨-૦ |
| વેરની વસુલાત | ૩–૦–૦ |
| કોનો વાંક | ૨–૮–૦ |
| સ્વપ્નદ્રષ્ટા | ૨–૮–૦ |
| નર્મદ | ૧–૪–૦ |
| નવલિકાઓ | ૨–૦–૦ |
| બ્રહ્મચર્યાશ્રમ | ૦–૮–૦ |
| આદિવચનો | ૨–૮–૦ |
| થોડાંક રસદર્શનો | ૨–૦–૦ |
| લોપામુદ્રા ભા. ૧ થી ૪ | ૪–૮–૦ |
| નરસૈયો ભક્ત હરિનો | ૧–૮–૦ |
| ગુજરાતની અસ્મિતા | ૧–૦–૦ |
| Gujrat and its Literature | ૧–૦–૦ |

### શ્રી. ધૂમકેતુનાં પુસ્તકો

| | |
|---|---|
| તણખા મંડળ ૧ થી ૪ | ૪–૮–૦ |
| રાજમુગટ | ૨–૦–૦ |
| મલ્લિકા | ૨–૮–૦ |
| અજિતા | ૨–૮–૦ |
| પરાજય | ૨–૮–૦ |
| અવશેષ | ૧–૪–૦ |
| પ્રદીપ | ૧–૮–૦ |
| ત્રિભેટો | ૧–૮–૦ |
| રજકણ | ૧–૪–૦ |
| જલબિંદુ | ૧–૮–૦ |
| જીવનચક્ર | ૧–૪–૦ |
| સર્જન અને ચિંતન | ૧–૪–૦ |
| ચૌલાદેવી | ૨–૮–૦ |
| પગદંડી | ૧–૮–૦ |
| હેમચંદ્રાચાર્ય | ૧–૮–૦ |
| પાનગોષ્ઠી | ૧–૮–૦ |
| ઇતિહાસદર્શન | ૦–૮–૦ |
| ગોવિંદનું ખેતર અને બીજી વાતો | ૦–૨–૦ |
| લખમી અને બીજી વાતો | ૦–૨–૦ |
| રજપૂતાણી અને બીજી વાતો | ૦–૨–૦ |
| નરકેસરી નેપોલીઅન | ૦–૨–૦ |
| પરશુરામ | ૦–૨–૦ |
| પ્રૌઢશિક્ષણની ચાર પોથીઓ | ૦–૫–૬ |

### સોપાનના પુસ્તકો

| | |
|---|---|
| અંતરની વાતો | ૧–૪–૦ |
| સંજીવની | ૨–૦–૦ |
| પ્રાયશ્ચિત્ત ભાગ ૧–૨ | ૫–૦–૦ |
| અંતરની વ્યથા | ૧–૪–૦ |
| મંગલમૂર્તિ | ૨–૦–૦ |
| અખંડ જ્યોત | ૧–૮–૦ |
| લગ્ન—એક સમસ્યા | ૧–૪–૦ |
| ઝાંઝવાનાં જળ | ૧–૪–૦ |
| જાગતા રે'જો ભા. ૧–૨ | ૩–૮–૦ |
| ત્રણ પગલાં | ૨–૮–૦ |

### શ્રી. ઝવેરચંદ મેઘાણીનાં પુસ્તકો

| | |
|---|---|
| વેવિશાળ | ૧–૪–૦ |
| વસુંધરાનાં વહાલાં દવલાં | ૧–૮–૦ |
| સમરાંગણ | ૧–૮–૦ |

રા' ગંગાજળીઓ ૧-૮-૦
ગુજરાતનો જય ૧-૮-૦
ધરતીનું ધાવણ ૨-૦-૦
પુરાતન જ્યોત ૧-૮-૦
તુલસીક્યારો ૨-૮-૦
યુગવંદના ૨-૦-૦
સૌરાષ્ટ્રની રસધાર ભા. ૧ થી ૫ ૭-૮-૦
સોરઠી બ્હારવટીઆ ભા. ૧-૨-૩ ૩-૮-૦
રઢીઆળી રાત ભા. ૧-૨-૩ ૨-૦-૦
ચુંદડી ભા. ૧-૨ ૧-૬-૦
નિરંજન ૨-૦-૦
અપરાધી ૨-૮-૦
સોરઠ તારાં વહેતાં પાણી ૨-૮-૦
કંકાવટી પુ. ૧-૨ ૧-૧૨-૦
રાણો પ્રતાપ ૧-૪-૦
સત્યની શોધમાં ૧-૦-૦
સોરઠી સંતો ૦-૧૨-૦
સોરઠી ગીતકથાઓ ૧-૦-૦
કુરબાનીની કથાઓ ૦-૬-૦
ડોશીમાની વાતો ૦-૮-૦
દાદાજીની વાતો ૦-૮-૦
બિડેલાં દ્વાર ૨-૦-૦
એકતારો ૧-૦-૦

### શ્રી. ગોકુળદાસ રાયચુરાનાં પુસ્તકો

સોરઠી વીરાંગનાની વાતો ૨-૦-૦
સોરઠી લોકવાર્તાઓ ૧-૧૨-૦
કાઠીઆવાડની લોકવાર્તાઓ ભા. ૧-૨ ૩-૦-૦
વ્યાસજીની વાતો ૧-૮-૦
મહરાજ ૧-૮-૦
મહીપાળદેવ ૨-૮-૦
સોરઠરાણી ૧-૮-૦
નગાધિરાજ ૧-૮-૦
કુળદીપક ૧-૮-૦
સોરઠપતિ ૧-૮-૦
સોમનાથની સખાતે ૧-૮-૦
દુહાની રમઝટ ૧-૮-૦
લખેશરી ૨-૮-૦
સ્નેહપૂર્ણા ૩-૦-૦
પ્રેમલીલા ૧-૪-૦
રાયચુરાની રસીલી વાર્તાઓ ૧-૮-૦
રાયચુરાની રસકથાઓ ૧-૮-૦
ગાંધીયુગની વાતો ૦-૧૨-૦
દાલચીવડાની ૧૦ વાતો ૧-૮-૦
દાલચીવડાનો ડાયરો ૧-૮-૦
રાયચુરાની રસભરતી ૨-૮-૦
દાલચીવડાનું હાસ્યદફતર ૧-૮-૦
રાસ મંદિર ૧-૦-૦
કૂચગીતો ૦-૧૦-૦
રસિયાંના રાસ ૧-૦-૦
સંગીતલહરિ ૦-૮-૦

### બંકિમબાબુનાં પુસ્તકો

કપાલકુંડલા ૧-૮-૦
કૃષ્ણકાન્તનું વીલ ૨-૮-૦
દુર્ગેશનંદિની ૨-૦-૦
મનોરમા ૨-૦-૦
રાજમોહન ૧-૮-૦
રાજદુલારી ૨-૮-૦

### શરદ્‌ચંદ્ર ચટ્ટોપાધ્યાયનાં પુસ્તકો

પરિણિતા ૦-૮-૦
પલ્લીસમાજ ૧-૪-૦
છબી ૧-૦-૦
ચંદ્રનાથ ૦-૧૪-૦
સ્વામી ૧-૪-૦
કાશીનાથ ૧-૮-૦
દેવદાસ ૧-૦-૦
જીવનયાત્રા ૧-૪-૦
સાવકી મા ૨-૮-૦
બિંદુ ૦-૮-૦
બડી દીદી ૧-૧૨-૦
દુર્ગા ૨-૮-૦

| | |
|---|---|
| વિપ્રદાસ* | ૩-૦-૦ |
| દત્તા | ૨-૦-૦ |
| શુભદા | ૨-૦-૬ |
| અનુરાધા | ૪-૦-૦ |
| શેષપ્રશ્ન+ | ૩-૦-૦ |
| શરદ્‌બાબુની બાળવાતો | ૧-૮-૦ |
| શ્રીકાંત ભા. ૧ થી ૪ | ૭-૦-૦ |
| ગૃહદાહ | ૩-૦-૦ |
| ચરિત્રહીન | ૩-૮-૦ |
| પથેરદાબી† | ૪-૮-૦ |
| વિરાજવહુ | ૦-૧૦-૦ |
| ત્રણ વાર્તાઓ | ૦-૧૨-૦ |
| નવવિધાન | ૦-૬-૦ |
| હેમા બહેન | ૦-૫-૦ |
| અરક્ષણીઆ | ૦-૬-૦ |
| રેણુની માx | ૩-૮-૦ |
| અલકા§ | ૨-૦-૦ |

## રવીન્દ્રનાથ ટાગોરનાં પુસ્તકો

| | |
|---|---|
| ચાર અધ્યાય અને માલંચ | ૧-૧૨-૦ |
| લાવણ્ય | ૧-૧૨-૦ |
| ભાભી | ૨-૮-૦ |
| ભાઈબહેન | ૨-૮-૦ |
| વિભાવરી | ૨-૮-૦ |
| પૂજારિણી | ૦-૧૨-૦ |
| નૌકા ડૂબી | ૨-૮-૦ |
| રવિકિરણો | ૩-૦-૦ |
| ચતુરંગ | ૧-૪-૦ |
| ઘરેબાહિરે | ૨-૦-૦ |
| કુમુદિની | ૩-૦-૦ |

* સુનાસચંદ્ર નામે ફરીવાર બહાર પડ્યું છે.
+ નવીના નામે ફરીથી પ્રકટ થયું છે.
† આ પુસ્તક અપૂર્ણ ભારતી નામથી પણ પ્રકટ થયું છે.
x નવી વહુ નામે ફરીથી બહાર પડ્યું છે.
§ ભૈરવી નામે ફરીથી બહાર પડ્યું છે.

## અન્ય લેખકોનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| શંકરાચાર્ય | સોમૈયા હરજીવન | ૦-૨-૬ |
| રંગ રંગ વાદળીઆં | સુંદરમ્ | ૦-૨-૦ |
| બળવાખોર પિતાની તસવીર | કોઠારી કક્લભાઈ | ૨-૮-૦ |
| રાતુ રસ ભા. ૧-૨-૩ | ભટ્ટ ચંદ્રભાઈ | ૨-૮-૦ |
| બાળકોનો બાગ | પટેલ સો. કિ. | ૦-૬-૦ |
| ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૧-૨ | સુંદરલાલજી | ૧૦-૦-૦ |
| રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોષ | ગૂ. વિદ્યાપીઠ | ૧-૮-૦ |
| શિકાર | ચાવડા કિ. | ૧-૮-૦ |
| મુસ્તફા કમાલ | શાહ કાંતિલાલ | ૧-૮-૦ |
| ધરતી | દેસાઈ નીરૂભાઈ | ૧-૮-૦ |
| કલ્યાણયાત્રા | દર્શક | ૧-૮-૦ |
| ગાંધીજીની સાધના | નવજીવન પ્ર. મં. | ૧-૪-૦ |
| સ્મૃતિ અને દર્શન | ત્રિવેદી રતિલાલ | ૧-૮-૦ |
| પારિજાત | પૂજાલાલ | ૨-૦-૦ |
| લોકપોથી | નવજીવન પ્ર.મં. | ૦-૧-૦ |
| સાહિત્યકળા | દવે મો. પા. | ૧-૦-૦ |
| બુદ્ધચરિત્ર | દોશી | ૦-૧૦-૦ |
| માલવિકાગ્નિમિત્ર નાટક | | ૧-૮-૦ |
| વનવનની વેલી | યુગાંતર કાર્યાલય | ૦-૧૨-૦ |
| પાંખડી | ત્રિવેદી જેઠાલાલ | ૦-૮-૦ |
| અક્કલના ઈજારદાર | બેકાર | ૧-૮-૦ |
| રાજચંદ્રજીવનકળા | પ્રસ્થાન કાર્યાલય | ૧-૮-૦ |
| રમુજી ટુચકા | શાહ ધી. ટો. | ૦-૮-૦ |
| પથિકનાં પુષ્પો ગુ ૧થી૩ | અરવિંદઘોષ | ૪-૦-૦ |
| પથિકના પત્રો ગુચ્છ ૧,૨,૩, | ,, | ૧-૯-૦ |
| સૂર્યનમસ્કાર | મનોહર કૃષ્ણ હરિ | ૦-૮-૦ |
| વાઘેલાનું ગુજરાત | સાંડેસરા | ૦-૬-૦ |
| એશિયાની ભીતરમાં | જૈન ગંથર | ૨-૦-૦ |
| માયાબાજી અને બીજી વાતો | મોંઘીબહેન | ૦-૮-૦ |
| ડૉન કવીક્ઝોટ | ,, | ૦-૮-૦ |
| ગોદાન (પૂ. ઉ.) | પ્રેમચંદજી | ૫-૦-૦ |

મોજે ——— સ્ટેશન ——— તાલુકે ——— પ્રાંત ——— ના

## સાર્વજનિક પુસ્તકાલયનું

# અંદાજપત્ર

## ( ૧૯૪૧-૪૨ )

### મહત્ત્વની સૂચનાઓ

૧ અંદાજપત્રો માગણી પ્રમાણે પૂરેપૂરાં મંજૂર થઇ શકે તે માટે અંદાજપત્રની બંને ચોપડીઓ ભરીને મોડામાં મોડી સપ્ટેમ્બર આખર સુધીમાં પુસ્તકાલય ખાતા તરફ મંજૂર થવા મોકલી આપવી.

૨ સરકાર તથા પંચાયત મદદ મેળવવા માટે લોકમદદના ખાનામાં જેટલી રકમ મૂકી હોય તેટલી જ રકમ કાયમ નિધિના બીજા ખાનામાં મૂકવાની છે.

૩ અંદાજપત્રમાં મંજૂર થયેલી રકમનાં પત્રો, માસિકો, પુસ્તકો, લાકડી સામાન તથા ફોર્મો વગેરે વેળાસર મળે તે માટે પેટાની યાદીઓમાં માગણીઓ મોકલવા ચૂકવું નહિ.

૪ ખાસ કારણ સિવાય વર્તમાનપત્રો–માસિકો અને પુસ્તકોની મંજુર થયેલી યાદીઓમાં ફેરફાર થઇ શકશે નહિ. ( કસ્બા પુસ્તકાલયે કયા પત્ર, માસિકની કેટલી પ્રતો લેવી છે તે પણ સ્પષ્ટ જણાવવું અને જરૂર પડે સાથે વધારાના કાગળો જોડી મોકલવું. )

**૫ જેમના તરફથી અંદાજપત્રની સાથે પુસ્તકોની યાદી નહિ આવે તેમને છેવટે પુસ્તકાલય ખાતાની પસંદગીનાં પુસ્તકો મોકલી આપવાની તજવીજ થશે.** ( કસ્બા પુસ્તકાલયોએ પણ આ યાદીઓ પ્રથમ મોકલવાની છે. )

૬ નવીન અંદાજપત્ર મંજૂર કરતી વખતે, પાછલી સાલના અંદાજપત્રના મંજૂર થયેલા આંકડા જાણવાની જરૂર હોવાથી તે આંકડા પણ અંદાજપત્રમાં જણાવવા. અને છેલ્લા વર્ષમાં કઈ કઇ બાબતની કેટલી બચત છે તે લાલ શાહીથી બતાવવી.

૭ ખાતા તરફથી અંદાજપત્ર મંજૂર થઈને આવે ત્યાર પછી અંદાજપત્રનાં ખાનાં ૧૫ થી ૨૦ સુધીની રકમ જે તે પુસ્તકાલયે, પોતે ખર્ચવાની હોવાથી તેટલી રકમ પુ. સ. સ. મંડળ તરફ મોકલવાની લોકમદદ તથા કાયમનિધિની રકમમાંથી કાપી, બાકીની રકમ મોકલી આપવી. કસ્બા પુસ્તકાલયોને આ કલમ લાગુ નથી; કારણ, ઘણોખરો ખર્ચ તેમને પોતાને જ કરવાનો છે.

૮ તાલીમ પામેલા ગ્રંથપાલ કસ્બા પુસ્તકાલયોએ રોકવા પડશે.

૯ કસ્બા પુસ્તકાલયોએ નિવેદન છપાવવું પડશે, અને વિધવિધ પ્રવૃત્તિઓ તથા નવીન પુસ્તકોની માહિતી આપવી પડશે. તથા ગ્રામ પુસ્તકાલયોને જરૂર પડે ફરતા પુસ્તકાલયોની પેટીઓ પૂરી પાડવી પડશે.

[ લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, વડોદરા. ]

મોજે ______ તાલુકે ______ પ્રાંત ______ ના

| સાલ | ગયા જુલાઈ આખર સુધીની કાયમ નિધિની રકમ ક્યાં કેટલી અને કેટલા વ્યાજથી મૂકેલી છે. | ગયા જુલાઈ માસ સુધીની મકાન દુરસ્તી નિધિની રકમ ક્યાં કેટલી અને કેટલા દરથી મૂકેલી છે. | નવીન વર્ષ માટે કાયમ નિધિની મુકાયલી વા મુકવાની રકમ. | ઉત્પન્ન | | | | | ખર્ચ | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | લોકમદદ | સરકારમદદ | પ્રાંત પંચાયત મદદ | ગ્રામ પંચાયત મદદ | કુલ | પત્રો | પુસ્તકો | સિલક સામાન, (કબાટ, ખુરસી, મેજ, રેફરિલિસ્ટ તથા બોર્ડ, સિક્કા. વ.) | દીવો | સ. ગૃ. મંડળનું લવાજમ | પુસ્તક બંધામણી | મકાન દુરસ્તી |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| ૧૯૩૯-૪૦ | | | | | | | | | | | | | | | |
| ૧૯૪૦-૪૧ | | | | | | | | | | | | | | | |
| ૧૯૪૧-૪૨ | | | | | | | | | | | | | | | |

## કાયમ ફંડની વિગત

(૧) કુલ

અ. સન ૩૯-૪૦ આખરનું રૂ.

બ. સન ૪૦-૪૧માં મૂકેલું તે રૂ.

કુલ રૂ. ______

(૨) સ્થાવર મિલ્કત પર રોકેલી રકમની વિગત બાબતવાર

(૩) શેરોમાં રોકેલી રકમની વિગત

(૪) પુ. સ. સ. મંડળ, બરોડા બેંક, અ વર્ગની સહકારી મંડળી, પોસ્ટ ઑફિસ વગેરેમાં મુકાયલી રકમની વિગત.

(૫) ખાનગી ઈસમને ત્યાં હોય તો કેટલી રકમ ક્યારથી કોને ત્યાં કોની મંજૂરીથી મૂકેલી છે તેની વિગત.

(૧) પાછલા વર્ષના અંદાજમાં જે તે ખાતે ખર્ચવામાં બાકી રહેલી રકમની વિગત.

(૨) પુસ્તકાલયની દફતર તપાસણી કોણે ક્યારે કરી ?

# સાર્વજનિક પુસ્તકાલયનું સન ૧૯૪ –૪ ની સાલનું બજેટ.

| | | | | | | ઉપયોગી માહીતી | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નોકરખર્ચ | પરિષદ ખર્ચ | પુસ્તકાલય શિક્ષણ ખર્ચ | કિરકોળ ખર્ચ | કુલ | પુસ્તકાલયની સ્થાપન સાલ | સહકારી ધોરણે બજેટ બનાવ્યું છે કે નહિ ? | વ્યવસ્થાપક સભા પાસે ગયા પછીનો હિસાબ તથા સદર બજેટ મંજુર કરાવ્યાનો ઠરાવ અંક તારીખ | વસ્તી | અભણોની સંખ્યા | પુસ્તકાલય શાળામાં છે કે સ્વતંત્ર મકાનમાં | પુસ્તકાલયના મંત્રી તરીકે શાળાના શિક્ષક છે કે ગામ ની કોઈ ખાનગી વ્યક્તિ ? | વર્તમાનપત્ર માટે પૂરેપૂરું રૂ૦૦ (શિક્ષણનું), રકમ, મથક સાથે | શેરો |
| ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ |
| | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | |

## વ્યવસ્થાપક મંડળના સભ્યોની યાદી

રવાના મે. રા. રા. પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફ.

તા.

પ્રમુખ

મંત્રી

સભાસદો

૧

૨

૩

૪

૫

૬

મંત્રી. સા. પુસ્તકાલય

મોજે ——— તાલુકે ——— પ્રાંત ——— ના સાર્વજનિક

# પુસ્તકાલયનાં પુસ્તકો, શિલકી સામાન તથા ફોર્મોની યાદી

(૧) બજેટમાં જેટલી રકમનાં પુસ્તકોની માગણી હોય તેનાથી બમણી રકમનાં પુસ્તકોની યાદી આ નીચે લખવી. યાદી બજેટ સાથે નહિ આવે તો પુસ્તકો ખાતાની પસંદગીનાં જ મળશે.

(૨) શિલકી સામાનમાં કબાટ, ખુરશી, મેજ, ઘડીઆળ, દૂરબીન, દશ્યચિત્રો, સિક્કો, વગેરેનો સમાવેશ થાય છે.

(૩) પુસ્તકો વગેરે સાહિત્ય જે સરનામે મોકલવાનું હોય તે સ્થળ, સ્ટેશન અને કોઇની મારફત હોય તો તે જણાવવું.

મંજૂર બજેટ રૂ.                    ×૩=રૂા.

×

| | | | |
|---|---|---|---|
| ૧ પત્રો ખાતે | .... | .... | ....રૂા. |
| ૨ પુસ્તકો ખાતે | .... | ... | ....રૂા. |
| ૩ શિલકી સામાન ખાતે | .... | .... | ....રૂા. |
| ૪ ફોર્મ ખાતે | .... | .... | ....રૂા. |
| ૫ રાજ્ય પુસ્તકાલય મંડળના લવાજમ ખાતે....રૂા. | | | |
| ૬ પુસ્તક બંધામણી ખાતે | .... | .... | ....રૂા. |
| ૭ મકાનદુરસ્તી ખાતે | ... | ... | ....રૂા. |
| ૮ નોકરખર્ચ ખાતે | .... | .... | ....રૂા. |
| ૯ પરિષદખર્ચ ખાતે | .... | .... | ....રૂા. |
| ૧૦ પુસ્તકાલય શિક્ષણવર્ગ ખાતે.... | .... | | ....રૂા. |
| ૧૧ કિરકોળ ખર્ચ ખાતે | .... | .... | ...રૂા. |
| | | | કુલ.........રૂા. |

વડોદરા : તા.   :   : ૧૯૪

મદદનીશ વ્યવસ્થાપક
મધ્યવર્તી પુસ્તકાલય ખાતુ
( સાર્વજનિક પુસ્તકાલય શાખા )

મોજે——— સ્ટેશન——— તાલુકે——— પ્રાંત——— ના

# સાર્વજનિક પુસ્તકાલયનું

# અંદાજપત્ર

## ( ૧૯૪૧-૪૨ )

### મહત્ત્વની સૂચનાઓ

૧ અંદાજપત્રો માગણી પ્રમાણે પૂરેપૂરાં મંજૂર થઇ શકે તે માટે અંદાજપત્રની બંને ચોપડીઓ ભરીને મોડામાં મોડી સપ્ટેમ્બર આખર સુધીમાં પુસ્તકાલય ખાતા તરફ મંજૂર થવા મોકલી આપવી.

૨ સરકાર તથા પંચાયત મદદ મેળવવા માટે લોકમદદના ખાનામાં જેટલી રકમ મૂકી હોય તેટલી જ રકમ કાયમ નિધિના બીજા ખાનામાં મૂકવાની છે.

૩ અંદાજપત્રમાં મંજૂર થયેલી રકમનાં પત્રો, માસિકો, પુસ્તકો, લાકડી સામાન તથા ફોર્મો વગેરે વેળાસર મળે તે માટે પેટાની યાદીઓમાં માગણીઓ મોકલવા ચૂકવું નહિ.

૪ ખાસ કારણ સિવાય વર્તમાનપત્રો-માસિકો અને પુસ્તકોની મંજુર થયેલી યાદીઓમાં ફેરફાર થઇ શકશે નહિ. ( કસ્બા પુસ્તકાલયે કયા પત્ર, માસિકની કેટલી પ્રતો લેવી છે તે પણ સ્પષ્ટ જણાવવું અને જરૂર પડે સાથે વધારાના કાગળો જોડી મોકલવું. )

૫ **જેમના તરફથી અંદાજપત્રની સાથે પુસ્તકોની યાદી નહિ આવે તેમને છેવટે પુસ્તકાલય ખાતાની પસંદગીનાં પુસ્તકો મોકલી આપવાની તજવીજ થશે.** ( કસ્બા પુસ્તકાલયોએ પણ આ યાદીઓ પ્રથમ મોકલવાની છે. )

૬ નવીન અંદાજપત્ર મંજૂર કરતી વખતે, પાછલી સાલના અંદાજપત્રના મંજૂર થયેલા આંકડા જાણવાની જરૂર હોવાથી તે આંકડા પણ અંદાજપત્રમાં જણાવવા. અને છેલ્લા વર્ષમાં કઇ કઇ બાબતની કેટલી બચત છે તે લાલ શાહીથી બતાવવી.

૭ ખાતા તરફથી અંદાજપત્ર મંજૂર થઇને આવે ત્યાર પછી અંદાજપત્રનાં ખાનાં ૧૫ થી ૨૦ સુધીની રકમ જે તે પુસ્તકાલયે, પોતે ખર્ચવાની હોવાથી તેટલી રકમ પુ. સ. સ. મંડળ તરફ મોકલવાની લોકમદદ તથા કાયમનિધિની રકમમાંથી કાપી, બાકીની રકમ મોકલી આપવી. કસ્બા પુસ્તકાલયોને આ કલમ લાગુ નથી; કારણ, ઘણોખરો ખર્ચ તેમને પોતાને જ કરવાનો છે.

૮ તાલીમ પામેલા ગ્રંથપાલ કસ્બા પુસ્તકાલયોએ રોકવા પડશે.

૯ કસ્બા પુસ્તકાલયોએ નિવેદન છપાવવું પડશે, અને વિધવિધ પ્રવૃત્તિઓ તથા નવીન પુસ્તકોની માહિતી આપવી પડશે. તથા ગ્રામ પુસ્તકાલયોને જરૂર પડે ફરતા પુસ્તકાલયોની પેટીઓ પૂરી પાડવી પડશે.

[ લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, વડોદરા. ]

મોજે ________ તાલુકે ________ પ્રાંત ________ ના

| સાલ | ગયા જુલાઈ આખર સુધીની કાયમ નિધિની રકમ ક્યાં કેટલી અને કેટલા વ્યાજથી મૂકેલી છે. | ગયા જુલાઈ માસ સુધીની મફત ફરતી નિધિની રકમ ક્યાં કેટલી અને કેટલા દરથી મૂકેલી છે. | નવીન વર્ષ માટે કાયમ નિધિની મુકાયેલી ના મૂકવાની રકમ. | ઉત્પન્ન | | | | | ખર્ચ | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | લોકમદદ | સરકારમદદ | પ્રાંત પંચાયત મદદ | ગ્રામ પંચાયત મદદ | કુલ | પત્રો | પુસ્તકો | સિલકી સામાન, (કબાટ, ખુરસી, ટેબલ, રજિસ્ટરો, તથા કાર્ડ, સિક્કો, વ.) | રોશની | ગ્રં. પુ. મંડળનું લવાજમ | પુસ્તક બંધામણી | મકાન દુરસ્તી |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| ૧૯૩૯–૪૦ | | | | | | | | | | | | | | | |
| ૧૯૪૦-૪૧ | | | | | | | | | | | | | | | |
| ૧૯૪૧–૪૨ | | | | | | | | | | | | | | | |

## કાયમ ફંડની વિગત

(૧) કુલ

અ. સન ૩૯–૪૦ આખરનું રૂ.

બ. સન ૪૦–૪૧માં મૂકેલું તે રૂ.

કુલ રૂ. ________

(૨) સ્થાવર મિલ્કત પર રોકેલી રકમની વિગત બાબતવાર

(૩) શેરોમાં રોકેલી રકમની વિગત

(૪) પુ. સ. સ. મંડળ, બરોડા બૅંક, અ વર્ગની સહકારી મંડળી, પોસ્ટ ઑફિસ વગેરેમાં મુકાયલી રકમની વિગત.

(૫) ખાનગી ઇસમને ત્યાં હોય તો કેટલી રકમ ક્યારથી કોને ત્યાં કોની મંજૂરીથી મૂકેલી છે તેની વિગત.

(૧) પાછલા વર્ષના અંદાજમાં જે તે ખાતે ખર્ચવામાં આવી રહેલી રકમની વિગત.

(૨) પુસ્તકાલયની દફતર તપાસણી કોણે ક્યારે કરી ?

# સાર્વજનિક પુસ્તકાલયનું સન ૧૯૪ -૪ ની સાલનું બજેટ.

| | | | | | | ઉપયોગી માહીતી | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નોકરખર્ચ | પરિષદ ખર્ચ | પુસ્તકાલય શિક્ષણ ખર્ચ | કિરકોળ ખર્ચ | કુલ | પુસ્તકાલયની સ્થાપના સાલ | સહકારી ધોરણે બજેટ મનાયું છે કે નહિ ? | વ્યવસ્થાપક સભા પાસે ગયા વર્ષનો હિસાબ તથા સદર બજેટ મંજુર કરાવ્યાનો ઠરાવ અંક તારીખ | વસ્તી | અભ્યાસીઓની સંખ્યા | પુસ્તકાલય શાળામાં છે કે સ્વતંત્ર મકાનમાં | પુસ્તકાલયના મંત્રી તરીકે શાળાના શિક્ષક છે કે ગામની કોઈ ખાનગી વ્યક્તિ ? | પત્રવ્યવહાર માટે પૂરેપૂરું ઠેકાણું, ટપાલ, રેલ્વે, મથક સાથે | શેરા |
| ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ |
| | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | |

## વ્યવસ્થાપક મંડળના સભ્યોની યાદી

પ્રમુખ

મંત્રી

સભાસદો

૧

૨

૩

૪

૫

૬

રવાના મે. રા. રા. પુસ્તકાલય ખાતાના
નીશ વ્યવસ્થાપક સાહેબ તરફ.

મંત્રી, સા. પુસ્તકાલય

મોજે ——— તાલુકે ——— પ્રાંત ——— ના સાર્વજનિક

# પુસ્તકાલયનાં પુસ્તકો, શિલકી સામાન તથા ફોર્મોની યાદી

(૧) બજેટમાં જેટલી રકમનાં પુસ્તકોની માગણી હોય તેનાથી બમણી રકમનાં પુસ્તકોની યાદી આ નીચે લખવી. યાદી બજેટ સાથે નહિ આવે તો પુસ્તકો ખાતાની પસંદગીનાં જ મળશે.

(૨) શિલકી સામાનમાં કબાટ, ખુરશી, મેજ, ઘડીઆળ, દૂરબીન, દશ્યચિત્રો, સિક્કો, વગેરેનો સમાવેશ થાય છે.

(૩) પુસ્તકો વગેરે સાહિત્ય જે સરનામે મોકલવાનું હોય તે સ્થળ, સ્ટેશન અને કોઈની મારફત હોય તો તે જણાવવું.

## ( માત્ર ગ્રામ પુસ્તકાલયો માટે )

| ગઈ સાલે બંધાવેલાં પુસ્તકોની યાદી, (સામાન્ય નોંધવહીના નંબર અને કિંમત સાથે) | ચાલુ સાલે બંધાવવાનાં પુસ્તકોની યાદી (સામાન્ય નોંધવહીના નંબર અને કિંમત સાથે), |
|---|---|
| | |

ટીપઃ—એક વખત બંધાવેલાં પુસ્તકોને બીજી વખત બંધાવવાનાં હશે તો ખાતાની પરવાનગી મેળવેલી હોવી જોઇએ.

ઉપર પ્રમાણેની હકીકત સામાન્ય નોંધવહી પ્રમાણે બરાબર છે. તારીખ

મંત્રી, સાર્વ. પુસ્તકાલય

મંજૂર બજેટ રૂ. ×૩=રૂા.

×

| | |
|---|---|
| ૧ પત્રો ખાતે .... .... .... | રૂા. |
| ૨ પુસ્તકો ખાતે .... ... .... | રૂા. |
| ૩ શિલકી સામાન ખાતે .... .... .... | રૂા. |
| ૪ ફોર્મ ખાતે .... .... .... | રૂા. |
| ૫ રાજ્ય પુસ્તકાલય મંડળના લવાજમ ખાતે.... | રૂા. |
| ૬ પુસ્તક બંધામણી ખાતે .... .... .... | રૂા. |
| ૭ મકાનદુરસ્તી ખાતે ... ... .... | રૂા. |
| ૮ નોકરખર્ચ ખાતે .... .... .... | રૂા. |
| ૯ પરિષદખર્ચ ખાતે .... .... .... | રૂા. |
| ૧૦ પુસ્તકાલય શિક્ષણવર્ગ ખાતે.... .... .... | રૂા. |
| ૧૧ કિરકોળ ખર્ચ ખાતે .... .... ... | રૂા. |
| કુલ........ | રૂા. |

વડોદરા : તા. : : ૧૯૪

મદદનીશ વ્યવસ્થાપક
મધ્યવર્તી પુસ્તકાલય ખાતુ
( સાર્વજનિક પુસ્તકાલય શાખા )

Reg. No. B. 2216

# ગ્રંથપાળોની મુંઝવણ ટળે છે . . . . . . . . . .

નાના ગામોના ગ્રંથપાળોને ગાંડીવ (બાળપખવાડિક) લેવાની ઘણી ઇચ્છા હોવા છતાં રૂ. પાંચના લવાજમનો સમાવેશ બજેટમાં થઈ શકતો નહિ ને તેથી ગાંડીવ લેવાતું નહિ. એવા બાંધવોની સૂચના પરથી ગાંડીવને માસિક તરીકે પણ પૂરું પાડવા અમે ગોઠવણ કરી છે. દરેક મહિનાનો પહેલો અંક માસિક ગ્રાહકોને મોકલાશે. આ રીતની માસિક આવૃત્તિનું લવાજમ વાર્ષિક રૂ. ત્રણ રહેશે.

**ગ્રંથપાળ ભાઈઓ, આવતા બજેટમાં**

**ગાંડીવને જરૂર દાખલ કરશો.**

**પખવાડિક તરીકે ૫) થી અથવા માસિક તરીકે ૩) થી**

સ્વ. ગિજુભાઈએ ગાંડીવને ગુજરાતના સર્વશ્રેષ્ઠ બાળપત્ર તરીકે બિરદાવ્યું છે.

ગુજરાતમાં સર્વત્ર તે ખૂબ લોકપ્રિય બન્યું છે અને પ્રશંસા પામ્યું છે.

---

હાસ્યસમ્રાટ જ્યોતીન્દ્ર દવે કૃત

## રંગતરંગ

પ્રકટ થઈ ચૂક્યું છે. ચાર ભાગ.
દરેક ભાગની કિંમત સવા રૂપિયો.

| | | |
|---|---|---|
| ગાંડીવ બાલોદ્યાનમાળા | ૮૮ પુસ્તકો | ૨૭-૨-૦ |
| ગાંડીવ કુમારમાળા | ૧૬ પુસ્તકો | ૧૨-૧૨-૦ |
| ચાલો ભજવીએ | ૧૨ ભાગ | ૭-૮-૦ |

## ગાંડીવનો સંપૂર્ણ સેટ વસાવી લ્યો

ગાંડીવ સાહિત્ય મંદિર : : સુરત

# પુસ્તકાલય



: વાર્ષિક લવાજમ :

દેશમાં રૂા. ૩-૮-૦ | પરદેશ રૂા. ૫-૦-૦ | છૂટક નકલ રૂા. ૦-૬-૦

: તંત્રીઓ :

નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી

મણિલાલ પ્રભાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :

વાઘજીભાઈ નારણભાઈ અમીન બી. કૉમ

મંત્રી, પુ. સ. સ. મં. લિ. રાવપુરા, વડોદરા.

પુસ્તક ૧૬ મું | ઑગસ્ટ ૧૯૪૨ | અંક ૮ મો

# અનુક્રમણિકા


| વિષય | લેખક | પૃષ્ઠાંક |
|---|---|---|
| સાહિત્યનો સન્નિપાત ... ... | શ્રી. મગનલાલ નાગરજી મહેતા ... | ૪૩૧ |
| ગુજરાતના ગૌરવગ્રંથો ... ... | શ્રી. તખ્તસિંહ પરમાર ... ... | ૪૩૪ |
| પુસ્તકાલયપ્રવૃત્તિનો વિકાસ ... | શ્રી. ઉમેદભાઇ મો. પટેલ ... ... | ૪૪૩ |
| બજેટની મૂંઝવણ ... ... | શ્રી. પ્રતાપરાય ગિ. મહેતા ... ... | ૪૫૧ |
| હિંદનું પત્રકારિત્વ ... ... | શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર ... | ૪૫૭ |
| વીસનગર શાન્તાબાઈ મહિલા પુ૦ની ઉદ્ઘાટનક્રિયા ... ... ... ... | | ૪૬૦ |
| પુસ્તકપરિચય ... ... ... | શ્રી. ના. ચં. દીવાનજી, પ્રૉ. ચ. શં. પટેલ, 'દ્રષ્ટા', શ્રી. મ. પ્ર. વ્યાસ ... ... | ૪૬૧ |
| નવીન ફાલ ... ... ... ... ... ... ... ... | | ૪૭૪ |
| માસિકો મળ્યા તારીખ ... ... ... ... ... ... ... | | ૪૭૬ |
| સામયિકોમાંથી શું વાંચશો ? ... ... ... ... ... ... | | ૪૭૭ |
| પુસ્તકાલયોની તપાસણી ... ... ... ... ... | | ૪૮૧ |
| પુસ્તકાલય નોંધ ... ... ... ... ... ... | | ૪૮૨ |
| સાહિત્ય અને સંસ્કૃતિનાં વહેણ ... ... ... ... ... | | ૪૮૪ |
| પુસ્તકો મોકલ્યાની માહિતી (જુલાઈ '૪૧)... ... ... ... | | ૪૮૫ |
| શિષ્ટવાચન ૨૦ મી પરીક્ષાનો પ્રશ્નપત્ર ... ... ... ... | | ૪૮૬ |
| **સામયિક દોહન** | | |
| રશિયાની એક નિરક્ષર સ્ત્રી ... ... ... ... ... ... | | ૪૮૭ |
| ભારતના જ્યોતિર્ધર : કવિવર ટાગોર... ... ... ... ... | | ૪૯૧ |
| વીસમી સદીનો ભગીરથ : ટૉરેન્સ ... ... ... ... ... | | ૪૯૩ |
| ધર્મભાવનાની મહત્તા ... ... ... ... ... ... | | ૪૯૮ |
| પુસ્તકાલય ખાતાની સૂચના, જાહેરાત ઇ૦ ... ... ... ... | | ૪૪ |


"શારદા" માસિકના તંત્રીશ્રી જણાવે છે કે—

કેટલાંક પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલો લખેશરી પુસ્તક "શારદા" માસિકનું ભેટપુસ્તક હોવાનું માની એની માગણી "શારદા" કાર્યાલય પાસે કરે છે. તેઓને જણાવવાનું કે, સદર પુસ્તક "શારદા"ના ભેટ પુસ્તક તરીકે પ્રસિદ્ધ થયું નથી.


આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિ. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૮-૪૧

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર




પુસ્તક ૧૬ મું | ઑગસ્ટ-૧૯૪૧ | અંક ૮ મો

# સાહિત્યનો સન્નિપાત

( અવતરણ )

આજે આપણાં પુસ્તકાલયોમાં કેવા પ્રકારનો કચરો પેસવા માટે પુસ્તકાલયોનાં બારણાં ધકેલી રહ્યો છે તેનો આછો છતાં સચોટ ચિતાર આ લેખના લેખકે આપ્યો છે.

આ અંક બહાર પડશે ત્યાર પહેલાં અને પછી પુસ્તકાલયોના મંત્રીઓ પોતાનાં પુસ્તકાલયો માટે સામયિકો અને પુસ્તકોની પસંદગી કરવા લાગી ગયા હશે. એવે વખતે આવો અનિચ્છનીય કચરો પુસ્તકાલયોમાં પેસવા ન પામે તે માટેની લાલ બત્તીરૂપ આ લેખ લાગવાથી અમારા તંત્રીસ્થાન માટેની જગા આ લેખને અર્પણ કરી છે. —તંત્રીઓ

આજે સર્વત્ર માનવ–જગતનાં સાહિત્ય અને સંસ્કૃતિ ભયમાં તો છે જ. અરે! વિનાશને પંથે છે અગર વિનાશ થઇ રહ્યો છે, એમ કહીએ તોપણ ખોટું નથી. પરંતુ તે પહેલાં જાણે કે આપણી એ અમૂલ્ય સાહિત્યસંસ્કૃતિને સન્નિપાતજ્વર લાગુ પડયો હોય, એવો પણ મને ચોક્કસ ભાસ થયા કરે છે.

સારાં પુસ્તકો અને સાહિત્યકારો બાબે અત્રે કશું કહેવાપણું નથી જ. તેમની પ્રત્યે તો માનભરી પૂજ્ય દષ્ટિથી આપોઆપ જ શિર ઝૂકે છે. પરંતુ કેટલાંક પુસ્તકોની અંદરના વિચારો, તેનું શરીરબંધારણ અને વેચાણ તો જાણે કે, આપણી વાઙ્મય સાહિત્યસમૃદ્ધિના શરીરમાં વાત, પિત્ત અને કફનો ત્રિવિધ વિકૃત પ્રકોપ થયો હોય એમ જ લાગે છે.

આજે લગભગ નકામાં જેવાં ક્ષણજીવી ઢગલાબંધ પુસ્તકો કીડીની હાર માફક કતારબંધ બહાર પડયે જાય છે. એ પુસ્તકોમાંના વિષયો, વસ્તુ અને વિચારો કેવળ ગરીબ, ઘૃણાત્મક અને અશક્ય હોય છે. તેની સાથે તેનું બંધારણ અને કાગળો

જાણે કે પૂરણપોળી ! વળી તેનાં વેચાણ વાસ્તે અનેક પ્રકારની ભ્રામક જાહેરાતો વગેરે તરકીબો અજમાવવામાં આવે છે.

વળી કેટલાક તો પ્રગતિશીલ સાહિત્ય આપવાની ઉતાવળમાં સામાજિક રૂઢિબંધનો, લગ્નજીવનની નિષ્ફળતા, વહેમો, દલિત અને અછૂતોદ્ધાર, વેશ્યાઓનું પુનર્જીવન, પગ તળેની ધૂળ વગેરે વિષયો પર પોતાના ઢંગધડા વિનાના, ઉતાવળા, છીછરા અને જાતઅનુભવ વિનાના બેજવાબદાર વિચારો છપાવી પુસ્તકો પર પુસ્તકો પ્રકટ કર્યે જાય છે. એમનાં આવાં અર્થહીન અને જુગુપ્સા ઉપજાવે એવા વિચારોવાળાં પુસ્તકો વાંચતાં તો એમ જ થાય છે કે, જાણે આ લેખકોનો તો સાહિત્યજગતે બહિષ્કાર જ બોલાવવો જોઈએ, એવાને લેખક કે સાહિત્યકાર કહેવા કે કેમ ? અને હવે લેખક કે સાહિત્યકાર કોને કહેવો, આંગળીના કયા કાપાથી ગણવો, એ જ સમજાતું નથી. મુદ્રણકળાના અતિરેકનું તો આ પરિણામ ન હોય ? એવી આશંકા પણ કેટલીક વાર થાય છે.

આવા સાહિત્યકારો સાહિત્ય–આલમને ચિતરામણવાળા રંગબેરંગી કાગળમાં બંધ કરી સમાજને કાર્બન મોનોક્સાઇડ નામની ઝેરી દવા આપી રહ્યા છે, એમ નથી લાગતું ?

જે લેખકો સમાજને સ્થળ કાળ અને પરિસ્થિતિને અનુસરી મૌલિક વિચારયુક્ત સાચું સાહિત્ય આપી શકે એમ નથી, તેમણે લખવાનો શા માટે નિષ્ફળ પ્રયત્ન કરવો જોઇએ ? અલબત્ત, પ્રયોગદશાનું સાહિત્ય ઉત્તેજનપાત્ર તો છે જ, પણ એવાંને પુસ્તકાલયોમાં તો હરગીજ સ્થાન ન જ હોઈ શકે.

ખાસ કરી ગ્રામ પુસ્તકાલયોમાં તો સાચા સમાલોચક કે વિવેચકની અગ્નિ–પરીક્ષામાંથી પસાર થયેલું જ સાહિત્ય આવે એવી તજવીજ રાખવી શ્રેયસ્કર છે.

બાલસાહિત્ય અને ગ્રામવર્ગ વાસ્તેનું સાહિત્ય ગમે તેવા અનધિકારી લેખકો લખવા પ્રયત્ન ન કરે એ જ ઇષ્ટ છે; કારણ કે આપણાં સામાજિક શરીરનાં એ અતિ કોમળાં અને નાજુક પરંતુ સાચાં અંગો છે. એમને વાસ્તે લખનાર લેખકને પુષ્કળ જ્ઞાન, વિદ્વત્તા કે બહુતશ્રુપણાની ખાસ જરૂર નથી; મતલબ કે પીઢ વિદ્વત્તાની ખાસ જરૂર નથી. પરંતુ પુષ્કળ સાચાં અનુભવ, ડહાપણ, જ્ઞાન અને તીવ્ર વિવેકબુદ્ધિની જરૂર છે. નહિતર સમાજના એ બંને વર્ગને અન્યાય તો શું, પણ ઊંડી ખોમાં ધકેલાઈ જવા સંભવ છે.

વળી હમણાં હમણાં આપણા સાહિત્યકારોને અનુવાદનો તો જાણે અભખરો લાગ્યો છે. તેમાં વળી રૂપાંતર, ભાષાંતર, વેશાંતર, છાયાનુવાદ, તરજુમો વગેરે પ્રકારે

ઉપદ્રવો પેદા છે પરિણામે મૂળ લેખકનો આખા પુસ્તકનો એકત્રયા મધ્યવર્તી વિચાર મારી જાય છે. કેટલીક વખત વેશાંતર કરતાં કરતાં વિષયાંતર, કે રૂપાંતર કરતાં કરતાં સ્થળાંતર પણ થઇ ગયેલું હોય છે. આવું બધું કરવામાં પોતાનો માનસિક ભંડોળ નજીવો હોય તો પણ ચાલી જાય. ખરે ! આર્થિક દૃષ્ટિ આગળ સઘળું ગૌણ છે.

આવાં દરરોજ ઊગી નીકળતાં પુસ્તકોની યાદી તપાસીશું તો તેમાં મોટે ભાગે નવલકથા; નવલિકા અને વાર્તાસંગ્રહ હોય છે, તેમાં વળી નાની નાની વાર્તાના સંગ્રહો તો જાણે લેખકના ગાંડાગોપાળા વિચારોના ફૂશકા ( ડાંગરનાં છાલાં )નો કોથળો જ ! એમાં ગમે તેવી અર્થહીન વાતો હોય છે. એ વાતોમાં ન તો પ્રમાણબદ્ધ વિચારાનુક્રમ હોય કે ન તો તેમાં એકે મૌલિક રસિક વિચાર હોય.

દાખલા તરીકે, આવા કોઇ પણ લેખકનું એક પુસ્તક આપણાં પુસ્તકાલયોમાં જાણેઅજાણ્યે ઘૂસી જાય અને તેની કિંમત ઓછામાં ઓછી ૧ રૂ. કે ૧ા રૂ. ગણીએ તો, વધારે નહિ તો એ ચારહજાર રૂપિયા સમાજના નિરર્થક જ જાય અને સમાજમાં એક આ રીતે જીવનારો નિરુપયોગી કાયમી બેઠાડુ વર્ગ ઉત્પન્ન થાય તે જુદું. અને એ જ ચાર હજાર રૂપિયાનું એક સારા સાહિત્યકાર કે સાક્ષરને ઉત્તેજન હોય તો કેવું સારું ?

હવે પુસ્તકવેચાણ બાબતમાં. પુસ્તકો ચપોચપ ખપી જાય એટલી જ બાબત તે પુસ્તક કે લેખકની સફળતા આંકવા વાસ્તે બસ નથી. પ્રકાશકો, બુકસેલરો વગેરે પુસ્તકવિક્રેતાઓ તો, સાહજિક છે કે, પુસ્તક જલદી ખપી જાય એ તરફ જ દૃષ્ટિ રાખે છે. પણ **કેટલાંક પુસ્તકો વેચાણની બાબતમાં ૫૦૧ સાબુ જેવાં હોય છે અને કેટલાંક ૧ રૂ.ના આઠશેર સાબુ જેવાં હોય છે.** જેમ કે, એક ડઝન ૫૦૧ સાબુ વેચતાં કદાચ એક બે આના નફો મળે છે, પરંતુ પેલા રૂપિયાના આઠ શેરમાંના એક ડઝન સાબુ વેચતાં કદાચ મૂળ ભંડોળ બાદ જતાં ૭૫% નફો પણ રહે. મતલબ કે, સારું કમિશન અને સારો નફો રહે એ જ પુસ્તકવિક્રેતાની દૃષ્ટિ હોય છે; પણ એ સ્થિતિ વાસ્તે સાહિત્યકારો જવાબદાર છે એ પણ ભૂલવા જેવું નથી.

સમાજને રુચિકર સાહિત્ય જલદી ખપી જાય એ વાત કબૂલ કરવા જેવી છે. પરંતુ સુરુચિ ઉત્પન્ન કરવી અને એ રુચિને વિકૃત ન થવા દેવી એ પણ સાચા સાહિત્યકોનું કામ છે. સાહિત્ય અને સંસ્કૃતિના ભવ્ય તંબૂમાં માનવોની વિકૃત રુચિનું ઊંટ પેસી ગયું તો સમાજને છિન્નભિન્ન કરી બહેકાવી વિનાશને પંથે લઇ જશે, અગર સમાજને વેવલો, વેંતિયો અને એકાંગી બનાવી દે તો નવાઇ નથી.*

મગનલાલ નાગરજી મહેતા

---

* જુલાઇ '૪૧ના " શિક્ષણ ને સાહિત્ય "માંથી

વિશુદ્ધ પ્રેમ તેને સ્વીકારવો પડે છે. આર્ય અને અનાર્ય વચ્ચેના ઝઘડામાં આર્યો હારે છે. શમ્બર લોપામુદ્રાને કેદ પકડી લાવે છે. એટલે મહાઅથર્વણ ઋચિક પણ શમ્બર સામે યુદ્ધે ચડે છે. હજારો દસ્યુઓ મરે છે. તેમનો ભૈરવ આ ગોરાઓનો ભોગ ધરવાનું કહે છે. ઉગ્રા તેમને બચાવવા પ્રયાસ કરે છે. નથી ફાવતી ત્યારે અગસ્ત્ય વગેરે ઋષિઓને મહેલમાં લઈ આવે છે. અને એ આર્યો વિજય મેળવ્યા પછી અનાર્યોને ભુલાવી દે તેવી ક્રૂરતા કરે છે. વિશ્વરથનું કાળજું કંપે છે. તેઓ ઉગ્રાને મારી નાખવાનું કહે છે. વિશ્વરથ તેનો મહિષી તરીકે સ્વીકાર કરે છે. આર્યોથી આ સહન નથી થતું એટલે તેઓ વિશ્વરથને સમજાવે છે, પણ વિશ્વરથ માનતો નથી. તે ગાયત્રીમંત્રનો સંષ્ટા થાય છે અને ભગવાન વરુણ પાસે ઉગ્રા આર્ય છે એવું કહેવરાવે છે.

ભૈરવ આવીને ઉગ્રાને મારી નાખે છે. વિશ્વરથથી આ સહ્યું નથી જતું. થોડાક દિવસો પછી રોહિણી સાથે તેનાં લગ્ન થાય છે. તેને ગાદી ગમતી નથી એટલે ગોવંત પર્વત પર જઈને રહે છે. ઋષિઓ તેને દસ્યુઓને આર્ય બનાવવાની આજ્ઞા આપે છે, અને તેને વિશ્વામિત્રનું બિરૂદ મળે છે.

તેત્રીસની સાલમાં આવો જ સર્વવ્યાપી પ્રશ્ન ઊઠયો હતો કે સવર્ણ અને અવર્ણ હિંદુ એટલે શું ? હરિજનો અસ્પૃશ્ય શા માટે ? હરિજનો માનવી ખરા કે નહિ ? ઉચ્ચત્વ શું ચામડીના રંગમાં જ વસે છે ? એ પ્રશ્નો વર્તમાન વિશ્વરથી–વિશ્વામિત્ર–મહાત્મા ગાંધીને મૂંઝવતા હતા. જેમ વિશ્વામિત્રે અનાર્યોને આર્ય બનાવવા ભગીરથ પ્રયાસો કર્યા, તેમ વિશ્વમૂર્તિ ગાંધીજીએ પણ એ અસ્પૃશ્યોને સ્પૃશ્યો બનાવવા માટે અથાગ મહેનત કરી અને અમુક અંશે ધારેલું કાર્ય પાર પાડ્યું.

શ્રી. મુનશીએ ઇતિહાસના અભ્યાસક તરીકે આ સમાનલક્ષી તત્ત્વોને જોયાં અને મનુષ્યોનું સમાનત્વ દર્શાવતો આ પ્રસંગ વૈદિક ઇતિહાસમાંથી શોધી કાઢી, પોતાની કલામાં ઓપ ચઢાવી અસ્પૃશ્યતાનિવારણ માટે મદદ કરી.

પ્રથમ ખંડ નવલકથા તરીકે પૂરતો સફળ નથી લાગતો; બીજો, ત્રીજો અને ચોથો ખંડ સારાં નાટકો છે. પાત્રને યોગ્ય સંવાદો, વસ્તુસંકલન, પાત્રાલેખન, જોશીલી છતાં ઋજુ શૈલી વગેરે ગુણોને લીધે 'લોપામુદ્રા' ગુજરાતી સાહિત્યમાં ચિરંજીવ યશ પ્રાપ્ત કરે તો નવાઇ નહિ. પુસ્તક વાંચતાં વાંચતાં સહૃદય વાચકના દિલને અસર કરી જાય તેવું છે. પુસ્તક પૂરું થતાં તેને જરૂર પ્રશ્ન થાય કે 'આર્યત્વ એ દેહનો વર્ણ કે હૃદયનું તપ ?'

## નાટકો

એક સારા નવલકથાકાર હોવા ઉપરાંત શ્રી. મુનશી સારા નાટકકાર પણ છે. ૧૯૨૬ પછી તેમને સાહિત્યમાં નાટકનું સ્વરૂપ વધારે રૂચ્યું અને નાટકો લખવામાં જ તેમણે નવલકથાને વિસારે મૂકી દીધી. શ્રી. મુનશીની નવલકથાઓ વાંચનારને એમ લાગ્યા વગર રહે નહિ કે મુનશી સારાં નાટકો જરૂર લખી શકે. તેમની લેખનશૈલી નાટકને અનુકૂળ પડે એવી છે.

એમણે ગંભીર અને રમુજી બન્ને પ્રકારનાં નાટકો લખ્યાં છે. ગંભીર નાટકોમાં

'પૌરાણિક નાટકો,' અને 'ધ્રુવસ્વામિની દેવી;' હળવી શૈલીમાં લખેલાં નાટકોમાં 'સામાજિક નાટકો,' 'કાકાની શશી,' 'બ્રહ્મચર્યાશ્રમ.'

### પૌરાણિક નાટકો

પુરાણુમાંથી વસ્તુ લઇને શ્રી. મુનશીએ ચાર નાટકો રચ્યાં છે. 'પુરંદર પરાજય,' 'અવિભક્ત આત્મા,' 'તર્પણ' અને 'પુત્ર સમોવડી.'

'**પુરંદર પરાજય**'માં વૃદ્ધ ચ્યવન ઋષિ સુકન્યા નામની યુવાન નૃપકન્યાને હઠથી પરણે છે. સુકન્યાને પોતાનું જીવન ખારું લાગે છે. એટલે પોતાના સૌંદર્યનો ઉપયોગ કરવા તે અશ્વિનોને આવાહન કરે છે; પણ એક વ્યભિચારી સ્ત્રીને પોતાને શરણે આવેલી જોઇ તેને પોતાની મહત્તાનું ભાન થાય છે. તે અશ્વિનોને પાછા કાઢે છે. અશ્વિનો ખુશ થઇને ચ્યવન ઋષિને યૌવન અર્પે છે. આથી ઇંદ્રનો શાપ નિરર્થક થાય છે; પણ ચ્યવન ઋષિ પોતાની જિત થયાથી ઇન્દ્રને અર્ધ્ય આપવાનું કબૂલે છે—આ છે નાટકનું વસ્તુ.

સ્ત્રીઓની મહત્તા સ્ત્રીઓ પોતે જ સાચવી શકે, અન્ય કોઈ તેમને પાડી શકે નહિ,—એ આ નાટકની ભાવના છે.

પાત્રાલેખન અને સુકન્યાનું સ્નાન કરતી વખતનું મનોમંથન કલાયુક્ત છે.

'**અવિભક્ત આત્મા**'—પ્રેમને માટે–અદ્વૈતને માટે સપ્તર્ષિપદને પણ ઠોકરે મારતા વસિષ્ઠ અને અરુંધતીના પ્રેમનો ચિતાર છે. સ્ત્રી અને પુરુષ એ અર્ધા અંશો છે અને જ્યાં સુધી એ અકવિર્યાં એક ન થાય ત્યાંસુધી ખરું સુખ કોઇને મળી શકે જ નહિ. શ્રી. મુનશીના પ્રેમવિષયક વિચારો આ નાટકમાં રજૂ થયા છે.

વસિષ્ઠ અને અરુંધતી સારાં દોરાયાં છે. બીજાં પાત્રો અગત્યનાં નહિ હોવાથી કંઇ ઝાંખાં દોરાયેલાં જણાય છે. શૈલી પૌરાણિક વિષયને ન્યાય આપે તેવી તરંગમય છે.

'**તર્પણ**'—'આર્ય સંસ્કારનું–યજ્ઞ ને ધર્મ, મંત્ર ને પુરાણ, તપ, સત્ય ને ઋણ એ સર્વનું સંરક્ષણ કરવું' એ ભાવના તર્પણમાં વ્યાપી રહી છે.

ઔર્વ પોતાની મા પાસે તાલજંઘ વીતહવ્યના કુળનો નાશ કરવાના પોતાની માતા પાસે શપથ લે છે, તે આશ્રમ ચલાવે છે. તેનો શિષ્ય સાગર તાલજંઘની પુત્રી સુવર્ણાના પ્રેમમાં છે. ગુરુની આજ્ઞાથી શિષ્યને પોતાની પ્રિયતમાના પિતાનું શિશ ઉડાવી દેવું પડે છે. સુવર્ણા પણ મરણ પામે છે, આમ ઔર્વ તર્પણ સફળ કરે છે.

'**પુત્ર-સમોવડી**'—વાચસ્પતિનો પુત્ર કચ અસુરોના ગુરુ શુક્ર પાસે સંજીવની વિદ્યા શીખવા આવે છે. તે સંજીવની વિદ્યા અને દેવયાની મેળવે છે. દેવયાની તેને પરણવાનું કહે છે, પણ તે સ્વર્ગમાં જવા ખુશી નથી. કચ દેવયાનીને છોડીને સ્વર્ગમાં જાય અને દેવોનો પરાભવ કરવામાં મદદરૂપ થઇ પડે એટલે દેવયાની યયાતિને પરણે છે. છેવટે યયાતિથી ઇંદ્ર પરાભવ પામે છે. સત્તાના ગર્વમાં યયાતિ પણ ઇંદ્ર જેવો વર્તાવ કરે છે. આથી દેવયાની પોતાના પિતા પાસે આવી રહે છે, અને પુત્ર જેમ પિતાની સાથે સુખદુઃખમાં ઊભો રહે તેમ તે ઊભી રહે છે.

આ નાટકનું વસ્તુ પુરાણુ હોવા છતાં તેમાં વિચારો અર્વાચીન છે. જુલમની સામે લડવું, એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. ગમે તેવો જુલમી રાજા હોય પણ જો એ જુલમ સામે થનાર સાચા દિલના સિપાહીઓ આવશે તો તેને અવશ્ય હાર ખાવી પડશે; પણ જો વિજેતાઓ વિજયના મદમાં બીજાને સારો કહેવરાવે તો તેનો પણ નાશ જ થવો ઘટે. હિંદના રાષ્ટ્રીય ઉત્થાન માટે મથતો પ્રત્યેક હિંદી નીચેનો સંજીવની મંત્ર લક્ષમાં રાખીને આચરણ કરે તો સ્વરાજ્ય દુષ્પ્રાપ્ય નથી.

"ડરવું નહિ, હઠવું નહિ, નમવું નહિ ; ને યુદ્ધ કરવું સર્વદા;
અન્યમાં કે વિજયમાં, આ જન્મમાં કે મૃત્યુમાં ને આખરે પરલોકમાં."

## ધ્રુવસ્વામિનીદેવી

સંસ્કૃત નાટકોમાં જુદું જ તરી આવતું 'मुद्राराक्षसम्' નાટક લખનાર વિશાખદત્ત લિખિત 'देवीचंद्रगुप्तम्' નામક નાટકનો કેટલોક ભાગ બહાર પડયો. આ વસ્તુનો આધાર લઇને શ્રી. મુનશીએ આ નાટક લખ્યું છે.

આનર્તના ક્ષત્રપો અને ગુપ્તો વચ્ચે સતત યુદ્ધ ચાલતું. સમુદ્રગુપ્તે ક્ષત્રપોને કબજે કર્યા હતા, પણ તેનો નમાલો પુત્ર રામગુપ્ત ક્ષત્રપોના હાથે પરાજય પામ્યો અને પોતાની સ્ત્રી ધ્રુવદેવી રુદ્રસેનને આપવા કબૂલ થયો. ધ્રુવદેવીને બચાવવા રામગુપ્તનો ભાઇ ચંદ્રગુપ્ત ધ્રુવદેવીના રૂપમાં ગયો અને ક્ષત્રપોને જીત્યા. તેણે તેના ભાઇનો વધ કર્યો અને ધ્રુવદેવી ને ચંદ્રગુપ્તે લગ્ન કર્યાં–વિભક્ત આત્માઓ અવિભક્ત થયા.

પ્રસંગો જોરદાર અને સચોટ છે, શૈલી પણ વસ્તુને ઉચિત છે, પાત્રાલેખન સારું છે. ચંદ્રગુપ્ત, ધ્રુવદેવી, બાયલો રામગુપ્ત, રુદ્રસેન વગેરે પાત્રો સારાં દોરાયાં છે.

શ્રી. મુનશીએ કાલિદાસ અને માધવીનો પ્રેમપ્રસંગ આમાં રજૂ કર્યો છે, પણ એ ઐતિહાસિક સત્ય છે કે કેમ ? શ્રી. મુનશી ઉપર એક એવો આક્ષેપ હોવાનું કહેવાય છે કે તે કાલિદાસની કૃતિઓને સમજ્યા વગર તેમનું રહસ્ય જીરવ્યા વગર કાલિદાસને નાટકમાં રજૂ કરે છે.

હિંદના સુવર્ણકાળમાં પુનર્લગ્નો નવાઇનો વિષય ન હતાં, એમ આ નાટક નિર્દેશ કરે છે.

## સામાજિક નાટકો

આમાં ત્રણ નાટકો છેઃ **'વાવા શેઠનું સ્વાતંત્ર્ય', 'બે ખરાબ જણ', 'આજ્ઞાંકિત'.**

આ ત્રણે કટાક્ષ નાટકો છે, અને વૃદ્ધોને જે લગ્નનો 'મેનિયા' લાગુ પડયો છે તેની ઉપર સખ્ત ટીકારૂપે લખેલું નાટક લખાએલું છે. આ નાટકોમાં ગંભીરતાનો અંશ પણ નથી.

'વાવા શેઠનું સ્વાતંત્ર્ય'માં છાપામાં બેલ્જીઅમના સ્વાતંત્ર્ય વિષે વાંચી પોતે પોતાની પત્નીથી સ્વતંત્ર થવા પ્રયાસ કરે છે. અને જે સ્ત્રીને પોતાના પુત્ર સાથે પરણવું હતું તેની સાથે પરણવા તૈયાર થાય છે. પણ બધું અવળું જ થાય છે અને મગન અને રાધાનાં લગ્ન થાય છે.

'એ ખરાબ જણ' માં મોહન મેડિકો અને રંભા પક્ષી જેટલી સ્વતંત્રતાથી વર્તે છે. રંભા રામદાસ ડગલીવાળાને પરણવાની હતી, પણ તેને અંગ્રેજ સ્ત્રી સાથે જોઈ જાય છે. આથી તે નાસી જાય છે. અને મોહન મેડિકોનો આશ્રય લે છે. હાથ આવે છે અને નાસી જાય છે. છેવટે મોહન અને રંભા પરણી જાય છે.

આ નાટક 'પ્રતિષ્ઠા અને ગાંભીર્યના ઇજારદારોને વાંચવા લાયક નથી.'

એક પ્રશ્ન થાય છે: રંભા અને મોહન જેવાં પાત્રો ગુજરાતમાં ગોત્યાંય મળે ખરાં!

'આર્ત્તાહિત' એ જરા ગંભીર પ્રકારનું નાટક છે. તેમાં હાસ્ય છે, પણ સાથે કરુણ રસ પણ છે.

કાકાની આજ્ઞા માથે ચડાવવા જતાં ધીરજલાલ પોતાની થનારી પત્ની સવિતાને તેના કાકાને ૨૫૦૦૦ રૂપિયામાં ખરીદવા દે છે. સવિતા તેની પાસે ભાગી જવાની માગણી કરે છે ત્યારે તે કબૂલ થતો નથી. તે રૂપબજારમાં જાય છે. શેઠ નીમાગણીથી તેને શેઠ પાસે લાવવામાં આવે છે. છેવટે જોઇતો સવિતાને પોતાના આમંત્રમાં લઈ જાય છે.

જે માણસને પોતે પરણવાની હતી તે માણસને પોતાની દીકરી ૨૫૦૦૦ માં વેચતી કાકીબા, પાંચમી વાર પરણતા હરકિશનદાસ, આર્ત્તાહિત વૈદિયો ધીરજલાલ અને નિર્દોષ સવિતા તેમ જ જોઇતો બહુ સારાં દોરાયાં છે.

વૃદ્ધ થયા છતાં જેનો રામ રમ્યો નથી એવાઓ ઉપર આ નાટક હથોડારૂપ છે.

**કાકાની શશી**—એક અનાથ બાળાને નાનપણથી એક ધનાઢ્ય ઉછેરે છે. તેને પોતાની પુત્રી જેમ જ રાખે છે. શશી કૉલેજની ઉચ્ચ કેળવણી લે છે. પુરુષો સ્ત્રીઓના હક્કો ઉપર તરાપ મારે છે એમ માને છે. એટલે પોતાની ઉંમર થતાં તે કાકાથી જુદી રહેવા માગે છે. તે બાબતનું વીલ થાય છે, છતાં તેને વહેમ જાય છે; એટલે તે કાકાને બધું પૂછી જુએ છે. છેવટે તે તેના આભાર નીચે દબાઇ જાય છે અને કાકા સાથે પરણવા તૈયાર થાય છે.

આને લેખકે પ્રહસન કહ્યું નથી, છતાં પ્રહસન જ છે. જે પુરુષો શશીના સ્ત્રીસ્વાતંત્ર્ય માટે સાહસિક વિચારો રજૂ કરતા પણ પોતાની સ્ત્રીઓને સ્વાતંત્ર્ય આપી શકતા નહિ, આવા પુરુષો ઉપર આમાં કટાક્ષ છે. એમાં ગંભીરતા નથી.

**બ્રહ્મચર્યાશ્રમ**—સગવડપૂરતું બ્રહ્મચર્યનું વ્રત લેનારા કેટલાક સત્યાગ્રહીઓને અગ્રસ્થાને રાખી આ પ્રહસન લખવામાં આવ્યું છે. એમાં ખરો બ્રહ્મચારી તો એક ડૉક્ટર જ હતો. બધા બ્રહ્મચર્યાશ્રમ સ્થાપે છે. એક દિવસ રાંધનાર પટેલ માંદો પડે છે એટલે તેની ભાણેજ પ્રેમલી આશ્રમનું કામકાજ કરવા આવે છે. બધાં બ્રહ્મચારીઓ (!) પ્રેમલીને મદદ કરવા તૈયાર છે. છેવટે ડૉક્ટરને નિરુપાયે આશ્રમ બંધ કરવો પડે છે. તેમના આદર્શો અણપૂર્યા રહે છે. તે કહે છે—"**રહ્યું તો ધીરાનું, નહિ ઉતાવળા કાયરનું.**"

જ્યારે પ્રેમલી તેમને આશ્લેષ આપીને કહે છે: "**તમારી જેવા ધીરાનું જ તો ભાઇસા'બ.**"

ડૉક્ટરને પતિત થએલ ન બતાવ્યા હોત તો!

આમ સામાજિક નાટકો સમાજ ઉપર સારી અસર પાડી શકે નહિ. પૌરાણિક નાટકોમાં અવિભક્ત આત્મા જેવો સુંદર પ્રેમ-આદર્શ આપનાર લેખક Flesh asserts itself જેવો અધમાદર્શ રજૂ કરે તે કેમ સહન થઇ શકે ? કે આ એમનો પ્રણાલિકાભંગ હશે ! (!)

## વિવેચનાત્મક સાહિત્ય

નાટકો, નવલકથાઓ અને ટૂંકી વાર્તાઓ લખ્યાં ઉપરાંત શ્રી. મુનશીએ વિવેચનાત્મક લેખો પણ લખ્યા છે. તેમાં તેમણે વિસ્તૃત વાચનનું દોહન કર્યું છે અને એ દોહન ગુજરાતની જનતા સમક્ષ મૂક્યું છે. આ વિભાગમાં તેમના ચાર ગ્રંથો આવે છે.

### ' થોડાંક રસદર્શનો '–સાહિત્યનાં અને ભક્તિનાં

આમાં ' સાહિત્ય, ભક્તિ અને ભાવના ' નામક લેખમાં અરસપરસનો સંબંધ વિદ્વત્તાપૂર્ણ શૈલીથી બતાવ્યો છે. ' સાહિત્યના વિકાસક્રમ 'માં શ્રી. મુનશી, શબ્દનું ઉચ્ચારણ શરૂ થયું ત્યારથી તે આજસુધીના નીચે પ્રમાણેના પાંચ વિભાગ પાડે છે:

( ૧ ) શબ્દનું ઉચ્ચારણ શરૂ થયું ત્યારથી શરૂ થએલો વિભાગ, ( ૨ ) સંબદ્ધ ભાષાનો વિભાગ, ( ૩ ) પદ્યરચના શરૂ થઇ તે વિભાગ, ( ૪ ) લેખનકળા શરૂ થઇ તે વિભાગ, ( ૫ ) છાપવાની કલા શરૂ થઇ ત્યારપછીનો વિભાગ.

' સાહિત્યના સ્વરૂપ 'માં કથન સાહિત્યરૂપ ક્યારે બને અને કલ્પનાનું સાહિત્યમાં સ્થાન શું એ બતાવ્યું છે.

શ્રી. મુનશીના સાહિત્યના સર્વોચ્ચ ગુણ તરીકે ' સરસતા 'ને ગણે છે; પણ સરસતા શું છે ? સરસતા એટલે જે રસિકતા પોષે તે લક્ષણ. ' તો પછી રસિકતા એટલે શું ? રસિકતા એટલે સરસતા જોઇ રાચે તે શક્તિ. આમ આ વ્યાખ્યાઓ એકબીજાને પૂરક છે.

' સાહિત્યમાં સચોટતા ' નામના નિબંધમાં સચોટ આલેખન કેમ થાય એ શ્રી. મુનશી દાખલા દલીલો સાથે સમજાવે છે.

ગુજરાતના સાહિત્યમાં ભક્ત કવિઓનો બહુ ગણનાપાત્ર ફાળો છે: ૧૮૫૭ સુધીનું ગુર્જર સાહિત્ય એ ભક્તિનું જ સાહિત્ય છે. શ્રી. મુનશીએ મધ્યકાલિન સાહિત્ય ઉપર ' ભક્તિ અને સાહિત્ય ' એ નામનો લેખ લખ્યો છે, પણ તેમાં વકીલની ઢબથી પોતાનાં મંતવ્યો રજુ કરાયાં છે, છતાં શૈલી સરળ છે.

ગુજરાતમાં વિવેચનનાં પુસ્તકોમાં આ પુસ્તક ગણનાપાત્ર ઠરશે. સાહિત્યના પ્રશ્નો સંબંધી ચર્ચા, સાહિત્ય એટલે શું ? વગેરે પ્રશ્નો ચર્ચી શ્રી. મુનશીએ ગુજરાતી સાહિત્યની સેવા બજાવી છે.

### કેટલાંક લેખો

અવારનવાર ' નવજીવન અને સત્ય 'ના તંત્રી તરીકે લખવા પડતા લેખો તેમ જ બીજા કેટલાક છૂટાછવાયા લેખોનો આ સંગ્રહ છે. આમાં કેટલીક મહાન વ્યક્તિઓનાં રેખાચિત્રો

પણ છે. જેમાં 'મીરાં-ગુજરાતની કાવ્યમૂર્તિ' 'લોકમાન્ય' 'હાજીમહમદ' '. હાલના સાહિત્ય મન્વંતરનો મનુ: કવિ નર્મદ' વાંચવા જેવા છે. અને સમભાવપૂર્વક લખાએલા છે.

બીજા કેટલાક રાજકીય અને સાહિત્યવિષયક લેખો છે. તેમાં 'સાહિત્યનાં પ્રેરક તત્ત્વો' 'સામ્રાજ્યમાં સ્વરાજ્ય' 'આપણી નિર્બળતા' 'લોકશાસન' વગેરે ઉલ્લેખપાત્ર છે. 'ગુજરાતના જ્યોતિર્ધરો'ની કવિત્વમય શૈલી તે લેખને મહત્ત્વ અપાવી દે તેમ છે.

× × ×

## ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિ અને આદિવચનો

ગુજરાતી સાહિત્યમાં જો કોઇ મોટામાં મોટી ખામી હોય તો તે સાહિત્ય મંડળીએ છે. યુરોપ અને અમેરિકામાં લેખકમિત્રો પોતપોતાની મંડળીઓ સ્થાપી પોતપોતાના દેશ સાહિત્યનો અભ્યુદય કરવા મંડળીઓ સ્થાપે છે. દરેક લેખક સાહિત્યનાં જુદાં જુદાં સ્વ: હાથમાં લે છે. કોઈ નાટક, કોઇ કવિતા તો કોઈ નવલકથા કે રાજકારણ વગેરે. ગુજરાત એવી મંડળી એક પણ નથી. મહાકવિ પ્રેમાનંદે એવી સાહિત્યશાળા સ્થાપવા પ્રયાસ ર હતો. શ્રી. મુનશીને આ ખોટ ખટકી અને તેમણે ૧૯૨૨ માં સાહિત્ય સંસદ્ સ્થાપી. પ આ સંસદ્ સાત વરસ જ નભી. એ ગુજરાતી સાહિત્યનું કમભાગ્ય ખરૂં. આજના ઘા ખરા પ્રસિદ્ધ લેખકો આ સંસદ્‌ના સભ્ય હતા.

આ સંસદ્‌ના પ્રમુખસ્થાનેથી દરવર્ષે શ્રી મુનશીએ જે વ્યાખ્યાંનો આપ્યાં તે વ્યાખ્ય આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે.

**પ્રથમ વ્યાખ્યાન 'ગુજરાત-એક સાંસ્કારિક વ્યક્તિ'**માં ગુજરાતી સંર રિતા એક કેવી રીતે થઇ તેનું વિદ્વત્તાપૂર્ણ આલેખન છે.

૨. '**પ્રણાલિકાવાદ**'માં જૂનું છે એનાથી દૂર જઈ નવું સર્જન કરવું, એમ ર મુનશી કહે છે. આમાં તેમણે ઘણા દાખલાઓ આપ્યા છે. પણ આજનું નૂતનત્વ એ આવ કાલની પ્રણાલિકા થઇ જાય છે. એ પ્રણાલિકાભંગનો જ પ્રણાલિકાવાદ વર્તમાન ગુજ તમાં પ્રવર્તતો લાગે છે.

૩. **અર્વાચીન સાહિત્યનો પ્રધાન સ્વર-જીવનનો ઉલ્લાસ**—આ વ્યાખ્યાનમાં પણ મુનશીની ચર્ચાત્મક Theory છે.

૪. **રસાસ્વાદનો અધિકાર**—આ વ્યાખ્યાન ખરેખર અભ્યાસપૂર્ણ છે. સહૃદય વાચકોને એના રસાસ્વાદનો અધિકાર છે. (૫) માનવતાના આર્દર્શનો, (૬) મૂલ્ય પરિવર્તન-તત્કાલિન વિષય ચર્ચતું વ્યાખ્યાન (૭) સુવર્ણ યુગનાં સર્જન.

આમ આ સાતે વ્યાખ્યાનો વાંચતી વખતે આપણને આનંદ આવે એવી શૈલી છે.

**Gujarat and its literature**—દેશનો ઇતિહાસ જાણવાથી જેમ રાષ્ટ્ર માટે પ્રેમ ઉત્પન્ન થાય છે, તેમ સાહિત્યનો ઇતિહાસ પણ લખાવો જોઇએ, જેથી સાહિત્ય-સેવકોને પ્રેરણા મળે. ગુજરાતી સાહિત્યમાં ઘણાં અંગ અણખેડાએલાં છે તેમાં આ સપ્રમાણ વિવેચનાત્મક ઇતિહાસ પણ હજી લખાય ત્યારે ખરો. અંગ્રેજી સાહિત્યના તો ત્રણ ચાર પ્રમાણભૂત ઇતિહાસો છે, ત્યારે આપણે એવો એકેય પ્રમાણભૂત ગ્રંથ બતાવીને મગરૂર થઇ શકીએ એમ નથી.

ગુજરાતી સાહિત્યનો પ્રથમ ઇતિહાસ લખવાનો પ્રયત્ન શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ કર્યો અને ગુજરાતને Milestones અને Further Milestones મળ્યાં. ત્યારપછી શ્રી. મુનશીનું Gujarat and its literature એ બીજું પુસ્તક છે. શરૂઆતનાં ૯૦ પાન નરસિંહ મહેતા પહેલાંના ગુજરાતી સાહિત્ય માટે રોક્યાં છે. (ગુજરાતી સાહિત્ય એટલે ગુજરાતી ભાષામાં નહિ—પણ ગુજરાતી લેખકે લખેલા ગ્રંથો—પછી સંસ્કૃતમાં હોય કે પ્રાકૃતમાં) આ વિભાગમાં શ્રી. મુનશીનું વિશાળ વાચન જણાઇ આવે છે.

બીજો વિભાગ નરસિંહ મહેતાથી શરૂ કરી દયારામ સુધીનો છે. આ વિભાગ બહુ જ નિષ્પક્ષપાતપણે લખાયો છે. અને સાહિત્યના અભ્યાસીઓને માર્ગદર્શક થઇ પડે તેમ છે.

ત્રીજો વિભાગ નર્મદ–દલપતથી ’૨૪ ની સાલ સુધીનો છે. આ વિભાગમાં શ્રી. મુનશી તટસ્થ નથી રહી શકતા. (સમકાલીન લેખકોના વિવેચન માટે તટસ્થ રહેવું અશક્ય તો નહિ હોય ને !) જો એ તટસ્થ રહી શકયા હોત તો ગુજરાતને એક સુંદર ગ્રંથ મળત.

શ્રી. મુનશીનો અંગ્રેજી ભાષા ઉપરનો કાબુ આશ્ચર્યમુગ્ધ કરી દે એવો છે. વાચકને એમ ન લાગે કે આ ગુજરાતી લેખકનું લખેલું પુસ્તક હશે, એવી તો એની નૈસર્ગિક અને સરલ શૈલી અને વાક્યરચના છે.

આ ગ્રંથ લખીને શ્રી. મુનશીએ ગુજરાતી સાહિત્યની સ્તુત્ય સેવા કરી છે.

## જીવનચરિત્રો

જીવનચરિત્રનું સાહિત્ય ગુજરાતમાં ઘણું અલ્પ છે. પ્રમાણભૂત જીવનચરિત્ર લખનારે એ યાદ રાખવું જોઇએ કે તેણે મિથ્યા પ્રશંસા તેમ જ દોષારોપણથી દૂર રહેવું જોઇએ. જે વસ્તુ સત્ય છે એને જ રજૂ કરવી જોઇએ; વાર્તા કે નૉવેલકથાની જેમ તેમાં પોતાની કલ્પનાને વિહરવા ન દેવાય. એ કલ્પનાને વિહરવા દેવાને પરિણામે પાત્રને અન્યાય થાય છે. શ્રી. મુનશી પોતાની કલ્પનાને રોકી શકયા નથી. આથી ‘ નરસૈયો–ભક્ત હરિનો ’ કે ‘ નર્મદ–અર્વાચીનોમાં આદ્ય ’ પ્રમાણભૂત જીવનચરિત્રો તરીકે સ્વીકારાશે નહિ.

**‘ નરસૈયો-ભક્ત હરિનો ’**—આમાં ગુજરાતના આદિકવિ નરસિંહનું જીવન-વૃત્તાંત આપવા પ્રયાસ કર્યો છે. શરૂઆતનાં ૯૦ પાનાં નરસિંહનો સમય નક્કી કરવાની ચર્ચામાં ગાળ્યાં છે અને કેશવ હર્ષદ ધ્રુવ જેવા વિદ્વાનોના મતથી વેગળા જઇને નરસિંહનો સમય ૧૫૦૦ થી ૧૬૦૦ નો ઠેરવ્યો છે. આ સંશોધનમાં શ્રી. મુનશીની ભૂલ છે. ‘હારમાળા’ નરસિંહનું કાવ્ય છે એમ તે માનતાજ નથી અને ફરી પાછા નરસિંહનો સમય નક્કી કરતાં ‘ હારમાળા ’માં આપેલી જ સાલનો ઉપયોગ કરે છે. ( આ માસે જ ‘ પ્રસ્થાન ’માં આ વિષય ઉપર લેખ આવ્યો છે તે જિજ્ઞાસુઓએ જોઇ લેવો. )

પ્રથમ તો જેનું ચરિત્ર લખવું હોય તેના સમય વિષે પણ લખવું જોઇએ. લેખક તે સમયના રાજકીય, આર્થિક અને સામાજિક ઇતિહાસથી વાકેફ હોવો જોઇએ, અને એ ઇતિહાસની પાર્શ્વભૂમિ ઉપર પોતાના પાત્રને યોગ્ય સ્થાન મળવું જોઇએ. શ્રી. મુનશી આમ કરી શકયા નથી. એટલે નરસિંહનું પાત્ર ઉભડક લાગે છે—હવામાં ટીંગાતું હોય એમ લાગે છે. કાવ્યો સાથે જીવનને સરખાવતી રસમય શૈલી છતાં આ ચરિત્ર ચરિત્ર તરીકે તો નિષ્ફળ જ લાગે છે.

'જાગીને જોઉં તો જગત દીસે નહિ,' એ પદ શ્રી. મુનશીને નરસૈયાના મરણ વખતનું લાગે છે, એ ભૂલ છે. એમાં સ્થૂલ નહિ પણ સૂક્ષ્મ અર્થ છે. જેમ જનક પૃથ્વી ઉપર રાજ્ય ભોગવતાં છતાં વિદેહી હતા, તેમ નરસિંહ જગતને જોતા છતાં નહોતો જોતો. તેનું ધ્યાન તો કૃષ્ણ કનૈયામાં હતું. તે જગતને ક્યાંથી જોઈ શકે?

### નર્મદ–અર્વાચીનોમાં આદ્ય

નર્મદ જેવા પ્રેમ–શૌર્યના ઉપાસક વીરનું આ જીવન ચરિત્ર છે. જેણે ગુજરાતી સાહિત્યની એકે એક દિશા ભવિષ્યની પ્રજા માટે ઉઘાડી નાખી તે સાહિત્યકારનું ઋણ દરેક સાહિત્યકે ચૂકવવું પડે શ્રી મુનશીએ આ પુસ્તક લખીને પોતાનું ઋણ ચૂકવ્યું છે. પણ ઊંડે ઊંડેથી એમ લાગે છે કે પૂરતું ઋણ નથી ચૂકવ્યું.

× × ×

આમાં પણ મુનશીએ નર્મદને સમયપીઠ પર ઊભો નથી રાખ્યો. નર્મદના જમાનાનું ચિત્ર–જૂના અને નવા જમાનાના સંઘર્ષણનું ચિત્ર–આપ્યા વગર નર્મદની જીવનકથા અધુરી જ રહેવાની. કેટલાક પ્રસંગો પણ ખોટા મુકાયા છે. નરસિંહ મહેતાના જીવનચરિત્રમાં શ્રી. મુનશીને પોતાની કલ્પનાનો કનકવો ચગાવવાનો અવકાશ હતો, કારણ કે તેમનું જીવન આપણે જાણતા નથી. પણ નર્મદનું જીવન તો ઉઘાડું જ છે. તેણે 'મારી હકીકત' લખી છે એટલે એથી વિપરીત બનાવો રજૂ કોઈ કરી શકે જ નહિ. છતાં પણ શ્રી. મુનશીએ આમાં કલ્પનાના રંગો પૂર્યા છે અને શૈલી પણ કલ્પનાત્મક વિષયને અનુરૂપ થઈ પડે એવી છે, એટલે આ જીવનચરિત્ર એ નર્મદનું ઋણ ભરપાઈ નથી કરતું.

× × ×

### 'શિશુ અને સખી'

"'નરસૈયા' માં રા. મુનશીએ કાલ્પનિકને વાસ્તવિક બનાવવાનો કીમિયો કર્યો હતો. આમાં વાસ્તવિકને કાલ્પનિક જેવું બનાવવાનો અજબ કિમિયો કર્યો છે." (વિશ્વનાથ ભટ્ટ)

આમાં લેખકના પ્રણયજીવનની છબી છે. અને સુંદર, રુચિર કલ્પનાના રંગોમાં રંગાએલાં એક પછી એક ચિત્રો આપવાની શક્તિ પણ અજબ છે. એકંદરે આ પુસ્તક જીવનચરિત્રોમાં નિરાળું સ્થાન માગી લે એમ છે.

### શ્રી. મુનશીની સાહિત્યસેવા

આમ શ્રી. મુનશીએ ગુજરાતી સાહિત્યની અનેકવિધ સેવા કરી છે. નવલકથાઓ, નાટકો, નવલિકાઓ, ઐતિહાસિક નિબંધો, વિવેચન, ચરિત્ર વગેરે દરેક અંગને એમની કલમે પોષ્યું છે. એક નવલકથાકાર અને નાટ્યકાર તરીકેની તેમની શક્તિ માટે કોઈને બે મત છે જ નહિ. પણ તેમનું વિવેચન પ્રમાણભૂત નથી લાગતું. તેમનાં થોડાંક રસદર્શનો વગેરે પુસ્તકો વકીલાતથી ભરપૂર છે. શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ યોગ્ય જ લખે છે કેઃ

> "રા. મુનશી કેવળ પ્રતિભાશાળી સર્જક જ નથી, પણ ઉદ્યોગી, અભ્યાસી ને સમર્થ વિદ્વાન પણ છે. અલબત્ત, તેમની વિદ્વત્તા એટલી વ્યાપક છે તેટલી ઊંડી નથી, પોતાને ખપતું હોય તેટલું ચપ લઈને ઉપાડી લે એવી સારગ્રાહી છે, પણ સમગ્ર વિષયનું સાંગોપાંગ અવલોકન કરી અચૂક નિર્ણય પર આવે એવી સર્વગ્રાહી નથી, એટલે એમના કથનમાં જેટલી વિચારપ્રેરકતા હોય છે તેટલી વિશ્વસનીયતા કે યથાર્થતા હોતી નથી."

તખ્તસિંહ વહેરાભાઈ પરમાર

# પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ

## ૧—ખાતાની ઉત્પત્તિનો ઈતિહાસ

**રાજમહાલ પુસ્તકાલય**

૧. વડોદરા મધ્યવર્તી પુસ્તકાલયનો જન્મ કૈ. શ્રીમંત મહારાજ સયાજીરાવ ગાયકવાડના લક્ષ્મી વિલાસ રાજમહાલમાં તેમના ખાનગી ઉપયોગ માટે સને ૧૮૮૦ માં સ્થાપેલા રાજમહાલ પુસ્તકાલયથી થયો. આ પુસ્તકાલયમાં પુસ્તકસંગ્રહ થોડો હતો, છતાં કૈ. શ્રીમંત મહારાજા સાહેબને તે જ્ઞાનઝરણોના એક અતિ આનંદજનક જળાશયરૂપ હતું. તેઓ તેનો વખતોવખત ઉપયોગ કરી પોતાના બૌદ્ધિક દેહને પુષ્ટ અને પવિત્ર બનાવતા. સરસ્વતીના સાચા પુત્રની માફક તેઓ મન અને હૃદયથી જ્ઞાનદેવીની ઉપાસના કરતા. મધ્યવર્તી પુસ્તકાલયના વિકાસની આ પ્રથમ ભૂમિકા હતી.

આ નાનકડું પુસ્તકાલય રાજમહાલમાં હતું તે દરમ્યાન, શ્રીમંતે તેનો પહેલવહેલો ઉપયોગ અમલદારવર્ગને કરવા દીધેલો. શ્રીમંત મહારાજા સાહેબની પસંદગી પ્રમાણે થયેલ આ પુસ્તકસંગ્રહનો લાભ સ્વાભાવિક રીતે જ મોટા અમલદારો લેતા. પરંતુ પછી તો ધીરે ધીરે નાના અમલદારો પણ રાજપિતાએ ખુલ્લા મૂકેલા આ જ્ઞાનભંડારનો ઉપયોગ કરવા લાગ્યા.

**સ્થળાંતર અને લોકપ્રિયતાની શરૂઆત**

પરંતુ ત્યારપછી એનો જનતામાં વધુ ઉપયોગ થાય તે માટે એ પુસ્તકાલયને રાજમહાલમાંથી ખસેડી જૂના સરકારવાડામાં લઇ જવામાં આવ્યું. આગળની યોજના કરતાં આમ સ્થળાંતરથી પુસ્તકાલય વધારે લોકપ્રિય બન્યું. અને વિશાળ સ્વરૂપમાં પ્રજાનું પુસ્તકાલય બનાવવાની શ્રીમંતની ધારણા સફળ થાય તેવું સ્થળ જૂના શહેરના મધ્યભાગમાં માંડવી પાસે મળી. આ સ્થળે જૂના વખતમાં શ્રી. મહારાજાના પૂર્વજો રાજ્યોત્સવો અને કૌટુંબિક પ્રસંગોએ પ્રજા સાથે સંપર્કમાં આવતા. આમ થવાથી જૂનાં સંસ્મરણો તાજાં થયાં અને પ્રજામાંથી સંકોચ ઓછો થયો. અસલના વખતમાં જે સ્થળેથી પ્રજાએ અનાજ, મિઠાઈ, તેમ જ મોટાં ઇનામો રાજવીઓના હાથે વહેંચાયલાં જોયાં હશે, તે જ સ્થળેથી રાજ્યના ઉદાર હસ્તે પ્રજામાં જ્ઞાનદાનની લહાણીની શરૂઆત થઇ, એ આશ્ચર્યકારક ફેરફાર પ્રજામાં બહુ આવકાર પામ્યો.

**સાર્વજનિક પુસ્તકાલય-પ્રવૃત્તિ વિષે કૈ. શ્રીમંતના વિચારો**

૩. હવે આપણે મધ્યવર્તી પુસ્તકાલયની વિશેષ હકીકત જાણીએ તે પહેલાં સાર્વજનિક પુસ્તકાલય સંબંધે કૈ. મહારાજા સાહેબના મનનીય વિચારો જાણવા જરૂરી છે. તેઓશ્રીએ લગભગ સને ૧૯૦૧ ની સાલે એક હુકમ નીચે પ્રમાણે કર્યો:

"સામાન્ય જ્ઞાન અને ચાલુ માહિતી પ્રજામાં ફેલાય એ ઉદ્દેશથી પ્રજામાં પુસ્તકપ્રચાર કરવો અને મહાલના એકાદ કસ્બામાં અજમાયશ દાખલ એક પુસ્તકાલય સ્થાપવું. પેટલાદ જેવા આગળ વધેલા કસ્બામાં તે પ્રયોગની શરૂઆત નહિ કરતાં પરિણામ જોવા ખાતર વીસેક ગામની વચ્ચે આવેલા એક સાધારણ

કસ્બામાં કરવી. શરૂઆતમાં ત્યાં એક મફત પુસ્તકાલય ખોલવું અને જ્યારે ઘણા વાચકો એ પ્રમાણે લાભ લેવા માંડે ત્યારે ધીમે ધીમે ન્યૂજ ફી દાખલ કરવી. વળી પુસ્તકો પણ પ્રજાની સામાન્ય બુદ્ધિ ખીલવે અને તેમને સંસ્કારી બનાવે એવાં લોકપ્રિય અને બોધદાયક રાખવાં. જો આ પ્રયોગ સફળ થાય તો બીજા કસ્બાઓમાં પણ તેવી જ યોજના દાખલ કરવી. ”

વડોદરા રાજ્યમાં પુસ્તકાલયપ્રવૃત્તિ દાખલ કરવાના વિચારોનું બીજ આમ રોપાયું.

કે. શ્રીમંતના ઉપરના વિચારોને મૂર્ત સ્વરૂપ આપવા માટે બે ત્રણ વર્ષો વીતી ગયાં. અને કે. શ્રીમંત જ્યારે અમેરિકાના પ્રવાસે ગયેલા ત્યારે તેઓશ્રીએ ત્યાંની સાર્વજનિક પુસ્તકાલયપ્રવૃત્તિનો અભ્યાસ કરી પોતાના રાજ્યમાં આ પ્રવૃત્તિ વહેલી તકે અમલમાં આવે એ હેતુથી એક હુકમ દ્વારા રાજ્યમાં સરક્યુલેટિંગ પુસ્તકાલયો કાઢવાની યોજના મંજૂર કરી તેનો અમલ કરવા તે વખતના વિદ્યાધિકારી મે. રા. રા. એ. એમ. મસાણી સાહેબને ફરમાવ્યું હતું. મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબે પુસ્તકાલયો ઉઘાડવા માટે નીચે પ્રમાણેની એક યોજના ઘડી તેની જાહેરાત ૪–૪–૦૭ ના રોજ પ્રસિદ્ધ કરી હતી.

**વિદ્યાધિકારીની સરક્યુ-લેટિંગ લાયબ્રેરીઓ માટે જાહેરાત**

કે. શ્રીમંતના હુકમને અનુસરી મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબે ઠેકાણે ઠેકાણે સરક્યુલેટિંગ લાયબ્રેરીઓ ઉઘાડવા નીચે પ્રમાણેની એક યોજના ઘડી. તેની જાહેરખબર તા. ૪–૪–૧૯૦૭ ના રોજ પ્રસિદ્ધ કરી.

## જાહેર ખબર

“ આ રાજ્યના લોકોને પોતાના ગામની, હિંદુસ્તાન અને બહારના દેશોની હાલત કેવી છે તે જાણવાને વાચન પૂરું પડે તથા લોકોને વાચનનો શોખ વધે એવા સ્તુત્ય હેતુથી શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એમણે કૃપાવંત થઇ હુ. હુ. નં. એ. તા. ૨૨–૧૧–૦૬ થી ઠેકાણે ઠેકાણે સરક્યુલેટિંગ લાયબ્રેરીઓ ઉઘાડવા આજ્ઞા કરેલી હોવાથી હાલ જે ગામોમાં સરકારી, સાર્વજનિક, મિત્રમંડળીની સંસ્થાવાળી કે એવી કોઇ પણ જાતની લાયબ્રેરી અથવા કોઇ પણ પ્રકારની પ્રજાના વાચન માટે ગોઠવણ નહિ હોય તેવા ગામે સરકારમદદથી નીચેની શરતે લાયબ્રેરીઓ ઉઘાડવાની છેઃ

૧. આ લાયબ્રેરીઓને તે ગામના નામ સાથે “ **સરક્યુલેટિંગ લાયબ્રેરી** ” એવી સંજ્ઞા આપવી પડશે.

૨. મકાનની વ્યવસ્થા ગામલોકોએ કરી લેવાની છે, એટલે સાર્વજનિક અથવા ખાનગી ગૃહસ્થના મકાનથી નભાવી લેવું પડશે.

૩. ડેડસ્ટોક કે બિછાયતી સામાન માટે ગામલોકોએ પોતાની સવડ પ્રમાણે ગોઠવણ કરવાની છે. એ બાબત સરકાર તરફથી કાંઇ ખાસ મદદ મળી શકશે નહિ.

૪. લાયબ્રેરીની વ્યવસ્થા ગ્રામ્ય પંચ પૈકી કોઇ ગૃહસ્થને અગર સ્કૂલમાસ્તરને કે કોઇ બીજા આબરૂદાર ગૃહસ્થને ગામલોક તરફથી સોંપવી પડશે.

૫. લાયબ્રેરીની મિલ્કત પર સ્કૂલ માસ્તર અને પટેલ તલાટીની સાધારણ દેખરેખ રહેશે અને વ્યવસ્થાપકે મહાલ પંચાયતના પ્રમુખની સત્તામાં રહી કામ કરવું પડશે.

૬. આસપાસના ગામના લોકો પોતાના ગામ તરફથી કેટલીક રકમ આપવા રાજી હશે તો તે લઇ તેમને લાયબ્રેરીનો લાભ દેવો પડશે.

૭. લાયબ્રેરીમાં બેસીને વાંચનાર પાસેથી કોઇ પણ જાતનું લવાજમ લેવાશે નહિ; તેમ જ ઘેર લઇ જનાર પાસેથી દર માસે રૂ. ૦-૦-૬ કરતાં વધારે ફી લેવાશે નહિ.

૮. પુસ્તકો, વર્તમાનપત્રો વગેરે ખરીદવા તથા બીજી અંતરવ્યવસ્થા ગામલોકે પોતાની મરજી મુજબ કરવાની છે. શરૂઆતમાં સરકાર તરફથી વ્યવસ્થા બતાવવામાં આવશે.

ઉપરની શરતોએ જે ગામલોકો સરક્યુલેટિંગ લાયબ્રેરી કાઢવા ખુશી હશે તેમને નીચે પ્રમાણે સરકાર તરફથી મદદ મળશે.

(અ) વર્તમાનપત્રો, ચોપાનિયાં વગેરે મુદતબંધી પત્રો માટે ગામલોકો જેટલી રકમ દર સાલ ભેગી કરે તેટલી રકમ હાલમાં સરકાર તરફથી મદદ દાખલ મળશે, પરંતુ દર વર્ષે રૂપીઆ ૪-૦-૦ થી વધારે મળશે નહિ.

(બ) ગામના લોકો પુસ્તકો માટે જેટલી રકમ એકઠી કરશે તેટલી રકમ લઇ સરકાર રૂપીઆ સો સુધીની રકમનાં પુસ્તકો આપશે.

(ક) ભાષાંતર સ્ટોરનાં પુસ્તકો સવડ પ્રમાણે મફત મળશે.

ઉપર પ્રમાણે જે લોકો પોતાના ગામે લાયબ્રેરી ઉઘાડવા માટે ખુશી હશે તેમણે ઉપર જણાવેલી પેટા કલમ (અ) (બ) માં બતાવ્યા પ્રમાણે કેટલી રકમ ભેગી કરશે તથા મકાન અને વ્યવસ્થા રાખનાર માટે શું તજવીજ કરી છે તે જણાવી મહાલ પંચાયતના પ્રમુખ મારફત રિપોર્ટ કરવો એટલે ઘટિત કરવામાં આવશે.

તા. ૪ એપ્રિલ ૧૯૦૭ (સહી) એ. એમ. મસાણી
એ. વિદ્યાધિકારી.

ઉપરની યોજનાના અમલથી રાજ્યમાં સને ૧૯૦૭ ના પહેલા વર્ષે ૧૦૦ પુસ્તકાલયો સ્થપાયાં, બીજે વર્ષે તે વધીને ૧૫૧ થયાં, જ્યારે ત્રીજે અને ચોથે વર્ષે અનુક્રમે ૧૬૬ અને ૨૨૩ થયાં હતાં. એકંદરે આ યોજના પાછળ સરકારે સને ૧૯૦૭ થી ૧૯૧૧ સુધીમાં રૂ. ૭૪૦૯૧ ખર્ચ કર્યો હતો. પ્રાંત પંચાયતોએ રૂ. ૯૬૪૯ ખર્ચ્યા હતા અને લોકોએ રૂ. ૨૪૧૫૦ ભેગા કર્યા હતા. કુલ એકંદરે ખર્ચ રૂ. ૯૭૮૯૦ નો થયો હતો.

**મિત્રમંડળ પુસ્તકાલયો**

શ્રીમંતના ઉદ્દેશોને પોષે અને અમલમાં મૂકે એવી એક પ્રવૃત્તિ પેટલાદ એ. વી. સ્કૂલના તે વખતના હેડમાસ્તર અને પુસ્તકાલય ખાતાના માજી મદદનીશ વ્યવસ્થાપક સ્વ. શ્રી. મોતીભાઇ અમીને સને ૧૯૦૬ માં શરૂ કરેલી. શ્રી. અમીનને પોતાના વાચન પરથી એમ લાગેલું કે પુસ્તકોનું વાચન પ્રજામાં વધે તેની કોઇ યોજના કરવાની જરૂર છે. તેમને એમ પણ લાગેલું કે સારા વિચારોનો અને ઉપયોગી પ્રવૃત્તિઓનો પ્રચાર કરવો હોય તો નાનાં નાનાં ગામોમાં વાચનાલયો અને પુસ્તકાલયો સ્થાપવાં જોઇએ. ગામડાંમાં આ પ્રવૃત્તિ શિક્ષકો જ ઉપાડી શકે એમ સમજી સને ૧૯૦૬ ના માર્ચમાં વડોદરા મેલ ટ્રેનિંગ કોલેજમાં અભ્યાસ કરતા શિક્ષકો સમક્ષ તેમણે એવી યોજના રજૂ કરી કે પરીક્ષા પૂરી થયે નોકરીના પ્રસંગે ગામડાંમાં શાળાના શિક્ષક તરીકે કામ કરવાને જ્યારે તેઓ જાય ત્યારે પોતપોતાના ગામેથી જો તેઓ રૂપીઆ દસ વા પંદર મોકલી આપે તો તેમને રૂપીઆ વીસ વા ત્રીસનાં વર્તમાનપત્રો ને પુસ્તકોનો લાભ આપવાની જવાબદારી સ્વીકારવા હું તૈયાર છું. આ ઉપરથી વડોદરા રાજ્યમાં ૩૦ ગામોએ વાચનાલયો વા પુસ્તકાલયો શોધડયાં હતાં. સને ૧૯૦૭ ના એપ્રિલમાં એટલે બીજે વર્ષે વડોદરા રાજ્યની સરક્યુલેટિંગ લાયબ્રેરીની યોજના અમલમાં

મૂકવામાં આવી. ત્યારે આ મિત્રમંડળ પુસ્તકાલયો માટે શ્રી. અમીને સરકાર પાસે મદદ માગી એટલે દરેક વાચનાલયને વાર્ષિક રૂ. ૧૫ અને દરેક પુસ્તકાલયને વાર્ષિક રૂ. ૨૫ ના બદલામાં રૂ. ૧૦૦ ની કિંમતનાં પુસ્તકો સરકારે આપવાનું સ્વીકાર્યું. આ યોજનાથી વડોદરા રાજ્યમાં એકંદરે ૭૫ વાચનાલય અને પુસ્તકાલયો અસ્તિત્વમાં આવ્યાં હતાં.

**પુસ્તકાલયોની પરિસ્થિતિ ૧૯૦૭-૧૦**

કેળવણીની આ પ્રવૃત્તિમાં સંખ્યાવૃદ્ધિ કરતાં ચાલુ સંસ્થાઓ વધારે કાર્યસાધક બનાવવી એમાં પ્રજાને વિશેષ લાભ થાય છે. ચાર વર્ષમાં જે બસો ઉપરાંત સરક્યુલેટિંગ લાયબ્રેરીઓ ઉઘડી હતી, તેમાંની મોટે ભાગે કેટલીક મરણતોલ સ્થિતિમાં આવી પડેલી હતી; સાર્વજનિક ઉપયોગિતાની દૃષ્ટિએ ખરેખર તે નિર્જીવ થતી ચાલી હતી. આનાં મુખ્યત્વે નીચે પ્રમાણેનાં કારણો હતાંઃ

૧. સરક્યુલેટિંગ લાયબ્રેરીઓની યોજના પ્રમાણે તેમને હમેશને માટે એક જ વાર પુસ્તકો આપવામાં આવ્યાં હતાં; નવાં પુસ્તકો ઉમેરવાની ગોઠવણ ન હતી.

૨. પુસ્તકો સુરક્ષિત રાખવા કબાટ વગેરેની ગોઠવણ થઈ ન હતી. એટલે પુસ્તકો આમતેમ અવ્યવસ્થિત રીતે પડી રહેતાં હતાં.

૩. આ પ્રવૃત્તિને પોષવા માટે સારૂં જ્ઞાન અને કુશળ કાર્યશક્તિ ધરાવનાર પુસ્તકાધ્યક્ષની સામાન્ય દેખરેખ અને દોરવણીની ઉણપ;

૪. એક વખત ઉઘાડેલા પુસ્તકાલયને ચાલુ રાખવા માટે ઉત્તરોત્તર મદદ આપવાની યોજનાનો અભાવ.

ઉપર પ્રમાણેની મહત્ત્વની ખામીઓ દૂર કરવા માટે ચાલુ પદ્ધતિમાં સંપૂર્ણ પુનર્ઘટનાની ખાસ જરૂર હતી. એ પુનર્ઘટના અન્ય દેશોની સાર્વજનિક પુસ્તકાલય સંસ્થાઓના અટપટા કાર્યની અંગત માહિતી ધરાવનારે વ્યક્તિને હાથે થવાની આવશ્યકતા હતી.

**શ્રીમંતનો અમેરિકાનો બીજો પ્રવાસ; ડબલ્યુ. એ. બોર્ડનની નિમણૂંક ૧૯૧૦.**

કૈ. શ્રીમંત સયાજીરાવ (ત્રીજા) મહારાજને પુસ્તકાલયપ્રવૃત્તિ આગળ ધપાવવાની પ્રબળ ઇચ્છા હતી. તેઓશ્રીએ પોતાના ત્રીજા પ્રવાસ દરમ્યાન પણ આ લોકભદ્ર સંસ્થાઓનો વધુ અભ્યાસ કર્યો અને એક કુશળ પુસ્તકાધ્યક્ષની શોધમાં રહ્યા. વડોદરાના સદ્‌ભાગ્યે મિ. ડબ્લ્યુ. એ. બોર્ડન જેવા યથાયોગ્ય સજ્જન તેમને હાથ લાગ્યા. તેઓ અમેરિકાના ન્યુ હેવનની યુવક મંડળ સંસ્થાના પુસ્તકાલયના પુસ્તકાધ્યક્ષ હતા. તેમને નોકરીમાં રાખી લઈ વડોદરા રાજ્યમાં સાર્વજનિક પુસ્તકાલયો ઉઘાડવાનું કામ સુપ્રત કરી વડોદરા મોકલ્યા પુસ્તકાલયની વ્યવસ્થા અને નિયમનમાં પ્રત્યક્ષ રીતે કામ કરેલું હોવાથી તેમ જ કોલંબીઆ વિશ્વવિદ્યાલયમાં ડૉ. મેલવીલ ડયુઇએ ઉઘાડેલા પુસ્તકાલયશિક્ષણના પ્રથમ વર્ગના તેઓ વ્યાખ્યાતા હોવાથી આ કામ માટે બરાબર યોગ્ય હતા.

**મિ. બોર્ડનનો પુસ્તકાલય પરિસ્થિતિનો અભ્યાસ અને યોજના**

વડોદરામાં આવ્યા પછી રાજ્યમાં પુસ્તકાલય પરિસ્થિતિની તપાસ કરતાં મિ. બોર્ડનની ખાતરી થઈ કે ખરા ઉત્સાહથી કામ શરૂ કરવામાં કોઈ જાતનો વાંધો નથી. કેવળ વડોદરા શહેરમાં જ ૬ કરતાં વધારે પુસ્તકસંગ્રહો હતા. પેલેસ લાઇબ્રેરી, શ્રી સયાજી લાઇબ્રેરી અને કેટલાંક ખાતાંઓની લાઇબ્રેરીઓ મળીને ૧,૫૦,૦૦૦ પુસ્તકો હતાં. રાજ્યની સુધરાઇઓ કે પંચાયતોની મદદથી ચાલતાં બીજાં

પુસ્તકાલયોની માહિતી પણ તેમણે મેળવી. વડોદરા પ્રાંતમાં બધાં મળી આવાં પુસ્તકાલયો ૧૪, મહેસાણામાં ૧૧, નવસારીમાં ૯ અને અમરેલીમાં ૬ મળી કુલ ૪૦ પુસ્તકાલયો હતાં અને તેમાં ૪૦,૦૦૦ પુસ્તકો હતાં. આ ઉપરાંત રાજ્યના કેળવણી ખાતા તરફથી ચાલતી સરક્યુલેટિંગ લાઇબ્રેરીઝની સંખ્યા ૨૦૦ હતી. તેમાં બધાં મળી ૨૫૦૦૦ પુસ્તકો હતાં.

ઉપરની પરિસ્થિતિનો ખ્યાલ કરતાં બોર્ડન સાહેબને લાગ્યું કે વડોદરામાં સ્વતંત્ર પુસ્તકાલય ખાતું સ્થાપી તેની સાથે આ બધાં પુસ્તકાલયોને સંકલિત કરી લેવાં. આ યોજનામાં અગાઉના પ્રયોગોનો અભ્યાસ કરી મિત્રમંડળ પુસ્તકાલયોની યોજનાના પ્રવર્તક શ્રી. મોતીભાઈ ન. અમીનની મદદ મળે એ હેતુથી કે. શ્રીમંત મહારાજા સાહેબની સૂચનાથી વિદ્યાધિકારીએ તેમને શ્રી. બોર્ડનના મદદનીશ તરીકે નીમી આપ્યા.

મિ. બોર્ડનની યોજના પ્રમાણે સ્વતંત્ર રીતે સ્થપાયલા આ ખાતાને નીચે પ્રમાણે કાર્ય કરવાનું હતું:

૧. વડોદરા ખાતે એક સેન્ટ્રલ લાઇબ્રેરી ઉઘાડવી.
૨. પુસ્તકાલય વ્યવસ્થાની કળાનું વિદ્યાર્થીઓને શિક્ષણ આપવા માટે પુસ્તકાલય વર્ગ.
૩. વર્તમાનપત્રોમાંથી નોંધ લેવા યોગ્ય હકીકતો એકઠી કરવા એક 'સમાચાર ખાતું" ખોલવું.
૪. જુદા જુદા તાલુકાનાં પુસ્તકાલયો વ્યવસ્થિત કરવાં, અને મુખ્યત્વે કરીને પોતપોતાના ગામમાં પોતાનું સ્વતંત્ર પુસ્તકાલય ઉઘાડવાની ઇચ્છા અને વૃત્તિ લોકમાં ઉત્પન્ન કરવાં.
૫. હયાતી ધરાવતાં પુસ્તકાલયોને વધારે દૃઢ બનાવવાં અને જ્યાં જરૂર જણાય ત્યાં નવાં ઉઘાડવાં.
૬. શાળાઓ, પુસ્તકાલયો અને મંડળોમાં રાજ્યનાં ફરતાં પુસ્તકાલયો મોકલવાં.
૭. ખાસ વિષયોનાં વાંચવાલાયક પુસ્તકોની અને ખાસ વર્ગના માણસો માટે પુસ્તકોની સર્વસાધારણ યાદીઓ તૈયાર કરવામાં સાહિત્યપ્રેમી પુરુષો સાથે સહકાર સાધવો.

ઉપરની કાર્યસિદ્ધિ માટે મિ. બોર્ડને બે અગત્યની યોજનાઓ રજૂ કરી હતી. તેનો સાર આ નીચે આપવામાં આવે છેઃ

વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયથી માંડીને દરેક નાના ગામડા સુધીના દરેક પુસ્તકાલયની સંપૂર્ણ રચના કરવા માટે મિ. બોર્ડને વીસ લાખ રૂપીઆની

**પ્રથમ યોજના**

રકમ " ખરી રીતે રૂ. ૨૦,૬૦.૮૬૯ ની " દસ વર્ષમાં ખર્ચવા માટે શ્રીમંત સરકાર પાસે માગણી કરી. આ દસ વર્ષને અંતે, અને તમામ પુસ્તકાલયો સંગીન પાયા પર મુકાઇ ગયા પછી આ યોજનાના વાર્ષિક નિભાવ માટે રૂ. ૧,૨૦,૩૦૦ ની વધારાની રકમ માગવામાં આવી. આ યોજનામાં નીચે પ્રમાણે માંગણીઓ કરવામાં આવી હતીઃ (૧) વડોદરામાં સેન્ટ્રલ લાઇબ્રેરીનું યોગ્ય મકાન બાંધવા માટે ૭ લાખ રૂપીઆ; ચાર લાખ મકાન માટે અને બે લાખ પુસ્તકો મૂકવાના ઘોડા તથા અન્ય સાહિત્ય માટે; (૨) પહેલા વર્ગનાં બાર કસ્બા પુસ્તકાલયોનો પુસ્તકસંગ્રહ સંપૂર્ણ કરવા પુસ્તકોની ભેટ આપવા માટે રૂ. ૩૬૦૦૦ તથા સદર પુસ્તકાલયોને મકાન બાંધવામાં મદદ કરવા રૂ. ૧૩,૨૦૦ અને તેમના નિભાવ માટે વાર્ષિક મદદ આપવા રૂ. ૩૦૦૦; (૩) નવસારી, અમરેલી અને મહેસાણામાં ૨૦,૦૦૦ પુસ્તકો રહી શકે તેવાં સુંદર મકાનવાળાં ત્રણ પ્રાંત પુસ્તકાલયો રચવા એક લાખની રકમ, અને તેના નિભાવ માટે વાર્ષિક રૂ. ૨૦૦૦. ત્રણ વર્ષમાં વડોદરા સેન્ટ્રલ લાઇબ્રેરીનું મકાન થયા પછી સદર યોજનાનો આ ભાગ અમલમાં મૂકવો; (૪) ૨૭ નાનાં કસ્બા પુસ્તકાલયોને

આપવાનાં પુસ્તકો માટે રૂ. ૩૦,૦૦૦, નિભાવ ખર્ચ માટે વાર્ષિક રૂ. ૫૦૦૦; (૫) ૧૦૦૦ માણસ ઉપરાંતની વસ્તીવાળાં ૩૮૭ ગામોમાં પુસ્તકાલયો સ્થાપન કરવા માટે અને તેમને માટે નાનાં મકાનો બાંધવા તથા દરેકને આશરે ૫૦૦ પુસ્તકોનો સંગ્રહ ભેટ આપવા વગેરે ખાતે રૂ. ૨૫,૦૦,૦૦૦, જેમાંના રૂ. ૧,૮૦,૦૦૦ પુસ્તકો માટે અને રૂ. ૭૦,૦૦૦ મકાનફંડ ખાતે; આ ઉપરાંત રૂ. ૧૦,૦૦૦ નિભાવફંડ ખાતે આપ્યા હતા.

**બીજી યોજના**

જોકે આ યોજના સામાન્ય રીતે પસંદ તો પડી, પરંતુ જે વર્ષે આ યોજના રજૂ કરવામાં આવી હતી તે વર્ષે નાણાંની તાણ હોવાથી જુદી જુદી જરૂરીઆતોના પ્રમાણમાં તેના વિવિધ ભાગ પાડી નાખવામાં આવ્યા. તેથી સને ૧૯૧૨ ના ઑગસ્ટ મહિનામાં ફકત કસ્બા પુસ્તકાલયનો જ પ્રશ્ન ધ્યાનમાં લઇ એક નવીન ઓછી ખર્ચાળ યોજના મિ. બોર્ડને રજૂ કરી. આ યોજના એકાએક રજૂ કરવાનું ખાસ કારણ એ હતું કે જો કસ્બા પુસ્તકાલયની ખીલવણી થોડા જ વખત ઉપર પસાર થયેલા સાર્વજનિક પુસ્તકાલય સ્થાપવાના નિયમો અનુસાર સ્વાભાવિક રીતે જ થવા દેવામાં આવે તો કાળક્રમે બધા કસ્બામાં પુસ્તકાલય અને પુસ્તકાલયોનાં મકાનો તૈયાર તો થઇ જાય, પરંતુ તેમાં ઘણો વખત લાગે, અને કેટલાંક પુસ્તકાલયો માટે તો અતિશય લાંબો સમય થઈ જાય. ઇચ્છા એવી હતી કે આ નિયમોની નૈસર્ગિક અસર ઝડપથી થાય અને કાળક્રમે જે સ્થિતિ પર તેઓ આખરે પહોંચી શકે તે સ્થિતિમાં અત્યારથી જ તેઓ મુકાય એટલે ભવિષ્યના જમાનાને જે ફાયદો મળવાનો હોય તે જ લાભ ચાલુ જમાનાને મળે. આ ઉપરાંત વળી જો ઘણાખરા કસ્બાના વતનીઓ તેમ જ પંચાયતો મકાનો માટેનો તેમનો હિસ્સો એકદમ આપી દે તો તેમની મદદ આપવાની શકિત શરૂઆતમાં જ લગભગ શાંત પડી જાય, તેથી તેમને માટે જરૂરનાં પુસ્તકો ખરીદ કરી ભેટ આપવાનું સરકારે માથે લેવું, એવી સલાહ આપવામાં આવી હતી. દરેક પ્રાંતના કસ્બા પુસ્તકાલયોની જુદી જુદી જરૂરીઆતો કાળજીપૂર્વક ધ્યાનમાં લેતાં મકાનો અને પુસ્તકો માટે રૂ. ૧,૩૯,૩૪૬ ની જરૂર છે, એમ જણાયું. આ રકમમાંથી ચાર વર્ષના સામટા સરકારના હિસ્સા તરીકે રૂ. ૭૭,૮૭૦ ની મોટી રકમ એટલે દર વર્ષે રૂ. ૧૯,૪૬૭ ની રકમ નક્કી કરવામાં આવી હતી. પુસ્તકખરીદીનો ખર્ચ બધો અથવા થેડે અંશે સરકારે માથે લેવો; અને તેને માટે રૂ. ૪૯,૬૬૬–૧૦–૮ ની રકમ સરકારે જુદી કાઢવી. એ ઉપરાંત વાર્ષિક નિભાવખર્ચ ખાતે પણ સરકારનો હિસ્સો રૂ. ૧૦,૭૦૦ નો આવે. સરકારે આ આખી યોજના સ્વીકારી એટલે પહેલા વર્ષ માટે પુસ્તકો અને મકાનો માટે રૂ. ૨૦,૦૦૦ ની મંજૂરી આપી; અને પછીનાં વર્ષો માટે દર વર્ષના અંદાજપત્રમા તેટલી જ રકમ દાખલ કરવા દેવાનું મંજૂર કરવામાં આવ્યું. આ સંબંધમાં રાજ્યને ખાસ મગરૂર થવા જેવી હકીકત એ છે કે ચારે પ્રાંત પંચાયતોને પણ આ યોજના બહુ જ પસંદ પડી, અને તેમણે પોતપોતાનો ફાળો ખુશીથી આપવાનું સ્વીકાર્યું. પરિણામે આ યોજના એટલી ઝડપથી આગળ વધી કે સને ૧૯૧૨–૧૩ માં ૨૫ નવાં પુસ્તકાલયો ઊઘડ્યાથી કુલ સંખ્યા ૩૪ ની થઈ. અને તેમાંનાં ૧૧ પુસ્તકાલયોએ મકાન માટે પણ માગણી રજૂ કરી. સને ૧૯૧૬–૧૭ માં એટલે પાંચ વર્ષની આખરે તમામ બેંતાળીસે પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોમાં પુસ્તકોનો સારો જથ્થો એકઠો થવા ઉપરાંત પુસ્તકો રાખવા પોતાનાં સ્વતંત્ર મકાનો પણ તેમને મળી ગયાં. આ ૭ વર્ષમાં ગ્રામ પુસ્તકાલયોની પ્રગતિ પણ સંતોષકારક થઇ, કેમકે તેમની સંખ્યા ૩૨૫ થી વધીને ૪૬૪ ની થઇ હતી. આ પ્રમાણે પુસ્તકાલય ખાતાની શરૂઆતની કારકિર્દી હતી.

---

# ૨. પુસ્તકાલય ખાતાની હાલની વ્યવસ્થા

**મુખ્ય વિભાગ**

મધ્યવર્તી પુસ્તકાલય ઉપર પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક સાહેબની સીધી દેખરેખ રહે છે. સાર્વજનિક પુસ્તકાલયો ઉપર પણ દેખરેખ રાખવાનું કાર્ય તેમના તરફથી શરૂ થાય છે. એટલે પુસ્તકાલય ખાતાના બે મુખ્ય વિભાગો પડે છેઃ

(૧) મધ્યવર્તી પુસ્તકાલય.
(૨) સાર્વજનિક પુસ્તકાલય શાખા.

**મધ્યવર્તી પુસ્તકાલય**

મધ્યવર્તી પુસ્તકાલયમાં નીચે પ્રમાણે મુખ્ય ભાગો છેઃ (૧) આપ-લે-વિભાગ, (૨) અંગ્રેજી, મરાઠી, ગુજરાતી અને હિન્દીના અધ્યયન વિભાગો, (૩) મહિલા પુસ્તકાલય, (૪) બાળવિભાગ, (૫) પુસ્તક મેળવણી શાખા, (૬) પુસ્તક બાંધણી શાખા, (૭) વાચનાલય અને કાપલી સંગ્રહ વિભાગ, (૮) મધ્યવર્તી પુસ્તકાલય કચેરી.

**સાર્વજનિક પુસ્તકાલય શાખા**

સાર્વજનિક પુસ્તકાલય શાખામાં બે વિભાગ છેઃ (૧) સાર્વજનિક પુસ્તકાલયોનો વહિવટ વિભાગ અને (૨) ફરતા પુસ્તકાલય વિભાગ.

મધ્યવર્તી પુસ્તકાલયની દેખરેખ રાખવાના કાર્યમાં જુદા જુદા વિભાગોના પુસ્તકાધ્યક્ષો નીમવામાં આવ્યા છે. અને તે બધા પર મધ્યવર્તી પુસ્તકાલયના વ્યવસ્થાપકની સીધી દેખરેખ હોય છે; જ્યારે સાર્વજનિક પુસ્તકાલય શાખાનું કાર્ય કાળજીથી થાય તે માટે વ્યવસ્થાપકને એક મદદનીશ આપવામાં આવ્યા છે. ફરતા પુસ્તકાલયોની વ્યવસ્થા માટે એક અધ્યવેક્ષકની નિમણુક કરવામાં આવી છે. ફરતાં પુસ્તકાલયો અને સાર્વજનિક પુસ્તકાલયો પેર સીધી દેખરેખ મદદનીશ વ્યવસ્થાપકની રહે છે અને તેઓ વ્યવસ્થાપકની વખતોવખત સલાહ અને દોરવણી પ્રમાણે કાર્ય કરે છે.

હવે આપણે દરેક વિભાગની હાલની સ્થિતિ વિષે એક પછી એક વિભાગ લઇ નોંધ કરીશું.

**મધ્યવર્તી પુસ્તકાલયનો આપ-લે વિભાગ**

મધ્યવર્તી પુસ્તકાલયના આપ-લે-વિભાગના મકાનના ભાગો પુષ્કળ હવા અજવાળાવાળા, વાચકોને રુચિકર લાગે તેવા સ્વચ્છ અને વિશાળ છે. પુસ્તકો ગોઠવવાના ઘોડા લોખંડના છે અને પુસ્તકો ગોઠવવાના મોટા ઓરડાના બધા માળો કાચથી જડેલા છે, જેથી પુસ્તકોમાં જીવજંતુ પ્રવેશ કરી નુકસાન થવાનો સંભવ બહુ ઓછો છે. વાચકો માટે પુસ્તકોના ઘોડા હંમેશાં ખુલ્લા રહે છે.

આવી સાર્વજનિક સંસ્થાઓમાં પુસ્તકો આપ-લે કરવાના પ્રસંગે જ્યાં ખુલ્લા ઘોડાઓ હોય છે ત્યાં પુસ્તકો ચોરાવાનો સંભવ વધુ રહે છે. આને માટે બને તેટલી કાળજી રાખવા પ્રયાસો થાય છે અને એક માણસ અંદર દાખલ થઇ એક જ માણસ નીકળી શકે તેવી રીતના Lambert's wickets ( flapsmitters ) રાખવામાં આવ્યા છે. અને તેના

પર બન્ને બાજુના બે કારકુનો પાસેનો કાબુ રહે છે, એટલે બને ત્યાં સુધી પુસ્તકો ખોવાવાનો સંભવ ઓછો છે. પરંતુ ક્વચિત ક્વચિત પુસ્તકોનાં પાનાં ફાડી જવાના તથા નાનાં પુસ્તકો ખોવાઇ જવાના પ્રસંગો પણ બને; પણ તે માટે ગુન્હેગાર શોધવાનું કામ ઘણું કઠિન છે. આ વિભાગમાં હાલ...પુસ્તકો છે. દર વર્ષે લગભગ દશ હજાર રૂપીઆનાં પુસ્તકો ખરીદવા તજવીજ થાય છે. જે પુસ્તકની માગણી વધારે હોય તેની એક કરતાં વધારે પ્રતો પણ ખરીદવામાં આવે છે. સદર વિભાગમાં વાચક તરીકે દાખલ થવા માટે સરકારી નોકર હશે તો તે રૂ. ૫૫ અને તે ઉપરાંત કમાતો હશે તો પોતે થઇ બે પુસ્તકો ઘેર વાંચવા લઇ જઇ શકે છે. ખાનગી ઇસમોમાં તેની સ્થાવર મિલ્કત હોવાનો દાખલો રજૂ કર્યેથી વકીલ હોય તો સનંદની ખાત્રી કરાવ્યે, અને આયપતવેરો ભરનાર આયપતવેરો ભરે છે તેની ખાતરી કરવાનાં સાધનો રજૂ કરે તો તે પણ પુસ્તકો વાંચવા ઘેર લઇ જઇ શકે છે. એ સિવાયના પ્રત્યેક વાચકે ઉપરના પૈકીનો જામીન આપવો પડે છે.

ઉપર પ્રમાણેની સવલતો પ્રમાણે વાચકથી જામીન આપવાનું બની ન શકે તો રૂા. ૧૫) અંકે પંદર અનામત મૂકવાથી પણ પુસ્તકો વાંચવાં ઘેર લઇ જઇ શકે છે. પુસ્તકો પંદર દિવસ સુધી રાખી શકાય છે. પુસ્તક ખોવાય તો તેનાં નાણાં અગર પુસ્તક પૂરું પાડવું પડે છે, અને ઉઘરાણી માટે જે ખર્ચ થયું હોય તે તેને ભરવું પડે છે. પુસ્તકાલયમાં પુસ્તક આપ-લે કરવાના સમય દરમ્યાન શાન્તિથી પોતાની ચીજો બાજુએ મૂકી અંદર જવાનું હોય છે. અસ્વચ્છ કે બીભત્સ વર્તન કરનારને તુર્ત પુસ્તકાલયમાંથી દૂર કરવામાં આવે છે. આ વિભાગની વ્યવસ્થા માટે નીચે પ્રમાણે મહેકમ છેઃ-એક ગ્રંથપાલ, બે ફલકાનુયાયી, બે કારકુન, ત્રણ સિપાઇ. સદર વિભાગનો સમય સવારના ૮-૩૦ થી ૧૦-૩૦ અને સાંજના ૪-૩૦ થી ૬-૩૦ નો હોય છે. આ વિભાગના તમામ નોકરોએ અડધો કલાક પહેલાં સવારે અને બપોરે હાજર થઇ પુસ્તકો વ્યવસ્થિત કરવાનાં હોય છે. તથા પોતાનું દફતરનું કામ કરવાનું હોય છે. પુસ્તકાલયના આપ-લેના સમયમાં વાચકને પ્રત્યેક રીતે મદદરૂપ થઇ પડવાની દરેકની ફરજ છે. પુસ્તકાલયના જમણા ભાગ પર અંદર દાખલ થવાના ભાગ આગળ કર્તાવારી કાર્ડ તથા કેટલોગ હોય છે. તેમાંથી પોતાને જોઇતું પુસ્તક વાચક કર્તા જાણતો હોય તો જોઇ વર્ગીકૃત નંબર પ્રમાણે ઘોડા પરથી સહેલાઇથી મેળવી શકે છે. પરંતુ તેનો ઉપયોગ સામાન્ય વાચકો કરતા નથી.

વાચકને પુસ્તક પ્રથમ મેળવતા પહેલાં-શું તજવીજ કરવાની છે તે જણાવવું અસ્થાને નથી. પોતે વાચક થવા માટે નમૂનાની અરજીમાં નામ નોંધી જરૂર હોય તો જામીનનું નામ પણ નોંધી, અરજ આપ-લે વિભાગના ગ્રંથપાલને આપવાની હોય છે. અરજ બે કે ત્રણ દિવસમાં મંજૂર કરી તેના નામનાં બે પાકીટ બનાવવામાં આવે છે. અને તે વાચકને આપવામાં આવે છે. આ બે પાકીટ જ્યારે તે પુસ્તકો લઇ જાય ત્યારે કારકુનને રજૂ કરવાનાં હોય છે, જેમાં તે પુસ્તકનું કાર્ડ વાચકની સહી સાથેનું રાખી મૂકવામાં આવે છે. અને પંદર દિવસમાં તે રજૂ ન કરે તો તે પાકીટ ઉપરથી તેના ઉપર ઉઘરાણી કરવામાં આવે છે. અને પુસ્તક પરત મેળવવા તજવીજ થાય છે. ( અપૂર્ણ )

-ઉમેદભાઇ મો. પટેલ

# બજેટની મૂંઝવણ

( ટૂંકી વાર્તા )

**માસ્તર**ની સુવાસ ગામમાં સારી હતી. થોડું ઘણું વૈદું પણ જાણે અને સાજેમાંદે અસુરસવાર ગામમાં ઘેર જઇને પણ દવાદારૂ કે ઉપચાર ચિંધે; જરૂર પડતાં પોતે જાતે સારવારમાં બેસી જાય, અને તત્કાળ પૂરતી ફાકી કે એવી દવા પણ રાખે. દવાની પાઇ પણ લેવી એ પાપ સમજે.

છોકરાનું ગુજરાતી ભણતર પૂરું થયું હતું, અને શહેરની બોર્ડિંગમાં માફી દાખલ કરવા અરજી કરી હતી. મે મહિનો પૂરો થવા આવ્યો હતો ને અંગ્રેજી નિશાળ ઉઘડવાની તૈયારી પણ હતી. પણ બોર્ડિંગમાં જઇને જોયું તો અરજીનો થોકડો અને માફી રાખવાની સગવડ પરિમિત હતી. કમિટિવાળા સભ્યોને ઘેર એકાંતરા જઇ વિનંતિ પણ કરી ચૂકયો, પણ કોઈ માબાપ વગરના, કોઇ વિધવાના છોકરા કે કોઇ દૂર રહેવાવાળાની અરજીવાળાનો અગ્રહક્ક ગણાય એમ જાણ્યું. વળી આ રહ્યો એક હેડમાસ્તરનો છોકરો. છેવટે, ઘણી મહેનતને અંતે બોર્ડિંગમાં અર્ધી માફી મંજૂર થઇ. ફંડમાંથી થોડી ચોપડીઓ મળી. એક ઓળખીતાએ બે આપી; એકાદ બે વિના ચલાવી લેવાનું ઠર્યું, એકાદ કટકે કટકે નોટબુકમાં ઉતારી ચલાવી લેવું એમ નકકી કરી છોકરાને અંગ્રેજીમાં દાખલ કર્યો. લાગવગથી સ્કૂલફી તો માફી થઈ. છોકરો હોંશિયાર હતો તેથી પછી સ્કૂલફી માટે ભવિષ્યમાં ચિંતા નહિ રહે એવી તેની ખાતરી હતી.

માસ્તરને પગાર મળતો ખાસ્સા રૂપિયા છવીસ. ઘરમાં બે માણસો પોતે, એક વિધવા બહેન, ત્રણ છોકરા ને એક નાની છોકરી. મોટા છોકરાને ભણાવવાનો પાંચ રૂપિયાનો માસિક ખર્ચ વધ્યો. બજેટમાં કયાંયથી કાપકૂપ થઇ શકે તેમ ન હતું. છોકરો અંગ્રેજી ભણી ન ઊતરે ત્યાંસુધી બેમ માણસે ચાની બાધા લીધી. બહેનને તો ચા વિના ચાલે તેમ નહોતું; પણ ભાઇભોજાઇ ન લ્યે તો તેનાથી પણ કેમ પીવાય ? થોડા દિવસ માથું દુખ્યું, પણ પછી તો ટેવ પડી ગઇ. અને છોકરાઓને તો ચાની ટેવ જ કયાં હતી !

***

**જુ**લાઇ મહિનો આવ્યો ને છોકરાને વ્યાકરણ લેવા દશ આના તે મોકલી શકયો ત્યારે છોકરાને બહુ આનંદ થયો. ઑગસ્ટ મહિનો આવ્યો ને જવા પણ આવ્યો. ગામના પુસ્તકાલયનો વહીવટ શાળા હસ્તક હતો. બજેટ થયું ન હતું. એ માટે તે પટેલને ત્યાં આંટા ખાતો હતો, પણ પટેલના હાથમાં હજી જોઇએ તેવું સાધન આવ્યું ન હતું. ચારપાંચ માસ પહેલાં લગ્નમાં એક બે રૂપીઆ ને ચુંદડીમાં આઠ બાર આના આવેલા, પણ બરાબર યાદ ન હતું ને પટેલનો હાથ પણ ભીડમાં હતો. દર વખતે હેડમાસ્તરનો પોતાનો એક અને આસિસ્ટન્ટના આઠ આના સૌથી પહેલા ફાળામાં ભરાતા. આ વખતે આસિસ્ટન્ટેય રજા ઉપર ગયો હતો. જાણી ગયેલા ધોતિયાને હાલ એકાદ બે થીંગડાં વધુ લગાવી, એકાદ બે માસ પછી અઢાર આનાનો ધોતીજોટો લેવો એમ નક્કી કરી, માસ્તરે તો રૂપિયો ભર્યો. પટેલ પાસે જઇ, રૂપિયો મોડો આપજો, પણ તમારા ભર્યા વિના ફાળો આગળ ચાલશે નહિ, એમ વિનંતિ

કરતાં પટેલે પણ રૂપિયો લખી આપ્યો. રાત્રે પટેલની ડેલીએ વધુ ફાળા માટે બોલાવવા એમ ઠર્યું. તે દિવસે કોઇ માંદાને જોવા જતાં માસ્તરને જરા મોડું થયું, અને ડેલીએ પહોંચતાં ચોપાટની રમત શરૂ થઇ ગઇ હતી. પટેલે માસ્તરને આવકાર આપ્યો, પણ પછીના કલાક બે કલાક તો સોગઠીને ગાંડી ડાહી કરવામાં ક્યાંયે ચાલ્યા ગયા. રમતમાં ક્ષતિ ન પહોંચાડવાના હેતુથી ' જયજય ત્યારે, ફરી મળીશું ' કહી માસ્તરે વિદાય લીધી. બીજે દિવસે પટેલને ત્યાં મહેમાન આવ્યા, તે બે ચાર દિવસ રોકાયા પછી કાણુને કામે આવ્યું પટેલને ગામતરું ! તેમાં ત્રણચાર દિ' ભાંગી ગયા. ગામથી ઘોડીએ ચડી પટેલ પાછા ફરતા હતા, ને માસ્તર ફરવા જતા હતા. પટેલે હસતા હસતા નમસ્કાર ઝીલી, પોતાની મેળે જ યાદ કર્યું :

" માસ્તર, એટલું આપણે આજે જરૂર કરી નાખવું છે હો ! . માળું અંજળ જ આવતું નથી. " પણ પરગામથી ચાલ્યા આવતા પટેલને ખબર ન હતી કે ફોજદાર સાહેબ બપોરના આવીને બેઠા છે, ને તેની રાહ જોઇ રહ્યા છે. સરકારી કામ ને વળી ગામમાં જુગાર રમાય છે તેવો ભયંકર ગુન્હો. તેથી તપાસ કરવામાં પટેલને સાથ દેવો પડ્યો. આખરે પટેલની કુનેહથી ગામને કાંઇ નુકસાન થયા વિના, ત્રણ ચાર દિવસ પછી ફોજદાર સાહેબ હસતે મોઢે વિદાય થયા ત્યારે પટેલને નિરાંત વળી.

આજે હવે ઠીક જોગ છે, એમ માસ્તરને લાગ્યું ને પટેલને મળી તે વખતસર ડેલી-એ પહોંચ્યો. ત્યાં પટેલ તો સંધ્યા-ટાણાના સૂઈ ગયા હતા, અને કોઇએ ન જગાડવાનું પસાયતાને સૂચવી ગયા હતા. પણ એક રૂપિયો રોકડો પસાયતાને આપી રાખ્યો હતો અને માસ્તર આવે ત્યારે આપવા જણાવ્યું હતું. હાથ ભીડમાં હતો, છતાં પટેલે રૂપિયો વણમાગ્યો આપ્યો હતો, તેથી માસ્તરને વિચાર તો થયો: " ભલે સૂતા; પટેલનોય કાંઈ વાંક છે ! કેટલાય તો ઉજાગરા હશે ! જુગાર રમે કોક ને ચિંતા પટેલને ! "

બજેટની મુદત ચાલી જાય તેની બીક હતી. પટેલની લાગવગનો લાભ પછી લેશું. પોતે થાય તેટલું તો જરૂર આજે કરવું એવા નિશ્ચયથી માસ્તર આગળ વધ્યા.

***

નથ્થુ ગરીબ પણ સમજુ હતો. વળી તેના દીકરાની દવા પણ આ મહિને માસ્તરે કરી હતી ને ઠાકર મહારાજે સારું કરી દીધું હતું. માસ્તર સાહેબ આવતાં ઘરનાં બન્ને માણસ રાજી રાજી થયાં. " સાહેબ માટે ચા મૂકજે. " " ના, નથ્થુભાઇ, મારે બાધા છે. " આમ તેમ બીજી ત્રીજી વાતો કરીને પુસ્તકાલય માટે ફાળાની વાત કાઢી. લોકમદદ ઉપર સરકારમદદ, પંચાયતમદદ ને ગ્રામપંચાયતમદદ પણ મળે છે, ને એકગણું દાન ત્રણચારગણું પુણ્ય સાંપડે છે, તે વિગત સમજાવી. ' માસ્તર, જરા બેસજો તો ' કહેતાકને નથ્થુ બહાર ગયો ને પાંચ દસ ઘર ફરી પાછો આવ્યો ને ચાર આની ધરી: ' વળી મોસમમાં કાંક જરૂર આપીશ ' માસ્તરને નાની પણ તોફલી બોણી થઇ, એમ લાગ્યું.

બે-ત્રણ ઠેકાણે કોઇ ઘેર મળ્યું નહિ. એક ઠેકાણેથી ' છાપું પટેલની ડેલીએ જ રાખી મૂકે છે, ને બીજાને વાંચવા મળતું નથી ' એમ જવાબ મળ્યો. એકે કહ્યું: ' બાપાને પૂછીને વાત. ' બીજાએ વળી જણાવ્યું: ' મગાને કહી દઇશ. જુઓને માસ્તર, હવે અમે

તો ઘરડા થયા. કારભાર છોકરો કરે છે.' શામાને ત્યાંથી બેઆની મળી. ગયે વખતે તેણે વળી કયાં કાંઇજ આપ્યું હતું ? પટેલને ય ના પાડી દીધી હતી ! ધના પાસેથી ચાર આના ધાર્યા હતા ત્યાંથી આઠ આના મળ્યા. ગઇ મોસમમાં તેનો દીકરો ગામમાં છતાં મોસાળ ગયો છે એમ જણાવતાં આંખમીંચામણાં કરવાં પડયાં હતાં.

ભગો સહુથી વધુ વાચનમાં રસ લ્યે છે. નિશાળના ટાઇમમાં ય આવીને ચોપડી માટે પત્તર ખાંડે છે. તેનો તો રૂપિયો જ લેવો જોઇએ. પણ ભગો ઘેર જ કયાં હતો ? પાદરડી વાડીએ હોવાના ઊડતા ખબર મળ્યા. વાડી તો આ નિશાળની પછવાડે જ છે. દૂરથી વાડીના મકાને ઓલાસ ને અજવાસ જોયો, પણ અચાનક દીવો વધરાઈ ગયો હોય અને સઘળું ચૂપચાપ હોય તેમ થઇ ગયું. કોઇ સામું આવતું જણાયું.

ખોંખારીને અવાજ આવ્યોઃ " કોણ છે એલા ? "

" કોણ, ભગો ? "

" હું માસ્તર. "

" લ્યો સાહેબ છે ? મેં જાણ્યું કે આ વળી આજેય પાછું......ઠીક, ઠીક. શું વાડી રાતને વખતે પાવન કરી ? "

" આ લાઇબ્રેરીનું કાંઇક આ વખતે કરવું પડશે ને ? "

" હા, હા. એમાં શું ? મારો રૂપીઓ નોંધી લ્યોને ! "

માસ્તર રાજી થયા. ભગે આંખ મીચકારી પાછું કહ્યુંઃ " વખતે દુડી લાગી જશે તો બે દઇશ, ચાલોને મારા ભાઇ ! તમે જાતે પધાર્યા છો, ને વળી લાઇબ્રેરીનું કામ છે. " અંધારામાં માસ્તરે આંખનો ઇસારો કે ચળકાટ કશું જોયું નહિ. " જે હાથમાં આવશે તો કાલે જ આપી જઇશ; નહિ તો સાહેબ, તમે આપી દેજો ને. તમારી સાથે તો રોજનું રહ્યું. ઠીક, રામ રામ. "

## કૉલેજિયનો અને સાહિત્ય

કૉલેજિયનો કશુંક લખવા પ્રેરાય છે ખરા, પણ યોગ્ય દિશાસૂચનના અભાવે તે છેવટે સરળ અને સસ્તી બનાવી મૂકેલી ટૂંકી વાર્તાની જ ઉપાસના આદરે છે. કશી ગતાગમ વિના એ લખવા બેસી જાય છે, અને એકાદી ટૂંકી વાર્તા લખી નાખે છે. તુરત જ તેમની સમીપે કવિતાઓ અને ટૂંકી વાર્તાઓના ઢગ ખડકાય છે; તેમાંથી થોડી પસંદ થાય છે અને બીજીને માટે જગ્યા નથી એ કારણે પાછી અપાય છે. પણ કૃતિમાં આવેલી નબળાઇનાં કારણો બતાવવાની તસ્દી ભાગ્યે જ કોઇ સમભાવી અધ્યાપક લે છે; જો કે બધાય ' કૉન્ટ્રીબ્યુશન તદ્દન દમ વગરનું છે ' એવો અભિપ્રાય તો કોઇ કોઇ વાર ઉચ્ચારતા હોય છે !

**આ દમ વગરનાં લખાણોમાં શું હોય છે ? તેમાં સરલા ને સુમનના પ્રેમને આલેખતી વાર્તા હોય છે; કાં તો કૉલેજમાં જ શિક્ષણ લેતી કોઇ ચાલાક વિદ્યાર્થિનીને કેંદ્રસ્થ બનાવીને લખેલો 'સ્કેચ' હોય છે; કાં તો કોઇ કૉલેજિયનના ભગ્નપ્રેમને નિરૂપતી નવલિકા પણ હોય છે. કોઇ જુવાન વાસ્તવિકતાના રંગે રંગાયલો હોય કે ન હોય, ગામડાનું જીવન જોયું હોય કે ન હોય, પણ ફૂડો પટેલ અને રાણીવહુની વાર્તા લખવા માટે તે મેઘાણીના પેંગડામાં પગ ઘાલવાનાં ફાંફાં મારવાનો !**

એ લેખોના ખડકલામાં જવલ્લેજ ગીર્દીમાં પોતાની જાતને સંકોડી બેઠેલા કોઇ સજ્જનશો એકાદ વિવેચનલેખ નજરે પડશે. આમ યોગ્ય માર્ગદર્શનને અભાવે તેમની તાકાત ફૂટેલા વાસણમાં રેડાઇને વેડફાઇ જાય છે. ઘણા ય યુવાનો ભાવનાશીલ હોય છે, પણ તેમની એ ભાવનાને સ્વચ્છ બનાવનારી અભ્યાસવૃત્તિ પ્રેરનાર કોઇ હોતું નથી.

(૨૯-૬-૪૧ના "પ્રજાબંધુ"માં "અનલ")

માસ્તરને થયું: " ઠીક થયું કે વખત લાગ્યો નહિ, ને પતી ગયું. ભગોય આજો ઠીક છે. આવા વરસમાં બે તે હોય ? એક જ ઠીક ગણાય."

ચૉરાથી આગળ પોપટ વાણિયાની ખડકી હતી, ત્યાં જઇ માસ્તરે 'જયશ્રીકૃષ્ણ' કર્યા. ગામના, નિશાળના, ઘરના અને ભણવા ગયો છે તે છોકરાના ખબરઅંતર શેઠે પૂછ્યા. માસ્તરે લાયબ્રેરીની વાત કરી.

" બહુ સારી સેવા કરો છો, માસ્તર સાહેબ ! પણ જુઓને, છોકરો મુંબઇ ભણે છે તેનું તમારા સમ, ત્રણસો રૂપિયા ખરચ છે. ને જમાનોય તમે જાણો છો ને ? પેલા ડાહ્યા સાથે આ હમણાં જ તમે હિસાબ કરવા આવ્યા હતા ત્યારે કેટલા રૂપીઆ કાઢી નાખવા પડયા હતા ? પહેલાંનો તો જમાનો જ જુદો હતો. અમારી વાણિયાની તો કઠણાઇ છે. તમને ના પાડતાં ય શરમ આવે–મારા પંડયના સમ ! ! પણ એમ કરજોને, રામાનો ને કાળાનો હિસાબ કરવા આવો ત્યારે, જાઓ, ભરવું હોય તે ફાળામાં ભરી દેજો. ગોરદેવ, તમારી અમીનજર હશે તો બે પાંચ રૂપિયા ભારે નહિ પડે."

માસ્તરનું મોં બેવાઈ ગયું, ને ઉઠયાઃ 'ચ્હા પીધા વિના તો નહિ જ જવા દઉ' એમ શેઠનો દુરાગ્રહ છતાં, માસ્તરે રજા લીધી. 'કોકના હિસાબ થતી વખતે તેની પડખે રહી મરાવી નાખું ત્યારે શેઠજી પાંચ રૂપિયા લાયબ્રેરીમાં નાખે ! તેના કરતાં લાયબ્રેરી ન ચલાવવી એ શું ખોટું ?' માસ્તરે સ્વગત વિચાર્યું ને ધીમે પગલે ઘરભેગા થયા.

***

બીજે દિવસે પાછું એનું એ. માવાએ કહ્યું: ' માસ્તર ! તમે અમુક જ તમારી પસંદગીનાં છાપાં મંગાવો છો તે અમારે શું કામ આવે ? ' રંગીલી રંગભૂમિ ' કે એવું તેવું મંગાવો તો અમે પૈસા આપીએ.' બીજાએ કહ્યું: ' તમે મારા છોકરાને ઉપલા વર્ગમાં ચડાવ્યો કેમ નહિ ? ' તેવો જ બીજો મળ્યો: ' મહેતાજી, મારા છોકરાને નપાસ શું કામ કર્યો ? હું શેણે કાંઈ આપું ? ' એક જણાએ કાલે આવવાનું કહી તેના પડોશીએ ઘરવાળાને શીખવી રાખ્યું: ' ઘેર નથી એમ કહેજો. ' ચૅારે, એક આદમી મળી ગયો, ને વાત કહેતાં જ ચાર આની કાઢી દીધી. ' ભલી સિગારેટ ચામાં જતી બચી ' દેનારે વિચાર્યું.

માસ્તરને યાદ આવ્યું કે ' ધના સુતારના દીકરા કરશનભાઇ કંટ્રાકટર મુંબઇથી આવ્યા છે, ને તેને મળું તો ઠીક. બહુ ઉદાર ને ખર્ચાળ માણસ ગણાય છે. કાલે રવિવાર છે તે સવારે વાત.' સ્નાનસંધ્યાથી પરવારી માસ્તર કરશનભાઈને ત્યાં ગયા. ભાઈ હજી ઉઠયા નહોતા; પણ માસ્તર સાહેબ આવ્યાનું જાણતાં આળસ મરડી બેઠા થયા. કોમળા જેમ તેમ કરી બેઠા ને બે કપ ચા આવ્યો. માસ્તરે ના કહી ત્યારે ' હજીયે સાહેબ, વેદિયા રહ્યા છો ?' કહ્યું; ચાને બદલે નાસ્તો આવ્યો.

" જુઓ કરશનભાઇ, આપણી લાઇબ્રેરીનું બજેટ મોકલવું છે. જો કે આપણું છે તો પુંસ્તકાલય, પણ આપણે તો માંડ વાચનાલયનું અંદાજપત્રક કરી શકીએ છીએ. આપણો પ્રાંત ગરીબ છે, ને તેમાં વળી દુકાળ છે. આ બળબળતે ઉનાળે, જ્યારે ઢોર ઢાંખર ને ઘનસાન પડી હોય તો ફાળો પણ કયાંથી સારો થાય ? ગુજરાતનાં ગામડાં જુઓ તો સો તેરી ત્રણસો, ને પચાસ ગ્રામપંચાયતના મળી સાડાત્રણસોનું બજેટ કરે છે. આટલી જ વસ્તીનાં ત્યાંનાં ગામોમાં પુસ્તકાલયને સુંદર મકાન પણ હોય છે."

" તે માસ્તર એમ કરો. આપણે પણ મકાન કરાવીએ. તમારી નિશાળની પાછળની જમીન પડતર છે, તે સારી ગણાય કે નહિ ? "

" અતિ સુંદર ! ખૂબ સરસ વિચાર ! " માસ્તરનું હૈયું હર્ષથી હીલોળે ચડયું. તેનાં મનઃચક્ષુ સમીપ ત્રણ હજારનું સુંદર નવું મકાન તરવરી ઉઠયું. ધના ભગતનો દીકરો સુપાત્ર જાગ્યો ખરો. તે કુળને તારશે–બાપનું નામ અમર કરશે એમ માસ્તરને લાગ્યું.

" તો તમે પ્લાન બનાવીને મોકલજો. અથવા, એમ જ કરજો ને, તમે આઠમઓરા કે દીવાળીએ તો ચોક્કસ મુંબઇ આવજો. ફાળો કરી દઇએ. "

" ફાળો તો ફાળો. એક હજાર કાયમફંડના ને એક હજાર લોકમદદના જોઇએ. સરકાર પંચાયતમદદ મળી મકાન આલીશાન થાય ત્રણ હજારનું, ને કાયમફંડ પડયું રહે નિભાવ માટે. "

" ઠીક છે, મહેતાજી સાહેબ! ચિંતા કરો માં. જોયું જાશે. અમે ઘણા ફાળામાં ભરીએ છીએ. એકાદ નાટકનો ખેલ ધરમાદે રાખી લેશું, પછી જોયું જાશે. "

" ભાઇ, ત્યારે દીવાળીએ જરૂર આવું. પટેલને ય તેડતો આવું. "

" હા, હા, આવજોને. મહેનત કરશું. કયાં તમારા ઘરનું કામ છે ? પણ હું લખું ત્યાર પછી નીકળજો, માસ્તર. "

" ઇશ્વર તમને ક્રોડ વરસના કરે, ને આપણી આશા ફળે. પણ અત્યારે તો બહુ તંગ છીએ. આ બજેટમાં કાંઇક આપો તો આ વરસ નભી જાય. "

" જુઓ સાહેબ, રૂપિયો બે રૂપિયા આપું તેમાં મારી શોભા નહિ. ખાલી નામ બગડે. આવી નાની વાતો શું કરો છો, માસ્તર ? આપણને તો મકાનમાં રસ છે. "

પરંતુ ખરી વાત તો એ હતી કે ભાઇ મુંબઇથી પધાર્યા ત્યારે ખૂબ ઉડાવ્યું, ને હવે સહકુટુંબ સિધાવવું છે તેથી મુંબઇથી મનીઑર્ડર મંગાવવું પડેલ છે, ને તે આવ્યા પછી જ જવાય તેમ હતું.

મિસ્ત્રીનાં પત્ની અરધપરધ લાજ કાઢી ઝારૂં સીધું લઇ બહાર આવ્યાં: " આ છેલ્લી સુવાવડમાં માસ્તરે જ ઉગારી છે, ઈ તમને વાત કે'તાંય ભૂલી ગઇ હતી " એમ કહી સીધું ધર્યું.

" કરશનભાઇ, હું કાંઇ...કાંઈ સીધું..."

" લ્યો લ્યો માસ્તર, તમે અમારા પૂજ્ય છો. તમારાથી ના તો ન જ કહેવાય. "

" પણ ભાઇ, આ વરસ વિષમ છે, ગામ ભાંગતું જાય છે, ને જો કાંઇ નહિ આપો તો બજેટ નહિ થાય હો ! "

" ઠીક ત્યારે, માસ્તર, મારૂં વચન છે કે ગયા પછી બહુ બહુ તો અઢવાડીએ જરૂર કાંઇક રકમ મોકલીશ. "

સીધું લીધાનો સંકોચ અનુભવતા માસ્તર બહાર નીકળ્યા. " પણ ન લીધું હોત તોયે કરશન કાંઇ અત્યારે ફાળામાં તો આપવાનો નહોતો જ. કાલે તો તે જાય છે. અઠ-વાડિયામાં પાંચપચીસ રૂપિયા આવશે ખરા. "

બજેટને તેટલું મોડું કરવું એજ ઠીક લાગ્યું. આસિસ્ટન્ટ પણ હવે આવી ગયા હતા, તેમણે સાલાબાદ આઠ આના ખુશીથી આપ્યા. કરમશી પટેલ પાસે બેય જણ જઇ

આવ્યા. દુકાળ તેને નડે તેમ ન હતું. તેણે કહ્યું: " હું આઠ આના આપું તેના કરતાં આ હમણાં 'હગ*' આવવાની છે તેની પાસેથી કલદાર રૂપિયો અપાવી દઇશ. એમાં મુંઝાવ છો શું ?" બીજે બે-ચાર ઠેકાણે પણ જઇ આવ્યા.

અઠવાડિયું થયું, બે થયાં; બજેટ મોકલવા માટેનાં લખાણ ને યાદીપત્રો મહાલ-મંડળમાંથી આવી રહ્યાં હતાં. માંડ રૂા. ૪-૧૪-૦ ફાળામાં ભરાયા હતા. તેમાંય ભગાનો રૂપિયો રોકડો નહોતો આવ્યો. આવી જશે, એમ કહ્યું છે ને તમે આપી દેશો. માસ્તરનો પગાર આવ્યો તેજ દિવસે મનીઑર્ડર રૂ. ૫) નું કરી દીધું. 'જોયું જાશે' કહી ઘટતા બે આના પણ પોતે જ મોકલી દીધા. 'કમ પાક' વરસ છે તેથી કાયમ ફંડની મુક્તિ માગવાનું ઠરાવવામાં આવ્યું. બજેટ ગયું ત્યારે માસ્તરનો શ્વાસ હેઠો બેઠો.

***

બજેટ મંજૂર થઇને આવી ગયું. સાથે એક બીજો તુમાર પણ હતો:

'તમે સચિત્ર રામાયણ કમી કરવાનું જણાવ્યું, પરંતુ મે. મહાલ શાળાધિકારી સાહેબના અભિપ્રાય ઉપરથી જણાય છે કે ઉક્ત પુસ્તક મે. વહીવટદાર સાહેબ વાંચવા લઇ ગયેલા તે તેમણે સંસ્થાના પ્રમુખ ગામ પટેલ સાથે પાછું મોકલેલ છે. તેવા અધિકારીનું કહેલું અમાન્ય રાખવાનું કાંઇ કારણ નથી, તેથી મહાલ અધિકારીના અભિપ્રાય મુજબ પુસ્તકની કિંમત રૂા. એક તથા બે આના ટપાલખર્ચ મળી એક રૂપિયો બે આના પુસ્તકાલયમાં જમા કરી આ તરફ જણાવવું. પુસ્તક કમી કરવાનું નામંજૂર. '

માસ્તરે પટેલને લખાણ દેખાડ્યું. " મારું ચોપડી વહીવટદાર પાસેથી આવી તો નથી. આ વખતે હું જરૂર લઇ આવીશ. માંળા પટાવાળા રાખી લેતા હશે. ને માસ્તર, તમારા સાહેબ પરીક્ષા લેવા આવે છે ત્યારે સાચવતા નહિ હો. '

ભગાના કહેવાથી માસ્તરે ગાંઠનો રૂપિયો ભરેલ તે આવે ત્યારે માસ્તર ધોતીજોટો લેવાની રાહ જોઇ રહ્યા હતા. તેમાં વળી ઘરમાં સુવાવડ આવે તેમ હતી તેથી આ વખતે ઘરમાં કાંઇક વધુ ખર્ચ થવાનો હતો. છોકરાને બૉર્ડિંગના ખર્ચ માટે કેમ મોકલવું તેના વિચાર થતા હતા ત્યાં આ પુસ્તકની કિંમત ભરવાનું આવ્યું. ભોળો ભલો નેક ઇમાનદાર સરસ્વતીનો પૂજારી મુંઝાઇ પડયો. બેઠકની સામે જ પૂંઠા ઉપર ચોડેલી સ્વ૦ મોતીભાઇ અમીનની છબી ગોઠવેલી હતી. તેના પ્રેરણાભર્યા શબ્દો યાદ આવ્યા તેનાં કેટલાંક સૂત્રો કાનમાં ગુંજી રહ્યાં ને માસ્તર શાંત થયા.

એસિસ્ટન્ટ શહેરમાં ગયા ત્યારે મહાલ પુસ્તકાલય મંડળમાં આ વાત કરી. તેણે વડોદરે લખ્યું, ને ' સચિત્ર રામાયણ ' માંડી વાળવાની મંજૂરી મળી હતી.

***

સુવાસને અંગે શહેરમાંથી માલ ઉધાર મળી ગયો હતો. એટલે માસ્તરનું મન શાંતિમાં હતું. શ્રી. મોતીભાઇની પ્રતિમા તેને દિવંગત જ્ઞાનપ્રચારનો સંદેશ સુણાવી રહી. દીવાળી નજીક આવતી હતી. રજા માટે ઘરના ગાડીભાડે પણ મુંબઇ જવું એ વિચારથી કરસન કંટ્રાકટરને કાગળો લખ્યા છે. ને આજકાલ જવાબની આશા માસ્તર રાખી રહ્યા છે.

પ્રતાપરાય ગિરધારલાલ મહેતા

---

* ટગ-જહાજ.

## હિંદનું પત્રકારિત્વ : ( એક વિહંગાવલોકન )

વિચારોથી તથા ચોક્કસપણે જ્ઞાનનો પ્રચાર કરવામાં વર્તમાનપત્રો મુખ્ય ભાગ ભજવે છે. વર્તમાનપત્ર વસ્તુનું સર્જન તેમ જ નાશ કરે છે. રાષ્ટ્રબળનું તે સર્જક તથા વિનાશક છે. ધરીરૂપી વર્તમાનપત્રની આસપાસ આખું વિશ્વ ફરે છે. જગતના 'જીવન'ની અંદર વર્તમાનપત્રો કેંદ્રીય સ્થાન ભોગવે છે. ચાલુ જમાનો વર્તમાનપત્રોનો છે. નજીકના ભાવિમાં પણ કંઇ ફેરફાર થાય તેવું દેખાતું નથી.

હિંદમાં વર્તમાનપત્ર ચલાવનારાઓ કાં તો સ્વનિષ્ઠ હોય છે અથવા તો તેમના સિદ્ધાંતોના પ્રચારાર્થે તેઓ તેમ કરે છે. અસંખ્ય દાખલાઓમાં આ બન્નેનું સંમિશ્રણ હોય છે. આથી આપણે એવા નિર્ણય પર આવીએ છીએ કે વેપારી દષ્ટિબિંદુ એ હિંદી પત્રકારિત્વનો પાયો નથી. વર્તમાનપત્ર ચલાવનારાઓનો મુખ્ય હેતુ 'નફો' નથી; ગમે તેમ, તે તેમનો હેતુ હોવો ન જોઇએ.

વર્તમાનપત્રની ઑફિસના તંત્રીવિભાગ, વ્યવસ્થાવિભાગ, એવા વિભાગો પાડી નાખવાથી પત્રનું સ્વરૂપ ધંધાદારી થઇ શકતું નથી. પત્રનું વૈજ્ઞાનિક રીતે ઉત્પાદન થાય તે હસી કાઢવા જેવું નથી. સિદ્ધાંતહીન પત્રકારિત્વ સિવાય, વિભાગોને સ્થાયી કરવા તેમાં કંઇ ગુન્હો નથી.

હિંદમાં સમાચાર પૂરા પાડનારી અગ્રગણ્ય સંસ્થાઓ, એસોસીએટેડ પ્રેસ ઑફ ઇન્ડિયા તથા યુનાઇટેડ પ્રેસ ઑફ ઇન્ડિયા છે. પહેલી સંસ્થાની સ્થાપના સ્વ. મિ. કે. સી. રૉયે કરી હતી. અત્યારે તે રૂટર્સ સાથે અંગત રીતે સંકળાયેલી છે.

રૂટરની મુખ્ય ઑફિસ લંડન ખાતે છે. પ્રખર ખબરપત્રી સ્વ. મિ. જ્યુલિયસ રૂટરે તેની સ્થાપના કરી હતી. તેના અત્યારના પ્રમુખ સર સેમ્યુઅલ સ્ટોરી એમ. પી. છે. તેણે હમણાં જ જણાવ્યું હતું કે 'ખબર પૂરા પાડવા માટે આખા જગતમાં સગવડવાળી બ્રિટિશ સંસ્થા માત્ર રૂટર્સની જ છે.' હિંદમાં પરદેશના ઘણાખરા ખબર આ સંસ્થા દ્વારા જ આવે છે.

જો સંજોગો અનુકૂળ હોય તો વર્તમાનપત્રો અગત્યનાં સ્થાનોએ તથા વિશિષ્ટ વિષયો માટે ખાસ ખબરપત્રીઓની નિમણુક કરે છે. ઘણી યે વખત ન નિમાયેલ વ્યક્તિઓ તરફથી વર્તમાનપત્રોને ખબર પૂરા પાડવામાં આવે છે તથા મતપ્રદર્શન કરવામાં આવે છે. બીનતારી સંદેશાથી, ટપાલ તથા તાર મારફત તેમ જ ખાસ દૂત મારફત ખબરો પૂરા પાડવામાં આવે છે. ટેલીપ્રિન્ટર દાખલ થતાં તે આવકારદાયક સુધારો છે.

હિંદમાં આધુનિક વર્તમાનપત્રોનો પાયો અંગ્રેજી પત્રોએ નાખ્યો હતો. ઈ. સ. ૧૭૮૦ ના જાન્યુઆરીના ચોથા અઠવાડિયામાં 'બેંગાલ ગેઝેટ' પ્રગટ થયું. મિ. જેમ્સ ઑગસ્ટસ હિક્કી નામના યુરોપીઅને તેની સ્થાપના કરી હતી અને તેના તંત્રી પણ તે જ હતા. પરંતુ તે સમયના રાજ્યવહીવટ તથા કાયદા સાથે તેને ઘર્ષણ થયું, તેને કેદ કરવામાં આવતાં છાપું બંધ પડયું. હિક્કીનું ગેઝેટ બંધ પડતાં બીજાં કેટલાંક પત્રો નીકળ્યાં. તેમાં 'ઇન્ડિયન ગેઝેટ' 'ધી બેંગાલ હેરલ્ડ' 'ધી મદ્રાસ કુરિયર' નો સમાવેશ થતો હતો.

આ સમય દરમિયાન પત્રકારિત્વની હિંદમાં સ્થાપના થઈ ચૂકી હતી. સમય જતાં હિંદના દરેક ભાગમાં પત્રોનો ફેલાવો થયો. છેવટ ‘ ધી ઇન્ડિયન ગેઝેટ ’ તથા ‘ બૅંગાલ હેરલ્ડ ’ ‘ ઇન્ડિયન ડેઇલી ન્યુઝ ’ સાથે જોડાઈ ગયાં.

અંગ્રેજી પત્રોનો મોટો ભાગ દરરોજ પ્રગટ થાય છે. આ દૈનિકોનો મોટો ભાગ સચિત્ર અઠવાડિક કે વધારો પ્રગટ કરે છે. ટાઇમ્સ ઑફ ઇન્ડિયા તરફથી પ્રગટ થતું ‘ ધી ઇલસ્ટ્રેટેડ વીકલી ’ અને ‘ હિંદુસ્તાન સ્ટાન્ડર્ડ ’ની રવિવારની આવૃત્તિનો ‘ મેગેઝીન વિભાગ ’ આના દાખલા છે. અઠવાડિયામાં એક કે બે વખત પ્રગટ થતાં ઘણાં પત્રોનાં નામ આપી શકાય. બીજાં પત્રોની સંખ્યા પણ ઓછી નથી.

હિંદનાં ઘણાં પત્રો તથા માસિકોને જગતનાં શ્રેષ્ઠ પત્રોની હરોળમાં મૂકી શકાય તેમ છે. અંગ્રેજી પત્રકારિત્વે બતાવી આપ્યું છે કે એક ‘ હિંદી પણ પરદેશી ભાષા પર સહેલાઇથી પ્રભુત્વ મેળવી શકે છે. ’

હિંદની ભાષામાં શરૂઆતનાં વર્તમાનપત્રો બંગાળીમાં ‘ સમાચાર દર્પણ ’ તથા ગુજરાતીમાં ‘ મુંબઇ સમાચાર ’ હતાં. ‘મુંબઇ સમાચાર’ તો હજુ ચાલે છે. અંગ્રેજીની માફક ગુજરાતી ભાષાનાં પત્રોમાં પણ દૈનિક ( રવિવારની આવૃત્તિ સાથે કે સિવાય ), દ્વિસાપ્તાહિક, સાપ્તાહિક, પાક્ષિક, માસિક તથા બીજાં સામયિકોનો સમાવેશ થાય છે.

હિંદી ભાષાનાં પત્રો આખા દેશમાં જાણીતાં છે, જો કે ખરી રીતે તો ઉત્તર તથા મધ્ય–ભાગોમાં તે વધારે આગળ પડતા છે. ઊર્દુ પત્રોનો પ્રચાર પંજાબ, દિલ્હી, સરહદ પ્રાંતો અને બીજાં સ્થળોમાં છે. બન્ને ભાષાઓ ‘ હિંદુસ્તાની ’ ભાષાને વેગ આપતી હોઇ એક-બીજાનું કાર્યપૂરક છે.

પ્રાંતોની હિંદની ભાષાઓએ પત્રકારિત્વના વિકાસમાં ખૂબ મદદ કરી છે. બંગાળી, મરાઠી, તામિલ, તેલુગુ, મલાયલમ, રાજસ્થાની, કાનડી, સિંધી, ગુરુમુખી તથા પુસ્તુ ભાષાએ આપેલ ફાળો ચિરસ્મરણીય છે. આ ભાષામાં નીકળતાં પત્રો સરસ હોઇ શકે છે તેનો દાખલો કલકત્તાના ‘આનંદ બજાર પત્રિકા’, કલકત્તાના ‘બસુમતિ’, પૂનાના ‘કેસરી’, મદ્રાસના ‘ સ્વદેશમિત્રમ્ ’ અને બીજાં ઘણાં પત્રોથી મળી શકે છે.

રાજકીય નેતાઓ અને કાર્યકર્તાઓએ પત્રકાર તરીકે જે ભાગ ભજવ્યો છે તેનો અહીં સહેજ ઉલ્લેખ કરીશું. સર ફીરોઝશાહ મહેતા, સર સુરેન્દ્રનાથ બેનરજી તથા શ્રી. બિપીનચંદ્ર પાલે તેમના જીવન દરમિયાન પત્રકારિત્વમાં સુંદર ફાળો આપ્યો હતો. સ્વ. ગોખલેએ ‘ સર્વન્ટ ઑફ ઇન્ડિયા ’ પ્રગટ કર્યું. તે સમયના સુપ્રસિદ્ધ નેતા બાલ ગંગાધર તિલકે અંગ્રેજીમાં ‘ ધી મરાઠા ’ તથા મરાઠીમાં ‘ કેસરી ’ ચલાવ્યાં. મૌલાના મહમદઅલીએ ‘ હમદમ ’ તથા ‘ કોમરેડ ’ ચલાવ્યાં. સ્વરાજ પક્ષના નેતા શ્રી. સી. આર. દાસે સુભાષચંદ્ર બોઝના સહકારથી ‘ ફોરવર્ડ ’ ચલાવ્યું. પંજાબી આગેવાન સ્વ. લાલા લજપતરાયે ‘પીપલ’ની સ્થાપના કરી. સ્વરાજપક્ષના આગેવાન સ્વ. શ્રી. એ. રંગાસ્વામી આયંગર થોડો વખત ‘ હિંદુ ’ના તંત્રી હતા. ગાંધીજી ‘ યંગ ઇન્ડિયા ’ સાથે જોડાયા. પાછળથી તે પત્રે ‘ હરિજન ’ને સ્થાન આપ્યું. રાજકીય નેતાઓ તંત્રી હોવાના બીજા પણ ઘણા દાખલાઓ છે. મિ. જી. સુબ્રમનિયા આયર, મિસિસ એની બિસન્ટ, મિ. એસ. કસ્તુરંગી આયંગર,

શ્રી. જવાહરલાલ નહેરૂ; રાઇટ ઑન. શ્રિનિવાસ શાસ્ત્રી, ડૉ. સર સી. વાય. ચિંતામણિ, મિ. સત્યરંજન બક્ષી અને પ્રો. એન. સી. રંગાને તેમાં ગણાવી શકાય.

રાજકીય જીવનને અપાયેલ અગત્યને લઇ તાજેતરમાં સંખ્યાબંધ રાજકીય પત્રો નીકળ્યાં છે.

૧૯૩૯ ના ઑગસ્ટમાં હિંદી રાષ્ટ્રીય મહાસભાના બધા રાજકીય પક્ષોને પોતાનાં મુખપત્રો–સાપ્તાહિકો–હતાં. ગાંધીવાદના સ્થાપકે ગાંધીવાદના સિદ્ધાંતોનો ' હરિજન ' દ્વારા પ્રચાર કર્યો. શ્રી. સુભાષચંદ્ર બોઝે ' ફૉરવર્ડ બ્લૉક 'નું તંત્રીપદ લીધું. ' ધી નેશનલ ફ્રન્ટ ' તે જ નામનું પત્ર કાઢયું, મિ. એમ. એન. રૉયે ' ઇન્ડિપેન્ડન્ટ ઇન્ડિયા 'નું તંત્રીપદ લીધું. મહાસભાના સમાજવાદી આગેવાનોએ પોતાના પક્ષના મુખપત્ર તરીકે સંઘર્ષણ કાઢયું.

પહેલાં ત્રણ પત્રોએ અત્યારે પ્રકાશન બંધ રાખ્યું છે. ' ફૉરવર્ડ બ્લૉક ' બંધ પડયા પહેલાં તેનું તંત્રીપદ મિસિસ લીલા રૉય ચલાવતાં હતાં.

માત્ર રાજકીય પ્રશ્નોની ચર્ચા કરતાં પત્રોની શરૂઆત એમ બતાવે છે કે હિંદમાં વર્તમાનપત્રોના વાંચકોનો મોટો ભાગ રાજકારણમાં જ રસ લે છે. આનો અર્થ એ નથી થતો કે બીજાં પ્રજાકીય પત્રોએ રાજકીય વિચારોના વિકાસમાં ઓછો ભાગ લીધો છે. તેમના ફાળાને નહિવત્ ગણવામાં આપણે કૃતઘ્ન ગણાઇશું. રાજકીય પત્રોની તો પ્રજાકીય પત્રોના કાર્યને ટેકો આપવા માટે જરૂર છે. વિશિષ્ટ પ્રકારનાં બીજાં પત્રો માટે આ હકીકત તેટલી જ સત્ય છે.

હિંદનાં પત્રો રાજકારણ, અર્થશાસ્ત્ર, કળા, વિજ્ઞાન, વેપાર, ખેતીવાડી, ફિલ્મ–જગત તથા બીજી ઘણી બાબતો વિષે ખબર પૂરી પાડે છે. ટૂંકામાં પત્રકારિત્વ 'સમયનું પ્રતિબિંબ' છે.

પત્રો તૈયાર કરવામાં આધુનિક યંત્રોનો ઉપયોગ સામાન્ય નથી. ઘણાં પત્રોનું છાપકામ તથા દેખાવ બહુ સરસ હોય છે. હિંદીઓ કુશળ તંત્રીઓ, મદદનીશ તંત્રીઓ, લેખકો તથા ખબરપત્રીઓ હોવાનું માન ધરાવી શકે છે. ચિત્રો તથા કાર્ટૂનોનો વધતો જતો ઉપયોગ ઉત્સાહપ્રેરક છે. મોટા ભાગનાં પત્રોનો બાહ્ય દેખાવ કંગાળ હોવાની વાત ખરી છે. પરંતુ તેનું કારણ આર્થિક તંગી હોય છે, નહિ કે બુદ્ધિનો અભાવ.

ખબરોને દાબી દેવાનું તથા ખરી ખબરોને વિકૃત સ્વરૂપ આપવાનું શોચનીય વલણ કેટલાંક પત્રોમાં હોય છે. કેટલાક પત્રકારો સિદ્ધાંતો કે કારણો માટે લેશ માત્ર દરકાર કરતા નથી. આગેવાનોને ઉતારી પાડવામાં તેઓ જરા પણ પાછા હઠતા નથી આમ છતાં હિંદી પત્રોનું સારૂં સન્માન જળવાય છે.

વર્તમાનપત્રનું સંચાલન શીખવનારી સંસ્થાઓની હિંદમાં ઉણપ છે. સફળ પત્રકારિત્વ ' ડીપ્લોમા ' પર નિર્ભર ન હોવાનો અમે સ્વીકાર કરીએ છીએ. આકાશના તારાઓની માફક પત્રકારો પોતાની મેળે પ્રકાશે છે. પરંતુ ઊગતા પત્રકારોની યોગ્ય પસંદગી કરવામાં મદદગાર થવા માટે એને લગતી શાળાઓ ઉઘાડવામાં આવે તો ઉપયોગી થઇ પડશે. આ રીતે શાળાઓની જરૂર અનિવાર્ય છે.

છોટાલાલ માનસિંગ કામદાર.

વિસનગરમાં શ્રી શાન્તાબાઈ સાર્વજનિક

# મહિલા પુસ્તકાલયની ઉદ્‌ઘાટનક્રિયાનો સમારંભ

તા. ૪-૮-૪૧ ના સોમવારે સવારે ૯ વાગે વિસનગરમાં શ્રી શાન્તાબાઈ મહિલા પુસ્તકાલયના મકાનમાં તેની ઉદ્‌ઘાટનક્રિયા અ. સૌ. હીરાલક્ષ્મીબેન પ્રાણુલાલ નાણાવટીના શુભ હસ્તે કરાવવાનો સમારંભ ડૉ. મીસ લીમયેના પ્રમુખપણા નીચે યોજાયો હતો. મકાનને ધજા પતાકાથી શણગારવામાં આવ્યું હતું. સ્ત્રીઓએ સારા પ્રમાણમાં હાજરી આપી હતી.

શરૂઆતમાં બાળાઓએ ઈશ્વરપ્રાર્થના કરી હતી. અને પ્રાસંગિક કાવ્ય સંગીત સાથે ગાવામાં આવ્યું હતું. તે પછી શ્રી ચંપાબેનની દરખાસ્તથી અને શ્રી કાન્તાબેન અને સૌ. મધુબેનના અનુમોદનથી લેડી ડૉ. મીસ લીમયેએ પ્રમુખસ્થાન લીધું હતું. ત્યારબાદ સૌ. વસુમતીબેન જાનીએ ઉદ્‌ઘાટનક્રિયા કરવા વિનંતિનું ભાષણ કર્યું હતું, જેમાં પુસ્તકાલયના બાંધકામની વિગતો જણાવી હતી.

બાદ અ. સૌ. હીરાલક્ષ્મીબેને ચાંદીનું તાળું ઉઘાડી દ્વાર ખુલ્લું મૂકી ભાષણ આપ્યું હતું, જેમાં શ્રી. મહાસુખભાઈને ધન્યવાદ આપી જણાવ્યું કે જ્ઞાન સમું કોઈ દાન નથી. અને તેમાંએ સ્ત્રીઓને જ્ઞાન આપવું એ દેશઉન્નતિની સાચી ચાવી છે. તેથી આ મહિલા પુસ્તકાલય માટે બહેનો તો શેઠશ્રીનો આભાર માને જ; પરંતુ વિસનગરની સમગ્ર જનતા તેમની ઋણી છે એ ભૂલવા સરખું નથી.

બીજી નોંધવા યોગ્ય બાબત એ છે કે આ મહિલા પુસ્તકાલય સ્વ. સૌ. શાન્તાબેન મહાસુખભાઈની સ્મૃતિને જીવંત રાખે છે. એ બહેન વિસનગરનાં એક સંસ્કારી, લોકપ્રિય અને સેવાભાવી અગ્રણી બહેન હતાં. શેઠ મહાસુખભાઈના સામાજિક, પ્રજાકીય, ધાર્મિક અને સાહિત્યપ્રવૃત્તિનાં કાર્યોમાં એ તેમનાં સાચાં સહધર્મચારિણી અને જીવનસાથી હતાં. એ આદર્શ ગૃહિણી, ઉત્તમ માતા અને ધર્મપ્રેમી તથા સેવાપરાયણ મહિલાને આ પ્રસંગે આપણે સન્માનભરી અંજલિ આપીએ એ યોગ્ય જ છે. એવાં ગુણજ્ઞ મહિલાનું સ્મારક આથી વધારે બીજું કયું હોઈ શકે ? મારી આપ સૌને વિનંતિ છે કે આજે આ પ્રસંગે એ સન્નારીના સદ્‌ગુણોનું સ્મરણ કરીએ અને આ મહિલા પુસ્તકાલયનો ખૂબ ખૂબ ઉપયોગ કરી તેની સ્થાપનાનો હેતુ સુંદર રીતે સફળ કરીએ.

બાદ, શેઠ શ્રી. મહાસુખભાઈનું દીર્ઘાયુ ઇચ્છી તેઓ સેવામય જીવન જીવે અને આવાં અનેક યશસ્વી સત્કાર્યો કરીને સમાજની આશિષ મેળવતા રહે એવી ભાવના વ્યક્ત કરી હતી.

તે પછી સૌ. મણિબેન, શ્રી સુભદ્રાબેન, શ્રી માણેકબેન તથા કુ. મધુબેને પ્રાસંગિક બોધદાયક અને અસરકારક ભાષણો કર્યાં હતાં. ત્યારબાદ પ્રમુખ ડૉ. મિસ લીમયેએ ઉપસંહારનું ભાષણ કરતાં જણાવ્યું કે, પાટણમાં મેં જે કંઈ યથાશક્તિ કામ કર્યું છે એ ધ્યાનમાં લઈ મને અત્રેના મહિલા મંડળના તેમજ આ પુસ્તકાલયની વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ નીમી છે તે માટે હું બેનોનો આભાર માનું છું. અને તે કામ જેવી રીતે દસ વરસથી

[ અનુસંધાન પૃ. ૪૬૧ને છેડે ]




૧ સ્થૂલિભદ્ર ( કામવિજેતા )—કર્તાઃ જયભિખ્ખુ (દેસાઇ, બાલાભાઇ વીરચંદ); પ્રકાશકઃ સારાભાઇ મણિલાલ નવાબ; નાગજીભૂદરની પોળ, અમદાવાદ; ૧૯૪૦; ક્દ ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૪+૪+૩૯૧; રંગીન સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨–૮–૦.

જૈન પ્રાચીન સાહિત્યોદ્ધાર ગ્રંથાવલિનું આ ૧૬ મુ પુસ્તક છે. એના સંચાલક અમદાવાદવાળા સારાભાઇ મ. નવાબ છે. આમાં જૈન ધર્મવિદ્વાન સ્થૂલિભદ્રનું ચરિત્ર વાર્તા દ્વારા પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. વાર્તા તરફ સમાજની અભિરુચિ વિશેષ હોવાથી આવા મહાન પુરુષનું ચરિત્ર વાર્તા તરીકે ઘણા ઉત્સાહપૂર્વક લોકો વાંચશે એ નિર્વિવાદ છે. સ્થૂલિભદ્રને કામવિજેતા કહ્યા છે તે શા કારણથી એ વાર્તાને છેવટે સમજાશે. કોશા નામની રાજનર્તિકાને ત્યાં પડયા પાથર્યા રહ્યા છતાં એ કામવિજેતા તરીકે પ્રસિદ્ધ છે. વાર્તાનો સમય ભારતના ભાગ્યોદયકાળનો છે. મહાઅમાત્ય શકટાળનો એ પુત્ર, પિતાની અનિચ્છા છતાં પણ વેશ્યાને ત્યાં વર્ષો સુધી રહે અને સત્તાનો અગ્નિ એમાંથી એકેને પ્રજાળી ન શકે! એક વેળાનો પતિત જુવાન થોડી ક્ષણોમાં સર્પની કાંચળી માફક બધું ફગાવી મહાન તપસ્વી અને મુનિઓમાં મહાન બની શકે અને સર્વવેત્તા ગુરુદેવ એને બરાબર ઓળખી પુનઃ તેજ વેશ્યાને ત્યાં જવાની રજા આપે અને એ જ તપસ્વીએ વેશ્યાને પણ ધર્મ તરફ દોરી જાય, એ એની મહાન શક્તિ અને કામવિજેતાના બિરદને યુક્ત જ છે. એનાં ભાઇ-બહેનો પણ આદર્શરૂપ હતાં જ, પિતા પણ આદર્શ પિતા તરીકેની ફરજ સાથે બાળકોને પણ સ્વતંત્રતા આપવામાં પાછી પાની કરતા નથી. એમને છોકરા છોકરીઓમાં વિશ્વાસ છે. કોશા પણ સામાન્ય વેશ્યા નથી. જાત જાતના ભોગવિલાસો વચ્ચે રહેવા છતાં સ્થૂલી-ભદ્ર સિવાય બીજા કોઇ તરફ દૃષ્ટિ પણ કોશાએ કરી નથી અને એ દૃષ્ટિ પણ

---

[ અનુસંધાન પૃ. ૪૬૦નું ]

મેં પાટણ મહિલા મંડળમાં અને મહિલા પુસ્તકાલયમાં સેવાભાવથી કરેલું છે તેવી રીતે આ વિસનગરની બંને સંસ્થાઓની સેવા કરી બેનોને આગળ વધારવા પ્રયત્ન કરીશ. જાણીને ખુશી થશો કે આ મહિલા પુસ્તકાલયને અ. સૌ. હીરાલક્ષ્મીબેન તરફથી રૂ. ૧૦૧)ની ભેટ આપવા જણાવ્યું છે. ત્યાર બાદ શ્રી જીવીબેને સૌ બેનોનો આભાર માન્યો હતો. તે પછી આ પ્રસંગ માટે ખાસ પધારેલા પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક રા. ઉમેદભાઇએ આનંદ પ્રદર્શિત કરી આ મહિલા પુસ્તકાલયને સરકાર તરફથી જેટલી મદદ મળી શકશે તેટલી આપવા માટે ખુશી પ્રદર્શિત કરી હતી. અને સંસ્થાને પોતાની વિવિધ પ્રવૃત્તિઓ રાજરત્ન શ્રીયુત મહસુખભાઇના સહકારથી આગળ ધપાવશો. અને અ. સૌ. શાન્તાબેનને યોગ્ય અંજલિ આ સંસ્થાની પ્રગતિદ્વારા આપશો. ત્યારબાદ ફુલહાર થઈ સભા વિસર્જન થઇ હતી.

આખરે તો સ્થૂલિભદ્ર દ્વારા આધ્યાત્મિક શ્રેય તરફ જ વળી જાય છે. સાધુ પુરુષોમાં અગ્રણી, પિતા, બેનો અને ભાઈઓ તરફ સતત માનની અને સ્નેહદષ્ટિથી જોનાર સ્થૂલિભદ્ર આખરે ગુરુદેવની કૃપાથી તેમ જ પોતાની એકનિષ્ઠાની ભક્તિ આખરે ભક્તિની પરાકાષ્ટાએ પહોંચી એનો દુશ્મન એવો પરરુચિ પણ એની ગાથા ગાતો થઈ જાય છે. પાટલીપુત્રના મહારાજ નંદના અત્યાચારથી વિરુદ્ધ બનેલા અને અપમાનિત વિષ્ણુગુપ્ત, મૌર્યવંશના ચંદ્રગુપ્તને લડવા ઉશ્કેરી પાટલીપુત્રને ઘેરો ઘાલે છે. રાજ્યમહેલમાં વિષકન્યાનો પ્રયોગ ચાલુ કરી રાજા નંદ ચંદ્રગુપ્ત જોડે સંધિ કરે છે અને ચંદ્રગુપ્તના કહેવા પ્રમાણે રથમાં રત્ન માણેક વગેરે જવાહીરો સહિત પ્રજા લઈ નગર છોડી જાય છે. પુત્રી રથમાંથી ઊતરી પિતાને કહી ચંદ્રગુપ્ત ઉપરના પ્રેમથી તેને શરણે જાય છે અને પોતાને પત્ની તરીકે અંગીકાર કરવા વિનવે છે. વિષ્ણુગુપ્તના આદેશથી આ રાજ્યલક્ષ્મીનો સ્વીકાર થાય છે અને જૂના અને નવા રાજવંશનું પુનઃમિલન થવાથી પ્રજા પણ આનંદમાં નાચી ઉઠે છે. આ પુસ્તકમાં વીરરસ, શૃંગાર, વૈરાગ્ય વગેરે રસોનાં સુંદર વર્ણનો કરી જમાવટ પણ સારી થઈ છે. પુસ્તક વાંચવા માંડયા પછી સ્થૂલિભદ્ર તેમજ અન્ય પાત્રોની જમાવટથી પૂરું કર્યા સિવાય છોડવું ગમે એવું નથી. પુસ્તક દરેકે વાંચવા લાયક તથા બોધ લેવા લાયક છે. આવાં ચરિત્રનાં પુસ્તકો જેમ વધારે વંચાય તેમ ધર્મ અને આત્મસંયમ તરફ લોકોની વૃત્તિ વધારે વળે; એટલે દરેકે દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક હોવું જોઇએ એટલુંજ નહિ પરંતુ લોકો સમક્ષ ધરી એ જેમ બને તેમ વિશેષ વંચાય એવી નીતિ રાખવી જોઇએ.

પુસ્તકનાં રૂપરંગ, બાંધણી, છપાઇ, બીબાં વગેરે સુંદર અને યોગ્ય છે.

**૨ સોરઠી સોમનાથ** – કર્તાઃ–કવિ ભવાનીશંકર નૃસિંહરામ; સંપાદકઃ દયાશંકર કવિ; પ્રકાશક ચંદુલાલ લ. વોરા, કલ્યાણ પ્રકાશન મંદિર, રમકડા મારકીટ; અમદાવાદ, ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી કદ; સોરઠી સોમનાથના ભવ્ય રંગીન ચિત્રવાળા આચ્છાદન સહિત સચિત્ર પાકું પૂઠું; પૃ૪ ૧૨ + ૨૨૪; મૂલ્ય રૂ. ૨–૦–૦.

આ પુસ્તકમાં ભાઇ ચંદુલાલે, ઇ. સ. ૧૦૨૪ ની સુલતાન ગિઝનીની પ્રભાસના સોમનાથ મહાદેવ પરની ચડાઇનો ઐતિહાસિક અહેવાલ નવલકથારૂપે સ્વ. ભવાનીશંકર કવિએ લખેલો તે તેમના ચિરંજીવી દયાશંકરે સંપાદિત કરેલો, પ્રસિદ્ધ કર્યો છે.

ઈંગ્લાંડનો વ્યવહારકુશળ આંગ્લરાજા કેન્યુટ ધ ગ્રેટ વિન્ચેસ્ટરનું જૂનું દેવળ શણગારવામાં એ સમયે રોકાયો હતો તેના જ સરખો ધમારતોનો ભભકો બતાવવાનો અભિલાષ સેવતા સુલતાન મહમુદે ધર્મને ઝનૂને તે સમયે મહિમાવાન અને રચનાત્મક દૃષ્ટિએ અતિસુંદર એવું સોમનાથનું દેવળ તોડવા વિચાર કર્યો અને ગિઝનીમાં મહાન ફોજ તૈયાર કરી હિંદુસ્થાનમાં આવી અજમેરના રાજા અજયધરદેવને સંધિ કરવા કહેણ મોકલ્યું; પરંતુ તેણે રસ્તો આપવા ના કહી અને લડવા તૈયાર થયો. પહેલે દિવસે એ હાર્યો અને એની જિત થઇ પરંતુ અસંખ્ય એવા સુસજ્જ લશ્કર આગળ એ ફાવી શકયો નહિ અને બીજી લડાઇમાં એનો પરાજય થઇ એ મરાયો. અજમેર મુસલમાનોએ લૂંટયું અને રાણી સતી થઇ. ત્યાં અણહીલવાડ પાટણ જતાં ત્યાંના ચામુંડરાય નબળા અને સુસ્ત હોવાથી ત્યાં પણ મહમુદ ફાવ્યો અને ત્યાંથી સીધો સોમનાથ પર જઈ

ત્યાંના રાજપૂત લડવૈયાઓને જેર કરી સોમનાથનું દેવળ તોડી ત્યાંની લૂંટ ગીઝની મોકલી અને ત્યાં થોડો સમય રહી 'ગંદાબ'ના રાજાએ રસ્તો આપવા ના કહી હતી તેથી તે તરફ ગયો. ભીમદેવ, વલ્લભસેન વગેરે ત્યાં લડવા ગયા પરંતુ મહમુદના અથાગ બળ આગળ તેઓ ફાવ્યા નહિ અને એ રાજ્ય પણ પડયું. ત્યાંથી મહમુદે પાટણ માટે વલ્લભસેન કે દુલ્લભસેનને નીમવો તે નક્કી કરવામાં બન્ને પક્ષનું સાંભળી, દુલ્લભસેન નમી પડયો અને વલ્લભ મહમુદને નમ્યો નહિ તેથી દુલ્લભસેનને ગાદી મળી. તેણે વલ્લભસેનને પકડાવી અંત આણવા વજીર જોડે મસલત કરી મહમુદને વીનવ્યો. પરંતુ વલ્લભ પકડાયો ખરો પરંતુ તેને છેતરી કેદખાનામાં પૂર્યો. ભયંકર યાતનાઓ ભોગવાવવા મનસુબો કર્યો પરંતુ પ્રજા સામે થઇ અને દુલ્લભસેનને જીવતા સુધી બંદીખાનામાં રહેવું પડ્યું. મહમુદ ગીઝની જઇ પ્રજાનું બહુ માન પામ્યો. પછી એનું રાજ્ય કેવી રીતે ચલાવતો હતો તે વર્ણવ્યું છે. તેમાં એને ગરીબોનો બેલી તરીકે વર્ણવ્યો છે. બે ત્રણ પ્રસંગો એના ન્યાય અને પ્રજાવત્સલતાના સારા વર્ણવ્યા છે. આમાં અન્ય પાત્રો કરતાં મહમુદનું પાત્ર જ વધારે ચમકી ઉઠે છે. ભીમદેવ વગેરે મહાન છતાં વાર્તાદ્વારા મહમુદનું ચરિત્ર આલેખવા પ્રયત્ન થયો છે. રા. મુનશીના કરતાં આ વાર્તાનું વસ્તુ એકનું એક છતાં જુદું જ ગણાય છે. સોમનાથનો નાશ વર્ણવવા કરતાં આમાં મહમુદના પાત્ર તરફ વધારે ધ્યાન અપાયું હોય એમ લાગે છે. મહમુદને જેવો ખરાબ હિંદમાં ચિતરાયો છે તેવો તે નહોતો પરંતુ દિલસોજ, શૂરો, ગરીબનો બેલી, સંકટ સમયે ધીરજવાન, અલ્લાહનો સુરત ભક્ત હતો એવું બતાવ્યું છે. ફિરદુસીનો પ્રસંગ એ મહમદવિરૂદ્ધનો પ્રસંગ છે. સોનામહોરને બદલે રૂપામાહોર આપવા નક્કી કર્યાથી રાતોરાત નાસી જઇ પત્રદ્વારા પોતાનું વક્તવ્ય મહમુદને સમજાવી એ મહાન કવિ ચાલ્યો ગયો. શાહનામું તૈયાર થઇ ગયું પરંતુ મહમુદને પત્રથી ભાન આવ્યું અને આખરે એ સોનામહોરો જ્યારે ફિરદુસીને મોકલી ત્યારે એ દુનિયા છોડી ગયો હતો અને એની છોકરીએ ઘણી આનાકાની સાથે એ સોનામહોરો સ્વીકારી પોતાના ગામમાં એનાથી એક સુંદર જળાશય 'તુશ' નામનું બંધાવી એની કીર્તિ ફેલાવી. છેવટમાં નવલકથાનાં મુખ્ય પાત્રોની ઓળખ કવિએ આપી છે તે વાંચવા લાયક છે.

પુસ્તક ઐતિહાસિક દૃષ્ટિએ વાંચવા ગમે એવું છે. નવલકથા તરીકે એ વંચાશે જ.

કાગળ, છપાઇ, બાંધણી વગેરે ઠીક છે. છૂટક મૂલ્ય જરા વિશેષ છે પરંતુ આ મોંઘવારીના કાળમાં એ ચલાવી લેવાય. સારું પુસ્તક માફકસર કિંમતે મળે તો વિશેષ માણસો તેનો લાભ લઇ શકે અને કર્તાનો શ્રમ સફળ થાય.

૩ **આનંદી**—અનુવાદકઃ મંગલમ્, પ્રકાશકઃ નિરંજન કાર્યાલય, સૈયદપુરા, સુરત; ૧૯૪૧, ક્રાઉન ૧૬ પેજી કદ, સચિત્ર રંગીન આચ્છાદનવાળું સચિત્ર પાકું પૂઠું; પૃષ્ ૨+૨૩૫; મૂલ્ય રૂ. ૨–૮–૦

કવિવર રવિન્દ્રનાથ ટાગોરે લખેલી 'રાજર્ષિ' નામક બંગાળી નવલકથાનો આ અનુવાદ છે. બંગાળામાં દેવીને નામે અપાતાં હિંસાત્મક બલિદાનો સામે આ પુસ્તક દ્વારા કવિવરે ઝંબેશ ઉઠાવી છે. નિમિત્તરૂપ નાની બાલિકા આનંદીને બનાવી ત્રિપુરાના રાજા

ગોવિંદમાણિક્ય પાસે દેવીને નામે થતી હિંસા બંધ કરવાની પ્રતિજ્ઞા લેવડાવે છે. બાલિકાને નદીકિનારે રક્તસરિતા દેખી કમકમાટી આવે છે. ત્યાંથી ઘેર જતાં તાવ ચઢે છે અને તે ઘેનમાં દેખાવ જોઈ રહી ચમકે છે અને ડાઘ સાફ કરવા પોતાના ભાઈને આમંત્રે છે. મહારાજા હાજર હોય તેનું હૃદય દ્રવે છે અને હિંસા બંધ કરવા પ્રતિજ્ઞા લે છે. ભુવનેશ્વરીનો રઘુપતિ મહારાજ દેવીના સુરત હિમાયતી તરીકે સામે પડે છે. આનંદીના અવસાનથી રાજાની પ્રતિજ્ઞા દૃઢ થાય છે અને રઘુપતિ નહિ ફાવવાથી એના નબળા મનના ભાઈને ઉશ્કેરી બંડ કરાવે છે. ગોવિંદમાણિક્ય રાજધાની છોડે છે. પોતાના પાલક પુત્ર અને મહારાજાના ગુણપૂજક જયસિંહને પણ ઉશ્કેરે છે. મોગલ સમ્રાટ શાહજહાંના પુત્ર સુજા સાથે મળી જઈ રાજદ્રોહ કરે છે. વિજયગઢના વૃદ્ધ કિલ્લેદારને ફસાવી તેનો વિશ્વાસઘાત કરે છે, પુરોહિત તરીકે એ હિંસાનો આગ્રહી છે એ સિદ્ધ કરી બતાવે છે. પરંતુ સમય જતાં એનું પરિવર્તન થાય છે અને પશ્ચાત્તાપ કરે છે, જે દેવીને માટે તેને આગ્રહ હતો તેના પર એને તિરસ્કાર આવે છે અને આખરે 'અહિંસા પરમો ધર્મઃ' એ સનાતન સત્યનો તે ભક્ત બની જાય છે. રાજા ગોવિંદ માણિક્ય ફરી રાજ્ય સંભાળી હિંસાનો પ્રતિબંધ કરે છે.

રઘુપતિ મહારાજ દાનવ બને છે અને મહારાજા ગોવિંદમાણિક્ય સત્વગુણી પ્રકાશી નીકળી દેવ બને છે. દેવ દાનવનું યુદ્ધ જામે છે. રાજા ગોવિંદમાણિક્ય મુશ્કેલીઓ વેઠી થોડો સમય રખડી આખરે પોતાનું રાજ પાછું મેળવે છે અને એ રીતે અહિંસાવૃત્તિનો જય થાય છે. એટલે કવિવરનો નવલકથા લખવાનો મૂળ હેતુ સિદ્ધ થાય છે. આવાં પુસ્તકો વાંચવા લોકોને ખૂબ ગમશે. જૈન તેમ જ જૈનેતર બધાને આકર્ષશે જ. ભાષા વગેરે સારાં છે. પાત્રાલેખન પણ સુંદર છે.

મહાત્માજીના અહિંસાના સિદ્ધાન્તને પોષતી આ નવલકથા આ કાળે ખૂબ આકર્ષક થશે. રૂપ રંગ, ભાષા, છપાઈ, બંધામણ વગેરે સુંદર છે.

૪ **જીવનરસ**—સંપાદક; ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ; પ્રકાશકઃ સ્વાશ્રયી લેખક મંડળ, લાઠી, (કાઠીઆવાડ); ૧૯૪૦; બોર્ડનું પૂઠું; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૪+૧૬૦; મૂલ્ય રૂ. ૧–૪–૦

લાઠીથી પ્રસિદ્ધ થતી ગૃહપુસ્તકાલય ગ્રંથમાળાના બીજા વર્ષનું આ પહેલું પુસ્તક છે. સંપાદકે જીવનસરિતાના જુદા જુદા પ્રસંગોને સ્પર્શતા દુઃખદ પ્રસંગોપર જુદા જુદા લેખકોએ લખેલી સામાજિક કઠોરતા દર્શાવતી વાર્તાઓ આમાં સંગ્રહી છે. કુલ જુદા જુદા ૧૮ લેખકોએ લખેલી ૨૦ વાર્તાઓ આમાં છે. બે લેખકોની બે વાર્તાઓ છે. વકીલ, હૃદય, ગુલ, પતિતા, દિવ્ય મિલન, પ્રેમમાં દંભ વગેરે વાતો ખાસ વાંચવા લાયક છે. દરરોજ સમાજમાં જોવામાં આવતી ત્રુટિઓ, દંભો વગેરે આમાં ચીતર્યાં છે. વાર્તાઓ ટૂંકી છે. એટલે કંટાળો આવે એવું નથી. આવાં પુસ્તકો વાંચવાથી વાંચકો દુનિયાની આંટીઘૂંટીઓ અને ત્રુટીઓ ઓળખતા થઈ શકે અને તે સામે મોરચા માંડી શકે. એવી સ્થિતિમાં આવી પડેલાંને બનતી મદદ પણ કરી શકે. સિમ્બાની વાર્તા ખરેખર હૃદયદ્રાવક છે. સિમ્બાનું કૃત્ય ન્યાયની રીતિએ જોતાં યોગ્ય હતું. માણસ ગમે એટલો દબાયલો કે ગરીબ હોય છતાં હૃદયહારની કઠોરતાથી મગજનું સમતોલપણું ગુમાવી ન કરવાનું કરી બેસે છે. ગુલામોના ઉપર ( આફ્રિકાના વતનીઓ તરફ ) આરબ વેપારીઓ કેવો જુલમ કરે છે તેનું આ દૃષ્ટાંત છે.

વાર્તા તરીકે અને ખાસ કરીને ટૂંકી વાર્તા તરીકે લોકોને પસંદ પડશે.

**૫ હેમચંદ્રાચાર્ય**—કર્તા-ધૂમકેતુ, પ્રકાશકઃ મોહનલાલ દીપચંદ ચોકસી, ત્રાંબા કાંટા, મુંબઇ નં. ૩; ૧૯૪૦; સચિત્ર રંગીન આચ્છાદનયુક્ત આચાર્યશ્રીની ભવ્ય પ્રતિમાવાળું પાકું પૂઠું; ક્રાઉન ૧૬ પેજી કદ; પૃષ્ઠ ૨૦+૨૩૪; મૂલ્ય રૂ. ૧-૮-૦.

શ્રી આત્માનંદ જન્મ શતાબ્દિ સ્મારક ગ્રંથમાળાનું આ ચોથું પુસ્તક છે. ગુજરાતને પોતાની અસ્મિતાનું, ગુર્જરભાષાનું, ગુર્જર ગૌરવનું જ્ઞાન અર્પનાર કલિકાલસર્વજ્ઞ આચાર્યશ્રી હેમચંદ્રજીનું આ ચરિત્ર બહુ અભ્યાસપૂર્વક, સંશોધનપૂર્વક અને નિર્ણયાત્મક રીતે આલેખાયું છે. ભાઇ ધૂમકેતુએ પુસ્તકોમાંથી જુદે જુદે સ્થળેથી હકીકત મેળવી તેને ચોકઠામાં બંધ બેસાડી, આધારપૂર્વક અને જુદા જુદા પૌર્વાત્ય તેમજ પાશ્ચાત્ય વિદ્વાનો અને સંશોધકોના અવતરણો સહિત આ પુસ્તક પ્રગટ કરી આત્માનંદ જૈન સ્મારક સમિતિની તેમજ જૈન અને જૈનેતર બધાની અપૂર્વ સેવા બજાવી છે. ભાઇ ધૂમકેતુએ એમની અગાધ શક્તિ, એમની સંસ્કારિતા, એમનો મહિમા, એમનું અગાધ જ્ઞાન વગેરે બહુ જ ખૂબીપૂર્વક આ પુસ્તકમાં જણાવ્યાં છે. ગુજરાત ઉપર તો આચાર્યશ્રીનું ઋણ ન ચૂકવાય એવું છે જ. તેથી જ થોડાં વર્ષ ઉપર પાટણમાં હેમચંદ્રાચાર્ય જયંતી શ્રી. કનૈયાલાલ મુનશીના પ્રમુખપદે ધામધૂમથી ઉજવાઇ એક સંશોધન મંદિર પણ ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. ભાઇ ધૂમકેતુએ પુસ્તકમાં એમના વિષે લખેલું છે તેટલું જ જો વાંચીએ તો આચાર્યશ્રી કેવા મહાન પ્રતિભાશાળી હતા તેનો કાંઇક ખ્યાલ આપણને આવશે.

અભ્યાસકોએ, સંશોધકોએ તેમ જ જિજ્ઞાસુઓએ આ પુસ્તક ખાસ અભ્યાસપૂર્વક વાંચવું જોઇએ. અને કાર્ય કરવામાં એમનો આદર્શ દષ્ટિ સમીપ રાખવો જોઇએ.

પુસ્તકના કાગળ, રૂપરંગ, છપાઇ, બાંધણી વગેરે સુંદર છે.

**૬ મોહિની**—કર્તાઃ ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીઆ; પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ નં. ૨. આવૃત્તિ બીજી, ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી કદ; રંગીન આચ્છાદનવાળું સચિત્ર પાકું પૂંઠું; પૃષ્ઠ ૧૭ + ૪૮૮, મૂલ્ય રૂ. ૩-૦-૦

વિરાટ ગ્રંથાવલિનું આ ૩૪ મું પુસ્તક છે. સ્વ. ભાઇ ભોગીન્દ્રરાવ સામાજિક સુધારણાના હિમાયતી હોઇ તેમણે વાર્તાઓ દ્વારા પોતાનાં મંતવ્યો પ્રચાર અર્થે પ્રજા સમક્ષ રજુ કર્યાં હતાં. તેમાંનું આ દારૂનિષેધનો પ્રચાર કરતું, પુસ્તક હૃદયદ્રાવક વર્ણન અને ચિતાર સાથે બહાર પાડયું છે. પ્રખ્યાત આંગ્લ કથાકાર મિસિસ હેન્રી વુડના 'ડેઈન્સબરી હાઉસ 'નું આ આપણા સમાજને અનુકૂળ થઇ પડે એવું રૂપાંતર છે. એમાં ભાઇ ભોગીન્દ્રરાવની નિરીક્ષણશક્તિ, તેમની માહિતી તથા એ બદી દૂર કરવાની તેમની તમન્ના જણાઇ આવે છે. મદ્યપાનથી કેવું દુઃખદ અને કડવું પરિણામ આવે છે અને કુટુંબની કેવી પાયમાલી થાય છે તે આમાં વર્ણવ્યું છે. સુધા અને વસંતરાવ્ અને મોહિની એ બન્ને યુગલોમાં જુદી જુદી સ્ત્રીઓના માનસની કસોટી છે. સુધા મદ્યપાન વિરોધી અને મોહિની સંસ્કારવશાત્ મદ્યપાનની હિમાયતી; સુધાનાં બે મોટાં છોકરાં માની માફક મદ્યપાન વિરોધમાં દઢાગ્રહી અને નાનો વામન મોહિનીના સંસર્ગથી દારૂડીઓ, મોહિનીનાં પોતાનાં છોકરાં પણ એટલાંજ દારૂડીઆં અને સુખી કુટુંબ દારૂની બદીથી કેવું દુઃખદ સ્થિતિમાં આવી પડે છે તે બહુ સુંદર રીતે બતાવ્યું છે. દારૂથી કેવી ખરાબી થાય છે તે સુધાના

મૃત્યુના પ્રસંગથી તેમજ અન્ય પ્રસંગોથી બતાવ્યું છે. આખરે મોહિની પોતાની ભૂલ જુએ છે અને પોતાના જ્યેષ્ઠ ઓરમાન પુત્ર જયંત અને પુત્રી ભદ્રા આગળ પોતાની ભૂલ કબૂલી દારૂનિષેધનું પણ લે છે. કયાં સુધાના સમયનો વસંતરાવનો શાંત અને આનંદી સુખમય સંસાર અને કયાં મોહિનીના સમયનો તોફાની, દુઃખદ અને કંટાળાભર્યો સંસાર. રઘુનું પાત્ર પણ નિમકહલાલી કેવી હોય અને દારૂ કેવું પરિણામ લાવે છે એ બતાવે છે. મુંબાઇની મોહિની, ત્યાંની લાલચો અને નીતિનો લોપ એ બધું વામન અને બાબુનાં પાત્રો દ્વારા દર્શાવ્યું છે.

જયંત, ભદ્રા, વગેરે પાત્રો ઉચ્ચ કોટીનાં છે. વસંતરાવ નબળા મનનો અને અતિ વિશ્વાસુ હોવાથી મોહિની સ્વતંત્ર રીતે વર્તે છે અને ઘરની પાયમાલી કરી નાખે છે. મોહિની સ્વતંત્ર વિચારની અને દારૂ માફકસર લેવાના વિચારની છે. આખરે એને પણ જયંત સમક્ષ પોતાની ભૂલ કબૂલ કરવી પડે છે.

આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ થઇ છે એ જ એની લોકપ્રિયતા બતાવે છે. પ્રથમ આવૃત્તિ ૨૫ વર્ષ ઉપર પ્રસિદ્ધ થઇ હતી.

**ના. ચં. દીવાનજી**

**૭. સાહિત્ય અને વિવેચન ભાગ ૨:—** લેખક: દી. બ. કેશવલાલ હ. ધ્રુવ, પ્રકાશક: ગુજરાત વર્નાક્યુલર સોસાયટી–અમદાવાદ. કિંમત: એક રૂપીઓ.

સોસાયટીએ પ્રતિષ્ઠિત વિદ્વાનોના અહીં તહીં વેરાયલા લેખો વ્યવસ્થિત રીતે સંકલિત કરી પ્રસિદ્ધ કરવાની જે પ્રથા પાડી છે તે પરમ પ્રશંસનીય છે. એ યોજનાને અંગે દી. બ. કે. હ. ધ્રુવનો કિંમતી લેખસંગ્રહ " સાહિત્ય અને વિવેચન-ભાગ ૧ " ગયે વર્ષે આપણને મળ્યો હતો, અને આ વર્ષે એનો બીજો ભાગ મેળવવા આપણે ભાગ્યશાળી થયા છીએ.

દી બ. કેશવલાલભાઇ એટલે વિદ્વત્તાનો વિપુલ ભંડાર. સાક્ષરશ્રી ગોવર્ધનરામ પછી બીજી જ સાહિત્યપરિષદ્‌ના પ્રમુખપદના એઓ અધિકારી થયા, એ એમનું ઉન્નત સ્થાન દર્શાવે છે. પ્રાચ્ય વિદ્યાના એઓ ધુરંધર પંડિત હતા, અને સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ આદિ ભાષાઓનો એમનો અભ્યાસ સૂક્ષ્મ અને તલસ્પર્શી હતો. એ પુરાતત્ત્વવેત્તાની વેધક આંખ દૂર દૂરના ભૂતકાળ ઉપર ફરી વળતી અને ગઇ કાલના બનાવો વાંચતી હોય તેમ સેંકડો વર્ષોના પુરાણો ઇતિહાસ ઉકેલતી. આજીવન ધૂળધોયાનો ધંધો સ્વીકારી ગુજરાતના ગામડામાં આથડીને કે નગરની ગુજરીમાં રખડીને એમણે ધૂળમાં દટાયલાં અનેક કિંમતી રત્નોને પ્રકાશમાં આણ્યાં છે. આવા સમર્થ સાક્ષરની અસાધારણ વિદ્વત્તાના નીચોડરૂપ આ છૂટા છૂટા લેખોને પુસ્તકાકારે ગ્રથિત કરવાની સોસાયટીની સેવા વિદ્યાર્થીઓને અને અભ્યાસીઓને પરમ આશીર્વાદ સમાન છે.

પ્રસ્તુત પુસ્તકમાં ગુજરાતી ભાષાશાસ્ત્ર, ગુજરાતી ભાષા–સાહિત્ય અને છંદઃશાસ્ત્ર ઉપરના લેખો લેવામાં આવ્યા છે. અને એ વિષયો દી. બ. કેશવલાલભાઇના પ્રિય વિષયો હોઇ પુસ્તક અત્યંત આધારભૂત અને ઉપયોગી બન્યું છે. આમાંના પદ્યરચનાના પ્રકાર, સાહિત્યપરિષદ્‌ના પ્રમુખ તરીકેનું ભાષણ, વાગ્વ્યાપાર વગેરે લેખો બી. એ. અને એમ. એ.

ના અભ્યાસક્રમમાં નિયુકત થતા હોય એ મેળવવામાં વિદ્યાર્થીઓને મુશ્કેલી નડતી, એ આ પુસ્તકથી દૂર થઇ છે. અને હવે આ આખું પુસ્તક એમ. એ. ના ઉચ્ચ અભ્યાસીઓને માટે પાઠ્ય બનાવવાની સરળતા થઇ છે.

શ્રી. કેશવલાલભાઇની શૈલી સઘન અને મિતાક્ષરી છે. એક શબ્દથી અર્થ સરતો હોય તો એઓ કદી બે શબ્દ મૂકે નહિ. એટલે ૩૫૦ પાનાંના આ પુસ્તકમાં '**પુષ્પિતા વાચમ્**' વદનાર કોઇ વાચસ્પતિથી સાતસો પાનાંમાં ન સમાય એટલો સંભાર ભરેલો છે. 'આર્યવાણીનો વિકાસ'માં વેદના અતિસંસ્કૃતથી માંડીને સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ સુધીનો વાણીનો વિકાસ સંક્ષેપમાં વર્ણવ્યો છે. વિસ્તૃત ભાષાશાસ્ત્રને નક્કર મુઠ્ઠીમાં સમાવતો રત્નખચિત સુવર્ણાલંકારસમો એમનો વાગ્વ્યાપાર આજે યે એ વિષયમાં અમૂલ્ય અને આધારભૂત છે.

ભાષા અને સાહિત્યના વિભાગમાં શ્રી. કેશવલાલભાઇના અવિરત અધ્યયન, મનન અને પરિશીલનના નિષ્કર્ષરૂપ અને એ મહાન સંશોધકની તપશ્ચર્યાના પરિપાકરૂપ લેખો સંગ્રહાયા છે. બીજી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરીકેનું એમનું વ્યાખ્યાન એ પ્રકારના સાહિત્યમાં અનોખી ભાત પાડે છે. મુગ્ધાવબોધ, ઔક્તિક, ગદ્યકથાસંગ્રહ અને કાન્હડદે પ્રબંધ પરના લેખો દ્વારા જૂની ગુજરાતીના એ સિદ્ધહસ્ત સાક્ષર પોતાનું વિરલ વર્ચસ્વ દર્શાવે છે, અને માર્કણ્ડેયપુરાણનું કર્તૃત્વ અને પ્રેમાનન્દના જીવનના પાંચ પ્રસ્તાવનાં જ્વલંત તેજથી એ પ્રેમાનન્દીય પંડિત પોતાના પ્રિય કવિ ઉપર અજબ 'સર્ચલાઇટ' ફેંકે છે. નાગર બ્રાહ્મણો વિષેનો માહિતીપૂર્ણ લેખ પણ સંશોધનનો સુંદર નમુનો પૂરો પાડે છે.

'પદ્યરચનાની ઐતિહાસિક આલોચના' કરનાર એ પ્રખર વિદ્વાનનું છંદઃશાસ્ત્રનું નૈપુણ્ય તો નોખું જ છે. એમની નિષ્ણાત કલમે લખાયલા એ વિષયના ઉભય લેખોની ઉપયોગિતા અને મહત્તા જેટલી આંકીએ એટલી ઓછી છે.

કેશવલાલભાઇ આવા અપ્રતિમ સાક્ષર હોવા છતાં સૌજન્ય અને નિરભિમાનતાની મૂર્તિ સમા હતા. કવિ સંમેલનના પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન અને સન્માનસમારંભનો એમનો પ્રત્યુત્તર એમની એ સહજ નમ્રતાની સાક્ષી આપે છે.

પુસ્તકને અંતે આપેલી વિસ્તૃત શબ્દસૂચિથી પુસ્તકની ઉપયોગિતામાં સરસ ઉમેરો થયો છે. કેશવલાલભાઇનું સ્થાન સદાયનું ખાલી છે. આ પુસ્તકથી એમની ખોટ કંઇક અંશે પુરાશે એવી આશા સાથે અમે ગુજરાતીના ઉચ્ચ અભ્યાસીઓને આ અમૂલ્ય ભંડારનાં દર્શને આમંત્રીએ છીએ, અને એ ભંડાર ઉઘાડી આપનાર સુપ્રસિદ્ધ સોસાયટીને અનેક અભિનન્દન આપીએ છીએ.

**( પ્રૉ. ) ચ. શં. પટેલ**

૮ **બાલકુંજના બીજા પાઠો**—પ્રકાશકઃ કનુભાઇ પટેલ, આદ્યસંપાદકઃ બાલકુંજ ભારત વિદ્યાલય; કરાડી પૃ. ૯૮, પૂઠું કાગળનું. કિં. ૦–૬–૦; પરદેશ ૧ શિલિંગ આવૃત્તિ ૧ સચિત્ર.

૬

૯ બાલકુંજના ત્રીજા પાઠો—પ્રકાશકઃ ઉપર પ્રમાણે. પૃ. ૮૦, પૂઠું કાગળનું, કિંમત ૦-૫-૦.

'ભારત વિદ્યાલય કરાડી'નાં બાળકોના 'બાલકુંજ' હસ્તલિખિત માસિકમાંથી આ સંગ્રહ તૈયાર કર્યો છે. સ્વ. વિદ્યાર્થી ગુલાબનું આ સંગ્રહ સાથે નામ જોડયું છે.

વિદ્યાર્થીઓએ વિદ્યાર્થીની દૃષ્ટિથી લખેલા આ લેખો ખરેખર વિદ્યાર્થીમાનસ સમજવા માટે અભ્યાસ યોગ્ય છે.

મોટાઓ વિદ્યાર્થીઓ માટે લખે એ કરતાં વિદ્યાર્થીઓ પોતા માટે કેવું લખે તે આમાંથી સમજાશે.

આમાંના ઘણા લેખો વિચારભર્યા પણ છે. અમને તો થાય છે કે શિક્ષકોનો-સુધારનારાઓનો-હસ્તસ્પર્શ થયા વગર મૂળ ભાષામાં જ વિદ્યાર્થીની કલમથી લખાયલા જેવા ને તેવા જ લેખો હોત તો વધુ સુંદર થાત.

વિદ્યાર્થી ભાઇબ્હેનોના ધોરણ સાથે એમની વય લખાઇ હોત તો વધુ ઠીક પડત.

જુદી જુદી ઢબે વિષયોને રજુ કરવામાં આવ્યા છે. બાળકોએ તમામ વિષયોનો સ્પર્શ કરી પોતાના જ શબ્દોમાં આલેખ્યા છે. છાપકામ, કાગળ વગેરે જેવાં જોઇએ તેવાં યોગ્ય છે. મોટાઓને પણ આમાંથી ઘણું જાણવાનું મળશે.

'દ્રષ્ટા'

**૧૦ શ્રી મનુસ્મૃતિ**—ભાષાંતરકર્તાઃ શાસ્ત્રી શંકરદત્ત પાર્વતીશંકર, સંપાદકઃ અને પ્રકાશકઃ ભિક્ષુ-અખંડાનંદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૨+૬૦૮, બોર્ડપટીનું આચ્છાદનવાળું પૂઠું, મૂલ્ય રૂા. સવાબે.

મનુસ્મૃતિ એ હિંદુ ધર્મશાસ્ત્રોમાં અગત્યનું સ્થાન ધરાવનાર ગ્રંથ છે. એ ધર્મગ્રંથને આર્ય હિંદુઓની ધારાપોથીરૂપ કહી શકાય. એમાં હિંદુસમાજે પાળવાના જુદી જુદી બાબતોને લગતા વિધિ-નિષેધો આપેલા છે. ચારે વર્ણોના શા શા ધર્મ છે, તેમણે એકબીજા સાથે કેવી રીતે વર્તવું, તેમ જ પાપ માટે શું પ્રાયશ્ચિત્ત હોય છે-આ તેમ જ આવી કેટલીક અન્ય બાબતોને લગતાં સરળ સૂચનો સ્મૃતિકાર મનુ મહારાજે આપ્યાં છે. એમાં જગતની ઉત્પત્તિથી લઇને બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસીના વિવિધ ધર્મો-આચારોનું વિવરણ આપેલું છે. ઉપરાંત સમાજશાસ્ત્રમાં ન્યાય અંગેનાં નીતિસૂત્રોનો પણ સમાવેશ કરી અંતિમ આધ્યાત્મિક જ્ઞાન પણ આ ગ્રંથમાં છે જ.

સેંકડો વર્ષો પૂર્વે રચાયેલા આ ગ્રંથનાં સૂત્રો, ઊંડે ઊતરી અભ્યાસ કરનારને, આજે પણ એટલાં જ ઉપયોગી જણાય તેવાં છે.

મૂળ સંસ્કૃતનું આ ગુજરાતી ભાષાંતર છે. આ ભાષાંતર અગાઉ, મનુસ્મૃતિનાં અન્ય ભાષાંતરો બહાર પાડવામાં આવ્યાં હતાં. આમાં શ્લોકો સહિત ભાષાંતર અપાયેલું છે, જ્યારે અગાઉ પ્રસિદ્ધ થયેલ કોઇ કોઇએ નીચે કેટલીક ટિપ્પણીઓ આપી વિશેષ સ્પષ્ટતા કર્યાનું પણ જાણમાં છે. આવાં સ્પષ્ટતા અને સમજૂતી દર્શાવતાં ટિપ્પણો શ્લોકોના ભાષાંતર સાથે અપાયાં હોત તો ગામડાંમાં વસતી જનતા એનો વધુ લાભ લેવા પ્રેરાત.

સ્વામીશ્રી અખંડાનંદજીએ આ પુસ્તક, આજે જે ગુજરાતી ભાષામાં મળવું દુર્લભ થઈ પડયું છે તેવે વખતે કાગળની મોંઘવારી છતાં માત્ર સવાબે રૂપિયાની કિંમતે બહાર પાડયું છે, તે જનતા પરના તેમના અનેક ઉપકારોમાં વધુ ઉમેરો કરે છે.

ચારે વર્ણાશ્રમોના ધર્મન્યાયના સરળ સિદ્ધાંતો સરખું આ પુસ્તક ખરીદી શકે તેવાં તમામ પુસ્તકાલયો પોતાને ત્યાં જરૂર વસાવે.

**૧૧ ભક્તિતત્ત્વ**—લેખકઃ સ્વામી જપાનન્દ, તથા જયંતીલાલ મંગળજી ઓઝા, રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮ + ૨૪૬, સાદું પૂઠું, મૂલ્ય રૂ. એક.

હિંદુસ્થાનનાં કેટલાંક શહેરોમાં સ્થપાયેલાં રામકૃષ્ણ આશ્રમો દેશની વિવિધ સેવાઓ કરે છે. રાજકોટ ખાતેની આ શાખાએ આધ્યાત્મિક સાહિત્યપ્રચારનું કામ પણ હાથ ધર્યું છે. એના પરિણામરૂપ આ પુસ્તક તૈયાર કરાયું છે.

ભક્તિયોગને લગતાં કેટલાંક પુસ્તકો પરથી એ સર્વના નિચોડરૂપ આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. ભક્તિપરાયણ વાચકોને એમાંથી ભક્તિવિષયક તત્ત્વોનો સાર મળી આવશે. ભક્તિવિષય ઉપરાંત, કેટલાંક ભક્તચરિત્રો પણ આપ્યાં છે. છેલ્લે સંસ્કૃત, અંગ્રેજી, ગુજરાતી પ્રાર્થનાઓ અને કુરાને શરીફમાંની આયતો પણ આપી છે. એટલે સર્વ ધર્મના સમન્વયપૂર્વક ભક્તિયોગનું ઠીક નિરૂપણ કરાયું છે.

**૧૨ શ્રી રામકૃષ્ણ લીલાપ્રસંગ** ભા. ૧-૨—ભાષાન્તરકર્તાઃ હરિશંકર ન. પંડયા, પ્રકાશક, કદ ઉપર પ્રમાણે. ભા. ૧ લાનું મૂલ્ય ૦-૮-૦ બીજાનું એક રૂપિયો. સં. ૧૯૮૬

પરમહંસ રામકૃષ્ણદેવના એક શિષ્ય સ્વામી શારદાનંદે પાંચ વિભાગમાં તૈયાર કરેલા ગ્રંથ પરથી આ જીવનવૃત્તાંત યોજાયેલું છે. પરમહંસદેવને થઇ ગયે આજે ઘણાં વર્ષો થઇ જવા છતાં તેમના સદુપદેશરૂપે તેઓ આજે અનેક સ્થળે પૂજાય છે. એમનું વિસ્તૃત જીવન જાણવા માટે આ બન્ને ભાગોમાંથી ઘણી માહિતી મળી આવે તેમ છે.

**૧૩ ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનાં સદ્વચનો**—ભા. કઃ-કેવલરામ માવજી દવે; પ્રકાશક ઉપર પ્રમાણે. ડેમી આઠ પેજી પૃષ્ઠ ૧૬+૩૫૬, પાકું પૂઠું, મૂલ્ય લખ્યું નથી.

ઉપરનાં બન્ને જીવનચારત્રનાં પુસ્તકો ઉપરાંત પરમહંસ રામકૃષ્ણદેવના જીવનપ્રસંગો દરમિયાન તેમણે જુદા જુદા જે સ્વાભાવિક સદુપદેશો આપેલા, અને જે શ્રી. મ.એ નોંધી લીધેલા તે જ્ઞાનપ્રદ ઉપદેશોનો આમાં સંગ્રહ છે. આવું સદુપદેશોનું પુસ્તક સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી "શ્રી રામકૃષ્ણ કથામૃત" નામથી બહાર પડયું છે. એ પુસ્તક પણ ઉપર્યુક્ત મહાશયના સર્જન પરથી જ તૈયાર થયેલું જણાયું છે.

**૧૪ શ્રી રામકૃષ્ણદેવનું ટૂંક જીવનચરિત્ર તથા ઉપદેશ**—પ્રકાશક ઉપર પ્રમાણે. સાદુ પૂઠું, મૂલ્ય ૦-૪-૦, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪+૭૬.

આ પુસ્તિકા શ્રી રામકૃષ્ણ શતાબ્દી પ્રસંગે પ્રકટ કરવામાં આવેલું. જેઓ મોટું જીવનચરિત્ર ન મેળવી કે વાંચી શકે તેમ હોય તેમને માટે આ ટૂંક વૃત્તાંત ઠીક ઉપયોગી થઇ પડશે.

**૧૫ જીવનપ્રવાહ**—લેખક અને પ્રકાશકઃ ઈશ્વરભાઈ દેસાઈભાઈ પટેલ, પ્રકાશકઃ જીવાભાઈ દેસાઈભાઈ પટેલ, નાવલી ( વાયા આણંદ ). ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૮૮, બોર્ડ પટીનું સાદું પૂઠું, મૂલ્ય રૂા. એક.

લેખકે વિદ્યાર્થી અવસ્થામાં લખેલું આ પુસ્તક છે; પોતાના તરંગમાં આવ્યું તે આમાં લખી નાખ્યું છે. વિદ્યાર્થી અવસ્થામાં વેઠેલી વિટંબણાઓ અને જાણે સંસારનાં દુઃખોથી કઈ વિરાગી હોય-કંટાળી ગયેલા હોય તેવા મનોમંથનમાંથી આ પુસ્તક ઉદ્‌ભવ્યું લાગે છે. જો કે કેટલેક સ્થળે વાચકને કંઈક વિચારવા જેવું પણ મળે તેવું છે. લેખકે પુસ્તક લખી નાખીને તરત જ છપાવવાની ઉતાવળ કરી છે તે યોગ્ય નથી કર્યું.

**૧૬ યૌગિક જીવન**—લેખકઃ શ્રી. હરિભાઈ નારાયણભાઈ પટેલ, અમરેલી. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬+૮૮, સાદુ પૂઠું, મૂલ્ય ૦-૬-૦.

લેખક વડોદરા રાજ્યના કેળવણી ખાતાના એક અધિકારી છે. પોતાના વ્યવસાય ઉપરાંત દરેકને પોતાને પ્રિય કંઈક હોય છે. અને તેનો તે વખતોવખત આસ્વાદ લે છે.

લેખકને યોગના પ્રયોગોમાં-શારીરિક માનસિક તંદુરસ્તી કેળવવામાં રસ આવ્યો. એ વિષયના ગુરુ શોધ્યા અને એને લગતું જ્ઞાન મેળવી પ્રયોગો કર્યા. એ પ્રયોગોનું તારતમ્ય આ પુસ્તકમાં લેખકે આપ્યું છે. યોગનાં સમસ્ત અંગોનું આમાં વિવરણ નથી, છતાં યોગ-પ્રવેશ ઇચ્છનારને કેટલીક પ્રાથમિક માહિતી તો જરૂર એમાંથી મળી આવશે. અને યોગની પ્રક્રિયાઓ તો કોઈ યોગ્ય ગુરુ પાસેથી જાણી સમજી ઊંડો અભ્યાસ મેળવીને જ કરવી જોઈએ.

**૧૭ ત્રણ પગલાં**—લેખકઃ સોપાન, પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, પો. બો. નં. ૭૩, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૬૨, પાકુ પૂઠું, મૂલ્ય રૂ. બે.

શ્રી. સોપાન આપણા સાહિત્યમાં સામાજિક વાર્તાકાર તરીકે આજે સારા જાણીતા છે. તેમણે આપણા સમાજને સ્પર્શતી લખેલી કેટલીક ટૂંકી વાર્તાઓ અને સત્ય કથાઓનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. પહેલી વાર્તા " ત્રણ પગલાં " પરથી પુસ્તકનું નામ આપવામાં આવ્યું છે. એમાં એક પ્રેમીનાં એના પ્રેમપંથમાં ભરેલાં ત્રણ પગલાંનું સુરુચિપૂર્ણ ચિત્રણ છે. અન્ય વાર્તાઓ પણ વાર્તાકલાના રસિકોને ગમી જાય તેવી છે.

**૧૮ સત્ય કબીર શબ્દામૃત** અથવા **ગુજરાતી શબ્દાવલી**—પ્રકટકર્તાઃ મહંત શ્રી. બાલકદાસજી, કબીર ધર્મ વર્ધક કાર્યાલય, શિયાબાગ, વડોદરા; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬ + ૨૯૨ + ( સ્વરોદયસારનાં ) ૩૨, સાદું પૂઠું, મૂલ્ય રૂા. સવા. ૧૯૩૮

કબીર ધર્મ વર્ધ કાર્યાલય તરફથી શ્રી કબીર સાહેબના સંપ્રદાયને લગતું કેટલુંક સાહિત્ય પ્રકટ કરવામાં આવ્યું છે. તે પૈકી આ સંપ્રદાયના અનુયાયીઓને તેમ જ ઇતરજનોને આધ્યાત્મિક જ્ઞાનાનંદ આપે એવી શબ્દામૃત-સુધારૂપ વાણી સંગ્રહાયેલી છે. કબીરસાહેબની વાણીમાં રસ લેનાર અને આનંદ મેળવવા ઇચ્છનારને એ ઉપયોગી નીવડશે.

**૧૯ કબીરસુધા અથવા રેખતા ઝૂલના**—સંપાદક, પ્રકાશક ઉપર પ્રમાણે. ફુલ્સકેપ સોળપેજી કદનાં પૃષ્ઠ ૨૮+૨૭૬+૧૨.

કબીર વાણીમાં મુખ્યત્વે રેખતા-ઝૂલના એમના ભક્તો-પ્રશંસકોને વધુ પ્રિય હોઈને

કેટલાકને તો એ જ્ઞાનદાયક પદ્યો કંઠાગ્ર પણ હોય છે. એ રેખતા-ઝૂલનાનો આ નાનો પણ ઉપયોગી પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. કબીર સાહેબના સાહિત્યમાં રસ ધરાવનાર સૌ કોઈને આ બોધ અતિ ઉપયોગી માલમ પડશે.

**૨૦ The Glimpses of the Life and Light of Saheb Kabir and Dhani Dharma Das**—લેખકઃ સ્વા. વનમાલી, બી. એ. એલ. એલ. બી. પ્રકાશક ઉપર મુજબ.

કબીર સાહેબનું જગતના સંતોની હરોળમાં પણ વિશિષ્ટ સ્થાન છે અને દુનિયાના અન્ય દેશોના ધર્મ અને સંસ્કૃતિના પૂજારીઓને કબીર સાહેબ સંબંધે કંઇક જાણવાનું મળે એ હેતુથી શ્રી અરવિંદના અનુયાયી આ લેખકે કબીર સાહેબ અને ધની ધર્મદાસજીના જીવન અને તેમના ઓજસ્વી પ્રસંગો આ પુસ્તકમાં આલેખ્યા છે. ગુજરાતી કે હિંદી નહિ જાણનારાઓને કબીર સાહેબ સંબંધે જાણવા જોગ માહિતી આ પુસ્તકમાંથી મળી આવશે. કરથા પુસ્તકાલયો ખરીદી શકે.

ઉપરનાં પુસ્તકો ઉપરાંત નીચેની પુસ્તકાઓ પણ એ સંપ્રદાયના અનુયાયીઓને ઉપયોગી થાય તેવી છે. સદ્દગુરુ કબીર સાહેબ ઔર ઉનકે સિદ્ધાંત (હિંદી), **Tisa Yantra of Kabir Saheb**, સન્ધ્યાપાઠ, સદ્દગુરુ કબીર ભજનાવલિ, કબીર સાહેબની સાખીઓ, તીસાજંત્ર ગુજરાતી.

**મણિલાલ પ્ર. વ્યાસ**

## સામયિકો

**૧ શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક**—જાન્યુઆરી-માર્ચ ૧૯૪૧. પુ. ૫, અં. ૪. સંપાદક તથા પ્રકાશકઃ અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ. ૩૬૫, શ્રી. ફા. ગુ. સભા મંદિર, મુંબાઇ નં. ૪ વાર્ષિક લવાજમ રૂ. ૩. છૂટક અંકની કિંમત ૧૨ આના.

આ ત્રૈમાસિક હવે બહુ નિયમિત રીતે પ્રસિદ્ધ થાય છે. ભાઈશ્રી અંબાલાલની ચિવટાઈ તેમજ તેમના પ્રયાસને આ નિયમિતતા આભારી છે. આ સભાનું સમસ્ત કામ એમણે મંત્રી થયા પછી બહુ વ્યવસ્થિત કર્યું છે.

સાહિત્યના ક્ષેત્રમાં અત્યંત ઉપયોગી એવો ભાઈ કેશવરામ કા. શાસ્ત્રીનો 'લિંગ્વિસ્ટિક સર્વે ઑફ ઇન્ડિયા'ના લેખક સર જ્યૉર્જ એ. ગ્રિયર્સને જે ૧૧ ગ્રંથો હિંદની ભાષાઓ પર લખ્યા છે તેમાં ૯ મા ગ્રંથમાં રાજસ્થાની ઉપરાંત ગુજરાતી ભાષાની માહિતી આપવામાં આવી છે. તેમાંથી 'ગુજરાતી' ભાષા સંબંધી હકીકતનો આ અનુવાદ છે. આ લેખ અંગ્રેજી ભાષાથી અનભિજ્ઞ ગુજરાતીના રસજ્ઞોને બહુ ઉપયોગી થઈ પડશે. એવા એક એ લેખમાં પણ ત્રૈમાસિકની સાહિત્યસેવા અને તેની ઉપયોગિતા સિદ્ધ થાય છે. એ ઉપરાંત ચિતોડની ગજલ અને સંક્ષિપ્ત ઇતિહાસવાળો મુનિશ્રી કાન્તિસાગરજીનો લેખ, 'મુંબાઈના મહાજનો' નામના ભાઇ ડુંગરશી સંપટનો ૧૦ મો લેખ, મુંબાઇના રેડીમની નામના પારસી ખાનદાનની સવિસ્તર હકીકતવાળો લેખ, ભાઇ ભોગીલાલ સાંડેસરાનો 'કર્પૂર મંજરી' નામના

સંશોધિત કાવ્યનો ઉપોદ્દ્ઘાત, ભાઈ નુરૂદ્દીનહુસેન કાજીનો ' સાતસો વર્ષ પૂર્વનો શિલાલેખ ( ભરૂચ શહેરના પૂર્વમાં બહારની ઉંડાઈની ઘાટ પાસે નદીકિનારે કોટની રાંગમાં જોવામાં આવતો ); ઉપરાંત ' ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ, કેટલાક ચિન્ત્ય મુદ્દાઓ ( શ્રી બેચરદાસ દોશીના ચર્ચાપત્રનો ઉત્તર ), ભાઈ કાન્તિલાલ વ્યાસનો લેખ; પુરાતત્ત્વની દૃષ્ટિએ ગુજરાતના પ્રાચીન ધર્મોવાળું ડૉ. હસમુખલાલ ધીરજલાલ સાંકળીઆનું વ્યાખ્યાન ('સમય ૩૦૦ થી ઇ. સ. ૧૩૦૦ સુધી, ઉપરાંત પુસ્તકોની સમાલોચના વગેરે બહુ ઉત્તમ રસસામગ્રીથી ભરપૂર આ દળદાર અંક સાહિત્યસંશોધનમાં અગત્યની ભરતી કરે છે.

કૉલેજીઅનો, ગુજરાતીના અધ્યાપકો તેમ જ અભ્યાસકો, વિદ્યાર્થીઓ વગેરેને બહુ ઉપયોગી આ ત્રૈમાસિક છે.

**૨ બુદ્ધિપ્રકાશ**—પુ. ૮૭ અં. ૪ પુ. ૮૮. અં. ૧-૨. ૧૯૪૦ તથા ૧૯૪૧ તંત્રી પ્રકાશકઃ ગુ. વ. સોસાઇટી તરફથી રસિકલાલ છો. પરીખ, આ. સેક્રેટરી. અમદાવાદ. વા. લવાજમ રૂ. ૧-૮-૦

સદર ત્રૈમાસિકના ત્રણ અંકો જોતાં ગુજરાતી સાહિત્ય, ઇતિહાસ તેમ જ શાસ્ત્રો ઉપર અજવાળું પાડતા વિદ્વાન લેખકોના લેખોથી ભરપૂર દેખાય છે. સંશોધનના લેખોને ગુ. ફા. સભા ત્રૈમાસિક માફક આ ત્રૈમાસિક પણ સંશોધકો, ભાષાવિશારદો, ભાષાના અભ્યાસકો, વિદ્યાર્થીઓ તથા તજ્જ્ઞોને બહુજ ઉપયોગી થઇ પડયું છે. ગુજરાતને લગતા લેખો ગુજરાતનો ઐતિહાસિક તેમ જ સાહિત્યકસામગ્રી ઠીક પ્રમાણમાં પ્રજા સમક્ષ ધરવામાં આવે છે. 'દરિયાપારના હિંદીઓ'ને લગતા ભાઇ ડુંગરશી સંપટનો લેખ, ' પ્રાચીન હિંદમાં તાંબુ'વાળો ડૉ. એન. એમ. શાહનો લેખ, 'આલમગીર અને ગુજરાત'વાળો મૌ. અબુ ઝફર નદવીનો લેખ, ગુજરાતી સાહિત્ય ઉપર સંસ્કૃત સાહિત્યની અસરવાળો ભાઇ રતિલાલ મો. ત્રિવેદીનો લેખ, પ્રો. બળવંતરાય ઠાકોરનો ' આનન્દવર્ધનના ધ્વન્યાલોક 'માંના કેટલાક દાખલાવાળો લેખ, કાલિદાસની વનસ્પતિવાળો ભાઇ બાપાલાલ ગ. વૈદ્યના લેખો, ' શેખ સાદી શિરાઝી ' વાળો ભાઇ છોટુભાઇ નાયકનો લેખ, ' એ કૈલાસ 'વાળો ભાઇ અંબાલાલ પુરાણીનો લેખ, ' વીર શૈવ કન્નડ સાહિત્યમાં કુમારપાળ 'વાળો ભાઇ શં. ગો. સાખરપેકરનો લેખ, ભાઇ ગિરિજાપ્રસાદ ઓઝાનો જુનાગઢના દિવાન અમરજીવાળો લેખ, ' નઝીર નિશાપુરી 'વાળો ભાઇ છોટુભાઇ નાયકનો લેખ, દેશ્ય પ્રાકૃત અને તેનાં શબ્દોનાં મૂલ સંબંધી પં. બેચરદાસ દોશીનો લેખ. ' સર્જનમાં આનંદનું તત્ત્વ ' વાળો અધ્યાપક મનસુખલાલ ઝવેરીનો લેખ વગેરે ભાષા, વિજ્ઞાન, સાહિત્ય, ચરિત્ર વગેરે વિષયોને લગતા અભ્યાસપૂર્ણ અને સંશોધનની દૃષ્ટિએ લખાયલા લેખોથી ત્રૈમાસિકનું મૂલ્ય એકદમ ઉંચું જ રહે છે. ઉત્તરોત્તર ઇતિહાસ, સમાજ, ભાષા અને સાહિત્ય તેમ જ વિજ્ઞાન પર પ્રકાશ પાડનારા લેખો જ હવે ત્રૈમાસિકમાં આવે છે. ગુજરાતી આલમની અપૂર્વ સેવા ગુ. વ. સોસાઇટી આ ત્રૈમાસિક દ્વારા કરી રહી છે.

રાજ્યનાં કસ્બા અને પ્રાંત પુસ્તકાલયો તેમ જ મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયો બુદ્ધિપ્રકાશ તેમ જ શ્રી ફા. ગુ. સભા ત્રૈમાસિક જરૂર ખરીદે. રજીસ્ટર થએલાં વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોમાં ' બુદ્ધિપ્રકાશ ' તો જાય છે જ અને ફા. ગુ. સ. ત્રૈમાસિક તેમજ ગુજરાત સંશોધક

મંડળનું મુંબઈથી પ્રસિદ્ધ થતું ત્રૈમાસિક એ બધાંજ મોટાં પુસ્તકાલયોમાં આવવાં જોઈએ.

બુદ્ધિપ્રકાશના પ્રસ્તુત અંકોમાં આ ઉપરાંત ' વિવેચન મુકુર ', ' જય સોમનાથ ', ' ચૌલાદેવી ' અને ' ગુજરાતનો મધ્યકાલિન રાજપૂત ઇતિહાસ, વિભાગ ૨ જો,' વગેરે પુસ્તકોની વિસ્તૃત અભ્યાસંપૂર્ણ સમાલોચના ઉપરાંત વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળાનાં ૧૯૩૯-૪૦ તથા ૧૯૪૦-૪૧ નાં ત્રણ વ્યાખ્યાનોમાં ૧ ' ગુજરાતી કવિતામાં વાસ્તવવાદ '-રતિલાલ ત્રિવેદી, ૨ ' કલાપી '-ભાઈ ત્રિભુવનદાસ લુહાર, 'ઉપસંહાર'-ભાઈ નવલરામ ત્રિવેદી અને ૩. ' ગુજરાતીમાં ઐતિહાસિક નવલકથા-ભાઇ ચુનીલાલ શાહનો-પણ સંપૂર્ણ આપવામાં આવ્યાં છે. વિદ્યાપીઠના ગુજરાતીના વિદ્યાર્થીઓ, વિદ્યાર્થિનીઓને આ લેખો બહુ ઉપયોગી થઈ પડશે. અધ્યાપકોને પણ ઘણુંજ નવું જાણવાનું, શીખવવાનું જડશે.

ના. ચં. દીવાનજી

૩ " કલ્યાણ " ભાગવતાંક—સંપાદક અને પ્રકાશકઃ શ્રી. હનુમાનપ્રસાદજી પોદ્દાર, ગીતા પ્રેસ, ગોરખપુર. વાર્ષિક લવાજમ રૂા. ૫-૩-૦.

છેલ્લાં પંદર વર્ષ થયાં " કલ્યાણ " માસિક હિંદી વાચક જનતાને ઉત્તમ ધાર્મિક વાચન આપી રહ્યું છે. એના દરેક નવા વર્ષે જુદા જુદા ધર્મગ્રંથોને લગતા દળદાર ખાસ અંકો પ્રસિદ્ધ કરવામાં આવે છે. તદનુસાર આ અગાઉ ગીતાંક, ગીતાતત્ત્વાંક, ભગવન્નામાંક, સાધનાંક વગેરે વગેરે વિષયોને સ્પર્શતા ખાસ અંકો અપાઇ ગયા છે. આ વર્ષે " શ્રીમદ્ ભાગવતાંક " ખાસ અંક તરીકે આપ્યો છે.

આ ખાસ અંકમાં શરૂભાગમાં ભાગવતને લગતા જુદા જુદા લેખકોના લેખો આપવા ઉપરાંત આખા શ્રીમદ્ ભાગવતનું હિંદી ભાષાન્તર આપ્યું છે અને તે પછીના પૂરવણી અંકોમાં શ્રીમદ્ ભાગવતના મૂળ શ્લોકો ઉપરાંત અન્ય લેખો આપવાની યોજનાની જાહેરાત કરી છે.

સાચેજ, ભાગવત ગ્રંથ આપણાં હિંદુ ધર્મશાસ્ત્રોમાં સર્વ જાતિ-વર્ણોને માટે ભક્તિપ્રેરક ગ્રંથ છે; એમાં વિદ્વાનોની વિદ્વત્તા ભલે રહી, પરંતુ એની ખાસ વિશિષ્ટતા તો એની આમજનતામાં ભક્તિપ્રેરકતા છે. આવા ગ્રંથને હિંદી વાચક જનતાના શ્રેયાર્થે પ્રકટ કરવાનું સ્તુત્ય પગલું કલ્યાણ કાર્યાલયે ભર્યું છે અને તેને અમે સહર્ષ આવકારીએ છીએ.

આજની આટલી મોંઘવારીના વખતમાં, માત્ર રૂ. ૫-૩-૦ ના વાર્ષિક લવાજમમાં આવો દળદાર ગ્રંથ ગ્રાહકોને ભેટ આપવા માટે અભિનંદન.

૪ સરસ્વતી—( ગુજરાતી સ્ત્રીમાસિક ) તંત્રીઃ શ્રી. કનુમતી ત્રિવેદી; પ્રકાશક : કુંવરજી કેશવજી; કચ્છી પ્રેસ, ચીંચપોકલી, મુંબઇ ૧૨. વાર્ષિક લવાજમ રૂા. ત્રણ

છેલ્લા કેટલાક માસ થયાં " સરસ્વતી " માસિક સ્ત્રીજગતના પ્રશ્નોની ઠીક છણાવટ કરે છે. એમાં આપણા જાણીતા સાહિત્યકારો મસ્તફકીર, શ્રી. બાદરાયણ, મૂળજીભાઇ શાહ, શકુન્ત રાવળ વગેરે લેખકોની કલમે સ્ત્રીપ્રશ્નોને લગતા લેખો, વાર્તાઓ વગેરે આવે છે: આટલા અલ્પ લવાજમમાં આ સ્ત્રીમાસિક સસ્તુ લેખી શકાય.

[ અનુસંધાન પૃ. ૪૭૫ને છેડે ]



## ગુજરાત વ્યાયામપ્રચારક મંડળ–કરાડી તરફનાં

૧ **રમતોના નિયમો** : ગુ. વ્યા. પ્ર મંડળ, મૂલ્ય ૧–૦–૦

૨ **સાદી રમતો અને રમતસંચાલન** : લેખકઃ શ્રી. ચિનુભાઈ પુ. શાહ, બી. એ. મૂલ્ય રૂા. ૧–૦–૦

૩ **આસન** : સંપાદકઃ શ્રી. મણિભાઇ પટેલ, મૂલ્ય ૦–૪–૦

૪ **મલખમ** : સંપાદકઃ ઉપર પ્રમાણે, મૂલ્ય ૦–૨–૦

૫ **મગદળ** : „ „ મૂલ્ય ૦–૩–૦

૬ **દંડ અને બેઠક** : „ „ મૂલ્ય ૦–૧–૬

૭ **ભાલા-લાઠી** : „ „ મૂલ્ય ૦–૩–૦

૮ **બનેટ અને ફરશુ**ઃ સંપાદકઃ „ મૂલ્ય ૦–૧–૬

૯ **જમૈયા, પટા અને તલવાર** : સંપાદકઃ ઉપરપ્રમાણે મૂલ્ય ૦–૨–૬

૧૦ **લેઝીમ** : સંપાદકઃ ઉપર પ્રમાણે, મૂલ્ય ૦–૨–૦

## અન્ય સજજનો તરફથી

૧૧ **ખેડૂત કર્જ નિયમન નિબંધ** : લેખક અને પ્રકાશકઃ શ્રી. વિ. ભ. વાકડે, સાવલી મહાલ ન્યાયાધીશ, સાવલી (વડોદરા) મૂલ્ય ૨–૦–૦

૧૨ **ચોખવટથી વાત કરજો** : ભા. ૧લો. લેખકઃ શ્રી. દિનેશ ઠાકોર, પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય ૦–૪–૦

૧૩ **શ્રી મનુસ્મૃતિ** : ભા. ક. શંકરદત્ત પાર્વતીશંકર શાસ્ત્રી, પ્રકાશકઃ ભિક્ષુ–અખંડાનંદ, સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય રૂ. સવાબે.

૧૪ **એને ચરણે** : લેખિકા અને પ્રકાશિકાઃ કપિલા ઠાકોર, ચંદ્રી વિલા, ગામદેવી, મુંબઇ ૭. મૂલ્ય ૦–૧૦–૦

૧૫ **અક્ષરોનું કિસ્મત** : કર્તા અને પ્રકાશકઃ કેશીભાઇ ક. મહેતા, ફોટો આર્ટીસ્ટ; માંડવી રોડ, વડોદરા. મૂલ્ય રૂા. ૨–૦–૦

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ–અમદાવાદ તરફનાં

૧૬ **રાણો પ્રતાપ** : (પાંચમી આવૃત્તિ) અનુવાદકઃ ઝવેરચંદ મેઘાણી, મૂલ્ય રૂા. દોઢ.

૧૭ થી ૩૬ **વિદ્યાર્થી વાચનમાળા** : શ્રેણી ૧લીઃ (આવૃત્તિ ત્રીજી) (૧) શ્રીરામ, (૨) શ્રીકૃષ્ણ, (૩) ભગવાન બુદ્ધ, (૪) ભગવાન મહાવીર, (૫) વીર હનુમાન, (૬) ભક્તીર

ભીષ્મ, (૭) સતી દમયંતી, (૮) કચ-દેવયાની, (૯) સમ્રાટ અશોક, (૧૦) ચક્રવર્તી ચંદ્રગુપ્ત, (૧૧) રાજા ભર્તૃહરિ, (૧૨) સંત તુકારામ, (૧૩) ભકત સૂરદાસ, (૧૪) નરસિંહ મહેતા, (૧૫) મીરાંબાઇ, (૧૬) સહજાનંદ સ્વામી, (૧૭) દયાનંદ સરસ્વતી, (૧૮) લોકમાન્ય ટિળક, (૧૯) મહાત્મા ગાંધી, (૨૦) રવીન્દ્રનાથ ઠાકુર.

## શ્રીરામકૃષ્ણ આશ્રમ—રાજકોટ તરફનાં

૩૭ **શ્રીરામકૃષ્ણલીલાપ્રસંગ, ભા. ૧-૨ :** મૂળ લેખકઃ સ્વા. શારદાનંદ; ભાષાંતરકર્તાઃ શ્રી. હરિશંકર ન. પંડ્યા; મૂલ્ય પહેલાનું ૦-૮-૦, બીજાનું એક રૂપિયો.

૩૮ **ભક્તિતત્ત્વ :** લેખકઃ સ્વામી જપાનંદ અને શ્રી. જયંતીલાલ મંગળજી ઓઝા; મૂલ્ય રૂ. એક.

૩૯ **ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસનાં સદ્વચન :** ભા. ક. કેવલરામ માવજી દવે; મૂલ્ય લખ્યું નથી.

૪૦ **શ્રીરામકૃષ્ણદેવનું ટૂંક જીવનચરિત્ર તથા ઉપદેશ :** મૂલ્ય ૦-૪-૦

૪૧ **શ્રીરામકૃષ્ણ ઉપદેશ :** સં૦ સ્વામી બ્રહ્માનંદજી, મૂલ્ય ૦-૪-૦

## કબીર ધર્મવર્ધક કાર્યાલય-શિયાબાગ, વડોદરાનાં

૪૨ **સત્યકબીર શબ્દામૃત અથવા ગુજરાતી શબ્દાવલી :** સંપાદકઃ મહંત શ્રી. બાલકદાસજી સાહેબ, મૂલ્ય ૧-૪-૦

૪૩ **કબીર-સુધા અથવા રેખતા-ઝૂલના :** સંપાદક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૧૨-૦

૪૪ **કબીરભજનાવલી :** સંપાદકઃ ઉપર પ્રમાણે, મૂલ્ય ૦-૪-૦

૪૫ **Saheb Kabir and Dhani Dharmadas :** by S. Banmali, મૂલ્ય રૂ. એક.

---

૪૬ **રાગમંજૂષા :** કલાકારઃ કુમાર શ્રી મંગલસિંહજી, કલાપીનગર-લાઠી, કાઠિયાવાડ. મૂલ્ય રૂ. ૫-૦-૦

---

[અનુસંધાન પૃ. ૪૫૩નું ]

૫ ઉત્થાન—( વર્ષ ૧ : અંક ૧ ) તંત્રી : સ્વામીશ્રી સ્વયંજ્યોતિ તીર્થ, જ્ઞાન-સાધન આશ્રમ, છોટાઉદેપુર, ( પૂર્વ ગુજરાત ) વાર્ષિક મૂલ્ય રૂા. ૩-૦-૦

સ્વામી રામતીર્થના શિષ્યાનુશિષ્ય સ્વા. સ્વયંજ્યોતિતીર્થના સંપાદન હેઠળ પ્રકટ થતાં "ઉત્થાન"નો આ પ્રથમ અંક છે. સંપાદક સ્વા. સ્વયંજ્યોતિતીર્થે સ્વામી રામના સદુપદેશને સારી રીતે પચાવ્યા હોવાનું કહે છે. અને તેમણે આજ સુધીમાં ગુજરાતીમાં ઉતારેલાં સ્વામી રામનાં સર્જનો જે સસ્તુ સાહિત્ય કાર્યાલય દ્વારા પ્રસિદ્ધ થયેલાં તે ગુર્જર જનતાને આપ્યાં છે.

આ " ઉત્થાન " માસિક દ્વારા સ્વામી રામતીર્થના સદુપદેશો આપવાની યોજના છે, ઉપરાંત આધ્યાત્મિક જ્ઞાનપ્રદ લેખો પણ આપવાની યોજના હોવાનું કહે છે.

આ પ્રથમ અંકમાં ઉત્થાન શીર્ષક લેખ ઉપરાંત સ્વામી રામતીર્થનું ટૂંક જીવન વૃત્તાંત પણ અપાયેલું છે. એ ઉપરાંત અન્ય લેખો પણ છે. આધ્યાત્મિક જ્ઞાનના જિજ્ઞાસુઓને એમાંથી ઠીક ઠીક જ્ઞાનસામગ્રી મળશે.

મણિલાલ બ. વ્યાસ

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| ઊર્મિ | ૧૧ | ૧-૨-૩ | એપ્રિલ-મે-જુન | ૧-૭-૪૧. |
| કિશોર | ૬ | ૪ | ડિસેમ્બર '૪૦ | ૧૮-૬-૪૧ |
| કુમાર | ૧૮ | ૭ | જુલાઇ | ૨૭-૭-૪૧ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૨૯ | ૧૦ | ઑગસ્ટ | ૧-૮-૪૧ |
| ગાંડીવ | ૧૬ | ૩ | ઑગસ્ટ | ૧-૮-૪૧ |
| ગુણસુન્દરી | ૧૮ | ૧૨ | ઑગસ્ટ | ૧-૮-૪૧ |
| ગ્રામજીવન | ૧૨ | ૧ | ઑગસ્ટ | ૧-૮-૪૧ |
| ઘરશાળા | ૧ | ૧૨ | જુલાઇ | ૧૭-૭-૪૧ |
| ચરોતર | ૧૧ | ૭ | જુલાઈ | ૧૬-૭-૪૧ |
| ચિત્રમય જગત | ૨૭ | ૫ | ઑગસ્ટ | ૩-૮-૪૧. |
| નવચેતન | ૨૦ | ૫ | ઑગસ્ટ | ૩-૮-૪૧ |
| નવરચના | ૫ | ૧-૨-૩ | એપ્રિલ-મે-જુન | ૨૧-૬-૪૧ |
| પાટીદાર | ૧૮ | ૧૦ | શ્રાવણ | ૨૬-૭-૪૧ |
| પ્રસ્થાન | ૧૬ | ૫-૬ | ફાગણ-ચૈત્ર | ૨૪-૭-૪૧ |
| શ્રી ફાર્બસ ગુ. સભા ત્રૈમાસિક | ૫ | ૩ | જાન્યુ-માર્ચ. | ૩-૫-૪૧ |
| બાલજગત | ૩ | ૩૨ | ઑગસ્ટ | ૧-૮-૪૧ |
| બાલજીવન | ૨૧ | ૧૦ | ઑગસ્ટ | ૭-૮-૪૧ |
| બાલમિત્ર | ૨૧ | ૧ | ઑગસ્ટ | ૩-૮-૪૧ |
| બાલસખા | ૫ | ૨ | ઑગસ્ટ | ૧-૮-૪૧ |
| બાળક | ૧૫ | ૮ | ઑગસ્ટ | ૧-૮-૪૧ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૮ | ૧ | એપ્રિલ-જુન | ૩-૭-૪૧ |
| યુવક | ૧૧ | ૮ | ઑગસ્ટ | ૬-૮-૪૧ |
| રેખા | ૨ | ૮ | એપ્રિલ | ૨૮-૩-૪૧ |
| વૈદ્યકલ્પતરુ | ૪૧ | ૭ | જુલાઇ | ૭-૮-૪૧ |
| વ્યાયામ | ૨૬ | ૧૦ | જુલાઇ | ૧૬-૭-૪૧ |
| શારદા | ૩૪ | ૪ | જુલાઇ | ૧૫-૭-૪૧ |
| શિક્ષણ અને સાહિત્ય | ૨ | ૧૧ | ઑગસ્ટ | ૧-૮-૪૧ |
| શિક્ષણ પત્રિકા | ૧૬ | ૪ | અષાઢ | ૨૨-૭-૪૧ |
| સુવાસ | ૪ | ૪-૫ | જુલાઈ-ઑગસ્ટ | ૧૨-૮-૪૧ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૪ | ૧ | એપ્રિલથી જુલાઇ | ૨૨-૭-૪૧ |
| સ્ત્રીબોધ | ૮૫ | ૮ | ઑગસ્ટ | ૩-૮-૪૧ |
| સ્કાઉટવીર | ૧૧ | ૭ | જુલાઇ | ૧૫-૭-૪૧ |

—※—



કુમાર : જુલાઈ '૪૨

**કૈસર :** આજે જગતની જીભે ચડેલા જર્મનીના ત્રીસ વર્ષ પર્યંત એક ચક્રે રાજ્ય કરી જનાર રાજકર્તાની જીવનકથા આ લેખમાં છે. એનાં પાછલાં ત્રેવીસ વર્ષ કેવા અંધકારમાં રહી વિરક્તપણે અને શાંતિપૂર્વક એણે વીતાવેલાં તેનો સરસ ચિતાર ઉત્તમ કથાશૈલીએ આપ્યો છે.

**છેલ્લો પાઠ :** વિદાય વેળાના દિવસો કેવા વસમા હોય છે અને તે પણ જ્યારે દેશમાં નવીન પરિવર્તન થાય છે તે કાળે—જૂના વખતથી ચાલ્યા આવતાને બદલે નવું જ તંત્ર દાખલ થાય છે ત્યારે—એ પરિવર્તન અનુભવનાર અને વિદાય વેઠનારની શી સ્થિતિ થાય છે તેનું કરુણચિત્ર લેખકે આ વાર્તામાં દોર્યું છે.

**કોલસો અને તેની ખાણો :** એક જ વસ્તુ—કાર્બનમાંથી ઉત્પન્ન થનાર હીરો, ગ્રેફાઇટ અને કોલસાને લગતી માહિતી આ લેખમાં છે. એ કોલસો કેટકેટલી રીતે જગતના નિત્યજીવનમાં ઉપયોગી થઈ પડે છે તે તથા તેની ખાણોને લગતી વિગતો પણ આ લેખમાં છે. એ સામાન્ય બળતણ ઉપરાંત કાચી ધાતુમાંથી પાકી ધાતુ શોધવાના કામમાં ખાસ ઉપયોગી છે. એની ભૂકી છાપવાની શાહી, કાળો વાર્નિશ વગેરે બનાવવામાં વપરાય છે. ગળણીકામમાં પણ વપરાય છે, આવી રીતે કોલસો અનેક રીતે ઉપયોગી છે.



ચિત્રમય જગત : ઑગસ્ટ : ૧૯૪૧

સાહસિક દેવતા કેવા હોય ? : અમેરિકાના એક નપાણીઆ પ્રદેશમાં એક ઈજનેરના મદદનીશે એક મહાજલા નદીના નીરને પર્વત કોરી કેવી રીતે એ પ્રદેશમાં આણ્યાં તેના સાહસભર્યા જીવસટોસટની કથા છે. આવા સાહસિકોમાં હરકોઈ કામ પાર પાડવાની તીવ્ર ઉત્કંઠા કામ કરી રહી હોય છે. (આ લેખ સામયિક દોહન વિભાગમાં આપ્યો છે.)

બીજા કાયઝર વિલ્હેલ્મ : ઉપર જણાવેલ "કુમાર"માં આપેલા જર્મન સમ્રાટ કૈસરની એ લેખ કરતાં વધુ વિસ્તૃત જીવનકથા આ લેખમાં આપી છે. કૈસર વિષે વધુ વિગત જાણવા ઇચ્છનારે આ લેખ પણ જોઈ જવા જેવો છે.

આરબોની દુનિયા : ઇરાનના અખાતથી તે આટલાંટિક મહાસાગર સુધી એ દુનિયા ફેલાયેલી છે. એમાં સામાન્યપણે ઇરાન, સીરિયા, ઇરાક, અરબસ્તાન, ઇજીપ્ત, લીબિયા, ટ્યુનીશિયા, અલ્જીરિયા ને મોરોક્કોનો સમાવેશ થાય છે. એ દુનિયાને લગતી પ્રાચીન અને અર્વાચીન માહિતી અને મહત્તા આ લેખમાં છે.

રશિયા : આજના યુરોપીય યુદ્ધકાળે જગતની જ્યાં દષ્ટિ મંડાઈ છે તે રશિયાને લગતી ભૌગોલિક અને રાજકીય હકીકત આ લેખમાં છે.

ગુણસુન્દરી : ઑગસ્ટ : ૧૯૪૧

લુઇ માઇકેલા : એ ફ્રાન્સની એક બળવાખોર વીરાંગના હતી. એણે એના ન્યાયાધીશ સમક્ષ પોતે ક્રાન્તિકારી હોવાનું છાતી ઠોકીને કહેલું; અને પરિણામે એને દેશનિકાલની સજા થયેલી. દેશવટો ભોગવતાં પણ એણે લેખિની, વાણી અને બન્દૂકનો ઉપયોગ કરેલો. એનું રોમાંચક જીવન જાણવા માટે આ લેખ વાંચો.

રશિયાની એક નિરક્ષર સ્ત્રી : સોવિયેટ રશિયામાં એક કાળે નિરક્ષરતા દેશવ્યાપી હતી. તેને દૂર કરવા ત્યાં જબ્બર આંદોલનો ચાલેલાં. એ દરમિયાન એક અમલદારની પત્ની ભણતા પ્રત્યે તિરસ્કાર દર્શાવનારી છતાં કેવી રીતે ભણવા પ્રતિ પ્રેરાઈ તે આ જીવનકથામાં છે. ( આ લેખ પણ સામયિક દોહન વિભાગમાં આપ્યો છે.)

નવચેતન : ઑગસ્ટ : ૧૯૪૧

સેવાગ્રામની યાત્રાએ : આજે સેવાગ્રામ ગાંધીજીના નિવાસને કારણે હિંદનું—જગતભરનું એક આકર્ષણસ્થાન થઇ પડ્યું છે. ત્યાંનું નિત્યજીવન તેમજ ત્યાંની જાણવાજોગ કેટલીક હકીકતો આ લેખમાં છે.

બ્રિટનની વૉર ઑફિસ : દુશ્મન સામે આજે બ્રિટન જે સફળતાપૂર્વક ઝૂઝી રહ્યું છે તેનો યશ કહે છે કે, આ વૉર ઑફિસને છે. લડાઈ શરૂ થયા પહેલાં પણ આ વૉર ઑફિસ હતી, પરંતુ લડાઈ શરૂ થયા પછી તેનું કામ અને વિસ્તાર તેમ જ જવાબદારી અનેકગણાં વધી ગયાં છે. એનું સંચાલન કેવા પ્રકારે ચાલી રહ્યું છે તેને લગતી જાણવાજોગ વિગતો માટે આ લેખ વાંચો.

**લીબીઆ :** આફ્રિકા ખાતે તાજેતરમાં ખેલાયેલા સંગ્રામસ્થાન લીબીઆને લગતી હકીકત એનો ઇતિહાસ, વિસ્તાર–વસ્તી, ખેતી, ઉદ્યોગો, રસ્તાઓ, વેપાર તેમજ એના રણ-ક્ષેત્રને લગતી વિગતો આ લેખમાં આપી છે.

**હિંદના આર્થિક ક્ષેત્રમાં ગુજરાતીઓ :** આ લેખમાળા જુન અંકથી આગળ વધે છે. આ વખતે મુંબઇના આર્થિક ક્ષેત્રમાં ગુજરાતીઓએ કેવો અને કેટલો ફાળો આપ્યો છે તે આ લેખ દર્શાવે છે.

આ લેખો સિવાય **ઇરાક અથવા મેસોપોટેમિયા, પેટ્રોલિયમ વિષે જાણવા જેવું**, એ લેખો પણ માહિતીભર્યા છે.

યુવક : ઑગસ્ટ : ૧૯૪૧

**સાહિત્ય, ગાન અને છબી :** કવિવર ટાગોરે સાહિત્ય, સંગીત અને ચિત્રકલાના વિવેચકોને ઉદ્દેશી આ લેખ લખ્યો છે. એમનાં વિવેચનો એ વાંચે છે, પણ કહે છે કે, સમજી શકતા નથી. છેલ્લે એઓ પોતે કહે છેઃ સાહિત્ય, ગીત અને છબીની મારફતે મેં મારા આનંદને અભિવ્યક્ત કર્યો છે. આજે સાંભળું છું કે તમને પણ એમાંથી આનંદ મળ્યો છે, એટલે મને થાય છે કે, મારી મહેનત વ્યર્થ ગઇ નથી.

**ધર્મભાવના જ માનવીને પશુજગતથી નોખો પાડે છે :** જગવિખ્યાત હિંદી તત્ત્વજ્ઞાની સર રાધાકૃષ્ણને અમદાવાદ ખાતે આપેલા આ વ્યાખ્યાનમાં ધર્મભાવનાની મહત્તા દર્શાવી છે.

**પંજાબકેસરી રણજિતસિંહ :** હિંદભરમાં એના કાળે પંજાબકેસરીનું બિરુદ પામનાર અને અંગ્રેજો પણ જેની મહેરબાની માગતા એ વીરની જીવનકથા આ લેખમાં છે.

**વ્યાયામની દીક્ષા :** ગયા વર્ષે ભાદરણ ખાતે ગ્રીષ્મ વ્યાયામ વર્ગ વખતે તાલીમ લેવા આવેલાંઓ સમક્ષ શ્રી. છોટુભાઇ પુરાણીએ આપેલું ભાષણ આ લેખમાં ઉતાર્યું છે.

**પ્રસ્થાન : ફાગણ-ચૈત્ર : ૧૯૯૭**

**પ્રસ્થાનત્રયી શા માટે ?** આ દુન્યવી જીવનના ચકરાવામાંથી નીકળી જઇ મોક્ષ પ્રતિ પ્રયાણ કરનાર માટે ભાથું શું ! એ માટે પ્રસ્થાનત્રયી–દસ ઉપનિષદ, બ્રહ્મસૂત્ર અને ભગવદ્‌ગીતા કહેવાય છે. આ પ્રસ્થાનત્રયી, દુનિયાદારી ઘર છોડી મોક્ષ તરફ પ્રયાણ કરવા માટે ઉપયોગી ભાથારૂપ આ ત્રણ ગ્રંથો જ શા માટે ? એને લગતું વિવરણ આ લેખ આપે છે.

**નરસિંહ મહેતાનો સમય અને શ્રી. મુનશી :** " નરસિંહ મહેતાનો સમય " નિર્ણય વિષે વિદ્વાનોમાં અગાઉ ચર્ચા ચાલેલી અને કેટલાકોએ પ્રમાણભૂત અથવા કિંવદંતીના આધારે એનો સમય નક્કી કરેલો. શ્રી. મુનશીએ પણ અમુક નિર્ણય કર્યો. આ લેખકે શ્રી. મુનશીની દલીલોના કેટલાક ઉત્તરો આ લેખમાં આપ્યા છે.

**રૂશિયામાં સ્વર્ગ જોવાની આશા રાખી નહોતી :** " ચળકતું એટલું સોનું નથી "

એ કહેવત પ્રમાણે લેખકે, આજે દરેક બાબતમાં વખણાતા રશિયાના ઊંડાણમાં એની અંતઃસ્થિતિ કેવી છે તેનું દિગ્દર્શન કરાવ્યું છે.

**શારદા : જુલાઈ : '૪૧**

**લોકસાહિત્ય** : આ લેખમાં લેખકે, લોકસાહિત્યનો વ્યાખ્યાપરિચય આપ્યો છે. જેમકે-લોકસાહિત્યમાં ભાષાફેર હોય, પણ ભાવફેર ન હોય, શબ્દરચનાની ઝડઝમક જુદી જુદી હોય, પણ રસ એકસરખો હોય ને શબ્દશરીર નોખાં નોખાં લાગે, પણ આત્માનાં ગુંજન એક હોય એવું લોકસાહિત્ય જગતની સર્વ પ્રજાઓનાં પ્રજાશરીરને નવપલ્લવિત બનાવે છે.

**હિંસા કે અહિંસા** : શ્રી રામે, પોતાના કારણે પ્રાણ આપનાર જટાયુના મરણકાળે લીધેલી પ્રતિજ્ઞા-આતતાયીના નાશની પ્રતિજ્ઞાનું રહસ્ય આ લેખમાં બતાવ્યું છે. એ વિષે લેખક કહે છેઃ

"નજરોનજર આતતાયીનાં ટોળાં લહેરથી ફરતાં હોય, મર્યાદા મૂકી અન્યાય પડકાર કરતો હોય, પાડોશમાંથી અબળાઓનાં હરણ થતાં હોય, અને તેની લાજ લુંટાતી હોય, છએ પ્રકારે આતતાયીપણાની પરીક્ષામાં પાસ થએલા નરરાક્ષસો છાતી કાઢીને ગર્જતા હોય આવા દુઃખદ પ્રસંગે માણસ એકલી ફિલસુફીની વાતો કરતો હોય તે અજુકતું છે."

**કંથકોટના પ્રવાસે** : કચ્છના કીર્તિમુકુટ સરખા ગણાતા આ ડુંગરાળ પ્રદેશન પ્રવાસનું વર્ણન વાંચવા જેવું છે. એ પ્રદેશને લગતી કેટલીક જાણવા જોગ માહિતી આ લેખમાં છે.

**કેટલાંક રમૂજી હાસ્યપ્રસંગો** : જરા હસાવી જાય તેવા શ્રી. ઓલીઆ જોષીના લખેલા પ્રસંગો આમાં ઉતાર્યા છે.

**લાલ ગ્રંથ** : એ પણ એક હાસ્યપ્રધાન લેખ છે. કંઇ ધંધો ન મળતાં ગરીબી ભોગવતો એક બ્રાહ્મણ એક જૂના પુસ્તકને સમરાવી ડોળ કરી કેવી રીતે કામ કાઢી લે છે તેનો હાસ્ય રમૂજ ઉપજાવે તેવો આ લેખ છે.

**લોકકહેવતો** : આપણી ભાષામાં અનેક કહેવતો પ્રચલિત છે. એવી દોઢસો કહેવતો આ લેખમાં સંગ્રહાય છે. આ સિવાય આખો અંક લોકસાહિત્ય અંક હોવાથી લેખસામગ્રી ઠીક સમૃદ્ધ છે.

**શિક્ષણ અને સાહિત્ય : ઑગસ્ટ : ૧૯૪૧**

**સંકટગ્રસ્ત સંસ્કૃતિ** : આજે જ્યારે યુરોપમાં યુદ્ધ સળગી રહ્યું છે તે વખતે પાશ્ચાત્ય દેશોની આજની પરિસ્થિતિ સાથે પૂર્વના દેશોની સરખામણી આ લેખમાં આપી છે. તેમાં પૂર્વના દેશોમાં હિન્દુસ્તાનની સંસ્કૃતિનો કેવો ધ્વંસ પરદેશી રાજકર્તાઓ દ્વારા થયો છે તેનું હૃબહુ ચિત્ર કવિવરે આ લેખમાં આપ્યું છે.

**એક શિક્ષકની નજરે : આજનું સાહિત્ય** : આ લેખ આજ અંકમાં પહેલા પૃ પર છપાયો છે તે અવશ્ય વાંચો.

# પુસ્તકાલયોની તપાસણી

**પ્રચારકાર** પ્રાંત તેમ જ માનદ મહાલ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે, અને દફતરી કામની વ્યવસ્થા દુર કરી છે તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના સમજૂત આપી છે; તથા પુસ્તકાલય વિનાનાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છેઃ—

**૧. અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર : માહે જુન જુલાઇમાં— ધારી મહાલનાં** (૧) ગોવિંદપુર, (૨) દલખાણીઆ, (૩) કુબડા (વાચના.), (૪) ખીચા, (૫) ઝર, (૬) ચલાલા સા. પુ. (૭) ચલાલા બા પુ. (૮) કેરાળા, (૯) પાણીઆ (વા.), **અમરેલી મહાલનાં** (૧૦) ગાવડ, (૧૧) વાંકિયા, (૧૨) બાલાપુર, (૧૩) મોટા ભંડારીઆ, (૧૪) સણોસરા, (૧૫) જાળીઆ, (૧૬) ફમીગઢ, (૧૭) ઢોલરવા, (૧૮) રંગપુર, (૧૯) માળીલા, (૨૦) કેરીઆચાડ, (૨૧) ચાડીઆ (૨૨) સાજીઆવદર, (૨૩) દેવરાજીઆ, (૨૪) તરવડા (વા.), (૨૫) મેડી (વા.), (૨૬) સરંભડા, (૨૭) વિઠ્ઠલપુર (૨૮) ચાંપાથળ (વા.), (૨૯) ફતેપુર (વા.) (૩૦) ઇશ્વરીઆ, (૩૧) વરસડા, (૩૨) નાના માચીઆળા, (૩૩) મોટા માચીઆળા, (૩૪) નાના આંકડીઆ, (૩૫) લાલાવદર, (૩૬) કેરીઆ, (૩૭) પીઠવાજાળ, (૩૮) તરકતળાવ, (૩૯) રાજસ્થળી (વા.), (૪૦) દેવળીઆ, (૪૧) ચક્કગઢ, (૪૨) ગોખરવાળા, (૪૩) ચાંદગઢ, (૪૪) સોનારીઆ; **દામનગર મહાલનાં** (૪૫) રાભડા, (૪૬) ઢાંસા, (૪૭) ફુલઝરીઆ, (૪૮) દહીંથરા, (૪૯) કાંચરડી, (૫૦) નારણગઢ, (૫૧) આંબરડી, (૫૨) પાડરશીંગા, (૫૩) ધામેલ, (૫૪) રૂપાવટી, (૫૫) ગણેશગઢ, (૫૬) શાખપુર.

**૨. નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ : માહે જુન-જુલાઇમાં નવસારી મહાલનાં** (૧) દેલવાડા, (૨) અલુરા, (૩) મીરજાપુર, (૪) છીણમ, (૫) કડોલી, (૬) સાગરા. (૭) તવડી, (૮) વીરાવળ, (૯) છાપરા; **ગણદેવી મહાલનાં** (૧૦) ધનોરી, (૧૧) પાથરી, (૧૨) વડસાંગળ, (૧૩) ભાઠા, (૧૪) દેવધા, (૧૫) દેસરા, (૧૬) ધકવાડા, (૧૭) વશેકી, (૧૮) તલીઆરા, (૧૯) ગંગોટ, (૨૦) ધમડાછા, (૨૧) તળોદ, (૨૨) દેવસર, (૨૩) તોરણગામ, (૨૪) નાંદરખા, (૨૫) કેસલી, (૨૬) અંભેટા, (૨૭) અજરાઇ, (૨૮) ખખવાડા, (૨૯) માણકપુર, (૩૦) સોનવાડી, (૩૧) ગડત.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ બતાવી હોય તે તે સુધારી લેવા, તથા જે સૂચના સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ !

**ના. નં. ચોકસી**
સહમંત્રી
વ. રા. પુ. મંડળ




વડોદરા રાજ્ય

પુસ્તકાલયોને મળેલી મદદ

સા. પુ. દામનગરને ૨) મુંબઇના મહેતા ઝવેરચંદ નરભેરામ, ૨) દામનગરના ભાયાણી મણિલાલ માધવજી, ૨) શા. વીરચંદ ભગવાનજી તરફથી.

સા. પુ. મેથી (તા. કરજણ)ને ૪) પા. જેઠાભાઇ મથુરભાઇ-વીરપુર, ૨૫) પા. પુરુષોત્તમ ગલાબભાઇ-ધાવટ, ૨૫) પા. દરૂભાઇ છીછાભાઇ-સામળા, ૨૫) પા. માધવભાઇ લલ્લુભાઇ દીવેર તરફથી.

સા. પુ. સમસાબાદ (તા. વડોદરા)ને ૬૧) છરોલાના પા. ડાહ્યાભાઇ ત્રિભોવનદાસ, ૧૫) મેથીના પા. ઈશ્વરભાઇ મૂળજીભાઇ, ખુરશી નં. ૨ એજ ગામના પા. છગનભાઇ મથુરભાઇ તરફથી તથા ખાનપુર (તા. ડભોઇ)ના પાટણવાડિયા શંકરભાઇ ભાઇજીભાઇ તરફથી ખુરશી નં. ૧.

**શિષ્ટવાચનની પરીક્ષા**—(૧) વડોદરા મહાલ પુ. મંડળ તરફથી વિદ્યાર્થીઓ માટેની શિષ્ટ વાચન પરીક્ષા ગઇ તા. ૨૯-૬-૪૧ ના રોજ લેવાઇ હતી. "મોતીભાઇ અમીન" પુસ્તિકા એ માટે મુકરર કરાઇ હતી. મહાલનાં વરણામા, સેવાસી, દશરથ અને સાંકરદા શાળાના ૯૦ વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. કુલ ૫૬ ઉત્તીર્ણ થયા. દરેક શાળામાંથી આગળ આવનાર વિદ્યાર્થીઓને કુલ રૂા. ૪ નાં ઇનામ આપવામાં આવ્યાં હતાં.

(૨) વીસનગર મહાલ પુ. મંડળ તરફે વિદ્યાર્થીઓની શિ. વા. પરીક્ષા ગયા મે માસમાં લેવાતાં તેમાં વાલમ કાંસા, કડા, ગુંજા, ગોઠવા તથા રાલીસણા શાળાના વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. પહેલું ઇનામ વાલમ ગુ. શાળાના વિદ્યાર્થીને મળ્યું છે.

**સા. પુ. વરણામા (તા. વડોદરા)ની વાર્ષિક સભા**—મિત્રમંડળ પુસ્તકાલયની વાર્ષિક સભા તા. ૪-૮-૪૧ ના રોજ મળી હતી, જેમાં મંત્રી શ્રી. ચિમનભાઇ હ. અમીને ગત વર્ષનું નિવેદન તથા વિગતવાર હિસાબ રજુ કરતાં પસાર થયાં હતાં.

બાદ નીચેના ઠરાવ થયા હતાઃ

(૧) નવા વર્ષનું બજેટ રૂા. ૨૨૫) સવાબસોનું, (૨) આજુબાજુનાં* ગામડાંના પુસ્તકાલય-વાચનાલયોને મદદ કરવામાં રૂા. ૫૦) પચાસ સુધી ખર્ચ કરવા (૩) સ્વાધ્યાય મંડળ ઔંધમાં રૂા. એકસો ભરી એ હિંદી પ્રકાશન સંસ્થાના કાયમના સભ્ય થવા, (૪) કાયમ ફંડમાંથી પુસ્તકાલય સ. સ. મંડળના શેર ખરીદવા, (૫) વડોદરા મહાલ પુસ્તકાલય પરિષદ ભરવાનું આમંત્રણ આપવાના તથા (૬) વ્યવસ્થાપક મંડળની ચૂંટણી—જેમાં પ્રમુખશ્રી કાશીભાઇ પ્રાગભાઇ, મંત્રીઓ શ્રી. ચિમનભાઇ હ. અમીન તથા શ્રી. વલ્લભભાઇ આશાભાઇ તેમજ વ્યવસ્થાપક સભ્યો ચુંટાયા હતા.

* રાજ્યનાં અન્ય કસ્બા પુસ્તકાલયો આ દાખલો લે તો કેવું સારું !

જે પછી પુસ્તકાલય હિતની અને વાચનપ્રચાર અંગેની કેટલીક ચર્ચા કરી સભા વિસર્જન થઇ હતી.

**સુધારો**—(૧) ગયા અંકના સામયિક દોહન વિભાગમાં મૌ. ઓબેદુલ્લાનું ચરિત્ર અપાયું છે તેના લેખક તરીકે શ્રી. ઝવેરચંદ મેઘાણીનું નામ આપ્યું છે. તેના લેખક ભાઇ મેઘાણી નહિ પરંતુ "ફૂલછાબ"ના એક પ્રતિનિધિ છે.

(૨) જુલાઇ માસના "પુસ્તકાલય" સાથે જોડાયેલાં પુ. સ. સ. મંડળના સૂચિપત્રમાં "સ્ત્રીશક્તિ" કાર્યાલયનાં ૮૦ પુસ્તકોના સેટની કિંમત રૂા. ૨૫) છપાઇ છે તેને બદલે રૂા. ૩૫) સુધારી લેવા. એની કુલ કિંમત ૩૯–૭–૦ છે.

**લવાજમ વધ્યું છે**—"વૈદ્યકલ્પતરુ" માસિકનું લવાજમ જે અત્યારસુધી રાજ્યનાં પુસ્તકાલયો માટે રૂા. ૩–૦–૦ ને બદલે ૨–૪–૦ હતું તે હાલના સંજોગોને લીધે ૧૯૪૨ ના વર્ષથી રૂા. ૩–૦–૦ રખાયું છે.

## વ૦ રા૦ પુ૦ મંડળ

**૨૦ મી પરીક્ષાનું પરિણામ**—જુલાઇ માસની ૨૧ મી તારીખે લેવાયલી શિષ્ટ-વાચનની પરીક્ષામાં ઉમેદવારો ઠીક પ્રમાણમાં બેઠેલાં હોવાનું જણાય છે. પરિણામ સપ્ટેંબર અંકમાં પ્રસિદ્ધ થશે.

**જાગતાં જૂથ મંડળો**—જે જૂથ મંડળો તરફથી વાર્ષિક સભા ભરાયાના સમાચાર રા. પુ. મંડળ તરફ અત્યાર સુધીમાં આવ્યા છે, તે નીચે પ્રમાણેઃ—

(૧) ડેસર, (૨) બચાર, (૩) વેણુપુરા (તા. ચાણસ્મા), (૪) વેમાર (તા. સાવલી), (૫) સોખડા રાઘુ (તા. પાદરા), (૬) વાલમ (તા. વીસનગર).

બીજાં જૂથ મંડળોના મંત્રી ભાઇઓને પોતપોતાના અહેવાલ તરત જ મોકલી આપવાની તથા ઠરેલી તારીખે જેમની સભા કોઈ કારણસર ન ભરાઈ શકી હોય તેમને હવે પણ વહેલામાં વહેલી તકે ભરી દઇને તેમ કરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

**મહાલ મંડળોની સભાઓ**—ચાલુ માસની તા. ૧૭ મીને રવિવારનો દિવસ મહાલ પુ. મંડળોના સભાસદ ભાઇઓ યાદ રાખી પોતપોતાના મહાલ મંડળની વાર્ષિક સભાને ફતેહમંદ બનાવે એ ઇચ્છનીય. મહાલ મંડળની સભામાં બીજા જરૂરી પ્રશ્નો ઉપરાંત મહાલ માટે માનદ પ્રચારક નીમવાનો પ્રશ્ન વિચારાઇ સેવાભાવી યોગ્ય ઇસમની ભલામણ કરાય એ ખાસ જરૂરી. સભાના કામકાજના તેમજ વાર્ષિક અહેવાલ અને હિસાબ જાણું તેમ જ પ્રસિદ્ધિ અર્થે રા. પુ. મં. તરફ અચૂક મોકલી અપાય.

**પ્રાંત મંડળોની સભાઓ**—સાલાનુબાદ આ વર્ષની પ્રાંત પુ૦ મંડળોની વાર્ષિક સભાઓમાં પણ રા. પુ. મંડળ તરફનો એક પ્રતિનિધિ તેમ જ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ હાજર રહેવાના હોવાથી જુદા જુદા પ્રાંતની વાર્ષિક સભાઓ માટે નીચે પ્રમાણેની તારીખો નક્કી કરી પ્રાંત મંડળોને જણાવવામાં આવ્યું છેઃ—

**(૧) નવસારી પ્રાંત માટે તા. ૭–૯–૪૧. (૨) મહેસાણા પ્રાંત માટે તા. ૧૪–૯–૪૧ (૩) અમરેલી પ્રાંત માટે તા. ૨૧–૯–૪૧ અને (૪) વડોદરા પ્રાંત માટે તા. ૨૮–૯–૪૧.**

આ સંબંધમાં જરૂરી પરિપત્ર જે તે પ્રાંત મંડળ તરફથી લાગતાવળગતા સર્વ કોઇને મળશે જ. તો ઠરેલી તારીખ ધ્યાનમાં રાખી પોતપોતાની પ્રાંતની સભામાં ઊલટભેર હાજર રહેવા મંડળના સર્વ સભાસદોને વિજ્ઞપ્તિ.

# સાહિત્ય અને સંસ્કૃતિનાં વહેણ

**ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના** આશ્રય નીચે વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળામાં પ્રૉ. બળવંતરાય ક. ઠાકોરની "નવી કવિતા" વિષેની વ્યાખ્યાનમાળાનું પ્રથમ વ્યાખ્યાન ગઇ તા. ૨૮ મીના રોજ અમદાવાદના પ્રેમાભાઈ હોલમાં બેડી વિદ્યાબહેનના પ્રમુખપદે હતું.

*

**વડોદરા ગુજરાતી સાહિત્ય સભાની** વાર્ષિક સમગ્ર સભા ગઈ તા. ૨૭ મીના રોજ સાક્ષરશ્રી. રમણલાલ દેસાઇના પ્રમુખ પદે મળી હતી. રજત મહોત્સવ ઉજવવાનું, શ્રી. મનુભાઇ ઇનામી નિબંધનું ઇનામ શ્રી. પરંતપને આપવાનાં કામો થયાં હતાં.

*

**આંતરરાષ્ટ્રીય** ખ્યાતિ ધરાવનાર જાણીતા વિદ્વાન અને બનારસ હિન્દુ યુનિવર્સિટીના ચાન્સેલર સર રાધાકૃષ્ણને ગઇ તા. ૩૧ મીના રોજ અમદાવાદ મુકામે "હિંદુ સંસ્કૃતિ" અને "હિંદુ ધર્મભાવના" ને લગતાં બે વ્યાખ્યાનો આપ્યાં હતાં.

*

**આંતરરાષ્ટ્રીય** ખ્યાતિ ધરાવનાર બહાઇ વક્તા શ્રી. શિરીન ફોઝદારે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના આશ્રય હેઠળ "સુધારા પર ધર્મની અસર ( Effect of religion an civilization ) એ વિષય પર ગઈ તા. ૩ જીના રોજ એક વ્યાખ્યાન આપ્યું હતું. તે જ પ્રમાણે વડોદરા ખાતે કલાભવન માં પણ એક વ્યાખ્યાન યોજાયું હતું.

*

**શ્રીમદ્ ભગવદ્ગીતાના** પ્રખર ભાષ્યકાર સ્વ. તિલક મહારાજની એકવીસમી સંવત્સરી ગઇ તા. ૧ લીએ હિંદભરમાં ઉજવાઈ હતી.

*

**સુરતની નર્મદ સાહિત્યસભા** તરફથી લેવાતી સાહિત્યની પરીક્ષા માટે આ વર્ષે નવાં કેન્દ્રો ગોધરા અને આણંદ ખાતે ખોલવામાં આવ્યાં છે.

*

**અખિલ હિંદ લેખક મંડળના** પ્રમુખ શ્રી. સી. વાય. ચિંતામણિના અવસાનથી ખાલી પડેલું તે પ્રમુખપદ જાણીતા ગુજરાતી સાક્ષર શ્રી. કનૈયાલાલ મુનશીએ સ્વીકાર્યું છે.

*

**ગુજરાત વર્નાક્યુલર સોસાયટી** તરફથી જુદા જુદા વિષયો પર ઇનામી નિબંધો માગવામાં આવ્યા છે. એ વિષેની વિગતવાર માહિતી ગુ. વ. સો. ની ઓફિસેથી મળી શકશે.

*

**જગતકવિ રવીન્દ્રનાથ ટાગોરનું** ગઇ તા. ૭ મીએ અવસાન થયું. હિંદી સંસ્કૃતિનો એક મહાન ચમકતો સિતારો ખરી પડયો. પ્રભુ, સદ્ગતના આત્માને શાંતિ પ્રદાન કરો. ( ટૂંક જીવન માટે જુઓ સામયિક દોહન વિભાગમાં. )

**ગુજરાતી સાહિત્ય પરિષદના** આગામી અધિવેશનની તારીખો ૪–૫ ઑકટોબર, ૧૯૪૧ ( સંવત ૧૯૯૭ ના આસો સુદ ૧૪–૧૫ ) શનિ–રવી નક્કી થઇ છે. તેનો કાર્યક્રમ નક્કી કરવાનું સ્થાનિક કારોબારી મંડળને સોંપાયું છે.

નીચે જણાવ્યા પ્રમાણે વિભાગો રાખવાનું ઠરાવવામાં આવ્યું છે અને વિભાગવાર ચુંટાયેલા પ્રમુખોની યાદી જાહેર કરવાની મંત્રીઓને સત્તા આપવામાં આવી છે. તે મુજબ નીચેની જાહેરાત થઇ છેઃ—

**સાહિત્ય :** શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ. એમ. એ.

**ઇતિહાસ—પુરાતત્ત્વ** પ્રો. કોમેસરીએટ એમ. એ.

**તત્ત્વજ્ઞાન :** શ્રી. રસિકલાલ પરીખ

**સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર :** શ્રી. મણિલાલ બા. નાણાવટી.

**કલા :** શ્રી. નાનાલાલ સી. મહેતા, આઇ. સી. એસ.

**ભાષાશાસ્ત્ર :** શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી એમ. એ.

**પત્રકારત્વ :** શ્રી. ચુનીલાલ વ. શાહ

**વિજ્ઞાન :** શ્રી. કપિલરામ વકીલ

એક રંજન સમિતિ પણ નિમાઇ છે.

# પુસ્તકો મોકલ્યાની માહિતી ( જુલાઈ '૪૧ )

યાદી નં. ૮ : સંખ્યા ૨૧૪ : કુલ ૧૧૧૧

**પેટલાદ**—મહિલા સોજીત્રા, પરોલ, બાલ. પુ. પેટલાદ, કસોલી.

**ભાદરણ**—રણોલી.

**પાદરા**—પીંપળી, સોદરા, રાજુપુરા, શિહોર, ધાયજ.

**વડોદરા**—કરોડીઆ.

**કરજણ**—વલણ, કલા લતીપુર ટીંબી, મેસરાડ, કહોણા, ચોરભુજ, કણભા, સાંપા, લીલોડ.

**ડભોઈ**—મંડાળા, નડા, કુંઢેલા, નાના ફોફળીઆ, મેનપુરા.

**શિનોર**—ટીંબરવા.

**સંખેડા**—ઝરવણ, માંજરોલ.

**દહેગામ**—સોનારડા, ધણપ, ધારીસણા.

**આતરસુંબા**—વડાલી, કાણીએલ, દેવકરણના મુવાડા, ઝંડા, અંબાવેલ.

**કડી**—ખાવડ, રાજપુર, થોળ.

**કલોલ**—કુંડાસણ, સોજા, અલુવા, વડાવસ્વામી, ભાદોલ, સરઢવ.

**વિજાપુર**—વડાસણ, માલોસણ, સુંદરાસણ, વિહાર.

**વિસનગર**—ચલોટા, શુંસી, રાજગઢ, વડુ, જેતલવાસણા, તરભ, બાસણા, ભાલક, લાછડી, કડા, બાકરપુર, રંગાકુઇ, ધામણવા, ગોઠવા, ખંડોરણ, ભાન્ડુ, કુવાસણા, કાંસા, ઉદલપુર, પાલડી.

**મહેસાણા**—તાવડીઆ, પાલાવાસણા, સમિત્રા, આખજ, હાડવી, ખેરવા, ખદલપુર, બામોસણ, બોરીઆવી.

**સિદ્ધપુર**—કરણપુર, કુંવારા, સુજાણપુર, વડવાડા, નાગવાસણા, વિરોળ ડાભી સમોડા, ઉપેરા, ભાંખર, મહિલા પુ. સિદ્ધપુર, હાજીપુર, મકતુપુર.

**ખેરાળુ**—કરબટીઆ, બહાદરપુર.

**પાટણ**—સરવા, માંડોત્રી, બોરસણ, કીંબુવા, મહિલા પુ. પાટણ, આંબાપુર, માતપુર કંથરાવી પળી, કણી, મેસર, માતપુર, મહમદપુરા, બાલ. પુ. પાટણ, સંખારી, વાગડોદ, સરિયદ, રુની.

**ચાણસ્મા**—જીતોડા, જેતપુર, ખાંભેલ, ટાકોદી, રૂપપુર, સરસાવ, મુંદેરા, ગોરાદ, ખોરસમ, ડેડીવાડા, વસાઈ, ચડાસણા, ઇસ્લામપુર, ધીંચાલ.

**નવસારી**—પોપડા, દેલવાડા, છાપરા, મીરજાપુર, દાંતી, કાછીઆવાડી, પડધા, તવડી.

**ગણદેવી**—ભાઠા, માણેકપુર, પાથરી.

**પલસાણા**—બારસડી, ધામડોદલુંભા, તુંડી, તાંતીથૈયા, કરણ, અરતાન, સોયાણી, ધામડોદએના, સાંકી, દસ્તાન, એના.

**કામરેજ**—હલધર, કોસમાડી સીમાડા, કોસમાડા, ઊંભેલ, આસ્તા, ઘોરણપારડી, વેળંજ, વલણ, પરબ, ખાનપુરા

**મહુવા**—મહુવરીઆ, કરચેલીઆ, સાંબા, બામણીઆ, ડુંગરી, વહેવલ.

**માંગરોલ**—લીમોદરા, નંદાવ

**અમરેલી**—મોટા માંડવડા, ચાંદગઢ, દેવળીઆ, મોટા ભંડારીઆ, કેરાળા, મેડી. નાના ભંડારીઆ, ખીજડીઆ ખારી, ટીંબલા, કેરીઆચાડ, રાજસ્થલી, લાલાવદર, ગોખરવાળા, સોનારીઆ, નાના આંકડીઆ, જાળીઆ, ખીજડીઆ રાદડીઆ, ઇશ્વરીઆ દહીડા.

**દામનગર**—કાંચરડી, નાના રાજકોટ, ખીજડીઆ, ગણેશગઢ, હાંસા, નારણગઢ, પાડરશીંગા.

**ધારી**—ખીચા, દલખાણીઆ, ઝર, દંતલા.

**ખાંભા**—ઝોકોબાળ, ભાડ, તાંતણીઆ, પીંપળવા, ઇંગોરાળા.

**કોડીનાર**—અરણેજ, માલગામ, અડવી, વેલણ, પાંચપીંપળવા, કાજ, સરખડી.

**ઓખામંડળ**—કલ્યાણપુરા.

**રતનપુર**—નવાગામ, શાહપુર, મોણપુર, શિયાનગર, રતનપુર.

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

[ શિષ્ટ વાચનની પરીક્ષા ૨૦ મીઃ તા. ૨૦-૭-૪૧ ]

( સમય ૭॥ થી ૧૦॥ : સૂચના રાખેલા મુજબ )

પ્રશ્નપત્ર

## મારૂં ગામડું

[ સૂચનાઃ—૧ લો અને ૮ મો સવાલ ફરજિયાત છોડી બીજા ગમે તે ૭ મળી કુલ ૮ સવાલના જવાબ લખવા. ]

૧ આ પુસ્તકના લેખકનું નામ જણાવી તેમની શક્ય તેટલી ઓળખ કરાવો.

૨ ' ગામનું એટલે કોઇનું નહિ ' એ નિયમ પૂરવાર કરનારાં બે દૃષ્ટાંત લખો.

૩ પછાત વર્ગના ખેડૂતની ખેતીમાં બરકત ન આવવાનાં કારણો ચર્ચો.

૪ ગામડાની હાટડી, હાટડીદારની ચૂસણનીતિ તથા તે સંબંધી ગ્રામજનતાના વિચાર અને વર્તન વર્ણવો.

૫ ' ગામડાની કેળવણીનો પ્રશ્ન ' તેમ જ ' ગામડાનો માસ્તર ' એ સંબંધી લેખકના વિચાર જણાવો.

૬ હરિજન પ્રશ્ન અંગે આપણા ગ્રામસેવક સામે ઊભો થયેલ વિરોધ અને તેનું આખરી પરિણામ જણાવો.

૭ ખેડૂતની દેવાદાર સ્થિતિનાં કારણ અને પરિણામ દર્શાવી તેના તાત્કાલિક ઉપાય તરીકે શું થઇ શકે તે લખો.

૮ ટૂંક નોંધ લખોઃ—

(૧) 'શેપ લાવો' (૨) 'માસ્તર શબ્દની ભયંકરતા' (૩) ધાણિયો (૪) ખાડાજાજરૂ.

૯ શૌચ માટે જાજરાપદ્ધતિનો પ્રચાર આખા દેશમાં કરવાની આવશ્યકતા સંબંધી લેખકની દલીલો સમજાવી તે પર તમારા વિચાર છૂટથી દર્શાવો.

૧૦ ગામડાગામના સર્વસામાન્ય રોગો ગણાવી તેમનાં કારણો અને નિવારણના ઉપાયો વિષે જાણતા હો તે લખો.

૧૧ ગ્રામસેવકની લાયકાત વિષે રવિશંકર મહારાજનો મત વર્ણવી આપણા આ સેવકના દૈનિક જીવનનો સામાન્ય ક્રમ આલેખો.

૧૨ માસરા ગામ માટે સરકાર તરફે હાથ ધરાયલી ગ્રામઉદ્ધારની યોજનાનો ખ્યાલ આપી એનો આખરી અંજામ ને તે પરથી મળતો બોધ લખો.

૧૩ આ તમાકુના વ્યસન બાબત લેખકના વિચાર દર્શાવી તે પર તમારો અભિપ્રાય પણ લખો.

૧૪ નીચેના પૈકી હરકોઇ બે પ્રસંગો વિષે જાણતા હો તે લખોઃ—

(૧) ભવાઇ અને રામલીલા (૨) ' સારો ' (૩) ધરકંકાસ (૪) હરાયો.

૧૫ ગામડાના ધનધૂતા વેપારીઓ ખેડૂતની અસહાય હાલતનો પૂરેપૂરો લાભ કેવી રીતે લે છે એ દાખલા આપી સમજાવો.

૧૬ ગ્રામ-જીવનમાં ' જાસા પદ્ધતિ ' વિષે જાણતા હો તે લખો.

૧૭ ' ગામડાના ધરમરાજા 'નાં કર્તુકો વર્ણવો.

# સામયિક દોહન

## રશિયાની એક નિરક્ષર સ્ત્રી

થોડા વખત પહેલાં લેનિનગ્રેડમાં બિલકુલ વાંચી ન શકે એવી એક સ્ત્રીને હું ઓળખતો હતો.

સોવિયેટ અમલદાર તરીકે એનો પતિ મહત્ત્વનું સ્થાન ધરાવતો હતો. એ ચપળ, સમાજવાદ માટે ઉત્સાહી અને પોતાના કામમાં પાવરધો હતો, ખૂબ હોંશિયાર પણ હતો. એ સામાન્ય ગામડામાંથી આવ્યો હતો. એને ઉચ્ચ શિક્ષણ તો બિલકુલ મળ્યું જ નહોતું તોપણ પોતાના પ્રયત્નોથી એ ઘણું ઘણું શીખ્યો હતો. ના, એટલું જ નહિ પણ મોટી મોટી સભાઓમાં એ ભાષણો પણ આપી શકતો અને દરેક પ્રકારના નિષ્ણાતો અને વૈજ્ઞાનિકો સાથે બુદ્ધિપૂર્વકની સફળ ચર્ચાઓ પણ કરતો.

પણ એની સ્ત્રી પેલેધિયા ન તો વાંચી શકતી કે ન લખી શકતી. જો કે બંને સાથે જ શહેરમાં આવ્યાં હતાં તોપણ એ કંઇ જ શીખી નહોતી. અરે, એની પોતાની સહી કરતાં પણ એને નહોતું આવડતું.

અને આથી એનો પતિ મુંઝાતો. શું કરવું એ એને નહોતું સૂઝતું. અને ખાસ કરીને તો એ આખો દિવસ કામમાં રહેતો એટલે પોતાની સ્ત્રીને શીખવવાનો સમય પણ નહોતો મેળવી શકતો.

એ વારંવાર એને કહેતોઃ " કોઈ પણ રીતે તું વાંચતાં કેમ નથી શીખતી ? તારૂં નામ લખતાં તો શીખ. તને ખબર છે ને કે હવે તો આપણો દેશ સદીઓના અંધારામાંથી અને જંગાલિયતમાંથી બહાર આવે છે ? હવે તો આપણે બધેથી જ અજ્ઞાનતા અને નિરક્ષરતાનો નાશ કરીએ છીએ; અને તું ખેતીવાડી ખાતાના એક મોટા અમલદારની પત્ની ! એને જ લખતાં કે વાંચતાં ન આવડે ! ! આથી મને કેટલી મૂંઝવણ થાય છે એનો તને ખ્યાલ પણ નહિ આવે ?"

પણ પેલેધિયાએ તો માત્ર હાથ હલાવી કહ્યુંઃ

" અહો, દિવાન, આવી નકામી નકામી બાબતો માટે શું કામ મુંઝાય છે ? હવે વળી વાંચતાં શીખવામાં હું મારો વખત શું કામ બગાડું ? હું નાની હતી ત્યારે તો શીખી નહિ અને હવે આ ઉંમરે મારી આંગળીઓ ઓછી વળવાની હતી ? હવે હું કંઇ કક્કો ઓછો ઘૂંટી શકવાની હતી ? મારે શું કામ શીખવું ? એ તો નાનાં છોકરાં માટે છે. હું હવે જીંદગી પૂરી કરવા આવી. એ તો વગર શીખે જ પૂરી થઇ જવાની. "

એના પતિએ એક નિસાસો નાખીને કહ્યુંઃ " અરેરે...પેલેધિયા. "

# ભારતના જ્યોતિર્ધર : કવિવર ટાગોર

## ટાગોર કુટુંબની મહત્તા

બંગાળના અગ્રગણ્ય સુધારક અને જમીનદાર બ્રાહ્મણ કુટુંબમાં સને ૧૮૬૧ ના મે મહિનાની ૬ઠ્ઠી તારીખે, કલકત્તામાં કવિવર રવીન્દ્રનાથનો જન્મ થયો હતો. સાત ભાઈઓ અને પાંચ બહેનોમાં તેઓ સહુથી નાના હતા અને બચપણમાં જ માતાનું અવસાન થવાથી તેમનાં સૌથી મોટાં ભાભીએ તેમને માતાના જેટલા જ વહાલથી ઉછેરીને મોટા કર્યા હતા. તેમના પિતામહ શ્રી. દ્વારકાનાથ ટાગોર અને પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર સંસ્કૃત અને ફારસી ભાષાના પ્રખર વિદ્વાનો હતા. તેમના પિતામહ તો વિદ્વાન અને ધનવાન હોવા ઉપરાંત સુધારક પણ હતા. બ્રહ્મો સમાજની સ્થાપના કરનાર રાજા રામમોહન રાયના તેઓ પરમ મિત્ર હતા. ટાગોર કુટુંબે હિંદને રવિબાબુ જેવા કવિશિરોમણિ, ગગનેન્દ્ર અને અવનીન્દ્ર જેવા નામાંકિત ચિત્રકારો અને દ્વિજેન્દ્ર જેવા તત્ત્વજ્ઞાનીની ભેટ કરી છે. કવિવરના પિતા દેવેન્દ્રનાથ ટાગોર મહાવિદ્વાન અને ઋષિ સમ હતા. તેમનાં નિઃસ્વાર્થવૃત્તિ, વેદજ્ઞાન અને બીજા ગુણોથી લોકો તેમને મહર્ષિને નામે ઓળખતા.

## સમૃદ્ધ વારસો

આમ રવિબાબુને વિદ્વત્તા, કલા પ્રત્યેની અભિરુચિ અને બીજા એવા સદ્ગુણો તો વારસામાં જ મળ્યા હતા. નાનપણથી જ સૃષ્ટિસૌન્દર્યના શોખીન અને કલ્પનાસામ્રાજ્યમાં વિહાર કરનારા હતા; પણ નાનપણમાં એમને એટલી છૂટ મળતી નહિ. ઘરના નોકરોની તાબેદારીમાં રહેવું પડતું તેથી તેમને ત્રાસ છૂટતો. આથી એમના મોટા ભાઈઓ નિશાળે જતા તેમની સાથે ત્યાં જવાની તેઓ હઠ પકડતા, જે પરથી તેમને ભણાવવા આવતા એક વૃદ્ધ શિક્ષકે તેમને કહેલું કે: " રવિ, તું આજે નિશાળે જવા માટે રડે છે ! પરંતુ પાછળથી નિશાળમાંથી છૂટકારો લેવા માટે રડવા બેસીશ. " અને બન્યું પણ તેમ જ. નિશાળમાં થતી કડક શિક્ષા અને શિક્ષકોના ત્રાસજનક વર્તન તેમ જ ઘમંડથી તેઓ થોડાક સમયમાં જ કંટાળી ગયા અને ત્યાંથી છૂટવા ફાંફાં મારવા લાગ્યા.

## 'ઠોઠ' પણ પહેલે નંબરે !

વર્ગમાં કંઈ રસ પડતો નહિ એટલે તેઓ ધ્યાન આપતા નહિ અને છેલ્લે નંબરે બેસી રહેતા, જેથી શિક્ષક તેમને 'ઠોઠ' વિદ્યાર્થી ગણી કંઈ પણ પૂછતા નહિ. છતાં પણ તેમની યાદશક્તિ અને બુદ્ધિ એટલાં તીવ્ર હતાં કે જ્યારે શ્રી. મધુસૂદન વિદ્યાવાચસ્પતિએ 'બંગાળી' ભાષાની પરીક્ષા લીધી ત્યારે તે પહેલે નંબરે પાસ થયા. શિક્ષકોએ આથી વાંધો લીધો અને બીજી વાર પરીક્ષા લેવડાવી, પણ તેમાંય એ તો પ્રથમ જ આવ્યા. શિશુવયમાં તેઓ ઘણા હઠીલા અને અતડા રહેતા. શાળા અને ત્યાંના અભ્યાસ તરફ તેમને કંટાળો હતો. આથી એમના મોટા ભાઈને નિરાશા થઈ હતી. એક વખત તેમને ઉદ્દેશીને તેમની મોટી બહેને એમ પણ કહેલું કે " રવિ, તું મોટો માણસ થઈશ એમ અમને લાગે છે, પણ તું અમારી આશા નિરાશામાં ફેરવીશ. " શાળાના સમય દરમ્યાન કેટલીય વાર તે શિક્ષકની નજર ચુકાવી ભાગી જતા અને પાસેની ઝાડીમાં ભરાઈ જતા.



ઋષિ અને દ્રષ્ટા : કવિવર ટાગોર

## કવિતાનો છંદ

તેઓ દશ વર્ષના હતા ત્યારે એક વાર તેમના મોટા ભાઇ જ્યોતિન્દ્ર જેઓ અંગ્રેજી શાળામાં ભણતા હતા તેમને તેમના શિક્ષકે એક કવિતાનો છંદ શીખવ્યો. એ છંદ તેમણે ઘેર આવીને રવિબાબુને બતાવ્યો. બસ, એ વખતથી રવિબાબુને કવિતા કરવાનું મન થયું અને છંદ લાગ્યો. શરૂઆતમાં તેમણે સમજ્યા વિના સંસ્કૃત શબ્દોનો ઉપયોગ કરીને કવિતાઓ બનાવવા માંડી. એ કાળનાં તેમનાં કાવ્યોમાં ' ભ્રમર ', ' મારો બાગ ', ' આંબાનું ઝાડ ', ' પુરાતન કાળનું વૃક્ષ ' વગેરે છે. તેમનાં મોટાં ભાભી ઘણાં સુશિક્ષિત સન્નારી હતાં અને બંગાળી ભાષાનો તેમનો અભ્યાસ ઊંડો હતો. તેમની પ્રતિભાની અસર નાના રવિ ઉપર પડી હતી.

## વિલાયતમાં

તેમના મોટા ભાઇ અને પિતાની ઇચ્છા તેમને વિલાયત મોકલીને બેરીસ્ટર બનાવવાની હતી તેથી તેમને વિલાયત મોકલ્યા. શરૂઆતમાં તેઓ ત્યાં જઇને બ્રાયટનની શાળામાં દાખલ થયા. પણ બેરિસ્ટરના અભ્યાસ માટે લંડનની કોઇ શાળામાં દાખલ થવું વધારે સારૂં છે, એવી તેમના ભાઇના શિક્ષક શ્રી. તારકજીની સલાહથી તેઓ બ્રાયટન છોડીને લંડન ગયા અને ત્યાં લેટીનનો અભ્યાસ કર્યો. એવામાં શ્રી. અક્ષયકુમાર ચોધરી સાથે તેમને ઓળખાણ થઇ અને તેમની મદદથી તેમણે અંગ્રેજી વાઙ્મયનો અભ્યાસ શરૂ કર્યો. એ પછી અંગ્રેજી સંગીતે તેમનું ધ્યાન ખેંચ્યું અને તેમણે એનો પણ અભ્યાસ આરંભ્યો. આમ બેરીસ્ટરીનાં પુસ્તકોએ કબાટમાં જ હવા ખાવા માંડી. છેવટે બેરીસ્ટર થયા વિના જ એ વિલાયતથી પાછા આવ્યા અને ફરીથી એ માટે તેમના મોટા ભાઇએ તેમને વિલાયત ન જવા દીધા. તેમની પહેલી કવિતા ' ભાનુસિંગ ' ઉપનામથી ' જ્ઞાનાંકુર ' માસિકમાં છપાઇ હતી અને તેમનું પહેલું નાટક " વાલ્મીકિની પ્રતિભા " ૧૪ મે વર્ષે પ્રકટ થયું હતું. એ પછી તેમનાં જ કુટુંબીજનો તરફથી પ્રકટ થતા ' ભારતી ' નામક માસિક દ્વારા સાહિત્ય-સેવા શરૂ કરી.

૨૪ મે વર્ષે પિતાની જાગીરનો વહીવટ સંભાળવા તેમણે કલકત્તા છોડીને ગામડાંમાં

રહેવા માંડ્યું અને ત્યાં કુદરતની શીળી અને પ્રેરણાભરી છાંયમાં રહીને એમણે સાહિત્ય સર્જનના કાર્યને આગળ ધપાવ્યું.

## 'શાંતિનિકેતન'ની સ્થાપના

સને ૧૯૦૧ માં તેમની ચાળીસ વર્ષની ઉંમરે તેમણે શાન્તિનિકેતનમાં (બોલપુર) વિશ્વભારતી વિદ્યાલયની સ્થાપના કરી, જે એની સ્થાપના પછી ૨૦ વર્ષે આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિ, કલા, સાહિત્ય અને વિદ્યાના સર્વાંગ સંપૂર્ણ કેન્દ્રમાં ફેરવાઈ ગયું છે; અને ત્યારથી એનો ઉત્તરોત્તર વિકાસ એ કવિવરના જીવનનું મુખ્ય કાર્ય બન્યું હતું. દેશપરદેશના વિદ્વાનોનો જ્ઞાનલાભ લેવા ત્યાં દુનિયાના ઘણા દેશોના વિદ્યાર્થીઓ પ્રતિવર્ષ આવે છે; ખરી રીતે તો ભિન્ન ભિન્ન દેશો સાથે હિંદુસ્તાનને જોડનારી એ સાંસ્કૃતિક શૃંખલા છે. શાંતિનિકેતન માટે રવિબાબુએ પુષ્કળ સ્વાર્થત્યાગ કર્યો છે.

## 'ગીતાંજલિ' અને 'નોબેલ પ્રાઈઝ'

સને ૧૯૧૨ માં તેમણે ઈંગ્લેન્ડની મુલાકાત લીધી અને તેમના કેટલાક બંગાળી ગ્રંથોનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો. આ અનુવાદોએ તેમને આંતરરાષ્ટ્રીય કીર્તિ અપાવી અને તેમના "ગીતાંજલિ" નામના કાવ્યગ્રંથ માટે તેમને બીજે જ વર્ષે એટલે સન ૧૯૧૩ માં સાહિત્ય માટેનું નોબેલ પારિતોષિક એનાયત કરવામાં આવ્યું. તેમની સાહિત્યવિષયક અને સામાજિક સેવાઓની કદર તરીકે સરકારે તેમને 'નાઈટહુડ' એનાયત કર્યું હતું. પણ સને ૧૯૧૯ માં અમૃતસરના જલિયાંવાલા બાગમાં જનરલ ડાયરે કરેલી નિર્દોષોની કતલના વિરોધમાં તેમણે એ ઇલકાબને ફગાવી દીધો હતો.

આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિના દર્શનાર્થે તેમણે યુરોપના તેમ જ અમેરિકા અને પૂર્વના દેશોનો વિશાળ પ્રવાસ ખેડ્યો હતો, તેમની રશિયા અને અમેરિકાની મુલાકાતો તો યાદગાર છે. હિંદીઓ વિરુદ્ધ પરદેશોમાં કરવામાં આવતા દ્વેષી અને ઝેરી પ્રચારને એનાથી મુખ્ય ફટકો વાગ્યો છે, ઇરાનના શાહ રિઝાશાહ પહેલવીના ખાસ આમંત્રણથી તેમણે ઇરાનનો પ્રવાસ પણ ખેડ્યો હતો.

## સાહિત્ય કૃતિઓનો વિસ્તાર

તેમણે ૧૨૫ ઉપરાંત સાહિત્યગ્રન્થો લખી બંગાળી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે. સાહિત્યના એકેય અંગને તેમણે સ્પર્શ કર્યો નથી એમ નથી. દરેક ક્ષેત્રમાં તેઓએ સફળતા પ્રાપ્ત કરી છે. હિન્દના અગ્રગણ્ય કવિ, સાહિત્યકાર ઉપરાંત તેઓ કલાકાર અને અભિનેતા પણ હતા. બંગાળીમાં તેમના ૪૬ કાવ્યગ્રન્થો, લગભગ ૩૮ નાટકો, ટૂંકી વાર્તાઓ અને નવલકથાઓના ૧૯ ગ્રંથો, સાહિત્ય, કલા ધર્મ અને બીજા વિષયો પરના નિબંધોના ૫૦ સંગ્રહો અને લગભગ ૩૦૦૦ કાવ્યો પ્રકટ થયાં છે.

અંગ્રેજી ઉપરાંત હિન્દુસ્તાનની બીજી પ્રાંતિક ભાષાઓમાં પણ તેમનાં પુસ્તકોના ચોકબંધ અનુવાદો પ્રકટ થયા છે. સં. ૧૯૨૨ પછી તેમણે રાજકારણમાં રસ લેવાનું બંધ કર્યું હતું, છતાં પણ બંગાળના નજરકેદીઓની મુક્તિની ચળવળમાં તેમણે અગ્રભાગ લીધો

[ અનુસંધાન પૃ. ૪૯૩ને છેડે ]

# વીસમી સદીનો ભગીરથ : ટૉરેન્સ

માઇલોના માઇલો સુધી એ પ્રદેશમાં પીળી નિર્જનતા સિવાય બીજું કાંઇ જ નજરે નહોતું દેખાતું. બળી ગયેલા ઘાસનું એ મોટું મેદાન જમીન ઉપર બિછાવેલી શેતરંજી જેવું સપાટ છે. એમાં નથી ક્યાંય જમીનની ઘડી. વિધવિધ પ્રકારની ખેતી માટે એના જેવો લાયક મુલક બીજે શોધવો કે મળવો મુશ્કેલ થઇ પડે એવો એ પ્રદેશ છે.

ભૂસ્તરશાસ્ત્રીઓએ પણ એ મુલક તપાસ્યો હતો, એના પેટાળમાં કોલસાના મોટ-મોટા થરો હતા. ક્યાંક ક્યાંક કાચું લોઢું પણ છે. ખેતીને માટે એ મુલક લાયક હતો અને છતાં માણસજાતને યાદ આવે ત્યારથી એ મુલક સદંતર વેરાન હતો. એમાં નહોતી ખેતી થતી, નહોતી નહેર ખોદાતી, એમાં માણસના વસવાટ નહોતા, એમાં ઘાસ પણ નહોતું પાકતું. એનું કારણ એ હતું કે માઇલોના માઇલો સુધી ફેલાયેલા એ વેરાન પ્રદેશમાં ક્યાંય પાણીનું ટીપું પણ નહોતું.

*

એ મુલકનું નામ અનકંપાધરીની ખીણ. યુનાઇટેડ સ્ટેટ્સના કોલોરાડો નામના સંસ્થાનની દક્ષિણમાં આવેલા આભઊંચા વિકટ અને માઇલોના માઇલો સર્પાકારે લંબાયલા કોલોરાડોના પહાડની બીજી બાજુએ એ પ્રદેશ આવ્યો હતો. એમાં કોઇ માણસે કોઇ દિવસ વસવાટ કર્યો કોઇએ સાંભળ્યો કે જાણ્યો નહોતો.

બોરીંગો ખોદીને એમાં પાતાળમાંથી પાણી કાઢવાના અનેક ખરચાળ અખતરાઓ તો કંઇક જણે કરી જોયા હતા; પરંતુ ત્યાં તો પાતાળમાંયે પાણી નહોતું. કૂવા, વાવ,

---

[ અનુસંધાન પૃ. ૪૯૨નું ]

હતો અને એ સંબંધની સરકારની નીતિનો ઉગ્ર વિરોધ કર્યો હતો. થોડા જ મહિનાઓ પહેલાં ઓકસફર્ડ યુનિવર્સિટી તરફનું બહુમાન એમને ચરણે ભેટ ધરાયું હતું અને હિંદની સમવાયી અદાલતના વડા ન્યાયમૂર્તિ સર મોરીસ ગ્વાયરને હસ્તે ઑકસફર્ડ ડૉકટરેટની મહામૂલી અને અપ્રાપ્ય પદવી એમને એનાયત થઇ હતી.

### ગાંધીજી પ્રત્યે પ્રેમભાવ અને રાષ્ટ્રભક્તિ

કવિવર રવીન્દ્રનાથ ટાગોરનો મહાત્મા ગાંધીજી પ્રત્યેનો પ્રેમભાવ છેલ્લાં થોડાંક વર્ષોમાં હિંદુસ્તાને જોયો અને અનુભવ્યો છે. રાષ્ટ્રીય આદર્શો માટેનો એમનો આગ્રહ અનન્ય હતો. વૈભવમાં મનભર આળોટેલા હોવા છતાં દરિદ્ર હિંદનાં ભાંડુઓ માટેનો એમનો પ્રેમ એમનાં કાવ્યો અને ઇતર સાહિત્યમાં કયાં નથી નીતરતો? આંતરરાષ્ટ્રીય સંબંધો, વિશ્વ-બંધુત્વની ઉચ્ચ ભાવના અને અતિશય ઉદાર દિલ, એમની વિવિધ પ્રવૃત્તિ–એ બધુંય જોમ પૂરનારૂં હતું. એમની રાષ્ટ્રભકિતએ જગાવેલો પ્રકોપ હિંદે હજી હમણાં જ, તેમણે મિસ રેથબોનને આપેલા સણસણતા જવાબમાં જોયો છે. હિંદ અને ચીનના સંબંધોને વધુ નિકટ બનાવવાની તીવ્ર આકાંક્ષા શાંતિનિકેતનમાં "ચીન ભવન" સ્થાપીને એમણે પાર પાડી છે. અવસાન સમયે તેમની ઉંમર ૮૦ વર્ષની હતી.

( તા. ૧૦–૮–૪૧ ના "પ્રજાબંધુ" માંથી )

વરસાદનાં પાણી ઝીલવાનાં તળાવ, બોરિંગ વગેરે અનેકાનેક તરકીબો પછી પણ જ્યારે પાણી કોઇ રીતે પ્રાપ્ત થઇ શક્યું નહિ ત્યારે એ મુલકને અસાધ્ય ગણી કાઢવામાં આવ્યો. અમેરિકનો એ મુલકને ઈશ્વર તરફથી ભુલાઇ ગયેલા મુલકના નામથી ઓળખવા લાગ્યા. પાણી મેળવવા માટેના છેલ્લામાં છેલ્લા અખતરાને પણ પચીસ વર્ષ થઇ ગયાં. પહાડોની ફરતી દિવાલોની વચમાં ખીણુ જેવા એ પ્રદેશનો વિસ્તાર અગિયાર હજાર ચોરસમાઇલનો હતો.

*

આમ છતાં કોલોરાડોના આભ ઊંચા ડુંગરને પેલે પાર એક મહાનદી નામે ગનીસન દર વર્ષે કરોડો ગેલન પાણી ખારા સમુદ્રમાં ઠાલવતી હતી. ત્રણથી પાંચ હજાર ફીટની ઊંચાઈવાળા અને ઓછામાં ઓછા બાર માઇલની બેઠકવાળા એ ડુંગરની બીજી બાજુએ જળધોધો વાટે પછડાતી-ઊંડાં ઊંડાં કોતરોમાં પછડાતી આ ખૂબ ઊંડી અને ખૂબ સાંકડી નદી હતી. તે આ ઇશ્વિરે તરછોડેલા મુલકથી નજીક છતાં એ મુલકના ઉપયોગ પૂરતી તો જાણે કે પરલોકમાં વહેતી સ્વર્ગગંગા સમી જ હતી. એક બાજુ આ નદીનાં પાણી દરિયામાં ઠલવાતાં; બીજી બાજુ આ મુલક વેરાન અને તરસ્યો પડ્યો હતો.

*

ઇ. સ. ૧૮૯૮ ની સાલમાં એક દિવસે પૃથ્વીના પ્રવાસે નીકળેલો એક ફ્રેંચ મુસાફર આ મશહુર વેરાનને જોવાને આવ્યો. એ ઇજનેર નહોતો, ખેડૂત નહોતો. એ તો હતો મોજીલો રંગીલો જુવાન. શ્રીમંત પણ નહોતો. મજૂરી કરતા જવું, પૈસા કમાતા જવા, ને દુનિયાનો પ્રવાસ કરતા જવો એ એની મુરાદ હતી. એવો આ ફ્રેંચ જુવાન આ વેરાન મુલકમાં વચમાં ઊભો હતો. જુગ જુગની તરસ એ એ ફ્રેન્ચ જુવાનના અંતરમાં બોલી. એ મુલક જોઇને એ લીલા પ્રદેશમાં પાછો આવ્યો. એણે અમેરિકાના જળસંગ્રહ ખાતાના વડા ઇજનેરને એક તાર કર્યો: ' યુરોપમાં આલ્પ્સના પહાડો કોતરીને આગગાડી જાય છે, એ વાત તમે જાણતા હશો એ જ રીતે ગનીસન નદીને તમે અનકંપાધરીની ખીણમાં ન લાવી શકો ? ' તાર કરીને ફ્રેંચ મુસાફર તો પોતાને માર્ગે પડ્યો.

યુનાઇટેડ સ્ટેટસના જલસંગ્રહ ખાતાના મુખ્ય ઇજનેર ત્યારે ફેલોઝ નામે હતો. એણે તાર વાંચ્યો, તાર વાંચીને એ હસ્યો. ' બિચારો કોઇક ભલો માણસ લાગે છે કે પહાડ કોરીને આગગાડી જાય, પણ કાંઇ નદી લઇ જવાય ! એણે ઉપકાર સાથે એ તાર પોતાના તાબાના એક ઇજનેરને આપ્યો. ' દુનિયામાં માણસ પણ કેવાં વિચિત્ર સ્વપ્ન સેવે છે ! ' ફેલોઝે ટીકા કરી.

*

પરંતુ એ સહાયક ઇજનેર ટોરેન્સ, ઇજનેરી આલમમાં એક સ્વપ્નદ્રષ્ટા હતો, તાર વાંચતાં વાંચતાં જળને માટે અનંતકાળથી મૂંગી ચીસ નાખતા એ મુલકનું ચિત્ર એની આંખ આગળ હૂબહૂ ખડું થયું. ટોરેન્સ લખે છેઃ ' તાર વાંચતાં વાંચતાં મારી આંખો મીંચાઇ ગઇ અને અંતકાળે પાણીને માટે તરફડતા એક ડોસાના સ્વરૂપે એ મુલકનું ચિત્ર મારી આંખ આગળ નાચવા લાગ્યું. ' જળની મૂક બૂમનો ટોરેન્સના અંતરમાં પ્રતિશબ્દ પડ્યો:

'શા માટે નહિ ?' એણે પોતાના ઉપરી અમલદારની રજા માગી. રજા મેળવીને ટૉરેન્સ પુરાણા પૂર્વગ્રહો છોડીને નવી આંખે એ મુલકને જોવા નીકળ્યો. સવાલ એ હતો કે ગનીસન નદીને પહાડમાંથી અનકંપાધરીની ખીણમાં વાળી શકાય એમ છે કે નહિ, એને માટે સૌથી પહેલાં ગનીસન નદી જોવી જોઈએ.

*

ગનીસન નદી એ ઘોર નદી છે. કોલોરાડોના ડુંગરમાંથી નીકળીને ડુંગરની ઉત્તર બાજુએ ધસાઈ ધસાઈને એ આગળ વધે છે. એનો પ્રવાહ જળધોધોની હારમાળા જેવો છે. પછડાતી જાય, જમીન ખોદતી જાય, ઊંડી અને વધારે ઊંડી સાંકડી બનતી જતી એ નદી પાગલ બનેલા હાથીની જેમ આગળ દોડે છે. નદીનો આદિથી અંત સુધીનો પ્રવાહ કોઈએ જોવાની તપાસવાની હજી સુધી હામ નહોતી ભીડી.

અનકંપાધરીની ખીણની બરોબર સમાંતરે નદી ઊંડાં અને વધારે ઊંડાં કોતરોમાં ઘૂસી જાય છે, ને ખીણની હદ પૂરી થયા પછી માઈલો ને માઈલો દૂર ડુંગરની બીજી બાજુએ એ પાછી સપાટ ભૂમિ ઉપર જાણે કે પાતાળમાંથી પ્રગટે છે. એટલે અનકંપાધરીની ખીણમાં જો એનાં પાણી વાળવાં હોય તો એ કોતરો જ તપાસવાં જોઈએ. એ કોતરોની બેય બાજુના ઊંચા ને ઊંચા થતા જાય છે ને વચમાં તોફાને ચઢેલા મહાભુજંગ જેવી નદી સાંકડી ને સાંકડી બની જમીન ખોદતી સર્પાકારે વહે છે. જેમ જેમ નદી આગળ વધે છે, તેમ તેમ કોતરો ઊંડાં ને વિકટ બને છે. આખરે 'બ્લેક કેન્યોન' ('કાળું કોતર') નામનું ભીષણ કોતર આવે છે. અહીં નદીનાં પાણીની બેય બાજુ ત્રણ ત્રણ હજાર ફીટ જેટલા ઊંચા ડુંગરો છે. નદીનો પ્રવાહ માત્ર અઠ્ઠાવીસ ફીટ પહોળો છે. સૂર્યનો પ્રકાશ નદીનાં પાણી ઉપર કોઈ દિવસ કોઈ વખતે નથી આવી શકતો. એ કોતરમાં નદી કેમ વહે છે એ કોઈ આજ દિન સુધી નહોતું જાણતું.

*

ટૉરેન્સને લાગી ગયું કે જો નદી વાળવી હોય તો આ કોતરમાંથી વાળવી પડશે. કોતર કેવું છે એ કોઈ નહોતું જાણતું, ને પોતે નહોતો જાણતો. એણે કેનવાસની એક હોડી બનાવી. નદીના પ્રવાહની સાથોસાથ 'બ્લેક કેન્યોન'–કાળા કોતરમાં દાખલ થવાનો એણે નિરધાર કર્યો. એમ નક્કી થયું કે ટૉરેન્સ નદીનાં પાણી સાથે તે જાય, ને કોતરની ધાર ઉપર કેટલાંક માણસો ચાલે. પોતે સલામત છે એમ જણાવવા માટે ટૉરેન્સે બે બે ચાર ચાર કલાકે રિવૉલ્વરના અવાજો કરવા. આમ દશ દિવસ વીતી ગયા. પરંતુ ટૉરેન્સની રવાનગી પછી ન તો એકેય રિવૉલ્વરનો અવાજ સંભળાયો, ન તો એ જીવતો છે એનો બીજો કોઈ પુરાવો મળ્યો. કાળા કોતરમાં ટૉરેન્સનું અવસાન જ થયું, એમ માની લીધું. દસ દિવસ પછી ફેલોએ ફ્રેન્ચ મુસાફરના તાર ઉપર શેરો કર્યો: 'અશક્ય. આ તપાસમાં અમે એક ચાલાક ઇજનેર ખોયો.' બીજા વીસ દિવસ પણ એ વાત ઉપર વહી ગયા.

*

ત્યારે ટૉરેન્સનું શું થયું ? અકલ્પ્ય એવાં નદીનાં તાંડવોનો સામનો કરતો

# શ્રી. મેઘાણી : સાહિત્યના માતરિશ્વા*

**શ્રી.** મેઘાણીના નામોચ્ચાર સાથે મારી દૃષ્ટિ સમક્ષ અનેક સ્થળેથી, સુગંધ અને દુર્ગંધ બધુંજ લઇ આવતો માતરિશ્વા (વાયુ–પવન) ખડો થાય છે. કવિતા અને નવલિકા. નવલકથા અને નાટિકા, મધ્યકાલીન લોકસાહિત્યનું સંશોધન અને સંતકાલીને સાહિત્યનું વિવેચન, અનુવાદ અને સંયોજન વગેરે ક્ષેત્રોમાંથી–અને એ બધાંની એકાદ બે નહિ પણ સંખ્યાબંધ કૃતિઓ–આપણા જીવનની ફોરમ અને દુર્ગંધ, ઉલ્લાસ અને દર્દ, એ માતરિશ્વા લાવે છે. અને એ સઘળાં ક્ષેત્રોમાં, ચંચુપાત નહિ, પ્રવેશ નહિ, પરંતુ કોઇનેય ઈર્ષા અપાવે એવું, ગૌરવાન્વિત પદ પ્રાપ્ત કરવામાં જ શ્રી. મેઘાણીની, એમની જ કહી શકાય એવી વિશિષ્ટતા છે. બીજાં બધાં સાહિત્યિક ધોરણોને જતાં કરીએ, અને માત્ર સંખ્યાદૃષ્ટિએ જ એમની મૂલવણી આંકીએ તોયે એમની સંપાદિત, અનુવાદિત, મૌલિક ગ્રન્થસંખ્યા પચાસ જેટલી થાય છે, તો એ દૃષ્ટિએ પણ સમકાલીનોમાં ન્હાનાલાલથી દ્વિતીય સ્થાન એમનું છે. હવે એમની સાહિત્યપ્રવૃત્તિનાં વિધવિધ ક્ષેત્રો પર ઊડતી નજર નાખીએ.



શ્રી. મેઘાણી

## વીરકવિતા

નવલકથાકાર તરીકે કે નવલિકાકાર તરીકે જનતા એમને પિછાને કે ન પિછાને પરંતુ કવિ તરીકે 'રાષ્ટ્રીય શાયર'નું બિરુદ પામી ચૂકેલા, 'કોઇનો લાડકવાયો'ના વીરકવિને સૌ કોઈ અવશ્ય પિછાને છે. એમની કવિતા આ યુગની સાચી પ્રતિનિધિ કહી શકાય. કાવ્યની પ્રેરણા એમને આ યુગદેવ જ આપે છે અને તેથી જ એમણે એમના કાવ્યસંગ્રહનું "યુગવંદના" એવું સૂચક નામ રાખ્યું છે. 'કસુંબલ રંગ' જેવાં વીરરસનો કેફ ચડાવે એવાં; 'ફાગણ આવ્યો' જેવાં નર્યાં વાસ્તવિક; 'કવિ તને કેમ ગમે' જેવાં રૂપકલંબપ્રધાન; 'દૂધવાળો' 'ખાંસીખામાં' 'બીડી વાળનારીનું ગીત' 'કેદીનું કલ્પાંત' જેવાં નર્યાં વાસ્તવવાદી; 'વૈશાખે દાવાનળ' 'ઓતરાદા વાયરા ઊઠો' જેવાં વિપ્લવપ્રેરક; 'સાગર રાણા' કે 'યાચના' જેવાં કલ્પનાગીતો; 'કોઇનો લાડકવાયો' જેવાં સુમધુર; 'તરણોનું મનોરાજ્ય' જેવાં વેગીલાં; 'કોણ ગાશે' જેવાં છંદોભવ્યતાવાળાં; 'છેલ્લો કટોરો' 'અદીઠી આગનાં ઓલવનારાં' કે 'વિદાય' જેવાં પ્રાસંગિક ગીતો; 'કેમ કરે કાયદો ને' કે 'શબ્દોની વણઝાર' જેવાં તીવ્ર કટાક્ષભર્યાં; એમ શ્રી. મેઘાણીની કલમસૃષ્ટિ વસ્તુ તેમ જ રચનાપરત્વે મનોહારી વૈવિધ્યભરી છે. એમણે સૉનેટો, ખંડકાવ્યો, મુક્તકો જેવાં કાવ્યસ્વરૂપોનો સ્પર્શ કર્યો નથી; સંસ્કૃત છંદો, 'તંદ્દર તદન્તિકે' 'અભિસાર' જેવાં કાવ્યોમાં અપવાદરૂપે જ મળે છે. ચારણી છંદો કે લોકગીતોના ઢાળોનો ઉપયોગ કરી–એમના બીજા કાવ્યસંગ્રહનું નામ 'એકતારો' પણ કાવ્યોના ઢાળની વા બાહ્યાકારની દૃષ્ટિએ સાંકેતિક

* પવન.

લેખી શકાય-સંગીત અને કવિતા, પૃથ્વી અને ગેયતા, યતિસ્વાતંત્ર્ય આર્ય યતિ ને પ્રાસઅનુપ્રાસ, જેવી માયાફૂટમાંથી એઓ ઊગરી ગયા છે. આથી આજની કવિતા બાહ્યસ્વરૂપ પરત્વે પ્રો. ઠાકોરને અનુસરે છે, એ વિધાનમાં શ્રી. મેઘાણી અપવાદરૂપ છે. રસપરત્વે કૃષ્ણ કનૈયાની બંસી. તારલિયા, ( કવિ તને કેમ ગમે ) કવિના લાડકડા મલયાનિલ ( ઓતરાતા વાયરા ઊંડો ) ને બહિષ્કૃત કરવાનું કહેનાર કવિએ સાચે જ પુષ્પધન્વાના શરને બદલે વિપ્લવની બાંગ પુકારી છે, બીડીઓ વાળનારીનાં દુઃખ કથ્યાં છે, પોતાનાં રહ્યાંસહ્યાં હાડને ન ખેંચવાની અને કવિ તથા લેખકોને પોતાને ન વેચવાની પીડિતને મુખે આર્દ્ર વિનંતિ કરાવી છે ( "મને વેચશો માં":–એકતારો ). એમાં જૂના જૂના કવિજનગાયા હોળીના છંટકાવ નથી, પણ સળગતા ફાગણનું દર્શન છે. વળી વિપ્લવનો દાવાનળ સર્વતોમુખી બને તે માટે તેઓ વૈશાખી દાવાનળને આમંત્રી ગરીબોના જીવનમાં જે અલ્પાલ્પ પણ સંતોષ છે તેને જલાવી દેવા માગે છે. જોબનમાં જામેલી શેવાળને દૂર કરવા ' ઓતરાતા વાયરા 'ને ઉઠાડે છે. ભલે અંધાધૂંધી થાય, ચોર ધાડપાડુ લૂંટાલૂંટ ચલાવે, 'કુણેરી કુંપળો' છુંદાય તો યે એઓ ઓતરાતા વાયરાને વિનાશ કરવાનું કહે છે.

આમ એમની કવિતાનો વીરરસ ભીષણ માર્ગાનુસારી છે. આપણા યુગના બધા જ મહાપ્રસંગો · ભગતસિંહ રાજગુરુ આદિની ફાંસી, ગાંધીજીનું ગોળમેજીમાં પ્રયાણ અને ત્યાંથી આગમન, કોંગ્રેસનો સુવર્ણ મહોત્સવ, મુંબઈની શરાબબંધીનો દિન, રાજકોટ અનશનનાં પારણાં, એમના હૃદયને વલોવી એમાંથી કાવ્યનવનીત પ્રગટાવે છે. ' કોઈનો લાડકવાયો ' ને મળેલી અજોડ લોકપ્રિયતા, આજની કવિતા જનતા સુધી પહોંચી નથી શકતી, એવા આક્ષેપનો સબળ પ્રતિકાર કરે છે. ' **છેલ્લો કટોરો** ' એ કાવ્યમાં પોતાની મનોવેદના યથાતથતઃ વ્યક્ત થઇ છે, એવું ગાંધીજીનું પ્રમાણપત્ર મેળવી, પરલક્ષી કવિતા આલેખ્ય પાત્રના હૃદયમાં પ્રવેશ કરી, એના માનસનું અને ઉરભાવોને હૂબહૂ નિરૂપવાની એમની વિરલ શક્તિનું અનુપમ દષ્ટાંત છે. અને આત્મલક્ષી કવિતા તો એમણે લખી છે જ ક્યાં ? રાષ્ટ્રવ્યાપી મહાન પ્રશ્નોમાં, વિરાટ રાષ્ટ્રદેવ સમક્ષ, યુગદેવતા સમક્ષ, પોતાના અણુસમા હૃદયને એમણે મહત્ત્વ આપ્યું જ નથી, અને એ રીતે પણ આપણો આ કવિ આત્મલક્ષી કવિતાની સામે રૂસણાં લઇ આપણા બધા જ સમકાલીન કવિઓમાં જુદો તરી આવે છે. ને કલ્પના એઓ કરી શકતા નથી એમ કહેશો માં. ' **સાગરરાણો** ' કાવ્યની હૃદયંગમ સુમધુર કલ્પના તમને જૂઠા ઠેરવશે. ત્યારે ? ત્યારે શું ? એઓ કલ્પના કરી શકે એની પ્રતીતિ કરાવી, કલ્પના કરવી નથી એમ જાહેર કર્યું છે. કારણ કે કલ્પના એ દંભ છે, એમ એઓ માને છે. એઓ ભલે માને કે એમની કવિતા યુગજીવી હોય, પરંતુ એમની કવિતા એમની ઉપરનિર્દિષ્ટ વિશિષ્ટ ગુણાવલિને લીધે દીર્ઘજીવી રહેવા જ સરજાઇ છે.

## ત્રણે કાળના નવલકથાકાર

' સમરાંગણ ', ' ગુજરાતનો જય ' ' રા' ગંગાજળિયો ' અને ' સોરઠ તારાં વ્હેતાં પાણી ' એ મઇ કાલની; ' વસુંધરાનાં વહાલાં દવલાં ', ' તુળશીક્યારે ' 'વેવિશાળ'

અને ' જેલ ઑફિસની બારી ' એ આજની, તો ' નિરંજન ' અને ' બીડેલાં દ્વાર ' એ આવતી કાલની, એમ મેઘાણી પોતાના નવલના કાળ માટે ત્રણે કાળમાં ઘૂમ્યા છે. ' નિરંજન ' અને ' બીડેલાં દ્વાર ' એ આવતી કાલની નવલકથા છે, એમ શ્રી. મેઘાણી કદાચ ન સ્વીકારે તો પણ સહચારી લગ્ન ( Companionate Marriage ) કે અજિત ને પ્રભા જેવાં પાત્રો અશક્ય છે, એમ કહેવા કરતાં એ વસ્તુ આવતી કાલની છે એમ કહેવું વધુ સલામતીભર્યું છે. **' સમરાંગણ ' અને ' રા ગંગાજળિયો '** એ બંનેમાં કાલોચિત વાતાવરણ એઓ જમાવી શક્યા છે, એટલું જ નહિ પરંતુ પાત્રના ઘડતરમાં અને એના ઉઠાવમાં પણ એઓ ઇતિહાસને વફાદાર રહ્યા છે. જો કે એ બંનેમાં એમને વધુ સફળતા તો સમરાંગણમાં જ મળી છે; કારણ કે અનેક ચમત્કારોથી ભરેલી, તથા માત્ર જોબનની ઉન્મત્તતા વિષે એક ગીત સાંભળવાથી પોતાના સ્પર્શથી રક્તપિત્તિયાના રોગને દૂર કરનાર પવિત્ર રાજાનું મન કામવ્યાકુળ બની ફટકી જાય એવી એવી શિથિલ અને અપ્રતીતિકર પ્રસંગયોજનાને લીધે, ' રા' ગંગાજળિયો ' સમરાંગણ કરતાં ઊતરતી કોટીની કૃતિ છે. આમ છતાં સ્વાભાવિક સંવાદ, અને સ્થળકાળાનુરૂપ વાતાવરણ, સુરેખ અને સ્પષ્ટ પાત્ર-ચિત્રણ અને રસનિરૂપણ એ દૃષ્ટિએ તો બંને નવલકથા એમને ઉચ્ચ સ્થાન અપાવે છે. *

ઐતિહાસિક તથા અર્ધઐતિહાસિક નવલકથા પરથી, **'સોરઠ તારાં વહેતાં પાણી'** એ વાતાવરણપ્રધાન જનકથા પર આવીએ. નવલકથાના ઉત્તરાર્ધમાં પિનાકી પર લેખકે પોતાનું લક્ષ કેન્દ્રિત કર્યું હોવા છતાં, એને જનકથા એટલા માટે કહી છે કે, અનેક લાક્ષણિક પાત્રાવલિમાં બધાને સરખું મહત્ત્વ અપાયું છે. વાર્તાપ્રવાહમાં સર્વે પાત્રો, સૌરાષ્ટ્રના ગયા જમાનાની આપણને પિછાન કરાવે છે, એટલે એમાં પ્રાધાન્ય અપાયું છે સૌરાષ્ટ્રની નષ્ટ પામતી સંસ્કૃતિને, કે જેનાં વહેતાં પાણીને આ ગ્રંથરૂપી પાળ બાંધી એમણે રોકી રાખ્યાં છે. પણ સાચું છે કે આ વાતાવરણપ્રધાન ( Atmosphere Novel ) આટલી બધી રસપ્રદ રીતે આલેખાઇ છે તેનું કારણ કે એ આત્મકથાત્મક છે, સ્વાનુભવરંગે રંગાઇ છે. [ આ રીતે આ નવલ, કંઇક અંશે વાતાવરણપ્રધાન કહી શકાય એવી આત્મકથાત્મક શ્રી. મુનશીની ' સ્વપ્નદ્રષ્ટા 'નું સ્મરણ કરાવે છે. ]

આજની અને આવતી કાલની નવલની વિચારણા કરતાં એટલું તો સ્પષ્ટ લાગે છે કે, કવિતાનો ક્રાંતિવાદી મેઘાણી અહીં પણ જડે છે. એનાં પાત્રો બંડખોર છે. નિરંજન માટે ઉન્દી આકર્ષણ હોવા છતાં એ સાહચર્ય માટે યોગ્ય નથી એમ માની, કોઇ આપેડ જોડે સગવડભર્યાં સહચારી લગન કરતી સુનીલા, મોટા શેઠ સુખલાલને એ લગનસંબંધ

* ઐતિહાસિક નવલકથામાં દંતકથાનો ઉપયોગ થઇ શકે કે કેમ અને થઇ શકતો હોય તો તે કેટલે અંશે, એ પ્રશ્ન રા' ગંગાજળીઓ વાંચતાં ઉપસ્થિત થાય છે. મારા મંતવ્ય પ્રમાણે, ઐતિહાસિક નવલકથાકાર, ઐતિહાસિક સત્યથી વિપરીત હોય એવી દંતકથાનો ઉપયોગ ન જ કરી શકે, કારણ કે એથી ઇતિહાસની વસ્તુ તથા પાત્રોને અન્યાય થાય છે, એટલુંજ નહિ કિન્તુ આપણી દૃષ્ટિ જ અશાસ્ત્રીય બની જાય છે. અને સત્ય દંતકથા કરતાં ઇતિહાસમાં વિશેષ પ્રમાણમાં છે એમ તો સૌ કોઇ કબૂલશે. અને સાહિત્ય માત્ર સત્યથી પરાંગમુખ ન જ હોવું જોઇએ, એ શ્રી. પાઠકના મંતવ્ય જોડે હું અનુમત છું. ( —લેખક )

માટે અયોગ્ય ઠરાવ્યો હોવા છતાં, પ્રતિષ્ઠાના ઇજારદાર મોટા કાકાની વિરુદ્ધ જઈ ગામડીઆ સુખલાલને પરણતી સંતોક ઉર્ફે સુશીલા, પરણ્યા પતિને મૂકી, વ્યક્તિસ્વાતંત્ર્યની હિમાયતી ભાસ્કર જોડે ભાગી જનાર કંચનઃ એ બધાં આઝાદ પાત્રો છે. એઓને પરંપરાગત રૂઢિ નથી આડે આવતી, સમાજનાં બંધનો નથી નડતાંઃ સૌ કોઈ મનસ્વી થઈ પોતાના મનનું ધાર્યું કરે છે. એ રીતે જોતાં શ્રી. મેઘાણીએ તરુણોનું મનોરાજ્ય એમની નવલમાં યથોચિતઃ ચીતર્યું છે, એમ અવશ્ય કહી શકાય. આ યૌવનસહજ સાહસથી ઊભરાતાં પાત્રો એમણે સહાનુભૂતિપૂર્વક ચીતર્યાં છે જ, પરંતુ આ બધાં સ્રીપાત્રો જ છે, એ લક્ષમાં રાખવાનું છે, અને એ રીતે જોતાં શ્રી. મેઘાણીનાં સ્રીપાત્રો શરદ્બાબુ કે શ્રી. મુનશીના જેવાં જ્વલંત લાગે છે. એમણે એમની આ નવલોમાં જે પ્રશ્નો છણ્યા છેઃ જીન્શી આકર્ષણના, સમજીન્શી આકર્ષણના, અયોગ્ય જાતીય સંયમથી થતી માનસિક વિકૃતિના (નિરંજન), શિક્ષિત પરિણિત દંપતીના કંકાસ, ગાળાગાળી દ્વારા નવી લગ્નપ્રણાલિની નિષ્ફળતાના (તુળસીક્યારો), અનાથાશ્રમ ખવડાવવાની ના પાડે છે તેથી કૂતરીને ધાવતા તેજુના બાળક દ્વારા સમાજરચનાની બીષણતાના (વસુંધરાનાં વહાલાં દવલાં), નિષ્ઠુર અને યંત્રવત્ ચાલતી શાસનપ્રણાલિનાં દુષ્પરિણામોના ( જેલ ઑફિસની બારી ), ગમે તેવા વિપ્લવવાદી કે અદ્યતન વિચારોને પીગળાવી નાખે એવા નારીના નારીત્વના ( વેવિશાળ, તુલસીક્યારો ), એ બધાં આપણી આજુબાજુ રોજબરોજ ઉપસ્થિત થતાં, છતાં છતી આંખે જોઇ જાણી નથી શકતા એવા સળગતા વાસ્તવિક પ્રશ્નો છે, કે જેમની તરફ આંખમીચામણાં કર્યે ચાલે એમ નથી. આમ છતાં લેખક પક્ષીલ બની જતા નથી, અને બહુધા વાસ્તવિકતાની ભોંય સાચવી રાખે છે; એટલુંજ નહિ, પરન્તુ પોતાને જે કહેવું હોય તે પ્રસંગો દ્વારા પ્રસંગે પાત્રના વર્તન દ્વારા તથા પાત્રોની ઉક્તિ દ્વારા જ લેખક કહે છે. ક્યાંય ખુલ્લો પ્રચાર—કે જે પ્રલોભનોમાંથી ભલભલા લેખકો પણ બચી શકતા નથી—છે જ નહિ. લેખક ક્યાંય જણાતા નથી. પાત્રો પોતાની જાતે જ વિહરતાં હોય એમ લાગે છે. ને એમની દૃષ્ટિ કેટલી વાસ્તવગ્રાહી અને ઔદાર્યસમન્વિત છે તેની પ્રતીતિ એમનાં પાત્રો કરાવે છે. કંચનના સઘળા દોષોને સહી લેતા આગલી પેઢીના પ્રતિનિધિ સોમેશ્વર અને *ભદ્રા (તુળસીક્યારો), બેટી પ્રતિષ્ઠા ખાતર અનેક કાવત્રાં કરતાં મોટા શેઠની સામે ભજનમાન,* સુશીલાને ધર્મકાર્યમાં સઘળી સહાય આપતી મનોહારી ભાભૂ ( વેવિશાળ ): એ બધાં ગઇ પેઢીની ઉજળી બાજુનાં પ્રતીકો છે.

'તુળસીક્યારો'માં આજના યુવાન માનસને કદાચ ન રૂચે એવી, સંયુક્ત કુટુંબની ઔદાર્ય અને માધુરી એમણે બતાવી છે તો 'વેવિશાળ'માં સંયુક્ત કુટુંબની કાળી બાજુ પણ એમણે ક્યાં નથી દર્શાવી? યુવાનોમાં પણ ભાસ્કર જેવા ઘૃણા જન્મે એવા યુવાનો ક્યાં નથી ચીતર્યા? વાસ્તવતાની સાથે, એમની નવલોમાં પ્રસંગયોજના અને સંવાદ એટલાં બધાં કલાયુક્ત, વાસ્તવિક અને અકૃત્રિમ હોય છે, રસની પકડ એટલી બધી સફળ હોય છે, કે ૧૯૪૦ના સમીક્ષક શ્રી. વિષ્ણુભાઇએ વેવિશાળ માટે કહ્યું છે કે "વાસ્તવિકતામાં ધૂમકેતુની નવલકથાને આ ચઢી જાય."

એમની નવલકથાની બીજી લાક્ષણિકતા આબેહૂબ માનસચિત્રણ છે. માનસિક ક્રિયાપ્રક્રિયા સૂક્ષ્મ મનોભાવો, એઓ સચોટતાથી દર્શાવી શકે છે સુખલાલ પર ગુજરાતું બાહ્ય અનિષ્ટ આચરણ

જોઈને સુશીલા આંતરમનપર (Subconscious Mind) થયેલી અસર, સુનીલા અને નિરંજનનું માનસચિત્રણ, જેલ આફિસની બારીમાંનો ફાંસીએ ચડતો અનવર, ફાંસીએથી છૂટયા છતાં જેને આનન્દ થતો નથી એવો ભીલ, કે પતીએ નાતરે નહિ જ જાય એવું અભય આપેલું તે ઉત્સાહથી નવ વર્ષની જેલ ભોગવતો હરખો ઢેઢ–એ બધાનું માનસચિત્રણ એટલું તો સુરેખ છે, કે એ લોકોને ખબર પડે કે મેઘાણીએ એમના માનસને વાણીદેહ આપ્યો છે તો ગાંધીજી જેવું જ મેઘાણીને એઓ પ્રમાણપત્ર આપે. એમની નવલોમાં બાહ્યજગતને જેટલું મહત્ત્વ અપાય છે, તેટલું જ પાત્રોની આંતરસૃષ્ટિને પણ મહત્ત્વ અપાય છે.

ને આમ છતાં એમની નવલો દોષમુક્ત છે એ તો કોણ કહે ? કંચન જેવી સ્ત્રીને દેવુ બા કહીને બોલાવે એટલે એનું હૃદયપરિવર્તન થાય. એ પ્રસંગ પાત્રના માનસપરિવર્તન માટે નિર્બળ છે. વાત્સલ્યપ્રેમના ઓઠાં હેઠળ ગમે તેવા ચમત્કારો નવી રીતે રજૂ કરવા અયુક્ત અને અનિચ્છનીય છે. સુશીલાને સુખલાલ પ્રત્યે સહાનુભૂતિ જન્મે, પરન્તુ એ સહાનુભૂતિ લગ્નપરિણામી બને છે તે સંભવિત નથી લાગતું; તેથી અપ્રતીતિ કરતા આવે છે. વસુંધરાનાં વહાલાં દવલાંની પાત્રસૃષ્ટિ પૌરાણિક કાળના દેવ અને દાનવ જેવી બે વિભાગોમાં વહેંચાઈ જતી દર્શાવાઈ છે. નિરંજનની શૈલી વધુપડતી કથનપ્રધાન બની જવાથી રસિકતાને થોડે અંશે બાધક નીવડે છે. પણ આ બધું હોવા છતાં એમનો ગુણપક્ષ એટલો બધો બળવાન છે કે આવા દોષો તો એમાં ક્યાંય લુપ્ત થઈ જાય.

## દઝાડતા નવલિકાકાર

શ્રી. મેઘાણીની નવલિકાઓના બે સંગ્રહોનાં નામ ચિતાના અંગારા છે તેથી એમની નવલિકાઓને દઝાડતી કહી નથી. પરંતુ, એમાં જે વસ્તુ અને તેનું નિરૂપણ છે તે આપણને આંચકા આપે એવું, અગ્નિઝાળ લાગે અને આપણને જેવી સંવેદના થાય તેવી સંવેદનાનો અનુભવ કરાવનાર છે. નવલકથાના લેખન પૂર્વે શ્રી. મેઘાણીએ નવલિકાલેખનનો આરંભ કરેલો, પરંતુ એમને નવલકથાકાર તરીકે અહીં પ્રથમ સ્થાન આપ્યું છે તે એટલા જ માટે કે, એમની નવલિકાઓ કરતાં નવલો જ આજે ગુજરાતમાં વિશેષ પ્રમાણમાં વંચાય છે. **ચિતાના અંગારા ભાગ ૧–૨, આપણા ઉંબરમાં, ધૂપછાયા**–એટલા એમનાં મૌલિક નવલિકાસંગ્રહો. નવલકથામાં એઓ કલાકારને સમુચિત એવું તાટસ્થ્ય જાળવી શક્યા છે તેટલું નવલિકામાં જાળવી શક્યા નથીઃ લેખક પક્ષીલ બની ગયા છે. વસુંધરાનાં વહાલાં દવલાંની જેમ અહીં વડીલોની સૃષ્ટિ એ રાક્ષસી સૃષ્ટિ બની ગઇ છે. યુવાનો એ સૃષ્ટિના ભોગ બને છે. પ્રસંગાલેખનમાં અને પાત્રનિરૂપણમાં ઘેરા રંગો પુરાયા છે. આમ છતાં આનો અર્થ એવો નથી કે એમની નવલિકાસૃષ્ટિ એટલે અવાસ્તવિક સૃષ્ટિ. જેમાં આપણું સાચું લોકજીવન પ્રતિબિંબિત થયું છે તે આપણા લોકસાહિત્યે સાસુ અને સાસરિયાંના વરૂ પર ગુજરતા ત્રાસનાં લોકબંધ દષ્ટાંતો આપ્યાં છે. માત્ર એટલું જ કે ક્રૂર સમાજને કે વડીલોને શ્રી. મેઘાણીએ ક્રૂરતર ચીતર્યાં છે. એમની નવલિકાઓમાં પ્રેમનો નહિ પરંતુ બીજો એક ત્રિકોણ બને છેઃ શોષક, શોષિત અને શોષક વા શોષણસહાયક. આપણું ઉપરનું જ રૂપક વાપરીએ તો, દઝાડનાર, દઝાડવામાં મદદ કરનાર અને દાઝનાર. 'કાનજી શેઠ', મંગળાને હેરાન કરતો સમાજ, વહેમ અને અજ્ઞાનગ્રસ્ત ધીરજલાલનાં સગાંઓ જે મંછાના મરણના

કારણભૂત બને છે. ભદ્રાનો પતિ, કિશોરની માતા એ સઘળાં આગ્ન છે; સાસુના ત્રાસે મરતી કિશોરની પત્ની, ( ચિતાના અંગારા, ) પાનકોર ડોશી (ધૂપછાયા), મંગળા, મંછા–એ સઘળાં જ્વલંત આગનાં ભોગ છે; જ્યારે કિશોર, ધીરજલાલ, પ્રોફેસર, ઈંદ્રજિત, ભદ્રાનો ભાઇ અનંત–એ બધાં આગમાં નાખનાર છે.

આમ એમની નવલિકાઓમાં ત્રિવેણી રચાય છે. આ નવલિકાઓમાં એમનો લોકસાહિત્યનો અભ્યાસ વસ્તુ પરત્વે એમને પ્રેરણાદાયી થયો હશે એમ કહી શકાય. કારણ કે આપણાં લોકગીતોમાં સામાજિક ત્રાસનાં દૃષ્ટાંતો થોકબંધ મળે છે. એમની નવલકથા–સૃષ્ટિમાં જે બંડખોર અને વિપ્લવવાદી પાત્રસૃષ્ટિ જડે છે તેનાં બીજ અહીં ન હોય એમ તો કેમ બને ? પોતાની વહુને પોતાની માતા પાસે મરાવી નાખનાર કિશોરને મોડી મોડી સાન આવતાં એ બંડખોર બને છે; પતિના ત્રાસથી કંટાળી સત્યાગ્રહી બનેલી ભદ્રા, પતિનું વેર ભાઈ તથા બાપ પર લઇ પોતાની આઝાદી વ્યકત કરે છે; વિધવા મંગળા સમાજની વિરુદ્ધ થઇ સમાજને ઠોકરે મારી સદાશિવ ટપાલીને પરણે છે; મુક્તા તો પતિને લપડાક લગાવે એવી સ્વતંત્ર મિજાજી પહેલેથી જ છે. આમ સાહસપ્રિય અને જુલ્મની સામે બંડ ઊઠાવતાં યુવાનો–વિશેષ કરીને યુવતીઓ–અહીં સારા પ્રમાણમાં હાજર છે. આથી જ, સમાજના જુલ્મનો ભોગ બનતાં, વડીલશાહી સામે ઝઘડતાં એમનાં પાત્રો હોવા છતાં કરુણાંત નવલિકાઓ પ્રમાણમાં થોડી છે. એ રીતે એમની નવલિકાઓમાં કેવળ સાચી પરિસ્થિતિનું દર્શન જ નથી, કિંતુ એ પરિસ્થિતિમાંથી ઊગરવાનો ઉપાય પણ એમણે દર્શાવ્યો છે. અને તે અંડ. ‘ બુરાઇના દ્વાર ’ પરમાં જેવી રમણીય અસર ઉપજાવતી, પતિની યોગ્ય સહચારિણી તરીકે અજ્ઞાનપણે પોતાનું કર્તવ્ય બજાવતી કોળણ પણ એમનું ચિરંજીવ પાત્ર રહેશે. એમાં પણ પોલીસરૂપી દુષ્ટ પાત્ર તો હાજર છે જ. એ રીતે પણ ચીભડાં વેચનાર કોળી, કોળણ અને દાદાગીરી કરતા પોલીસો એમ ત્રિગુણાત્મક સૃષ્ટિ હોવા છતાં અહીં ઘેરા રંગો પૂરવાનો લેખકને અવકાશ મળ્યો છે. ‘ પાનકોર ડોશી ’ની કરુણ કથા પણ હૃદયને સ્પર્શી જાય છે. આમ એમની નવલિકાઓમાં પોતાના ભોગ બનાવતી સમાજની કે વડીલશાહીની ઝાળથી આપણને એઓ દઝાડે છે.

## લોકસાહિત્યના સંશોધક અને વિવેચક

શ્રી. મેઘાણી સૌથી પ્રથમ ગુજરાત–કાઠીઆવાડમાં જાણીતા થયા હોય, તો લોકસાહિત્યના ઉદ્ધારક તરીકે. લોકગીતોના ગાયક તરીકે ગ્રામજનતા સાથેનો નિકટનો સંપર્ક સાધી શિષ્યવૃત્તિથી તેઓની પાસે જઇ, એમણે એ અગંમસ્થ, અક્ષરજ્ઞાનવિહોણા માનવીઓના મર્યાદિત વર્તુલમાં પુરાયલી ભારતીને મંથસ્થ કરી એ બંધ વહેળાને સ્વચ્છંદે વહેતાં કર્યાં છે, અને એમની આ સેવાને માટે ગુજરાત એમનું સદાસર્વદાનું ઋણી રહેશે. એમની આ સેવાની હિંદભરમાં કદર થઈ છે, અને ગુજરાતી લોકસાહિત્યના નિષ્ણાત તરીકે રાજસ્થાની લોકકથાઓના સંપાદકો, પ્રસ્તાવનામાં એમનો ભાવભર્યો ઉલ્લેખ કરે છે. અને હમણાં જ શાન્તિનિકેતને લોકસાહિત્યવિષયક ભાષણો આપવા એમને આમંત્રી, એમની સુયોગ્ય કદર કરી હતી. સદ્‌ભાગ્યે ગુરુદેવને પણ મેઘાણીને કંઠે લોકગીતની માધુરી સાંભળવાનો લાભ મળ્યો. ‘ ઋતુગીતો ’ અને ‘લોકગીતો’ હાલરડાં અને ગરબીઓ, લગ્નગીતો અને મુક્તકો, વ્રતકથાઓ અને કથાગીતો, એમના

લોકસાહિત્યના પ્રત્યેક પ્રકારનું સંશોધન કરી, વ્યવસ્થિત રીતે ઋજુ સંપાદન કરી, રઢીઆળી રાતના ત્રણ ભાગો, ચુંદડી અને કંકાવટી, સૌરાષ્ટ્રની રસધારની વીરતાપ્રધાન કથાઓ, સોરઠી બહારવટીઆઓ વગેરે અનેક ગ્રંથો એમણે પ્રકટ કર્યા છે. લોકસાહિત્ય કેટકેટલો ખંત, કેટકેટલી જહેમત, કેવી અખંડ અને અનંત રસસાધના માગી લે છે તેનો પુરાવો છે. એમણે માત્ર સંપાદનકાર્ય જ કર્યું નથી, પણ લોકસાહિત્યની શાસ્ત્રીય ચર્ચા અને તેનું મધુર બાનીમાં રસદર્શન પણ ઉપરનિર્દિષ્ટ ગ્રંથોની પ્રસ્તાવનામાં કરાવ્યું છે, અને એ પ્રસ્તાવનાઓ 'લોકસાહિત્ય' એ શીર્ષક તળે થોડા સમય પૂર્વે ગ્રંથસ્થ થઇ છે. એમાં એમની લોકસાહિત્યનાં સંશોધન માટે જોઈતી સર્વ સામગ્રી છે. સૌરાષ્ટ્રની ધરતી માટે-વતન માટે અવિરત પ્રેમ, લોકજીવનનાં સઘળાં પાસાંનો રસપૂર્વક કરેલો અભ્યાસ, ગ્રામજનતા સાથેનો નિકટનો સમભાવપૂર્વક સંપર્ક; ચિરંતન સિસૃક્ષા, સૂક્ષ્મ સૌંદર્યપરખની વૃત્તિ છે. પોતે પસંદ કરેલા સાહિત્યક્ષેત્રનું ખંતથી ઉત્સાહથી અને પ્રેમથી રહસ્ય ઉકેલવાની એમની રીતિ છે. એ ગ્રંથમાં એમણે લોકગીતના અનેક પ્રકારોની અભ્યાસપૂર્ણ અને રસલક્ષી ચર્ચા કરી છે. આલેખ્ય વિષયની જોડે શ્રી. મેઘાણી એટલા તદાકાર થઇ જાય છે કે, વિષયમાં ઊંડી ઊતરેલી બુદ્ધિ પર ઊર્મિનો પ્રચંડ આવેગ ફરી વળે છે, અને વિવેચન કરતાં કરતાં એ આવેગ એમની પાસે ગદ્યકવિતા રચાવે છે. આના દષ્ટાન્ત તરીકે ચુંદડીનો પ્રવેશક મૂકી શકાય. ભાષા અને કલ્પનાનું લાલિત્ય, બાનીની મધુરપ—એ સઘળું તમને ઉલ્લસિત કરી મૂકે છે. એક દષ્ટાંત લઇએ: દિવસ અને રાત્રિના મિલનમાં સંધ્યા અને ઉષા શો ભાગ ભજવે છે તે દર્શાવતાં એઓ કહે છે:

" કલહઘેલાં માવતરની વચ્ચે એ ઊભી રહેનારી ડાહી દીકરી અને બહુરંગી ઉષા સંધ્યા–રાત્રિના વિગ્રહને પોતાની ચુંદડી ઓઢે સંતાડી રાખે છે. ધીરે–ધીરે–ધીરે જાણે દિવસની પાંખો સંકેલાઇને રાત્રિની પાંખમાં સંતાય છે. ધીરે–ધીરે, ધીરે–ધીરે–ધીરે જાણે બાળક માતાની ભીની ગોદમાં લપાય છે. ધીરે–ધીરે–ધીરે જાણે પ્રિયતમ પ્રિયાના ભુજપાશમાં લપાય છે. ધીરેથી જાણે એક પીગળીને અન્યમાં ઓતપ્રોત થાય છે. એ જાણે યુદ્ધ નથી, મિલન છે; પરિવર્તન નથી, એકાત્મ્ય છે; જય પરાજય નથી, અન્યોન્ય અધીનતા છે; મૃત્યુ નથી, પ્રાણમાં પ્રાણનું નિમજ્જન છે; આંચકો નથી આલિંગન છે. " ઉત્પ્રેક્ષા આને અનુપમ ગદ્ય બનાવે છે. વળી, એમની લોકગીતની ભક્તિ માત્ર ગુજરાત કાઠીઆવાડના સાંકડા સીમાડામાં જ નથી પુરાઈ રહી, પણ પ્રાંતેપ્રાંતના, દેશેદેશના લોકગીતોના એઓ પ્રખર અભ્યાસી છે. અને 'લોકગીતોની બાંધણી' અને 'વાત્સલ્યના સૂરો' એમના વિશાળ અને તલસ્પર્શી અભ્યાસની પિછાન કરાવશે. આમ મેઘાણીએ બીજી કશી સેવા ન કરી હોત ને આટલું લોકસાહિત્યનું સંશોધન–વિવેચન જ કર્યું હોત તોપે ગુજરાત કાઠીઆવાડ એમનું ઓશીંગણ રહેત.

## વિવેચક પત્રકાર

'સૌરાષ્ટ્ર' અને 'ફૂલછાબ' સાથેનો મેઘાણીનો સંબંધ એટલો બધો ગાઢ છે, એ નામો સાથે એમનો એવો અવિનાભાવી સંબંધ છે, કે કરાંચી સાહિત્ય પરિષદે, પત્રકારત્વ વિભાગના પ્રમુખ તરીકે એમની વરણી કરેલી. પણ એમને, પત્રકારત્વનું બિરુદ ન ગમ્યું હોય તેથી એમણે એ પદનો અસ્વીકાર કરેલો, એટલે 'ફૂલછાબ'ના તંત્રી વર્ગીથી

હોવા છતાં, 'સૌરાષ્ટ્ર'નું પીઠબળ હોવા છતાં, એમને પત્રકાર કહી આપણે એમને નહિ દુભવીએ. માત્ર એઓ ભલે ન સ્વીકારે, પરન્તુ જનતાએ એમની પત્રકાર તરીકેની કારકિર્દીને પત્રકારત્વ વિભાગના પ્રમુખપદ આપવા જેટલી જ્વલંત અને ઉચ્ચ ગણી છે, એટલું જ કહી એમને વિવેચક તરીકે ઓળખીએ. ( એમનું ) 'કલમ અને કિતાબ' એટલે "ગુજરાતી સાહિત્યનું વિવેચનનું અઠવાડીક" એમ કહીએ તો પણ ચાલે. કલમ-કિતાબકાર તરીકે આપણા વિવેચનક્ષેત્રમાં વર્ષો સુધી એમણે લાડીલું, લોકપ્રિય અને ઇર્ષા ઉપજાવે એવું પદ ભોગવ્યું. કોઇના પણ વિવેચનને બહોળામાં બહોળો વાચકવર્ગ મળ્યો હોય તો તે શ્રી. મેઘાણીના જ. વિવેચનના એમના સિદ્ધાંતો સાચા હતા, પરંતુ આપ સાચું હોવા છતાં, મેઘાણી સ્વભાવે જ ઊર્મિપ્રધાન હોવાને લીધે, વિવેચનમાં જે તાટસ્થ્ય જોઇએ તે લાગણીવિવશતા એમનામાંથી હરી જતી. આમ કવિ મેઘાણી વિવેચકની આડે આવતો. આમ છતાં એમનાં વિવેચનો નીડર, નિષ્પક્ષપાતી અને કોઇપણ વાદથી પર હતાં. અને ગમે તેવો મહાન સાહિત્યકાર હોય છતાં, પોતાને જે લાગે તે શરમ વિના એઓ દર્શાવતા, અને દોષદર્શનમાં અને ખામી-નિરૂપણમાં લબ્ધપ્રતિષ્ઠ લેખક પર રહેમ નજર રાખતા નહિ. પ્રો. ઠાકોરનું મ્હારાં સોનેટ પરનું એમનું વિવેચન, શ્રી. સુન્દરમની ઓલકી અને નાગરિકા. શ્રી. ઉમાશંકરનું 'પારકાં જણ્યાં', શ્રી. ચન્દ્રવદનનું 'મૂંગી સ્ત્રી', શ્રી. મુનશીનું ગુ. વ. સો. માં આપેલું ભારતીય ઇતિહાસ-વિષયક ભાષણ: એ બધી કૃતિઓનાં કડક વિવેચનો ઉપલા વિધાનના તથ્યની પ્રતીતિ કરાવશે. એઓ, માત્ર ગ્રન્થવિવેચન જ નહિ પરંતુ, સાહિત્યના સિદ્ધાન્તોની પણ ચર્ચા કરતા, અને ચર્ચા આમંત્રતા. એથી, 'કલમ કિતાબ'નું પાનું જાણે સાહિત્યિક ચર્ચા મંડળ હોય, ( Library Club ) હોય એવું રસિક બન્યું હતું. ગુજરાતી સાહિત્યના વિવેચનમાં જનતાને વધુ રસ લેતી કરવામાં મેઘાણીનો ફાળો અવિસ્મરણીય છે.

## અનુવાદ અને સંયોજન

દ્વિજેન્દ્ર રૉયનાં પ્રતાપ અને શાહજહાન, અપ્ટન સીંકલેરની નવલકથાઓ Samuel the Saker પરથી 'સત્યની શોધમાં,' Hall Caneની Master of Man પરથી અપરાધી, સીંકલેરની Love's Pilgrimage પરથી બીડેલાં દ્વાર, Victor Hugo ના Laughing Men પરથી વસુંધરાનાં વહાલાં દવલાં, ચલચિત્રો પરથી 'પલકારા' અને 'પ્રતિમાઓ' એમ એમણે પરસાહિત્યની સૌરભ પણ આપણને અર્પી છે. જો કે, એમાં એમને દ્વિજેન્દ્ર રોયનાં નાટકો સિવાય જોઇએ તેવી સફળતા નથી મળી, છતાં, વેશાન્તર કરવામાં તો એઓ સફળ નીવડયા છે, અને, એ વિદેશી પાત્રો ગુજરાતી સ્થળ-કાળને અનુરૂપ થાય છે, એ અગુજરાતી નથી લાગતાં એ કૌશલ માટે પણ એમને ધન્યવાદ ઘટે છે. આપણે તો શ્રી. મેઘાણીના મૌલિક સર્જન વિષે જ રસ ધરાવતા હોઇ, આ પ્રકારોના ઉલ્લેખથી જ સંતોષ માનીશું.

આમ આપણા જીવનની અંધારી અને ઊજળી, જીવનની ગંદકી અને સૌરભ, પૂર્ણતા અને ઓછપ, એ સઘળું એના સાચા સ્વરૂપમાં-એમાં અયુક્તિઓ ભલે હોય, ઘેરા રંગો છો પુરાયા હોય તો પણ, પેલા કોઇ અંગ્રેજ વિવેચકની જેમ એનો બચાવ કરીએ કે Only truth can be exaggerated-રજૂ કરતા એ માતરિશ્વાને, એમણે ઓતરાદા વાયરાને કહ્યું છે તે જ શબ્દોમાં કહીશું કે,

બીડયા દરવાજાની ભોગળ ભાંગીને તમે
પૂરપાટ ઘોડલે છૂટો.

( પ્રૉ. ) ચન્દ્રકાન્ત મહેતા

# પુસ્તકાલયો અને પુસ્તકો પર બોમ્બમારો

દુશ્મનોએ વર્તમાન યુદ્ધ દરમિયાન ઈંગ્લેન્ડના જુદા જુદા ભાગો પર ચલાવેલા બોમ્બમારાથી પુસ્તકાલયો પણ બચવા પામ્યાં ન હતાં. આ લેખમાં ઈંગ્લેન્ડનાં જુદાં જુદાં સ્થળોનાં પુસ્તકાલયોને થયેલા નુકસાનના હેવાલ આપ્યા છે તે પરથી વાચક જોઈ શકશે કે, દુશ્મનોએ આવી સંસ્કારજનક પ્રવૃત્તિને પણ ભારે નુકસાન પહોંચાડવામાં પાછી પાની કરી નથી. આટલું છતાં ત્યાંની પુસ્તકાલય પ્રવૃત્તિ તેનું કામ કેવું પૂર્વવત્ ચાલુ કરી દેવાના પ્રયત્નો કરે છે તે પણ જાણવા મળે છે.—તંત્રી.

(૧)

બર્મિંગહામ વિષે લખતાં એચ. એમ. કેશમોર જણાવે છે કે બર્મિંગહામ પર સખત બોમ્બમારો થયા છતાં, પાંચ લાખથી વધારે સંદર્ભ ગ્રંથો (Reference Books) વાળા મધ્યસ્થ પુસ્તકાલયને માત્ર બારીઓના કાચ તૂટવા સિવાય કંઈ નુકસાન થયું નથી. રાત્રે ચોકી કરનારાઓએ સંખ્યાબંધ દાહક બોમ્બોને હારી નાખ્યા હતા. આ ચોકીઆતોમાં ત્રણ પગારદાર માણસો તથા બે સ્વયંસેવકો હતા.

મધ્યસ્થ પુસ્તકાલયનું ભોંયતળિયું ઘણુંજ મજબૂત છે. મકાનમાં આગ બુઝાવવાનાં પૂરતાં સાધનો છે. આ દૃષ્ટિથી કમિટીએ ખૂબ વિચારણા બાદ, પુસ્તકાલયની વધારે કિંમતી વસ્તુઓને ભોંયતળીએ લઈ જવાનું નક્કી કર્યું.

દાહક બોમ્બોથી થતા નજીવા નુકસાનને બાદ કરતાં, ફક્ત બે શાખા પુસ્તકાલયોને ગંભીર નુકસાન થયું છે. તૂટી ગયેલ બારીઓ તથા નુકસાનવાળાં છાપરાં છતાં આમાંની એક હજુ ખુલ્લી રાખવામાં આવે છે. બીજા પુસ્તકાલયનું છાપરું આગથી તારાજ થઈ ગયેલ હોઈ તેને કામચલાઉ છાપરું બાંધી આપવામાં આવ્યું છે. અને અત્યાર પહેલાં તે ખુલી ગયું છે.

અનુભવથી એમ જણાયું છે કે સાંજના અંધારપટના સમય પછી બહુજ થોડા લોકો પુસ્તકાલયનો ઉપયોગ કરવા આવે છે અને તે પ્રમાણે બંધ કરવાના સમયમાં ફેરફાર કરવામાં આવ્યો છે. ઉનાળામાં રાતના નવથી, શિયાળાના મધ્યભાગમાં તે સમય કલાક ઘટાડીને સાંજના ૬ નો કરવામાં આવ્યો હતો. માર્ચની ૨૪ સુધીમાં કલાક કલાક વધારીને પાછો નવનો સમય કરવામાં આવ્યો છે. ઓછા સમયને લઈને જેઓ હાજરી આપી ન શકે તેવાઓની જરૂરિયાતોને પહોંચી વળવા રવિવારે બપોરના બેથી સાડાચાર સુધી પુસ્તકાલય ખુલ્લું રાખવામાં આવે છે.

બ્રિસ્ટલ વિષે લખતાં મિ. જેમ્સ રૉસ લખે છે કે, છેલ્લા ખબર મળ્યા પછી બ્રિસ્ટલ પર અનેક પ્રસંગોએ હુમલા થયા છે અને અમારાં કેટલાંક પુસ્તકાલયોને ઠીક નુકસાન થયું છે. જાન્યુઆરીના હલ્લામાં મધ્યસ્થ રેફરન્સ પુસ્તકાલયની છાપરાની બત્તીઓ દાહક બોમ્બમારાથી નાશ પામી હતી. તેજ હલ્લામાં બેડમિન્સ્ટર પુસ્તકાલયને સખત નુક-

સાન પહોંચ્યું હતું. પુસ્તકો વાંચવા આપવાના તથા બાળવિભાગના છાપરાનાં નળિયાં બત્તીઓ વગેરેનો નાશ થયો હતો. અગ્નિ તથા પાણીથી બીજાં દફતરોને પણ નુકસાન થયું હતું. કાટમાલ કાઢીને સમારકામ માટે માત્ર એકજ દિવસ પુસ્તકાલય બંધ રાખવામાં આવ્યું હતું. અત્યારે પુસ્તકો આપવા-લેવાનું કામ પૂરજોસમાં ચાલી રહ્યું છે.

જાન્યુઆરીમાં એક બીજી શાખા સદંતર નાશ પામી હતી. પુસ્તકો, ફર્નિચર કે દફતરનું નામનિશાન પણ મળી શકે તેમ નથી.

ભારે કિંમતની તથા આકરું ભાડું આપતી મિલ્કતનો નાશ થવાથી આવકમાં થતું નુકસાન ખૂબ ગંભીર છે. પુસ્તકાલયના ખર્ચનો ૧૯૪૦–૪૧ નો અડસટ્ટો જ્યારે કમિટી પાસે આવશે ત્યારે શું પરિસ્થિતિ થશે તે કહેવું અસંભવિત છે. જો કે સેવાના કાર્ય-પ્રદેશમાં ખૂબ કાપકુપ થશે તે દેખીતું છે. હું ધારું છું કે આવા મુશ્કેલ સમયમાં, ખાસ નુકસાન પામેલ વિસ્તારોમાં લડાઇ પહેલાંનું ધોરણ જળવાઇ રહેશે તેવી આશા રાખવી તે વધારે પડતું છે.

**ચેલ્સી** વિષે લખતાં સિડની કર્બી લખે છે કે 'સપ્ટેમ્બરમાં તે ચિરસ્મરણીય સવાર પછી અમારા પુસ્તકાલયનાં પગથિયાં ઝડપથી વહેતા ઝરા જેવાં જણાતાં હતાં. અમારા પુસ્તકો વાંચવા આપવાનો વિભાગ સરોવર જેવો હતો અને અમારો કિંમતી સંદર્ભ ગ્રંથોનો વિભાગ, હા વિનાશ! અરે દાહક બોમ્બો! મધ્યમાં અમારો ભવ્ય ઘુમટ પડયો હતો!! તેના ચુરેચુરા થઇ ગયા હતા. પાસે જ કિંમતી પુસ્તકોનો સંગ્રહ પડયો હતો. પુસ્તક ભંડારની પાછળનાં ભાગમાં બળી ગયેલ, ધૂમાડાથી ભરપૂર બધું અસ્તવ્યસ્ત પડયું હતું. અહીં તહીં, ક્યાંક પુસ્તકોનો ઘોડો ઊભો હતો તો તેમાંનાં પુસ્તકો હાથ અડકતાં જ રાખ બની ઢગલો વળી જતાં હતાં.

પુસ્તકાલયના ઇતિહાસમાં અજોડ બનાવો ત્યાર બાદ બન્યા. કંઇ પણ કિંમતી ચીજ વણશોધી ન રહી જાય તે માટે આખો સ્ટાફ દૃઢ નિશ્ચયી હતો. અમે પડું પડું થતી સીડીનાં પગથિયાં પર ચડતા હતા અથવા તો છુપા ખજાનાની શોધમાં પાવડા લઇને મંડી પડયા હતાં. અને આમ છતાં ગૃહવાચનના સેવાકાર્યમાં ક્ષતિ આવી નહિ. તે દિવસે સવારના દશ વાગ્યે અમે સહીસલામત રહેલાં પુસ્તકોને પોલિટેકનિકના કામચલાઉ ઘરમાં ખસેડયાં અને તરત જ કામચલાઉ સેવાકાર્ય શરૂ કરી દીધું. તેનો ખૂબ લાભ લેવામાં આવ્યો હતો.

બચાવી લીધેલાં હજારો પુસ્તકોને સૂકવવાનું કાર્ય ખરેખર દુષ્કર હતું. પરંતુ કોલસાની આગથી, તેલના સ્ટવથી અને અન્ય યુક્તિથી, ખાલી પડેલાં મકાનોમાં પુસ્તકો પાથરીને તથા સખત મહેનતથી અમે વ્યવસ્થા કરી શકયા છીએ. છાપરું હવે લગભગ ફરીથી તૈયાર થયું હોવાથી અમે ફરીથી હતા તેવા થઇ જઇશું.

**કોવેન્ટ્રી** વિષે લખતાં ઇ. ઑસ્ટીન હિન્ટન લખે છે કે:

૧૪–૧૫ નવેમ્બરના ભયંકર હવાઇ હુમલા દરમિયાન, ગુલ્સન (મધ્યસ્થ) પુસ્તકાલયના મકાનનો બધો ભાગ, મુખ્યત્વે કરીને અગ્નિથી સાફ થઇ ગયો. ફક્ત આકર ગ્રંથોનો મુખ્ય વિભાગ બચી ગયો પરંતુ તેને પણ ખૂબ નુકસાન થયું હતું. પુસ્તકો, રેકર્ડો, કેટલોગો તથા સરસામાન બધાનો સદંતર નાશ થયો છે. હુમલા પછીના દિવસો દરમિયાન આકર-ગ્રંથોને બચાવી લીધા છે.' તેની સંખ્યા વીસથી ત્રીસ હજારની છે.

ઉપરાંત એક શાખા પુસ્તકાલયનો નાશ થયો છે. જો કે તેમાંનાં ઘણાં ખરાં પુસ્તકોને બચાવી લેવામાં આવ્યાં છે. બીજાં ત્રણ પુસ્તકાલયોને બહુ જ થોડું–બારીઓના કાચ તૂટી જવા, છાપરાને નુકશાન–નુકસાન થયું છે.

**હેમ્પસ્ટેડ**—અહીંની સેન્ટ્રલ રેફરન્સ લાઇબ્રેરી તથા જનરલ બુકસ્ટોરને ઑકટોબરમાં નુકસાન થયું. શાખા પુસ્તકાલયને ત્યાર પહેલાં થોડા દિવસે નુકસાન થયું હતું. ફ્રીટસ હાઉસને પણ નુકસાન થયું છે.

રેફરન્સ લાઇબ્રેરીના મકાનને ખૂબ જ નુકસાન થયું છે. ઉપલા માળેથી ચોપડીઓના ઘોડા તથા ફર્નિચર નીચેનાં પુસ્તકો પર પડયાં; અને તેના ભુક્કા ઉડાવી દીધા. આ ખાતું ખાસ કરીને સાહિત્ય અને કળામાં વિશિષ્ટતા ધરાવતું હતું. ' હેન્રી મોર્લી સ્મારક પુસ્તકાલય 'નાં ઘણાં ખરાં વહેલાં છપાયેલ અંગ્રેજી તથા પરભાષાનાં પુસ્તકોનો નાશ થયો છે. વર્ષોની મહેનત વડે કરેલ કાર્ય થોડા કલાકમાં ધૂળમાં મળી ગયું છે. જો કે પાછળથી ઘણાં ખરાં અગત્યનાં પુસ્તકોને બચાવી લેવામાં આવ્યાં છે, છતાં ' રેફરન્સ પુસ્તકાલય ' માટે હેમ્પસ્ટેડ ફરીથી જાણીતું થવા પહેલાં વર્ષો વીતી જશે.

દાહક બોમ્બો, ખાલી કરાવવું તથા બીજી મુશ્કેલીઓ છતાં હેમ્પસ્ટેડમાં હજુ પાંચ પુસ્તકાલયો છે, પણ અફસોસ ! અત્યારે તો સેન્ટ્રલ રેફરન્સ લાઇબ્રેરી નથી.

**માન્ચેસ્ટર** ' લિટ અને ફીલ 'નો તથા પચાસ હજાર પુસ્તકોવાળા તેના પુસ્તકાલયનો સદંતર નાશ, તેજ ગંભીર નુકસાન ગણી શકાય. આ બનાવ પછી પુસ્તકાલયના અવશેષ તરીકે બાર બળેલાં પુસ્તકો બે અભરાઇ પર દેખાતાં હતાં.

જ્યૉર્જ સ્ટ્રીટમાં આવેલ આ ઘરમાં માંન્ચેસ્ટર પુસ્તકાલય તથા ફિલોસોફિકલ સોસાયટી ૧૮૦૪ થી આવેલ હતાં. પુસ્તકાલય ઉપરાંત તેમાં ડાલ્ટન જુલ અને સર આઈઝેક ન્યૂટનના અવશેષોનું સંગ્રહસ્થાન તેમાં હતું. પુસ્તકાલયની ખાસ વિશિષ્ટતા, માળાનાં પુસ્તકોનો સંગ્રહ હતો.

શહેરનાં બીજાં પુસ્તકાલયોમાં માત્ર જાહેર પુસ્તકાલય પ્રધાને અસર પહોંચી છે. એક પ્રાંતિક પુસ્તકાલયને સીધી ચોટ લાગતાં, તે લગભગ અદૃશ્ય થઇ ગયું. ફકત આગલે દિવસે આવેલાં નવાં પુસ્તકોનાં પાર્સલોજ બચી ગયાં. બીજાં ચાર પુસ્તકાલયોને નુકસાન પહોંચતાં અઠવાડિયા સુધી બંધ રાખવાં પડયાં હતાં.

આ બધી મુશ્કેલીઓ તથા વધારે સમય કામ કરવા છતાં આગલા વર્ષના આ વખત કરતાં વધારે પુસ્તકો ' ઇસ્યુ ' કરવામાં આવ્યાં હતાં. દાખલા તરીકે, નવેમ્બર માસમાં, *ગૃહવાચન* પુસ્તકાલયમાંથી ૪૨૨,૧૧૩ પુસ્તકો વાંચવા માટે આપવામાં આવ્યાં હતાં. ગયા વર્ષે તે સંખ્યા ૩૭૨,૯૬૩ ની હતી. ડિસેમ્બરમાં વધારે હુમલા તથા એક પુસ્તકાલયના દફતરનો નાશ થવા છતાં ૧૯૩૯ ના ડિસેમ્બર કરતાં ૧૨,૦૦૦ વધારે પુસ્તકો વાંચવા માટે ગયાં હતાં. ખાસ વધારે તો નાનાં પુસ્તકાલયોમાં છે. બંધ કરવાના સમયમાં પણ ફેરફાર થયેલ છે. જાન્યુઆરીમાં મધ્યસ્થ પુસ્તકાલયનો સમય ૬ વાગ્યાનો તથા પ્રાંતિક પુસ્તકાલયો અને તેની શાખાઓનો સમય ૬-૩૦ વાગ્યાનો છે...એમ ખુશીથી કહી શકાય કે માન્ચેસ્ટરમાં આટલાં પુસ્તકો કદી વંચાયાં નહોતાં.

આંધળા માટેનું રાષ્ટ્રીય પુસ્તકાલય-ઉત્તરની શાખા-ડિસેમ્બરની એક રાત્રે કેટલાક દાહક બોમ્બ પુસ્તકાલયના છાપરા પર પડયા ને પુસ્તકાલયને સળગાવી મૂકયું. ગૃહવાચનના

ઓરડાનો સદંતર નાશ થયો. તેમાં લગભગ ૩૦૦ વગર બાંધેલ બ્રેલ પુસ્તકો હતાં. પુસ્તકોના કાયમી ભંડાર તરફ ફેલાતી આગને અટકાવવામાં આવી હતી. એટલે બહુ જ થોડાં પુસ્તકો બળી ગયાં. પણ પાણીથી મોટી સંખ્યાનાં પુસ્તકોનો નાશ થયો. ચાર કલાક સુધી મકાન પર પાણીનો મારો ચાલ્યો હતો. મિ. જે. એ. ટેઇલર નામના ગૃહસ્થે એક અઠવાડિયા માટે પોતાનો ખાલી 'શોરૂમ' વાપરવા આપ્યો. તેમાં લાઇબ્રેરીના કાર્યકર્તાઓ તથા સ્વયંસેવકો સેંકડો નુકસાન પામેલ પુસ્તકો લઇ ગયા હતા અને ત્યાં તેને સૂકવ્યાં હતાં.

ફરીડર ખાતાના નાશને અંગે સ્ટાફ પર આંધળા ફ્રૂફરીડરોના માણુસો ઘેર કામ કરતા હતા. ઘેર કામ કરનારા બધાને હમેશ મારફ કામ મળતું હતું, જો કે પુસ્તકોનો નાશ થવાથી પહેલાં તો બધાને કામ પૂરું પાડવાનું મુશ્કેલ જણાતું હતું. ફક્ત બે દિવસની ઢીલ પછી વાચકોને પુસ્તકો આપવાનું કાર્ય જારી કરવામાં આવ્યું હતું.'

**પોર્ટ્સ્મથ** લડાઇના આરંભમાં લગભગ ત્રણ અઠવાડિયા સુધી પુસ્તકાલયના ઉપયોગમાં ભારે ઓટ આવી હતી. આ સમય દરમિયાન 'અંધારપીછેડા'નાં સાધનોની સગવડ કરવામાં આવતાં, હમેશના સમયને જારી કરવાનું શકય બન્યું હતું. પુસ્તકો લઇ જવાની સંખ્યા આગળ હતી તે કરતાં પણ વધી. હમેશની પ્રવૃત્તિઓ ઉપરાંત પુસ્તકાલયે નામદાર શહેનશાહના લશ્કરને પણ મદદ કરી છે અને તે મદદની કદર થયાનો પૂરતો પુરાવો છે. લડાયક નોકરીમાં રહેલા માણુસોને અન્ય વાંચકો જેટલા જ હક્કો આપવામાં આવ્યા છે.

પોર્ટ્સ્મથે સર્વ પ્રકારના હુમલાઓનો અનુભવ કર્યો છે, છતાં પુસ્તકાલયના ઉપયોગમાં બહુ દખલ થઇ નથી. એ તો કુદરતી છે કે વખતોવખત એકાદ પુસ્તકાલયને નામનું નુકસાન થાય. બોમ્બમારાથી તેમના કાર્યપર પણ અસર થાય પરંતુ થોડા કલાકો પછી, કોઇવાર થોડા દિવસો પછી પુસ્તકાલયને ઉઘાડું રાખવાનું શકય બન્યું છે. અંધારપીછેડો તથા બોમ્બમારાને અંગે રાત્રે નવને બદલે સાત વાગ્યે પુસ્તકાલય બંધ કરવાનું ઠીક લાગ્યું છે. થોડા સમય માટે તો તે છ વાગ્યે બંધ કરવામાં આવતું હતું. જેમ સાંજના વધારે પ્રકાશ રહેશે તેમ તેને મોડું બંધ કરવાનું થશે.

પોર્ટ્સ્મથ-પર થયેલ તાજેતરના હલ્લાને અંગે એકાદ બે પુસ્તકાલયો પર કામચલાઉ અસર થઇ હતી, પણ થોડા સમયમાં બધું પાછું વ્યવસ્થિત બની ગયું હતું. એક શાખા પુસ્તકાલય અર્ધું બળી જતાં તેને બંધ કરવું પડયું હતું, પણ ત્રણ અઠવાડિયાથી ઓછા સમયમાં બીજા અર્ધાનો ઉપયોગ જારી કરવામાં આવ્યો હતો.

દુશ્મનના હલ્લાને અંગે લગભગ પાંચ હજાર પુસ્તકોનો નાશ થયો છે, પરંતુ બીજા નુકસાનની સરખામણીમાં, આટલા થોડા નુકસાન માટે તથા સેવાકાર્યમાં આટલી થોડી અંતરાય માટે પુસ્તકાલયો મુબારકબાદી લઇ શકે છે. *

( ૨ )

**લં**ડનના સુપ્રસિદ્ધ પ્રકાશકો જ્યૉર્જ એલન અને અન્વિન લિમિટેડના ભાગીદાર મિ. સ્ટેન્લિ અન્વિન 'સ્પેકટેટર'માં એક લેખ લખતાં ભયંકર બોંબમારાને અંગે પુસ્તકોના ધંધાને કેટલું નુકસાન ખમવું પડયું છે તે બતાવે છે. તે લખે છે કે વધારે લોકપ્રિય પુસ્તકો, ગઇ લડાઈ કરતાં વધારે કરકસરથી છાપી શકાય તેમ છે. તેમના જ શબ્દોમાં કહીએ તો

* "The Library Review" ઉપરથી.

"નાઝી લોકો આપણી પાસેથી વધારે લોકપ્રિય પુસ્તકો ઝૂંટવી લેશે તેવો હવે ભય નથી, કેમકે પૂરતી માગ હોય તો નાઝીઓ નાશ કરી શકે તેના કરતાં વધારે ઝડપથી પુસ્તકો છાપી શકાશે. પરંતુ અફસોસ માત્ર એટલો જ છે કે **વિદ્વત્તાભર્યાં પુસ્તકોની માગ ઓછી હોય છે એટલે તેને ફરીથી છાપવાનું પોષાય તેમ નથી.** મારો જ દાખલો આપું તો, જ્યારે સ્ટૉક ખલાસ થશે ત્યારે મારાં ઓછામાં ઓછાં એક હજાર પુસ્તકો ફરીથી છપાશે નહિ. હું જેમાં હિત ધરાવું છું તેવાં નાશ પામેલાં ચૌદ લાખ પુસ્તકોમાંનું સ્થાન બહુ જ થોડા પ્રમાણમાં પુસ્તકો લેશે. પરંતુ જેમનાં પ્રસિદ્ધ થયેલ અગર અપ્રગટ પુસ્તકો નાશ પામ્યાં છે તેવા પ્રકાશકો સત્વર બીજાં પુસ્તકો બહાર પાડશે. અને કેટલાક દાખલાઓમાં તેમ થયું પણ છે."

આગળ ચાલતાં મિ. અન્વિન જેને નુકસાન થયું છે તેવા પ્રકાશકોના નામની યાદી આપવાનો યત્ન કરે છે.

"બાઇન્ડરોને ત્યાં જેનો મોટો સ્ટૉક નાશ પામેલ છે તેવાઓની યાદી નીચે મુજબ છેઃ કેસલ્સ અને ગોલાન્ઝ, જ્યૉર્જ એલન અને અન્વિન, જ્હૉન લેઇન, ધી બોડલીહેડ. બે મોટા ગોદામમાં જમીનથી છેક ઉપર સુધી પુસ્તકો ભર્યાં હતાં તેનો નાશ થવાથી બીજા પ્રકાશકોનો પણ વારો આવ્યો. પખવાડિયા પહેલાં થોડા માઇલ દૂર આવેલ પુસ્તકો બાંધવાના કારખાના પર બૉંબ પડયા હતા, પરંતુ બાંધેલાં પુસ્તકો ઢાંકીને ત્વરાથી ત્યાંથી ખસેડવામાં આવતાં પ્રકાશકોને નહિ જેવું નુકસાન સહન કરવું પડયું. હું બાઇન્ડરોને તેમના સદ્‌ભાગ્ય માટે મુબારકબાદી આપતો હતો, પરંતુ તેમ કરવામાં હું વધારે પડતી ઉતાવળ કરતો હતો ! તે જ વખતે મોટા સ્ટૉકનું નુકસાન ભોગવનાર પ્રકાશકોમાં એબ્લિંયર, ટિન્ડલ એન્ડ કૉક્સ, ડકવર્થ, હેરેપ અને વર્નર લૉરી હતા."

પરંતુ હજુ વધારે ખરાબ પરિણામ આવવાનું હતું, 'પેટરનોસ્ટર રો' ભૌગોલિક દૃષ્ટિથી પ્રકાશનના મુખ્ય ધામ તરીકે ક્યારની બંધ પડી હતી. તે ત્યાંથી પશ્ચિમ તરફ કોવેન્ટ ગાર્ડન અને બ્રિટિશ મ્યુઝિયમ તરફ ગયું હતું, પરંતુ તેમ છતાં ઘણી પ્રકાશન સંસ્થાઓ ત્યાં રહી હતી.

"આજે તે 'રો' (Row)નું દૃશ્ય કરુણાજનક છે. 'વૉરિક લેન'ના છેડે જ્યાં બ્લેકવૂડ, લોંગમેન્સ, નેલ્સન અને હચિન્સનની પ્રકાશન સંસ્થાઓ આવેલી છે ત્યાંથી માંડીને નજર પડે ત્યાંસુધી જોતાં અગ્નિએ મકાનોનો નાશ કર્યો. 'સ્ટેશનર્સ હૉલ'ને તેથી પણ વધારે નુકસાન થયું છે અને પ્રકાશકોના મંડળને પોતાનું સ્થાન જલદીથી ખાલી કરવું પડયું છે. અગ્રગણ્ય જથ્થાબંધ વેચનાર બુકસેલરો સિમ્પકિન માર્શલ અને તેમનો ન સરખાવી શકાય તેટલો સ્ટૉક-ચાળીસ લાખ પુસ્તકોનો સંદતર નાશ થયો છે અને આ રીતે ધંધાનો એક મહાન સ્તંભ તૂટી પડયો છે."

ત્યાંથી નજીકમાં રહેતા નીચેના બીજા પ્રકાશકોનાં મકાનો તારાજ થયાં છે. તેમનાં નામ નીચે મુજબ છેઃ કોલિન્સ, વૉર્ડલૉક, ઐયર અને સ્પોટિસવૂડ, અને વ્હિટેકર. છૂટક બુકસેલરોની લાંબી યાદી ઉપરાંત બીજા ઘણા બુકસેલરોમાં લોંગમેન્સને વધારેમાં વધારે નુકશાન થયું છે. કેમકે જે રાત્રે તેમના મકાનનો નાશ થયો તેજ રાત્રે કેટલાક માઇલ દૂર આવેલ તેમની વખાર પર પણ હલ્લો થવાથી નાશ થયો હતો. આ વખારમાં તેમનો મોટો સ્ટૉક હતો.

છોટાલાલ માનસિંગ કામદાર

# પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ [ચાલુ]

## મધ્યવર્તી પુસ્તકાલય

પુસ્તકાલયમાં પુસ્તક પસંદ કરવા માટે ભાષાવાર સમિતિઓ નીમવામાં આવેલી છે.

**પુસ્તક પસંદગી**

પુસ્તકાલયના જુદા જુદા વિભાગના ગ્રંથપાલો આ સમિતિઓના મંત્રી તરીકે કામ કરે છે. તેઓ જુદાં જુદાં સામયિકોમાં આવતા અભિપ્રાયો, તેમ જ પ્રકાશન સંસ્થાઓ અને મોટી પુસ્તકવિક્રેતા પેઢીઓ તરફથી આવતી પુસ્તકસૂચિઓ વાંચી જઇ પોતપોતાના વિભાગો માટે જરૂરનાં પુસ્તકોની યાદીઓ તૈયાર કરે છે. સમિતિના સભ્યો એ યાદીઓ સંબંધે રૂબરૂમાં ચર્ચા કરી અગર લેખી, મત આપી પોતાની સંમતિ જણાવે છે. આ રીતે પુસ્તકયાદીઓ મંજૂર થયા પછીથી જ પુસ્તકો ખરીદાય છે. હમણાં જ આ સમિતિઓ ઉપરાંત એક મધ્યસ્થ સમિતિ નીમવામાં આવેલી છે. હવે ઉપર જણાવેલી સમિતિઓ એ મુખ્ય સમિતિની પેટા સમિતિઓ ગણાશે. પુસ્તક ખરીદવા માટે છેવટની મંજૂરી મુખ્ય સમિતિની રહેશે. ખાસ અંગ્રેજીમાં ખરીદાતાં પુસ્તકો માટે હુજુર મધ્યવર્તી કચેરીનું પુસ્તકાલય, હુજુર પોલિટીકલ કચેરીનું પુસ્તકાલય અને મધ્યવર્તી પુસ્તકાલય, એ ત્રણેએ પોતપોતાને લગતી દિશાનાં જ પુસ્તકો ખરીદવા પર ભાર મૂકાયો છે, જેથી કેટલાંક પુસ્તકો બેવડાવા પામે નહિ, સામાન્ય લોકભોગ્ય પુસ્તકોને મધ્યવર્તી પુસ્તકાલયમાં ખરીદવામાં આવશે, જ્યારે રાજતંત્ર અને રાજકારોબારને લગતાં નિવેદનો, વાર્ષિક અહેવાલો કે ઇતર પુસ્તકો હુજૂર મધ્યવર્તી કચેરીના પુસ્તકાલયમાં તેમ જ રાજનીતિને લગતાં બીજાં મહત્ત્વનાં પુસ્તકો પોલિટીકલ શાખાના પુસ્તકાલયમાં ખરીદાશે. નવીન નિમાયલી મધ્યસ્થ સમિતિના સભાસદો નીચે પ્રમાણે છેઃ

(૧) મે. રા. રા. સત્યવ્રત મુકરજી સાહેબ (પ્રમુખ)
(૨) મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબ
(૩) મે. રા. રા. પી. સી. રૈમાન્સ વડોદરા કોલેજના અંગ્રેજી વિષયના શ્રેયાન્ અધ્યાપક
(૪) મે. રા. રા. પ્રકાશન અધિકારી સાહેબ
(૫) મે. રા. રા. મેનેજર, હુજુર પોલિટીકલ કચેરી
(૬) મે. રા. રા. પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક સાહેબ ( મંત્રી )

ઉપરની સમિતિ જે પુસ્તકો ખરીદવાના હશે તેને સંમતિ આપશે અને એવી યાદીઓ વખતોવખત આજ્ઞાપત્રિકામાં પુસ્તકાલય ખાતા તરફથી પ્રસિદ્ધ થશે.

આ સમિતિએ કેટલીક પ્રકાશન સંસ્થાઓ જેનું મધ્યવર્તી પુસ્તકાલય કાયમનું ગ્રાહક નોંધાયું છે તેને આવકારી લીધી છે. તેવી સંસ્થાઓની યાદી નીચે પ્રમાણે છેઃ

(૧) સયાજી સાહિત્ય માળા—વડોદરા, (૨) સયાજી બાલજ્ઞાન માળા—વડોદરા, (૩) સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ, (૪) ભારત ગૌરવ ગ્રંથમાલા—મુંબાઇ, (૫) સરસ વાઙ્ગમય રત્નમાળા—પુના, (૬) નવભારત ગ્રંથમાળા—નાગપુર, (૭) સુરસ

ગ્રંથમાળા—પંઢરપુર, (૮) The Book Society—London, (૯) The Crime Club—London, (૧૦) The Evening Standard—London, (૧૧) The National Book Coucil—London, (૧૨) The RightBook Club—London.

આ ઉપરાંત (૧૩) ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ, પોતાનાં પ્રકાશનોની તમામ પ્રતો આ પુસ્તકાલયને ભેટ તરીકે મોકલે છે.

સામાન્ય લોકભોગ્ય ઇતર પુસ્તકો ખરીદવામાં તેની કેટલી પ્રતો લેવી તે વ્યવસ્થાપક સાહેબ નક્કી કરે છે. સામાન્યતઃ એક પુસ્તકની છ પ્રતથી બાર પ્રત સુધી તેની ઉપયોગિતા મુજબ લેવામાં આવે છે.

**પુસ્તકવિધિ**

પુસ્તકો ખરીદવાની મંજૂરી મેળવ્યા બાદ પુસ્તકો જ્યાંથી સહેલાઇથી અને વધુ સસ્તાં મળતાં હોય ત્યાંથી ખરીદવાં એમ ઠરાવવામાં આવ્યું છે. પુસ્તકો પુસ્તકાલયમાં આવે એટલે જે તે ગ્રંથપાલ તરફ મોકલવામાં આવે છે; ગ્રંથપાલ તે માગણી પ્રમાણે આવ્યું છે કે કેમ તેની ખાતરી કરે છે, અને ખાતરી કર્યા બાદ નોંધવહીએ ચઢાવે છે. પછી પુસ્તક પર નોંધઅંક નાખે છે. જો પુસ્તકનાં પાનાં અધુરાં હોય, ફાટેલું હોય અગર ઇતર રીતે ખામીવાળું હોય તો તે જેના તરફથી આવ્યું હોય તેને પરત કરવામાં આવે છે. પુસ્તક કયા વિષયનું છે તે ગ્રંથપાલ પુસ્તક જોઇ નક્કી કરે છે. અને તેનો વર્ગીકૃત સંજ્ઞા તથા નંબર નક્કી કરે છે. અને તેનું કાર્યવાહી કાર્ડ બનાવે છે. પુસ્તકનાં પૃષ્ઠભાગે મધ્યવર્તી પુસ્તકાલયના નામની છાપેલી કાપલી ચોઢી તે પર વર્ગીકૃત સંજ્ઞા તથા નંબર નાખવામાં આવે છે. પુસ્તકના મુખપૃષ્ઠની પાછળ પુસ્તક ક્યાંથી ક્યારે ખરીદ્યું, તેની શી કિંમત બેઠી, સામાન્ય નોંધવહીનો નંબર તથા વર્ગીકૃત નંબર અને સંજ્ઞા તથા જો તે અધ્યયન વિભાગનું હોય તો તેનો સિક્કો પણ મારે છે. પુસ્તક સહેલાઇથી જાણી શકાય અગર પૂઠું ફાટી જવાથી નંબર સહેલાઇથી મેળવી શકાય તે માટે ૧૦૧ પાન પર નોંધવહીનો અંક તથા વર્ગીકૃત અંક નાખવામાં આવે છે. પુસ્તકના પૂઠાના છેવટના ભાગની અંદરની બાજુએ એક કોથળી ચોઢવામાં આવે છે. અને એ કોથળીમાં વાચકની સહી લેવાનું પુસ્તકનું કાર્ડ બનાવી મૂકવામાં આવે છે. અને કોથળી પર સામાન્ય નોંધવહીનો નંબર તથા વર્ગીકૃત નંબર નાખવામાં આવે છે. પુસ્તકના છેલ્લા પાનની પાછળ પુસ્તક વાંચવા ક્યારે ગયું તેની તારીખ નાખવા માટે એક કાપલી ચોઢવામાં આવે છે. આ વિધિ થયા બાદ પુસ્તકો મૂકવાના લોખંડી ઘોડાઓ ઉપર મુકાયેલાં પુસ્તકોની મેળવણી માટે રાખવામાં આવેલી શેલ્ફસ્લીપ ( Shelf-slip ) ભરવામાં આવે છે. ઉપર પ્રમાણે વિધિ થયા બાદ પુસ્તકો જે તે વર્ગના ઘોડા પર ભાષા વાર મૂકવામાં આવે છે.

**પુસ્તકો મૂકવાના ઘોડા**

પુસ્તકવિધિ કર્યા બાદ તેને મૂકવાની વ્યવસ્થા કેવી છે તે જાણવાની જરૂર છે. આપણું પુસ્તકાલય મુક્તદ્વાર પદ્ધતિનું છે. એટલે મુક્તદ્વાર પદ્ધતિનાં સાર્વજનિક પુસ્તકાલયોમાં પુસ્તકો મૂકવા માટે જે વ્યવસ્થા રાખવામાં આવે તે જાણવી જરૂરી છે. હવામાં

ઊડતાં રજકણો, ઊધાઇ અને તેવાં બીજાં પુસ્તકવિનાશક જંતુઓ, તેમ જ અગ્નિથી પુસ્તકોનું સંરક્ષણ થાય તેની ખાસ વ્યવસ્થા હોવી જોઇએ. આ બધી બાબતોનો વિચાર કરીને જ શ્રીમંત સરકારે હાલના પુસ્તકાલયનો આપ-લે વિભાગ તેમ જ પુસ્તકો માટેના લોખંડી ઘોડાઓનો ઓરડો બંધાવ્યો છે. આખા હિંદમાં પુસ્તકો મૂકવાના ઓરડાની આવી સુંદર અને સુવ્યવસ્થિત રચના નથી. આ ઓરડાની લંબાઇ ૬૫'x૩૪'-૬" હોઇ તેના ચાર માળ છે. દરેક માળને કાચથી જડવામાં આવેલા છે. અને કાચના માળ પર હરી ફરી શકાય છે. એટલે પુસ્તકો મૂકવાના કોઇ ખંડને અગ્નિનો ભય નથી. વળી બહારનાં રજકણો ઊડી પુસ્તકો ઉપર બહુ ચોંટે નહિ, તેમ જ આજુબાજુનું દૃશ્ય આકર્ષક રહે તે હેતુથી ઓરડાની ત્રણેય બાજુએ એક નાનો સરખો બાગ બનાવવામાં આવ્યો છે. લોકોના અવરજવરથી ઊડતી ધૂળ સાફસૂફ રાખવા તથા પુસ્તકો વ્યવસ્થિત કરવા માટે ખાસ નોકરોની તેમજ વેકયુમ કલીનરની ( Vacum Cleaner ) સવડ રાખવામાં આવી છે.

**પુસ્તકો અને વાચકોની સંખ્યા**

પુસ્તકાલયનો આપ-લે વિભાગ બાળકોની અનુકૂળતા ખાતર ભોંયતળીએ જ રાખવામાં આવેલો છે. આ વિભાગમાં એકંદરે ૫૮,૮૭૨ પુસ્તકો છે. સરેરાશ લગભગ ૫૦૩ પુસ્તકો રોજ ઘરે વાંચવા આપવામાં આવે છે અને લગભગ ૨૫૦ જેટલા વાચકો રોજ પુસ્તકો વાંચવા લઇ જાય છે. પુસ્તકાલયમાં એકંદરે વાચકો લગભગ પાંચ હજાર જેટલા હોય છે. એટલે એ ઉપરથી એમ અનુમાન થાય છે કે એક જ વાચક પુસ્તકાલયમાં વર્ષમાં નિદાન દશેક વખત પુસ્તક આપ લે કરવા માટે આવતો હશે. ઉર્દુ તથા હિન્દી પુસ્તકોના વિભાગોમાં પુસ્તકો ઓછાં છે; કારણ, તેની માગણી થોડી હોય છે અને વાચકો પૂરતા હોતા નથી.

**(૨) અધ્યયન સંગ્રહ**

અધ્યયન સંગ્રહમાં અંગ્રેજી, ગુજરાતી અને મરાઠી એમ ત્રણ મુખ્ય વિભાગો રાખવામાં આવ્યા છે. ઉર્દુ તથા હિન્દીમાં ખાસ કોશ જેવાં જ પુસ્તકો રાખવામાં આવ્યાં છે. દરેક વિભાગ માટે એક એક સ્વતંત્ર ગ્રંથપાલ રોકેલા છે. તેઓ હમેશાં આ વિભાગોમાં આવતા બાળકોની જરૂરીઆત તરફ લક્ષ આપવા તત્પર રહે છે.

અંગ્રેજી વિભાગમાં ખાસ કરીને વિદ્યાપીઠોનાં વિજ્ઞાપકો વાર્ષિક ગ્રંથો, નામઠામ કોષો, શબ્દકોષો; સામાન્ય જ્ઞાનના મહત્ત્વના ગ્રંથો, ઇતિહાસગ્રંથો, એશિયાને લગતી શોધખોળો સંબંધી ગ્રંથો, કલા ગ્રંથો, જાતીય વિજ્ઞાનના ગ્રંથો, પુસ્તકાલય શાસ્ત્રને લગતા ગ્રંથો વગેરે હોય છે.

આ પુસ્તકાલય અર્વાચીન હોઇ તેમાં ઘણાં જૂનાં યુરોપીય સાહિત્યનાં પુસ્તકો ન હોઇ શકે એ સ્વાભાવિક છે. છતાં ૧૪૯૮ માં છપાયેલા " ગોલ્ડન લીજેન્ડ "ના ભાષાન્તરનું એક પાનું છે. વળી આ પુસ્તકસંગ્રહમાં કેટલાંક મહાન પુસ્તકોની નાની નાની આશ્ચર્યકારક આવૃત્તિઓ છે. દાખલા તરીકે શેકપીઅરની તમામ કૃતિઓ, કુરાન, ગીતા, ઝન્દાવસ્તા, પ્રસિદ્ધ ખગોળશાસ્ત્રી ગેલીલીઓના પત્રો, વગેરે.

ગુજરાતી તથા મરાઠી અધ્યયન વિભાગો સને ૧૯૨૭ માં આગ લાગવાથી ઘણુ

નુકસાનમાં આવી પડેલા. આ સંગ્રહો અદ્યતન બનાવવાની આપણા કૈલાસવાસી શ્રીમંત મહારાજા સાહેબની ખાસ ઇચ્છા હતી. અને તેથી જ બન્ને ભાષાના સ્વતંત્ર ગ્રંથપાલો રોકી બન્ને ભાષામાં પ્રસિદ્ધ થતા તમામ ગ્રંથોનો સંગ્રહ કરવા તેઓશ્રીએ આજ્ઞા કરેલી. પુસ્તકો ખાતે મળતી રકમમાંથી આ બન્ને વિભાગો સમૃદ્ધ અને અદ્યતન બનાવવા પૂરતી તજવીજ કરવામાં આવેલી છે અને જરૂરી પ્રસંગે શ્રીમંત સરકાર પાસે વધારાની રકમ મેળવીને પણ પુસ્તકો ખરીદ્યાં છે. સંશોધનની દૃષ્ટિએ ભવિષ્યમાં ઉપયોગી થઇ પડે તેનાં સામાયિકોના અંકો બંધાવી સંગ્રહ કરવામાં આવે છે. આ ઉપરાંત દુષ્પ્રાપ્ય અને જેની બીજી પ્રત મળતી નથી એવાં પુસ્તકો પણ આ વિભાગમાં રાખવામાં આવે છે.

એકંદરે બધા વિભાગોમાં થઈ અધ્યયન સંગ્રહમાં હાલ ૬૬૬૪૭ પુસ્તકો છે. આ

**અધ્યયન વિભાગનો વાચન ખંડ.**

વિભાગના વાચકો માટે સંસ્થામાં જ વાંચવાની સવડ એક વિશાળ ખંડમાં કરવામાં આવેલી છે. આ ખંડ અંગ્રેજી વિભાગના ગ્રંથપાલની દેખરેખ નીચે છે. નજીકમાં જ મે. વ્યવસ્થાપક સાહેબનો ઓરડો છે. સાહિત્ય અને પુસ્તકાલય પ્રવૃત્તિમાં અનેરો ફાળો આપનાર વ્યક્તિઓના ફોટા, તૈલચિત્રો, તેમ જ પુસ્તકાલય-પ્રવૃત્તિનો વિકાસ બતાવનારા નકશાઓ આ ઓરડામાં રાખવામાં આવેલા છે. એક બાજુ હમેશાં જરૂર પડે તેવા અંગ્રેજી સંદર્ભગ્રંથો ગોઠવાયેલા હોય છે. જ્યારે બાકીનાં પુસ્તકો લોખંડી ઘોડાઓ પર રાખવામાં આવેલાં છે. વાંચકોને બેસવા માટે બત્રીસ ખુરસીઓ અને વાચનને અનુકૂળ પડે તેવાં મેજ રાખવામાં આવેલાં છે. ઓરડામાં સંપૂર્ણ હવા ઉજાસ હોઈ વાચકને શાન્તિથી પોતાનું સંશોધનકાર્ય કે અભ્યાસ કરી શકવાની પૂરતી અનુકૂળતા છે. આ ખંડ આપન્ને વિભાગના ઉપરના ભાગમાં પહેલે મજલે છે. ગુજરાતી અને મરાઠી અધ્યયન વિભાગનાં પુસ્તકો નવીન બનાવેલા લોખંડી ઘોડાના ઓરડામાં જ છે. વાચકને ત્યાંથી પુસ્તક મેળવી વાચનખંડમાં બેસી વાંચવાની છૂટ હોય છે.

આ વિભાગો સામાન્યતઃ કચેરીઓના સમય પ્રમાણે જ ચાલુ હોય છે. ચોમાસા,

**સમય**

શિયાળામાં તે ૧૧ થી ૫ સુધી ખુલો હોય છે, જ્યારે ઉનાળામાં ૬–૩૦ થી ૧૧–૩૦ સુધી ખુલ્લા હોય છે.

જે વાચક આપન્ને વિભાગમાં નોંધાયો હોય તે વ્યવસ્થાપક સાહેબની પરવાનગી

**વાચકો.**

મેળવી આ વિભાગમાં વાંચવા બેસી શકે છે. પરંતુ જો કોઇ ખાસ વિષયનો અભ્યાસ કરનારને પુસ્તકો ઘેર લઇ જવાં હોય તો તેને વ્યવસ્થાપક સાહેબને લેખી અરજ કરી અધ્યયન વિભાગ માટે નામ નોંધાવવું પડે છે. આ પરવાનગી ખાસ સંયોગોમાં જ આપવામાં આવે છે. સંશોધન કરનાર વ્યક્તિઓ, વિશ્વવિદ્યાલયની બી. એ. ઑનર્સ, અગર તેથી ઉચ્ચ પદવી માટે અભ્યાસ અંગે જે તે વિષયના મુખ્ય અધ્યાપકની ભલામણ હોય તેવા વિદ્યાર્થીઓ, સંસ્થા કે ખાતાના અધિકારીઓ જેમણે પોતાની સંસ્થા કે ખાતાના બારીક અભ્યાસ કે ઉપયોગ માટે ખાસ પુસ્તકો જોઇએ તો તેમને જ ઘેર પુસ્તકો લઈ જવાની પરવાનગી આપવામાં આવે છે.

આ ઉપરાંત વેપારીઓ, ખાનગી પેઢીઓ, સંસ્થાઓ વગેરે તરફથી પૂછપરછ થાય તો તે પણ અધ્યયન વિભાગના ગ્રંથપાલો બનતી ત્વરાએ તેમના ઊકેલો શોધી આપે છે.

સરેરાશ રોજ પચાસ વ્યક્તિઓ આ સંગ્રહના જુદા જુદા વિભાગોનો ઉપયોગ કરે છે. આ સંખ્યા દિવસે દિવસે વધતી જાય છે એ સંતોષજનક છે.

**(૩) મહિલા પુસ્તકાલયની સ્થાપનાનો પૂર્વેતિહાસ**

જ્યારે મધ્યવર્તી પુસ્તકાલયની પુનર્વ્યવસ્થા રાજમહાલ પુસ્તકાલયનાં પુસ્તકો પ્રાપ્ત કર્યા પછી કરવામાં આવી ત્યારે ત્રણ સ્ત્રીગ્રંથપાલો પણ પુસ્તકાલયને વ્યવસ્થિત કરવા માટે રોકેલાં હતાં. આ વખતે કેટલીક સ્ત્રીઓ પુસ્તકાલયની અવારનાર મુલાકાત લેતી. હિંદુસ્તાનમાં મોટે ભાગે સ્ત્રીઓ જાહેરમાં પુરુષો સાથે સાથે જતાં આવતાં હોય તેવી સંસ્થાઓમાં લાભ લેતાં સંકોચાતી. અને પડદાપદ્ધતિથી તેમના જાહેરજીવનમાં થોડો ઘણો વિક્ષેપ આવતો; અને એટલા માટે સ્ત્રીઓ માટે ખાસ્સી ગોઠવણ રાખવાની જરૂર પડતી. સને ૧૯૦૭ માં શહેરના અનુકૂળ લત્તામાં સ્ત્રીઓ માટે એક પુસ્તકાલય ખોલવામાં આવેલું. તેનું કામ સંતોષકારક રીતે ચાલતું અને સ્ત્રીગ્રંથપાલ તેમાં કામ કરતાં. ૧૯૧૩ ના અરસામાં આ પુસ્તકાલયને કાયમનું મંજૂર કરવા ભલામણ થઇ. તે પહેલાં મધ્યવર્તી પુસ્તકાલયમાંથી ફરતા પુસ્તકાલયો દ્વારા જ્યાં શહેરની સ્ત્રીઓ સામાજિક કાર્યો માટે ભેગાં મળતી ત્યાં પુસ્તકો, દૃશ્ય ચિત્રો વગેરે પહોંચાડી તેમને પુસ્તકાલય તરફ આકર્ષવા પ્રયત્નો પણ શરૂ કર્યા હતા આ યોજના પ્રિય થઇ પડી. ત્યાર બાદ સચિત્ર માસિકો વગેરે પણ ત્યાં મોકલવામાં આવતાં. એટલે શહેરમાં જે મહિલા પુસ્તકાલને કાયમની મંજૂરી માટે વિચારણા ચાલતી તેને મધ્યવર્તી પુસ્તકાલય સાથે જોડી દેવા વિચારવામાં આવ્યું. સ્ત્રીઅધ્યાપન પાઠશાળામાં "શ્રી ચિમનાબાઇ મહિલા મંડળ" સ્થાપ્યું; ત્યાં પણ પુસ્તકની પેટીઓ, ચિત્રો, રમતો વગેરે સાધનો પહોંચતાં કરી શહેરની સ્ત્રીઓને વાચન તરફ અભિરુચિ ઉત્પન્ન કરવા પૂરતા પ્રયાસો થયેલા. શરૂઆતનું કાર્ય આમ ચાલ્યા બાદ સ્ત્રીઓની સંખ્યા વાચકો તરીકે વધતી જતી હોવાથી બાલમંદિરને લગોલગ એક સ્ત્રી વાચનાલયનો જુદો ઓરડો નક્કી કરવામાં આવ્યો અને સને ૧૯૧૬–૧૭ થી મધ્યવર્તી પુસ્તકાલયમાં મહિલા પુસ્તકાલય જુદું પાડવામાં આવ્યું.

**મહિલા પુસ્તકાલયની સ્થિતિ**

હાલમાં મહિલા પુસ્તકાલયમાં ૭૮૦૯ પુસ્તકો છે. વર્તમાનપત્રોની સંખ્યા ૧૮ છે. સરેરાશ રોજ બત્રીસ પુસ્તકો વાંચવા ઘેર લઇ જાય છે અને વાચનાલયમાં સરેરાશ ત્રીસ વાચકો દરરોજ આવે છે. આ માટે સ્વતંત્ર સ્ત્રીગ્રંથપાલ રોકવામાં આવેલા છે, અને તે મધ્યવર્તી પુસ્તકાલયના હાલના મકાનના દક્ષિણ ભાગના ભાવતળીઆના છેલ્લા ભાગમાં છે.

સમયના વહેણ અને શિક્ષણના ફેલાવા સાથે સાથે હવે મહિલાઓમાં પણ વિશેષ જાગૃતિ આવી છે. વડોદરા મધ્યવર્તી પુસ્તકાલયના આપ-લે વિભાગમાં પુરુષો સાથે સાથે ઉચ્ચ અભ્યાસ કરતી બહેનો પોતે પસંદ કરી પુસ્તકો લઇ જાય છે. વળી મહિલા પુસ્તકાલય તરફથી શહેરના મહિલા મંડળને પુસ્તકો પહોંચાડવાની યોજના ચાલુ છે; અને તે દ્વારા પણ તેમને પૂરતો લાભ મળે છે.

મહિલા પુસ્તકાલયના વાચક બનવા માટે મધ્યવર્તી પુસ્તકાલયના આપ–લે વિભાગ માટે જે નિયમો નક્કી કર્યા છે તે જ નિયમો આ પુસ્તકાલયના **વાચક બનવા માટેની વિધિ** વાચકોને પણ લાગુ કરવામાં આવેલા છે.

**(૪) બાલમંદિરઃ પુસ્તકાલયપ્રવૃત્તિનું પારણું**

આદર્શ બાલમંદિર એ ખરેખર પુસ્તકાલય પ્રવૃત્તિનું પારણું છે. બાળકોને શાળાવાચન ઉપરાંત મનોરંજન સાથે સ્વયં વિશેષ વાચન કરવાની સારી ટેવ પાડવાનું એ એક ઉત્તમ સાધન છે. બાળક પુસ્તકાલયના આ વિભાગનો ઉપયોગ કરતાં શીખી સાર્વજનિક પુસ્તકાલયના ભવિષ્યના સભ્ય કે વાચક થવાનું પસંદ કરશે. સંસ્થા તરફ તેની અભિરુચિ કેળવાશે. દરેક પુસ્તકાલય અંગે આ વિભાગ હોવો જ જોઇએ, એમ સ્વીકારાયું છે.

બાળકમાં રહેલી નૈસર્ગિક વૃત્તિઓને યોગ્ય સંસ્કરણ મળે એ હેતુથી આવું એક બાલમંદિર કૈલાસવાસી શ્રીમંત મહારાજા સાહેબની ખાસ ઇચ્છાનુસાર મધ્યવર્તી પુસ્તકાલયના અંગે ઊઘાડવામાં આવ્યું છે. પુસ્તકાલયમાં એકલાં પુસ્તકો જ હોય તો બાળકોને ખાસ આનંદ નહિ પડે, એ દૃષ્ટિએ તેમની રમતો તરફની વૃત્તિનો ખ્યાલ કરીને આ વિભાગની ગોઠવણ કરવામાં આવી હતી; અને રમતો, ચિત્રપોથીઓ, દૃશ્યચિત્રો, દુરબીનો, વગેરેથી આ વિભાગને સમૃદ્ધ કરવામાં આવ્યો હતો. અને આથી જ આ વિભાગને બાલપુસ્તકાલય નહિ પણ બાલમંદિર એવું યથોચિત નામ આપવામાં આવ્યું છે. શરૂઆતમાં દેશી ભાષામાં ઉચ્ચ કોટીનું બાળવાચનને લગતું સાહિત્ય નહિ હોવાના કારણે અંગ્રેજી સાહિત્ય ખરીદવામાં આવેલું, જેથી હાઇસ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓ આવી તેનો વિશેષ લાભ લેતા. હવે તો મરાઠી અને ગુજરાતી ભાષામાં પૂરતું બાલસાહિત્ય હોવાથી પ્રાથમિક શાળાનાં બાળકો અને માધ્યમિક શાળાના નીચલા વર્ગોના બાળકો તેનો લાભ સારી રીતે લઈ શકે છે.

**ક્રિયાત્મક સાધનો**

ઉપરનો શુભ હેતુ પાર પડે અને બાળકો સ્વયંવિકાસનાં સાધનો દ્વારા આનંદ સાથે જ્ઞાન પ્રાપ્ત કરે તે હેતુથી રમતોમાં મોટે ભાગે ક્રિયાત્મક રમતો વધુ પસંદ કરવામાં આવેલી છે. તેમ જ તેઓ સહેલાઇથી આ વિભાગ અંગેનાં સાધનોનો ઉપયોગ કરી શકે તેવાં ઉપરકર સાધનો પણ વસાવવામાં આવ્યાં. મેજ ઉપર મૂકી રમવાની જુદી જુદી રમતો, કીન્ડરગાર્ટન બક્ષીસો, પ્લેસ્ટેશીન દ્વારા જુદી જુદી આકૃતિઓ બનાવવાનાં સાધનો, મકાનો બનાવવાની રમતો, નિશાન તાકવાની રમતો પઝલ બોક્સીઝ, વગેરે ઘણી દેશી તેમ જ પરદેશી રમતો ખરીદવામાં આવી.

**બાળસાહિત્ય**

આ ઉપરાંત બાળકો વાંચી અને સમજી શકે તેવાં ગુજરાતી, મરાઠી, માસિકો પણ આ પુસ્તકાલય વિભાગ અંગે ખાસ મંગાવવામાં આવે છે. પુસ્તક વિભાગમાં જુદી જુદી ઉંમરના બાળકોને વાંચી શકાય તેવાં પુસ્તકો પણ સારા પ્રમાણમાં વસાવવામાં આવે છે.

આ પુસ્તકાલયને મધ્યવર્તી પુસ્તકાલયના મકાનના મેડા ઉપર ઉત્તર બાજુમાં અધ્યયન વિભાગ સાથે રાખવામાં આવ્યો છે. વિદ્યાર્થીઓને આ

**સ્થળ અને સમય**

ઓરડામાં અવરજવર કરવા માટે સ્વતંત્ર રસ્તો રાખવામાં આવ્યો છે. આ વિભાગ હમેશાં બારથી પાંચ સુધી ઉનાળા સિવાય ખુલ્લો રહે છે, જ્યારે ઉનાળામાં તે ૮ થી ૧૧ સુધી ખુલ્લો હોય છે. આ ઓરડો બાળકોને આનંદ આપે તેવાં રમુજી સાધનો તથા ભીંત ઉપર કુદરતી આનંદકારી કલાત્મક દશ્યો ખાસ ચિત્રકારો પાસે દોરાવી શણગારેલો છે.

આ વિભાગ બહુ જ કાળજીપૂર્વક ચલાવવાનો હોવાથી પ્રથમથી જ ગ્રંથપાલ માટે સંપૂર્ણ લાયકાતવાળા ઇસમની નિમણોક કરવી આવશ્યક

**ગ્રંથપાલ અને વિદ્યાર્થીઓ**

જણાય છે. બાળકો સાથે કામ કરવાનું હોવાથી ગ્રંથપાલ તરીકે સ્ત્રીગ્રંથપાલની જ જરૂર સ્વીકારાય છે. તેમની લાયકાત ખાસ કરીને મેટ્રીક ઉપરાંતનો અભ્યાસ હોવો જોઇએ એમ તે વખતે ઠરેલું. શરૂઆતમાં મે. બોર્ડન સાહેબે ઊઘાડેલા ગ્રંથપાલો માટે શિક્ષણ આપવાના વર્ગમાં તાલીમ લીધેલાં બહેન આનંદીબાઇ પ્રધાન હાલ આ સંસ્થાના ગ્રંથપાલ તરીકે કામ કરે છે. શાન્ત, બાળસ્વભાવનો ઊંડો અભ્યાસ, અને બાળકને માર્ગદર્શન કરવામાં ધીર સ્વભાવ, એ એમના ખાસ ગુણો છે. દેશવિદેશના મહાન પુરુષો પુસ્તકાલયના આ વિભાગને જોઇ બાળકોની નિર્દોષ રમતગમત તેમજ વાચનક્રિયાઓની ભારોભાર પ્રશંસા કરે છે તે મોટે ભાગે આ બહેનની કાર્યક્ષમતાને જ આભારી છે. નવીન આવનાર બાળકને રમતની માહિતી આપવી, તેને કેવું પુસ્તક વાંચવા ગમશે તે પૂછવું અને વિચારવું, તેમજ મંદિરમાં નિયમિત આવતાં બીજાં બાળકો સાથે તેને જોડી દેવું, વગેરે અનેકવિધ પ્રવૃત્તિઓથી તેઓ પોતાના સમયમાં રોકાયલાં હોય છે. આ ઉપરાંત પુસ્તકાલયના આ વિભાગનાં પુસ્તકો અને રમતોનું સાહિત્ય યોગ્ય રીતે નોંધવહીઓમાં નોંધી પુસ્તકોના વર્ગીકરણનું કામ પણ તેઓ કરે છે.

આ વિભાગમાં માત્ર આઠથી ચૌદ વર્ષ સુધીનાં જ બાળકોને આવવા દેવામાં આવે છે. લગભગ રોજ ૧૫૦ જેટલા વિદ્યાર્થીઓ બાલમંદિરનો લાભ લે છે. બાળકો રમતોનો છૂટથી ઉપયોગ કરવાથી રમતો ઘણી જલદી નકામી થઇ જાય છે. બાલવિભાગમાં તમામ પુસ્તકો કાચી બાંધણીનાં હોઇ તેને બંધાવીને જ મૂકવામાં આવે છે. આ વિભાગમાં રમતો અને પુસ્તકો ખાતે થઇ દર વર્ષે રૂપિયા પાંચસો જેટલો ખર્ચ થાય છે. પુસ્તકો કોઇ ઘેર વાંચવા લઇ જઇ મધ્યવર્તી પુસ્તકાલયના જ વાચકોના નિયમો પ્રમાણે જ અહીં પણ તજવીજ થાય છે.

મધ્યવર્તી પુસ્તકાલય અંગે એક વાચનાલય વિભાગ પણ ચલાવવામાં આવે છે. આ વિભાગ સ્વતંત્ર ગ્રંથપાલની દેખરેખ નીચે મૂકવામાં આવ્યો

**(૫) વાચનાલય**

છે. એક કારકુન અને ત્રણ સિપાઇઓ આ વિભાગના ગ્રંથપાલના તાબા નીચે મૂકવામાં આવ્યા છે.

વાચનાલયમાં દર વર્ષે બે હજાર રૂપિયા વર્તમાનપત્રો માસિકો પાછળ ખર્ચાય છે. પુસ્તક ખાતે ખર્ચાતી રકમનો તે ચોથો ભાગ છે. કસ્બા પુસ્તકાલયો પોતે કેવળ વર્તમાન-

પત્રો પાછળ અઢળક ખર્ચ કરે છે તેમણે ધડો લેવા સરખો છે. અહીં દેશ વિદેશનાં વર્તમાનપત્રો ઉપરાંત હિંદનાં મુખ્ય દૈનિકો, સાપ્તાહિકો, તેમ જ ગુજરાતી, મરાઠી, હિંદી, બંગાલી વગેરે ભાષાનાં મુખ્ય દૈનિકો, સાપ્તાહિકો, માસિકો, દ્વિમાસિકો, ત્રૈમાસિકો, વાર્ષિક અંકો વગેરે ખરીદવામાં આવે છે. લગભગ બસો જેટલા વાંચકો રોજ વાચનાલયમાં આવે છે. શહેરનો વિસ્તાર વધવા સાથે હવે આ પુસ્તકાલય જે પહેલાં મધ્યસ્થ ગણાતું તે એક બાજુએ પડવા લાગ્યું છે. આ માટે ઘેર બેઠાં માસિકો પહોંચાડવાની એક યોજના થોડા સમયથી અમલમાં મૂકાઇ છે. દરેક સભાસદે માસિક ઘેર મેળવવા માટે તેમ જ તેનો હિસાબ વગેરે જુદો રાખવાના મહેનતાણાના ખર્ચ પેટે માસિક રૂપિયો એક આપવાનો હોય છે. આવા પચીસથી ત્રીસ સભાસદો થયા છે. કરવા પુસ્તકાલયોએ આ બાબતમાં પણ ધડો લેવાં જેવો છે. તેમના નિયમમાં ચોક્કસ ઉલ્લેખ હોય છે કે પુસ્તકાલયમાંથી દૈનિક સાપ્તાહિક કે માસિક પુસ્તકાલયના સમય બહાર ઘેર વાંચવા અમૂક અમૂક વર્ગના સભ્યોને મળશે. પણ કોણ લઈ જશે લાવશે તે માટે તેમાં સ્થાન નથી. તે માટે સ્વતંત્ર ખર્ચ પડવો જોઇએ. પુસ્તકાલય આવો ખર્ચ પાડી શકે નહિ, પણ વ્યવસ્થાપક સમિતિઓ હજી વ્યક્તિહિત જૂએ છે અને સમગ્ર સંસ્થાનું હિત જોતા નથી જેથી તેમને નોકરોનો મોટો ખર્ચ વેઠવો પડે છે. સભાસદોએ પોતાની સ્થિતિ, મોભો, લોકલાગણી અને વાચનના શોખને લઈને પુસ્તકાલયમાં પોતાને અમુક વર્ગના સભાસદ તરીકે નોંધાવે છે એટલે આવા વિશિષ્ટ પ્રકારના ખર્ચને અગર એક કરતાં વધારે પ્રતો જે આ વિભાગમાં ખરીદાય છે તે માટે દરેક સાર્વજનિક પુસ્તકાલયની સંસ્થાએ ખાસ વિચાર કરવો ઘટે છે.

વાચનાલય વિભાગના ગ્રંથપાલે આ વિભાગમાં આવતાં ચોપાનિયાં તથા વાચકોની સવલત ઉપર લક્ષ આપવાનું હોય છે. વળી વાંચકો પૈકી ઓછી બુદ્ધિવાળા અગર હરીફાઇમાં ભાગ લેવાની વૃત્તિવાળા આ વિભાગમાં આવી છૂપી રીતે વર્તમાનપત્રો કે સામયિકોમાંથી આવી માહિતી ફાડી લઇ જાય છે તેમજ કેટલીક વખત સારાં દશ્યો, ફોટા ફાડી લઇ જવાની વૃત્તિવાળા પણ ઇસમો આવે છે. તેમ ન થવા પામે તે માટે સિપાઇઓ મારફત પૂરતી તકેદારી રાખે છે. છતાં આ કાર્યમાં પાવરધા થયેલા લોકો ક્વચિત્ યુક્તિ–પ્રયુક્તિથી પોતાનું કાર્ય કરી જવા પ્રયાસો કરે છે મોટાં પુસ્તકાલયોમાં પણ આ મુસ્કેલી છે. સાર્વજનિક પુસ્તકાલયોના સંચાલકોને પણ આ પ્રશ્ન મૂંઝવણ કરનારો છે. પ્રજાની સામાજિક વૃત્તિ જેમ જેમ કેળવાશે તેમ તેમ આ બાબતમાં સુધારો થઈ શકે.

વાચનાલય વિભાગના ગ્રંથપાલે પોતાના આ કાર્ય ઉપરાંત હિંદનાં દૈનિક પત્રોમાં જુદા જુદા વિષયો સંબંધે આવતા લેખોનું વાચન કરી તેમાંથી અગત્યના લેખોનો સંગ્રહ દર અઠવાડિયે તૈયાર કરી મે. વ્યવસ્થાપક સાહેબ મારફત હુઝુર કચેરી તરફ મોકલવાનાં હોય છે. આ માટે શી રીતે કાર્ય કરવું તેનો સ્વતંત્ર નિયમ થયેલો છે.

પુસ્તકોની મેળવણી કરવાનું કાર્ય પણ જ્યાં મુક્તદ્વાર પદ્ધતિ છે ત્યાં અતિ મુશ્કેલ છે.

### (૬) પુસ્તક મેળવણી વિભાગ

આ માટે સ્વતંત્ર મહેકમ ઘણાં વર્ષોથી રોકવામાં આવેલું છે. તેનું કાર્ય દર વર્ષે મેળવણી કરવાની જે કાપલીઓ બનાવેલી હોય તે સાથે ઘોડાઓ પર જઇ પુસ્તકો મેળવવાનાં હોય છે. ઘોડા પર ન હોય તેવાં પુસ્તકોની યાદી થાય છે. વળી ઘોડા પર

હોય પણ કવચિત્ જૂનાં પુસ્તકોની મેળવણીની કાપલી તૈયાર ન હોય તો તેની પણ નોંધ કરાય છે. જે પુસ્તકો ખૂટતાં આવે તે માટે આ વિભાગના કારકુનો આપ-લે વિભાગમાં જઇ તપાસ કરી વાંચવા ગયાં હોય તે જુદાં પાડે છે અને ત્યારબાદ કચેરીમાં જુદા જુદા વિભાગમાં ગયાં હોય તો તે, અધ્યયન વિભાગમાં મૂકયાં હોય તો તે, અગર ઇતર કોઇ રીતે અવળસવળ મૂકાઇ ગયાં હોય તો તેની શોધ કર્યા પછી, છેવટે જે ખૂટે તેની યાદી તૈયાર કરે છે. અને તે પુસ્તકાલયમાંથી ખોવાઇ ગયેલાં પુસ્તકો ગણાય છે. અને તેની ઘટિત તજવીજ કરવામાં આવે છે. **હવે આ વિભાગનું મહેકમ બંધ કરી આપ-લે વિભાગના મહેકમથી કામ લેવા શ્રીમંત સરકારનો હુકમ થયો છે.** આપ-લે વિભાગના મહેકમે હમેશાં પુસ્તકાલયના જાહેરજનતામાં આપ-લેનું કરવાનું કાર્ય કરતા પહેલાં અને પછી એક એક કલાક પુસ્તક મેળવણી કરવાનું કાર્ય કરવાનું હોય છે. આ નવીન અખતરો છે. બીજા નોકરો કરતાં આ શાખાના માણસોને વિશેષ કામ કરવાનું હોય છે. એટલે તે કેવી રીતે વર્ષ દરમ્યાન કામ કરે છે તે જોયા સિવાય આ કાર્ય કેવું થશે તે કહેવું મુશ્કેલ છે.

**(૭) પુસ્તક-બાંધણી**

મધ્યવર્તી પુસ્તકાલય જેવા મોટા પુસ્તકાલયમાં વાચકો ઘણા હોવાથી, એકજ પુસ્તક વર્ષ દરમ્યાન એક વખત વંચાવા જવાથી, તેમ જ દેશી ભાષાનાં પુસ્તકોની બાંધણી સારી નહિ હોવાના કારણે, પુસ્તકો ઘણાં ફાટી જાય છે. આ માટે સ્વતંત્ર પુસ્તક બાંધણી વિભાગ રાખવો આવશ્યક જણાવાથી ઉઘાડવામાં આવેલો છે. આ વિભાગમાં બે પુસ્તક બાંધણી કરનારા અને એક સિપાઇ છે. આ વિભાગને જરૂરી કાપડ, કાગળ વગેરે જોઇતું સાહિત્ય પુસ્તકાલય ખાતુ ખરીદે છે, લગભગ દર વર્ષે પુસ્તકો આ સંસ્થામાં બંધાય છે આ ઉપરાંત પણ કોઇ કોઇ વખત શ્રીમંત સરકાર પાસેથી વધુ રકમ માગીને પુસ્તકો શ્રી ચિમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલયમાંથી બંધાવવામાં આવે છે.

**(૮) પુસ્તકાલય શિક્ષણ**

મધ્યવર્તી પુસ્તકાલયની પુનર્વ્યવસ્થાનો પ્રશ્ન જ્યારે હાથમાં લેવાયેલો ત્યારે ગ્રંથપાલો અને બીજા મદદનીશોને આધુનિક ઢબના પુસ્તકાલય સંચાલનની સંપૂર્ણ તાલિમ આપવી જોઇએ એ સ્વીકારાયલું. તે દૃષ્ટિથી શ્રી. બોર્ડન સાહેબે એક વર્ગ ઉઘાડેલો. તેમાં વડોદરાના પુસ્તકાલયના કાર્યકરો તથા હિંદના બીજા ઇસમોને પણ સ્થાન મળતું. આ રીતે આપણા કૈલાસવાસી શ્રીમંત મહારાજા સાહેબે "હિંદુસ્તાનની આધુનિક પુસ્તકાલય પ્રવૃત્તિના અગ્રેસર" તરીકે ગણાયા. શ્રી. બોર્ડનને વડોદરામાં ટૂંક મુદત માટે રહેવાનું થવાથી તેમ જ જે અભ્યાસ શીખવવામાં આવતો તે ઉચ્ચ કોટિના જ ઇસમો ગ્રહણ કરી શકે તેમ હોવાથી, તેવા ઇસમો વર્ગ ચલાવવા પૂરતા નહિ મળવાથી તે વર્ગ બંધ કરવામાં આવ્યો. પરંતુ પુસ્તકાલયશાસ્ત્રમાં તજ્જ્ઞ પુરુષોની જ વ્યવસ્થાપક તરીકે નિમણુંક થતી હોવાથી હજીએ છુટક છુટક આવનાર ઉચ્ચ શિક્ષણ પામેલા ઉમેદવારોને મધ્યવર્તી પુસ્તકાલયમાં અભ્યાસ, ચર્ચા અને પ્રત્યક્ષ કાર્ય કરાવી તરબેજ કરવાની યોજના ચાલુ છે. આવા ઉમેદવારોએ બ્રિટિશ હિંદ કે બીજા દેશી રાજ્યના હોય તો નેકનામદાર દિવાન સાહેબની મારફત પરવાનગી મેળવી આવવાનું હોય છે.

આવા ઉમેદવારો માટે અભ્યાસક્રમ મોટે ભાગે લંડન યુનિવર્સિટીના પુસ્તકાલય શિક્ષણના અભ્યાસક્રમને મળતો હોય તેને લગતાં તમામ પુસ્તકો

**અભ્યાસક્રમ**

આ પુસ્તકાલયમાં વસાવવામાં આવેલાં છે. તેમાં પુસ્તકાલયના સામાન્ય વહીવટ, કારોબાર, પુસ્તકોનું વર્ગીકરણ, ભાષાનો અભ્યાસ, દેશવિદેશની અર્વાચીન મહાન પુસ્તકાલયો સંબંધી માહિતી, તેમ જ ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિનો અમેરિકા અને ઇગ્લેન્ડમાં થયેલો વિકાસ, હિંદની પુસ્તકાલય પ્રવૃત્તિ વગેરે હોય છે. વડોદરામાં આવનાર ઉમેદવારને ડયુઈ, કરટીસ, વગેરેની વર્ગીકરણ પદ્ધતિ ઉપરાંત બ્રોડન વર્ગીકરણ પદ્ધતિ પણ જાણવાની ખાસ અનુકૂળતા હોય છે. તેમ જ મુક્તદ્વાર પદ્ધતિના પુસ્તકાલયે પુસ્તકો માટે કેવી અને કેટલી કાળજી રાખવાની હોય છે તે પણ જાણવા મળે છે.

કેવળ ગુજરાતી કે મરાઠી જ જાણનાર ગ્રંથપાલને ઉપરનું શિક્ષણ મળી શકે તે હેતુથી વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ પાસે જરૂરી ગુજરાતી

**અભ્યાસ વર્ગો: ગ્રામવિસ્તાર માટે**

પુસ્તકો તૈયાર કરાવી વડોદરા રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયોના ગ્રંથપાલ તરીકે કામ કરનારાઓને તે મંડળ દ્વારા મદદનીશ વ્યવસ્થાપકની દેખરેખ નીચે ત્રણથી ચાર દિવસના વર્ગો ઉઘાડવામાં આવે છે. આ માટે અભ્યાસક્રમ બહુ જ સામાન્ય હોય છે. વર્ગીકરણ કેમ કરવું, પુસ્તકવિધિ કેમ કરવો, પુસ્તકો નકામાં થાય, ચોરાઇ જાય, પરત ન આવે વગેરે માટે શું શું કરવું. પુસ્તકાલયદિન કેમ ઉજવવો, અંદાજ કેમ તૈયાર કરવાં, હિસાબ કેમ રાખવા, પુસ્તકાલયો દ્વારા સમાજસેવા કેમ કરવી વગેરે માહિતિ અપાય છે. (અપૂર્ણ)

ઉમેદભાઇ મો. પટેલ

---

# અભિલાષ

સંતો મહંતોનો સુખદ જ્યાં સંગ અમને સાંપડે,
સંતોષ સેવા શોધતાને ભાવતાં ભોજન જડે;
ગુરુવર્ય ગ્રંથાલય બને, સદ્‌જ્ઞાનની લહાણી કરી,
રંક કે ધનવાન પાસે, વિશ્વની વાતો ધરી.
ખીલતાં મધુર આ જ્ઞાનવાડી, પુષ્પ પરિમલ આવતી;
ભાવનાનાં ભવ્ય ભાથાં એ સુગંધી લાવતી,
અમ ગામના ગ્રંથાલયોને, સર્વદા વિકસાવશું;
મા શારદના સેવકો, સદ્‌જ્ઞાન લેવા આવશું.

ઉમાપુર, ખીમજીભાઈ ટી. ઠાકર

# સાડાત્રણ દિવસમાં–

( ટૂંકી વાર્તા )

**બાળ** શ્રીકાંત રોજ પુસ્તકાલયમાં જાય; અનેક માણસોને અને મોટામોટા વિદ્યાર્થીઓને મનપસંદ પુસ્તકો ઘેર લઇ જતા જુએ, અને તેમની સામે ટગર ટગર જોઇ રહે. તેને વાંચવાનો બહુ શોખ હતો. ઘેર જે કાંઇ પુસ્તકો તેના સ્વર્ગસ્થ પિતાએ તેને માટે વસાવવા શરૂઆત કરી હતી, તે તો દિવસો થયાં પૂરાં થઇ ગયાં હતાં. આ વાચને તેનામાં જ્ઞાન માટે ઊંડી પિપાસા જગાડી હતી, પણ જેને આવું વંચાવી પરિપૂર્ણ કરવા ઉત્કટ ઇચ્છા હતી તે પિતા તો તેની ભાવના ફળે તે પહેલાં વિદેહ થયા હતા. દોસ્તો પાસેથી માગી માગી જે મળ્યું તે વાંચ્યું. પણ જેમ જેમ વાચન વધતું ગયું, તેમ તેમ એની વાચનભૂખ તૃપ્ત થવાને બદલે ઉત્તરોત્તર વધતી જ ગઇ. મિઠાઇની દુકાન પાસે ઊભા રહી, બીજાને ખરીદતાં કે ખાતાં જોતાં મોંમાં પાણી આવે, પણ પાસે પૈસો ન હોઇ ખરીદી ન શકે તેવી સ્થિતિ આ બાળકની હતી. ઘણા દિવસથી વિચાર તો કરતો હતો. એક વાર હિંમત કરી ગ્રંથપાલ પાસે જઇ થોથરાતા થોથરાતા પુસ્તકો માટે વિનંતિ કરી. ત્યારે જવાબ મળ્યો કે ' તું હજી ચોપડીઓ જેવો થયો નથી. ' આવો ઉત્તર સાંભળી એની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. ગ્રંથપાલને દયા આવી.

" તું માસિક લવાજમ ભરી શકે તેમ છે ? " ગ્રંથપાલે પૂછ્યું.

બાળક દીનભાવે ગ્રંથપાલ સામું જોઇ રહ્યો. માતા પણ મરી ગઇ હતી. વૃદ્ધ ડોશી ઘરનું કેવી રીતે ચલાવતી હતી તેનું તેને ભાન હતું. પિતાજી થોડાં પુસ્તકો, થોડું દેવું અને કેટલીક ભાવનાઓ મૂકી અકાળે દેવ થયા હતા. ગ્રંથપાલે મોં પરના ભાવો પરખી લીધા.

" ઠીક ત્યારે. કોઇની જામીનગીરી લાવે તો પુસ્તક મફત વાંચવા મળશે. લે આ ફોર્મ. "

" કોની ચાલશે ? "

" કોઇ અમલદાર, વકીલ, શાહુકાર કે શિક્ષકની ચાલે. "

અમલદારો અગમ્ય હોય છે, વકીલો અસ્પર્શ્ય હોય છે, શાહુકારો આવી બાબતમાં નિર્લેપ રહે છે. શિક્ષક પાસે તે દોડી ગયો. તે હોંશીઆર વિદ્યાર્થી હતો. શિક્ષકનો તે પ્રિયપાત્ર હતો.

" લાયબ્રેરીનાં પુસ્તકો વાંચી અભ્યાસ બગાડવાની મારી સલાહ નથી. લાયબ્રેરી પુસ્તકોનું વ્યસન લગાડે છે. " શિક્ષકે કહ્યું.

શ્રીકાંત જાણતો હતો કે યત્કિંચિત્ ઇતર વાચનના પરિણામે તો તેનામાં સામાન્ય જ્ઞાન વિશેષ હતું. તેની અસરથી મગજ વધુ કેળવાયું હતું. અભ્યાસમાં ઊલટો ફાયદો થયો હતો, પણ તે નિરાશ ન થયો. તેના એક મિત્ર ગુણવંતના મામા વકીલ હતા તેની પાસે ગુણવંતને તેડીને ગયો, ને ફોર્મ ધર્યું.

" આમાં તો જવાબદારી અમારા ઉપર આવી જાય છે, શું શું જવાબદારી આવે છે તે તો લાયબ્રેરીનાં નિબંધ-નિયમ વાંચવાથી ખબર પડે; છાપેલું બંધારણ લાવજે. " લાયબ્રેરીના કાયદાનું કોઇ પુસ્તક છપાયેલું તો હતું નહિ. પુસ્તકાલયના પ્રવેશપત્રને જીવની પેઠે દફતરમાં તે સાચવતો હતો. તેને યાદ આવ્યું કે તેના એક ભાઇબંધ નવલરામના પિતા રાજદફતરમાં કારકુન કે એવું કંઇ હતા. નવલને ઘેર તે ઘણી વાર જતો. તેને અભ્યાસમાં મદદ પણ કરતો. તેના પિતા ભલા માણસ હતા, તેની પાસે ગયો, ને વાત કરી. નવલને શ્રીકાંતે રોજ શીખવવા આવવું, એમ વાત થઇ. ફોર્મ ઉપર તેના પિતાએ સહી કરી આપી. ખૂબ આનંદથી તે પુસ્તકાલયના ગ્રંથપાલ પાસે દોડી ગયો.

" મારા નાના દોસ્ત, લે આ " કૌતુકમાળા. " વાંચજે, વિચારજે, સારૂં યાદ રાખજે, ને જીવનમાં ઉતારજે. "

બે દિવસમાં તે પૂરી થઇ. પછી ' હિતોપદેશ ' મળ્યું. તે પછી ' બાલ પંચતંત્ર 'નો વારો આવ્યો. ' સરળ રામાયણ ' વાંચતાં રામના ભણકારા દિવસરાત તેના કાનમાં વાગવા માંડયા. ' મહાભારત 'નું કર્ણનું પાત્ર એને બહુ ગમ્યું.

***

ગ્રંથપાલ કેવો સારો હતો ? શું વાંચવું તેની પસંદગી તે ઘણાને કરી આપતો. કોઈ પુસ્તક કોઇ માગે તો નંબર જાણવાની દરકાર કર્યા વિના જ અમુક કબાટ પાસે ચાલી જાય ને હાથ નાખે, ને પુસ્તક નીકળે. મોટા ધણમાંથી ઢોરને ભરવાડ જેમ ઓળખી કાઢે તેમ તે ઓળખી કાઢતો. સદાય હસતો, મીઠાબોલો, આવનારને આદર દેતો, જનારને હાસ્યથી વિદાય દેતો. વાચકોમાં તેનું સારૂં માન હતું. પોતે ઉંમર લાયક હતો છતાં નાના મોટા દરેકને તે માનથી બોલાવતો. કોઇ ઠપકો આપતું તે તે ગળી જતો. કોઇ ફરિયાદ લાવતું તો તેનો ઇલાજ કરતો. માગે તેને તે સલાહ દેતો. જિજ્ઞાસુને ઘેર બેઠાં પણ પુસ્તકો પૂરાં પાડતો. શ્રીકાંતને આ ગ્રંથપાલના દરેક વર્તન પાછળ તેની શુભ ભાવનાનાં દર્શન થતાં. આવો પરોપકાર કરવાનું ભાગ્ય તેને કોઇ વાર પ્રાપ્ત થાય તો ? નવલરામને તે ઘણી વાર કહેતો કે તે મોટો થાય ને આવો કે આથી પણ વધુ સુંદર ગ્રંથપાલ બને તો કેવું સારૂં ?

ગ્રંથપાલના પેલા શબ્દો તેના કાનમાં હંમેશાં ગુંજી રહ્યા હતાઃ ' વાંચજે, વિચારજે, સારૂં યાદ રાખજે ને જીવનમાં ઉતારજે. '

મેટ્રીકમાં તે ઘણે સારે નંબરે ઉત્તીર્ણ થયો, ને તેને શિષ્યવૃત્તિ મળી. કૉલેજમાં પણ તે પ્રોફેસરોનો માનીતો થયો, અને અભ્યાસમાં અને ઇતર બાબતોમાં સારી રીતે રસ લેતો થયો. કૉલેજના *સાત્રિકમાં Collegian's Dream નામની તેની કવિતાથી પ્રિન્સિપાલ બહુ ખુશી થયા. તેને બોલાવ્યો ને અભિનંદન આપ્યું. કૉલેજની લાયબ્રેરીનો તે મંત્રી બન્યો. વાંચવા કરતાં તેની વ્યવસ્થામાં નૂતનતા ને અદ્યતનતા લાવવા તેણે વધુ કોશીશ કરી.

* માસ, માસિક; પક્ષ, પાક્ષિક; સત્ર, સાત્રિક.

તેનું જ્ઞાનતેજ જોઇ પ્રિન્સિપાલે તેને માટે I. C. S. ની ભલામણ કરી, અને તે અભ્યાસાર્થે ઇગ્લેંડ ઉપડી ગયો.

I. C. S. ની છેલ્લી પરીક્ષામાં પ્રથમ પદે આવી તે હિંદુસ્તાન આવી પહોંચ્યો, તે પહેલાંના બંગાળના એક પરગણામાં એસિસ્ટન્ટ કમિશ્નર તરીકે તેની નિમણૂક થઇ ચૂકી હતી. દેશમાં તેનાં પિતામહી તો અનંતપદ પામી ગયાં હતાં, અને બીજું કોઇ ખાસ આકર્ષણ ન હતું, તેથી મુંબઇથી સીધો હોદ્દો સંભાળવા પહોંચી ગયો. અનેકવિધ સુધારા વધારા કરી, પ્રજાની પ્રીતિ મેળવી, અનેક સારાં કાર્યો તેણે કર્યાં. ત્રણેક વર્ષ બાદ કામ પ્રસંગે તે મુંબઈ ગયો હતો, ને ' વતનમાં એક વાર જઇ આવું ' એવી ભાવના સેવતો હતો, ત્યાં તેને ખબર મળ્યા કે તેની તેના વતનમાં જ બદલી થઇ છે. સામાન પરબાર્યો રવાના કરવાનો તાર કરી તે વતન જઇ પહોંચ્યો.

એ જ સ્ટેશન, એ જ સડક, એ જ વૃક્ષો, એ જ વાતાવરણ. થોડાએક બંગલા ને મકાનો વધ્યાં હતાં, ગામમાં ઇલેક્ટ્રીક આવી હતી. ડાક બંગલામાં સામાન મૂક્યો; નાહી ધોઇ, સાદાં વસ્ત્રો પહેરી બહાર નીકળ્યો. સીધો નવલરામને ત્યાં ગયો. સાંજનો વખત હતો. કોઇ યુવાન સ્ત્રી, સીમમાંથી આવેલી ગાયને બાંધતી હતી.

" નવલભાઇ છે કે ? "

" પધારો. તેઓ હજી રાજદફતરેથી પાછા આવ્યા નથી; હમણાં આવશે. "

" હું પાછો આવીશ. આવે ત્યારે કહેજો કે મહેમાન આવ્યા હતા, ને લાઇબ્રેરીમાં ગયા છે, ત્યાં રાહ જોશે. "

" આપનું નામ ? "

" સાંભળ્યું ન સાંભળ્યું કરી શ્રીકાંત બહાર નીકળી ગયો. લાંબો ઝભ્ભો, ધોતિયું, સુઘડ વાળથી ઓપતું ઉઘાડું માથું, ચશ્માની પાછળથી પણ દીપતી તેજસ્વી આંખો, પ્રભાવશાળી ચહેરો અને હસતા વદનવાળો—સાદાઇની મૂર્તિસમો પરદેશી જેવો દેખાતો આ વિચિત્ર મહેમાન કોણ હશે તેની કલ્પના લલિતાથી થઇ નહિ. મધુરીને પાછળ દોડાવી, ' મહેમાન 'ને વહેલા જમવા પધારવાનો સંદેશો મોકલ્યો.

***

પુસ્તકાલયનું મકાન નવું થયું હતું. ફર્નિચર નવું વસ્યું હતું. પુસ્તકોમાં યે વૃદ્ધિ થઇ જણાતી હતી અને ગ્રંથપાલ કોઈ નવા હતા. જૂનો ગ્રંથપાલ તેના વખતમાં તો વૃદ્ધ હતો જ. તે નિવૃત્ત થયો હશે, અથવા તો દેવ પણ કાં થયો ન હોય ? તે તેને મળવા આવ્યો હતો. ન મળી શકાયાથી તેને આઘાત થયો.

" મને ' Inside Asia ' આપો. "

" સાહેબને ત્યાં ગયેલ છે. "

" Mother India ? "

"નથી. ખોવાઇ ગયું છે."

"Unhppy India આપો."

"મહેરબાન, નંબર ગોતીને વાત કરો. અમને શું યાદ હોય?"

"'આર્યવીરો' આપશો?" એક વિદ્યાર્થીએ માગણી કરી.

"ઇ નથી. તેને બદલે બીજું આપો. બૉય, ઓ બૉય, આને 'આર્યભિષક' આપજે!"

"મારે ભિષક્ નથી જોઇતો; મારે તો જીવનચરિત્ર......"

"અરે! ઘણા આર્યભિષક જ લઇ જાય છે. તું વધુ ડાહ્યો નીકળ્યો. ચાલ, આ 'આર્યસમાજ' લઇ જા; તેમાં ઘણાં ચિત્રો છે."

એક જણે આવીને ફરિયાદ રજૂ કરી: "આજનું Times ટેબલ ઉપર નથી."

"તે અમે શું કરીએ? ઇન્સ્પેક્ટર સાહેબને ત્યાં ગયેલું ને તેમને અચાનક ડિસ્ટ્રીક્ટમાં જવાનું થયું તે લેતા ગયા હશે. કાલનું વાંચો."

"મિ. લાયબ્રેરીઅન, કંઇક તો વિચારો. કાલનું છાપું આજે શું કામનું?"

"તે હું શું કરૂં? લઇ જનાર અમલદાર છે, ને કમિટિના મેમ્બર છે."

"તમારી સૂચનાબૂક આપો."

"પાનાં થઇ રહ્યાં છે."

વાચક બબડતો ચાલ્યો ગયો. ગ્રંથપાલે સ્વગત છતાં પણ આજુબાજુના સાંભળે તેવા અવાજે કહ્યું: 'માળા મફતિયા!'

"મને 'શાકુંતલ' આપો." એકે માગણી કરી.

"નથી" ટૂંકો જવાબ મળ્યો.

"આ યાદીમાં તો એક વાર જોયું હતું."

શ્રીકાંત બોલી ઉઠયો: "આઠસો ને ત્રાંતેર નંબર. સંસ્કૃતના કબાટમાં છે. જુઓ, પેલું દેખાય."

ગ્રંથપાલ શ્રીકાંત સામું જોઇ રહ્યો. "સાહેબ, તમને કોણ પૂછે છે? અમને ખબર નહિ હોય? પણ આણે શી નથી દીધી."

"આ નોકર 'કુમાર' હાથમાંથી ખૂંચવી લ્યે છે."

લાયબ્રેરીઅનને નજર બીજે ફેરવવી પડી. "પુસ્તકાલયના મંત્રીનો હુકમ છે, કે વિદ્યાર્થીઓને સચિત્ર માસિકો ન દેવાં. એ લોકો ચિત્રો ફાડી લ્યે છે."

આ વ્યવસ્થાથી શ્રીકાંત વિચારમાં પડયો. છેલ્લા દસકામાં સંસ્થાનો કેવો અદ્દભુત વિકાસ થયો હશે, એ જાણવા-જોવા-તે ઇન્તેજાર હતો, પણ અફસોસ! અહીં તો 'પીછેહઠ' જોઇ. 'મંત્રી સાહેબ, હજી ટાઇમ નથી થયો છતાં મારા હાથમાંથી છાપું ખૂંચવી લ્યે છે.' 'સાહેબ, ખુરશીમાં બહુ માંકડ છે.' 'મહેરબાન, મેં પૈસા પરમ દિવસે આપ્યા છે, પણ હજી પાવતી નથી આપતા.'

શ્રીકાંતે જોયું કે નવલરામભાઇ આવ્યા છે, ને તે મંત્રીજી છે. તેણે બધાને શાંત કર્યા. તેમણે ગ્રંથપાલ સામે જોઇ કહ્યું: "નારાયણ, આપણા કોઇ મહેમાન આવ્યા છે ને?"

"મહેમાન ? ના જી. અહીં તો કોઈ આવ્યું નથી." ત્યાં તો નવલરામની નજર શ્રીકાંત ઉપર પડી. તેને આશ્ચર્ય થયું. તેણે દોડી જઇ, નીચા વળી સલામ કરી. શ્રીકાંતે હાથ દીધો. હસ્તમિલન કર્યું.

"કોણ, આપ પધાર્યા છો ? આપ ? ખબર આપ્યા વિના ? છાપામાં આજે જ વાંચ્યું ત્યાં તો......"

શ્રીકાંતે નાકે આંગળી મૂકી મૌન રહેવા સૂચવ્યું. ગ્રંથપાલને થયું કે 'આ કોઇ મોટા માણસ છે, ને અપમાન થઇ ગયું.'

નવલભાઇથી હજી ન રહેવાયું. "પધારો, પધારો. મને ઘેરથી ખબર પડી કે કોઇ મહેમાન આવ્યા છે. આ તો સુદામાને ઘેર કૃષ્ણજી ! હજી પણ કોઇ કોઇ માણસોમાં સત્યયુગ છે ખરો." તે ગળગળો થઈ ગયો હતો.

ફરી શ્રીકાંતે મૌન રહેવા નયનોથી સમજાવ્યું; ને હાથ પકડી નવલરામને બહાર લઇ ગયા.

***

પરગણાનો આસિસ્ટન્ટ કલેકટર પોતાને ઘેર આવ્યો હતો, એ વાત સર્વથા સત્ય હતી, છતાં સ્વપ્ન જેવી ભાસતી હતી. હા, શ્રીકાંત તેનો સહાધ્યાયી ને સાથી હતો, પરંતુ અત્યારે તો તે આ પ્રાંતનો સર્વશ્રેષ્ઠ અમલદાર હતો. કલ્પનામાંય ન આવે તેવી સાદાઇ, સભ્યતા, વિવેક અને પ્રેમ તેનામાં જોયાં. નવલરામની આંખોથી પ્રેમાશ્રુ ગળ્યાં હતાં.

ઘેર બંને નિરાંતે બેઠા. જૂના મિત્રોને, સ્વજનોને, પરિચિતોને યાદ કર્યાં. બારતેર વર્ષમાં ઘણું પરિવર્તન થઈ ગયું હતું. પિતામહીએ તેનો કેમ ઉછેર કર્યો હતો, તે યાદ આવતાં અશ્રુ ખરી પડયાં. જૂના માસ્તરોમાં કોઇની બદલી થઇ હતી, કોઇ નિવૃત્ત થયા હતા, કોઇ ત્યાં જ હતા. ગુણવંત છાપાનો તંત્રી બન્યો હતો, રસિક વેપાર કરતો હતો, જીસબે ઘડિયાળ ફોનોગ્રાફ રિપેરનું કામ લીધું હતું, કાનજી વકીલ, પ્રેમજી કંટ્રાકટર અને નથ્થુ વૈદ બન્યો હતો. જૂના ગ્રંથપાલની પત્ની કોઇનાં કપડાં સીવી પૂરું કરતી હતી. દીકરી તો પરણાવેલી હતી.

જે ગઢ ઉપર તેઓ ફરવા જતા, તે લુંટાઇ ગયો હતો. ચાર માઇલ દૂર જે મંદિરમાં તેઓ ઘણી વાર પાર્ટીઓ કરતા તે બિસ્માર હાલતમાં હતું. કપૂરચંદ શેઠ પાયમાલ થઇ ગયા હતા. ગામમાં વણકરનો ધંધો નાશ પામતો જતો હતો. આવા તો ઘણા ઘણા ફેરફારો થઈ ગયા હતા.

દરમિયાન લલિતા તો ઘેલી થઇ, ભોજનની અનેકવિધ વાનીઓ પ્રેમથી બનાવી રહી હતી. વિદુરને ત્યાં ભગવાન પધાર્યાનો તેને આનંદ હતો.

પુસ્તકાલયની વાત લંબાણથી ચર્ચાઇ. આ સંસ્થા તેને અત્યંત પ્રિય હતી. તે માનતો હતો કે આ સંસ્થાએ તેનો વિકાસ કર્યો હતો. જૂના ગ્રંથપાલને મળી પોતાનો ભાવ પ્રકટ કરવા તેની ઉત્કટ ઇચ્છા હતી, પણ આજે તે જંગલમાં ન હતો. નવલભાઇને યાદ આવ્યું ને કહ્યું: "આપ તો એક દિવસ સુયોગ્ય ગ્રંથપાલ બનવા ઇચ્છા સેવતા હતા; પણ આજે તો આપ રાજપદે બેસી ગયા !"

" નવલભાઇ, મારો એ જૂનો મોહ હજી કાયમ જ છે. તમે સંસ્થાના મંત્રી છો. મને હજી અહીં કોઇ ઓળખતું નથી. પહેલી તારીખના બપોર પછી ચાર્જ લેવો છે. તે પહેલાંના સાડાત્રણ દિવસ મને ગ્રંથપાલ બનવા દેવાની વિનંતિ છે. તે દરમિયાન હું કોણ છું તેની માહિતી કોઇને ન આપવી, એ જ માત્ર મારી નાનકડી શરત છે. આ અરસામાં જેટલું બને તેટલું ખર્ચ મને કરવા દેવાનું પણ મંજૂર રાખવું પડશે. "

ઘડીભર તો માની ન શકાય તેવી એ વાત હતી. કોઇ કવિ, રાજા પ્રસન્ન થતાં સાડાત્રણ દિવસની ગાદી માગ્યાની વાતો તેણે સાંભળી હતી, પણ રાજપદે વિરાજનાર કોઇએ આવું ભિખારીપદ માગ્યું ન હતું.

" હું રાજા ક્યાં છું ? પ્રજાનો એક અદનો સેવક છું. જે રીતે સેવા થઇ શકે તે કરવાનો મારો ધર્મ ગણાય. "

તો ય નવલરામને ગળે આ વાત નહોતી ઊતરતી. તેના મનમાં કલેક્ટરપદનું રાજાથી જરાય ઊતરતું સ્થાન ન હતું. તો પણ શ્રીકાંતની તીવ્ર ઇચ્છા જોઇ તેણે મન મનાવ્યું: " ગુપ્તવેશે રાજાઓ દિનચર્યા કે રાત્રિચર્યા કરી, પ્રજાના સુખદુઃખની સ્વયમેવ ભાળ કાઢતા. "

ભોજનને અંતે નવલરામે ગ્રંથપાલ અને બીજા નોકરોને બોલાવ્યા: " નારાયણ, આ મારા એક મિત્ર છે: કહો મોટા ભાઇ છે. દેશવિદેશનાં પુસ્તકાલયોનો તેમને વિશાળ અનુભવ છે. ત્રણ ચાર દિવસ તમને તેઓ મદદ કરશે. બહુ સમર્થ માણસ છે, મોટા લેખક છે, પૈસાદાર પણ છે. " ( અપૂર્ણ )

---

# ગ્રંથ

: ધનાશ્રી :

ગ્રંથ પરિગ્રહ પરમાણ, મનવા ગ્રંથ પરિગ્રહ પરમાણ. ( ધ્રુવ )
કારણ ? તારણ સપ્ત–સિન્ધુના, એકજ ગ્રંથ સુકાન. મનવા૦
ગ્રંથ સુકોમળ કર ઇશ્વરનો, જગ–અબ્ધિ નિર્વાણ. મનવા૦
ઓઘ–તિમિરાક્રાંત પ્રજાળક, ઇતર ન કો' એ સમાન. મનવા૦
જ્ઞાન વિમલ રસ–જ્યોત વિનાનો, માનવદેહ ન કામ. મનવા૦
રત્ન ચિન્તામણિ–જ્ઞાન નિરંતર, મળે ન અન્ય કો' ઠામ. મનવા૦
પ્રભકૃપાએ પર ઉપકારે, હરનિશ વહે અવિરામ. મનવા૦
જ્ઞાન–નિકુંજ હૃદે વિકસાવો, એજ જીવન રસલ્હાણ. મનવા૦
અજય અદ્વૈત–"ગ્રંથ", જ્ઞાનમંદિરનું, પરમ પુનિત સુખધામ. મનવા૦

" કમરીન " જોષી
પોરબંદર




૧. ઘરની વહુ—મૂળ લેખકઃ પ્રભાવતીદેવી સરસ્વતી, અનુવાદકઃ લાભુબહેન મહેતા; પ્રકાશકઃ લક્ષ્મીદાસ પુરુષોત્તમદાસ ગાંધી, ભારતી સાહિત્ય સંઘ, ત્રણ દરવાજા, અમદાવાદ; ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી; કાચું પૂઠું; પૃષ્ઠ ૧૯૮; મૂલ્ય રૂ. ૧-૪-૦; પાકું પૂઠું રૂ. ૧-૮-૦.

ભારતી પ્રકાશનનું આ ૮૭ મું પુસ્તક 'નવરચના'ના પાંચમા ભેટ પુસ્તક તરીકે પ્રસિદ્ધ થાય છે. એક સ્ત્રીલેખિકાએ એનો મૂળ બંગાળી પુસ્તકમાંથી અનુવાદ કર્યો છે. એમાં બંગાળી સમાજનો ચિતાર આપ્યો છે.

આમાં આવતાં રંજન, રમા, અતુલા, માયા એ પાત્રો ખાસ ખૂબીપૂર્વક આલેખાયાં છે. ધનિકોની તુમાખી કેવી હોય છે તે તથા સંજોગવશાત્ હૃદયપલટો થતાં તેનું બધું સ્વરૂપ તેમજ વિચાર પલટાઇ જાય છે તે, અંતકાળે અપાતા ઉપદેશથી સમજાય છે. પાશ્ચાત્ય દેશોમાં અહીંના યુવાનો કેવા વિલાસી થઇ જાય છે તે અતુલાના નાના ભાઇના દૃષ્ટાંતથી સિદ્ધ થાય છે. લગ્ન એ કરાર કે કંટ્રાક્ટ નથી, એ આ વાર્તા દ્વારા અતુલા પાસે પૂરવાર કરાવ્યું છે. એ સંબંધ અવિચ્છિન્ન છે અને છૂટાછેડા હિંદુ કોમ માટે યોગ્ય નથી, એ વાચકે ખાસ ધ્યાનપૂર્વક એમાંથી સમજવાનું છે. રમા અને અર્ચના એ આર્ય પત્નીઓને આદર્શરૂપ છે. રંજન અભણ પરંતુ સંસ્કારી માતાને હાથે કેળવાયેલો પુરુષ છે. સ્વરૂપવાન, સુદૃઢ, ખડતલ અને સેવાભાવી છે. ગમે તેવાં સંકટો કે અડચણો સામે બરાબર બાથ ભીડે છે અને સમાજની દુષ્ટ રીતિઓને જરા પણ મચક આપતો નથી.

કાગળ, વાર્તાનું વસ્તુ, રૂપરંગ ઠીક છે. વાર્તા તરીકે ઉપદેશાત્મક તથા આનંદદાયક છે.

૨. ઉછળતાં-પૂરઃ—કર્તા તથા પ્રકાશકઃ અંબાશંકર નાગરદાસ પંડ્યા, કોળિયાક, ભાવનગર; ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી કદ; કાચું પૂઠું, પૃષ્ઠ ૧૨+૧૬૭; મૂલ્ય રૂ. ૧-૦-૦, પાકું પૂઠું રૂ. ૧-૮-૦.

આ નવલિકામાં કર્તાએ વરને ધૂંજે રૂપીઆ આપવાના રિવાજ પર સખ્ત પ્રહાર કર્યો છે. કન્યા આપવા ઉપરાંત વરને કન્યાના પિતાની આર્થિક સ્થિતિ પરત્વે રોકડ તેમ જ બીજો અવેજ આપવાની પ્રથાથી તેનાં સારાં માઠાં કેવાં પરિણામ આવે છે તે જોવા વિચારવાનું એમને મળેલું. નોકરી અંગે દશબાર વર્ષ કોઇ રજવાડામાં રહેલા ત્યાં આ પ્રસંગ એમની ધ્યાનમાં આવ્યો અને એમણે કથાધારા રૂપે કકડે કકડે 'ગુજરાતી' સાપ્તાહિકમાં પ્રસિદ્ધ કરાવેલી તે હવે પુસ્તકરૂપે એમણે જ પ્રસિદ્ધ કરી છે. પોતાનાં કુટુંબમાં વડિલોને ધૂંજના રૂપીઆ આપવા સંબંધમાં પડેલી અડચણોને લીધે, ઇન્દુ એ પ્રથા જ્ઞાતિમાંથી દૂર કરવાનું બીડું ઝડપે છે અને જ્ઞાતિ તેને એ માટે જ્ઞાતિબહાર મૂકવા તૈયાર થઇ સભા ભરે છે. તે સભામાં અચાનક પલટો થઇ ઇંદુ એ સભામાં એ પ્રથા વિરુદ્ધ દાખલા દલીલ સાથે વિવેચન

કરી યુવકયુવતીનું જબ્બર આકર્ષણ કરે છે અને જ્ઞાતિલાઓ છાનામાના સભામાંથી ચાલી જતાં નવયુવકો અને યુવતીઓ એ પ્રથા પર પ્રહાર કરે છે અને બધાં એ પ્રથા નાબુદ કરવા કમર કસી પ્રતિજ્ઞા કરે છે. એ પ્રથાને લીધે કેટલાં કુટુંબો દુઃખી થાય છે તેમ જ માતાપિતાને પુત્રીઓને પરણાવતાં કેટલું સંકટ સહન કરવું પડે છે અને વિમાસણો ભોગવવી પડે છે તે રમણિકલાલ તથા કેશવલાલ અને તેમની પત્નીઓ દ્વારા લેખકે બહુ સુંદર રીતે સમજાવ્યું છે. સરજુ ફુઇ અને પ્રભુદાસ કાકા જેવાં પાત્રો દ્વારા જૂનવાણી લોકો આ નવા પ્રવાહ સામે કેવા મોરચા માંડે છે અને કેટલી ટક્કરો ઝીલે છે તેમજ કાવાદાવા કરી મુંઝાયલાં માબાપોને કુમળી કન્યાઓ બીજવરને પૈસાની લાલચે પરણાવવા કેવાં ઉશ્કેરે છે તે પણ સરસ બતાવ્યું છે. કિશોરીના પાત્ર દ્વારા પુરુષ ઉપર મોહી પડી આ જૂનવાણી પ્રથા સામે નવયુવતીઓ આધુનિક સમયમાં કેવું માથું ઉંચકે છે અને સહેજ મદદ તેમ જ અનુકૂળતા મળતાં પોતાનું ધાર્યું કેવી સફળતાથી ભેળવી લે છે તે પણ બહુ સ્પષ્ટ કર્યું છે. ચાલુ જમાનામાં પણ આવા કુરિવાજો ઘણી જ્ઞાતિઓમાં મોજૂદ છે અને તેથી કન્યાના માબાપની કેવી કફોડી સ્થિતિ થાય છે તે સુવિદિત છે જ. કુંવારી કન્યાઓ કાં તો બીજવરો વરે છે અથવા તો આપઘાત પણ કરે છે. વિધુર નવનીતલાલને એની સરજુફોઇ ગત સ્ત્રીનું વિસ્મરણ કરાવી કુંવારી કન્યા સાથે પરણાવવા કેવા કાવાદાવા કરે છે અને તેનું ભલું કરવાના દંભને કેટલી હદે લઇ જાય છે તે નવનીતરાયના વિધુર સંસારના ચિત્રથી બરાબર બતાવ્યું છે. જ્ઞાતિઓના કુરિવાજો સામે આવો પ્રચાર કરવાની ખાસ જરૂર છે. એથી જ્ઞાતિજનો એવા દુષ્ટ રિવાજો પ્રત્યક્ષ જોઇ વાંચી તેની સામે થવા પ્રેરાય છે.

**૩. જીવો દાંડ**—લેખકઃ પનાલાલ પટેલ, પ્રકાશકઃ 'ગતિ અને રેખા' કાર્યાલય પિપલ્સ બેંક બિલ્ડિંગ, અમદાવાદ; ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૧૫૪; કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય રૂ. ૦—૧૨—૦

'ગતિ' ગ્રંથમાળાના ૨ જા વર્ષનું આ ચોથું પુસ્તક છે. એમાં ૧. 'ધુમાડો' ૨. '**કકદો**' અને ૩. '**જીવો દાંડ**' એમ જીવનની જુદી જુદી દિશા ઉપર પ્રકાશ પાડતી ત્રણ ટૂંકી વાર્તાઓનો સમાવેશ થએલો છે. 'ધુમાડા'માં યુવકો સ્ત્રીઓ તરફ કેવા મોહથી આકર્ષાય છે અને પોતાના કાર્યમાં પણ તેમનું જ પ્રતિબિંબ જોઇ માત્ર હસતી નજરનો કેવો ખોટો ખ્યાલ બાંધી તેમાં જ રચ્યા પચ્યા રહે છે અને ભાનભૂલા થઇ મિત્રો વગેરે આગળ કેવા હાસ્યાસ્પદ બને છે અને આખરે પોતાની આશા કેવી ધૂળ મળે છે તે ખૂબીથી વર્ણવ્યું છે. કુંજની દશા જોવા જેવી થાય છે. ધીરૂ એને બનાવે છે. અને કુંજ તેને છેતરી સુતલાના જ વિચારમાં સમય મળે તેની વાટ જોતો ઊભો રહે છે અને આખરે તે પરણી રહી છે એ જોતાં નિરાશ થઇ ચાલ્યો જાય છે.

બીજી વાર્તા '**કકદા**'માં ધનિક લોકો વરને ખરીદી ઘરજમાઇ બનાવી તેના તરફ કેવા બેદરકાર રહે છે અને સ્ત્રી ધણી તરફ કેવી અતડી અને મગરૂર રહે છે તે દિનું અને મીનાક્ષીનાં પાત્રો દ્વારા કર્તાએ સમજાવ્યું છે. મથુરદાસ મામા જેવા જૂનવાણી વડિલો ગમે તે પ્રયત્ને યુવકોને ભોળવી સામા ગરજવાન ધનિક પાસેથી કેવી રીતે વિશેષ લાભ અપાવવો એ જ ભાંગરેડનો ધંધો કરતા દર્શાવ્યા છે. શરૂઆતમાં દિનુની સ્થિતિ જોઇ આપણને એની દયા આવે છે. પરંતુ મામાના અવલોકન પછી અને તેમની શિખામણ પ્રમાણે ચાલવાથી

દીનુની સ્થિતિ કેવી પલટાઇ જાય છે અને મીનાક્ષી કેવી સરળ અને પતિભક્તિપરાયણુ થાય છે અને પોતાનો વિલાસી અને હરફરનો સ્વભાવ છોડી કેવી ઘરરખુ અને પતિની મરજી સાચવનારી થાય છે તે આમાં બહુ સરસ રીતે દર્શાવ્યું છે.

"જીવો દાંડ'માં ગામડામાં પટેલ, તલાટીઓ વગેરે સરકારી અમલદારો સરકારી ધારા માટે કેવો ત્રાસ વર્તાવે છે તથા ગામના સત્તાધીશો ગરીબ લોકો ઉપર કેવો હુકમ ભોગવી તેમને ત્રાસ આપી મફત કામ કઢાવી લે છે અને વાણીઆઓ મોંમાગ્યાં વ્યાજ લઇ લુચ્ચાઈ કરી તેમનું સર્વસ્વ કેવી રીતે હજમ કરી જાય છે તેથી છેવટે જીવો દાંડ જીવ પર આવી મતાદારના ઘરને આગ લગાડતાં, પટેલ મતાદાર કેવા નરમ ઘેંસ જેવા બની તેની ખુશામત કરતા થઈ જાય છે અને જીવનના ભયથી ઢોર જેવા નિર્દય આદમીઓ છોકરાં પરણાવવાના તેમ જ અન્ય ખર્ચના પ્રસંગોએ જુલમ કરી ગરીબ રૈયત પાસે કેવી રીતે દમીને પૈસા કઢાવે છે તે તથા જીવાની બેરીકરાઇ ને તેના ત્રાસથી પોતાનું કામ પડતું મૂકી માંદગીનું બહાનું કાઢી કેવા પલાયન કરી જાય છે તે વર્ણવ્યું છે.

ત્રણે વાતો ઉપદેશાત્મક અને મનનીય છે; ગામલોકોની કફોડી સ્થિતિનો બરાબર ખ્યાલ આપે છે; અને સેવાભાવી તેમ જ દયાળુ વ્યક્તિઓ દ્વારા આ સ્થિતિ સામે મોરચા માંડવા પ્રેરે એવી છે. લોકો રસપૂર્વક વાંચશે અને મનન કરશે જ. પોતાની ખરી સ્થિતિનું ભાન એ રીતે મેળવશે અને બનતા લગી એનાથી ચેતતા રહેશે.

કાગળ, બાંધણી, છપાઇ પસંદ કરવા લાયક નથી. આ વસ્તુ તરફ લક્ષ આપતાં મૂલ્ય કાંઇક વિશેષ કહેવાય.

૪. **વસુંધરા**—લેખકઃ શ્રી. મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ; પ્રકાશકઃ શ્રી. રામચંદ્ર અણુપતરામ ભટ્ટ, માલિક અને તંત્રી 'ભારત', રાવપુરા, વડોદરા, ૧૯૪૦; ક્રાઉન ૧૬ પેજી કદ; ત્રિરંગી સચિત્ર કાચું પૂઠું; પૃષ્ઠ ૧૮૪; મૂલ્ય રૂ. ૨–૦–૦.

'ભારત' સાપ્તાહિક પત્રની ૧૯૪૦ ની ભેટના પુસ્તક તરીકે આ સામાજિક નવલકથા પ્રસિદ્ધ થઇ છે. ભાઇ મૂળજીભાઇ જાણીતા રાસકવિ છે. એમને રાસ લખવાનો બહુ શોખ છે. એમણે રાસનાં પુસ્તકો લખ્યાં છે. જીવનની ત્રુટિઓ તથા ખાડા ખાબોચી-આનો નિર્દેશ કરતી આ વાર્તા ઉપદેશાત્મક છે. સ્વચ્છંદ જીવનની કેવી હાડમારીઓ તેમ જ વિપત્તિઓનો પરિચય થાય છે તે રમાકાન્ત, ત્રિલોચન, સોહિણી અને રોહિણીનાં પાત્રો દ્વારા અંત્રે જણાવ્યું છે. વસુન્ધરાના પાત્ર દ્વારા સંયમી નારી સત્યને પંથે ચાલી ગમે એવી મુશ્કેલી સામે બાથ ભીડી પોતાનો ટેક કેવી રીતે રાખે છે અને પુત્રને આખરે કેવે શુભ માર્ગે વાળી શકે છે તેમ જ છેવટે પતિને પાછો મેળવી સેવાવૃત્તિ દ્વારા બાળકોમાં કેવા સંસ્કારો આપે છે તે બહુ સ્પષ્ટ રીતે સમજાય છે. દુઃખનો માર્યો ત્રિલોચન પ્રતિકૂળ સંજોગોને લીધે તેમ જ મિત્રના દ્વેષથી કેવો બેહાલ બને છે છતાં પૂર્વસંસ્કારોનો ઉદય થતાં ખરાબ સોબતમાં પણ કેવો ઉપકારી થઇ શકે છે વગેરે ઠીક વર્ણવ્યું છે. પૈસાપાત્ર સ્વેચ્છાચારી પુરુષો સંયમ નહિ પાળી શકતાં કેવું અધમ જીવન જીવે છે અને પોતાનું તથા પોતાના કુટુંબનું કેવું અનિષ્ટ કરે છે તે રમાકાન્તના પાત્ર દ્વારા બતાવ્યું છે. વિલાસી સોહિણી પણ સ્વચ્છંદથી વર્તી આખરે પુત્રી મારફત કેટલું દુઃખ ખમે છે તથા પોતાનું દ્રવ્ય શુભ કાર્યમાં

પોતાનાં ઉમદા દિલ પૂરવાર કરે છે. જયન્ત સરલા તથ તેનાં બે છોકરાંને પોતાની પાસે રાખી તેની બરદાસ્ત કરે છે. અને આખરે સંપતરાયની મિલકતનો ભોગવટો કરતાં દેશસેવા કરવાનું ચૂકતો નથી.

પુસ્તકનું વસ્તુ ઉમદા છે, વિચારો ઉદાત્ત છે. દેશદાઝથી સેવા કરવા પ્રેરાય છે અને ઉન્નતિના ઉપાયો દર્શાવે છે. પૈસા પાછળ લોકો કેવા ખુવાર થાય છે અને પૈસા માટે કેવા કાવાદાવા તથા કાળાંધોળાં કરવા પ્રેરાય છે તે બહુ સરસ રીતે એઓ સમજાવી શકયા છે.

નાટિકા છતાં પુસ્તક બોધક, અભ્યાસપૂર્ણ અને દેશદાઝથી ભરેલું છે.

**૭. ધર્મ અને સમાજ પુ. ૨ જું**—કર્તાઃ નીલકંઠ, રમણભાઇ મહીપતરામ; પ્રકાશકઃ ગુજરાત વર્ના. સોસાઇટી, ભદ્ર, અમદાવાદ; ૧૯૩૫; ક્રાઉન ૧૬ પેજી કદ; પાકું પૂઠું; પૃષ્ઠ ૮+૩૬૫; મૂલ્ય રૂ. ૧–૦–૦.

સ્વ. સર રમણભાઇ સ્મારક ગ્રંથમાળાના આ ૪ થા પુસ્તકમાં સર રમણભાઇએ, અમદાવાદ પ્રાર્થના સમાજ, સંસાર સુધારા સમાજમાં આપેલાં ભાષણો, લેખો તેમ જ સંસાર સુધારા પરિષદો, આર્યન બ્રધરહુડ કોન્ફરન્સ વગેરેના અહેવાલો તથા ભાષણો આપ્યાં છે. મોટે ભાગે એમનાં પોતાનાં જ ભાષણો અને લેખો છે. દરેક લેખ તથા ભાષણની નીચે તે ક્યારે અને કયાં આપવામાં આવ્યું છે તે જણાવ્યું છે. સર રમણભાઈ પ્રાર્થના સમાજ, બ્રહ્મોસમાજ, સંસાર સુધારા સમાજ, વિધવાશ્રમ વગેરે કાર્યોમાં અગ્રભાગ ભજવતા હતા. ધાર્મિક ભાષણો અને લેખોમાં ૧૫ લેખો છે અને સામાજિક લેખોમાં ૮ લેખો છે. 'જગત્માંનું નીતિમય શાસન' એક બે ઠેકાણે એટલે પાનાં ૭–૪૧ અને પાનાં ૨૭૧–૨૭૧ ઉપર બેવડાયો છે 'પત્નીપ્રેમ અને પરલોક,' ઇશ્વરનું કવિત્વ, મનુષ્યની દિવ્યતા, સંકટ સમયે ઇશ્વરધામનું દર્શન, ઉચ્ચ સંકલ્પોની સત્યતા, ઇશ્વરેચ્છા, બ્રાહ્મ સમાજનો ઉદ્દેશ અને પદ્ધતિ, કર્તવ્યની પદવી, સત્યનું આયુષ્ય, અનુભવરૂપ ધર્મ વગેરે લેખો ખાસ વાંચવા તથા મનન કરવા યોગ્ય છે. એના ઉપરથી દરેક વ્યક્તિને પોતાનો ધર્મ નકકી કરવામાં સરળતા થશે. જો કે આમાં તો સાર્વત્રિક ધર્મનું નિરૂપણ કરવામાં પ્રાર્થના સમાજના સિદ્ધાન્તોનું પ્રતિપાદન થયું છે, પરંતુ વિચારવા લાયક તો બધાને છે જ. માર્ગદર્શક પણ થઇ પડશે.

**૮. શ્યામલીઃ**—નિરૂપમાદેવીકૃત–અનુવાદકઃ ભોગીલાલ ગાંધી, પ્રકાશકઃ નંદલાલ મોહનલાલ ઠક્કર, એન. એમ. ઠક્કરની કુંપની મુંબઇ નં. ૨; ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી કદ; સુંદર સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું: પૃષ્ઠ ૨૭૯; મૂલ્ય રૂ. ૩–૦–૦.

નિરૂપમાદેવી કૃત બંગાલી નવલકથાનો આ અનુવાદ પ્રસિદ્ધ થાય છે. એ બંગાલી લેખિકાનાં અન્ય પુસ્તકો ગુજરાતી ભાષામાં આ પહેલાં પ્રસિદ્ધ થએલાં છે એટલે એની તરફ ગુજરાતી વાચકોનો પ્રેમ છે. એ સિદ્ધ થાય છે. પુસ્તકનું વસ્તુ ઉચ્ચ આશયવાળું હોઇને મુખ્ય પાત્ર મૂક અને બધીર છે.

આ પુસ્તકમાં કુદરતનું વર્ણન, મેઘ સમયનું આકાશનું તેમ જ નદીતીરનું દશ્ય વગેરે ઘણું સરસ છે. મૂંગા અને બહેરા માણસો પણ કુદરત તરફ આપણી માફક ખેંચાય છે અને એકતાન થઇ શકે છે, એ શ્યામલીના પાત્ર દ્વારા અહીં બતાવ્યું છે. અનિલનું પાત્ર

કર્તવ્યપરાયણ, ઈશ્વર પર અચળ શ્રદ્ધા રાખનાર તેમ જ આવી પડેલું નિભાવી લેવા તથા પોતાની ફરજ પૂરેપુરી બજાવવા કેવાં સંકટો સામે ઝઝૂમે છે તે બહુ રસપ્રદ અને આનંદદાયક છે. એના તરફ આપણી માનલાગણી પ્રેરાય છે.

પુસ્તકની છપાઈ, બાંધણી, કાગળ, ભાષા વગેરે સુંદર છે. લોકો ને ખૂબ જ ગમશે. ઉત્તેજન પણ મળશે જ. અપંગ તરફની આપણી જવાબદારી અને ફરજનું ભાન કરાવે એવું આ પુસ્તક છે.

મિત્ર કેવા હોય, પ્રેમ એ શી વસ્તુ છે તેમ જ ફરજ કેવી હોય વગેરે શિશિર, રેવા વગેરે પાત્રો દ્વારા બહુ સરસ રીતે પ્રતિપાદન કર્યું છે.

૯. **માધવી**—ભાષાન્તરકર્તા: મંગલમ્; પ્રકાશક: જે. એન. પટેલ, નિરંજન કાર્યાલય, સૈયદપુરા, સુરત; ૧૯૪૧; કદ ઉપર પ્રમાણે; રંગીન ચિત્રવાળા આચ્છાદન સહિત પાકું પૂઠું; પૃષ્ઠ ૧૨૦; મૂલ્ય રૂ. ૧-૪-૦.

કવિવર રવીન્દ્રનાથ ટાગોરની મૂળ બંગાળી વાર્તાઓનું આ ભાષાન્તર ભાઈ મંગલમ્ પાસે કરાવી સુરત સૈયદપુરાના નિરંજન કાર્યાલય તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. એમાં પાંચ સામાજિક ટૂંકી વાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. વાતો બંગાળી સમાજને લગતી છે એ ખરું, પરંતુ એ સ્થિતિ ગુજરાતમાં પણ છે જ. '**માધવી**'માં એક પત્ની છતાં તેના મંદવાડમાં દાક્તરની જ છોકરી જોડે પ્રેમમાં પડવાનો પ્રસંગ રજનીકાન્ત જાગીરદારને મુખે કર્તા કહેવડાવે છે. પત્નીનું આખરે અવસાન થાય છે, પરંતુ મનોરમાને દેખીને એ ચમકે છે. માનવીની ચંચળતાનો આ નમૂનો. '**શ્યામા**'માં એક ઘોડા વેચવા આવેલો સોદાગર નિર્જન ખંડિત શિવાલયમાં ઊતરેલો છે. રસ્તામાં લૂંટારાઓએ એને લૂંટી લીધો છે. એ અરસામાં રાજખજાનામાં ચોરી થાય છે અને દૈવવશાત્ કિશોર સોદાગરના ઉપર ચોરીનો આરોપ મૂકી રક્ષકો એને પકડી જાય છે. શ્યામા પોતાના મકાનના ઝરૂખામાંથી જોઈ કિશોરની નિર્દોષતા એને જણાતાં એને છોડાવવા તજવીજ કરે છે અને આખરે લાંચ આપી છોડાવી લઈ નાવમાં બેસી નાસી જાય છે. કિશોર એનો છુટકારો કેવી રીતે થયો તે જાણી એને તિરસ્કારે છે અને આખરે બન્ને નાસી છૂટે છે. અને છેવટે શ્યામા જંગલમાં નાસી જાય છે. એ દશ્ય કરુણ છે. '**પ્રભા**'માં પુત્રી પિતાના પૈસાને લોભે પોતાનાં ચારિત્ર્યને કલંક લગાડતાં અટકાવે છે. આમાં લેખકો પૈસા માટે વર્તમાનપત્ર દ્વારા કેવી ગાળાગાળી કરે છે તે દર્શાવ્યું છે. '**નલિની**' એ પુસ્તકની મોટામાં મોટી વાર્તા છે. એમાં આધ્યાત્મિક ઉન્નતિ સાધવા માટે સંન્યાસ લેનારા સંન્યાસ ગ્રહણ કર્યા પછી પણ શિષ્યોની મિલકત સ્વીકારે છે અને તેને પૈસે તાગડધિન્ના બીજા ભક્તોને કરાવે છે. શિષ્યની પત્નીને પોતાની ભક્ત બનાવવા અનેક રીતે લલચાવે છે.

આ વાર્તાઓ ઉપરથી કવિવરની અવલોકનશક્તિ, સૂક્ષ્મ દષ્ટિ તથા આલેખનકળાનો આપણને પરિચય થાય છે. પુસ્તકાલયોના વાચકોને આમાંથી બંગાળાની સમાજવ્યવસ્થા સંબંધી માહિતી જરૂર મળશે. અને તેમાંથી ઘણું જાણવા, જોવા તથા સમજી યોગ્ય સુધારા પોતાના સમાજમાં કરવાની પ્રેરણા મળશે.

ના. ચં. દીવાનજી

**૧૦. વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી પહેલી: પુ. ૧ થી ૨૦:**—લેખકો: ધીરજલાલ ટો. શાહ, પુષ્પ ૧, ૨, ૩, ૪, ૫, ૭, ૧૦, ૧૧, ૧૩, ૧૪. રમણલાલ નાનાલાલ શાહ, પુષ્પ ૬, ૯; ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ પુ. ૧૨; બાલાભાઈ વીરચંદ દેસાઈ પુ. ૧૫, ૨૦; મનુભાઈ જોધાણી પુ. ૧૬, રમણલાલ પી. સોની; પુ. ૮, ૧૭, ૧૮, ૧૯. પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ, કિં. પુ. ૨૦ ૦–૩–૦, પુ. ૧, ૩, ૯, ૧૪, ૧૯ પ્રત્યેકની કિં. ૦–૮–૦. આખી શ્રેણી સચિત્ર કિં. ૨–૦–૦.

નવીન સંસ્કરણ પામેલી આ વિદ્યાર્થી વાચનમાળાની પ્રથમ શ્રેણીમાં (૧) શ્રી રામ, (૨) શ્રી કૃષ્ણ, (૩) ભગવાન બુદ્ધ. (૪) ભગવાન મહાવીર, (૫) વીર હનુમાન, (૬) ભડવીર ભીષ્મ, (૭) સતી દમયંતી. (૮) કચ દેવયાની, (૯) સમ્રાટ અશોક, (૧૦) ચક્રવર્તી ચંદ્રગુપ્ત, (૧૧) રાજા ભર્તૃહરિ, (૧૨) સંત તુકારામ, (૧૩) ભક્ત સૂરદાસ, (૧૪) નરસિંહ મહેતા, (૧૫) મીરાંબાઈ, (૧૬) શ્રી સહજાનંદ સ્વામી, (૧૭) શ્રી દયાનંદ સરસ્વતી, (૧૮) લોકમાન્ય તિલક, (૧૯) મહાત્મા ગાંધી, (૨૦) શ્રી રવીન્દ્રનાથ ઠાકુર—એ પુસ્તિકાઓ છે. પ્રકાશન સંસ્થાએ એક જ પ્રકારનાં પૂઠાં છાપી સંસ્કરણ પાછળ નજીવો ખર્ચ કરી સંતોષ માન્યો છે.

આવી ચરિત્રમાળાની ભાષા સામાન્ય કોટીની–ગામડીઆ સમજી શકે તેવી સરળ હોવી જોઈએ. ખરો સુધારો તો કેટલાક હકીકતથી લદાયલા લેખનમાં કરવો ઘટે છે.

પુસ્તકાલયોએ સવડે જીવનચરિત્રોના સાહિત્યમાં ઉમેરણ કરવાનું હોય ત્યારે આ માળાને યાદ કરવી ઘટે.

**૧૧. પન્નાકુમારી**—લેખકો: માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક, કુ. જ્યોત્સ્ના મોતીલાલ ઠાકોર બી. એ. સંપાદક: રમણલાલ નાનાલાલ શાહ; પ્રકાશક: બાલજીવન કાર્યાલય, વડોદરા. પૃ. ૬૬, પૂઠું જાડા કાગળનું, મૂલ્ય ૦–૬–૦

બાલજીવન કિશોર સાહિત્યમાળા પુ. ૨ તરીકે આ પુસ્તક બહાર પડયું છે. એમાં બે બાલનાટકો સંગ્રહાયાં છે.

કિશોર સાહિત્યને નામે બાલનાટકો શા માટે અપાવાં જોઈએ? કિશોરમાળાને સાનુકૂળ થઈ પડે તેવું પુષ્કળ સાહિત્ય આપણે ત્યાં છે.

ભારતના કિશોરો ક્યાં સુધી બાલસાહિત્યના પોચા ખોરાકથી પોષણ મેળવશે?

(૧) આમાં પન્નાકુમારી અને મનરંજના આ બે બાલનાટકો છે. પન્ના અને દુર્વાસા શાપની સામાન્ય તથા નાટકીય ઢબે લખાઈ છે.

બંને નાટકો રંગભૂમિ ઉપર કેવાં લાગશે તે તો અનુભવે સમજાય. વાંચવા ખાતર બંને નાટકો ઠીક છે.

**૧૨. બાવલાનાં પરાક્રમો**—લેખિકા: હંસાબહેન મહેતા. પ્રકાશક: શિષ્ટ સાહિત્ય કાર્યાલય, વિજયાવાડી મોટા આંકડીઆ ( કાઠિયાવાડ ). પૃ. ૧૩૧, પૂઠું પાકું, મૂલ્ય ૧–૯–૦, આવૃત્તિ ત્રીજી.

સુપ્રસિદ્ધ ઇટાલિયન વાર્તા ' પીનોકીઓનાં પરાક્રમો 'નો સુંદર અનુવાદ લેખિકા બહેને કર્યો છે. બાળકોને તે ખૂબ ગમ્યો છે. પુસ્તકનું છાપકામ રૂપરંગ સૌ પહેલી નજરે જ ગમી જાય તેવાં છે.

શામળ સુતારે ઘડેલો ઢીંગલો-ખાવલો ચોરો સાથે કુટાતો કુટાતો પરીને ત્યાં પહોંચે છે. ત્યાંથી કેદમાં પુરાતાં નિરાશાભર્યા દહાડા ગુજારતો ગર્દભ અને મગરમચ્છના પેટમાં પહોંચે છે. આખરે કેટલીય મુશ્કેલીઓ પછી બાવલો એના પિતાને મળે છે, ખૂબ આનંદ થાય છે. વગેરે હકીકત વાંચો ત્યારે જ ખ્યાલ આવે.

અમે હંસાબહેનને બાલસાહિત્યનાં ઢગલાબંધ પુસ્તકોનું લેખનકાર્ય કરવાની ભલામણ કરીએ છીએ.

**૧૩. અભયકુમારની કથાઓઃ ભાગ ૨ જો**—લેખક-પ્રકાશક : વિ. હ. અભયકુમાર, મારકર બિલ્ડિંગ, ચોથે માળે, ખેતવાડી ૧૧ મી ગલી, મુંબાઈ નં. ૪: પૃ. ૯૫, પૂઠું જાડા કાગળનું, મૂલ્ય ૦–૧૦–૦.

આમાં કુલ ૨૪ વાર્તાઓ છે. ગોરા સાહેબનો નોકર, ગંડેરી, મેમ સા'બ, મરઘાંની ફૂલીબાઈ, મોરસચોર વાંચવી ગમે તેવી હોઈ મજાની છે.

લેખકે વસ્તુગૂંથણી અને વાર્તામેળ પાછળ ઠીક પ્રયાસ કર્યો છે.

શહેરનાં બાળકોને કેટલીક વાતો ખૂબ ગમશે, જ્યારે ગામડાનાં બાળકોને મોટેરાંની મદદ લેવી પડશે. એકંદરે કથાઓ ખરીદવા જેવી ખરી.

'દ્રષ્ટા'

**૧૪. "તમારાં નામ તથા તેના અક્ષરોનું કિસ્મત"**—કર્તા અને પ્રકાશકઃ રા. કેશીભાઈ ૬. મહેતા, વડોદરા. પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨

નવ ગ્રહોનો ૧ થી ૯ અંક સાથે સંબંધ કલ્પી રચાયેલું, આ અંકશાસ્ત્ર હાલ અંગ્રેજી પુસ્તકો દ્વારા આપણને ઉપલબ્ધ થયું છે. પરંતુ પાશ્ચાત્ય ગ્રંથોની માત્ર નકલજ ન કરતાં, આપણા સમાજને ઉપયોગી થાય તેવી રીતે, ઘણા અભ્યાસ અને અનુભવને અંતે આ પુસ્તક લખાયું છે.

ગુજરાતી ભાષામાં આ વિષયનું કોઈ પુસ્તક જોવામાં નથી, જેથી લેખકે આડંબર રહિત સરળ અને દરેકને સમજાય તેવી ગુજરાતી ભાષામાં, ઉદાહરણોસહ આ પુસ્તક બહાર પાડ્યું છે.

પુસ્તકમાં નામના દરેક અક્ષરનો નવ નવ વર્ષનો દશાકાલ કલ્પી ઉદાહરણ સાથે સમજાવવા કરેલો પ્રયાસ સ્તુત્ય છે.

માત્ર ચાલુ નામ ઉપરથી જ પોતાનું સ્થૂલ ભવિષ્ય દરેક માણસ જાણી શકે છે, એવી યોજના આ પુસ્તકની વિશેષતા છે. સ્વભાવ, ગુણદોષ, મહત્ત્વનાં વર્ષો, રોગો અને તેના ઉપાયો, રંગોની પસંદગી વગેરે ઘણા ઉપયોગી વિષયો ઉપર પ્રકાશ પાડતું આ પુસ્તક વિદ્વાન તેમ જ સામાન્ય જનસમાજને પણ ઉપયોગી થઈ પડે તેવું છે.

**જેઠાલાલ રેવાશંકર જોશી.**
જ્યોતિષ અધ્યાપક, શ્રી રા. સં. મહાવિદ્યાલય, વડોદરા.

**૧૫. સંગીત પાઠાવલિ**—લેખકઃ ત્રિપુરાશંકર રામશંકર ત્રિપાઠી; સંગીત શિક્ષક–અમદાવાદ મ્યુનિસિપાલિટી, અમદાવાદ. સાદું પૂઠું, મૂલ્ય રૂા. ૦–૧૨–૦.

આ "સંગીત પાઠાવલિ" ભા. ૧માં લેખકે એમની લઘુ વયમાં શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે રાગનાં સ્વરૂપો, લક્ષણગીતોની સ્વકૃત કૃતિ, તેમ જ રાગનાં નોટેશનો સુવ્યવસ્થિત તાલમાં યોજ્યાં છે.

આ પાઠાવલિ શરૂઆતના વિદ્યાર્થીઓને સંગીત શીખવામાં વધારે અનુકૂળ થઇ પડે તેવી છે. આમાં શાસ્ત્રીય માહિતી, તાલબદ્ધ અલંકારો તથા સ્વરજ્ઞાન માટે સ્વરના પાઠ તાલબદ્ધ યોજ્યા છે, તેમ જ સરળ ભાષામાં નોટેશન કાવ્યના ભાવ સાથે, કેટલાક પ્રભુની પ્રાર્થનારૂપે ભાવનામય રચ્યા છે, જેથી ભાવમય સંગીતનો પણ એમાં સમાવેશ છે.

ટૂંકમાં, લેખકે, શાસ્ત્રીય માહિતીનાં ગીતો સાથે સાથે કેટલાંક લોકપ્રિય ગીતો, તેમ જ ગરબા ગોઠવ્યા છે, જેથી વર્નાક્યુલર ફાઇનલના અભ્યાસક્રમમાં પણ ઉપયોગી થઇ પડશે.

**૧૬. સોરઠ તારાં વહેતાં પાણી**—લેખકઃ ઝવેરચંદ કા. મેઘાણી; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય; બીજી આવૃત્તિ ૧૯૪૧; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૩૮૨; પાકું પૂઠું; કિં. રૂ. ૨-૮-૦.

ચાર વર્ષે ફરી આ પુસ્તકની બીજી આવૃત્તિ બહાર પડી છે, એ એની લોકપ્રિયતાની એક સાબિતી જ ગણાય.

સોરઠના મધ્યયુગી જમાનાના વહેણને સહજ સ્પર્શી અર્વાચીન યુગના વહેણમાં વાચકને કુદાવી લઇ જતું આ વાર્તા-પુસ્તકનું વસ્તુગૂંથન સાચા સોરઠનું દર્શન કરાવે છે. સોરઠની નેકટેક તેમ જ અમલદારશાહીના તોરનો ખ્યાલ આ પુસ્તકના આરંભનાં પૃષ્ઠોમાં મળે છે. વચલો ભાગ અર્વાચીન ન્યાયપદ્ધતિની જંજીરમાં જકડાતા જતા સોરઠી જીવનનો ખ્યાલ આપે છે, ત્યારે છેવટનાં પૃષ્ઠોમાં રજૂ થયેલી બીનાઓ વાંચતાં આ જ લેખકના 'સત્યની શોધ' નામનું પુસ્તક સાંભરી આવે છે. પાત્રાલેખન સુંદર છે. પિનાકિનના મુખ્ય પાત્ર ઉપરાંત સુરેન્દ્રદેવ, બંદુકધારી શેઠ અને રુપારણનાં પાત્રો પણ વાચકનાં વખાણ માગી લે તેવાં છે. વહેતી વાણીમાં લખાયલું આ પુસ્તક વહેતા સોરઠી સમાજના અભ્યાસીને અનેક રીતે ઉપયોગી થઇ પડે એવું હોઇ વાર્તાશોખીનો એકી બેઠકે પૂરું કરીને જ હેઠે મૂકે એવી રસિક છતાં પિતાપુત્રી સાથે બેસી વાંચી શકે એવી નિર્દોષ સામગ્રી ધરાવે છે. પુસ્તકાલયો ખુશીથી વસાવી શકે.

**૧૭. રંભા**—લેખકઃ જેઠાલાલ નારાયણ ત્રિવેદી; પ્રકાશકઃ મનુભાઇ એલ. જોધાણી; સોલ એજન્ટસ, ગૂ. ગ્રં. ર. કાર્યાલય, અમદાવાદ; પહેલી આવૃત્તિ ૧૯૪૧; સોળપેજી ક્રાઉન પૃ. ૧૫૦; પાકું પૂઠું; કિં. રૂ. ૧-૪-૦.

'પ્રણય ખાતર બલિદાન'નો ઉચ્ચ આદર્શ રજૂ કરતી આ નાનકડી નવલકથા વાર્તારસિકોનો ચાહ મેળવશે. વસ્તુગુંથન અને પાત્રવિધાન સરસ છે. વાર્તાના વણાટમાં હિંદના ઉદ્ધાર માટે હિંસા વિરુદ્ધ અહિંસાની સરસાઇ પણ લેખકે ઠીક સિદ્ધ કરી દેખાડી છે. 'રંભા' એ વાર્તાની નાયિકા હોઇ તેના નામ પરથી પુસ્તકનું નામ રખાયું છે.

**૧૮. ત્રિનેત્ર**—લેખકઃ મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ; પ્રકાશકઃ ચિમનલાલ મગનલાલ ડૉક્ટર, વડોદરા; પ્રથમ આવૃત્તિ સન ૧૯૪૧; ક્રાઉન સોળપેજી પૃ. ૨૫૨; કાચું પૂઠું; કિં. રૂ. ૧-૦-૦, પાકું પૂઠું રૂ. ૧-૮-૦,

'નવગુજરાત'ના સન ૧૯૪૧ ના ભેટ પુસ્તક તરીકે વહેંચાયલા આ પુસ્તકનું વસ્તુગુંફન શિષ્ટતાની દૃષ્ટિએ વાંધાપાત્ર ગણાય એવું છે. અસલ ધાટીની વાર્તાઓમાં જેમ દેશવટો પામેલો કોઇ રાજકુમાર જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં રાજકુમારીઓ અને રૂપસુંદરીઓનાં દિલ જીતી લઇને એકપછી એકને પરણતો જાય, તેમ આ વાર્તામાં વાર્તાનાયક ત્રિનેત્રને ગોમતી, ફૂલબાળા, જસવંતી, મોહિની, વિનોદિની વગેરે તેના પર આશક પડેલી સ્ત્રીઓ સાથે નિકટતા સેવતો છતાં પોતાના આદર્શની ખુમારીમાં તે દરેકને પોતાની બહેન બનાવતો ચિતર્યો છે. એમાંના કેટલાક પ્રસંગોમાં તો એ સ્ત્રીઓના પતિઓને પોતાના પતિ તરીકેના હક્ક ત્રિનેત્રને ચરણે સ્વખુશીથી સમર્પી દેવાની અધમ માગણી કરતા પણ બતાવાયા છે, જે ખાસ વાંધાપાત્ર છે. વળી ૭ ૭ વર્ષ જેટલા લાંબા આશ્રમજીવન અને ગાંધીજી જેવા યુગપુરુષના નિકટ સહવાસનો લાભ મળ્યા છતાં ત્રિનેત્રનો બાપ ગમે તેવી છોકરી સાથે ત્રિનેત્રને પરણાવી દે અને માત્ર લોકવદંતિ પરથી જ ત્રિનેત્રને ઘરની બહાર કાઢી મૂકે ને તે પછી ગાંધીજી કે તેમના આશ્રમ જોડે ત્રિનેત્રને કે તેના બાપને જાણે કંઇજ લેવાદેવા ન હોય એમ ચિતરવામાં આવે એ, તેમજ ત્રિનેત્ર જેવો આશ્રમજીવનમાં ઊછરેલો આદર્શવાદી યુવક વાતવાતમાં પરસ્ત્રીનો સ્પર્શ કરવા ને આંખો લ્હોવા પ્રેરાય એકાંત સેવતો છતાં અણીશુદ્ધ રહે એ તેમજ ફૂલબાળા જેવી હિંદુ કન્યા પોતે થઇને લગ્નની માંગણી કરે ને તે માટે દલીલો કરે એ ઘટનાઓ અવાસ્તવ્યતા કિંવા અસંભાવ્યતાના દોષવાળી પણ ગણાય. આદર્શ અલબત ઉચ્ચ છે, પણ ત્રિનેત્રને તે જે રીતે જીવી બતાવતો ચિતરાયો છે તે રીત યુવાનો માટે ભાગ્યે અનુકરણીય લેખી શકાય. અનુકરણ કરવા જતાં હિતને બદલે દોષ જ થવાના સંભવ વધારે છે. આવી જાતનું ખાસ કંઇ પણ બોધ કે પ્રેરણા ન મળે તેવું વસ્તુવિધાન સંસ્કારી વાચકોના કરકમળમાં મૂકવામાં શો ફાયદો ? આ પહેલાંનું ભેટપુસ્તક 'પ્રાયશ્ચિત્ત' પણ એવુંજ ધૃણાપાત્ર વસ્તુવિધાનવાળું ગણાયું છે. 'નવગુજરાત'ના સંસ્કારી તંત્રી પાસે તો પ્રેરણાદાયી શિષ્ટ પ્રકાશનોની જ અપેક્ષા ગુજરાત રાખે.

૧૯. ઈશ્વરનું ખૂન—લેખકઃ શ્રી. 'દિવ્યાનંદ'; પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ; પ્રથમાવૃત્તિ સન ૧૯૪૧; પૃ. ૨૭૨; પાકું પૂઠું; કિં. ૨–૪–૦; કાચું પૂઠું રૂ. ૨–૦–૦

નવચેતન પ્રકાશનના ૩૫ મા અને ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના ૨૯ મા પુષ્પ તરીકે પ્રસિદ્ધ થયેલું આ પુસ્તક ત્રિઅંકી નાટકનું હોઇ તેને ભજવવા, રૂપાંતરિત કરવા કે ભાષાંતર કરવા વગેરેના તમામ હકો લેખકે સ્વાધીન રાખ્યા છે. 'ઈશ્વરનું ખૂન' એટલે ઈશ્વર નામના માણસનું કે પ્રભુનું ખૂન નહિ, પણ પ્રભુના નામે પ્રવર્તતા વિવિધ પાખંડો ને પાપલીલાઓ, તથા વિશ્વપ્રકૃતિનું વિસ્મરણ અને માનવતાનો વિનાશ એ જ 'ઈશ્વરનું ખૂન' છે, એમ આ નાટક દ્વારા લેખકે પ્રતિપાદન કર્યું છે. યદુવર્મા નામનો એક વિધવાપુત્ર યોગ્ય કેળવણી અને અનુભવ મેળવી સંન્યાસીના સહવાસે સિદ્ધિને પ્રાપ્ત કરે છે અને મહારાજરૂપે આમજનતામાં પૂજાઇ કોલેજનું સ્વચ્છંદી ને ઘમંડી જીવન જીવનાર વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓ પર પણ કેવો કાબુ જમાવી શકે છે અને તેમને પોતે આંકેલા દેશસેવા અને માનવસેવાના માર્ગે કેવા ચઢાવી દે છે તેનો ખ્યાલ મળે છે. છતાં વિષયનિરૂપણ અને પાત્રાલેખનની દૃષ્ટિએ આ નાટક લોકભોગ્ય નીવડી શકે કે

કેમ એની શંકા રહે છે. જોડણીની અશુદ્ધતા, યોગ્ય વિરામચિન્હોની ઉપેક્ષા તથા 'હરણી જેવી બુદ્ધિજનયને શિષ્યા બનાવી' પૃ. ૧૪૦; 'વાણીને પ્રબળ અર્પે છે' અને 'તાદ્રમય–ભકિત' પૃ. ૧૬૧; અને 'અનાથ તરૂવર સુંદરી' પૃ. ૨૧૯–જેવા અનેક ખોટા શબ્દપ્રયોગોથી રસક્ષતિમાં વધારો થાય છે.

'ના. નં.'

**૨૦. રાગમંજૂષા**—ચિત્રકાર અને પ્રકાશકઃ કુમાર શ્રી. મંગલસિંહજી, મુ. લાઠી (કાઠિયાવાડ). મૂલ્ય રૂ. પાંચ.

રાજવંશમાં કવચિત મળી આવતો સાહિત્ય અને સંગીતકલાનો સુમેળ લાઠીના કુમાર શ્રી. મંગલસિંહજીને મળ્યો છે. તેઓ એક અચ્છા કલામર્મજ્ઞ હોઇને કલાત્મક ચિત્રોનું સુરેખ ચિત્રણ કરે છે. એમની પીંછીનો પરિચય ગુજરાતને અત્યાર અગાઉ કેટલાંક સામયિકોમાંથી મળેલો છે. આજે એ જ ચિત્રકારની પીંછીએ તૈયાર થયેલાં સંગીત અને ચિત્રકલાનો સુમેળ સાધતાં સંગીતના આઠ રાગોનાં આઠ સુંદર કલાત્મક ત્રિરંગી ચિત્રો પ્રવાસી પ્રેસની સુઘડ છપાઈ સાથેનાં પ્રસિદ્ધ થયાં છે. એ ચિત્રોના આલ્બમમાં સંગીતના જુદા જુદા રાગો–જેવા કે–ભૈરવ, ટોડી, હિંડોલ, મલ્હાર, શ્રીરાગ, બાગેશ્રી, બિહાગ અને માલકોષ–રાગોનો સજીવ સાક્ષાત્કાર કરાવતાં હોય તેવાં સુંદર ચિત્રો અપાયાં છે.

આજે આ રાગચિત્રોનો–જે તે રાગોનો–કાવ્યમય પરિચય શ્રી. લલિતજી અને એ સાથે રાગોની વિશિષ્ટતાસૂચક સમજૂતીભર્યો શ્રી. હરકાન્ત શુંકલનો વિવેચનલેખ અપાયા છે તે એ કલા સંબંધે જાણવા જિજ્ઞાસા ધરાવનારને ઉપયોગી નીવડે તેવા છે. આપણે ઇચ્છીએ, કુમાર શ્રી. મંગલસિંહજી એમની આ નૈસર્ગિક કલાનો વધુ ને વધુ પરિચય વખતોવખત જનતાને આપતા રહે.

**૨૧ ચિત્રસાધના**—કલાકારઃ શ્રી. રસિકલાલ પરીખ, પ્રકાશકઃ કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ. મૂલ્ય રૂા. ત્રણ.

ગુજરાતમાં ચિત્રકલા પ્રત્યે જુવાનોને કુમાર દ્વારા આકર્ષનાર શ્રી. રવિભાઈ રાવળે, એક કલાશાળા અમદાવાદમાં ઉઘાડી અને ગુજરાતના ચિત્રકલાપ્રેમી જુવાનોને એની તાલિમ લેવા પ્રેર્યા. એ કલા પ્રતિ આકર્ષનાર એ કલાશાળાના જુદા જુદા ચિત્રકારોનો પરિચય અવારનવાર "કુમાર" માસિકમાં આવતાં ચિત્રોએ આપ્યો છે. એવો એક પરિચય આ ચિત્રસંપુટથી મળે છે. એ કલાશાળાના એક ચિત્રકાર શ્રી. રસિકલાલ પરીખની મુખ્યત્વે લોકજીવનનો પરિચય કરાવતી વીસ કલાત્મક ત્રિરંગી ચિત્રકૃતિઓ આમાં અપાઈ છે. ઉપરાંત એકરંગી ચિત્રો પણ ઠીક પ્રમાણમાં અપાયાં છે. આ બધાં ચિત્રો પરથી ભાઇ રસિકલાલ પરીખની ચિત્રસાધનાનો ઠીક પરિચય પ્રાપ્ત થાય છે. દરેક ચિત્ર નીચે તેનો ટૂંક પરિચય પણ અપાયો છે.

આપણે ત્યાં મકાનોના ખંડોમાં ગમે તેવાં કેલેન્ડરોનાં વા છતર ચિત્રો ટાંગીએ છીએ, તેના કરતાં આવી કલાત્મક ચિત્રકૃતિઓ ટાંગવાની વૃત્તિ કેળવીએ તો આપોઆપ આપણે ત્યાં આવનારાઓનું આવી કલા પ્રતિ આકર્ષણ વધતું જ રહે. અને એ રીતે કલાની બાબતમાં પાછળ ગણાતા આપણે એમાં વધુ રસ લેતા થઇએ.

મકાનવાળાં પુસ્તકાલયો આવાં ચિત્રસંપુટો જરૂર પોતાને ત્યાં વસાવી વાચકોને આવી ચિત્રકલાપ્રતિ આકર્ષવા પ્રયત્ન કરે.

મણિલાલ પ્ર. વ્યાસ

## સામયિકો

૧. **શ્રી ફાર્બસ ગુજરાતી સભાઃ**—'ત્રૈમાસિક' પુ. ૬ ઠું અં. ૧ એપ્રિલ–જુન ૧૯૪૧; સંપાદક અને પ્રકાશકઃ અંબાલાલ બુલાખીરામ જાની, ૩૬૫, શ્રી ફા. ગુ સભા મંદિર, મુંબાઇ નં. ૪ વા. લવાજમ રૂ. ૩–૮–૦ સચિત્ર.

આ અંકમાં કુલ ૧૨ લેખો–સમાલોચના, સામયિક દોહન, પુસ્તક પહોંચ વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. લેખો અભ્યાસપૂર્ણ પ્રેરક અને મનનીય છે. ગુજરાતનો પ્રાગ્વલ્લભીય ઇતિહાસના સાધનોવાળો ભાઇ પ્રલ્હાદ દીવાનજીનો લેખ, એમની રૂ. ૧૦૦૦ નો ગુજરાતના ઇતિહાસના સંશોધન માટેની દેણગીની પૂરવણીરૂપે છે. ઑન. શેઠશ્રી મોરારજી ગોકળદાસવાળો ભાઇ ડુંગરશી સંપટનો લેખ (ભાઇ સંપટ પણ પ્રખર અભ્યાસક અને સંશોધક તરીકે પ્રખ્યાત છે), મુસ્લિમ યુગના કેટલાક શિલાલેખો, ચૌલુક્ય વંશનો ઇતિહાસ લેખ ૨ જો, કર્પૂર મંજરિ (પત્રિકા ૩ જી), પુરાતત્ત્વની દષ્ટિએ ગુજરાતના પ્રાચીન ધર્મોવાળો ભાઈ હસમુખલાલ સાંકળીઆનો લેખ,-ગુજરાતની રાનીપરજવાળો ભાઇ મણિલાલ દ્વિવેદીનો લેખ, ભાઈ રંજિતલાલ પંડ્યાનો કાયદાને લગતો લેખ તેમ જ ગુજરાતના પ્રાચીન ઇતિહાસ પર પ્રકાશ પાડે એવા ભાઇ ઇમામુદીન દરગાહવાળા તથા ભાઈ દુર્ગાશંકર શાસ્ત્રીના લેખો વગેરે સંશોધકો અને અભ્યાસકોને ખાસ માહિતી આપે તેવા અને તેમના કાર્યમાં ઉપયોગી અને મદદગાર થઇ પડે એવા છે. ગયા વર્ષની વિષયાનુક્રમણિકા પણ આ અંકમાં આપવામાં આવી છે. એકંદરે આ અંક ત્રૈમાસિકને યોગ્ય છે. અને સારી સાહિત્ય-સામગ્રી પૂરી પાડે છે.

૨. **માનસીઃ**—વર્ષ ૬, અંક ૧ લોઃ માર્ચ ૧૯૪૧. સંપાદકઃ વિજયરાય કલ્યાણરાય વૈદ, દરજી મહોલ્લો, નાનપુરા સુરત; પ્રકાશનસ્થાન ભાવનગર; લવાજમ વાર્ષિક રૂ. ૫–૦–૦.

આ અંકમાં ૬ લેખો, ૪ સમાલોચના તથા બીજા ચાર પરચુરણ લેખો જેમાં સામળદાસ કોલેજ ભાવનગરના સાહિત્ય પ્રદર્શનના પરિચયનો સમાવેશ થાય છે તેનો સમાવેશ થયો છે. (ભાઇ સુરેશ દીક્ષિતનો 'પદ્મનાભ' કવિ અને કાવ્ય) 'કાન્હડદે પ્રબંધ'ના કર્તા વિશે લેખ, 'વેલણ' રસવાળો ભાઇ હીરાલાલ કાપડીઆનો લેખ, નર્મકવિતાનું મોટું પુસ્તક (ઉતારો) તેમજ વાસરિકા અને 'છંદોગ્ય'માંથી ચાલુ સરસ્વતિ કંઠાભરણ વગેરે મનનીય અને સંશોધક દષ્ટિએ લખાયલા અભ્યાસપૂર્ણ લેખો છે. સમાલોચના પણ વિસ્તૃત અને સૂક્ષ્મ રીતે કરેલી છે. ભાઈ રામલાલ મોદીવાળો ગુજરાતનો 'અદ્યતન ઇતિહાસ'નો લેખ, ભાઇ માંકડનો 'આચાર્ય, આનંદશંકરનું કા. ત. ચિંતન' ચન્દ્રકાન્ત મહેતાની 'ઝાંખી રેખાઓમાં નર્મદ–અર્વાચીનોનો આદ્ય'વાળો લેખ વગેરે ખાસ વાંચવાલાયક છે. એકંદરે આ અંક ત્રૈમાસિકની કીર્તિ ટકાવી રાખે એવો છે જ. સંપાદકનું 'વાસરિકા' પણ ખાસ વાંચવા લાયક છે.

ના. ચં. દીવાનજી

૩. **આરામ** (જન્માષ્ટમી અંક)—સંપાદકઃ શ્રી. લક્ષ્મીપ્રસાદ જ. આચાર્ય, સરસ્વતી ભુવન, સારંગપુર, અમદાવાદ, મૂલ્ય ૦–૧૦–૦

મુખ્યત્વે હળવું તેમજ કેટલીકવાર વિશિષ્ટ વાચન આપવું આ અઠવાડીક કેટલાક પ્રસંગોએ એના ખાસ અંકો પ્રકટ કરે છે. આ એનો, જન્માષ્ટમીના ટાંકણે બહાર પડેલો શ્રીકૃષ્ણાંક છે. એમાં શ્રીકૃષ્ણના જીવનને લગતા—શ્રીકૃષ્ણના જીવનને સમજાવતા લેખો ઉપરાંત કેટલીક વાર્તાઓ, સ્કેચો પણ અપાયા છે. હળવું વાચન આપતાં સામયિકો આવું વિશિષ્ટ વાચન આપતાં થાય તો જનતાની શિષ્ટવાચન પ્રતિની અભિરુચિ સહેજે કેળવાય. કેટલાંક ત્રિરંગી ચિત્રો પણ આપ્યાં છે.

૪. **નૂતન વ્યાયામ**—તંત્રીઓ અને પ્રકાશકઃ વાસુદેવ ભટ્ટ અને બાબુ પટેલ; ખાડીઆ, સર ચિનુભાઇ રોડ, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂા. ૨

ગુજરાતમાં હમણાં હમણાં વ્યાયામપ્રવૃત્તિ ઠીક પ્રમાણમાં વૃદ્ધિ પામતી જાય છે. આપણે ત્યાં એક "વ્યાયામ" માસિક ચાલે છે તે પોતાથી બનતી વ્યાયામવિષયક સામગ્રી આપતું રહે છે, છતાં આ પ્રવૃત્તિ અંગે જેટલું વિશેષ સાહિત્ય આપણા જુવાનોમાં પ્રચાર પામે એ ઇચ્છનીય છે. સંચાલકોનો પ્રયાસ વધાવી લેવા જેવો છે. વાર્ષિક લવાજમ રૂ. ૨) આજના કાગળની મોંઘવારીના વખતમાં અલ્પ જ લેખાય.

**મણિલાલ પ્ર. વ્યાસ**

---

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત તેમ જ માનદ મહાલ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે, અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના સમજૂત આપી છે; તથા પુસ્તકાલય વિનાનાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચાર-કાર્ય કર્યું છેઃ—

**૧. વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઈ મથુરભાઈ પટેલઃ માહે ઑગસ્ટમાં વડોદરા મહાલનાં** (૧) અકોટા, (૨) તાંદળજા, (૩) કેલનપુર, (૪) પોર; **પાદરા મહાલનાં** (૫) કણુઝ, ૬) અભોળ, (૭) માસર, (૮) કુરાલ, (૯) ગામેઠા, (૧૦) બ્રાહ્મણવસી, (૧૧) ગવાસદ, (૧૨) લોલા, (૧૩) મુવાલ, (૧૪) ચિત્રાલ, (૧૫) મજાતણ; (૧૬) તિથોર, (૧૭) દૂધવાડા, (૧૮) કરખડી, (૧૯) ચોકારી, (૨૦) ડબકા, (૨૧) મુજપુર, (૨૨) નરસીપુરા, (૨૩) કરણાકુવા, (૨૪) વડુ, (૨૫) વિશ્રામપુરા, (૨૬) ચાણસદ, (૨૭) પાદોદ, (૨૮) દરાપુરા.

**૨. સાવલી મહાલ માનદ પ્રચારક રા. છગનલાલ સોમેશ્વર જોશીઃ— માહે ઑગસ્ટમાંઃ**—(૧) મુવાલ, (૨) ગોઠડા.



## ( ૧ ) નવજીવન પ્રકાશન મંદિર તરફનાં પુસ્તકો

૧ **હિમાલયનો પ્રવાસ** : ( ૬ ઠ્ઠી આવૃત્તિ ) લેખક: શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર, મૂલ્ય એક રૂપિયો.

૨ **સો ટકા સ્વદેશી** : જુદા જુદા લેખકો; મૂલ્ય રૂ. સવા

૩ **મહાવીરની કથા** : સંપાદક : ગોપાલદાસ જીવાભાઈ પટેલ, મૂલ્ય રૂ. અઢી.

## ( ૨ ) ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફનાં

૪ **વિદ્યાર્થી વાચનમાળા** : શ્રેણી ૧ લી: સંપાદક: ધીરજલાલ ટોકરશી શાહ, મૂલ્ય રૂા. ૨–૦–૦

૫ **રાણો પ્રતાપ** : અનુવાદક: ઝવેરચંદ મેઘાણી, મૂલ્ય રૂ. દોઢ.

## ( ૩ ) અન્ય સજ્જનો તરફનાં

૬ **ક્ષિતિજ** : ( ઉત્તરાધ ) લેખક: શ્રી. રમણલાલ વ. દેસાઈ, પ્રકાશક: આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.

૭ **બાવલાનાં પરાક્રમો** : લેખિકા : સૌ. હંસા મહેતા, પ્રકાશક: શિષ્ટ સાહિત્ય ભંડાર, મોટા આંકડીઆ, કાઠિયાવાડ. મૂલ્ય રૂા. ૧–૯–૦

૮ **પન્નાકુમારી** : સંપાદક: શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, બાલજીવન કાર્યાલય, વડોદરા. મૂલ્ય ૦–૬–૦

૯ **અભયકુમારની વાતો: ભા. ૨ જો** : લેખક અને પ્રકાશક: શ્રી. અભયકુમાર, મારકર બિલ્ડિંગ, ૪થે માળે, ખેતવાડી, મુંબઇ ૪. મૂલ્ય ૦–૧૦–૦

૧૦ **ચાંદમુખ** : મૂળલેખક: શરદ્બાબુ, અનુવાદક: શ્રી. રમણલાલ સોની, પ્રકાશક: એન. એમ. ઠક્કરની કુંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨, મૂલ્ય રૂા. અઢી

૧૧ **શ્યામલી** : મૂળલેખિકા: નિરૂપમાદેવી; અનુ: ભોગીલાલ ગાંધી, પ્રકાશક: ઉપર પ્રમાણે.

૧૨ **માધવી** : મૂળલેખક: કવિવર ટાગોર, અનુવાદક: મંગલમ્, પ્રકાશક: ઉપર પ્રમાણે, મૂલ્ય રૂા. ૧–૪–૦

૧૩ **પ્રતાપી પૂર્વજો** : લેખક: શ્રી. ડુંગરશી ધરમશી સંપટ, પ્રકાશક: આનંદ કાર્યાલય, ભાવનગર, મૂલ્ય રૂા. અઢી.

૧૪ **ચૈડું** : લેખક: શ્રી. કિરતન લટકારી; પ્રકાશક: બાલશક્તિ ગ્રંથાવલિ, મોડાસા, એ. પી. રેલવે. મૂલ્ય ૦–૫–૦

૧૫ **ચિત્રસાધના** : ( ચિત્રસંપુટ ) કલાકાર: શ્રી. રસિકલાલ પરીખ, પ્રકાશક: કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ. મૂલ્ય રૂા. ૩)

૧૬ **સંગીત પાઠાવલિ** : લેખક અને પ્રકાશક: ત્રિપુરાશંકર રામશંકર ત્રિપાડી, શાહપુર; અમદાવાદ. મૂલ્ય ૦–૧૨–૦




## વડોદરા રાજ્ય

**શોકજનક અવસાન**—પાટણ મહાલમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો વિશેષ વિસ્તાર કરવામાં સક્રિય ફાળો નોંધાવનાર અને વડોદરા રાજ્ય પુ. મં. ના વ્ય. મં. ના સભ્ય શ્રી. મણિલાલ માધવલાલ દવેનું ગયા માસમાં અવસાન થયું.

સદ્‌ગત પાટણ ટ્રેનિંગ કૉલેજના ભૂતપૂર્વ સ્વ. પ્રિન્સિપાલ ડૉ. પંડયાની સેવાપ્રેરણાઓ પીને પાટણની પ્રજાના એક અનન્ય સેવાવ્રતધારી બન્યા હતા. શિક્ષકની નોકરી કરવા સાથે જનસેવાનાં તેમણે અનેક કાર્યો કર્યાં છે. તેમાં પણ ડૉ. પંડયા અભ્યાસગૃહ માટેની તેમની સેવાઓ વિશિષ્ટ પ્રકારની હતી. સ્વર્ગસ્થે શિક્ષણવ્યવસાય સ્વીકારેલો હતો એટલે તેને આનુષંગિક પુસ્તકાલયપ્રવૃત્તિ એમની સેવાઓથી કેમ વંચિત રહી શકે ? પરિણામે પાટણ મહાલની પુસ્તકાલયપ્રવૃત્તિ તેમના પ્રયાસોને પરિણામે ઠીક પ્રમાણમાં પાંગરી-વિકસી હતી.

એમના અવસાનથી પુસ્તકાલયપ્રવૃત્તિએ એક પ્રખર સેવક ગુમાવ્યો છે. એ વિભાગમાં એમની ખોટ ન પુરાય તેવી છે. પ્રભુ, સદ્‌ગતના આત્માને પરમશાન્તિ પ્રદાન કરો.

---

**બાલસાહિત્ય સર્જકોને વિનંતિ**—દિવાળી બાદ ઊંઝા (તા. સિદ્ધપુર)મુકામે વડોદરા રાજ્ય પ્રાથમિક શિક્ષક પરિષદ મળનાર છે. તેમાં બાલશિક્ષણનું તેમ જ ઇતર બાલસાહિત્યનું પ્રદર્શન પણ રાખવામાં આવ્યું છે. તેમાં તદ્વિષયક સર્જનો મોકલી આપવા પરિષદના સ્વાગતમંત્રીએ સર્જકોને વિનંતિ કરી છે.

**લવાજમોમાં ફેરફાર**—નીચેનાં વર્તમાનપત્રોનાં લવાજમોમાં ફેરફાર થયો છે તેની નોંધ લેવા પુસ્તકાલયોના ગ્રંથપાલોને વિનંતિ છેઃ

| | |
|---|---|
| **ઉત્થાન** ( માસિક ) રૂા. ૩-૮-૦ ને બદલે | રૂા. ૩-૦-૦ |
| **ગુજરાત સમાચાર** ( દૈનિકના ) | રૂા. ૨૧-૦-૦ |
| **પ્રજાબંધુ** ( અઠવાડીક ) | ૫-૪-૦ |
| **માતૃભૂમિ** ( દૈનિક ) | ૨૪-૦-૦ |

## વ૦ રા૦ પુ૦ મંડળ

**પરીક્ષાનું પરિણામ**—શિષ્ટ વાચનની ૨૦ મી પરીક્ષાનું પરિણામ ચાલુ અંકમાં પ્રસિદ્ધ કરાવી શકાયું નથી. ઑક્ટોબર અંકમાં જરૂર પ્રસિદ્ધ થશે.

**જાગતાં જૂથમંડળો**—( ગયા માસથી ચાલુ )-**વડોદરાપ્રાંતઃ** (૭) બાદરણ (૮) આસોજ તા. વડોદરા (૯) દરાપુરા (૧૦) વેજપુર (૧૧) રણુ (૧૨) કોસિન્દ્રા તા. સંખેડા (૧૩) વસો (૧૪) મકરપુરા (૧૫) વરણામા (૧૬) સોખડા (૧૭) દશરથ (૧૮) શિનોર

